સચિત્ર માસિક પત્ર.

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી–મનુ )

જાન્યુઆરી
ફેબ્રુઆરી,
૧૯૨૫.

પુસ્તક ૧૮
અંક ૫-૬



શ્રી ગોપાલકૃષ્ણ ભગવાન.

આદ્ય સંપાદક
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રિ
ગમ મોહનરાય જસવંતરાય

સુન્દરી સુબોધ મન્દિર : અમદાવાદ

ठ. आनंदजी मूळजी पांगी तरफथी भेट.

# સુન્દરી સુબોધ

અને

## માસિક વધારો.

---

### अनुक्रमणिका.

ઉત્તરાર્દ્ધ.


પુસ્તક ૧૨ મું— માર્ચ ૧૯૧૫ થી—

અંક ૭ થી ૧૨. ઑગસ્ટ ૧૯૧૫ સુધી.


---


"સુન્દરી સુબોધ" મન્દિર, અમદાવાદ.

# સુન્દરી સુબોધ.

---

**ચિત્રાવલીઃ**



**ઉદય ગુંજન.**



**કાવ્ય કુંજ.**



**વાર્તા લહરી.**

**સમાજ-સાહિત્ય-વિજ્ઞાન.**



**વાર્તાલહરી.**



**કર્મક્ષેત્ર.**



**ફુલવાડી.**



**વર્તમાન દર્શન.**



**સ્ત્રી સામ્રાજ્ય.**



**અનુભવિકા**



**આનંદાશ્રમ.**



**પ્રવાસ મંજરી.**

ड. आनंदजी सू रफथी भेट.

## સુન્દરી સુબોધ માસિક વધારો.

સ્વર્ગસ્થ દેશભકત મહાત્મા



શ્રીયુત્ ગોપાલ કૃષ્ણ ગોખલે, સી આઇ. ઈ.

Block, by Courtesy of "Navyug"

The Bombay Art Printing Works, Fort



**શ્રીયુત ગોખલે અને શ્રીયુત ગાંધી.**

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ચાલતી હતી, તે વખત સ્વ. શ્રી ગોખલે ત્યાં ગયા હતા.
એ પ્રસંગે સત્યાગ્રહી વીરોની સાથે ત્હેમણે આ ફોટો પડાવ્યો હતો.

ઠ. આનંદજી કૂવની પાંસી તરફથી ભેટ.

# સુન્દરી સુબોધ.

"સ્ત્રીની ઉન્નતિ ઉપર જગતની ઉન્નતિનો આધાર છે તેથી પવિત્ર ગૃહિણીઓ વડે ગૃહ-સુખ, માતાઓ વડે પ્રજા,-અને સાધ્વીસ્ત્રીઓ વડે સ્વદેશનો ઉદય થાય; તથા પ્રાણી માત્રનાં સુખ, આનન્દ અને કલ્યાણમાં વધારો થાય; એમ હું નિરન્તર યત્ન કરીશ"-સુન્દરી સુબોધ મંડળનો સંકલ્પ.

વર્ષ ૧૨ મું.] જાનેવારી: ૧૯૧૫. [અંક ૫ મો.

## उदयगुंजन.

### ભારત ભગિનીનું રણગીત.

આવો ભારત ભગિની ! આજ આંગણે, ફરી રણવાદ્ય વાગ્યાંરે;
વીર બાન્ધવને જગાડવા.
વાયા યુદ્ધના સમીર બોલાવે બ્રીટન મહાવીર રે;
યુદ્ધ પ્રયાણે પળાવવા.

અવસર વણ માગ્યા આવીયા, આવ્યો અનુપમ દીનરે;
વીર વીરીયાને વળાવવા.
અચલ પ્રીતિ કાજે હિન્દ અચલ રહેજો હિન્દ-વીરરે;
બન્ધુ બ્રીટનને બતાવવા.

રણ રાગ શૂરા-નગારાં રણ્યાં, બ્હેનો ! આવો દેશ દ્વારરે;
હોંશે હૈયાને હલાવવા.
વિજયમાળ ગૂંથો આજ, કીર્તિ ધ્વજા ધરો હાથરે;
હિન્દ વીરાને વધાવવા.

વીર શૃંગાર શૂરોને સજાવવા, કેશર રંગ અંગ લગાવોરે;
રણજંગમાં ઝંપલાવવા.
દેશબ્હેનોની આશીષ, ભારત દેવીની આશીષરે;
કીર્તિ ભારતની ગજાવવા.

ગુલશનઃ
સૌ. મંજરી.

સ્ત્રી લેખનો અંક.

# काव्यकुंज.

## પ્રભુને આમંત્રણ.

લેખકઃ સૌ. બ્હેન "બ"—મુંબાઇ.

રંકનું આમંત્રણ, પ્રભુજી ! ભાવથી લેજો સ્વીકારી;
સ્નેહનો સત્કાર, પ્રભુજી ! ભાવથી લેજો સ્વીકારી.

પુરૂં મેં આંગણું, હા, દીવ્ય પુષ્પો...
કુમકુમને પગલે પધારો, સ્નેહ દષ્ટીથી નીહાળી;
પ્રેમનો પ્રસાદ પ્રભુજી ! ભાવથી લેજો સ્વીકારી.

નથી મેવા અને મીઠાઈ મીઠી...
ભાવનાં ભોજન, પ્રભુજી ! સ્નેહથી લેજો સ્વીકારી;
પ્રીતિનું જળપાન, પ્રભુજી ! પ્રેમથી લેજો સ્વીકારી.-
દેજો કૃપાનું દાન, માગું અવર ઉત્તમ એ, નમામિ.

## પ્રિય દર્શન.

લેખકઃ સૌ. મંગલા—વડોદરા.

( ગઝલ—કવ્વાલીનો ઢાળ. )

નયન મમ શાન્તિમય થાતાં, પ્રભો ! તુજ મૂર્ત્તિને ભાળી;
પ્રભો ! તુજ મૂર્ત્તિને ભાળી, સુખદ, સુન્દર વદન વાળી...

હૃદય હર્ષિત આ થાતું, પ્રભુ— પ્રેમે પ્રફુલ્લાતું;
ગુણાનુવાદ સર્વે ગાતું, "પ્રીતમ પ્રતિ દષ્ટિને ઢાળી...

દયાળુ, કષ્ટહારણ નાથ ! કરી દે મુજને જ સનાથ;
ગ્રહી આ રંકજનનો હાથ, વૃત્તિ બધી તુજમાં વાળી...

ટળી ગઇ મ્હારી સહુ ભ્રાન્તિ, નિરખતાં સૌમ્ય પ્રિયકાન્તિ;
પ્રસરી રહી આ હૃદય શાન્તિ, દીપો જ્યાં મોહ રહે ટાળી...

મધુર ને મીઠાં ત્હારાં વચન સુણવા સદા મ્હારાં;
તૃષાતુર કર્ણ ને મન આ, કૃપા જો થાય, વનમાળી !...

પ્રભો ! મહુ મન્દ હું આનું, તિમિર અવ નષ્ટ થાવાનું;
હૃદયં તુજને જ મ્હાવાનું, રહું દીન દાસી તુજ વ્હાલી...

# सखीओने संबोधन.

લેખક: શ્રીયુત "कान्त" (બી. એ.)—ભાવનગર.

( ગરબી )

આવો સખીઓ! પૂજન કરજો નાથનું!
પ્રિય નાથનું, નિજ નાથનું!

યુવતી નમે, હિમને ગમે,
નર તો રમે, સુખમાં શમે!
લલના, સમજો વિરલજ એ અધિકાર જો;
અધિકાર જો, અધિકાર જો,
અધિકાર જો, અધિકાર જો.

પતિને જે રીઝાવી બેશ જાણે, કૃતાર્થ થાય એજ નારી;
વળી વર્તી આદેશને પ્રમાણે, કૃતાર્થ થાય એજ નારી!
નહીં સ્વેચ્છા ભણી કદાપિ તાણે, કૃતાર્થ થાય એજ નારી;
ગુણો સ્વામીના સર્વદા વખાણે, કૃતાર્થ થાય એજ નારી!

બાધા છોડી તર્કને પોતાના,
દિસે બધા ભલા સ્વામીના,
તો પામશો સ્નેહી સ્વામી સાથે સ્વર્ગને!

સ્નેહ એવો જો થાય,
સુખેથી તો રહેવાય,
બધો સંતાપ જાય,
અને શાંતિ પમાય!

પછી દીપે શી કાય,
રસે આત્મા શો ન્હાય;
એક બીજાં ચહાય,
નહી જોઇએ સહાય.

દિવ્ય સરણીમાં ધાય,
પ્રાણ પ્રેમામૃત પાય;
વધુ નવલા કંઈ વાય,
દંપતી સાથ સાથ!

## ન્હાનું પંખેરૂ.

લેખકઃ શ્રીયુત્ મનહરરામ-સાન્તાક્રુઝ.

કહું એક હું વાત, હે માત! મ્હારી, થશે સાંભળીને ત્હને હર્ષ ભારી;
ભલી રાતના એક વૈશાખ માસે, હું બેઠી હતી આપણી બારી પાસે.
હતો શાંત ખોળે હું સૌખે સુતેલો, રૂડો ચંદ્ર આકાશમાંહી ઉગેલો;
ઝીણાં નેનને ફેરવી ચંદ સ્હામું, પીતો ચાંદની પ્રેમ આનંદ પામું.

થયો એટલે ત્યાં ચમત્કાર એવો, ફુટયુ બીંબને તેજના પુંજ જેવો,
મહા નીકળ્યો માનવી એક ત્યાંતો, કરી હાસ્ય સર્વત્ર આનંદ ન્હાતો.
ઉડ્યો આવતો મ્હારી પાસે ધસીને, લીધો હાથમાં સ્હેજ હેતે હસીને;
અડ્યો હાથ, જાદુ થયું એમ માનું, બન્યું રમ્ય હું એક પંખેરૂ ન્હાનું.

ઝીણી ચાંચ હીરાતણી લાલ આંખો, રૂપેરી રૂંવાં સર્વ સોનેરી પાંખો,
મળી છુટ તૂટી જતાં બંધ ભારી, ઉડયું આભમાં સદ્ય પાંખો પ્રસારી.
ઉંચા ડુંગરો કે નીચેની ખીણોમાં, નવાં રમ્ય મેદાન કે જંગલોમાં;
લીલાં ખેતરે, કે ઘીંગા કુંજ નીચે, ફળ્યા આમ્રમાં કે ફુલેલે બગીચે.

ફરૂં ઝાડના ઝુંડમાં ગાન ગાતું, કુણાં કુંપળો ને રૂડાં ફુલ ખાતું;
તળાવે જઇ કે નદીને કિનારે, પીઉં નિર્મળાં નીર હું થાકું જ્યારે.
પુરો સર્વ દહાડો થયો આમ મ્હાલી, પડ્યો સૂર્ય નીચે જતી સાંજ ચાલી;
સહુ પંખીઓ કિલ્કિલાટી કરીને, જતાં જોઉં હું-ઘેર પાછાં ફરીને.

ગયાં સર્વને હું પડયું એકલું રે, વિચારૂં મને હું હવે શું-કરૂં રે;
દીઠું એટલે એક મ્હેં ઘોર પ્રાણી, મુજી કાય, ને અંતરે બ્હીક આણી.
પછી જાઉં છું એટલે જોત જોતાં, ધસી આવ્યું તે કાઢતું ન્હોર મ્હોટા;
વીંચી આંખ મ્હેં ને ગયું ભાન બ્હીને, ઉઠી જોઉં તો બોલતી તું હસીને!

---

## બ્હેનને વીર પસલી.

લેખકઃ શ્રીયુત્ "રૂપંબક."-અમદાવાદ.

રસથી ભરજો ગૃહકુંજોને, વસજો વીરીઓ! સુવસંત વને;
હૃદયે ધરજો દીન ભારતને, વીરબાલ સદા તમ બાલ બને.
નિજ જન્મભૂમિ પ્રિય સ્વર્ગ સમી, કરજો મન-કર્મ વિશાળ બની;
હસજો, વિલસો સહુ ઉર મહિં, સરજો ઉજળાં, મન મેલ ત્યજી.
નિત્ય અંતરમાં પ્રભુ પ્રેમ ધરી, વિચરો, વર્તો નિજ કાર્ય મહિં,
વચને ધરજો મૃદુતા મીઠડી, દિલમાં ભરજો પ્રીતિશાન્તિ શીળી.
વદને સુહવો રૂડી સ્મિત લહરી, નીતિ પન્થ પળો, દુષ્ટમાર્ગ ત્યજી;
ઉર હેત ભરી અમ વાણીતણી ધરજો, વીરીઓ! વીરની પસલી.

# वार्तालहरी.

## આકાંક્ષા ભોગ.

(અંગ્રેજી ઉપરથી)

લેખકઃ શ્રીયુત્ K. G. M. (બી. એ.)—બોટાદ.

મુંબાઇમાં ચોપાટી ઉપર આવેલા એક ન્હાનકડા બંગલાના દિવાનખાનામાં એક તરૂણી હાથમાં એક ઉઘાડું પુસ્તક લઇ, તે ઉપર દૃષ્ટિ રાખી બેઠી છે. વાંચવાનો પ્રયત્ન કરવા છતાં પણ વાંચવા તરફ તેનું લક્ષ ન લાગતું હોય તેમ જણાય છે. વદન ઉપર કાંઇક ચિંતાની, કાંઇક અસંતોષની, કાંઇક ભય, રોષ અને ઉદાસીનતાની મિશ્ર લાગણીઓ માલૂમ પડે છે.

કુમુદનો પતિ–એક ઉંચા અને મજબુત બાંધાનો, ગૌર વર્ણનો, ચિત્તાકર્ષક તરૂણ પુરૂષ—"**ધી બોંબે વિમાન કંપની**"નો માલિક છે. પહેલાં તે મોટર ગાડીનું કારખાનું ચલાવતો પરંતુ વિમાનની શોધ નિકળ્યા પછી તેણે તે ધંધામાં નિપુણતા મેળવી, વિમાનો બનાવવાનું એક મોટું કારખાનું સ્થાપ્યું હતું. તરેહ તરેહનાં વિમાનો બનાવવામાં, બીજી કંપનીઓ જોડે તેને હરીફાઇમાં મુકી ઇનામો અને ચાંદો મેળવવાની મહત્વાકાંક્ષામાં તે રાત્રિદિવસ હમણાં મશગુલ રહે છે. છેલ્લા ત્રણ અઠવાડિયામાં તેણે આઠ નવ વખત બીજાં વિમાનો જોડે હરિફાઇ કરી જીત મેળવી છે.

"કલકત્તાની કંપનીની જોડેની હરિફાઇમાં આપણે જીત્યા," એમ ઉત્સાહભેર બોલતો અંજનિકુમાર દિવાનખાનામાં આવ્યો. હવે પરમ દહાડે એક જંગી સરત રમવાની છે; ત્હેમાં ૭ કંપનીઓ સાથે ભાગ લેશે, અને અહિંથી ઉડી જે પહેલાં ક્વારિકાબેટ જઇ પહોંચે, ત્હેને સોનાનો ચાંદ મળશે."

"ઇશ્વર ત્હમારૂં રક્ષણ કરો, અને મ્હારૂં સૌભાગ્ય કાયમ રાખો," નિરાશ થતી કુમુદ બોલી. "ત્હમને માત્ર સરતો અને ચાંદોનાં સ્વપ્નાં પડે છે; ત્હેમાં ખાવાનું કે પીવાનું કશું યાદ આવતું નથી, તો મ્હારી ચિંતાતો શાનીજ હોય? મ્હારી દૃષ્ટિ આગળ પ્રત્યેક પળે વિમાનોનું અથડાવું, યંત્રનું બગડવું, વિમાનનું દરિયામાં કે પર્વતપર કે જંગલમાં પડવું, વગેરે બનાવો હાજર થઇ, મૃત્યુ સ્હામું તર્યા કરે છે! મોટર ગાડીનો ધંધો હતો ત્યારે આપણે કેવાં સુખી હતાં, ત્હમે કેવા મ્હારી સાથે સ્નેહ રાખતા, કેટલો વખત મ્હારી સાથે ગાળતા, મ્હારા પ્રેમ માટે અધીરા થઇ જતા!—પણ, હવે, તો વિમાન સિવાય કાંઇ બીજી વાતજ નથી; હું જીવું છું કે મરૂં છું, મ્હારૂં શું થશે તેની કાંઇ ચિંતાજ નથી."

"દેવિ, હવે આ છેલ્લીજ સરત છે,"

અંજનિકુમાર કાંઇક થડકાતે સ્વરે બોલ્યો.

'હા, સર્વે છેલ્લીજ સરતો છે એમ કહી કહીને મ્હને ઉડાવ્યા કરો પણ મ્હારે હવે એ વચનો સાંભળવાંજ નથી."

"વ્હાલિ, ખરૂં છે કે મ્હેં ત્હમને ઘણાં વચનો આપ્યાં છે, જે પાળી શકાયાં નથી. પણ, દેવિ, આખા હિંદુસ્થાનમાં અંજનિકુમારનાં વિમાન પહેલી પંક્તિએ મુકાય, એ જોવા ત્હારૂં મન નથી લલચાતું? હવે સોગનપૂર્વક કહું છું કે આ છેલ્લીજ સરત છે."

"ત્હમારી મહત્ત્વાકાંક્ષાઓ ત્હમે પૂરી પાડો; ત્હેમાં ત્હમારી પત્નીનું ભવિષ્ય ગમે તેવું થાય ત્હેનો વિચાર ન કરશો. પદો-ઇનામો-કીર્તિ મેળવવા રોજ હવામાં દોડો, અને તેથી ત્હમારી પત્ની વિધવા થાય ત્હેનો વિચારજ ન કરશો. પહેલી પંક્તિમાં આવવામાં-રખડતાં, રઝળતાં, અજ્ઞાન સ્થળે મૃત્યુ થાય ત્હેની પણ અવગણના કરજો—પણ, તે પ્હેલાં હવે મ્હારો અંત આવ્યો તો સારૂં. ત્હમે બ્હાર હો ત્યારે કયી વિપત્તિમાં પડ્યા હશો, ત્હેની હવે મ્હારાથી ચિંતા થતી નથી. દરેક પળે મૃત્યુને નજરે આગળ જોઈ મ્હારૂં શરીર કંપી ઉઠે છે; ખાવું, પીવું, મ્હને મુદ્દલ ગમતું નથી. મ્હને મારીને ત્હમારે જોઈએ તેમ કરો." કુમુદ બોલી, અને છુટે સ્વરે રડવા માંડ્યું.

અંજનિકુમાર આ દેખાવ જોઈ શક્યો નહિ. એની મહત્ત્વાકાંક્ષામાં એની પત્ની ઉત્સાહ ભર્યો ભાગ લઈ શકતી નથી, અને દુઃખી થાય છે, એ જાણી શોકાતુર થયો. પત્ની-પ્રેમ કે કીર્તિ-પ્રેમ!, એમાંથી એકનેજ પસંદ કરવાની એને જરૂર લાગી—તે પાસેના ઓરડામાં ગયો, અને બારણું બંધ કર્યું.

થોડીવારમાં કરરર અવાજ થયો, બે મિનિટ પછી અંજનિકુમારે પ્રવેશ કર્યો, અને પત્નીના હાથમાં એક તારનું ફોર્મ મુક્યું.

"'હાથ ઉતરી જવાથી સરતમાં ઉતરવાનો વિચાર માંડી વાળ્યો છે,'" પત્નીએ ધડકતે હૃદયે વાંચ્યું, અને પતિ સ્હામે જોયું. ત્હેનો હાથ ખભા આગળથી સજ્જ બાંધેલો નિહાળ્યો.

"આમ કેમ થયું!" કુમુદ ભયભીત સ્વરે બોલી.

"'ઘણી રહેલાઈથી," અંજનિકુમારે હસી કહ્યું; "ઓરડામાં જઈ બારી વચ્ચે હાથ રાખી જોરથી બંધ કરી દીધી, એટલે કામ થઈ ગયું."

કુમુદ બીના સમજી, અને મનમાં દુઃખી થઈ પોતાને માટે પતિએ આપેલા ભોગે ત્હેને પશ્ચાત્તાપ કરાવ્યો......તે તુરત ઓરડામાં ગઈ, અને બે મિનિટમાં પાછી વળી; તાર પાછો પતિના હાથમાં મુકયો.

"હાથ ઉતરી જવાથી સરત મુલતવી રાખશો." પતિએ વાંચ્યું: "એમ કેમ!" તેણે પ્રશ્ન કર્યો.

"માફ કરો, વ્હાલા, હું ત્હમારા દુઃખની ભાગીયણ થઈ છું; પણ, હવે મ્હને બહુ મોડો ઉપાય સુઝ્યો છે. ત્હમારી આકાંક્ષાઓ છોડી દેવાની કાંઈ જરૂર નથી. માત્ર એક વિનતિ સ્વીકારો ત્હમારાં વિમાનોમાં ત્હમારી જગ્યાની જોડે એક બીજી જગ્યા કરાવો, અને ત્હમારી મુસાફરીઓમાં ત્હમારી પત્નીને ભાગીયણ બનાવો, એટલે મ્હારે કાંઈ ચિંતા કે ભડચણ રહેશે નહિ" એમ બોલી પત્ની પતિને કંઠે વળગી પડી.

# अनुभाविका.

## जिंदगीनी 'आप' वीती अने 'पर' वीती कथाओ.

( આ વિભાગમાં અને આ માસિકમાં પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઇ સ્થળે બનેલા બનાવોપરથી લીધેલા નથી. પરન્તુ આવા અનુભવો જોવામાં આવે છે, એટલીજ કલ્પના છે.—તંત્રિ. સુ. સુ.)

---

## એક ( ખરૂં ) બનેલું ચિત્ર.

લેખકઃ સૌ. શાન્તા મહેતા.

લલીતા નામની એક બ્રાહ્મણની પુત્રી પંદરેક વર્ષની થઇ ત્યારે પોતાને સાસરે રહેવા આવી. તેનું પીયેર એક નાનાં ગામડામાં હતું. એટલે તેના શરીરનો બાંધો શહેરની નાજુક સ્ત્રીઓના કરતાં ખીલેલો અને સશક્ત હતો ગામડામાં ભણવાનાં સાધનોને અભાવે તે અજ્ઞાન જ રહી હતી તો પણ સાસરે આવ્યા પછી પોતાના ઘરનાં છોકરાંઓને ભણતાં જોઇ તેને પણ કાંઇક ઉત્સાહ આવ્યો અને છોકરાંઓ પાસેથીજ સાધારણ વાંચી શકે એટલું પ્રથમ ઉત્સાહના આવેશમાં શીખી. સાસરામાં સાસુ નહોતી તે સિવાય સાત આઠ માણસોનું કુટુંબ હતું અને તેથી સાધારણ રીતે દિવસનો વધારે ભાગ રાંધવું, પાણી ભરવું, દળવું વિગેરે કામકાજમાં જતો હતો.

લલીતાના પતિ સુન્દરલાલનું આ લગ્ન ત્રીજી વારનું હતું. પહેલી વારના બે અનુભવપરથી સુન્દરલાલે એટલું તો જોઇ લીધું હતું કે ભવિષ્યમાં જો ત્રીજું લગ્ન થશે તો મોડેવહેલે જુદુંજ ઘર રાખવું પડશે અને બન્યું પણ તેજ પ્રમાણે.

વર્ષ દોઢેક તો સાધારણ ગાડું ગબડયું પણ પછી ધીરે ધીરે કુસંપ વધવા માંડયો નોકરીએથી ઘરમાં આવે એટલે તરતજ બન્ને બાજુની ફરિયાદો પુષ્કળ નોંધાવવા લાગી દરરોજ કોનો પક્ષ ખેંચી ન્યાય આપવો એ સમજ નહીં પડતાં પોતાની બાપનીજ મીલ્કતમાંથી એક નજીકમાંજ જુદું ઘર રાખ્યું.

* * * * * *

લલીતાના મનમાં હવે નવો ઉત્સાહ વધ્યો. તે ગામડામાંજ ઉછરેલી એટલે આનંદી અને સરલ સ્વભાવની હતી. સાસરે આવ્યા પછી શહેરમાં વસતાં કુટુંબોની અનેક ખટપટથી બિન અનુભવી હોવાથી પહેલાં તો તે લોકોની વર્તણુકથી આશ્ચર્ય પામતી પણ પછી ધીરે ધીરે તેને પણ અસર લાગી અને કુટુંબ ક્લેશમાં દરરોજ થતા વધારાથી આખો દિવસ મોઢું ચઢેલા જેવી દેખાતી હતી તે હવે પાછા પોતાના અસલ સ્વભાવે આવી અને આનંદિત દેખાવા લાગી. પોતે સ્વતંત્ર રીતે ઘર ઘણું સારૂં ચલાવી શકે, એમ જે દરેકને સ્વાત્માભિમાન હોય છે તેવુંજ તેને પણ હતું. એટલે શરૂઆતનાં બે લોકોના પ્રમાણમાં ઘરની વ્યવસ્થા સારી રાખતી હતી.

સુન્દરલાલને મહીને બાર રૂપિઆનો પગાર હતો, ઉચ્ચશ્રેણીએ રહેનારાં કુટુંબોના કરતાં સાધારણ લોકોની જરૂરિઆતો ઘણી ઓછી હોય છે એટલે ઘર ખર્ચ નીભાવી શકતો હતો.

તેનો પતિ બપોરે બાર એક વાગ્યે ઘેર જમવા આવતો હતો, તે જમીને કલાક અડધો કલાક ઘરમાં બેશીને જતો ને પાછો રાત્રે દશ સાડા દશે પાછો આવતો હતો. એવાં પોતાનાજ કામમાં મશગૂલ—અધકચરાં માણસોના હૃદયમાં સ્નેહ કે પ્રેમ જેવી લાગણીઓ બહુ જણાતીજ નથી (એના કરતાં તદન અભણવર્ગનાં ગરીબ માણસના હૃદયમાં કુટુંબ સ્નેહ આપણા જોવામાં આવે છે) એટલે તે તો પોતાની સ્ત્રીને સંસારીક સ્વાર્થો પુરાં પાડનાર સાધન તરીકેજ ગણે છે. I તેથી પોતાની આટલા બધા કલાકની ગેરહાજરીના વખતમાં પોતાની પત્ની નવરાશનો વખત કેમ ઉપયોગમાં લે છે, તે જાણવાની પણ તેને દરકાર ક્યાંથીજ હોય?

આનું પરિણામ એ આવ્યું કે લલીતાનો ફક્ત સહવારનો થોડો સમય કામકાજમાં જતો ઘણુ ફક્ત બેજ માણસનું કામ એટલે સ્હેજમાં પતી જતું હતું અને પછીના તમામ વખત પોતાનો અભ્યાસ વધારવામાં અથવા તો કાંઈ ઉપયોગી ઉદ્યોગમાં કાઢવાને બદલે તે ફક્ત ઉંઘવામાં અને તેથી પણ થાકે તો પાડોશીના બૈરાંને બોલાવી વાતોના ગપાટામાં વખત વ્યતિત કરવા લાગી. તેનું વધારે ખરાબ પરિણામ એ થયું કે તેનાં એકવારનાં સુદૃઢ અને નિરોગી શરીરમાં આળસને લીધે નાના પ્રકારના વ્યાધીઓ જેવા કે માથું દુખવું, અપચો થવો, વિ. વિ. થવા લાગ્યું અને તે બધું નીરૂદ્યમથી થાય છે એમ વિચાર કરવો બાજુએ મુકી પાડોશીનાં વહેમી બૈરાંઓ તેના નાદાન મગજપર એવી અસર બેસાડવાનો પ્રયત્ન કરવા લાગ્યાં કે તું સ્વતંત્ર રહી છું અને ઘરના વહીતરમાંથી છુટી છું, તેથી તારાં સાસરીઆંની તને નજર લાગી છે અને તેથી તારૂં શરીર સારૂં નથી રહેતું. લલીતાનાં બીન કેળવાએલાં મગજપર હવે ચિન્તાની છાપ બેઠી અને હવે તો હું સુખી નહીજ થાઉં એમ નિશ્ચય પણ કરી દીધો.

ઈશ્વર ઈચ્છાએ થોડાજ સમયમાં માતા થવાની આશા તેને જણાઈ જ્યાં સુધી પાડોશી [હમ્મેશાં સહવાસમાં આવનારા] ની જાણ બહાર તે વાત હતી, ત્યાં સુધી લલીતા આનંદીત દેખાતી હતી પણ જ્યારે સર્વેના જાણ્યામાં વાત આવી ત્યારથી તો ઘણુંજ સુકાયું તેને વધારે આનંદી અને નિર્ભય રાખવાને બદલે ઘણુંજ ચેતીને ચાલવાને સુચના કરવા લાગ્યાં અને વારંવાર શીખામણ [!] પણ દેવા લાગ્યાં કે હમણાં રાજી થવાનું નથી પણ ત્હારા દુશ્મનોનાં મોંઢાં આગળથી તું નહાઈ ધોઈને ઉઠે ત્યારેજ ખરો આનન્દ જાણજે.

હમ્મેશની આવીજ વાતોથી તથા શારીરિક જ્ઞાન સંબંધી તદન અજ્ઞાનથી છએક માસ થયા એટલે તાવ શરૂ થયો અને એટલી અશક્ત થઈ ગઈ કે ઉઠવા બેસવાની શક્તી પણ જતી રહી.

લલીતા પથારી વશ થઇ ત્યારેજ તેના પતિની આંખ ઉઘડી, અને હવે તો લોક લાજે ડાક્ટરને બોલાવ્યા વિના છુટકો નહીજ થાય જાણી ડાક્ટરને બોલાવ્યો. ડાક્ટર

આવ્યો અને તપાસીને કહ્યું કે તાવ સખત જાતનો છે અને માથે બરફ મુકવાની ઘણી જરૂર છે અને તે જરૂર મુકજો એટલું કહીને ડાક્ટર ગયો અને તેના ગયા પછી ડાક્ટરને આવેલો જાણી ઘરનું કામકાજ પડતું નાખીને આડોશીપાડોશીમાંથી એકેક બબ્બે જણ ડાક્ટર ન દેખે તેમ આવી આવીને ઘરમાં છુપાઇને સાંભળતાં હતાં તે એકદમ બહાર નીકળી આવ્યાં અને તેના પતિને કહેવા લાગ્યાં કે ડાક્ટર પર ભરોસો રાખીને બરફ બરફ કાંઇ મુકશો 'નહીં', નહીં તો માથાની શરદી પેટમાં લાગી જઇને ઉલટું માંદું થશે !

સુન્દરલાલ પણ કંઈ સુસિક્ષીત નહોતો. તેથી તેણે પણ બૈરાંઓની વાતમાં ડહાપણ (?) ન કરવું એ વાજબી ધારી બરફનો વિચાર માંડી વાળ્યો.

વચ્ચે બેજ દિવસ આડા ગયા એટલે લલીતાએ ઠેકાણા વગરનો લવારો કરવા માંડયો. તેથી તેના કુટુંબીઓની સલાહ માનીને આવીજ સ્થીતીમાં તેના બાપને ગામ લઈ ગયો.

ગામ પહોંચ્યા પછી માલમ પડયું કે તેનો બાપ તથા ભાઈ કાંઇ કામસર બીજે ગામ ગયા હતા અને ઘરમાં ફક્ત વૃદ્ધ દાદી તથા ભાભી હતાં તે લોકો પાસે મુકીને સુન્દરલાલ તુરતજ પાછો વળ્યો અને થોડાજ કલાકમાં તાવ અને મુસાફરીની અથડામણને લીધે લલીતાએ એક મુએલા બાળકને જન્મ આપ્યો. ગ્નાતી રિવાજ પ્રમાણે બાળક અધુરૂં અને પાછું મુએલું હતું એટલે તો થઈ ચુક્યું ! મોઢે તાળું—કાંઈ પણ ખાવાનું અપાય નહીં અને રાત્રે દીવો પણ દેખાડાય નહીં. એટલે તેનું અનિષ્ટ પરિણામ એ આવ્યું કે પહેલાથીજ મગજપર અસર થવા માંડી હતી તેમાં ભૂખને લીધે અશક્તી વધી અને અંધારે રાત્રે બ્હીક લાગતી તેથી તેનું મગજ હાથથી ગયું. ઉઠીને ઘરમાં અને મહોલ્લામાં દોડવા લાગી ઘરમાં કોઇ પુરૂષ નહિં, તેથી કોઇની ઝાલી ઝલાય નહી. એટલે આખરે પાછો તેના પતિને કાગળ લખ્યો અને છેલ્લું મોઢું જોવા બોલાવ્યો. તે આવ્યો એટલે ઘરનાંએ તથા આસપાસના લોકોએ તેને સમજાવ્યો કે અહીં ગામડામાં કાંઈ ફાયદો થશે નહીં, શહેરમાં લઇ જઈ ને સારા વૈદ્ય ડાક્ટરની દવા કરો તેને ગળે પધરાવી. સુન્દરલાલ ન છુટકે પાછો પંદર દિવસમાંજ પોતાને ઘેર જેમ તેમ કરતાં લાવ્યો આખો દિવસ ઘરમાં બેસી રહેતાં પાલવે નહીં તેથી પત્નીને પગે સાંકળ બાંધી ઘર બંધ કરીને કામકાજ સારૂ બહાર જતો, ત્યારે પુષ્કળ લોકોની ઠઠ તેને જોવાને મળતી અને ખીજવતી. તેનાં સગાં સ્નેહીઓ આવા અસાધ્ય રોગને પણ ભૂતનું છે એમ માનવા લાગ્યાં અને આવાં અશક્ત અને હાડપીંજર થઇ ગએલાં શરીર ઉપર ભૂતના પ્રયોગો ( મરચાંની ધુણી વીગેરે. ) કરવા લાગ્યાં અને એ બહાને આવીને તમાશો જોવા લાગ્યાં. એવા ઉપચારોથી કાંઇ ફાયદો ન થયો ત્યારે ડાક્ટરની વૈદની, ઘરની, એમ સામટી દવા કરવા માંડી તેથી ફેર માત્ર એટલો પડયો કે બોલ્યાંજ કરતી હતી તેને બદલે તદ્દન મુંગી જેવીજ થઇ ગઇ અને રાત્રે અને દિવસે એક સરખું ઉધ્ધાંજ કરે અને કોઇવાર બોલાવવાને બહુજ પ્રયત્ન કરે અને ઢંઢોળે ત્યારે એટલું માત્ર બોલતી કે ".મારા ભાઇને તથા બાપને બોલાવો હું બિલકુલ મળી નથી."

સુન્દરલાલે આ હકીકત બધી એના બાપને લખી પણ તે લોકોને એમ લાગ્યું કે છેક ગાંડી થઇ ગઇ છે તેથી રાખવી નહીં હોય માટે આપણને પાછી તેડી જવા બોલાવે છે, એમ ધારી કાગળોનો બિલકુલ ઉત્તરજ આપતા નહીં હતા.

લલીતાની આવી દુ:ખદ સ્થિતિમાં પણ તેનાં નજીકમાં રહેતાં સગાં સંબંધીઓના પાષાણનાં હૃદય દ્રવ્યાં નહીં, તેઓ તો આગલો કલેશ મનમાં રાખીને તેની તરફ સખ્તાઈથીજ હજી જોતાં હતાં, અને તેના પતિને કાંઈ કાળજી રાખતો વખતે જુએ તો અનેક મહેણાંઓથી તેને વીંધી નાંખતાં હતાં એટલે પોતે તો તેને ખવાડવા પીવાડવાની કે બીજી માવજત તો કરેજ કયાંથી ?

હવે સુન્દરલાલ બહાર જતો ત્યારે બહારથી તાળું મારીને જતો અને લલીતા ઘરમાં ફર્યા કરે કોઇ ખવાડે તો ખાય, નહીતર શબવત્ પડી રહેતી ! અને એ પ્રમાણે પણ ત્રણ ચાર માસ વીતી ગયા.

એક દિવસ સુન્દરલાલ હમ્મેશના ધારા મુજબ રાત્રે ઘેર આવ્યો અને દીવો સળગાવ્યો. લલીતાનો ખાટલો ખાલી જોતાં આમતેમ બધે જોયું તો લલીતા ભોંય ઉપર નિર્જીવ પડેલી દેખાઇ, ખરા અંતરના આંસુ પાડનાર તેની પાસે કોઇ નહોતું.

તેના બાપને આ હકીગતનો પત્ર લખવામા આવ્યો.

ત્રીજેજ દિવસે ભાઈ તથા બાપ આવી લલીતાનાં પીયેરનાં ઘરેણાં લુગડાં બરાબર ગણીને લઇ ગયા !!!

---

## બાળ લગ્નનું પરિણામ.

વારંવાર એવું જોવામાં આવે છે કે તરુણ, બિન અનુભવી, આછું ભણેલા, અક્કલ વિનાના, તરંગી યુવાનોનાં મગજમાં એવો ફાંકો ભરાઈ જાય છે કે આખી દુનિયામાં રૂપ, ગુણ, બુદ્ધિ, હુંશિયારીમાં કોઇ તેઓના સમાન નથી ! આવી ધૂન રાખીને જો તે ગુણો પોતાના કાયમ રહે એમ મહેનત કરે અથવા કોઇ સારાં કામમાં લાગુ રહે, ત્યારે તો તેમને ધન્યવાદ આપવો જોઇએ. પણ તેમ કરે ત્યારે એ બેવકૂફ રહે શાના અને તેમ કરે એવા માણસોનાં મગજમાં એવા ઘેલા ખ્યાલ પણ કયાંથી ભરાય ? ત્યારે આ બધી હુંશિયારી અને ચતુરતા જો તેઓને કોઇ છોકરીનાં માબાપે ઝડપી લીધા હોય તો જરૂર તે બિચારી બાલિકાના ઉપરજ દેખાડવામાં આવે છે ! પ્યાર, ખુબસુરતી અને ફેશનની ગાંડી ભાવનાઓ પેદા કરતી નવલકથાઓ વાંચીને તેઓ તે જ્ઞાનનો ઘેરજ ઉપયોગ કરે છે ! પોતાની સ્ત્રીમાં ફલાણો ગુણ નથી, અમુક જાતની હુશિયારી નથી, જોઇએ તેવી ખુબસુરતી નથી, એમ માનીને તે બાપડી ઉપર નાહક રોફ મારે છે અને જૂલમ ગુજારે છે !...છોકરીનાં માબાપે જમાઇરાજ પોતાની પુત્રીને લાયક છે કે નહિ તે જોવાની બી તસ્દી લીધેલી નહિ. તેનું પરિણામ એ આવે છે કે તે સ્ત્રી પુરૂષનાં દિલ એક થતાં નથી અને કલ્પીત ખોડો ખામીઓને ખાતર તે બિચારીને તેના ધણીઓ, જેઓ ઉમર, અનુભવ, અને બુદ્ધિમાં છોકરમતજ હોય છે, તેઓનો ભારે જૂલમ સહન કરવો પડે છે...

લી. એક નજરે જોનાર.

# ગામડાનું સ્ત્રી જીવન.

પ્રિય સખી !

તારો પત્ર મળ્યો. અમે ગમે તેટલાં પણ ગામડાનાં લોક તેથી કદાચ બહારની ટાપટીપ અમારાથી રાખી ન શકાય, તો તે સ્વાભાવિક છે બહારની ટાપટીપ અને વરણાગી તો તમે શહેરના લોકનેજ શોભે અમારા જીવનમાં સાદાઈ મુખ્ય સૂત્રરૂપ છે, અને તે ધારણ કરીને અમે ફરીએ છીએ. અંગ્રેજી રીત રીવાજથી અમે અજાણ છીએ, અમારા સ્વાગતમાં ફક્ત અમારો પ્રેમ છે. અને તેના વડે અર્થાત્ પ્રેમથી અમારે ત્યાં જે સખી વિગેરે આવે તેને જે મળે તે આપી સ્વાગત કરી ઉભા રહીએ છીએ. પ્રેમ વિના અમે બીજું કાંઈ સમજતાંજ નથી તમામ શહેરના લોકો જેવું અતડાપણું અમારે પરવડે નહિ અમે માયાળુ છીએ અમને તમારા સુધરેલા શહેરના લોક જેવા છળ પ્રપંચ અને કાવાદાવા પણ આવડતા નથી, અમારા પતિની તનમનથી સેવા કરીએ છીએ, પતિ કહે તેમ કરીએ છીએ સુધરેલા વિચારની સ્ત્રીઓની પેઠે પતિની સામે સમાનતાનો હક મેળવવાનો દાવો અમારો નથી અમે તો **પતિની સેવિકા છીએ.** ઘરનું કામ કાજ, દળવું ખાંડવું, પાણી ભરવું, વિગેરે અમારી જાતેજ કરીએ છીએ, તેને માટે અમારે નોકર ચાકરની જરૂર નથી અમે આ કામ કરીએ છીએ તેથી શરીરને કસરત મળી આરોગ્યતા સચવાઇ રહે છે. ઘડીઘડીમાં વૈદ્ય ડૉક્ટરને ત્યાં જવાનો ખર્ચ થતો નથી. વળી દિવસે કામ કરેલું હોવાથી રાત્રિએ ઉંઘને માટે ફાંફા પણ મારવા પડતાં નથી. પથારીમાં સુતાંની સાથે ઉંઘ આવી જાય છે. ભલે તું મારા આ કામને ગધ્ધા વૈતરા સમાન ગણતી હોય, પણ મારા મનથી તો મને એ મહાન કર્તવ્યરૂપ છે. એમને એમ ખાઇ પીને બેસી રહેવાનું મને પસંદ નથી. મને પસંદ નથી એટલું જ નહિ પણ અમારા ગામની કોઇપણ સ્ત્રીને એવું ભાગ્યેજ પસંદ હોઇ શકે. ખાઇ પી એમને એમ બેસી રહેવાથી આળસ આવે છે અને **આળસ જીવન હરનાર છે.** આ બાબત હું મારા પતિ પાસે બરાબર શિખી છું તેથી કામકાજમાં આળસ રાખવી મને ગમતી નથી બાળકનું લાલનપાલન કરવાનું તથા તેને ધવડાવવાનું કામ હું જાતેજ કરૂં છું. અમારે ત્યાં ધાવ રાખવાનો રિવાજ નથી. એ તો તમે શહેરની સહેલાણીઓનેજ શોભે ! અમારા બાળક ઉપર અમને એટલો પ્રેમ છે કે અમારે તેને ધવડાવ્યા વગર ચાલેજ નહિ બિચારા કુમળા બાળકને ધાવના હાથમાં સોંપી આપણે ફાવે ત્યાં ફરવું ! શિવ ! શિવ ! શિવ ! આ વિચાર અંતઃકરણમાં આવતાંજ હૈયું કંપી ઉઠે છે. દાસ એજ. લી. તારી ગામડાની સખી,

અડાજણ—સુરત.

સૌ. મહાલક્ષ્મી પરશુરામ વ્યાસ ના પ્રણામ

---

ગામડાની મહિલા: આ નારી ન્હોતી નગરવાસી ફિક્કી પાડુ વર્ણની,
મજબૂત શરીરે ગામડાની સોહીભરી મહિલા હતી,
સહવાસ જેનો ઉત્તેજન અર્પે, જીવન ઉત્સાહ ભરે,
મુખચન્દ્ર મનહર જેહનો ગ્લાનિ તિમિરને સહરે

—નિર્ગુણ.

# विद्याकला—वैद्क.

## પ્રદર રોગ.

લેખકઃ રા. રા. વૈદ્ય અમૃતલાલ સુ. પઢિયાર—મુંબાઇ.

### ૨. પ્રદરના ઉપાયો.

વૈદરાજ બંધુઓ ! પ્રદરનાં કારણો જણાવ્યા પછી હવે હું પ્રદરનાં કેટલાક સાદા સ્હેલા અને ઘરગતુ ઉપાયો બતાવું છુ. આ ઉપાયોની અંદર મેં જે ખાસ ધ્યાન રાખેલું છે, તે એ કે એ બધી દવાઓ દરેક ઠેકાણે સ્હેલાઇથી મળી શકે તેવી છે. જરા વધારે ઓછી દવા લેવાય તો પણ કોઇ પણ જાતનું નુકસાન થાય નહિ. તેવી એ દવાઓ છે. જેમ બને તેમ એકાદ દવાથી ફાયદો થઇ જાય. તે દવા બનાવવા માટે વધારે મુસ્કેલીમાં ઉતરવું પડે નહિ તેવી એ દવાઓ છે. આમાંની ઘણી દવાઓ વૈદકના ગ્રંથોમાંથી લીધેલી છે. કેટલીક દવાઓ જુદા જુદા વૈદો તથા સાધુ સંતો પાસેથી મેળવેલી છે. અને કેટલીક દવાઓ મારા અનુભવથી શોધેલી છે. ટુંકામાં એજ કે એ બધી દવાઓ બહુ સારૂં કામ આપે તેવી છે. અને તેમ છતાં તદન નિર્દોષ છે.

પ્રદરની દવા જાણ્યા અગાઉ પ્રદરના મુખ્ય ત્રણ ભેદ સમજવા જોઇએ. એ ભેદનું ઊંડું જ્ઞાન તો અનુભવી વૈદોનેજ થઇ શકે છે. પણ સામાન્ય રીતે સૌ લોકો સ્હેલાઇથી સમજી શકે એવી થોડીક જાણવા જેવી હકીકત આપણે જણાવવી જોઇએ.

**વાત, પિત્ત અને કફ એવા પ્રદરના મુખ્ય ત્રણ ભેદ છે.** એ ત્રણે દોષ મળેલા હોય તેવા ત્રિદોષવાળા અસાધ્ય પ્રદરની વાત આ ઠેકાણે હું કરતો નથી. કારણ કે એમાં સામાન્ય લોકોની મતિ પહોંચી શકે નહિ. તેમજ સાદી સાદી દવાથી એવા ભયંકર રોગમાં ઘડીકમાં કંઇ ફાયદો પણ થાય નહિ. માટે એ બાબત હું આ ઠેકાણે કહેવા ઇચ્છતો નથી.

#### વાયુવાળા પ્રદરનાં લક્ષણ.

વાયુવાળા પ્રદરમાં પાતળું ફીણવાળું, શબ્દ થાય તેવું, થોડું થોડું રજ નીકળે છે. અને પીઠમાં, પડખામાં તથા કમરમાં દુખાવો થાય છે. ને થાક લાગે છે.

#### પિત્ત પ્રદરનાં લક્ષણ.

પિત્ત પ્રદરમાં જે ખરાબી નીકળે છે તે વસ્તુ ગરમ હોય છે. આસમાની રંગની, પીળા રંગની, કાળા રંગની, અને સેળભેળ થયેલા રંગની વસ્તુ હોય છે. અને તેની અંદર મુડદાંના જેવી ગંધ આવે છે, તથા અંદરથી બળતરા થાય છે.

#### કફ પ્રદરનાં લક્ષણ.

કફ પ્રદરની અંદર થોડી થોડી પીડા થાય છે. તેમાં પ્રદરની જગ્યા ઠંડી હોય છે તેમાંથી પાંડુ વર્ણનો લીટ જેવો ચીકણો શીતળ પદાર્થ નીકળે છે. તેમાં ઉબકી, અરૂચી,

ખાંસી, શ્વાસ વીગેરે રોગો થાય છે.

આ પ્રમાણે વાત પિત્ત અને કફ તથા સંનિપાત એવા પ્રદરના મુખ્ય ચાર ભેદ છે. પણ ઘણા વૈદો તથા ઘણી સ્ત્રીઓ મુખ્ય બેજ નામથી પ્રદરને ઓળખે છે. તેમાં એક જાતના પ્રદરને લાલ પ્રદર કહેછે, અને બીજી જાતના પ્રદરને શ્વેત પ્રદર કહે છે. લાલ પ્રદરમાં લોહી જેવી વસ્તુ નીકળે છે, અને શ્વેત પ્રદરમાં પીળાં પાણી તથા લીંટ જેવી વસ્તુ નીકળે છે. એ બન્નેના સ્હેલા સ્હેલા ઉપાયો.

## શ્વેત પ્રદરના ઉપાયો.

૧. પ્રદરના રોગમાં સૌથી મુખ્ય ઉપાય આમળા છે. આમળાનો જુદી જુદી ઘણી રીતે ઉપયોગ થઇ શકે છે. તેમાં સૌથી શ્રેષ્ઠ ઉપાય એ છે કે લીલાં તાજાં આમળાનો રસ તોલો એક, મધ તોલા એક, સાથ મીલાવી પી જવો. તે પ્રમાણે કરવાથી ત્રણ ચાર દિવસની અંદરજ બહુ સારો ફાયદો જણાય છે.

તાજાં આમળાંની મોસમ ન હોય તે વખતે વાપરવા માટે આમળાના રસમાં સાકર નાખી તેનું સરબત બનાવી રાખવું. તે સરબત દરરોજ પીવાથી પણ ઘણો ફાયદો થાય છે. આમળાંના રસનું સરબત પણ ન મળી શકે તો આમળાનો મુરબ્બો વાપરવો. દરરોજ અઢીથી ચાર તોલા સુધી આમળાનો મુરબ્બો ખાવો તેથી પ્રદર ઓછો થઇ જાય છે.

કોઇ ઠેકાણે ગામડાંઓમાં આમળાનો મુરબ્બો પણ ન મળી શકે તો સુકાં આમળાં ને ખાંડી તેનો બારીક ભૂકો કરવો. તે ભૂકો એક તોલાથી બે તોલા સુધી સાકર તોલા બે સાથે મીલાવી ફાકી કરવી. અને તેની ઉપર ઠંડુ પાણી પીવું. એથી પણ ઘણો ફાયદો થાય છે.

આમળાંના ભૂકાની ફાકી કરવાનું પણ ન બની શકે તેમ હોય તો આમળાં તોલા ચાર લઇ તેને રાતને વખતે માટીના વાસણમાં નાખી અરધો શેર પાણીમાં ભીજવી રાખવાં તે પાણી સવારમાં ગાળીને પી લેવું. તેથી પણ બહુ સારો ફાયદો થાય છે.

આવી રીતે આમળાંની ઘણી જુદી જુદી બનાવટો થાય છે. અને ઘણી રીતે તેનો ઉપયોગ કરી શકાય છે. મતલબ કે કોઇ પણ રીતે આમળાં હોજરીમાં દાખલ થાય છે તે લોહીને શાંત રાખે છે. અને પ્રદરને સારો ફાયદો કરે છે.

૨. શ્વેત પ્રદરની અંદર સોનેરી કેળાંની અગર લાલ છાલનાં કેળાંની અંદર ફુલાવેલી ફટકડી તોલો પા (૦।) મીલાવીને ખાવાથી એક બે દિવસની અંદર સારો ફાયદો થાય છે. એટલુંજ નહિ પણ જેની જઠરાગ્નિ સારી હોય, તે બાઇ જો દરરોજ કેળાં ખાવાનો અભ્યાસ રાખે તોપણ તેથી પ્રદરના રોગમાં ફાયદો થાય છે, પણ કેળાં ખાવામાં અતિશયપણું કરવું નહિ. એ વાત ધ્યાનમાં રાખવી.

૩. વડની કુંપણી કુંપણી વડવાઇ કે જે ચોમાસામાં જથાબંધ મળે છે. તથા જે વડનાં ઝાડ પાણીને કિનારે હોય તેવા વડમાં બારેમાસ વડવાઈ મળ્યા કરે છે. તે વડવાઇ તોલા બે વાટી તેમાં મધ મીલાવી ખાવાથી પ્રદર મટી જાય છે. વડની એવી તાજી કુંપણી વડવાઇ ન મળે, તો વડની જરા વડવાઇ લઈ, તેને જરા કુટી, કટકા કરી ઉકાળી ઉકાળો બનાવવો.

ઉકાળાની રીત એ છે કે પાંચ તોલા વડવાઇ લેવી તેમાં વીશ તોલા પાણી નાખવું

તેમાંથી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી લેવું. એ પછી તે ઉકાળો ઠંડો થયા બાદ તેમાં એક તોલો મધ મેળવી તે ઉકાળો દીવસમાં બે વખત પીવો તેથી પ્રદરના રોગમાં ઘણો ફાયદો થાય છે,

આ સીવાય વડના ઉકાળાનું સરબત પણ બનાવાય છે, અને તે સરબતનું સેવન કરવાથી પણ પ્રદરના રોગમાં ઘણો ફાયદો થઇ શકે છે.

૪. દર્ભનાં મૂળીઆં તોલા ચાર લઈ તેને ચાર ગણા પાણીમાં ઉકાળી તેમાંથી ચોથો ભાગ પાણી રહે ત્યારે તેમાં અરધો તોલો મધ મીલાવી પીવાથી પ્રદરના રોગમાં ઘણો ફાયદો થાય છે.

ઉપર કહ્યું તે પ્રમાણે દર્ભનો ઉકાળો બનાવી તે ઉકાળાનું પોતું અંદરના ભાગમાં રાખવાથી શ્વેત પ્રદરના રોગમાં બહુ જલદીથી ફાયદો થાય છે.

૫. તાંદળજાની ભાજી તાજી મંગાવી તેનાં મૂળીઆં વાટી તેમાંથી બે તોલા રસ કાઢવો તે રસમાં એક તોલો સાકર નાખી પીવાથી શ્વેત પ્રદર મટી જાય છે. તાંદળજાની ભાજીનાં મૂળીઆ દરરોજ ન મળી શકે એમ હોય તો એ મૂળને જ્યારે મલે ત્યારે મંગાવી છાયામાં સુકવી રાખવાં પછી તેને ખાંડી ભૂકો કરવો એ ભૂકો તોલો અરધો મધ તોલા એકની સાથે ચાટવાથી અથવા ચોખાના ધોણમાંથી તે ભૂકાને પીવાથી શ્વેત પ્રદરમાં બહુજ સારો ફાયદો થાય છે.

૬. ચોમાસું ઉતરતાં લીલા રંગનાં, સફેદ રંગનાં, તથા આસમાની રંગનાં ફૂલવાળાં કમળો તળાવની અંદર થાય છે, તે કમળના ફૂલને વાટી તોલા બે દૂધ સાકરની સાથે પીવાથી પિત્તનો પ્રદર મટી જાય છે. કમળનાં તાજાં ફૂલ ન મળે તો કમળના કંદનું સેવન કરવાથી તથા કમળનાં ફૂલ જે કમળકાકડી કહેવાય છે તેનો ઉપયોગ કરવાથી પણ ધીમે ધીમે પ્રદરના રોગમાં બહુ સારો ફાયદો થાય છે. એનો ઉપયોગ કરવાની રીત એ છે કે તેનો ભૂકો કરી તેની દૂધમા રાબડી બનાવી ખાય છે તેનો પાક બનાવાય છે અને સાકરની સાથે તેની ફાકી પણ લેવાય છે એ સિવાય તેનો આચો પણ બનાવાય છે. મતલબ કે કોઇ પણ રીતે વિધીસર કમળ તથા તેમાથી ઉત્પન્ન થતી ચીજોનું સેવન કરવાથી પિત્ત પ્રદરમાં જરૂર ફાયદો થાય છે કમળકાકડી અથવા કમળકંદનો ભૂકો દરરોજ એકથી બે તોલા સુધી વાપરવો જોઇએ.

૭. લીલી તાજી પ્રો વાટી તેનો રસ કાઢીને રસ તોલો એક તેમાં સાકર નાખી પીવાથી બહુ સારો ફાયદો થાય છે. પ્રોનું સરબત પણ બનાવી શકાય છે તથા પ્રોનો પાક પણ બનાવી શકાય છે અને એ વસ્તુઓ પણ પ્રદરના રોગમાં બહુ જલદીથી ફાયદો કરે છે.

૮. જે. સ્ત્રીઓનું શરીર સાફ હોય જેની જઠરાગ્નિ સારી હોય અને જેને પ્રદર સિવાય બીજો કોઇ રોગ ન હોય તેવી સ્ત્રીઓને ગાયનું મોળું દહીં ઘી અને મધ પીવાથી તરતજ પ્રદર મટે છે. એ સિવાય એવી ગરમ પ્રકૃતીવાળી સ્ત્રીઓને શિખંડ ખવરાવવાથી પણ પ્રદર મટી જાય છે ખાટવાડીયું અડવાડીયુ તે પ્રમાણે કરવું જોઇએ પણ તેમાં હદ બહારપણું ન થાય તે સંભાળવું દરરોજ પ્રકૃતિ પરમાણે ચાર તોલાથી દશ તોલા સુધી દવા તરીકે દહીં ઘી મધ અથવા શિખંડ ખાવું એથી વધારે રોજરોજ ખાવું નહી.

## લોહીવાળા પ્રદરના ઉપાય.

૧. દાડમની છાલને છાયામાં સુકવી તેનો ભૂકો કરવો તે છાલનો ભૂકો તોલો એક તથા સાકર તોલા બે તેની ફાકી લેવી અને ઉપર ઠંડુ પાણી પીવું તેથી લાલ પ્રદર મટી જાય છે.

દાડમની છાલનો ઉકાળો કરી તે ઉકાળામાં મલમલનું કપડું ભીંજવી તે કપડાંનો કુચો અંદરના ભાગમાં રાખવાથી પ્રદરના રોગમાં અજબ જેવો ફાયદો થાય છે એ ઉકાળો મધ નાખી પીવાથી પણ ઘણો ફાયદો થાય છે.

૨. ઉંચી જાતની સુખડનો વહેર મંગાવી તેને પાણીમાં ભીંજવી તેનું સરબત બનાવવું તે સરબત પીવાથી લાલ પ્રદર મટી જાય છે.

સુખડની છોડીઆને પાણીમાં ભીંજવી તેનો ઉકાળો કરવો તે ઉકાળો સાકર નાખી પીવાથી પણ પ્રદરના રોગોમાં ઘણો ફાયદો થાય છે, એ ચંદનને પત્થર ઉપર ઘસી એ ચંદનમાં સાકર નાખી પીવાથી પ્રદર મટે છે. આવી રીતે ચંદનના ઘણી જાતના પ્રયોગો થઇ શકે છે.

૩ લાલ પ્રદર માટે એક ખાસ ઉપાય એ છે કે ધાવડીનાં ફૂલ તોલો અરધો લેવાં પાણી શેર પા (૦।) ગરમ કરી તેમાં તે ધાવડીનાં ફૂલને નાખવાં અને તેને ઉકાળવાં પછી તેમાં સાકર નાખવી અને તેની ચ્હા બનાવવી તૈયાર થાય ત્યારે તેમાં દૂધ નાખવું એ ચ્હા પીવાથી પ્રદર મટી જાય છે લાંબો વખત સુધી આ ચ્હાનું સેવન કરવાથી સ્ત્રીઓને ઘણો ફાયદો થાય છે મતલબ કે ચ્હા બનાવતી વખત જેમ ઉકળતા પાણીમાં ચ્હા નાખીએ છીએ તેમ ચ્હાને બદલે આમાં ધાવડીનાં ફૂલ નાખવાં તે ચ્હા દિવસમાં એક અને જરૂર પડે તો બે વખત પીવાં તેથી પ્રદર મટી જાય છે.

૪. કુણી કુંણી વડવાઇના કુપળો તોલા બે વાટી તેને દહીંની તર સાથે ખાવાથી લોહીવાળો પ્રદર મટી જાય છે જો સ્ત્રીઓની તંદુરસ્તી સારી હોય અને ખાસ બીજો કોઈ રોગ ના હોય પણ આમ એકલો પ્રદરજ હોય તેવી સ્ત્રીઓને તાજો શેરડીનો રસ થોડા દિવસ પીવાથી પ્રદર મટી જાય છે. એ રસ દરરોજ પાંચ તોલાથી ૨૦) તોલા સુધી પાઇ શકાય છે.

૫. ઉંબરાના પ્રયોગોથી પ્રદરના રોગમાં બહુ જલદીથી ફાયદો થાય છે અને એ ફાયદો ઘણો વખત સુધી ટકી શકે છે એ માટે બહુ મજબુત ઉપાય એ છે કે ઉંબરાના મૂળને કાપી ત્યાં ખાડો પાડી વાસણ રાખી મુકવું એટલે ઉંબરાનો રસ ઝરીઝરીને તે વાસણમાં પડશે કોઇ કોઇ ઉંબરામાંથી આ પ્રમાણે ઘણો રસ નીકળે છે તે તાજો રસ તોલા ચાર, તોલા બે સાકર સાથે પીવાથી પ્રદરના રોગમાં અજબ જેવો ફાયદો થાય છે એ રસનું સરબત બનાવી રાખ્યું હોય તો તે સરબતથી પણ ચમત્કારક ફાયદો થાય છે એ સિવાય ઉંબરાના ઝાડમાં જે ફળ થાય છે તે કાચા ફળને છાયામાં સુકવી તેનો ભૂકો કરી તે ભૂકાને ગાયના દૂધ સાથે સેવન કરવાથી જરૂર પ્રદર મટી જાય છે. પાકેલાં ઉંબરાંના ફળોને છાયામાં સુકાવી ભૂકો કરી મધમાં તેનું ચાટણ બનાવી રાખવુ તે ખાવાથી પ્રદરના રોગમાં બહુ ફાયદો થાય છે. ઉંબરાના ફળના ભૂકાનો પાક પણ બનાવાય છે તે પાકનું સેવન કરવાથી પણ ઘણો ફાયદો થાય છે. ઉંબરાની છાલનો ઉકાળો કરી તેમાં જરા મધ નાખી તે ઉકાળો પીવાથી પણ પ્રદરના રોગમાં બહુ સારો ફાયદો થાય છે.

૬. પ્રદરના રોગમાં જેમ ઉમરાં અજબ જેવો ફાયદો કરે છે; તેમજ આખરાનું સેવન કરવાથી પણ અજબ જેવો ફાયદો થાય છે. આખરાના સેવનની વિધી એ છે કે આખરાના મૂળ ઉપર જે છાલ હોય છે તે છાલમાં ઘણો રસ હોય છે. તે છાલ વાટી તેનો રસ તોલા બે કાઢી તેમાં સાકર તોલા બે મીલાવી તે તાજો રસ પીવાથી તુરતજ ફાયદો થાય છે. આખરાના મૂળનો તાજો રસ મળી શકે એવે ઠેકાણે એ મૂળના રસમાંથી બનાવી મુકેલું સરબત વાપરવાથી પણ ચમત્કારી ફાયદો થાય છે. આખરાનાં અતિશય કુણાં પાંદડાં હોય તેને તોડી છાંયે સુકવી રાખવાં તેને કુટી તેનું મધ સાથે સેવન કરવાથી જરૂર ફાયદો થાય છે. આખરાની ઉપલી છાલનો ઉકાળો બનાવી તે ઉકાળો મધ સાથે પીવાથી પણ બહુ સારો ફાયદો થાય છે. આખરાની અદર કેસુડાં નામે ફૂલ થાય છે તે ફૂલને વાટી તેના રસમાં મલમલનું કપડું ભીંજવી તે પોતું અદરના ભાગમાં રાખવાથી તેજ દિવસે પ્રદરનું જોર ઓછું થઇ જાય છે. લીલાં કેસુડાં ન મળી શકે ત્યારે સુકાં કેસુડાંને પાણીમાં ભીંજવી તેનો ઉકાળો બનાવી તે ઉકાળો પીવાથી અથવા તેનું પોતું રાખવાથી પણ લોહીવાળા પ્રદરને ઘણો ફાયદો થાય છે.

૭. કેળાનાં કંદનો રસ જો ન મળે તો કેળના થાંભલાનો રસ તોલા ચાર પીવાથી પ્રદરનું જોર નરમ પડી જાય છે.

૮ આવળનાં પીળાં તાજાં ફૂલ વાટી અંદરના ભાગમાં લેવાથી પ્રદરનું જોર બે ત્રણ કલાકમાં ઓછું થઇ જાય છે.

આવળનાં ફૂલનો ઉકાળો કરી તેમાં જરા મધ નાંખી તે ઉકાળો પીવાથી પણ પ્રદરના રોગમાં સારી રીતે શાન્તિ જણાય છે.

આવળની છાલનો ઉકાળો કરી તેનું પોતું રાખવાથી તથા તે ઉકાળો મધ સાથે પીવાથી પણ બહુ સારો ફાયદો થાય છે. પ્રદરના રોગમાં આવળની છાલના ભૂકાનું સાકર સાથે સેવન કરવાથી પણ બહુ સારો ફાયદો થાય છે. એ ભૂકો દરરોજ અરધા તોલાથી એક તોલા સુધી વાપરવો.

૯. જાસુદીના ફૂલ બે જાતનાં થાય છે લાલ તથા પીળાશ પડતાં સફેદ એ બંને જાતના ફૂલને વાટી સાકર સાથે પીવાથી બહુ સારો ફાયદો થાય છે એ ફૂલ દરરોજ ચારથી આઠ સુધી ખાવાં જોઇએ.

જાસુદીના ફૂલને વાટી તેનો રસ કાઢી તેનુ સરબત બનાવી પાવાથી પણ ઘણો ફાયદો થાય છે જાસુદી કે જેને જસવતી પણ કહે છે તેના મૂળની છાલનો ઉકાળો પીવાથી અગર તેની દૂધ સાથે ફાકી લેવાથી પણ પ્રદરના રોગમાં સારો ફાયદો થાય છે.

૧૦. ગુલાબનો ગુલકંદ તોલા બે દરરોજ ખાવાથી પણ ઘણી સ્ત્રીઓને પ્રદરના રોગમાં ફાયદો થાય છે.

કારણકે તેથી ઝાડો સાફ આવી જાય છે, લોહી સુધરે છે, અને શરીરમાં એક જાતની ઠંડક રહે છે તેથી પ્રદરના રોગમાં ફાયદો થાય છે.

૧૧. શેમળાના મૂળનો રસ સાકર સાથે પીવાથી પ્રદર મટે છે.

સીમળાના મૂળની છાલનો ભૂકો કરી તેનો આથો અગર પાક બનાવી ખાવાથી પણ પ્રદરના રોગમાં બહુ સારો ફાયદો થાય છે. જેમ ઉમરા મૂળમાંથી ઘણો રસ નીકળે છે

તેમજ સીમળાના મૂળમાંથી પણ ઘણો રસ નીકળે છે. તે રસનું સરબત પીવાથી પણ પ્રદરમાં બહુ સારો ફાયદો થાય છે.

૧૨. પીપળાની જુદી જુદી બનાવટો પ્રદરના રોગમાં બહુ સારૂં કામ કરે છે. જેમકે પીપળાની છાલનો ઉકાળો કરી તેવડે પ્રદરવાળો ભાગ ધોવાથી ફાયદો થાય છે; અને એ ઉકાળો પીવાથી પણ સારો ફાયદો થાય છે.

પીપળાના તદન કુણાં લાલ રંગના સાત પાંદડાં દરરોજ ચાવી જવામાં આવે તો પ્રદરનું જોર હલકું પડી જાય છે. પીપળાના સુકાઇને ખરી પડેલાં પાંદડાંનો ઉકાળો કરી તે ઉકાળો મધ સાથે પીવામાં આવે તો પ્રદરના રોગમાં ફાયદો થાય છે પીપળાના ઝાડ નીચે દરરોજ કેટલાક કલાકો ગાળવામાં આવે તો તેથી ઘણી જાતના રોગો મટી જાય છે. તેમજ પ્રદરને પણ તેથી બહુ સારો ફાયદો થાય છે, એમ પ્રાચીન ઋષિઓનો મત છે અને એ મતને હું સાચો માનું છું.

પીપળાની પપેડીનો આથો અગર પાક બનાવીને ખાવામાં આવે તો તેથી પણ પ્રદરના રોગમાં બહુ સારો ફાયદો થાય છે.

બંધુઓ ! આ પ્રમાણે પ્રદરના રોગના સેંકડો ઉપાયો છે પણ તેમાંથી જે ઉપાયો બહુજ અકસીર હોય અને બહુજ અકસીર હોય તથા ઓછા ખરચે બની શકે તેવા હોય અને માત્ર એકજ ચીજથીજ કામ ચાલી શકે તેવા હોય તેવાજ ઉપાયો આજે મેં બતાવ્યા છે અને હું આશા રાખું છું કે એ ઉપાયો જાણવાથી આપણે સૌને તથા બીજા ઘણા લોકોને બહુ સારો ફાયદો થાય છે.

## પથ્ય પાળવાની ખાસ જરૂર છે.

બંધુઓ ! આ ઉપાયો બનાવતી વખત આપણે આપણી બ્હેનોને જણાવવું જોઇએ કે બ્હેનો ! કોઇ એકલી આ દવાઓથીજ તમારો બધો રોગ મટી જાય તેમ નથી પણ આ દવાઓની સાથે જ્યારે પરહેજી પાળશો, ચરી પાળશો, ખાવા પીવામાં નિયમીત રહેશો, શરીરને તથા મનને ઉસ્કેરે એવી ચીજોથી બચશો, અને ધર્મને રસ્તે ચાલી પોતાની લાગણીઓ ઉપર કાબુ રાખતાં શીખશો ત્યારેજ તમારા રોગો ખરેખરી રીતે મટી જશે. એ પ્રમાણે કર્યા વિના કુદરતથી વીરૂદ્ધ ચાલીને માત્ર દવાઓના જોરથી રોગ મટાડવા એવી દવા અમારી પાસે નથી. માટે જો તમે નિયમસર ન વરતો, ખાવા પીવામાં બેદરકારી રાખો, વાત વાતમાં મીજાજ કર્યા કરો, ને આગલી પાછલી હાય હાય કર્યા કરો તેને લીધે દવા પીવા છતાં તમારો રોગ ન મટે તો ફોકટનો દવાનો વાંક કાઢશો માં ! પણ તમારી ભૂલથીજ રોગો મટતા નથી એમ સમજજો કારણ કે દવાઓમાથી કાંઇ કુદરતી ગુણો ગયા નથી પણ આપણી ભૂલોને લીધે આપણને ઓછો ફાયદો થાય છે. માટે જો દવાનો પુરેપુરો લાભ લેવો હોય અને રોગથી મુક્ત થવું હોય તો વિધીસર દવાનું સેવન કરજો. અને તમારા પોતાનાં આચરણ સુધારવાની તજવીજ રાખજો, એટલે નાની દવા પણ તમને મોટો ફાયદો કરી શકશે; પણ જો એ પ્રમાણે નહિ વરતો તો મોટી મોટી દવાથી પણ કાંઇ ઝાઝો ફાયદો થવાનો નથી એ વાત ચોખ્ખી રીતે યાદ રાખજો.

બંધુઓ ! મેં જેમ ખુલ્લા દીલે બહુ રહેલા સાદા અને સરળતું અનુભવી પ્રયોગો બતાવ્યા છે તેમજ તમે સૌ ભાઇઓ પણ પોતાના અનુભવી પ્રયોગો બતાવવાની મહેરબાની કરજો એજ મારી વિનતિ છે.

# સ્ત્રી—સામ્રાજ્ય.

## વૈધવ્ય સ્થિતિ.

લેખકઃ શ્રી સુન્દર બ્હેન ધનજી—માંગરોળ.

વિધવા ધર્મનું વર્ણન કરતાં પ્હેલાં સૌભાગ્ય અવસ્થામાં બજાવવાની ફરજો વિષે કંઇક કહેવું સમયોચિત કહેવાશે. સૌભાગ્યપણું એ વિધવા અવસ્થાની પૂર્વ અવસ્થા હોવાથી તેની ફરજો જાણ્યા સિવાય વિધવા ધર્મ પાળવો કંઇક કઠીન જણાય છે. હાલમાં ઘણી વખત જોવામાં આવે છે કે કેટલીક સૌભાગ્યવતી બ્હેનો પોતાના પુજ્ય પતિને એક ઘરનાં સામાન્ય માણસ તરીકે ગણે છે. તેમની ઉપર હુકમ ચલાવે છે, અને કાંઇ પણ કામ ફરમાવતાં અચકાતી નથી. આથી પરીણામ એ આવે છે કે પતિ પ્રત્યે જે પુજ્યભાવ થવો જોઇએ તે થતો નથી. આવી હલકી રીતભાતથી જે ઉંચો નિર્મલ સ્નેહ હોવો જોઇએ તે હોતો નથી, અને તેથી પછી તેનો વિયોગ સહન કરવો એ બ્હેનોને વ્યવહાર દ્રષ્ટિથી મુશ્કેલ લાગે પરન્તુ તેમના હ્રદયને કઠીન પડતો નથી. કારણ કે જેટલો સ્નેહ તેટલુંજ દુઃખ છે. તેથી આપણે પ્રથમ તો વિચારવું જોઇએ કે પતિ તે કોણ ! હંમેશાં આ દુનીયાની અંદર સર્વે પ્રાણીઓ કર્મવશાત્ સેવ્ય સેવક ધર્મ વર્તિ રહ્યા છે, ત્યારે આપણા હિંદુ ફરમાન મુજબ પતિને સેવ્ય માની પત્નિઓ પોતાની ફરજો બજાવવાની છે. જેવી રીતે ગામનું રક્ષણ રાજા કરે છે, પણ તેમ કરવામાં પ્રધાનની પુરતી જરૂર છે કારણ કે રાજ્યનો કાર્યભાર બધો પ્રધાન ઉપરજ રહેલ છે; તેજ પ્રમાણે ગૃહરૂપી રાજ્યની અંદર પતિરૂપી રાજા તે ફક્ત ગૃહનો રક્ષણકર્તા છે અને પોષણકર્તા છે. પરન્તુ ગૃહનો કાર્યભાર ચલાવવામાં તો પત્નિરૂપી પ્રધાન જોઇએજ. કોઇપણ રીતે નીતિથી ધનનું ઉપાર્જન કરી કુટુમ્બનું પોષણ કરવું, એ ફરજ પતિની છે. પણ તેને અનુકુળ રહીને સુઘડતા તથા કરકસરથી ગૃહનો કાર્યભાર સારી રીતે ચલાવવો એ ફરજ તો પત્નિનીજ છે. પત્નિ કેવા ગુણવાળી હોવી જોઇએ ?

कार्येषु मन्त्री, करणेषु दासी, भोज्येषु माता, शयनेषु रम्भा;
मनोऽनुकूला, क्षमया धरित्री, गुणैश्च भार्या कुलमुद्धरन्ति.

ખરેખર આવા ગુણવાળી બ્હેનો કુલ ઉદ્ધારે તેમા આશ્ચર્ય નથી. પ્રાચીન કાળ તરફ વિચાર કરતા આપણને યાદ આવે છે કે ઘણી વીરાંગનાઓએ પતિના સુખમાં સુખી અને પતિના દુ:ખમા દુઃખી રહી પોતાનું જીવન સાર્થક માન્યુ છે. અને વળી જેઓએ મોટાં રાજ્યને તૃણવત્ માની પતિના વનવાસમાં પણ ખરા તન અને મનથી સેવા બજાવેલ છે. સીતા, દમયન્તી, દ્રૈપદી, આદી પતિવ્રતાઓના જીવન ઇતીહાસમાં સહનશીલતા, પતિધર્મ, પરાયણતા, વિગેરે અનેક ઉદ્ધારક ગુણોનું મનન કરતાં કોને પુજ્ય બુદ્ધી ઉત્પન્ન નહી થાય ? અર્થાત્ થશેજ. સૌભાગ્યવતી બ્હેનોએ આ દાખલા શ્રવણ કરી પતિને સેવ્ય ગણીને તેના પ્રત્યેની ફરજો બજાવવામાં શુદ્ધ અંતઃકરણથી તત્પર રહેવાની જરૂર છે. વિધવને અંગે મુખ્યત્વે કરીને વડીલોએ પણ બચપણથીજ પોતાની બાળાઓને સંસારિક,

નૈતિક અને ધાર્મીક કેળવણી આપવા ખાસ જરૂર છે કારણ કે પોતાનાં બાળકોને બાળ-પણમાંજ સારી કેળવણીની શરૂઆત કરવી એ માતાની ફરજ છે. આ પવિત્ર ફરજ બજાવવામાં પિતા કરતાં માતાએ બમ ભાગ લેવો જોઇયે કારણ કે સો શીક્ષકોએ આપેલા જ્ઞાન કરતા એક સુજ્ઞ માતાના આપેલા જ્ઞાનનું ફળ વધારે સારૂ થાય છે. એટલાજ માટે

કહે નેપોલીયન "દેશને કરવા આબાદાન
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન."

એ પ્રમાણે માતાએ પ્રથમથીજ પોતાની બાળાને જુદાં જુદાં સંબન્ધીઓ પ્રત્યે કેવી રીતની વર્તણુક રાખવી, આચાર વિચાર કેવા રાખવા જોઇએ, એ વિગેરેનુ જ્ઞાન સારી રીતે સમજાવવુ જોઇએ. ઘર એ શરૂઆતની કેળવણી લેવાને માટે સૌથી ઉત્તમ શાળા છે. એ શાળામાં જે જ્ઞાન બાળકો લે છે, તે આખી જીન્દગીમાં બીજી શાળામાંથી તેઓ લઇ શકતાં નથી. માટે આ ફરજ માતાનીજ છે બાલાઓને ઉચ્ચ જ્ઞાન મળવાથી પતિ પ્રત્યેની ફરજો સમજાય છે અને એ ફરજો બજાવતાં ક્ષીર નીરવત્ ઉત્પન્ન થયેલો જે પ્રેમ તે વિધવા અવસ્થાએ વૈરાગ્યને ઘણોજ પુષ્ટિકારક થાય છે અને તે વિરાગનેજ તેના વિયોગે સંસારિક ભોગિત-ઉપભોગિત વસ્તુઓ ઉપર સ્વભાવિકજ અરૂચિ ઉત્પન્ન થાય છે. પ્રથમ તો આ અવસ્થાએ અમુક અમુક વસ્તુઓ તજવા યોગ્ય છે. એવા મનના સંકલ્પો કરી શકાય છે અને તે પછી કાંઇક ધાર્મિક જ્ઞાન મળવાથી તેના ઉપરનો મોહ ઉતરે છે. માટે પ્રથમ થયેલો જે મોહગર્ભિત વૈરાગ્ય તે જ્ઞાનરૂપે છે.

આધુનિક કાળમાં વિધવા બ્હેનનું વર્તન અને તેમની સ્થિતિ ઘણીજ દયાપાત્ર છે. કેટલીએક બ્હેનોનું વર્તન જોતાં તેમના પ્રત્યે મનમાં દયા ઉત્પન્ન થાય છે, અને તેનું મુખ્ય કારણ એ છે કે અર્વાચીન કાળમાં સારી કેળવણીનો કેટલો બધો અભાવ છે? બચપણમાંજ વડીલજનો તરફથી કેળવણી ન મળવાથીજ આ પરિણામ આવે છે. બાળ-લગ્ન અને યુવાનોમાં વધતાં જતાં મરણને લીધે હાલમાં જ્યાં જોઇએ ત્યાં વિધવાઓના સમૂહો નજરે પડે છે. તેમાં પણ કેટલીક બ્હેનોની બાલ્યાવસ્થા જોતાં અતિશય ત્રાસ છુટે છે. જાણે કે દેશના સંપૂર્ણ પાપ સમૂહનો ઉદયકાળ આવ્યો હોયની, એમ જણાય છે. આવી કરૂણા પાત્ર સ્થિતિમાં પણ દીલગીરી એટલીજ છે કે કેટલીક બ્હેનોનાં અજ્ઞાનવશાત્ તેઓનું ઉછાંછળાપણુ દેખાને સંપૂર્ણ રીતે કરૂણામાં ડુબતી દ્દષ્ટી સહજ તિરસ્કાર તરફ પણ દોરાય છે. દીર્ઘ દૃષ્ટિએ વિચાર કરતાં આ સ્થિતિનું નિમિત્ત કારણ તેમનાં વડીલોનીજ અજ્ઞાનતા છે. વિધવાવસ્થા પ્રાપ્ત થતાં જે મનોવિકાર અને ઇંદ્રિઓ ઉપર અંકુશ રાખવો જોઇએ તેને બદલે તેઓ ઇંદ્રિયોના વિષયોમાં ઘણીજ છૂટ રખાવે છે, તેઓના પુખ્ત વિચારો તો એ વર્તનની વિરૂદ્ધજ પ્રેરણા કરશે પરંતુ તેમનાં હૃદયનો સ્નેહ એમ કહેશે કે આ દુનીઆમાં તેણે બિચારીએ શું સુખ જોયુ છે?—આ સવાલ વિચારવા યોગ્ય છે. પરન્તુ તેની સાથે એક બીજી મહત્વની વસ્તુ વિશે એમ નથી વિચારતા કે જો તેનું ધારેલું સુખ ભોગવવાનું હોત તો આવી દુષ્ટ દશા તેને શામાટે પ્રાપ્ત થાત? અને આપણે વિધવા તરફની મમતાને લીધે જે છૂટ તેને આપીએ છીએ તેનું પરિણામ શું આવવાનું?—આવા વિચારો તે વડીલજનોને આવતા નથી અને આવે છે તો તેને માન્ય કરતા નથી. આથી કરીને પ્રથમથીજ જે બ્હેનોએ, ઇંદ્રિઓને કાબુમાં રાખવી

જોઇએ તે રહેતી નથી અને પછી વખત જતાં જે ટેવ પડેલી હોય છે તે જતી નથી. અને તેમાંથી કમનશીબે તે વ્હેનો એવી ચાલચલણ રાખતાં શીખે છે કે તે અન્ય જનોના ધીક્કાર પાત્ર થાય છે.

સર્વે કોઇ જાણે છે કે મન ઘણુ ચચલ છે. મનને કાબુ કરવું ઘણું દુષ્કર છે, અને મનોવિકારપર જીત મેળવવી ઘણી કઠણ છે. છતાં પણ ઉદ્યમથી અને ખંતથી બધું બની શકે છે. માટે એ વ્હેનોએ વિચાર કરી વૃત્તિઓને વશ રાખવાની ઘણીજ જરૂર છે કારણ કે ઈંદ્રીઓના વિષયો આપણાં ઉપર એટલી સત્તા ચલાવે છે કે તેને જો જરા છુટા મુકયા તો પછી કાબુમાં રાખવા મુશ્કેલ થઇ પડે છે. અને તેમાં પણ મન મુખ્ય છે. એટલેજ જેણે મન જીત્યું તેણે સર્વ જીત્યું કહેવાય છે. હમેશાં ફુરસદને વખતે મન કંઇ કંઇ જાતના સંકલ્પ વિકલ્પ કરતું ગમે ત્યાં ભમે છે. અને સાથે કર્મબંધન પણ કરે છે. માટે બનતાં સુધી 'એવો નકામો ફુરસદનો વખતજ ન રાખવો. વડીલજનો પ્રત્યેની ફરજ બજાવતાં તેમજ ગૃહકાર્ય કરતાં જે ટાઇમ મળે તેનો ધાર્મિકક્રિયા અને જ્ઞાના અભ્યાસમાં પસાર કરવો' જોઇએ. બ્હેનો, આ દુનીઆમાં વૈધવ્ય સમાન સ્ત્રીઓને અન્ય દુઃખ નથી, છતાં કમનશીબે પ્રાપ્ત થયેલા એવા આ દુઃખને સમભાવે સહન કરવુ ઘટે છે અને આવી અધમ દશા વડીલોની છાયામાં રહી ગુજારવી જોઇએ. કારણ કે આ દશા એવી તો બુરી છે કે તેને અંગે એક વ્યવહારિક કહેવત છે કે "નિધણીયાં ઉપર નજર સહુ નાંખે ને મન આવે તેમ ભાંખે." આ કહેવતને અનુસરનારા લોકો તેમના મનમાં આવે તેમ આક્ષેપ ઉરાડે છે. એટલા માટે બ્હેનોએ વડીલરૂપી છત્રની છાયામાં રહેવાની જરૂર છે. કુલીન સ્ત્રીઓ કોઇ કાળે સ્વતંત્ર રહેતી નથી;

જનનિ જનક વશ રહે બાળા, તરૂણિ પતિ આધાર;
વૃધપણામાં પુત્રો પાળે, સ્વતંત્ર નહીં કુલનાર.

આ પ્રમાણે કુલીન વ્હેનો બાલ્યાવસ્થામાં પિતાની છાયામાં રહે છે. તરૂણાવસ્થામાં પતિની છાયામાં રહે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્રો તેનું રક્ષણ કરે છે; માટે કુલીન વ્હેનોએ અત્યારની ચાલી રહેલી સ્વતંત્રતાને સ્વપ્ને પણ ઇચ્છવી નહીં.

કદાચ દૈવવશાત્ કોઈને વડીલોનો આધાર ન હોય તો પણ સદ્‌ગુણની છાયામાં રહી દુર્જનોથી ડરતાં રહેવાની જરૂર છે. કારણ કે ગુણવાનોને પણ દુર્જનોનો ભય ઘણો રહેલો છે. દુર્જન લોકો કદી પણ ગુણ ગ્રાહક હોતા નથી. ગમે તેવું પવિત્ર ગુણવાન માણસ હોય છતાં દુર્જનોને નઠ્ઠું કારણ મળવાથી, દૂષણ આપવા ચુકતા નથી. તેઓનું લક્ષજ પારકાં દૂષણો જોવા તરફ હોય છે. માટેજ-દુર્જનોથી ડરતા રહેવાની જરૂર છે.

વડીલજનોના હાથનીચે સદ્‌વર્તણુકથી-વર્તતાં આ ઉપર કહેલો ભય થોડો રહે છે. વડીલ તે કોણ ? સાસુ, સસરા, માતાપિતા, જ્યેષ્ઠ બંધુ વિગેરેનો તેમાં સમાવેશ થાય છે. કેટલીક વ્હેનો કોઇ વખતે નઠ્ઠું કારણ મળતાં કલેશ અને અસંતોષ ઉત્પન્ન કરે છે. પરન્તુ એ વખતે એમ વિચારવું જોઇએ કે વ્યવહાર માર્ગમાં જોતાં પતિના જેવું અન્ય સંબન્ધી આ દુનીઆમાં નથી, તો એ ખરા સંબન્ધીના વિયોગે વ્યવહારીક ખરાં સુખનો નાશ થયો, ત્યારે મનમાં ઘણીજ શાન્તી રાખીને હૃદયને વિષે વૈરાગ્ય ભાવ ઉત્પન્ન કરવો જોઇએ. કોઇ પણ જાતના વિષયોમાં આસક્ત થવું એ આ અવસ્થાએ યોગ્ય નથી.

સાસરામાં કે પિયરમાં કોઈ પણ જાતનું દુઃખ, અને કોઈ પણ વસ્તુની જરૂરીયાત છતાં તે ન મળે તો તેમાં ખેદ નહી ધરતાં સમતાએ રહેવું; અને વિચારવું જોઇએ કે વ્યવહારમાં સર્વ સુખની અંદર પતિસુખ પ્રથમ છે. તો તેના વિયોગે જે દુઃખ જીન્દગી પર્યન્ત સહન કરીયે છીયે તો તેના કરતાં જોઇતી વસ્તુનું દુઃખ સહન કરવામાં વિશેષ મુશીબત નથી. માટે સંપૂર્ણ ધૈર્ય રાખી ગમે તે દુઃખને સમભાવે સહન કરવું. ગમે તેવી દુષ્કર મુશ્કેલી છતાં પ્રિય બ્હેનો, આપણે આપણી ફરજો બજાવવામાં પછાત રહેવું ન જોઇએ તેમજ લીધેલાં વ્રતાદિકનું સંરક્ષણ કરવામાં બીલકુલ ખામી આવવી ન જોઇએ. સર્વ વ્રતોમાં શીયલવ્રત તે મુખ્ય છે. સ્ત્રીઓનું પ્રથમ ભૂષણજ એ છે. આ મહાન વ્રતને કોઈ પણ રીતે કલંક ન લાગે અથવા શીયલરૂપી સાડીને કલંક રૂપી ડાઘ ન લાગી જાય, તેની ખરા અંતઃકરણથી સંભાળ રાખવાની જરૂર છે. આ વ્રતને આપણા જીવીત કરતાં પણ અધીક માનવું જોઈએ. પ્રાચીન કાળે સતી સ્ત્રીઓએ આ વ્રતનું રક્ષણ કરતાં પ્રાણની પણ દરકાર રાખી નથી. અને એ વ્રતનેજ અંગે ગમે તેવા દુઃખમાં પણ તેઓને સુખ મળ્યુ છે.

બ્હેનો, જ્યારે ભવાન્તરે સુકૃત્યો કરવામાં ખામી રાખી હસે ત્યારેજ આવી આ ભવમાં દુઃખદ સ્થિતિ પ્રાપ્ત થઇ છે. દશા કેવી દુઃખમય છે તે માત્ર અનુભવવાળી બ્હેનોને જાણતી હસે. તથાપી હવે આ દુઃખદ સ્થિતીને બાજુએ મુકી વિશેષ શોકમાં વખત નહી ગાળતાં કાંઇક ધાર્મિક બાબત વિચારવાની જરૂર છે. કમનશીબે સંપૂર્ણ દુઃખ તો પ્રાપ્ત થયું છે છતાં પણ પુણ્યોદયથી એક ખરા આધાર રૂપ ધર્મ તે આપણા હાથમાં રહ્યો છે. ત્યારે હવે વ્યવહારિક પતિનો સંબન્ધ તુટતાં ધર્મરૂપી પતિને ધારણ કરવાની જરૂર છે. નિશ્ચયથી ખરી રીતે જોતાં વ્યવહારિક પતિનો સંબન્ધ આ ભવને વિષેજ રહેવા વાળો છે. અને ભવાન્તરને વિષે જીવન દુઃખમય થાય છે, ત્યારે ધર્મરૂપી પતિનો સંબન્ધ આ ભવ અને પરભવ બન્નેને વિષે સુખમય રાખનાર, અને કદીપણ નહીં તુટનાર એવો છે તે ધર્મ પતિનો સંબન્ધ રાખવાની જરૂર છે. વ્યવહારીક પતિના વિયોગે ધર્મ પતિના તરફ જે જે ફરજો બજાવવાની છે તેમાં ખરા તન મન અને શક્તિ મુજબ ધનથી તત્પર રહેવું. ધર્મ-પતિના શરણમાં રહેવાથી તે આપણને આ ભવમાં કે પરભવમાં કોઇપણ વખતે વિયોગી બનાવતો નથી માટેજ ધર્મરૂપી પતિને કોઇ પણ વખતે છોડવો નહીં, એ સર્વે કોઇનું કર્તવ્ય છે વિધવાવસ્થાએ વ્યવહારિક પતિના વિયોગે સ્થૂલ આભુષણો તજી દઇ નિશ્ચયથી ધર્મ પતિના સુયોગ અર્થે ભાવ આભુષણો ધારણ કરવાની જરૂર છે. આપણામાં વિધવા-વસ્થામાં આભુષણ રખાવે છે તે અયોગ્ય રીવાજ છે. ખરૂં જોતાં એ રાખવાની જરૂર નથી.

વિધવા બ્હેનોનાં ભાવ આભુષણો કેવા પ્રકારનાં હોવા જોઇએ? શક્તિરૂપી ચાંદલો જેના લલાટને વિષે શોભી રહ્યો છે. મોહ ત્યાગરૂપી કંકણ જેના કરને વિષે રહેલાં છે. ઉચ્ચ ભાવના રૂપી હાર જેના કંઠને વિષે ઝળકી રહેલો છે. સતસમાગમથી ગોષ્ટી વિનોદનું શ્રવણ જેના કર્ણને વિષે આભુષણ રૂપે રહેલું છે. પ્રભુ પૂજનાદીક મુદિકા જેની અંગુલીને શોભાવે છે. સન્માર્ગે ચાલવારૂપી નેપુર જેના ચરણને વિષે રણઝણી રહે છે. નમ્રતારૂપી કાજલ વડે જેના નેત્રો શાન્ત છે. અને શિયલરૂપી નિર્મળ શ્વેત સાડી વડે જેનું અંગ પ્રકાશમાન થઈ રહેલું છે. એ સાડીની સ્થિરતા એટલે સુધી રહેલી છે કે

# સુગૃહિણી.

( મરાઠી ઉપરથી )

અનુવાદક શ્રી તારાબ્હેન રૂપશંકર.-કડી.

એક સારસ્વત ભગિનીયે સુગૃહિણી ( Ideal wife ) એ સંબધે લખ્યુ છે, તેમાં તેમણે એક અંદર જુના કુટુંબની એક બાઇ લઈને તેણે પોતાનો સંસાર ઉત્તમ રીતે ચલાવ્યો છે, એમ બતાવ્યુ છે.

તે દરેક વખતે પોતાના કામમા બહુજ કુશળ રહી છે પતિના વિરૂદ્ધ તે કદીપણ વર્ત્તતી નથી. હમેશ પતિસેવામા તે મગ્ન રહે છે. આવી બહેનનો દરેક સ્ત્રીયોયે દાખલો લેવો જોઈયે વિગેરે કહ્યુ છે

આ તેમના કહેવાથી જૂની પદ્ધતિને એમણે એટલું 'મહત્વ આપ્યું' છે કે જેથી નવા જમાનાની સીખેલી બે દર્ત્તને પોતાનો ઘર સંસાર બરોબર ચલાવતાં આવડતો નથી, એવો ખોટો આક્ષેપ મુકયો છે.

આમ જો હોય તો શીક્ષણને માથે પાણી ફર્યા જેવુ થાય છે. મને લાગે છે કે એક તો આ બ્હેન ને શિક્ષણ લીધેલી મડળીની સ્ત્રીયોનો અનુભવ બહુજ થોડો છે. અથવા શિક્ષણ શું છે ? તેનાથી શુ પરિણામ આવે છે ? એ તેમને બરાબર ખબર નહોવી જોઇયે તેથી જ તેમણે આવુ લખ્યુ છે. આવુ લખવાથી આપણી સમાજ ઉપર શુ અસર થશે તે તેમના ધ્યાનમાં રહ્યુ હોવુ ન જોઇયે

એક તો આપણો સમાજ હજુ ઘણોજ પછાત છે આવી રિથતીમાં ઉપરના ઉદા હરણો જેવાં ઉદાહરણો ઉપરા ઉપર એ સમાજની પાસે આવવા માંડે તો આપણી સમાજની ઉન્નતિ થવાની તો બાજુ પર રહી, પણ સ્થિતી હાલ છે તેનાથી પણ હીણી થવા ભય રહે છે

જુની પદ્ધતિમાની એકાદ સ્ત્રી સારી દેખાડીને તેથી બધી જુની સ્ત્રીયો બહુજ સારી છે એમ કહેવાય કે ?

જુની પદ્ધતિની સર્વે સ્ત્રીયો સારી નથી તેમ પણ મ્હારૂ કહેવુ નથી. પણ નવીન પદ્ધતિજ ખરાબ છે,-કોઇ નવી બાબત વ્યવહારમા આવી કે તેનો વિચાર ન કરતાં તેના માટે એકદમ તિરસ્કાર કરવો તેનાથી શું ફાયદા છે ? છે તો કયા કયા છે તે મદલ કાંઇ વિચાર ન કરતાં તે નવીન પદ્ધત છે માટે એ નકામી છે, એમ કરવુ તે પણ ભૂલ ભરેલું છે

જુનાં કુટુંબોનાં પુરૂષોને લાગે છે કે આપણે મોટા આપણા અધિકાર મોટા આપણે કરીયે તેજ ખરૂં આવી તેમની સમજણ હોવાથી તેઓ પોતાનાં બૈરાઓને ખરાબ રીતિથી રાખે છે તેમની પાસે રાતદિવસ પોતાની સેવા કરાવે છે અને બૈરાં એટલે કેવળ ગુલામ, આના કરતાં તેમની યોગ્યતા વધારે નથી એમ તેઓને લાગે છે. આવાં કુટુંબોની સ્ત્રીઓ તરફ જોતાં આપણને દેખાઇ આવે છે કે, પોતાના પતિની રાતદિવસ સેવા કરવી તેમજ ઘરનાં નાંના મોટાંની મરજી સંપાદન કરવી એટલુંજ પોતાનુ આખી જીન્દગી પર્યન્તનું કર્ત્તવ્ય છે. અને બીજુ કઇજ તેમનુ કર્તવ્ય નથી એમ તેઓ સમજે છે, તેટલા પરથી તેઓ સારાં છે એમ કહેવાશે નહિ.

અમો હીન્દુ સ્ત્રીયોનું દૈવત પતિજ છે. પછી તે સારો હોય યા ખરાબ હોય, પતિ ગમે તેવો ખરાબ હોય, અવિચારી હોય, વ્યસની હોય, તોપણ અંધ શ્રદ્ધાથી વળગી રહેલી રૂઢીને પોરણે આપણી સ્ત્રીયો તે માન્યતાને વળગી રહે છે. પતિ બદલ જો કે તેમને દુર્ગુણોના કારણે પૂજ્યભાવ ન હોય તોપણ ઉપર ઉપરથી પોતાનો પ્રેમ ઘણો છે; તેવું કરવાનું કારણ એટલુંજ કે જો પોતાના પતિ વિરૂદ્ધ (ખરી ને યોગ્ય બાબત હોય તેમાં) વર્તીશું તો આપણા લોકો આપણને હસશે, અને આપણો પતિ ગમે તેવો દુર્ગુણી હોય તો પણ આપણી ગતિ તેની મરજી પ્રમાણે વર્ત્યા સિવાય નથી, એવી એમની નીરૂપાયે ખાત્રી થયેલી હોય છે, માટે તેમ વર્તવા તેઓ તૈયાર થાય છે.

પોતાનું કહેવાનું જો કે બરાબર હોય તોપણ સમાજ તેમને શું કહેશે આવી બ્હીકથી પતિની આજ્ઞા પછી તે ગમે તેવી ધર્મ કે નીતિ વિરૂદ્ધ હોય તોપણ ઉઠાવવા તે તત્પર થાય છે. એટલે કે પુરૂષોને ગમે તેવીજ રીતે સ્ત્રીયોને વર્તવાની ફરજ પડે છે. અને બિચારી દીન સ્ત્રીયો તે પ્રમાણે વર્તે છે: કારણ તે સિવાય તેમની ગતજ નથી એવી તેમની માન્યતા છે

આટલા ઉપરથીજ જુના જમાનાનાં અંધ શ્રદ્ધાવાળાં બૈરાં સારી રીતે વર્તે છે, સારાં છે, આમ કહેવું તે બરાબર કહેવાશે નહિ.

કારણ અંધ શ્રદ્ધાથી ઉત્પન્ન થએલી રૂઢીની બ્હીકથી જો કે તેઓ સારી રીતે વર્તો તોપણ તેમાં ખરૂં સાચાપણું ન હોઇ ને દાંભિક ડોળ સ્પષ્ટ દેખાઇ આવે છે.

હવે નવીન પદ્ધતિની સુશિક્ષિત મંડળીમાં જોશું તો મરદોને આપણે મોટા કરીયે તેજ ખરૂં એમ લાગતું નથી એમ આપણને જણાય છે, વિદ્યાના પ્રભાવથી તેમનાં મન ઉદાર થયેલાં હોય છે માટે કુટંબની બીજી મંડળી જેવાજ આપણે પણ એક છીયે અને આપણે તેમનાથી મોટા નથી તેવું તેઓ માનતા હોય એમ દેખાય છે.

પોતાની સ્ત્રી, એટલે કેવળ દાસી નહિં પણ શુદ્ધ સ્વામિની છે, ને પોતાનો જીવન્ત મિત્ર છે, અને ભાવી ઉત્તમ ફળ પ્રાપ્ત કરવાની તેના માથે મોટી જવાબદારી છે એવું તેમને લાગે છે. તેમાં અરસપરસ યોગ્ય રીતે સ્વતંત્રતા હોવાથી એક બીજાને સમાજની રૂઢીને વળગી પડીને ચાલવું પડતું નથી તેથી તેમનાંમાં જે પ્રેમ હોય છે. તે પોટો કે ઉપરનો ન હોતાં ખરેખરો પ્રેમ હોય છે.

પતિને જો પત્નિમાં એકાદ દુર્ગુણ લાગે તો તે તેને તુર્ત કહે છે. ને પત્નિને પતિનો એવો દુર્ગુણ લાગે તો તે પણ તુર્ત કહે છે. ને તેથી કરીને એક બીજાના એખવાસથી તેઓ પોતપોતાની ભૂલ સુધારે છે નવીન પદ્ધતિ પ્રમાણે પુરૂષોને આપણે મોટા છીયે, આપણે કરીયે તેજ ખરૂં એમ લાગતું નથી; તેનું આ પરિણામ છે.

અને સ્ત્રીયોને પણ આપણે ગુલામ છીયે એમ પણ લાગતું નથી. તેથી બન્ને પક્ષમાં પ્રેમ સૌજન્ય અને પરસ્પર સહાનુભૂતી જોવામાં આવે છે.

પહેલાંની મંડળીમાં ગરીબથી શ્રીમંત સુધી જોઇશું તો તેમના ઘરમાં સ્વચ્છતા ઓછી જોવામાં આવે છે. જ્યાંરે જ્યાંરે કચરો પડ્યો હોય છે.

રસોડાં પણ ઘણાં અસ્વચ્છ જોવામાં આવે છે. આવી સ્થિતી બધાંની હોય તેમ મારૂં કહેવું નથી. પણ ઘણાં ખરાંનો આવોજ દાખલો મળે છે. સારા દાખલા બહુજ થોડા મળે છે. આવી ગંદકીથી શું ખરાબ પરિણામ આવે છે તે તેમને ખબર હોતી નથી

તેથી તેમના ઘરની તેવી વ્યવસ્થા જોવામાં આવે છે. તેવીજ એક નવીન પદ્ધતિના ઘરનો દાખલો લઇયે, તો આપણે કયાંઇ ગંદકી ન લાગતાં ઉલટું તે કેટલું સ્વચ્છ ને સારૂં દેખાશે ? અને તેમાં પણ રસોડું મસવાળી ઝુડીને સાફ કરેલું જોઈશું.

તેવીજ રીતે વાસણ કુસણ કબાટ પેટી વિગેરે પણ સાફ હોઈ અંદરના પદાર્થ સારા રાખેલા હોય છે. સ્વચ્છતાથી કેટલો ફાયદો છે તે તેઓ જાણે છે ને તેથીજ તે લોકો ઘરબાર સ્વચ્છ રાખવાની બહુજ ખબરદારી રાખે છે.

વળી કાંઈ નવીન વાત જોવામાં આવી કે તે નવી છે માટે તિરસ્કારથી ન જોતાં તેનો શું ઉપયોગ છે, તેથી આપણે શું ફાયદા છે, તે બહુલ વિચાર કરે છે. જો ફાયદો છે એમ લાગે છે તોજ તેઓ તેનો ઉપયોગ કરે છે.

રસોડામાં લાકડાંથી ધુમાડો બહુજ થાય છે, તેથી ઘર ખરાબ થાય છે ને ઘરનાં માણસોને ત્રાસ થાય છે તે ન થવા માટેજ જો એકાદ બીજી સગવડ કરવા કહ્યું તો તે જુનાં માણસોને પસંદ પડશે નહિ ને તેથી સારૂં લાગવાને બદલે તેમનો ઉલટો તિરસ્કાર થાય છે. નવીન પદ્ધતિ પ્રમાણે આ ત્રાસ બંધ કરવાને "સ્ટવ" (તેલના દીવા) વાપરવામાં આવે છે. આથી ધુમાડો કે રાખનો ત્રાસ બંધ થાય છે. સિવાય ખર્ચ પણ ઓછો થાય છે. કામ સ્વચ્છ થાય છે ને વખતનો બચાવ થાય છે. ને ઘર સ્વચ્છ રહે છે. તેથી કરીને તે રસોડું છે કે બેસવાનું કે જમવાનું ઘર છે તે ઓળખતાં પણ વાર લાગે છે.

ઘરની સગવડ સારી હોવાથી દરેક પાડોશીને ત્યાં જવાનું ઘડીભર બેસવાનું મન થાય છે. ને વળી ઘરમાં સ્વચ્છતાથી સર્વનાં શરીર સારાં રહે છે ને મન પ્રસન્ન રહે છે.

જુના રીવાજ પ્રમાણે પુરૂષો બહુજ ચીરજોરીથી ને ઓયો ગુલામ જેવી રહેવાથી કુટુંબમાં પ્રજા પણ બહુજ સારી નીપજતી નથી. કોઇ બ્હીકણ, કોઇ મૂઢ, એવું નીકળે છે. સારી પ્રજા થાય પણ કેમ ?

તદન સારી પ્રજા નીકળતી નથી એમ કહેવાનો ઉદ્દેશ નથી પણ જો સારી પ્રજા નીકળે તો તે અપવાદરૂપે નીકળે છે, એમ કહેવાનો તો હેતુ છે.

તેજ પ્રમાણે નવીન પદ્ધતિ પ્રમાણે ચાલતાં કુટુંબમાં જોશો તો માબાપના જેવાં સુઘ સમજુ અને પ્રેમાળ પ્રજા નીકળશે, કારણ છોકરાં ને નહાંનપણથી પોતાનાં ઘરનાં માણસ કેવી રીતે વર્તે છે તેનું અનુકરણ કરવાની ટેવ હોય છે. તેથી કરી નવીન પદ્ધતિ તેમના જોવામાં વારવાર આવવાથી માબાપના સારા ગુણ છોકરોમાં ઉતરે છે. તેથી તેમનાં છોકરાં બહુ કરીને ખરાબ નીકળવાનો સંભવ બહુજ ઓછો છે. અને આવાં કુટુંબમાં સારાં છોકરાં થવાથી દેશનો ઉદ્ધાર પણ થવાનો ઘણો સંભવ રહે છે.

જુની પદ્ધતિને વખાણનાર સારસ્વત બહિનીનો મુળ વિશેષ મહત્વનો મુદ્દો એટલોજ છે કે પત્નિ પતિની વિરૂદ્ધ ન વર્તે, તેની આજ્ઞામાં રહે, તેનેજ "સુગૃહિણી" કહેવી.

મને લાગે છે કે જેઓને પુર્ણ સ્વતંત્રતાની કલ્પના છે, જેઓ પતિનાથી બરોબરીના વ્યવહારે ચાલે છે, જેઓ પતિને કોઇ પણ ખરાબ વાતથી દૂર રાખે છે અને રાખવા પ્રયત્ન કરે છે, જેઓને પોતાના હક (ધર્મ) શું છે તેની ખબર પડે છે, જેઓને પોતાનાં છોકરાંને સુશિક્ષિત રીતે ઉછેરતાં આવડે છે ને સુજ્ઞઅજ્ઞાન છે, એવી સ્રીયોને "આઈડીઅલ વાઇફ" એટલે કે "સુગૃહિણી" એવું અભિધાન આપવું જોઇએ.

# पत्रमंजूषा.

## સરસ્વતીચંદ્રના કેટલાક વાંચકો.

સ્વ. શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી, આપણી ગુર્જર ભાષાના સુવિખ્યાત સાક્ષરનું નામ જગપ્રસિદ્ધ છે. તેમની કીર્તિનો પૂર્ણ પ્રકાશ ખરૂં કહીએ તો તેમણે રચેલા "સરસ્વતીચંદ્ર" ના ગ્રંથથીજ થએલો છે. આ ગ્રંથની ભાષા સર્વોત્કૃષ્ટ છે અને તેની રચના રસીલી વાર્તાના રૂપમાં યોજાએલી હોવાથી વાંચનારને તે પુસ્તક લીધું કે પૂરૂં કર્યા વિના છુટકો થતોજ નથી. આ ગ્રન્થ પ્રસિદ્ધ થયા પછી તેની ઘણી પ્રતો જથ્થાબંધ વેચાઇ છે. આથી કંઇક અંશે ખ્યાલ કરી શકાય કે તેના વાંચનારાઓની સંખ્યા પણ મોટી હોવી જોઇએ.

જે લક્ષ્યથી આ ગ્રન્થ રચાયો છે. તે લક્ષ્ય ધ્યાનમાં રાખીને વાંચવામાં આવે તો તેનું ઉત્તમ પરિણામ આવે, એમાં કાંઇ શક નથી. પણ કોઈ પોતેજ પુસ્તકમાં લખ્યા અનુસાર 'નવિનચંદ્ર' છે એમ માને, ને પોતાની પત્નીને કુમુદ યા કુસુમનું રૂપ આપી સંસારમાંથી દૂર થઇ કોઇ અન્ય પ્રકારની જીંદગી ગુજારે, અને તેથી જો કંઇ વિપરીત પરિણામ આવે, તો તેનો દોષ કંઇક અંશે એ પુસ્તકને દેવો તેના કરતાં એવા વાંચનારની અપક્વ નિરીક્ષણ શક્તિનેજ દેવો, તે વાજબી છે.

બનતાં સુધી વિદ્યાર્થિ અવસ્થામાં આ અનુભવજન્ય નિરીક્ષણ શક્તિનો અભાવ હોય છે. એટલે કે પુસ્તકનું વ્યાવહારિક રહસ્ય સમજવાની શક્તિ ન હોવાથી કઇકવાર ગ્રન્થની અવળી અસર થવાની બ્હીક રહે છે. અને અનુભવથી જોઇ શકાય છે કે આવી રીતે નીતિ ભર્યા નવલકથાનાં રૂપમાં જે લખાયાં છે, અને જેમાં બધાં પાત્રો કલ્પેલાં હોઇ હવાઈ કિલ્લામાં ફરતાં ચિત્રેલાં હોય છે; તે બધાને તેમ વિચરાવવામાં ગ્રન્થ કર્તાનો શું ઉદ્દેશ હશે તે વાંચનાર પોતાની નિરીક્ષણ શક્તિની ખામીને લીધે જોઈ શકતો નથી; અને તેથી કરીને પોતે પણ તેવા કોઇ કલ્પવૃક્ષની ઇચ્છા પાછળ, પુસ્તકમાં કલ્પેલું બધું પોતાને ખાતરજ બની શકે છે એમ માની, હસડાય છે. આ બધાના પરિણામે તે અર્ધ-દગ્ધ વાંચનાર પોતાની ફરજ, ધર્મ, સર્વ ભૂલી જઇ મૃગજળવત્ સુખ મેળવવાના વૃથા પ્રયાસમાં પડે છે. પણ તે પ્રમાણે તેની મનની મુરાદ પાર પડતી નથી—અને કુદરતી રીતે પાર પડી શકે પણ નહિં: તેથી અંતે અતિનિરાશ થઇ પોતે દુઃખી થાય છે અથવા માને છે, અને પોતાની સાથે ભાવિયોગે સંબંધથી બંધાયલાં સ્વજનને દુઃખી કરે છે।

કદાચ પોતે તો શાળાનો માત્ર વિદ્યાર્થિ હોય છે; અને બીજી તરફ તે શ્રી ગોવર્ધનરામના જેવા ગહન વિચારોને સમજી જઇ જીવનમાં ઉતારવાની તત્પરતા દેખાડે છે. પણ "કુવાની દેડકી સમુદ્રને શું જાણે?" એ કહેવત અનુસાર, જ્ઞાન અને અનુભવની ખામીને લીધે તેના આદર્શ પૂરા સમજી પણ શકતો નથી અને પોતાની ફરજ ભૂલી જઇ બાલ્યાવસ્થામાંજ સ્વતંત્ર થવાના ખોટા દોરપર તે તણાય છે. તે હવે પોતાનાં વડીલોના સ્વાભાવિક રીતે હિતકારક દબાણ ને તુચ્છ ગણી પોતાની ઇચ્છા અનુસાર વર્તવાનું શરૂ

કરે છે, વસ્તુ સ્થિતિ જ્યારે ટોચે ન્હડે છે ત્યારે જેમ "સરસ્વતીચંદ્ર" પોતાના પિતાથી રીસાઇ અન્ય સ્થળે નાશી ગયો હતો, તેમ પોતે પણ નાની સરખી પોટલી લઇ "હું જાઉં છું!" (-ક્યાં જાઉં છું તે પોતે પણ જાણતો નથી.) આવી જાતના બેવકૂફી ભરેલા પત્રો પોતેજ કલ્પેલા "ચંદ્રકાન્ત" મિત્રપર લખી નાશી છુટે છે।

આ સ્થળે એટલુંજ જોવાનું છે કે બીચારા નિર્દોષ સરસ્વતીચંદ્રનું કેવું ખોટું અનુકરણ થાય છે! સાક્ષર શ્રી ગોવર્ધનરામનો શું તે ગ્રન્થ લખવામાં આવો ઉદ્દેશ હતો! નહિંજ. ગ્રન્થકર્તાની એક પ્રબળ ઇચ્છા તો એમ હતી કે દરેક ગૃહમાં સરસ્વતીચંદ્ર જેવા વિદ્વાન નરરત્ન થાય, અને સ્ત્રીવર્ગમાં ગુણસુંદરી અને કુમુદસુંદરી જેવી ગૃહકાર્યમાં કુશળ મહિલાઓ થઇ ગૃહસંસાર અતિ ઉત્તમ અને સુખકારક બને.

સ્વ સાક્ષર શ્રી ગોવર્ધનરામનો પુસ્તક લખવામાં શું ઉદ્દેશ હતો તે યુવાન વાંચનારે પોતે પૂરૂં સમજી શકતો ન હોય તો તેના અભ્યાસીઓ પાસેથી જાણી લેવાની જરૂર છે. સ્વ. શ્રી ગોવર્ધનરામ વિદ્વાન, દષ્ટા, અને તત્વજ્ઞાની હતા તેમજ તેમણે ઇંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓમાં લખાએલાં અનેક પુસ્તકોમાંથી વિશાળ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. આ જ્ઞાન સમસ્ત જગતને કેવી રીતે ઉપયોગી થઇ પડે અને મનુષ્યની જીંદગી કેવી રીતે પરોપકારી ઉદ્ધારક બને, એ તેમનું ઉચ્ચ લક્ષ્યબિંદુ હતું.

પરન્તુ કોઇ પણ વાંચનાર અવિચારે એમ માની લે કે "આ ગ્રન્થમાં લખ્યું છે તેવુ મારા પોતાનાજ કુટુંબમાં બની શકે." આમ ખોટે ખોટું ધારવું એ એક મહાન મૂર્ખતા છે.

ગ્રન્થના કોઇ મૂર્ખ વાચકને સુશીલ પરન્તુ કેળવણી નહિં પામેલી પત્નિ સાથે સંબંધ થયો, અને "તે કુમુદ જેવી નથી, માટે મારે ને તેને નહિ બને!" અથવા તો પરણ્યા પછી તેને મારી મારીને પણ એકદમ કુમુદસુંદરીના જેવી બનાવવાં પ્રયત્ન કરવો એ ખાલી ધૂળ ઉડાવવા જેવું છે। કુદરતના સંજોગોથી જે થતું આવે છે, તેમાં એકદમ કૃત્રિમ (artificial) વ્યવસ્થા ઘુસાડવા બેસીએ, તો તે કેમ બની શકે!

ગ્રન્થ વાંચનાર એટલુંજ ફક્ત સમજે કે સરસ્વતીચંદ્રે તેમજ કુમુદસુંદરીએ પરસ્પરસ પત્રો લખ્યા છે તેવા પત્ર પત્નિ પાસે લખાવવા હોય તો તેણે પોતે પણ ગોવર્ધનરામ જેવા થવાની લાયકી મેળવવી જોઇએ. તેના કુટુંબમાં પણ એવી ઉચ્ચ કેળવણીનું બી રોપી દેવુ જોઇએ કે ધીમે ધીમે તે ફળીને બધાને ગૃહસંસારના અમૃત સુખનો લ્હાવો મળે.

—જાડેજા સુરસિંહજી આંગણવાવાળા.

---

મનુષ્યના મિત્રો—જગતમાં મારા ત્રણ મિત્રો છે. મને ચાહે છે, એક બીજો મારા ઉપર દ્વેષ રાખે છે, તથા ત્રીજો મારા તરફ બેદરકાર રહે છે મને જે ચાહે છે તે મને મૃદુતા શીખવે છે, મારી ઉપર જે દ્વેષ રાખે છે તે મને સાવચેતી શીખવે છે અને જે મારી તરફ બેદરકાર રહે છે તે મને આત્મનિષ્ઠા શીખવે છે

—F. G M.

## સ્ત્રીઓને વકીલાતની છૂટ!

સને ૧૯૧૪ ના સપ્ટેમ્બર માસના સુંદરી સુબોધના માસિક વધારાને પાને ૨૭ મે રા. શા. કૃષ્ણલાલ હરગોવિન્દ પંડિતે એક બાબત ઉપર સમાજનું લક્ષ ખેંચ્યું છે અને તે એ છે કે—

"વકીલાત કરવાની સ્ત્રીઓને શા માટે છૂટ મળવી ન જોઈએ?" ઉક્ત લેખકશ્રી સ્ત્રીઓને વકીલાત કરવા નહીં દેવાની બ્રીટીશ રાજ્યની રીતિનું રહસ્ય સમજી શકતા નથી. તેઓશ્રી પોતાનો લેખ ખતમ્ કરતાં લખે છે કે—

"માત્ર યુનાઇટેડ કીંગડમ—(ઇંગ્લેન્ડ, સ્કૉટલૅન્ડ અને આયર્લૅન્ડ) તથા હીંદુસ્થાનમાંજ તે બાબત પ્રતિબંધ છે, તેનું રહસ્ય સમજી શકાતું નથી."

બેશક, મારે કબુલ કરવું જોઇએ કે સરકારશ્રીના દ્વીપ ત્રિપુટીનાં સામાજીક બંધારણોથી આપણે સંપૂર્ણ વાકેફ ન હોઇએ; પરતુ હીંદુસ્થાનમાં તે મતની સામે પુરૂષો વાંધો લે તે સાચો છે કે ખોટો, તેનો આપણાથી યથાશક્તિ વિચાર કરી શકાય.

નીતિ અને અનીતિ (morality and imm) ની કંઇ પણ શંકાને સ્થાન આપ્યા વગર આપણે કુદરતના સામાન્ય નિયમનું અવલોકન કરીએ તો એમ નિશ્ચય ઉપર આવી શકાય છે કે **જરૂરીઆતની એક જગ્યા ઉપરથી એક માણસને દુર કરતા પહેલાં તે જગ્યાએ બીજાની નીમણુક થાય, એ હિતાવહ છે.**

આ સિદ્ધાંતને ખ્યાલમાં રાખી સમાજમાં સ્ત્રીઓની ફરજ (duty) જરૂરીઆતની છે કે તેના વગર ચાલી શકે તેમ છે તેનો વિચાર કરીએ સહુ કોઈ કહેશે કે જરૂરીઆતની છે, ત્યારે તેમને "ગૃહિણી" ના હોદ્દા ઉપરથી ઉતરતાં પહેલાં કોઇ "ગૃહિણ" તેમની જગ્યા સ્વીકારવા તૈયાર હોવો જોઇએ, એ પણ ખરૂં કે નહી?

આમ થાય તો બેશક નવાઇ જેવું નથી. મથુરાના ચોબા અને બર્મા (બ્રહ્મદેશ) ના લોકો પોતાની સ્ત્રીઓ માટે રસોડામાં પેસી ભોજન તૈયાર કરે છે અને સ્ત્રીઓ તેમના નામથી હજારો રૂપીઆનો વેપાર રોજગાર કરે છે. તે મુજબ હીંદુસ્થાનના બીજા પ્રદેશોમાં એવી પ્રથા પાડવી હોય તો તેમ થઇ શકે ખરૂં. પરંતુ શરત માત્ર એટલીજ છે કે સ્ત્રીઓનો ચાર્જ પુરૂષોએ સંભાળી લેવો પડે. જો સમાજને આ રૂચતુ હોય તો મારા મત પ્રમાણે બીજી મોટી અડચણો આડે આવશે નહીં.

લેખકશ્રી લખે છે કેઃ—"સ્ત્રીઓમાં પણ કેટલાંક રત્નો છે કે જેઓનું છટાદાર ભાષણ સાંભળીને બારીસ્ટરો પણ છક થઈ ગયા છે." સ્ત્રીઓ છટાદાર ભાષણો કરે અને બૅરીસ્ટરો તેથી છક્ક થઇ જાય તેથી સમાજનું શું શ્રેય થાય તેજ મને તો સમજાતું નથી.

પતિ કમાઈને લાવે તેને કેળવવું, પતિ બહારથી માથાફોડ કરીને આવે તેને આનંદ આપનાર અને તેની ચીંતા ઓછી કરનાર 'દેવી'નું કામ કરવું, બાળકો કે જેના ઉપર ભવિષ્યની લાંબી લાંબી આશાઓ બાંધીએ છીએ તેમને કેળવીને સદ્‌ગુણી બનાવવા, એ કામ શું હલકું અથવા ઓછું છે, કે સુધારાને નામે પ્રસરતો "કુધારો"—ઘડીઆળના સામું જોતાં જોતાં કુતરીની પેઠે ખાઇ, ઉતાવળમાં ને ઉતાવળમા બાળકોને જેમનાં તેમ, નોકર ચાકરની પાસે પડતાં મુકી સ્ત્રીઓ કોર્ટનાં બારણાં તરફ દોડી જાય એવું ઇચ્છે છે!

શું જેટલી ચીવટથી એક સ્ત્રી પોતાના પતિને અને બાળકોને માટે રસોઇ

તૈયાર કરશે તેટલી ચીવટથી પગારદાર રસોઇયો તૈયાર કરશે ?–શું જેટલી સંભાળથી માતા પોતાનાં બાળકોને કેળવે છે, રાજી રાખે છે, તેટલી સંભાળથી એક પગારદાર સ્ત્રી તેમને આયવશે કે કેળવશે ?–શું ઘરમાં બેસી શાંતિથી કુટુંબજનોનાં સુખનાં સાધન તૈયાર કરનાર સ્ત્રીની પેઠે વખતસર આવનારી અને વખતસર જનારી કોર્ટમાં કેસ લડી લડીને ફાટી ગએલા ભગજવાળી ખીજાએલી વાઘેણ જેવી દેખાતી સ્ત્રી સુખનાં સાધનો સજ્જ કરી શકે ખરી ?

આ બાબતના વિચાર સુધારકના મગજમાં આવી શકતા નથી, એ પણ એક અજાયબ જેવું નથી. સુધારો વકીલાત કરવાની છુટ આપી સ્ત્રીઓને નવા હક્ક આપવા માગે છે જે તેઓના હક્ક છે તે પણ કપટથી છીનવી લેવા માગે છે તે વિચારવા જેવું છે !

"પારકું જોયુ તેવુ (ગુણદોષ સમજ્યા વગર) મારે જોઇએ" એવી બાળ હઠ સુધારો પકડે તે શું ઇચ્છવા યોગ્ય છે ?

પારેખ ભગવાનજી ગોવર્ધનદાસ.

---

# ગૃહ જીવનમાં કસરત.

મે તંત્રીજી,

હું એક કન્યાશાળામાં ડ્રોઇંગ (ચિત્ર) શિક્ષક છું. ગઇ કાલે મ્હે એક ઇંગ્રેજી રમતની વસ્તુઓનું મૂલ્યપત્રક (Price List) જોતાં તેમાંની એક સ્પ્રિન્ગવાળી (વાળી વળાય એવી) કસરતની વસ્તુ નજરે પડી. મ્હારે કસરત કરવાનાં અનેક સાધન પરન્તુ ઘરમાં પત્નિને માટે આ સારૂં પડશે એમ ધારીને તે મંગાવવા વિચાર કર્યો. તે ઘડીએ મ્હને એવા અનુભવની ગંધ પણ નહોતી કે–સ્ત્રીને ઘરનાં કામથી પૂરતી કસરત મળી શકે એમ છે. વારૂ એ દિવસ તો ચાલી ગયો. આજ સવાર થઇ પણ વિચાર એમનો એમ ચાલુ રહ્યો એવામાં મારાં પત્નિ પાણી ભરવા (વાડામાં કુવો હતો) ગયેલ ત્યાં મ્હારૂં કાંઇ કારણસર જવુ થયુ. જોયુ તો ગરગડીપર દોરડું રાખી સપાટાબેર તે પાણી ખેંચે છે. જોતજોતામાં બે ત્રણ ઘડા ભરી કહાડયા. વિચારમાં અને વિચારમાં હું પાણી ખેંચવુ અને સ્પ્રિન્ગ ખેંચવી, આ બન્નેથી જે કસરત મળે તે હું સરખાવવી લાગ્યો.

સ્પ્રિન્ગમાં જે ખર્ચ થાય, તે કરવાને હજી આપણું હિન્દ અશક્ત છે; ત્યારે આ પાણી ભરવાથીજ સ્પ્રિન્ગ જેટલીજ (બલ્કે વધારે) કસરત મળે છે. વળી એક કામ અને દો કાજ. સ્પ્રિન્ગનું ખર્ચ અને પાણી ભરાવવાનું ખર્ચ પણ જોડે જોડે કમી અને સ્પ્રિન્ગની કસરત માટે જે વખત જુદો કહાડવો પડે તે પણ બચે. વળી સ્પ્રિન્ગની કસરત શિખવવા માટે જે વખત ગુમાવવો પડે તે પણ બચે.

મ્હને આનંદ થયો અને મ્હે પત્નિને વાત કરી સદ્ભાગ્યે તે સુશિક્ષિત છે. તેથી હસતે મુખે વાત સાંભળીને કહ્યુ –"વ્હાલા, ગોવર્ધનરામ શુ કહે છે ? ગુણસુન્દરી બનો. તેમાંજ તમારૂં કલ્યાણ છે. આપણે ઘેર આવતું સુન્દરી સુબોધ પણ તેવુંજ કહે છે ને ! આપણે મડમ બનવાનું નથી." સર્વે જણે આ વાત બહુજ સમજવી જોઇએ

"પ્રેમયોગી."

---

# જીવ દયા.

(તુરતનાંજ જન્મેલાં કુમળી વયનાં જાનવરોના રક્ષણ માટે ચાંપતા ઈલાજો લેવાની જરૂર.)

## જાનવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીઓના સેક્રેટરીઓને તે બાબતમાં વિનંતિ.

**મહેરબાન સાહેબ**

ભૂલેશ્વરમાં આવેલી આપણા શહેરની પાંજરાપોળ જોવાને માટે મ્હારા આસીસ્ટંટ મેનેજર રા રા. છગનલાલ નવિ. પરમાણુંદદાસ નાણાવટી સાથે હું થોડા માસ ઉપર ગયો હતો અને તે વખતે અમે તે પાંજરાપોળનું બારીકીથી અવલોકન કર્યું હતું અને તેમાં ખાસ અમે એક તબેલામાં જોયું હતું તેમાં ૧-૨ દિવસની ઉમ્મરનાં કુમળામાં કુમળી વયનાં કેટલાંક પાડાંઓ અમે જોયાં હતાં, કે જેઓ માંડ હરીફરી શકે તેવી હાલતમાં હતાં. આથી સ્વભાવીક રીતે અમારા મનમાં જે સવાલ ઉપસ્થિત થયો હતો તે એજ હતો કે આવાં નાની વયનાં પાડાંઓ પોતાની માતાના દૂધના પાન વિના શી રીતે જીવી શકશે? આ સંકટનું સમાધાન કરવા માટે અમે પાંજરાપોળનો એક નોકર કે જે તે તબેલાની સંભાળ રાખતો હતો તેને પુછ્યું તો માલુમ પડ્યું કે તેઓને લાકડાંની નળી અથવા બાટલીઓથી તેનું મોં ફાડી તેમાં પરાણે દૂધ રેડવામાં આવે છે, પણ તે દૂધ તેને પચી શકતું નહિ હોવાને લીધે આવાં પાડાંઓમાં કોઇકજ મહોટું થવાને પામે છે. જ્યારે તેનો મહોટો ભાગ થોડોજ વખત આ દુનિયાની હવા લઇ પાછુ જે રસ્તેથી તે આવ્યું હોય તેજ રસ્તે વીદાય થાય છે.

ખરેખર આપણી પાંજરાપોળો તથા બીજી તેવી સંસ્થાઓ જાનવરોની પોતાનાથી બનતી સેવા કરવામાં પછાત રહેતી નથી, તેમ બિચારાં આવાં પાડાંઓ જેવાં જાનવરો તેઓની ગમે તેટલી સંભાળ રાખ્યા છતાં જીવી શકશે નહી તેવી ખાત્રી હોવાથી પણ આપણી દયાળુ પાંજરાપોળો તેઓને બચાવવાને યથાશક્તિ પ્રયત્ન કરે છે કે જે ઘણે ભાગે નિષ્ફળ નીવડે છે.

જેવું તે પાડું જન્મ પામે છે કે તુરત તે પોતાની માતાના દૂધમાંથી ભાગ પડાવશે અને તેથી પોતાને તેટલા દૂધ પુરતી કમાણીમાં ખસેલ પહોંચશે એવું માનનારા કેટલાક ગવલી લોકો પાડાંઓની આવી દયાજનક અને ક્રુર વર્તણુક માટે જવાબદાર છે. અને આવા હલકા વિચારને આધીન થઇને પાડાનો જન્મ થતાંવેતજ તેને એક જંગલમાં રખડતું મુકી દે છે. ત્યાંથી પાંજરાપોળ માણસો અથવા બીજાં માણસોને તે માલુમ પડતાં તેઓ તેને પાંજરાપોળમાં લાવે છે કે જેમાં ઉપર પ્રમાણે તેની સંભાળપૂર્વક માવજત છતાં તેઓ મરણ પામે છે, અને તેવાં મરી ગયેલાં પાડાંઓનાં મુડદાંઓ ગાડાંઓમાં ખડકીને લઇ જવામાં આવતાં ઘણા લોકોએ જોયેલાં પણ હશે. કેટલી જગ્યાએથી ખબર મળ્યા-

છે તે પ્રમાણે પાડાઓનો જન્મ થતાંવેંતજ કેટલાક ઘાતકી ગવલીઓ જુદી જુદી ઘાતકી વર્તણુકથી તેઓનો નાશ કરે છે અને અફસોસ કે આપણને દૂધ, દહીં તેમજ બીજી ઉપયોગી ચીજ પુરી પાડનારાં બીચારાં નિર્દોષ અને મુંગાં પ્રાણીઓની ઓલાદનો ઉપકારનો બદલો આવી રીતે વાળી આપવામાં આવે છે.

આપણાં ગરીબ બિચારાં નિર્દોષ કુમળી વયનાં બાળકો ઉપર જેમ તેઓની માતાઓને પ્રેમ હોય છે તેવોજ પ્રેમ આવાં પોતાનાં પેટમાંથી જન્મ લેનારાં બાળક બચ્ચાં ઉપર જાનવરોને હોય એ સ્વભાવીક છે. જ્યારે તેનું બચ્ચું તેની મા પાસે હોય અને તેને આપણે માત્ર અટકવા જઇએ ત્યારે તેની માતા આપણા સામે તેનું રક્ષણ કરવાને ધુરકે છે તે ઉપરથી તેવા પ્રેમનો આપણને અનુભવ થાય છે; તો આવી રીતે એક માતાને પોતાનાં બચ્ચાંથી આવી ઘાતકી રીતે વિયોગ કરાવવો એ શું કોઈ પણ રીતે ઇચ્છવા યોગ્ય છે?

હું તે માટે ઉપરમાં જુદાં જુદાં શહેરોની ઘાતકીપણું અટકાવનારી મંડળીનું તે બાબતમાં ધ્યાન ખેંચીશ તો તે કોઇ પણ રીતે અયોગ્ય ગણાશે નહિ. તે દયાળુ સંસ્થાઓ ઘાતકીપણાના જુદા જુદા ગુન્હાઓ સાબીત કરી ઘાતકી ગુન્હેગારોને તેની કસુર બદલ યથાયોગ્ય શિક્ષા કરાવે છે અને મુગાં જાનવરોના તેથી કરીને અગણીત આશીર્વાદ મેળવે છે. પાડા તથા વાછરડાંની બાબતમાં પણ આ એક કમકમાટ ઉપજાવે તેવો ગુન્હો છે અને તેવા ગુન્હેગારને યોગ્ય નશિયત અપાવવા માટે આપણી મુંબઇની ઘાતકીપણું અટકાવનારી મંડળીના સેક્રેટરી સાહેબે ખાસ ધ્યાન આપવાની જરૂર છે. તેઓના એજન્ટોને તેઓએ ખાસ હુકમ આપવો જોઇએ કે આવા ગુન્હાઓ પકડવા માટે તબેલાની આસપાસ તેઓએ ફરતા રહેવું અને ગુન્હેગારને પકડવો જો એવી રીતે કાળજીપૂર્વક કામ લેવામાં આવશે તો હું ધારૂં છું કે થોડા વખતમાં આવા ગુન્હાઓનો સદંતર નાશ થશે તેમાં કાંઈ પણ શક નથી. આપણી નામદાર દયાળુ બ્રીટીશ સરકારે આ બાબતમાં કાયદો અમલમાં મુકયોજ હશે અગર જો નહિ મુકયો હોય તો હું આશા રાખું છું કે જાનવરોનાં બચ્ચાં સ્વતંત્ર રીતે ઘાસ ખાતાં થાય નહિ ત્યાં સુધી તેને તજી દેનાર ગવલીઓને ગુન્હેગાર ગણવામાં નામદાર સરકાર પાછી પાની ભરશે નહિ.

પાડાઓ, બકરાંનાં બચ્ચાંઓ તથા બીજા આવાં નાહના પ્રાણીઓ ઉપર, આવાજ પ્રકારના ગુન્હાઓ બહારગામમાં થવાની ફરીયાદ પણ આપણે સાંભળીએ છીએ અને તેથી કેટલાક દયાળુ દેશી રાજ્યોમાં આવા ગુન્હાઓ ઉપર સખ્ત અંકુશ પણ મુકવામાં આવ્યા છે. અને તેવીજ રીતે બીજાં દેશી રાજ્યો તથા પ્રજા વર્ગ અને સત્તાવાળાઓ તેવા દયાળુ ઠરાવો અમલમાં મુકે અને બિચારાં ગરીબ, નિર્દોષ, કુમળાં પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું બંધ થાય એવી મ્હારી સવિનય નમ્ર પ્રાર્થના છે.

શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ ઑફીસ, ૩૦૯, શરાફ બજાર, મુંબઈ નં. ૨.

લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી, ઑનરરી મેનેજર.

शी मूलजी पांधी तरफथी भेट.

ठ. आनंदजी मूलजी पांधी तरफथी भेट.



ब्रिटिश राजकुमारी—प्रिन्सेस मेरी.

(लडाइना फन्डमाटे प्रिन्सेस मेरीए अथाग श्रम उठाव्यो छे.)

The Manoranjan Press
BOMBAY.



બેલ્જિયમના રાણી, રાજકુમારો અને રાજકુમારી.

# સુન્દરી સુબોધ—

## સચિત્ર માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,–તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: આથી–પોતાનામાં તેમજ સ્ત્રીઓ પુરૂષો, બાળકો,–સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સન્તાનનું ખરૂં દેશહિત છે.

સુન્દરી સુબોધ: પુસ્તક ૧૨.–અંક ૫ જાનેવારી ૧૯૨૫.

## सरस्वती.

उद्बोधनः

जागो, भारत संतान ! बन्धु हो ! जागो हवे तो;
उग्यो विमळ सत्यभाण, बन्धु हो ! जागो हवे तो.
जागो भारत संतान !

तोडो बन्धन बळ करी, आळस मरडो अंग,
जीवन मार्गे संचरो धरी अभिनव विरळ उमंग;
बन्धु हो ! जागो हवे तो !
जागो भारत संतान !

भेद तजो, संप ज सजो, भजो एक भगवान,
धर्मपंथे पग स्थिर हजो, तो पामीशुं पुण्यनुं स्थान;
बन्धु हो ! जागो हवे तो !
जागो भारत संतान !

निन्दा करशे निन्दको, नव धरशो ते ध्यान,
सत्य तणो ध्वज धारीने करो जीवनरणमां प्रयाण;
" सत्यमेवजयते " गजवजो,
शूरां भारत संतान !

—नरसिंहराव भोळानाथ कृत " नूपुर झंकार "

# એ દિન ગયા!

લેખકઃ રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.-કલકત્તા.

(હરિગીત.)

નિર્દોષતા, શુચિતા અને શાન્તિભર્યા દિન એ ગયા,
શૈશવ તણી મૃદુ મધુર સુખપ્રદ સખિ! ગઈ એ સરલતા.
ઉત્સાહ ને આનંદમય એ જીવનઘટના વહી ગઇ,
બાલ્યા ગઈ ને તુંથી હું સખિરી! અરે! વિખૂટી થઈ.

૨.

સન્ધ્યાસમે કદી સરિતતીરે ઉભય-આપણુ બેસતાં,
આનંદકારી વિવિધ રમતો શુદ્ધ હૃદયે ખેલતાં;
રીસાઈ જાતાં લાડથી, વળી પુનઃ એક બની જતાં,
કદી ઉરના ઉલ્લાસથી સ્વર્ગીય હાસ્યે મલકતાં.

૩.

એ દિન ગયા, એ દિન ગયા, ઓ પ્રિય સખિ! એ દિન ગયા,
હા! સમયરૂપી સાગરે એ સુખતરંગો વહી ગયા.
વિધવિધ કુસુમો વીણતી તું, મલિકા હું ગુંથતી,
પ્રિયતમ તને મારો ગણી પછી કંઠ તુજ આરોપતી.

૪.

કદી બાગમાં કાસારતીરે ઉભય આપણુ ઉભતાં,
ત્યાં વિમલ જલ પર બતક કેરી સુખદ કેલી નીરખતાં,
તુજ સ્કંધ પર સખિ! શીર્ષ ઢાળી હું કદી કદી લાડતી,
અતી સરલ ઉંડા વ્હાલથી 'પ્રિય સખિ' કહી બોલાવતી.

૫.

કદી ચાંદની ઉજ્જ્વલ મહીં ચિન્તારહિત બની બેસતાં,
નાના પ્રકારની ગોષ્ઠીમાં સંસારને ભૂલી જતાં!
કદી ગાન ગાતાં ધીર મીઠું શાન્તિમય એ સમયમાં,
પછી ઉભય આપણુ ગાનસ્પર્ધામાં મચી કેવાં જતા?

૬.

એ રમત ક્યાં, એ લાડ ક્યાં, એ હાસ્ય સખિ! સ્વર્ગીય ક્યાં?
ઉલ્લાસ ને વેણી સુખ ક્યાં, ક્યા વચન એ ભાવે ભર્યા?
આલાપ ક્યા, એ ગાન ક્યા, બાલ્યા તણી મીઠાશ ક્યાં?
એ તો ગયાં! એ તો ગયાં! વ્હાલી સખિ! એ તો ગયાં!

## આશ્વાસન.

લેખકઃ—શ્રીયુત "ધીરજ"

શાને વ્હાલા ! દુઃખિત થઇ તું દીર્ઘ નિશ્વાસ નાખે ?
જાણી શુંકું, અરર ! ન ફરે ક્લેશથી કોઈ વાતે;
વ્યક્તિના જ્યાં પલટો પળમાં કોટી યત્નો કરે છે,
જાણી ત્યાં તું હૃદય કુમળું શોક શાને કરે છે ?

ઉર્મિ દેખી સુખ દુઃખ તણી ખડકના આ કિનારે,
કંટાળી શું હૃદયતળમાં શોક—સંતાપ ધારે ?
શોભે છે જે મણિમય રવિ નિત્ય મધ્યાહ્‌ન કાળે,
રે ! તેનીએ પડતી પળમાં થાય કેવી અકાળે ?

વ્હાલા ! કેવો કનક કકડો અગ્નિમાં શુદ્ધ થાય !
બાળે ઝાઝું ત્યમ શકલનું મુલ્ય મોંઘું ગણાય;
ઇક્ષુ દંડો અધિક પીલતાં મિષ્ટતા શું તજે છે ?
મ્હોટા આત્મા દુઃખદ સમયે ઉચ્ચતા મેળવે છે.

પ્રાતઃકાળે ઉદય સમયે સૂર્ય રાતો દીસે છે,
ને અસ્તાદ્રિ ગમન કરતાં રૂપ તેવું ધરે છે;
સંપત્તિ ને વિપદ મહિં છે સૂર્યનું રૂપ સર્હુ,
સાધુઓનુ જીવન દુઃખથી રે ! નહિ ફેરવાતું.

કીર્તિમાં છે અભિરૂચિ અને શાસ્ત્રમાં પૂર્ણ પ્રીતિ,
આપત્કાળે ધીરજ ધરવી સાધુની એ સુનીતિ:
જોને, વ્હાલા ! અધિક ઘસતા ચંદને ગંધ બ્હેકે,
પીડા પામે સલિલ પણ શું અન્નનો પંથ ચૂકે ?

સંકષ્ટોમાં જીવન સરિતા શુદ્ધ વહેતી દીસે છે,
"મ્હારૂં-સ્હેવું" શીખવી જનને કાંઇ ઉચ્ચત્વ દે છે;
ઝેરી શ્વાસો સકળ જગના શોક-સંતાપકારી,
કિન્તુ આપે જરૂર જનને કાંઇ શિક્ષા અનેરી.

અન્તઃ શોકે હૃદય કુમળું થાય ને દુઃખ ન્હાસે,
અશ્રુ સ્નાને જિગર સઘળું મેલ છોડી પ્રકાસે;
આપત્તિને જરૂર હણવા આજ મ્હેં જે વિચાર્યું,
વ્હાલા ! વ્હાલા ! "ધીરજ ધરવી" એજ છે સત્ર સારૂં.

---

# અમોલ મોરલો.

(લેખકઃ શ્રીયુત્ "મલયાનીલ" અમદાવાદ.)

સહીઅરો, જોવાને આવો રે, મ્હારી વાડીનો મોરલો.
આંબલે ઘૂમે છે, અશોકલે ઘૂમે છે,
ઘૂમતો ઘૂમતો નાચે રે, મ્હારી વાડીનો મોરલો.
એક રંગી મોરલે અનેક રંગ દીપતા,
ચિત્ર રંગી ફૂલડે નાચે રે, મ્હારી વાડીનો મોરલો.
"તેહું" "તેહું" નો સાદ ચાર પાસ ટ્હૌકતો,
ટ્હૌકતો, ટ્હૌકતો રાચે રે, મ્હારી વાડીનો મોરલો.
મોરલો અમોલ એવો ઉર મ્હારે ઘૂમતો,
ઘૂમતો ઘૂમતો નાચે રે, મ્હારા અંતરનો મોરલો.
એક રંગી મોરલે અનેક રંગ દીપતા,
ચિત્રરંગી જગતમાં નાચે રે, મ્હારા અંતરનો મોરલો.
"તેહું" "તેહું" નો સાદ ચાર પાસ ટ્હૌકતો,
ટ્હૌકતો, ટ્હૌકતો, રાચે રે, મ્હારા અંતરનો મોરલો.

---

# પ્રેમ-પ્રેમ-ને પ્રેમ!

લેખકઃ શ્રીયુત્ "કુસુમાકર"-સુરત.

પ્રેમ પ્રેમ ને પ્રેમ, ઘડી ભર પ્રેમ વિના નહિ ક્ષેમ,
અહોહો પ્રેમ વિના નહિ ક્ષેમ.

હળવાં હસતાં, દિલમાં વસતાં, નચવે નમણાં નેણ,
નેહ નિતરતાં નયનો વદતાં, વ્હાલ વરસતાં વેણ.— અહોહો વ્હાલ.

અધ ઉઘડી આંખડીમાં આંજ્યાં હૈયાંનાં સહુ હેત,
વ્હાલાને વ્હાલપનો સંદેશો સંજ્ઞામાં કંઇ કહેત— અહોહો સંજ્ઞામાં.

અજવાળે, ઉજમાળે જીવન રસિલાં રમાડે રાસ,
"વ્રજ વ્હાલું વૈકુંઠ નહિ આવું,"-બોલાવે અમ પાસઃ— અહોહો બોલાવે

વ્હાલાંની વ્હાલપની રીતો અમને ના સમજાય,
આવું આવું કંઇક નિરખતાં કો દિન હસી પડાયઃ— અહોહો કો દિન.

રસઘેલાં રસિયાંજન મ્હારાં, શું હશે એ પ્રેમ!
સ્નેહભર્યાં સંતનિયાં શીખવી, બસ આટલી કરજો રહેમ.
અહોહો આટલી કરજો રહેમ.

---

# લગ્નગીત.

( લેખકઃ રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ. )

( " કસ્તુરી કેસર મ્હડીરે દૂધડે વર્ષે છે મેહ " એ પ્રસિદ્ધ સ્ત્રીગીતના ઢાળમાં. )

૧. આજનો દિવસ સખિ! સોહલો રે જાણે સૃષ્ટિ સંજાય,
સ્નેહ ઉરે ઉરે ઉભર્યો રે, મીઠાં ગીત લ્હેરાય;
અમૃત મીઠે દૂધડે રે, જાણે વર્ષે છે મેહ,
ફૂલડાં સુગંધ થી ફોરતાં રે, જાણે સુખનો સ્નેહ !

૨. કુલભૂષણ વીર કોમળા રે, કુલવર્ધન કાજ,
કંદર્પ જેવા કોડામણા રે, વીર પરણશે આજ;
રતિ સમાણી દેખાવડી રે, વધૂ વરવાને કાજ,
લાડેકોડે વીર બનીઠની રે, રંગે વાધશે આજ.

૩. ગડગડી રહી મીઠી વાદ્યો રે, પેલી વધૂકેરે ઉર,
જળ એનાં વીરવર ઝીલશે રે, ભરઉરથી જરૂર;
સ્નેહી સંબંધી ને મિત્રનાં રે, સ્મિતઅમીથી સોહાય,
રોમે રોમે ભીંજાઈ જશે રે, વીર ગીતરસે ન્હાય.

૪. દિશા દિશાએ મ્હેકતી રે, પીઠીથી મર્દો વીર,
પિત્રાણી ન્હાની મ્હોટી પોંખશે રે, હસતે મુખડે રણધીર;
અંગ અંગ સોહરાવશે રે, વસ્ત્રાભૂષણો આજ,
ઘોડીલો કૂદતી સકળ શેરીએ રે, ગંભીર ઘૂમશે વરરાજ.

૫. સાજનમંડળે શોભશે રે, હસતાં નર અને નાર,
ધમધમશે ધરતી બધી રે, સુખીઆં દેવને બાર;
વૃંદ વનિતાનાં ઉતરશે રે, ઉભી વાટે અપાર,
ન્યાળી ન્યાળી વરને નિરખશે રે, ધસમસી અશ્રુમાર.

૬. વિદ્યા ભણી પૂરી થઇ ગયા રે, કુમાર પરણવા જોગ,
વિદ્યાવિલાસી કુમારીનો રે. વીતી જાય લગ્નયોગ;
લગ્નનું વ્રત વીર આદરી રે, સપ્તપદી ભણી આજ,
લક્ષ્મી નારાયણ જોડી થીરે, જોડી જોડાશે આજ.

૭. પ્રાણ ને પ્રેમ વિકાસતો રે, ઝરશે લગ્નનો સ્નેહ.
પંચામૃત શું જીવન તણું રે, લગ્ન સુખ નિઃસંદેહ;
ગૃહસ્થાશ્રમ ગરવો ઘણો રે, પોષે આશ્રમ અન્ય.
વીર એ આશ્રમ આજ માંડશે રે, જીવન કરશે ધન્ય ધન્ય.

૮. વહેવાઇ મંડપગઢને રે, ઘેરો ઘાલશું આજ,
સર કરીશું ગીતગાળથી રે કન્યાકીર્તિએ આજ;
આજનો દિવસ, સખિ! સોહલો રે જાણે સૃષ્ટિ સજાય !
સ્નેહ ઉરે ઉરે ઉભર્યો રે, મીઠાં ગીત ગવાય !

# समाज-साहित्य-विज्ञान.

## આધુનિક સ્ત્રી શિક્ષા.

(હિન્દી ઉપરથી.)

અનુવાદકઃ રા. રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.-અમદાવાદ.

એક સાધારણ સ્થિતિના માતાપિતાને ત્યાં ઉત્પન્ન થએલા, પોતાની દૈવી શારીરિક શક્તિઓ તથા અપૂર્વ માનસિક પ્રતિભાના બળથી અદ્‌ભુત પરાક્રમો કરી ફ્રાંસ દેશના વિશાળ રાજ્યનું સ્વામિત્વ મેળવનાર મહાત્મા નેપોલિયન બોનાપાર્ટ પોતાની માતાની દ્વારા મળેલી શિક્ષાઓને માટે સર્વદા ઉપકાર પ્રકટ કરતા હતા. વારંવાર તેઓ એમ કહ્યા કરતા હતા કે "અદ્યાપિપર્યંત જે કાંઇ મ્હેં કર્યું છે અને ભવિષ્યમાં કરવાની આશા છે તે માત્ર મ્હારી માતાની પવિત્ર શિક્ષાઓનું ફળ છે." તેમને દૃઢ વિશ્વાસ હતો કે. "પ્રજાનો ઉત્કર્ષ, રાજ્યની શોભા તેમજ દેશની ઉન્નતિનો બહોળો અંશ, દેશની સુશિક્ષિતા સ્ત્રીઓ પર આધાર રાખે છે."

પાશ્ચાત્ય શિક્ષાઓની પ્રાપ્તિ સાથે આપણામાં એક દુર્ગુણ એ આવી પડ્યો છે કે આપણા દેશના વિદ્વાનોની સલાહ કરતાં આપણે વિદેશીય લેખકોની વાતોનો અધિક આદર કરીએ છીએ। તેથીજ આ લેખના આરંભમાં વીર નેપોલિયનનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. યદ્યપિ આજકાલની શિક્ષાપ્રણાલી સર્વાંગે પૂર્ણ ન હોવાથી, તેમજ એ અધુરી શિક્ષા મેળવનાર બાલાઓમાં દોષ વિશેષ રહી જાય છે, તેથી કેટલાક લોકો હજી પણ આધુનિક સ્ત્રી-શિક્ષાના પક્ષપાતી થયા નથી; તથાપિ આ વાત તો નિર્વિવાદ છે કે **ઉન્નતિનું મૂળ સ્ત્રી-શિક્ષા જ છે.** હાલની સ્ત્રી-કેળવણી તરફ અભાવ રાખનાર તે સજ્જનો પણ સ્ત્રી-શિક્ષાને દોષમય કહેતા નથી, પરન્તુ તેઓ તે કેળવણીની પદ્ધતિ, સ્વરૂપ, તથા સાધન વગેરેને માત્ર આ દેશની સ્ત્રીઓ માટે ઉપયુક્ત સ્હમજતા નથી.

જો ઉંડો વિચાર કરીને જોઇશું તો જેને આપણે સ્ત્રી-શિક્ષા કહીએ છીએ, તે વાસ્તવમાં સ્ત્રીશિક્ષા નથી પરન્તુ કન્યાઓની કેળવણી છે. સંભવ છે કે આગળ જતાં એ પદ્ધતિમાં સુધારો કરવામાં આવશે; પરન્તુ હમણાં તો સાધારણ રીતે એમાં કન્યાઓની શિક્ષાનોજ અંશ પ્રધાન છે તથા પૂર્ણ વયની મહિલાઓની શિક્ષાનો પ્રબંધ કોઈ કોઈ શહેરોમાંજ છે. કન્યાઓની શિક્ષા સ્ત્રી-શિક્ષાનું મૂળ છે. અને તે માટે આપણી ન્યાયશીલ બ્રિટિશ સરકાર અને વડોદરા જેવાં આદર્શ દેશી રાજ્યો બનતો પ્રયત્ન કરે છે. અન્ય સ્થળોએ પણ આ સત્કાર્યનું બહુ અનુકરણ થાય છે અને સમ્પૂર્ણ જનસમુદાય આ પ્રણાલીનો પક્ષપાતી થઇ રહ્યો છે, એમાં કાંઇ શક નથી.

### આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી શું વિચાર કરવા જોઇએ ?

સ્ત્રી-શિક્ષાની પ્રત્યે જનસમુદાયની સહાનુભૂતિ, તથા સરકાર અને દેશી રાજ્યોના સુપ્રયાસો જોઇ આપણે પ્રસન્ન તો અવશ્ય થઇએ છીએ. પરન્તુ આપણે વર્તમાન સમયની કન્યા-શિક્ષા-પ્રણાલીની સૂક્ષ્મ દૃષ્ટિથી સમાલોચના કરવી ઘટે છે સ્ત્રી-શિક્ષા હમણાં

બાલ્યાવસ્થામાં છે અને જેવી રીતે સ્વાભાવિક સ્નેહને લીધે માતાપિતા પોતાનાં બાળકોના ગુણો અને દોષોની પક્ષપાત રહિત સમાલોચના કરી શકતા નથી, તેવી રીતે આપણે પણ આ ખાસ સ્ત્રી-શિક્ષા પ્રણાલીની ખામીઓ તરફ મમતાને લીધે પુરતું લક્ષ આપતા નથી. પરન્તુ એ આપણી ઘણીજ ભારે ભૂલ છે. સ્ત્રી-શિક્ષા જેવા મહત્વના વિષયપર કદી આપણે પૂર્ણ ધ્યાન નહિ આપીએ અને તેની દ્વારા કેટલાએક નિંદ્ય પરિણામોને ઉત્પન્ન થવા દેઇશું, તો ત્હેનું બુરું ફળ આપણાં ભાવી સંતાનોને ભોગવવું પડશે એ નિઃસંદેહ છે. વળી એથી આપણા દેશની ભાવી પ્રજાનું જીવન દુઃખમય બની રહેશે. આથી અન્યાન્ય વિષયોની પેઠે સ્ત્રી-શિક્ષા જેવા અતિ મહત્વના વિષયપર યોગ્ય ધ્યાન આપવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે.

આપણા દેશને જેમ અભણ અંગ્રેજોથી હાનિ થાય છે, ત્હેનાથી પણ વધારે હાનિ આપણી સુશિક્ષિતા કહેવાતી પણ અર્ધ જ્ઞાન પામેલી સ્ત્રીઓએ અનુચિત માર્ગોનું અવલમ્બન કરવાથી થઇ શકે, તે આપણે સર્વદા ભૂલવું જોઇએ નહિ. અને આપણી બાલિકાઓને, કેવા સ્થાનમાં, કોની દ્વારા, કયા કયા વિષયોની શિક્ષા આપવામાં આવે છે-આ સર્વ બાબતો પર આપણે દૃષ્ટિપાત કરીશું તો આપણને સમજાયા વિના રહેશે નહિં કે કન્યા કેળવણીના વર્તમાન શિક્ષાક્રમમાં કેટલાએક આવશ્યક સુધારાની ખાસ જરૂર છે.

## આપણો કોઈ સ્થિર ઉદ્દેશ નથી.

સ્ત્રી-શિક્ષાના પ્રસંગમાં સર્વેથી પ્રથમ વિચાર કરવા યોગ્ય વાત એ છે કે ત્હેમને શિક્ષા કયા ઉદ્દેશથી આપવી જોઇએ-આપણો ત્યાંનો પુરૂષવર્ગ તો એટલા માટે વિદ્યાધ્યયન કરે છે કે એ દ્વારા ત્હેમની ઉદરપૂર્તિ થાય. માત્ર જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અધ્યયન કરનારા સજ્જન હિંદુસ્થાનની શાળાઓમાં વર્તમાન સમયમાં ભાગ્યે ગણત્રીમાં આવશે. ભણેલા ગણેલા બુદ્ધિમાન યુવકોનો મ્હોટો ભાગ નોકરીઆત હોવાથી, ઘણાં મનુષ્યો એમ ધારે છે કે ભણવાનું તો માત્ર નોકરી કરવાને માટેજ હોય છે. અને આ નિશ્ચયે આપણામાં એટલી દૃઢતા પ્રાપ્ત કરી લીધી છે કે કેટલાએક લોક અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને વારંવાર પૂછ્યાં કરે છે કેઃ-"અમુક પરિક્ષામાં ઉત્તીર્ણ ( પાસ ) થયા પછી કેટલા રૂપીઆનો મહિને પગાર મેળવી શકશો ?" જ્યારે યુવકોની બાબતમાં લોકોને આ નિશ્ચય થઇ રહ્યો છે, ત્યારે તે અશિક્ષિત પુરૂષ સ્ત્રીઓની કેળવણીના વિષયમાં એમ કહે કેઃ-"અમારી બાલિકાઓને કાંઈ નોકરી કરવા જવું નથી કે અમે ત્હેનો ઘરકામ શીખવાનો સમય બગાડીને તથા ઘરમાં મદદરૂપ થઇ પડવાની અનુકૂળતાનો ભોગ આપીને પણ ત્હેને ભણવા નીશાળે મોકલીએ ! "-આવું સાંભળવું એ કાંઇજ આશ્ચર્યની વાત નથી. એ બધું હોવા છતાં-"કોઈ પણ પ્રવાસમાં સુશિક્ષિત મનુષ્ય વિશેષ ઉપયોગી કાર્ય કરી શકે છે," આ સત્ય લોકોના હૃદયમાં સારી છાપ પાડી રહ્યું છે. અને લોકો આ વિચારને આધારે અથવા કોઈ સ્થળે રાજ્ય કર્તાની આજ્ઞાથી બદ્ધ થઇને બાલિકાઓને થોડીક વિદ્યા પ્રાપ્ત કરાવી રહ્યા છે. પરન્તુ શિક્ષા પ્રાપ્ત કરીને આપણી બ્હેનોએ શું કરવું જોઇએ, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી ત્હેમને કયાં કયાં કર્તવ્યોનું જ્ઞાન અવશ્ય સંપાદન કરવું પડશે-એ સર્વ નિર્ણિત થયું નથી. આપણો તે માટે કાંઇ ખાસ ઉદ્દેશ હોય એમ જણાતું નથી. તેથી જે જે વિષયો યુવકોની કેળવણી માટે આવશ્યક ગણવામાં આવ્યા છે, તેજ વિષયોમાં આપણી

બાલિકાઓને પણ શિક્ષા આપવામાં આવે છે! કદી કોઈ બાલિકા-વિદ્યાલયમાં પાક-શાસ્ત્ર, વસ્ત્ર શાસ્ત્ર (સિવતાં ગૂંથતાં) વગેરેનું શિક્ષણ આપવામાં પણ આવે છે, પરન્તુ તે એવી રીતથી કે, તે ચિત્તાકર્ષક, સર્વમાન્ય તથા સર્વોપયોગી ભાગ્યેજ માલૂમ પડે છે અને ત્હેને સ્ત્રી-જીવનમાં જે મહત્વનું સ્થાન છે, ત્હેના પ્રમાણમાં અભ્યાસક્રમમાં ત્હેની યોગ્ય ગણના થયેલી જણાતી નથી. આ બાબતમાં આગળ વધીએ તો આપણને માલૂમ થાય છે કે બહુધા કન્યાઓ પાંચ કે ૭ વર્ગ સુધી વિદ્યાધ્યયન કરીને અભ્યાસ છોડી દે છે અથવા કોઈ કોઈ બાલિકા નવીન જમાનાને અનુસરતા ગૃહસ્થની પ્રિયપુત્રી હોય તો અંગ્રેજી શિક્ષા ગ્રહણ કરવા લાગે છે અને પાઠશાળાની ઉચ્ચ શ્રેણીઓની શિક્ષા પ્રાપ્ત કરીને ડીગ્રી-ઓ ગ્રહણ કરે છે: અર્થાત્ યુવકો અને યુવતિઓની શિક્ષા પ્રણાલીમાં કાંઈ પણ તફાવત ભેદ રાખવામાં આવ્યો નથી. આ એક ગંભીર ભૂલ છે. પાશ્ચાત્ય તેમજ આ દેશની સામાજીક ઘટના, તથા જીવન રીતિ—નીતિ, ધાર્મિક વિચાર અને કાર્ય પ્રણાલીમાં એટલું મ્હોટું અંતર છે કે જે ક્રમ તે દેશને માટે લાભદાયક હોય તેજ આપણે માટે બુરાં પરિણામો પણ આપનાર થાય, એમ બને છે. પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓ પૂર્ણ વયની થવા છતાં પણ વિવાહ કરતી નથી અને કરવાની ઇચ્છા પણ રાખતી નથી. આથી તેઓ આવી શિક્ષા પ્રાપ્ત કરવા લાગે છે જે ત્હેમની ઉદર પોષણની ચિન્તા દૂર કરવામાં મદદગાર થાય છે અને પછી કદી ત્હેમને કોઈ સમવિદ્યા-બુદ્ધિયુક્ત સજ્જન લગ્ન કરવા યોગ્ય મળે તો તે વિવાહ કરે છે; અન્યથા એ જન્મપર્યંત કુંવારી પણ રહી જાય છે. પરન્તુ આપણા ભારતની સ્થિતિ આથી વિપરિત છે. આપણે ત્યાંતો બાલિકાઓના ૧૦-૧૩-૧૫ વર્ષની અવસ્થા સુધીમાં વિવાહ અવશ્ય થઈ જાય છે અને તેથી તે બાલિકાઓ પોતાના સ્વામીની આશ્રિત થઇ જાય છે અને ત્હેની સહધર્મિણી બનીને પોતાનું જીવન વ્યતિત કરે છે. આ ભિન્ન ભિન્ન વિવાહ પ્રણાલીમાં પણ શું ઉત્તમ છે, ત્હેનો વિચાર કરવાની આવશ્યકતા આ સમયે નથી; પરન્તુ આપણે ત્યાં વીશ વર્ષથી ઉપરની ઉમ્મરની કુમારિકાઓ સંખ્યાબંધ દૃષ્ટિ ગોચર થવાને હજુ ઘણાં વર્ષોની વાર છે. તેથી આપણને સહજ પ્રતીત થાય કે યૂરોપની સામા-જિક-કૌટુંબિક સ્થિતિ આપણે ત્યાં નથી. એટલે તે દેશો મહિની ઇષ્ટ વસ્તુઓ આપણને સર્વથા હિતાવહ હોય એમ બનવું અસંભવિત છે. માટે આપણા લોક જીવનના આચાર વિચારને અનુકૂળ થઇ શકે તે કન્યા કેળવણીની પદ્ધતિ કેવા પ્રકારની હોવી જોઇએ-અર્થાત્ વર્તમાન સમયમાં આપણી કન્યાઓને કેવી શિક્ષા પ્રદાન કરવી જોઇએ,-એ વિચાર કરવો આવશ્યક છે.

જે સજ્જન કન્યાઓની શિક્ષણ પ્રણાલીનો નિશ્ચય કરે છે તે ઉપરોક્ત અવસ્થાનું અથવા તો જ્ઞાનજ રાખતા નથી અગર જ્ઞાન રાખવા છતાં પણ એ તરફ યોગ્ય ધ્યાન આપતા નથી. એક વિદ્વાને કહ્યું છે કે:-" મનુષ્યના બધા દિવસો બરાબર જતા નથી." આજે જે કન્યાઓ છે ત્હેમને થોડા દિવસ પછી ગૃહલ્ક્ષ્મી કહેરાવવાનું ગૌરવ પ્રાપ્ત થશે. ત્હેમને ગૃહ-સંસારની સૃષ્ટિ રચવી-ચલાવવી પડશે, ત્હેમને કેટલાંએક બાળકોની (જે બગડવા-સુધારવાની જવાબદારી ત્હેમના સિર પર રહેશે) માતાઓ બનવું પડશે, તથા ત્હેમને સર્વોત્તમ ધર્મ નીતિનું અવલંબન કરવું-કરાવવું પડશે. શિક્ષા ગ્રહણ કરીને તેઓ ઘરનાં કામોથી અનભિજ્ઞ ન થઈ જાય, પરન્તુ ગૃહ-કાર્યમાં ત્હેમની અભિરૂચી બની રહે,

ત્હેમનામાં વિવેક વિચાર અભિવૃદ્ધિ પામે, અપથ્ય વાસનાઓની તરફ ત્હેમનું સ્વપ્નમાં પણું ધ્યાન ન જાય, અનિયમિત અથવા અયોગ્ય, હદ ઉપરાંત, ધન વ્યય કરવાની ટેવ ન પડી જાય, અન્ય સુશીલ સન્નારીઓનાં ચરિત્રોનું અનુકરણ કરી ત્હેમના વિચાર અને વર્તન પોતાના જીવનને નિર્મળ તથા સાર્થક બનાવી શકે, ત્હેમની શારિરીક તથા આત્મિક શક્તિઓ કદી મન્દ થવા ન પામે, ખાસ જરૂરીઆત સિવાય ભોગોપભોગનું વ્યસન પડવા ન પામે, તથા જે સ્થાનપર–જે અવસ્થામાં ત્હેમને પોતાનું જીવન વ્યતીત કરવાનું છે ત્હેને અનુસરીને સંતોષકારક કાર્ય કરવાની ત્હેમનામાં શક્તિ ઉત્પન્ન થાય, પોતાના વડિલો તરફ પૂજ્ય ભાવથી વર્તી શકે, તથા કુટુમ્બ વર્ગમાં સુખ અને સદ્ભાવ પ્રવર્તાવે,–એવું ચારિત્ર્ય ત્હેમનામાં પ્રકટ થાય, એમ થવા વિવિધ વિષયોપર વિચાર કરી, શિક્ષાક્રમ–શિક્ષક ઇત્યાદિનો નિર્ણય કરવો જોઇએ.

આ પ્રકારનો વિચાર કરવાથી જણાઇ આવશે કે વર્તમાન સમયની કન્યાઓની શિક્ષા-પ્રણાલીનો, યુવાનોને પણ તેજ પ્રમાણે શિક્ષણ અપાય છે માટે તે સ્વીકારાયા ઉપરાંત, કંઇ પણ ખાસ ઉદ્દેશ નથી. જ્યારે ઉદ્દેશજ ચોક્કસ નથી, ત્યારે સફળતા કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? પરન્તુ એમાં દોષ કોનો છે ? સ્ત્રી–શિક્ષણના પક્ષપાતિઓને ત્હેમના ઉત્સાહને માટે ધન્યવાદ આપવો જોઇએ; પરન્તુ અમારો ત્હેમની સાથે કન્યાઓ–યુવતીઓને કયા કયા વિષયોનું શિક્ષણ આપવું જોઇએ એ બાબતમાં મતભેદ છે, એ તો કહેવુંજ જોઇશે. ઇંગ્રેજી ભણેલા સજ્જનો પાશ્ચાત્ય શિક્ષાના પ્રભાવથી તે દેશોની રીતિનીતિના એવા અંધભક્ત થઇ ગયા છે કે આ દેશની ભાવી માતાઓનું શું કર્તવ્ય છે, ત્હેમણે શું શું કરવું જોઇએ– એ સર્વ મહા પ્રશ્નોનો નિર્ણય માત્ર પાશ્ચાત્ય વિચારશ્રેણિને અનુસરીનેજ કરે છે ? કેલવણી પામેલાઓનો મ્હોટો સમુદાય આવોજ છે ત્હેમણે તો મનમાં એજ નિશ્ચિત કરી રાખ્યુ છે કે અમારી સ્ત્રીઓને ઇંગ્રેજી બાનુઓની ( True Copy ) ખરી નકલ બનાવી, ત્હેમના જેવીજ સુશિક્ષિતા, પવિત્ર અને સભ્ય બનાવવી છે. એ ત્હેમનો મુખ્ય આશય સમજાય છે. પરન્તુ અદ્યપિ એ ત્હેમનો પોતાનો ઉદ્દેશ હશે, છતાં ત્હેમણે સ્વીકારેલા શિક્ષાક્રમમાં કાંઇ હેતુ અથવા નિયમ જણાતો નથી.

### ભેદરહિત—સમાન શિક્ષા:

આધુનિક–શિક્ષા–ક્રમમાં બીજો મુખ્ય દોષ એ છે કે દરેક જાતિ, દરેક સમુદાયની કન્યાઓને એકજ તરેહની શિક્ષા આપવામા આવે છે. સઘળી કન્યાઓને ત્હેમની જાતિય અથવા અંગત ગમે તે જરૂરીયાતો હોય તથાપિ–એકજ સ્થાનપર સમાન શિક્ષા આપવામાં આવે છે. હજુ કોઈ કોઈ સ્થળે જાતિય વિદ્યાલયો છે, પરન્તુ મુખ્યત્વે કરીને કન્યાઓ સરકારની અને મિશનરિઓની સ્કૂલોમાંજ અધ્યયન કરે છે કે જ્યાં ઓછામાં ઓછી ૯૦ ટકા કન્યાઓ ભણે છે. અહિં સમાન શિક્ષણ ત્હેમને આપવામાં આવે છે. આજકાલ વિદ્વાનોનો મત પ્રચલિત છે કે માનવ જાતિના દરેક જીવ એક બીજાની બરાબર છે, એથી પોતાનું જીવન સાર્થક બનાવવાનો અને ત્હેની ઉન્નતિ કરવાનો સર્વને સમાન હક્ક છે. બધા મનુષ્યો સર્વ બાબતમાં સમાન છે કે નહિ એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. કેટલીક બાબતોમાં પ્રત્યેક જીવ સમાન છે પરન્તુ ઘણી બાબતોમાં તો સંસારની બે વ્યક્તિ પણ

એક બીજાની સમાન નથી-એટલે સુધી કે દરેક મનુષ્યના અંગમાં પણ કાંઇ ને કાંઇ ભિન્નતા મળી આવે છે. આ સત્ય તો નિરાળુ છે. પરન્તુ જાતિ સ્થિતિના મ્હોટા ભેદનું અવલોકન કર્યા સિવાય ગમે તે મનુષ્યને ગમે ત્હેવી શિક્ષા લાભદાયક થઇ શકે છે કે કેમ, એ પણ એક વિચારવા જેવી વાત છે દરેક મનુષ્યને પોતાની ઇચ્છાનુસાર શિક્ષણ મેળવવાની સ્વતન્ત્રતા અવશ્ય રહેવી જોઇએ, પરન્તુ અસાધારણ અના-ધકારમાં ડુબતા આ દેશના બાળકોને કેવા પ્રકારની શિક્ષાનો આરભ કરવો જોઇએ, વિદ્યાર્થીઓની કેવી કેવી ઇચ્છાઓ અને વૃત્તિઓ છે, ત્હેમને કઇ રીતે વિદ્યા ગ્રહણ કરવામાં સહેલાઇ થશે, ભવિષ્યમાં તે કઇ વિદ્યાનીદ્વારા કેવા થઇ શકે છે, ત્હેમને કઈ કઈ વાતો જાણવાની સ્વાભાવિક રીતે ખાસ આવશ્યકતા છે-આ બાબતોનો વિચાર કોઇ પણ અહીં કરવામા આવતો નથી. પુરૂષવર્ગને અમુકજ પ્રકારની શિક્ષા ગ્રહણ કરવામાં કાંઇ હાનિ નથી કેમકે સુશિક્ષિત થઇને તેઓ જે માર્ગનુ-જે વિભાગનુ અવલબન કરવા ચાહે છે, ત્હેનુ કરી શકે છે. પરન્તુ દરેક વર્ગની-દરેક સ્થિતિની કન્યાઓને એકજ જાતનુ શિક્ષણ આપવાથી તેઓ કાંઇ પણ પોષક ઉદ્યમ કરવાની લાયકાત અથવા વૃત્તિ ગુમાવી બેસે છે. કેમકે આપણા દેશમાં શિક્ષિતા સ્ત્રીઓ, જેમને પોતાનુ ઉદર પોષણ કરવુ પડે છે તેઓ માત્ર શાળાઓમાં અધ્યાપિકા, અથવા ઇસ્પિતાલોમાં ધાત્રિકાનું કાર્ય કરતી દૃષ્ટિગોચર થાય છે. પ્હેલા એમ થતું નહોતું જે સ્ત્રીઓ જે સ્થિતિની હતી તે વાંચી લખીને પણ પોતાની જાતિય, સામાજીક રીતિનીતિનુ સારી રીતે પાલન કરતી હતી ત્હેમના પૂર્વજો જે રીત ભાતથી વર્તતા હતા તેવી રીતે વર્તવુ, એ કર્તવ્ય સમજતી હતી ગૃહજીવનને લગતાં કામોથી નિવૃત્ત થઇને તે પોતપોતાના કૌટુબિક ઉદ્યોગમાં જોડાઈ જતી હતી. એવી રીતે ત્હેમણે પોતાની સ્વજાતિય કારીગરી અને કુશળતા સ્થિર કરી રાખી હતી પરન્તુ આજકલ તેમ થતું નથી-સામાજીક શિક્ષાનો પૃથક્ પૃથક્ પ્રબધ ન હોવાથી આપણા જાતિય કૌશલ્યનું દેવાળુ નિકળી ગયુ છે. ભણેલીગણેલી સ્ત્રીઓ પોતાના પૂર્વના કૌટુબિક ઉદ્યોગને પસદ કરતી નથી. કેવી રીતે કરી શકે ? જ્યારે ત્હેમને એવા પ્રકારની શિક્ષાજ નથી અપાઈ ત્યારે તેઓ કેવી રીતે એવી વસ્તુઓમા પ્રેમ રાખી શકશે ? ત્હેમની એવી વૃત્તિ જોઇ ત્હેમનાં સતાન પણ તે કરતાં નથી અને આવી રીતે આપણી કારીગરી અને ગૃહોદ્યોગ નો નાશ થતાં થતાં આપણે એટલા બધા અધમ સ્થિતિમાં આવી પહોંચ્યા છીએ કે પેટ પૂરતુ ખાવાનું પણ મળી શકતું નથી

હવે, આપણી કન્યાઓ કયા કયા વિષયોની શિક્ષા કયા કયા માર્ગેથી ગ્રહણ કરે છે એ બાબતનો વિચાર કરવો આવશ્યક છે. Higher Education ઉચ્ચ શિક્ષા આપવાને માટે કન્યાઓની સ્વતંત્ર પાઠશાળાઓ માત્ર થોડેજ સ્થળે છે. બહુ નથી. તેથી અન્ય સ્થળોએ જો યુવતીઓને ઉચ્ચ શિક્ષા લેવી હોય તો યુવકોની સાથેજ તે લેવી પડે છે આ પ્રથા સર્વથા અનુચિત છે આપણે આપણી કન્યાઓના ભવિષ્યનો કાંઇ પણ વિચાર કરતા નથી. માત્ર ત્હેમને લોકો અભણ, મૂર્ખ ન કહે અને ત્હેમની પ્રસશા થાય અથવા તેઓ સુખી-લાયકાતવાળી થાય, આમ માની લઇ આંખો બંધ કરીને પાશ્ચાત્ય શિક્ષણ આપી રહ્યા છીએ. પરન્તુ એમ કરવાથી જ્યારે કન્યાઓ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને સાસરે જાય છે, ત્યારે તે ઘરનાં કામોનુ ત્હેમને કાંઇ ભાન હોતું નથી અને તેથી

સર્વત્ર અસતોષ પ્રકટે છે પોતાની કેળવણીનું અભિમાન ધરીને બધાના પર હકુમત ચ લાવ્યા જાય છે પરન્તુ ત્હેમા ત્હેને નિષ્ફળતાજ મળે છે ! શુ એક સોનીની અથવા લુહારની કન્યા, જેણે મેટ્રીક્યુલેશન સુધી અથવા તેથી આગળ સુધીની શિક્ષા પ્રાપ્ત કરી હોય, તે પોતાના અન્ય સબધિયો જે દિનરાત ટકટક કરીને દાગીના તથા પેટી વગેરે બનાવ્યા કરે છે ત્હેમના તરફ સાધારણ રીતે પ્રેમ અને માનની લાગણીથી જોઇ શકે છે ? શુ એક બ્રાહ્મણબાલિકા કે જેને એક પવિત્ર યાજ્ઞિકની સાથે પરણાવી હોય અને જેણે મિશનરીસ્કૂલમાં ધોબી અથવા કસાઈની પુત્રીઓની સાથે રહીને શિક્ષા પ્રાપ્ત કરી હોય, તે પોતાના ધર્મ પ્રત્યે માન અથવા યાજ્ઞિક પતિ પ્રત્યે ઉચ્ચભાવ ધારણ કરી શકે છે ? વિદ્વાનોને ઉચિત છે કે આવા પ્રધાન ઉદ્દેશો વિશે પણ યથાયોગ્ય વિચાર કરવો જોઇએ, કે જેથી જરૂરના ફેરફારવાળી શાળાઓ સ્થાપિત થઇ આપણી પુરાણી કુશળતા તથા કુટુંબભક્તિને સજીવન રાખી, સ્ત્રીઓને આદર્શ ગૃહિણી બનાવીને ત્હેમને પોતાનુ ધર્મપાલન સમજાવે

## કોનીદ્વારા સ્ત્રી—શિક્ષા આપવી જોઇએ.

કેટલેક સ્થળે કન્યાઓને ઉચ્ચ શિક્ષા આપવાનો મ્હોટો ભાગ પુરૂષને હાથ છે અર્થાત્ શિક્ષકોનો મ્હોટો ભાગ પુરૂષવર્ગજ છે આ વસ્તુસ્થિતિ જેમ બને તેમ ત્વરાથી બદલવી ઉચિત છે તે સ્થાનોએ સુશિક્ષિત વયોવૃદ્ધ અને અનુભવવાળિ સ્ત્રી—અધ્યાપિકાઓની નિમણુક કરવી જોઇએ પરન્તુ આવી શિક્ષિકાઓને અભાવે વૃદ્ધ અનુભવી શિક્ષકોની નિમણુક પણ હાનિકારક ગણવી જોઇએ નહિં છતાં જ્યાસુધી બની શકે ત્યાસુધી શિક્ષિકાઓ દ્વારાજ કન્યાઓને શિક્ષણ આપવુ જોઇએ આ બાબતનો આપણી ન્યાયશીલ બ્રિટિશ સરકારે અને વડોદરાના શ્રીમત મહારાજા સાહેબે તથા અન્ય દેશી નૃપતિઓએ પણ સ્વીકાર કર્યો છે અને યોગ્ય શિક્ષિકાઓ નિમવામા આવી છે પર તુ આવી અધ્યાપિકાઓની ન્યુનતા એ હાલમા આપણી સ્ત્રી—કેળવણી માટે ગભીર પ્રશ્ન થઇ પડયો છે કેમકે ઉચી શ્રેણીની સ્ત્રીઓ જેઓ આ કાર્યમાં વિશેષ સફળતા પ્રાપ્ત કરી શકે છે તેઓ એ શિક્ષા આપવાનું કાર્ય કરી શક્તી નથી જેઓ એ કાર્ય કરે છે તે પણ માત્ર ઉદરપોષણને માટેજ કરે છે દેશના ઉપકાર અને ઉન્નતિની અભિલાષાથી આવુ કામ કરનાર મનુષ્યોની આપણામાં ઘણી ભારે ખોટ છે શિક્ષિકાનું કામ કરનાર સ્ત્રીઓમાં બે વિભાગ હોય છે એક જેઓ બાલ્યાવસ્થાથી વિધવા હોય અને જેને ઉદરપોષણનો અન્ય માર્ગ ન હોય બીજી—જેઓનો સ્વામી જરા ઓછો કેળવાયલો અને ઉપજીવિકાનાં સાધનહીન હોય વિધવાઓની વાત જવા દઇએ, તોપણ સાધારણ બુદ્ધિથી વ્યવહારપક્ષે દૃષ્ટિ કરીએ તો જણાશે કે જે સ્ત્રી પોતાના પતિથી વધારે યોગ્યતા ધરાવે છે, ત્હેના મનમાં ભાગ્યેજ પતિ તરફ શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમ ઉત્પન્ન થશે અને સમયને અભાવે અથવા બીજા કારણોથી ત્હેની સેવા—સુશ્રૂષામા કદાચિતજ તત્પર રહી શકશે

મનુષ્યો જેટલુ પ્રત્યક્ષ પ્રમાણદ્વારા શીખે છે તેટલું અન્ય માર્ગથી શીખી શકતા નથી.

ત્હેમાં પણ બાળકોના કોમળ હૃદયમાં જે પ્રત્યક્ષ દૃષ્ટાન્તોની અસર થાય છે તેવી યુવાન કે વૃદ્ધના મન ઉપર કદાપિ થતી નથી. આવી અવસ્થામાં એવી સ્ત્રીઓને શિક્ષા-દાન કરવાની અધિકારી બનાવવી જોઇએ, જેનું હૃદય શુદ્ધ હોય, જે પોતાના પતિવ્રત ધર્મનું સારી રીતે પાલન કરતી હોય, જેના દિલમાં પ્રભુપ્રેમ, ભૂતદયા, ઉદારતા, વત્સલતા, નિર્વૈરવૃત્તિ, અને સેવાધર્મ ઉપર પ્રીતિ-એવા સદ્ગુણો મૂર્તિમાન થતા હોય. પતિ-સેવા, નિસ્વાર્થભાવ તથા ધર્મપાલનનું પ્રત્યક્ષ ઉદાહરણ જે શિક્ષિકાઓમાં તે કોમળ હૃદયવાળી બાળાઓ જોશે તે ત્હેમને માટે ઘણુંજ પ્રભાવશાળી થશે અને ત્હેવી રીતે તેઓ પણ પોતાના ભવિષ્ય જીવનનું સાર્થક કરવા માટે પ્રયત્ન કરશે. જે સ્ત્રીઓ આપણી સામાજીક રચના રીતિનીતિ, અને શાસ્ત્રીય મર્યાદાથી હમેશાં પરિચિત છે, ત્હેમનું આ કાર્યોમાં પ્રવૃત્ત થવું, આપણી કુમારીકાઓને માટે બહુજ ફળપ્રદ છે. વિવેક વિચાર વિનાનું શિક્ષણ, પાશ્ચાત્ય પ્રજાના શુષ્ક અનુકરણ રૂપ ભણતર ખાસ કરીને આપણી સ્ત્રીઓને ભાગ્યેજ લાભદાયક થઇ શકે; કેમકે અવિવેકી વાંચન-શિક્ષણથી બાલિકાઓના હૃદયમાં સ્વતન્ત્રતાનાં બીજ બુરી રીતે જામી જાય છે અને તેથી જ્યારે તેઓ પોતે હિન્દુ કુટુમ્બના ગૃહસ્થાશ્રમની પરતન્ત્રતામાં આવી પડે છે, ત્યારે ત્હેનો ઉપાય સમજી શકતી નથી અને સંસાર સુખમય કરવાને બદલે અસંતોષી બની પોતાના જીવને વિઘ્નમય-દુઃખમય બનાવી દે છે ! આથી જ્યારે આપણે પોતાનો ગૃહ-સંસાર સ્વર્ગીય-સુખમય કરવા ધારીએ છીએ, ત્યારે આપણે પોતાની બાલિકાઓને આવી સૌભાગ્યવતી અને વિધવા સાધ્વીઓ જે સુશિલા તથા વિદુષી સ્ત્રીઓ હોય, તેમજ જે આપણી રીતિ, વ્યવહાર, સમાજશાસ્ત્ર અને આપણા ગૃહ-સંસારના પૂર્ણ અનુભવવાળી હોય,-તેમની દ્વારાજ શિક્ષાપ્રદાન કરાવવી જોઇએ, કેમકે આપણા શિક્ષણ પ્રબંધમાં પોપટિયા પંડિતાઓની અથવા વૃથા ડહાપણ ડહોળતી બાઇઓની જરૂર નથી. દેશમાં ત્હેવી સ્ત્રીઓનો વધારો થાય, એ પણ એક આપણી અવનતિનું કારણ છે.

## કેળવણીની દેખીતી અપૂર્ણતા.

આજકાલ પાશ્ચાત્ય કેળવણીનું વધારે માન ગણાય છે. આપણી કન્યાઓ થોડી શિક્ષા પ્રાપ્ત કરી લે છે ત્યારે ત્હેને એવી ખુમારી આવી જાય છે કે "હું કાંઇક છું !" હવે આપણે જોવું જોઇએ કે આધુનિક શીક્ષા-પ્રણાલીથી અજાણી કન્યાઓને અલ્પ વિદ્યા પ્રાપ્ત થવાની સાથેજ શા માટે મિથ્યાભિમાન ઉત્પન્ન થાય છે ? જ્યારે તેઓ પોતાની પાઠશાળામાં દરેક જાતની કન્યાઓને તરેહ તરેહની આધુનિક ફેશનોમાં સજ્જ થએલી જુએ છે, પોતાની નવીન શિક્ષા પ્રાપ્ત અધ્યાપિકાઓની રીતભાત પર દૃષ્ટિપાત કરે છે અને સાથેજ પોતાના મગજની એકદમ સ્વતન્ત્રતા મેળવે છે, તથા કુટુમ્બમા અને બ્હાર પોતે કાંઇક ભણે છે એમ પ્રસંશા સાંભળે છે, ત્યારે નવીનતા ધારણ કરવાની, ફેશનમા ગણાવાની ત્હેમનાં હૃદયમા પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થાય છે ! બીજાને સ્વતન્ત્ર જોઇ ત્હેમના ચીત્તમાં પણ સ્વતન્ત્ર રહેવાની ઇચ્છા થાય છે અને એથી ત્હેમને પોતાના ગૃહકાર્ય બીલકુલ સારાં અગર ઉપયોગી જણાતાં નથી આ ઉપરાંત શિક્ષાક્રમ બરાબર નહી હોવાથી, ભણનારાઓમાં એક

મ્હોટો દુર્ગુણ એ ઉત્પન્ન થઇ જાય છે કે ત્હેમને હાથ પગથી કાંઇ કામ, મહેનત, કસરત ઇત્યાદિ બળવર્ધક કાર્યો કરવાં ગમતાં નથી. આપણા દેશની સ્ત્રીઓના ભવીષ્યમાં એનું બહુજ હાનિકારક પરિણામ થાય છે અને જ્યારે તેઓ શિક્ષિતા થઇને ગૃહસ્થાશ્રમમાં પ્રવૃત થાય છે ત્યારે ત્હેમની ધર્મ-કર્મ પરથી શ્રદ્ધા ઓછી થઇ જાય છે; અને તેઓ પોતાનાં બધાં કામો દ્રવ્ય ખર્ચીને નોકર અને મજુરની પાસે કરાવે છે; જેનું પરિણામ એ આવે છે કે ત્હેમની શારિરીક શક્તિ નષ્ટ થઇ જાય છે, આવકના પ્રમાણમાં ઘરખર્ચ વધે છે અને તેઓ સુયોગ્ય સંતાન ઉત્પન્ન કરવાને માટે પણ બળવતી રહી શકતી નથી. એથી, આપણાં ભાવી સંતાન નિર્બળ, શક્તિહીન, રોગગ્રસ્ત અને અલ્પ આયુષવાળાં થાય છે, શક્તિની બહારની ઇચ્છાઓનું ઉત્પન્ન થવું-તે એક પ્રાકૃતિક નિયમ (Natural Law) વિરુદ્ધની વાત છે અને તે વૃત્તિવાળવા માટે નીતિયુક્ત ઉદ્યોગ કરવામાં આવે તો તેથી દેશનો ઉપકારજ થશે. પરન્તુ કદાપિ તે ઇચ્છાઓ આપણી હાનિ કરવાવાળા રસ્તાઓથી પૂર્ણ કરવામાં આવે તો નિશ્ચયપૂર્વક એથી નુકશાન છે.

## દેશની હાલત કેવી છે ?

સ્ત્રી—શિક્ષાના વિષયમાં મહાત્મા નેપોલિયનના શું વિચાર હતા તે ઉપર માલુમ થઈ ગયા. એ વિચાર આપણા દેશની હાલતને અનુકૂળ છે. પરન્તુ આપણે તો આજકાલ સ્ત્રીઓને પુરૂષોની ખરી નકલ (True copy) બનાવવાનો ઉદ્યોગ કરી રહ્યા છીએ! મહાત્મા નેપોલિયનનો દૃઢ ઉદ્દેશ હતો,-શા માટે મહિલાઓને સુશિક્ષિત કરવી જોઇએ એ વિશે ત્હેમણે નીશ્ચય કરી રાખ્યો હતો; પરન્તુ આપણે તો હજુ સુધી કાંઇ ઉદ્દેશજ સ્થીર થયો નથી. આનું પરીણામ એ આવે છે કે આપણે આપણી બાલિકાઓને પૂરી પાશ્ચાત્ય કેળવણી પણ નહી આપતાં ત્હેમને યૂરોપીયન આચારવિચારની અર્ધદગ્ધ પ્રતીમાઓ બનાવીએ છીએ! આપણે ત્હેમને પવીત્ર પુરાણ આર્ય દેવિઓની સમાન આર્ય માતા તથા પત્ની રહેવા દેતા નથી. વળી ખેદની વાત તો એ છે: પાશ્ચાત્ય શિક્ષા-પ્રણાલીનું અનુકરણ કરવાવાળા ત્હેમના પક્ષપાતી યુરોપીયન બાનુઓની ન્યાયવૃત્તિ, સાહસ, કાર્યદક્ષતા, કર્તવ્યપરાયણતા આદી અનેક સદ્ગુણોમાંથી એકનું પણ અનુકરણ કરતાં શીખવતા નથી! આથી અધુરી શિક્ષાનું પરિણામ સારૂં આવતું નથી અને અપક્વ સ્ત્રી-શિક્ષાથી લાભ પણ થતો નથી સ્ત્રી-શિક્ષાના વિષયમાં આપણા ધર્મની સાથે, આપણી જાતિની સાથે, આપણા આર્થિક વિષયોની સાથે, આપણા સમાજની સાથે, આપણા સાહિત્યની સાથે, અને આપણા દેશની સાથે એવો ગાઢ સંબંધ રાખે છે કે જ્યાંસુધી નિસ્વાર્થ ભાવથી દેશની ઉન્નતિ, સમાજની ઉન્નતિ, ધર્મની ઉન્નતિ, જાતિની ઉન્નતિ અને ભાવી સંતાનોની ઉન્નતિનો ખ્યાલ કરી કામ લેવામાં આવે નહીં, ત્યાંસુધી સફળ થવો નિઃસંશય મુશ્કેલ છે.

## સ્ત્રી–શિક્ષાના વિષય કેવા હોવા જોઇએ ?

હાલમાં કન્યાઓને કયા વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે, ત્હેનો વિચાર કરવો જોઇએ. ઘરનાં કામકાજમાં જેની આવશ્યકતા પડે છે, જેમકે વાંચન ગણિત વગેરે તે ભણાવવાથી આપણને લાભ અવશ્ય છે પરન્તુ આધુનિક પદ્ધતિની અનુસાર ભૂમિતિ, અક્ષર ગણિત, અથવા ક્ષેત્રમિતિ, જેવા ઘણે ભાગે નિરુપયોગી વિષયોનું શિક્ષણ ત્હેમને કેવી રીતે જીવનમાં સહાયક થઇ પડે એ સમજી શકાતું નથી. તેમજ દુનિયાંના દેશોની ભૂગોળ તથા ઇતિહાસ શીખાવવાં અથવા અર્થશાસ્ત્ર અને એવા બીજા અતિ કઠિન વિષયોનું ઉપર ચોટિયુ ભણતર પણ ત્હેમના જ્ઞાનમાં ભાગ્યેજ વૃદ્ધિ કરી શકે, એમાં શક નથી. બાલિકાઓને ત્હેમનાં હૃદય તથા બુદ્ધિ વિકાસ પામે એવું જ્ઞાન મળે તથા ત્હેની સાથે ત્હેમના સંસારમાં તે મદદગાર થઇ પડે એમ થાય, ત્યારેજ ત્હેમને ખરી કેળવણી પ્રાપ્ત થઇ, એમ કહી શકાય. માટે આપણી બાળાઓને વાંચન લેખનની ગૃહજીવનના ઉપયોગી વિષયો જેવા કે પાકશાસ્ત્ર, શીવવું, ગૂંથવું, કપડાંને બરાબર કાપવાં, હીસાબ રાખવો, વગેરેની શિક્ષા આરંભમાં આપવી જોઇએ. કપડાં વેતરવાં તથા શીવવાં, દાયોદૂણી સાફ રાખવું, અને ઉત્તમ રસોઇ બનાવવી, એ ગરીબ તથા શ્રીમંત, સર્વને ઉપયોગી થઇ પડે એવા હુન્નરો છે. જરૂર ન હોય તો સ્ત્રીઓ પોતાના સમયનો અન્યમાર્ગે સદુપયોગ કરી શકે, પરન્તુ એથી ગૃહશાસ્ત્રની માહિતી એમને મળે તો તે નિરૂપયોગી છે એમ તો નહીંજ કહેવાય. કેટલીક કન્યાશાળાઓમાં જ્યાં પાકશાસ્ત્રની શિક્ષા આપવાનો પ્રબંધ છે, ત્યાં ન્હાની ન્હાની બાલિકાઓને કેટલીક એવી વસ્તુઓ શીખવાડવામાં આવે છે, જે ત્હેના બહુ કામમાં આવતી નથી,– જેમકે જલેબી વગેરે પકવાન્ન. તેથી તે બનાવતાં શીખવવા પહેલાં,–સ્ત્રીઓને સર્વથી પહેલાં તો સાદી તથા સ્વચ્છ રસોઇ શીઘ્રતા અને સફાઇથી તૈયાર કરવાની શિક્ષા આપવી જોઇએ. આની સાથે રસોઇ બનાવવાની વસ્તુઓના વાપરમાં કરકસર થવી જોઇએ તથા બિલકુલ બિગાડ ન થાય, એમ તે ઉપયોગમાં લેતાં શીખવવુ જોઇએ. સાધારણ શ્રેણીના ગૃહસ્થોને ત્યાં હંમેશાં જલેબી અને પકવાન્નો નથી બનતાં, ત્હેમને ત્યાં તો સાદું ભોજન જેમકે રોટલી, દાળ, ભાત અને શાક વગેરેજ થાય છે. એવી અવસ્થામાં ઝાઝું ધ્યાન ત્હેમને સાદી રસોઇ શીખવવા તરફ રાખવું જોઇએ પરન્તુ આવું સાદું ભોજન મિષ્ટાન્નથી પણ સ્વાદમાં વધી જાય એ ખૂબી રસોઇ કરનારમાં આવવી જોઇએ. જે મહાત્મા (નેપોલિયન) નું દૃષ્ટાંત આપીને આ લેખ આરંભ કરવામાં આવ્યો છે, ત્હેમનો સ્ત્રી–શિક્ષાના વિષયમાં એવો મત હતો કે: "પાઠશાળાઓમાં સ્ત્રીઓ, પત્નિઓ તથા કુટુમ્બની માતાઓને શિક્ષણ આપવાની મ્હારી ઇચ્છા છે. પાઠશાળામાં શિક્ષણ ગ્રહણ કરનારી મહિલાઓને શ્રદ્ધાળુ બનાવવી જોઇએ, માત્ર તર્ક વિતર્ક પર ત્હેમનું અવલંબન ન થાય. સ્ત્રીઓની માનસિક નબળાઇ, ત્હેમના વિચારોની અસ્થિરતા, સમાજની વ્યવસ્થા, સમાજમાં ત્હેમનું સ્થાન, ત્હેમનાં કર્તવ્ય, સર્વદા સંતોષ આપનારા વિચાર અને ભૂતદયા–આ બધી બાબતો ત્હેમનામાં ઉત્પન્ન કરનારી ધર્મયુક્ત શિક્ષા ત્હેમને આપવી જોઇએ. મ્હારી અભિલાષા છે કે જ્યારે આપણી સ્ત્રીઓ પાઠશાળાનો ત્યાગ કરે, ત્યારે તેઓ માત્ર નાજુક સિન્નજ્વાળી કેશતની

પૂતળીઓ જેવીજ નહી પરન્તુ સર્વ ગુણસંપન્ન થાય સ્ત્રીઓના જે ગુણોના પ્રભાવથી મનુષ્યનું ચિત્ત ત્હેમની તરફ આકર્ષિત થઈ જાય છે, તે સર્વ ગુણ ત્હેમના શુદ્ધ હૃદયનાજ હોવા જોઇએ. ત્હેમને ઇતિહાસ-સાહિત્યનું શિક્ષણ તથા-ત્હેમનો સાધારણ શ્રમ દૂર થઈ જાય એટલી થોડી થોડી પ્રાકૃતિક ઔષધી-વિજ્ઞાન તથા વનસ્પતિશાસ્ત્રની શિક્ષા પ્રદાન કરવી જોઇએ. સાથે ને સાથેજ ત્હેમણે સારાં સારાં ઉપયોગી પુસ્તકો વાંચવા, પત્રાદિ લખવા તથા શીવવા-ગુંથવાની શિક્ષા પણ ગ્રહણ કરવી જોઇએ. પોતાના ગૃહને માટે સઘળાં શૃંગાર, સફાઈ વગેરેનાં સાહિત્ય ત્હેમણે પોતાના હાથેજ કરતાં શીખવાં જોઇએ. પોતાનાં પોલકાં, મોજાં, બીજાં કપડાં અને ટોપી વગેરે સારી રીતે બનાવતાં ત્હેમણે શીખવું જોઇએ. અને સમય આવ્યે પોતાના બાળકોનાં કપડાં પણ પોતાના હાથથીજ તૈયાર કરવાં જોઇએ. મ્હારો વિચાર એમને સાચી સ્ત્રીઓ બનાવવાનો છે."

## સ્ત્રી-શિક્ષા કેવી હોવી જોઇએ ?

આટલું કહ્યા પછી પણ એક સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે સ્ત્રી-શિક્ષા કેવી હોવી જોઇએ ? સ્ત્રીઓને શિક્ષણ આપવું જોઇએ-એ વિશે સર્વાનુમતિ છે, માટે એ પક્ષમાં પ્રમાણની જરૂર નથી. પરન્તુ હવે બનતી ઉતાવળથી શિક્ષાપ્રેમીયોએ છોકરાની સાથે કન્યાઓને ભણાવવાની પદ્ધતિ ( જ્યાં ચાલતી હોય ત્યાં ) બંધ કરવી જોઇએ.

વિશેષે કરીને બાર ચૌદ વર્ષથી વધતા વયની બાલિકાઓની શિક્ષાને માટે તો સ્વતંત્ર કન્યાશાળાઓ ( જ્યાં ન હોય ત્યાં ) અવશ્ય સ્થાપિત કરવી જોઇએ. હાલમાં આપણો ભારતવર્ષ અજ્ઞાનાંધકારમાં ડુબેલો છે, એવા સમયમાં આવી સંયુક્ત શિક્ષાનો ક્રમ હાનિકારક ભાસે છે. અને એવા મહત્વના વિષયમાં માત્ર પશ્ચિમની વસ્તુ સ્થિતિનું અન્ધ અનુકરણ કરવા પ્રયત્ન કરીને આપણા દેશકાળની ચાલુ હાલતનું વિસ્મરણ કરવું, એ કોઈ રીતે ઇષ્ટ નથી. સુશિક્ષિત સજ્જનોમાં દર સેંકડે ૯૫ મનુષ્ય પોતાની કન્યાઓને ૧૦-૧૧ વર્ષની અવસ્થા પ્રાપ્ત થયા પછી માત્ર આ કારણથીજ શિક્ષણ આપતા નથી. મ્હોટી ઉમ્મરની જે સ્ત્રીઓ કૉલેજમાં ભણે છે ત્હેમને માટે પણ જુદી કૉલેજો સ્થાપિત થવી જોઇએ તથા **કન્યાઓની શિક્ષાનો પ્રબંધ ખાસ કરીને સ્ત્રી-જાતિનાજ હાથમાં હોવી જોઇએ.** શિક્ષિકાઓ કેવી જોઇએ તે વિશે પ્રથમ કહ્યું છે. આ વિષયમાં સાવધાની, દક્ષતા અને સહૃદયતાથી કામ લેવામાં આવશે, તો ભવિષ્યમાં ભારે લાભ થવાની ખાત્રી છે. કેળવણી પામેલી ગૃહસ્થ કુટુંબોની વિદૂષી સ્ત્રીઓ પોતાની અવકાશનો સમય આવા સત્પ્રયાસમાં મદદ કરવામાં ગાળે તો તેથી પણ બહુ હિત થાય, એમાં કાંઇ શક નથી. મ્હોટા મ્હોટા સુશિક્ષિતોની ધર્મ પત્નિઓજ કદાપિ આ કાર્યનો આરંભ કરે તો ઘણું સંતોષકારક પરિણામ આવ્યા વિના રહેશે નહિં. કાશીની હિન્દુ કૉલેજ બાલિકા-વિદ્યાલય પ્રથમ શ્રેણીની સ્કૂલોમાં ગણવા યોગ્ય થવાનું અને થોડાજ સમયમાં અપૂર્વ ઉન્નતિ પ્રાપ્ત કરી શકવાનું મુખ્ય કારણ એજ હતું કે એની શિક્ષાના પ્રબંધ માટે બહુ આનંદદાયક ઘટના હતી. એની મુખ્ય અધ્યાપિકા હિન્દુ કૉલેજના સ્થંભરૂપ ગૃહસ્થની પત્ની હતી. પાઠશાળાઓની પ્રધાન શિક્ષક ( Principal ) પણ સ્ત્રીઓજ હોવી જોઇએ.

સ્ત્રી-શિક્ષાના વિષયોમાં વાંચન લેખન ગણિત-ઉપયોગી કળાઓ-આવશ્યક ઉદ્યોગો-ધર્મશાસ્ત્ર-અને વિજ્ઞાન વગેરેની જરૂર જોગ માહિતી સમાવી જોઇએ. વિલાસપૂર્ણ-લલિત-કળાઓ-શરીર અને ગૃહના શૃંગારની વિદ્યા-તથા રસવૃત્તિ ખીલવે એવા વિષયોનું સાધારણ સ્ત્રી-શિક્ષાના પ્રાથમિક ક્રમમાં સ્થાન હોઇ શકે નહિં. ભરત ગૂંથણ, શીવણ અને વેતરકામ, પાકશાસ્ત્ર, બાળ ઉછેર, અને સ્ત્રી દર્દો તથા બાલકોના રોગોના ઉપાયોનું સામાન્ય જ્ઞાન સ્ત્રીઓ માટેની કેળવણીમાં પ્રથમ સ્થાન લે છે. આ ઉપરાંત વાંચન લેખનમાં-વિવિધ પ્રકારના સદ્ગ્રંથોનું-સારાં પત્રોનું અધ્યયન,-ઇતિહાસ-જીવનચરિત્ર વગેરેનું અવલોકન, ધર્મ અને ગૃહસમાજને લગતા વિષયોનું વાંચન જેટલું આવશ્યક અને ઉપયોગી છે, તેટલું જ રોગીની સારવાર, દર્દોની સહજ પિછાન, બાલ શિક્ષણ વગેરે બાબતોમાં પણ માહિતી ઘણીજ જરૂરની છે. આ ક્રમ પૂરો થયા બાદ સંસ્કૃત અને ઇંગ્રેજીનું બની શકે તેટલું જ્ઞાન અને ઉપર સૂચવેલા સાધારણ ક્રમની બ્હારના વિષયો તરફ ધ્યાન આપવું જોઇએ. આથી થોડાં વર્ષોમાં સ્ત્રી-શિક્ષા પૂરતી થવાની સાથે, ત્હેના વિરૂદ્ધ વારંવાર ફરિયાદોને નિરુપયોગી, ખર્ચાળ અને હાનિકારક હોવાની સાંભળીએ છીએ, તે અવશ્ય દૂર થઇ જશે.

## સમાજમાં સ્ત્રીનું સ્થાન.

આપણાં શાસ્ત્રોમાં સ્ત્રીઓનું પદ કોઇ રીતે હલકું નથી. સ્ત્રીઓને "ઘરવાળી" અથવા "ગૃહિણી" કહે છે, કેમકે તેઓ વાસ્તવિક રીતે ઘરનું કાર્ય કરે છે. જેવી રીતે ઘરમાંજ રહીને તેઓ પોતાનું કામ કરી લે છે, તેજ રીતે પુરૂષ બ્હાર ફરીને મહેનત મજુરી કરીને પોતાનું કામ પુરૂં કરે છે. તેથી ત્હેમાં સંદેહ કરવાની આવશ્યકતા નથી. કદિ સંદેહ રહે તો તે સ્ત્રી માટે વપરાતા "અર્ધાંગના" એ શબ્દથી તે દૂર થઇ જાય છે. મનુષ્યને જેટલાં કાર્ય કરવાનાં છે, ત્હેના અર્ધ ભાગમાં સ્ત્રીઓનો હિસ્સો હોય છે. એટલે સ્વાભાવિક રીતે તે પુરૂષની સાથે જીવનમાં અર્ધપદ ધારણ કરે છે. મનુષ્ય માત્ર દ્રવ્યનો બંદોબસ્ત કરે છે, પરન્તુ તે દ્રવ્યનો ઉપયોગ તથા રક્ષા ત્હેની પત્નીના હાથમાં છે. વળી જીવન ધર્મપૂર્ણ કરવામાં પુરૂષની સાથે સ્ત્રીઓનું પણ સ્થાન હોવાથી "સહધર્મિણી" પદ પણ ત્હેને આપવામાં આવેલ છે. એટલે વિશેષ લખવાની આવશ્યકતા નથી.

પરન્તુ આપણે ત્હેની સાથે એવું જોઇએ કે સમાન કેળવણીનાં નિંદ્ય પરિણામરૂપે મતાભિલાષિણી ઉછૃંખલ સ્ત્રીઓ જેમ "ઇંગ્લાંડ" આદિ દેશોમાં દષ્ટિગોચર થઇ તિરસ્કાર પાત્ર બની રહી છે તેમ હિન્દને પણ કરે નહિ હવે લોકોની આંખો ઉઘડી ગઇ છે, વિદ્વાનોનું ધ્યાન પણ આકર્ષિત થઇ જાય છે. હર્ષની વાત છે કે ચારે તરફ કન્યા-વિદ્યાલય, કન્યા-પાઠશાળાઓ આદિ ઉઘડતાંજ જાય છે. દેશની ઉન્નતિ દેશ પ્રેમીજનોના હાથમાં છે. આપણા નવયુવકોને શિક્ષિત બનાવવા તે ત્હેમની માતાને આધીન છે. અને માતાઓની કર્તવ્ય પરાયણતાનો આધાર ત્હેમની શિક્ષાપર છે. આશા છે કે, પરમાત્મા આપણને સદ્બુદ્ધિ પ્રદાન કરશે કે જેની દ્વારા આપણે સર્વ આ મહાન પ્રશ્નની હીલચાલ કરી શકીશું.

# સ્ત્રીઓની પરાધીનતા.

( હિન્દી ઉપરથી )

અનુવાદકઃ શ્રીયુત્ " જોશી "–લુણાવાડા.

હમણાં સમસ્ત ભારત વર્ષમાં જ્યાં ત્યાં સ્ત્રીઓના ઉદ્ધારના પ્રયત્ન શરૂ થઈ ચુકયા છે. ઇંગ્લાંડમાં જૉન સ્ટુઅર્ટ મીલને સ્ત્રીઓના ઉદ્ધારનો આદિ નેતા ગણવામાં આવે છે. અને તેનો 'સ્ત્રીઓની પરાધીનતા'(Subjection of women) એ નામનો ગ્રંથ સ્ત્રી-ઉત્કર્ષ માટેનાં પ્રબળ આન્દોલનોથી ભરપૂર છે. જેઓ સંસાર-સુધારા માટે પ્રયત્નશીલ છે. તેમણે તેના વિચારો જાણવા આવશ્યક છે. આ વિષય પર બહુ મનન અને ચિન્તન કરીને પોતાના વિચારોને જનસમાજ આગળ સંક્ષિપ્તમાં પણ સચોટ રજુ કરનારા થોડા લેખકોમાંનો તે એક હતો. મિલના કોઈ પણ પુસ્તકનો સારાંશ લખવો બહુ કઠિન છે. તો પણ પૂર્વોક્ત પુસ્તકમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તોનો આશય સમજાવવાનો પ્રયત્ન અમે કરીશું. આ પુસ્તક ચાર અધ્યાયમાં લખાયલું છે.

૧.

આ ગ્રન્થ એવા મુદ્દા ઉપર લખવામાં આવ્યો છે કે સ્ત્રીઓને પરાધીન રાખવી એ સર્વથા અન્યાય છે અને સ્ત્રી પુરુષોનો સંબંધ પૂર્ણ સમાનતાના આધાર ઉપર હોવો જોઈએ. આ સિદ્ધાન્તને દલીલોથી સાબીત કરવો, એ અઘરૂ નથી. મુશ્કેલી તો એ છે કે આ વિષયમાં લોકો રાગદ્વેષથી, પ્રચલિત રીતિના પ્રભાવથી અને સ્વાર્થવૃત્તિથી બિલકુલ અંધ થઇ જાય છે. લોકો કહે છે કે સ્ત્રીઓની પરાધીનતા એ સાર્વકાલીન અને સાર્વત્રિક છે; તેથી ન્યાય સંગત છે. પણ શું અઢારમી સદી સુધી ગુલામી સાર્વકાલીન અને સાર્વત્રિક નહોતી મનાતી ? અનિયંત્રિત શાસન પ્રણાલી ( ગુન્હાઓ માટે સજા કરવાની રીત ) લગભગ સઘળા દેશોમાં પ્રચલિત નહોતી ? વળી એમ કહે છે કે સ્ત્રીઓની પરાધીનતા તો સ્વાભાવિક છે. શું આ વિશ્વાસપાત્ર દલીલ છે ?–શું ગુલામોના માલીકોને ગુલામી સ્વાભાવિક નહોતી માલુમ પડતી ? માલીકોને તો શું પણ ઍરીસ્ટોટલ જેવા પ્રૌઢ અને પ્રતિભાશાળી તત્વવેત્તાને પણ તે સ્વાભાવિક માલુમ પડતી હતી સ્વેચ્છાચારી અધિકારીઓને અનિયંત્રિત શાસન સ્વાભાવિકજ લાગે છે. મોટા મોટા જાગીરદારો અને જમીનદારો પોતાની પ્રજાની સાથે ગાય બળદના જેવું વર્તન રાખવું સ્વાભાવિક માનતા હતા અને માને છે. તથા સત્તાધારી જાતીએ પોતાની હકુમત નીચેની જાતી ઉપર હુકમ ચલાવવો, એ સ્વાભાવિક લાગે છે ! એજ રીતે પુરૂષોને સ્ત્રીઓની પરાધીનતા સ્વાભાવિક લાગે છે. ટુંકમાં એટલુંજ કે જે વાત સાધારણ પ્રચલિત છે તે લોકોને સ્વાભાવિક, અને જે અપ્રચલિત છે એ બહુધા અસ્વાભાવિક પ્રતીત થાય છે. જો સત્ય કહીએ તો પરાધીનતાનો–સર્વ પ્રકારની સ્ત્રીઓની પરાધીનતાનો પણ–સિદ્ધાંત " મારે તેની તલવાર ! " એ સૂત્ર પર અવલંબિત છે.

અજ્ઞાનતાના યુગોમાં સર્વત્ર અને સમાજ સુધારાના કાળમાં લોક સમૂહની નીચલી શ્રેણીઓમાં સસક્તની પ્રધાનતાને અસક્તની પરાધીનતાનો સર્વ વ્યાપી નિયમ જણાય છે; ન્યાય અને સમાનતાનો કિંચિત્ ભાવ પણ રહેતો નથી. જેમ જેમ જ્ઞાનથી યતી સમાજ

એ અનાવશ્યક છે. પતિ પત્નિમાંથી જેને જે વિષયનું અધિક જ્ઞાન અથવા સંબંધ હશે, તે તે વિષયનો નિર્ણય કરશે. પતિની ઉમર ઘણું કરીને અધિક હોય છે, દ્રવ્યોપાર્જન પણ તે કરે છે; તેથી ગૃહ-પ્રબંધની મુખ્ય મુખ્ય બાબતોનો નિર્ણય ઘણું કરીને પતિનાજ હાથમાં રહેશે. એ નિઃસંદેહ છે કે અધિક માનસિક શક્તિ અથવા ચરિત્રબળ જેનું વધારે તેમ તેનો અધિકાર વધારે. જો પતિ પત્નિમાં પરસ્પર પ્રેમભક્તિ અને શ્રદ્ધા હશે તો સમાનતાના આધાર પર ગૃહ-પ્રબંધ બહુ સરળતાથી ચાલશે. (બહુ સ્થાનોમાં ચાલે છે.) પણ જો પતિ પત્નિમાં પરસ્પર ઘૃણા અને અવિશ્વાસ હશે તો પુરૂષનું અને સ્ત્રીનું જીવન નરકમય બનશે (અને ઘણાં સ્થાનોમાં બને છે.) તેથી એના દુઃખી સંસારનો એકજ ઉપાય-છૂટા છેડા, એજ રહે છે !

અસમાન વિવાહની વ્યવસ્થાથી સ્ત્રીઓને કષ્ટ થાય છે. અને પુરૂષોનું ચરિત્ર પણ ભ્રષ્ટ થાય છે. અને સન્તતિને સુશિક્ષા પણ નથી મળતી. જેને અનિયંત્રિત સાશનનો અધિકાર મળે છે, તે તરતજ અહંકારનો ભોગ થાય છે. તે પાશવક તથા તામસિક વૃત્તિઓનું અનુસરણ કરવા લાગે છે; અને કોઇ કોઇ વખત અત્યંત નિર્દય પણ થાય છે. જો બાળકો આવી વસ્તુસ્થિતિ પોતાના ઘરમાં દેખે તો તે કદી ન્યાયપ્રિય, ક્ષમાશીલ, દમનશીલ અને ઉદાર થઇ શકે નહી. સમાજને ન્યાયના આધાર પર સંગઠિત કરવા માટે કુટુંબનું સંગઠન ન્યાયમૂલક અર્થાત્ સમાનતાના આધાર પર કરવું જોઇએ. આ પ્રમાણે થવાથી-કેળવણી અથવા સાર્વજનિક જીવનનું દ્વાર ઉઘડવાથી સ્ત્રીઓ વિવાહ નહી કરે અથવા ગૃહ-ધર્મ પાલનથી દૂર રહેશે, એ વ્હેમ માટે જરા પણ કારણ નહી રહે.'

૩.

સ્ત્રીઓને સાર્વજનિક કામ ન કરવા દેવાનું પ્રધાન કારણ સ્ત્રીઓને ગુલામગીરીમાં રાખવાની પુરૂષોની ઇચ્છા છે. સ્ત્રીઓની માનસિક અને નૈતિક યોગ્યતાના વિષયમાં ભિન્ન ભિન્ન દેશોમાં ભિન્ન ભિન્ન પ્રકારના અસત્ય સિદ્ધાંત પ્રચલિત છે, અત્યંત અલ્પ અવસર મળ્યા છતાં પણ સ્ત્રીઓએ રાજ્યકર્તા કવિ, લેખક અને શૂરવીર વીરાંગના તરીકે બહુ કરી દેખાડ્યું છે. અનેક અર્ધ-શિક્ષિત અને અનેક પ્રાયઃ અશિક્ષિત પુરૂષોને રાજ્યતંત્રમાં વ્યવસ્થા ચલાવવામાં મત આપવાનો અધિકાર છે, તો શિક્ષિત સ્ત્રીઓ આ પ્રકારની બુદ્ધિથી હીન છે કે તેમને ત્હેવો અધિકાર નહિ ? જો વાસ્તવમાં સ્ત્રીઓ અયોગ્ય હોય તો સ્વાભાવિક અને અતિ તીક્ષ્ણ પ્રતિસ્પર્ધામાં તેમને પુરૂષો કોઇ પણ મહાનપદ સુધી પહોંચવા નહીં દે અને જો તેઓ યોગ્ય હોય તો તેમને પોતાની શક્તિનો ઉપયોગ કરવામાંથી રોકવી, તે તેમના ઉપર અને સમાજ પર અન્યાય છે અને બન્નેનું અહિત કરવા જેવું છે. જો સ્ત્રીઓ અને પુરૂષોનું સ્વત્વ અને હિત એકજ હોય તો તેમને મત આપવા અધિકાર મળ્યે કાંઇ હાની નથી. જો પ્રથક્ હોય તો પણ પોતાના સ્વત્વનું અને હિતનું રક્ષણ કરવા માટે તેમને તે અધિકાર આપવો પરમાવશ્યક છે. પહેલાં કહેવામાં આવ્યું છે કે સ્ત્રીઓનો અસલી સ્વભાવ જાણવાનો દાવો કોઇ કરી શકતું નથી. પણ ભૂતકાળના અને વર્તમાનકાળના અનુભવથી કહી શકાએ કે સ્ત્રીઓ આવશ્યક સાર્વજનિક ગુણોમાં પુરૂષોથી ચઢીઆતી છે અને તે ગુણોની અપેક્ષાવાળા કાર્યો વધારે સારી રીતે કરી શકે છે. દાખલા તરીકે સ્ત્રીઓમાં સાહાનુભૂતિ અધિક પ્રમાણમાં હોય છે, તેથી સાશનકાર્યમાં અર્થાત્ સા-

વૈજનિક જીવનમાં તેમની વધારે આવશ્યકતા છે. સ્ત્રીઓમાં પુરૂષોના કરતાં ભાવાવેશ અધિક હોય છે, જો કે ભાવથી ઉત્તેજીત થઇ લોકો કોઇ કોઇ વખત મોટી મોટી ભૂલો કરે છે તો પણ કોઇ કોઇ વખત જુસ્સાથી મોટા વિકટ કાર્યોમાં અને સંગ્રામમાં તેઓ ઉત્તમ રીતે સફળ થાય છે. વાસ્તવિક વાતોમાં સ્ત્રીઓ બહુ સારી રીતે અને બહુજ જલ્દીથી સમજી જાય છે અને કેવળ સિદ્ધાંતો અને કલ્પનાઓમાં ફસાતી નથી. સ્ત્રીઓ એક વિષયથી બીજો વિષય જલ્દીથી સમજી જાય છે અને વિચાર કરવાની શક્તિ પણ ત્હેમનામાં સારી હોય છે. આથી સાર્વજનિક જીવન આ ગુણોના ઉપયોગી લાભથી વંચિત રાખવું એ આત્મઘાતક નીતિ છે.

અહીં એમ પુછવામાં આવે કે ધર્મશાસ્ત્રાનુસાર સ્ત્રીઓએ ગૃહકાર્યમાંજ જોડાવું જોઇએ. અને પતિની દાસી થઇને રહેવું જોઇએ. તો પ્રત્યેક બુરી વાત અથવા બુરા સિદ્ધાંત જે દલીલોથી ટકી નથી શકતા, તેમને ધર્મના અંગ તરીકે નહી પણ આવશ્યક છે એમ કહેવામાં આવે છેઃ પછી ધર્મશાસ્ત્રી તો આ સઘળી ઇષ્ટ અથવા અનિષ્ટ બાબતો પ્રાયઃ વિધિ સંગત કહે છે કારણકે તેની રચના વખતે તે પ્રચલિત હતી. તેથી તેમને અધિક મહત્વ આપવું સારૂં નહિ.

જો સ્ત્રીઓ સ્વતંત્ર થસે તો સંસારને શું લાભ? આ સમયે સ્ત્રીઓ પર જે ભીષણ અત્યાચાર થઇ રહ્યો છે, તે અટકી જશે. આ સમયે પુરૂષોમાં જે મિથ્યાભિમાન અને સ્વાર્થપરતા જોવામાં આવે છે (કારણકે સર્વ પુરૂષોને એવું શિક્ષણ મળે છે કે ત્હમારી પત્નિ ત્હમારી સેવાજ કરવા માટે છે) તે ઘણીખરી મટી જશે. ગૃહસ્થ-જીવન પ્રેમ, ન્યાય, અને શીલની પાઠશાળા થશે તથા સમાજમાં આ ગુણોના આચાર પર એકયતા કરવાની અનુકુળતા થશે.

સંસારમાં વિચારકો, સુધારકો, રાજપુરૂષો, અને સાચા સેવકોની મોટી ખોટ છે. જો અડધી મનુષ્ય જાતિને માટે આ ક્ષેત્રોના દરવાજા ઉઘડે તો આ ખોટ ઘણી ખરી પુરાઇ જાય ને સંસારનો વિશેષ ઉદ્ધાર થઇ શકે. સ્ત્રીઓની નૈસર્ગિક શક્તિઓ હમણાં વિકસિત નથી. વસ્ત્રાભૂષણ તથા ઘરની ન્હાની ન્હાની બાબતોના પ્રબંધમાંજ તે નષ્ટ થઇ જાય છે. જે સ્ત્રીઓ ચાળીસ પચાસ વર્ષની અવસ્થામાં સન્તતિનાની ઉત્પત્તિ અને સંભાળમાંજ ગૃહમુક્ત થઇ જાય છે, તેમનું શેષ જીવન બોજા રૂપ થઇ જાય છે. કેટલીક સ્ત્રીઓ કઇ કારણથી વિવાહજ કરતી નથી, તેમને માટે સાર્વજનિક કાર્ય ઉત્તમ છે. સર્વ સ્ત્રીઓ ગૃહકાર્યમાંથી થોડો ઘણો સમય બચાવે છે. અધિક શિક્ષિત થયાથી અધિક બચાવવા માંડશે, તે વખતે સંસાર સેવામાં તેમણે લાગવું જોઇશે.

જ્યારે સ્ત્રીઓ માટે સાર્વજનિક કાર્ય બુરૂં ગણવામાં આવશે નહિં, ત્યારે સ્ત્રીઓનું શિક્ષણ પણ પુરૂષોના શિક્ષણ પ્રમાણે ઉચ્ચ, ગંભીર, અને ઉપયોગી થશે, અને એક કેળવાયલા કુટુંબનું ગૃહજીવન ધારવા કરતાં અત્યંત સુખી નીવડશે. કોઇ પૂછશે કે પતિ-પત્નિના રાજનૈતિક અને સામાજીક વિચારોમાં ભેદ હોવાને લીધે શું ગોટાળો નહિ થાય? તો હમારો ત્હેમને એજ ઉત્તર છે કે એકજ નગારામાંથી ભિન્ન ભિન્ન સ્વર કેવી રીતે નીકળે? જ્યારે સ્ત્રી-પુરૂષ બન્ને રાજનૈતિક અને સામાજીક વિષયો ઉપર વિચાર કરવા માંડશે ત્યારે દરેક વ્યક્તિ પોતાના સમાન વિચાર ધરાવનાર સાથે લગ્નની પવિત્ર ગ્રંથીથી

જોડાશે. બીજું, હાલ પણ પતિ-પત્નિના ધર્માદિક વિષયમાં થોડેઘણે અંશે ફેરફ હોય છે, તો પણ અનેક પતિ પત્નિઓનું સંસારીક જીવન સુખમય રહે છે. સ્ત્રીઓની સ્વતંત્રતાથી એક વધુ લાભ થવાનો, તેઓ પોતાનું મુલ્ય અને મહત્વ સમજવા લાગશે.

જ્યારે સ્ત્રીઓની સ્વતંત્રતાનો વિષય જાહેરમાં ચર્ચાય છે, ત્યારે વિરોધીઓ ગમે તેમ બોલે છે અને કહે છે કે સ્ત્રીઓ પરાધીનતામાંજ હર હમેશ સુખી છે. પુરૂષો સ્ત્રીઓને પોતાનું કર્તવ્ય બરાબર સમજાવ્યાથી સર્વ વ્યહવાર ઠીક ચાલશે. આ જે દલીલ મુકી છે તે તદ્દન પાયા વગરની છે. એવી દરેક દલીલ અનિયન્ત્રિત શાસન અથવા રાજનૈતિક નાદીરશાહીની તરફેણમાં મુકવામાં આવે છે, તે પુરૂષોની સ્વાર્થવૃત્તિનુંજ પરિણામ છે.

આ સંસાર જબરદસ્તીનો કાયદો સહન કરી ચુક્યો છે. હવે ન્યાયી કાયદાનો વખત આવ્યો છે.

૫.

જોન સ્ટુઅર્ટ મીલના વિચારોનો આ ફક્ત ટુંક સારાંશ છે. "સ્ત્રીઓની પરાધીનતા" એ તેમનો ગ્રન્થ ઈ. સ ૧૮૬૭ માં છપાઈ બહાર પડેલો હતો. સાધારણ રીતે યુરોપની અને ખાસ કરીને ઈંગ્લાંડની પ્રજા ઉપર તેની મ્હોટી અસર થઈ હતી. ત્યાં સ્ત્રીઓની ઘણીખરી પરતંત્રતા નીકળી ગઇ છે અને ધીમે ધીમે સ્ત્રીઓને પોતાના યોગ્ય દરજ્જો પ્રાપ્ત થશે, એ નિશ્ચય છે.

---

## મીલ મજૂરોનું ખરૂં હિત.

મારા માણસો દરરોજ દારૂની લતમાં ડુબ્યા જતા હતા અને મ્હને લાગ્યું કે એ ખરાબ ટેવ ખાતર હું જવાબદાર છું—વળી મારા પોતાના કુટુમ્બમાં દારૂએ જે ખુવારી કરી છે તેથી પણ મ્હને વિચાર આવ્યો હતો હું મારા કારીગરોને સારો પગાર આપતો એમને વારંવાર સલાહ આપતો અને મદિ સાજે મદદ કરતો પણ મને એમ લાગ્યું કે આટલું બસ નથી. જેમ નિશાળના માસ્તરની ફરજ શિખવવામાંજ આવી રહેતી નથી પણ છોકરાને પુત્ર કે નાના ભાઈ ગણી એમના ગૃહ જીવન-નૈતિક જીવનમાં શાન્તિ ફેલાવવી-ન્હેમને ઉન્નત કરવામાં પણ છે તેમજ-મીલ માલેકો કે કારખાનાના માલીકોની પણ ફરજ છે કે એમના કારીગરો વધારે ઉન્નત થાય-એમના ગૃહ જીવન શાન્તિ અને સુખમાં જાય એમ કરવું. મ્હારાથી બન્યું એટલું કર્યું છે અને મારી તન્દુરસ્તી રહેશે, મ્હારામાં શક્તિ હશે અને સાધન હશે ત્યાં સુધી મ્હારા કારીગરો-ગરીબોને હલકું જીવન ગાળતાં અટકાવીશ. મીલ માલેક કે શેઠ પોતાના હાથ નીચેના માણસોને આમ ખરાબ જીવન ગાળતા જુવે છે ને અટકાવતો નથી તે પાપ કરે છે એમ હું માનું છે.

... ... ... ... ... ... ...

—સોગીન્દરાવ ર. દિવેટીયા કૃત 'મોહિની'

# ફુલવાડી.

[ મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ માટે પ્રો કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ એક બહુ ઉપયોગી વ્યાખ્યાન લખી મોકલ્યું હતું. પ્રો કાન્તિલાલની વિદ્વતા તથા સ્ત્રીજીવનના મહાપ્રશ્નો તરફની સમતા સુપ્રસિદ્ધ છે, ત્હેમના આ લેખમાં સ્ત્રીઓએ જાણવા યોગ્ય ઘણા મહત્વના વિષયોનો સમાવેશ થયેલો હોવાથી, ઉપકાર સાથે, તે અહિં પુન પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તંત્રી—સુ સુ. ]

## સન્નારીઓને બે બોલ.

લેખક—પ્રોફેસર કાન્તિલાલ છગનલાલ પંડ્યા ( એમ. એ.)—આગ્રા.

"ક્ષત્રિયાણી ! રખે તું ત્હારા અસહ્ય દુઃખથી ત્રાસી આત્મઘાત કરતી ! દુઃખથી તું ડરીશ નહિ, ભયથી છળીશ નહિ, સુખથી ફુલીશ નહિ ! સુખ, દુઃખ અને ભયની ત્રિપુટી પાસે ત્હને સંસિદ્ધ કરાવે એવા ચમકારા કરનારી વીજળી ત્હારા સર્વાંગમાં ગૂઢ છે. પાંચાલી ! આશા ધર આશાના ઉદયને પ્રત્યક્ષ કર........

"પાંચાલી ! તું અને ત્હારા પુત્રો તમારો ધર્મ સમજશો, ધર્મનું સ્વરૂપ જોશો, તો તમારાં વિકટ દુઃખનો પરિપાક કલ્યાણરૂપ જ થશે, અને તે પરિપાક થશે તેની સાથે ત્હારો જ્યેષ્ઠ સ્વામી ધર્મવીર, યુધિષ્ઠિર ત્હારા મન્દિરમાં આવવાની વાટ જોઇનેજ બેઠો છે, તે સામે જો ! ત્હારા પુત્રોના હૃદયને ધર્મની છાયામાં, તેમની નીતિને તથા ક્રિયાને અર્જુનની, છાયામાં, તેમના શરીરને બળને ને સજ્જતાને ભીમની છાયામાં, ને તેમના અન્ય અંશોને અશ્વિપુત્રોની છાયામાં સ્નાન કરાવી લે ! એ સ્નાનની કલા તેમને હનુમાન શીખવે એવું એ કંપને પોષણ દેજે !

"પાંચાલી ! એ કાલપરિપાકનું મંગલ મુહૂર્ત સમીપ છે તે તું જો ને ઉત્સાહિની થા ! પાંચાલી ! જાગૃત થા !

"પાંચાલી ! પાંચાલી ! એ સર્વની તેજસ્વી છાયાઓમાં—એ સર્વ ચન્દ્રોની ચન્દ્રિકામાં—ત્હારાં કંઇક બાળકો અપૂર્વ સ્નાન કરવા માટે છે, દીપાવલીની રુચિરિત જ્યોત્સ્ના જેવી જ્વાલાઓમાં ત્હારાં આ મધુર બાળકો જ્વાલામાલી થઇ જાય છે તે રમ્ય ચિત્ર જો ! પાંચાલી ! એ નવા તેજસ ચેતનનું પ્રેમથી પોષણ કરવા જાગૃત થા !

"પાંચાલી ! આ પ્રાગયુગમાં ત્હારું બહુ કામ છે ! ત્હારુંજ કામ છે ! એ પવિત્ર કાળને માટે, અને ત્હારા હિમરાશિના શીત જળના પ્રવાહોમાંથી ગંગાયમુનાઓના પ્રવાહ વ્હેતા મુકવાને માટે, ઉત્સાહિની થા ! પ્રવૃત્ત થા !"

ગોવર્ધનરામ.

"પ્રભુની આજ્ઞા છે, સુન્દરીસઘને કે
જગત જન્માવવું ને ધવરાવવું
આ મહીમાં કામધેનુઓ છો રીઝ."

એ કામધેનુઓ નરલોકને ધવરાશે,
ને માનવીનાં દેવ ઉછેરશે.
અવનીને અમૃત મેઘથી સીંચશે,
ને અમરો ઉતરશે વાડીએ વાડીએ. ”
× × ×
“ કુંવરી તો મ્હારી લોકમાતા થઇ ! ”

ન્હાનાલાલ.

સન્નારીઓ !

આજ નવીન વર્ષને નવીન દિવસે, ત્હમારી ગત વર્ષની શુભ પ્રવૃત્તિઓને માટે ત્હમને સહર્ષ અભિનન્દન આપવાનો, ત્હમારી નવા વર્ષની પ્રવૃત્તિઓ માટે શુભ ઇચ્છાઓ પ્રેરવાનો, અને “ દીવાળીના બે બોલ ” કહેવાને મિષે ત્હમારાં મંડળની કલ્યાણકર સુન્દર છાયામાં ઘડીભર રહેવાનો ધન્યયોગ મ્હને પ્રાપ્ત થયો છે, તે માટે મ્હારા મિત્ર ભવાનીદાસ મોતીવાળાનો હું ખાસ ઉપકાર માનું છું.

તોપણ હું કબુલ કરૂંછું કે એ માયાળુ મિત્રનું આમંત્રણ મ્હને જ્યારે મળ્યું ત્યારે તે સ્વીકારતાં મ્હને ઘણી આનાકાની થઇ હતી, અને તે સ્વીકાર્યા પછી પણ મ્હારા બે બોલની યોગ્યતા તથા સફળતા વિષેના સન્દેહમાંથી હું હજીયે મુક્ત થયો નથી. કારણ કે મ્હારે સ્થાને, ગોવર્ધનરામ જેવો, હિન્દના કલ્યાણપન્થનો કોઇ અપૂર્વ વિચારક હોત, કે જે ગહન અભ્યાસ તથા તેજસ્વી પ્રતિભાના બળે ત્હમારા જીવન તથા ત્હમારા મંડળ સંબન્ધી નવા વિચારની મંગલ સામગ્રી આ શુભ પ્રસંગે ત્હમારી આગળ રજુ કરી શકત; અથવા તો, અંબાલાલભાઈ જેવો, કોઇ પણ ઉત્સાહી સામાજિક કે સાર્વજનિક કાર્યકર્તા હોત, કે જે પોતાના મોંઘા અનુભવનાં રત્નો તારવી કાઢી વ્યાવહારિક કાર્યોનો વિશાલ દીર્ઘદૃષ્ટિથી બોધ કરી શકત; અથવા તો, ન્હાનાલાલ જેવો, ઉચ્ચ રસ ને ઉન્નત ભાવનાઓથી ઉભરાતા હૃદયવાળો દેશભક્ત કવિ હોત કે જે સુન્દર આકારમાં ગુંથેલી કોઇક અનેરી રસસામગ્રી ત્હમને અર્પણ કરી શકત; અથવા તો, ગાંધી જેવો, શ્રેષ્ઠ આદર્શનો અનન્ત કર્મવીર્ય સાથે સંયોગ કરનાર કોઇ ખરો સન્ત હોત કે જે પોતાના અલ્પ સમાગમથી પણ અન્યના હૃદયમાં પુણ્યકર્મની પ્રભા પાથરી શકત; અથવા તો, ગાંધીપત્નિ જેવી, કોઇ પવિત્ર મહિલા હોત, કે જે સ્ત્રીજીવનને પુણ્યપીયૂષથી ભરી કલ્યાણમય કેવી રીતે બનાવવું ત્હેના ઉચ્ચ સન્દેશ આપી શકત—આમાંનું કોઇ પણ આજે મ્હારે સ્થાને હોત તો તે ત્હમને “ બે બોલ ” માંજ જીવનના રત્નરૂપ ગૂઢ રહસ્યને આપી શકત, અને આ મંગલ દિનનો ત્હમારો સુન્દર રીવાજ પૂર્ણ રીતે સાર્થક થાત. કારણ કે આવા મહાન આત્માઓના થોડા બોલોમાં પણ સંજીવિની શક્તિ હોય છે; જ્યારે, મ્હારા જેવો, આવી કાંઇ પણ વિશિષ્ટતા વિનાનો, હાલ રસાયણિક પ્રયોગશાળાના ધુમાડામાં જીવન ગુજારનાર અને ઓઝલ પડદાની પરાકાષ્ઠાને લીધે જ્યાં અભ્યાસોત્સુક હૃદયને પણ સ્ત્રીજીવનનું દર્શન દુર્લભ છે એવા ઉત્તર હિન્દના પ્રદેશમાં વસનાર, એક યુવકમાત્ર, તેઓને બદલે, ત્હમને શો સન્દેશ આપી શકે છે !

પરંતુ આપણા ગરીબડા ગુર્જર પ્રાન્તમાં આવાં સદ્રત્ન વર્ષોવર્ષ સુલભ ન થાય ત્હેને લીધે જ ત્હમે મ્હારા જેવા સામાન્ય મનુષ્યને આ આમંત્રણ સન્માન આપવું ઉચિત ધાર્યું હશે. અને ત્હમારા મંડળના શુભ કાર્ય માટેનાં મ્હારાં નમ્ર અભિનન્દન તથા અન્તઃકરણની પ્રસન્નતા પ્રકટ કરવાનો, તેમ જ ત્હમારી આજ્ઞા પાળી ત્હમારી ન્હાનકડી સેવા

બજાવવાનો, આ એક અવસર છે, એમ સમજીને મ્હેં આમન્ત્રણ સ્વીકાર્યું સેવાનો,આત્મા શુદ્ધિ કે પ્રતિભા નથી, પણ હૃદય છે—હૃદયની શુદ્ધિ છે એ સ્મરણ કરીને, પૂર્ણ સદ્ભાવથી અર્પણ થતી, ત્હમારા એક બન્ધુની, આ અંજલિ ત્હમે ઉદારતાથી સ્વીકારી લેશો એવી પ્રાર્થના છે

એ અઞ્જલિ અર્પવાને હું આજે ત્હમારી સમક્ષ આવી શકું એમ નથી, અને તેથી આજે ત્હમારા મંગલ દર્શનનું સદ્ભાગ્ય પણ મેળવી શકું એમ નથી એ બેવડી હાનિથી મ્હારા મનને અસંતોષ થાય છે પરન્તુ એ અનિવાર્ય ખામી તરફ અલક્ષ કરી, પ્રેમ સૌન્દર્ય ને ભવ્યતા એ ત્રિપુટીનો અદ્વિતીય સુન્દર સંયોગ કરનાર વિશ્વવિખ્યાત તાજમહેલની સંનિધિમાંથી પ્રેરાયલાં આ થોડાંક વચનો ત્હમે સહૃદયતાથી સુણશો, તો મ્હારો અસંતોષ ઓછો થશે.

## ગુર્જર સ્ત્રીજીવનમાં ઉજાસ.

" મુંબાઈ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ " એ કેટલેક અંશે ગુજરાતી મહિલાઓના હાલના જીવનનું દર્પણ છે પચાસેક વર્ષ પહેલાં સ્ત્રીજીવન સમ્બન્ધી પ્રખ્યાત લેખક નવલરામે જે ઉદ્ગાર કાઢ્યા હતા તે ત્હમારાથી અજાણ્યા નહિ હોય, પણ એ જ નવલરામ આજે આવીને ત્હમારા મંડળનું કાર્ય જોઈ શકે તો ત્હેમના ઉદ્ગાર કેવા થાય? અલબત્ત, આપણામાં એવો કોઈયે અન્ધ આશાવાદી નહિ હોય કે જે એમ કહેશે કે આપણે ઘણી પ્રગતિ કરી છે, અને હવે બહુ થોડું જ કામ કરવાનું રહ્યું છે નવલરામની માર્મિક પંક્તિઓ હજી પણ ઘણે ઠેકાણે લાગુ પડશે "ભૂગોળ ને ખગોળમાં રમતા ચિત્તવાળા ભાઈ," અને "ચાકરને ચૂલામાં રમતા ચિત્તવાળાં બાઈ," મિલ ને મોરલિના અથવા દેશોદ્ધાર ને સમાજસેવાના આકાશમાં ઉડતા ભાઈ, અને અજ્ઞાન ને કુટુમ્બકબ્બડ્ડી, દૂધવાળા ને કાપડવાળાની પૃથ્વી ઉપર એમને ઉતારી પાડતા બાઈ—એવી અસમાનતાનું દમ્પતીજીવન, દુર્ભાગ્યે, હજી પણ ઘણે સ્થળે હશે. ભૂતકાળમાં પુરુષોએ પોતે જ ત્હમારી એવી દુર્દશા કરી છે કે ત્હમારા જીવનને વિદ્યા, સુખ તથા સૌન્દર્યમાં સુસ્થાપિત કરવાના પ્રયાસો હજી તો બહુ બહુ કરવાના છે. ત્હમે આગળ વધ્યાં છો ત્હેના પ્રમાણમાં હજી તો ઘણું દૂર જવાનું છે, અને ત્હમારો જે થોડોક વર્ગ સ્પષ્ટ રીતે આગળ વધ્યો છે ત્હેના પ્રમાણમાં તો અસંખ્યની સંખ્યાવાળો વર્ગ લગભગ ત્યાંને ત્યાં જ રઝળે છે દુર્ભાગ્યે, આ સર્વ ખરૂં છે, અને સત્યને ચ્હાનાર કોઈ પણ મનુષ્ય આ વાતની ના પાડશે નહિ કેવળ શિક્ષણ ને કેળવણીમાં જ નહિ, પણ ગૃહજીવન સમાજજીવન તથા સાર્વજનિક જીવન એ સર્વમાં નિત્ય આ સત્યનો મર્મભેદક અનુભવ થાય છે

પરન્તુ તે માટે ત્હમે જે કાંઈ શુભ પ્રગતિ વાસ્તવિક રીતે કરી છે તે વિસરવાની બિલકુલ જરૂર નથી દિનપ્રતિદિન જે જે શુભ શક્તિઓ જે જે શુભ પરિણામોને ઉત્પન્ન કરે છે ત્હેમને અલક્ષ કરી ગ્લાનિમાં ડુબવાની રજ પણ જરૂર નથી આપણા દેશમાં જે નવીન જાગૃતિ આવી કહેવાય છે તે કેવળ પુરુષવર્ગમાં જ સમાઈ રહી હોય કે શમી ગઈ હોય એમ નથી અજ્ઞાન હજી ઘણું છે, પણ જ્ઞાનના કિરણો ધીમે ધીમે અજ્ઞાનદુર્ગને ભેદવા લાગ્યા છે, દુઃખ ક્લેશ ઘણા ત્યાં છે, પણ ત્હેમને મટાડવાના પ્રયાસો ઠામઠામ શરૂ થઈ ગયા છે શરીર શુદ્ધિ કે આત્માના કજોડાં ઘણા હૃદયોનો તથા ઘણા જીવનોનો

હજી પણ ભાગ કરે છે, પણ લગ્નમાં વિશેષ સમાનતા રાખવાનું વલન વધારે બલવાન થતું જાય છે, એ પણ કાંઇ છાની વાત નથી. હજી આપણે ઘણા ઘણા વિકટ પ્રશ્નોનાં નિરાકરણ કરવાનાં છે ને ઘણી ઘણી મુશ્કેલીઓ ઓળંગવાની છે, છતાં એટલું તો સર્વેને વિદિત છે કે સ્ત્રીઓના જીવનમાં કાંઇક વિશાળ દૃષ્ટિ વ્યાપવા લાગી છે, સ્ત્રીજનની ગૂઢ શક્તિઓ ધીમે ધીમે પોતાની તથા પ્રજાની સુધારણાને અર્થે જાગૃત–ચ ચળ થવા લાગી છે, અને, આ સર્વને શિરોભાગે, ગૃહજીવન ને સાર્વજનિક જીવન ઉભયના વિકટ ધર્મોનું યોગ્ય રીતે પાલન કરી, મુંબાઇની ગુજરાતી મહિલાઓની કલ્યાણપ્રવૃત્તિના પ્રણેતા આત્મસમાન, ત્હમારા જ મંડળનાં ધુરન્ધર ભગ્ન જમના બ્હેન, વનિતાવિશ્રામ જેવી લોકોપયોગી સંસ્થાને જીવન અર્પી, પોતાની અનાથ અવસ્થામાં પણ અનેકનું હિત કરનાર ન્હાની બ્હેન, યુનિવર્સિટિના ઉચ્ચ શિક્ષણનું તથા પદવીનું માન લઇ, હવે સ્ત્રીજીવન, સમાજ તથા સાહિત્યના ક્ષેત્રમાં પોતાની સેવા અર્પનાર ગુજરાતની પ્રથમ ગ્રેજ્યુએટ –ભગિનીઓ સૌ વિદ્યા તથા સૌ. શારદા, અને દક્ષિણ આફ્રિકાના શાન્ત વિગ્રહને સમયે, વિકટમાં વિકટ કાર્યમાં પણ પોતાના પતિનો પૂર્ણ ઉમંગથી સહચાર કરનાર, કોમળ વીરતા તથા જ્વલન્ત પવિત્રતાની મૂર્તિ, આપણા વીરનાયક ગાંધીનાં પત્નીશ્રી એવાં એવાં સ્ત્રીરત્નો ગુજરાતમાં પાકયાં છે ને ગુર્જરમહિલાની પ્રતિષ્ઠાની તથા ગૌરવની વૃદ્ધિ કરે છે.

## આ ઉજાસ ક્યાંથી આવ્યો ?

ગુજરાતના સ્ત્રીજીવનમાં આ ઉજાસ ક્યાંથી આવ્યો ?

આ પ્રશ્ન વિચારવા જેવો છે ઉન્નતિ આપનાર બળોનું જેમ વધારે પિછાન કરીશું તેમ આપણું કલ્યાણ છે આજે એની સંપૂર્ણ મીમાંસા કરવાનો યત્ન કે લોભ હું રાખતો નથી. કારણ કે તેમ કરવા જતાં હું "એ બોલ" થી આગળ નીકળી જઉં અને આ મંગલ દિવસે શુષ્કતાની અનિષ્ટાપત્તિનો અપરાધી થાઉં, પણ ફક્ત સામાન્ય રીતે ત્હમે વિચાર કરશો તો એટલું જોઇ શકશો કે આ જાગૃતિનાં કારણો બે પ્રકારનાં છે. એક પ્રકારનાં કારણો આ દેશના પુરુષો તથા સ્ત્રીઓ બન્નેને સમાન છે, વિદ્યા, કેળવણી, દેશમાં શાન્તિ, પશ્ચિમના તરંગોને લીધે તેમજ આપણી સ્થિતિમાંના ફેરફારોને લીધે ઉત્પન્ન થયેલાં મન્થનો તથા કેટલીક અનિવાર્ય આવશ્યકતાઓ, હિન્દના પ્રાન્ત પ્રાન્ત વચ્ચેના ભેદોનો ક્ષય તથા પરિચયની વૃદ્ધિ, કેટલીક ધાર્મિક સંસ્થાઓ, ઇત્યાદિ આ અને આવા બીજાં ઘણાં કારણોએ હિન્દી પુરુષજનોમાં નવજીવન આપ્યું છે, અને કેટલેક અંશે સ્ત્રીજનમાં પણ તેઓએ તેવી જ અસર કરી છે બીજા પ્રકારનાં કારણો ખાસ સ્ત્રીવર્ગને લગતાં છે, અને તેમાં સ્ત્રીજીવનને ખાસ અસર કરે એવા સ્ત્રીઓના કે પુરુષોના કે બન્નેના ભેગા પ્રયાસોનો પણ સમાવેશ કરી શકાય

## ગુજરાતી સ્ત્રીસાહિત્ય.

આ સર્વ કારણોમાંથી આજે ફક્ત બેને જ ઉદ્દેશીને હું કાંઇક કહેવા માગું છું તે ગુજરાતનું સ્ત્રીસાહિત્ય અને ગુજરાતની સ્ત્રીસંસ્થાઓ છે

સ્ત્રીસાહિત્ય એટલે કેવળ સ્ત્રીઓને જ માટેનું સાહિત્ય એમ નહિ, પણ એવા ખાસ સાહિત્ય ઉપરાંત, અન્ય જે જે સાહિત્ય સ્ત્રીઓને રસદાયક ને હિતકારક હોય તે, પછી

એ પુરૂષોને પણ તેવુ હોય તો વાંધો નહિ. સાહિત્યના જાણીતા ગુણોના ઉપરાંત, ત્હેનામાં સ્ત્રીઓને આકર્ષવાનો, રસ આપવાનો, કાંઇક વધારે ઉંચે લઇ જવાનો ગુણ હોવો જોઇએ, પછી તે સ્ત્રીના સામાન્ય માનુષ તત્ત્વોને આકર્ષે કે ખાસ સ્ત્રીત્વના ભાવોને જ આકર્ષે, તો પણ ત્હેનો સ્ત્રીસાહિત્યમાં હું સમાવેશ કરૂં છું.

યૂરોપીય વિદ્યાનું અહીં આક્રમણ થયુ તે પહેલાં આપણું જે ગુજરાતી સાહિત્ય હતું તેમાં સ્ત્રીહૃદયને આનન્દ તથા ઉચ્ચતા આપે એવું ઘણું હતું, અને તે કાળનાં સ્ત્રી-પુરૂષોના હૃદયમાં તથા જીવનમાં તે ધાર્મિક તથા નૈતિક સાહિત્ય ઉતર્યું હતું. આપણી વૃદ્ધ માતાઓ, દાદીઓ ને અન્ય સ્ત્રીઓના મુખમાંથી પ્રાતઃકાળમાં નરસિંહ કે મીરાં, અખો કે પ્રેમાનન્દની સરલ મીઠી વાણી સાંભળવી—એ મ્હને તો ઘણો મોહક અનુભવ લાગતો, અને જો કે એ સાહિત્ય હાલની સર્વ સ્ત્રીઓને એકસરખો આનન્દ કે બોધ આપે નહિ, ને ત્હેમને માટે જુદા પ્રકારના સાહિત્યની જરૂર છે એ ખરૂં, તો પણ પ્રભાતનાં આ મીઠાં ગીતોનો ધીરેધીરે લોપ થતો જાય છે એ તો ખરેખર આપણા હાલના જીવનની એક ન્યૂનતા જ છે.

આ જૂનું સાહિત્ય કે જેમાંથી હમને હજી પણ કેટલોક ખજાનો મળી આવશે, તે સાહિત્ય અંગ્રેજી વિદ્યા ને મુદ્રણકલા આવ્યા પછી, શરૂઆતમાં તો વિશેષ પ્રચાર પામ્યુ, અને ત્હેની સાથે જ નર્મદ, દલપતરામ, નવલરામ વગેરેએ ત્હેની વૃદ્ધિ કરી તેમાં બીજા અંશો પણ ઉમેર્યા. કન્યાશાળાઓ વગેરે દ્વારા આ સાહિત્ય સ્ત્રીજીવનમાં વિશેષ પ્રસર્યું, ને હજી પણ ઘણે સ્થળે તેની પ્રિયતા જોવામાં આવે છે. પહેલાંના સાહિત્યમાં ધર્મ ભક્તિ વૈરાગ્ય નીતિ આદિ ઉપરાંત મનુષ્યસ્વભાવના ને મનુષ્યહૃદયના કેટલાક સર્વ-સાધારણ અંશો હતા. તેમ તે તે કાળના જીવનનું કાંઇક રસભર્યું ચિત્ર પણ તેમાં આવતું. નર્મદાશંકર આદિએ જે અંશો ઉમેર્યા, તે આવા ન્હોતા. એમના લેખો વર્તમાન કાળને લાગુ પડતા—રોજના વ્યવહારજીવનના પ્રશ્નોની ચર્ચાથી, અને દેશની જાગૃતિ માટેના પ્રોત્સાહનથી ભરપૂર હતા; અવનતિકારક રીવાજો માન્યતાઓ વગેરેની સખ્ત ઝાટકણી કાઢી વિચારને-પ્રગતિકારક વિચારને ઉત્તેજિત કરવાનો એમનો યત્ન હતો. એમની શૈલી સરલ સચોટ ને સીધીસટ હતી, અને તેથી કરીને ત્હેની સફળતા પણ તેવી થઈ.

પણ તેમાં સાહિત્યની વિશેષ ઉચ્ચ કલા, સુન્દરતા, વિવિધતા, મોહકતા વગેરે ગુણો સ્વાભાવિક રીતે ન્યૂન હતા. મહિપતરામ નીલકંઠના લેખોમાં પણ આ અંશો હાજર નથી, જો કે એમનાં જોસ, સ્પષ્ટતા, સૂક્ષ્મતા તથા એકંદરે ગદ્યશૈલીના ઘણાં ઉચ્ચ લક્ષણોને લીધે, એમના લેખો વધારે સારી પેઠે વંચાયા, હજી પણ સંમાનયોગ્ય રહ્યા છે, અને એમના "બાળવિલાસ" વગેરે તો હજીયે કન્યાઓને માટે ઉત્તમ ગ્રન્થની ગરજ સારે છે. શ્રીમત્ નૃસિંહાચાર્યે "ભામનિભૂષણ"થી વિશેષ રસ તથા વૈવિધ્ય આણવા ઘણો સારો પ્રયાસ કર્યો, અને એ તથા એના જેવા બીજા ગ્રન્થોની લોકપ્રિયતા ત્હેની સફળતાની સાક્ષી પૂરે છે. પરંતુ એમાં રસ ને જ્ઞાનનું ફક્ત મિશ્રણ થયું, પણ કાવ્યના જેવો રાસાયણિક સયોગ થઈ બન્ને એકરૂપ થયાં નહિ. પરાણે પરણાવેલા દમ્પતીની પેઠે એક ઘરમાં રહેવા છતાં તે મળી ગયા નહિ પણ પૃથક્ પૃથક્ જ રહ્યાં. પરિણામે ઘણા વાચકો જ્ઞાનકથાને એમની એમ રહેવા દઇ બીજા રસ પડે એવા વાર્તાના વિભાગનું જ વાચન કરતા. આ સ્વાભાવિક હતું. હાલના

ઘણા સારા સારા ગ્રન્થોની પણ આવી દશા છે, એ દિલગીર થવા જેવું છે.

છેક કવિતા થઈ ગયા વિના કાવ્યના રસ તથા આકર્ષણના ગુણો, સૌન્દર્ય તથા કલાથી આનન્દમોહ કરવાના ગુણો, વિચારમાળા કે જ્ઞાનની યુક્તિઓથી શીખામણ આપવાને બદલે સંગીતની પેઠે હૃદયમાં અજાણ્યે સંચરી હૃદયને વશ કરી લેવાના ગુણો-સંક્ષેપમાં આપણે જેને પ્રિયવાદિની હિતકારિણી કાન્તાના ગુણો કહીએ છીએ એવા ગુણો, ગુર્જર સ્ત્રીસાહિત્યમાં બહુ થોડા પ્રાપ્ત થયા હતા. તેથી, જો કે એ સર્વે સાહિત્ય બીજા ગુણોને લીધે ઘણું કીમતી તથા ઉન્નતિકારક છે, અને જ્યાં જ્યાં બરોબર વંચાશે ત્યાં ત્યાં તે શુભતાની જ પ્રેરણા કરશે, તોપણ ત્હેની આકર્ષકતાની ખામીને લીધે, ત્હેને વિષે વાત કરનાર વધારે નીકળે છે ને વાંચનાર થોડાક જ મળી આવે છે.

પરંતુ હવે આવા તત્વવાળું સાહિત્ય પણ ગુજરાતમાં થયું છે, અને તેથી સાહિત્યમાં જેમ વધારે વિવિધતા થઈ છે, તેમ વધારે વાચકોની રૂચિનું પોષણ થઈ શકે એમ છે. આ તત્વોને લાવનાર આરંભના સ્ત્રીસાહિત્યમાં રા. રા. રણછોડભાઈનું "લલિતાદુઃખ દર્શક નાટક" મ્હને ઘણી દૃષ્ટિએ બહુ અગત્યનું લાગે છે. એની તાત્કાલિક અસર પણ સારી પેઠે થઈ હતી. સ્ત્રીજીવનના એક મ્હોટા અને ક્રૂર અન્યાય તરફ જે સમર્થતાથી આ નાટકે લક્ષ ખેચ્યું તેટલી સમર્થતા સ્ત્રીજીવનના બીજા કોઈ પ્રશ્નની બાબતમાં ગુજરાતી સાહિત્યમા મ્હારી દૃષ્ટિએ નથી પડી.

## સરસ્વતીચન્દ્ર.

પરંતુ સ્ત્રીસાહિત્યની તેમજ સામાન્ય ગુજરાતી સાહિત્યની આ ખામી બરોબર પૂરનાર પ્રથમ ગ્રન્થ તો "સરસ્વતીચન્દ્ર" નો પ્રથમ ભાગ હતો, એમ મ્હારૂં માનવું છે. એ અને એના પછીના ભાગો, જેમ ગુર્જરસાહિત્યના અત્યારે મુકુટરૂપ છે, તેમ આપણી સ્ત્રીસાહિત્યની દૃષ્ટિથી પણ એ ગ્રન્થરત્નોને જ આપણે પ્રથમ સ્થાન આપી શકીશું. ગોવર્ધનરામના પોતાના હૃદયમા તેમજ જીવનમાં સ્ત્રીજાતિ પ્રતિ અપાર કોમળતા તથા સદ્ભાવ હતાં. હિંદની સ્ત્રીઓની દશા સંબન્ધી જે જે વિલાપો એમના લેખોમાં નજરે પડે છે તે ઊંડા અન્તરમાંથી નીકળ્યા હતા, અને એમના સંબન્ધમાં આવનાર બુદ્ધિશાળી સ્ત્રીઓએ તો આ કરૂણા વારંવાર જોઇ પણ હશે જ. ખરે, મ્હારા નમ્ર મત પ્રમાણે, હિન્દના સ્ત્રીજીવનનો કોઈ અભ્યાસી, એ વિષયમાં ગોવર્ધનરામે કેવો સંગીન ફાળો આપ્યો છે તે જુદો તારવી કાઢે તો તે ત્હમારી, તેમજ ગોવર્ધનરામની અને સામાન્ય સાહિત્યની પણ ઘણી સરસ સેવા થાય. "સરસ્વતીચન્દ્ર" ના આરંભથી જ સ્ત્રીપાત્રોને તેમાં જે ગૌરવભર્યું સ્થાન તથા અદ્દ્ભુત આલેખન પ્રાપ્ત થયાં છે; સુખ દુઃખ-નીતિ અનીતિ-વિદ્યા અવિદ્યા-સંપત્તિ વિપત્તિ-આદિ સંસારની જુદી જુદી અવસ્થામાની સ્ત્રીઓનાં જે અદ્દ્ભુત કૌશલથી હૃદયસ્પર્શી ચિત્રો અપાયાં છે; તેઓના હૃદયના ઝીણા મ્હોટા સર્વ ભાવો તથા જીવનના અસંખ્ય પ્રશ્નો ને પ્રસંગો ઉપર ગોવર્ધનરામે પોતાની પ્રતિભાનું જે પ્રબળ "સર્ચ-લાઇટ" નાખ્યું છે; વારંવાર અવતરણ પામતાં તથા ત્હમારા શુભ પક્ષકારોના હાથમાં સૂત્રરૂપ થઇ પડેલા એવાં એમનાં જે અમરવાક્યો એમના લેખોમાં સ્થળે સ્થળે મળી આવે છે; ગૃહ કે રાજ્ય, વિદ્યા કે વ્હાલ, તત્વજ્ઞાનનો વૈરાગ્ય કે લોકકલ્યાણનો સન્યાસ-એવા ભિન્ન ભિન્ન પ્રદેશોમા પણ કેવી સ્વાભાવિક ઉચ્ચતા, કેવી ઉચ્ચ સુન્દરતા,

કેવી સુન્દર દિવ્યતા અને કેવી દિવ્ય કલ્યાણમયતા સ્ત્રીઓ પ્રાપ્ત કરી શકે ત્હેનું દર્શન કરાંવનાર જે મોહક મૂર્તિઓ એમણે ઉત્પન્ન કરી છે-જાણે કે જાદુથી ત્હમને અર્પણ કરી છેઃ—એટલાનો જ ફક્ત ત્હમે સામટો ખ્યાલ બાંધશો તો ગોવર્ધનરામની કૃતિની મહત્તા ત્હમે જરૂર સમજી શકશો. સન્નારીઓ, મ્હારૂં તો એટલે સુધી માનવું છે કે જો કે ગોવર્ધનરામની આત્મજા લીલાવતી બેશક ઉન્નત જીવનવાળી હતી, તોપણ ગોવર્ધનરામની વધારે મ્હોટી અને વધારે ચિરંજીવ આત્મજાઓ તો કુમુદ ને કુસુમ, મેનારાણી ને ગુણીયલ, ચન્દ્રાવલી ને મોહની જ છે. ત્હમારા સાહિત્યમાં—ત્હમારા જીવનમાં આવી મહિલાઓ એમણે મૂકી તે ત્હમારા ઉપર અને હમારા ઉપર એક મ્હોટો ઉપકાર છે.

ગોવર્ધનરામ પોતે કલા ને જ્ઞાન, રસ ને તત્ત્વવિચારના અભેદ સંયોગને પૂજતા તથા તેવો સંયોગ કરવામાં બીજાઓ કરતાં એટલા બધા વધારે વિજયી થયા કે જેવો વિજય ગુજરાતમાં બીજા કોઇને મળ્યો નથી, તે છતાં, એમના બધા લેખોમાં તેવો એકસરખો ઉચ્ચ સંયોગ કરવામાં તે ફાવ્યા નથી. "સરસ્વતીચન્દ્ર"ના પાછળના ભાગમાં તે ઉદ્દેશ કેટલેક અંશે મૂકી દીધો હતો એમ તે પોતે જ કહેતા, ને "સ્નેહમુદ્રા' આદિમાં તો કેટલેક સ્થળે તે તત્ત્વોનો સ્પષ્ટ વિયોગ જ દેખાય છે. ગોવર્ધનરામની અસરથી જે વિશેષ સ્ત્રીસાહિત્ય ઉત્પન્ન થયું છે, તેમાં કેટલીક ઉચ્ચ પ્રસાદી તથા પ્રેરણા હોવા છતાં, તે પણ ખાસ આ દોષથી મુક્ત રહી શક્યું નથી.

## ગુજરાતી સ્ત્રીસાહિત્યમાં પારસી અને બંગાળીનો ફાળો.

આ સિવાય ગુજરાતમાં જે વિશેષ સ્ત્રીસાહિત્ય છે તેમાં મ્હને લાગે છે કે બીજાં પણ કેટલાંક નામ જરૂર ગણવાં જોઇએ. આપણા પારસીભાઇઓએ પોતાનો જે ફાળો આપ્યો છે, તે જો કે ગુજરાતના સ્ત્રીવર્ગના મ્હોટા ભાગને પહોંચી શક્યો નથી, તોપણ તેમનો 'કેટલોક ભાગ ભણેલી સ્ત્રીઓના કેટલાક વર્ગમાં તો ઘણો પરિચિત થયો છે, અને વધારે મ્હોટા વર્ગની પાસેથી પણ સત્કાર મેળવવાને બધી રીતે લાયક છે. હું ખાસ કરીને સ્ત્રીસમાજની સારી સેવા બજાવનાર " સ્ત્રીમિત્ર " " સ્ત્રીબોધ " વગેરે માસિકો, કાબરાજી મર્ઝબાન તથા કેટલીક પારસી બ્હેનોની રસ તથા બોધ આપનારી સાંસારિક નવલકથાઓ, તથા મલબારી ને ખબરદારનાં કાવ્યો એ સર્વેને ઉદ્દેશીને કહું છું તેમાં પણ મિ. ખબરદારનાં કોઇક કોઇક કાવ્યો તો બેશક બહુ સુન્દર ને પ્રોત્સાહક છે. પારસી સાહિત્ય મુખ્યત્વે પારસી જીવનને લગતું છે, પરંતુ ત્હેનો આવો કેટલોક ભાગ હિન્દુ સ્ત્રીજીવનને પણ ઉપયોગી થયો છે ને થાય છે.

આ ઉપરાંત, અનુચિત વિસ્મૃતિને પાત્ર થયેલા નારાયણ હેમચન્દ્રે સ્ત્રીજીવનનાં કેટલાંક અંગ સંબન્ધી નિબન્ધો તથા જીવનકથાઓ લખીને, અને, તેથી પણ વિશેષ તો, બંકિમચન્દ્ર વગેરે શિષ્ટ બંગાલી લેખકોની ન્હાની પરંતુ સુન્દર, ભાવભરી, સ્નેહ ને હિન્દુ જીવન સ્નેહ ને મનુષ્યજીવન એ સર્વની વિવિધરંગી ઘટનાઓ તથા હૃદયભેદક મુશીબતો રજુ કરતી, વિશુદ્ધ પ્રેમની સાથે અભીરી આત્મસમર્પણનો સંયોગ કરનારી ઉદાર સુન્દર મૂર્તિઓથી ભરેલી, એવી કાંઈ કાંઈ મોહક કથાઓને ગુર્જરભાષામાં ઉતારી, સ્ત્રીસાહિત્યમાં પણ એક ઘણો સમૃદ્ધ પ્રવાહ ઉમેર્યો છે. આ કાર્ય હજી પણ કેટલાક લેખકોએ, નારાયણના કરતાં વધારે નિર્દોષ ને વધારે કોમળ શૈલીથી, ચાલુ રાખ્યું છે. એવી સત્તાવાળી સ્વતંત્ર ગુજરાતી

કયાએ લખનાર કોઇ હજી નિકળ્યું નથી, તોપણ આ બંગાળી પ્રવાહ અન્તરના અનુમોદનને યોગ્ય તથા પૂર્ણ સત્કારને પાત્ર છે એ તો નિ:સંશય છે

## લલીતનાં કાવ્યો

પરંતુ ગુજરાતનું જે નવું કાવ્યસાહિત્ય છે તે સ્ત્રીજીવનના સબન્ધમાં પણ અશે નૈસર્ગિક પ્રતિભા તથા અપૂર્વ રચનાશક્તિના ચમકારા દેખાડી આપે છે મ્હારા વિચાર પ્રમાણે, આ નવ કાવ્ય સાહિત્યમા, સૌન્દર્ય તથા કલાને વિશેષ સ્થાન મ. સ્ત્રીઓ, સ્નેહ, મનુષ્યજીવન દેશોન્નતિ વગેરેને બુદ્ધિની તેમજ રસની તથા ઉત્કૃષ્ટ ઉચ્ચતર ભૂમિથી નિરખવામા આવ્યા છે-કાંઇક ઉચ્ચતર ભૂમિ ઉપર પણ યત્ન કરવામાં આવ્યો છે આ સર્વમાં અત્યારે તો, સંગીત સૌન્દર્યને લલિત યોગ કરનાર, ગૂઢ દેશ ને જીવનની ઉચ્ચ ભાવનાઓ અતિ કોમળ તથા મ રૂપમા મૂકનાર લલિતનાં કવ્યો સૌથી વધારે હૃદયસ્પર્શી થયાં છે, અને ઘણો કાળ હૃદયવાસી રહેશે એમ સ્પષ્ટ જણાય છે રા ન્હાનાલાલ કહે છે તેમ, "વનઘટાની ઘેરાયલી કોકિલ ધીરૂં-અતિ ધીરૂં સુકોમળ ટહુકે, એવો લલિતનાં કેટલાંક ગનેમ

તથા નવીનતા અપરિચય વગેરેને લીધે સ્ત્રીહૃદયમાં મોટો પ્રવેશ પામે છે. ખાસ સ્ત્રીસાહિત્યમાં તેટલે અંશે લલિતનું સ્થાન અધિક છે.

## બન્ધુસમાજ અને સુન્દરી સુબોધ.

થોડાં વર્ષ થયાં અમદાવાદમાંથી સ્ત્રીસાહિત્યને ઘણું મહત્ત્વનું પોષણ મળ્યું છે. "સુન્દરી સુબોધ" પત્રમાં તેમજ તે પત્રને અંગે જે જે સ્ત્રીસાહિત્ય ઉત્પન્ન થયું છે તે, શુદ્ધ સાહિત્યની દૃષ્ટિએ એટલા બધા ઉંચા પ્રકારનું નથી તોપણ, ઉપયોગિતામાં, વિદ્યા સુવિચાર તથા શુભઆચાર પ્રવર્તાવી ઉન્નતિ સાધવામાં, તથા આનન્દ વિનોદ ને કાળક્ષેપની એક હિતકારક સામગ્રી પૂરી પાડવામાં, એણે ગુર્જર સુન્દરીઓની અમૂલ્ય સેવા બજાવી છે ને હજી બજાવે છે. "બન્ધુસમાજે" ખરેખર ગુજરાતની મહિલાઓનું બન્ધુકૃત્ય કર્યું છે, અને એ સમાજની અંદરના તેમજ બીજા કેટલાક બહારના ગૃહસ્થોએ જે શુભ શ્રમ ખંત ઉત્સાહ ને નારીપ્રતિષ્ઠાની ઉચ્ચભાવનાથી વિવિધ સેવાઓ ત્હમને સમર્પી છે, ત્હેની ત્હમે-ગુજરાતની મહિલાઓ યોગ્ય કદર કરશો જ "સરતા સાહિત્ય" તરફથી તેમજ વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢીઆર તરફથી જે પ્રસાદી રજુ થઇ છે તે પણ મ્હારે ભૂલવી ન જોઇએ. રા. પઢીઆરની લેખિની તો ખાસ કરીને ઘણા વર્ગોમાં પરિચિત ને માનીતી થઇ ચૂકી છે; સાહિત્ય।। કેટલાક શિષ્ટ સુન્દર અંશોની ખામીવાળી હોવા છતાં એ લેખિનીમાં એક બળવાન હૃદયનું જોસ, એક વક્તાનું વક્તૃત્વ અને હિન્દુજીવનના બારીક અભ્યાસીનું મર્મગ્રાહી અવલોકન છે. એ લેખિની-હું ભૂલતો ન હોઉં તો પુરુષવર્ગમાં જેટલી અસરકારક થઇ છે તેટલી જ સ્ત્રીવર્ગમાં પણ થઈ છે.

પરંતુ, સન્નારીઓ ગુજરાતી સ્ત્રીસાહિત્યનું આ ટુંકું અને અનિવાર્યતાયે અધુરૂં એવું અવલોકન મ્હારે હવે બન્ધ કરવું જોઇએ "વસન્ત," "સુન્દરી સુબોધ," "સાહિત્ય" "સત્ય" વગેરેના પ્રયાસથી ગુજરાતી સાહિત્યમાંના શ્રેષ્ઠ ગ્રન્થોની તેમજ સ્ત્રીઉપયોગી પુસ્તકોની જુદી જુદી યાદીઓ પ્રકટ થઇ ચુકી છે. ત્હેને જોવાથી મ્હારા કહેવામાં જે અપૂર્ણતા રહી હશે તે પૂરી થશે. આ યાદીઓની સાથે કાંઇક માર્ગદર્શક અવલોકનની જરૂર કેટલીક સ્ત્રીવાચકોને તથા મ્હને પોતાને જણાયાથી, ત્હેની કાંઇક રેખા મૂકવાનો મ્હેં આ ભાગ્યો તૂટયો યત્ન કર્યો છે. એ યત્નથી ત્હમને ગુજરાતી સ્ત્રીસાહિત્ય પ્રતિ વિશેષ રુચિ થાય, અને ત્હેનો પરિચય કરવામાં કાંઇક પણ ઉત્સાહ કે મદદ મળે તો હું કૃતાર્થ થઇશ. ત્હમારા મંડળે ગુજરાતી સાહિત્યના સારા ગ્રન્થોનું વિદ્વાનો પાસે જાહેર વાચન કરાવવાના વર્ગ ઉઘાડયા છે એ ઘણી સારી પ્રવૃત્તિ છે, અને એનો લાભ ત્હમે સ્વાનુભવથી જોઇ શકયાં હશો એમ હું આશા રાખું છું ખરેખર, આપણું સ્ત્રીસાહિત્ય બધું ભેગું કરીએ તો, ત્હમારા જીવનની સર્વ દિશાઓને સ્પર્શી શકે એવું વિવિધ કે એવું સમર્થ તો નથીજ; તેમજ તેમાં અમુક અમુક અંગો ન્યૂન છે એમ દર્શાવી, ત્હેના યોગ્ય વિકાસ તથા વિસ્તારને માટે ઘણો સમય જોઇશે, એમ પણ વિદ્વાન વિવેચકો કહી શકશે, એ સત્ય છે. પરતુ અત્યારે તો જે છે તે જ કામનું છે, અને જે છે તે નિર્માલ્ય નથી, પણ ત્હેને ત્હમે હૃદયમાં વણી લઈ શકો તો નિઃસંશય કલ્યાણ પામો એવું છે-એ જ મ્હારે કહેવાનું છે. એથી વિશેષ જો હું કાંઇ પણ યોગ્ય રીતે ઉમેરી શકું તો તે એ જ છે કે હાલના આ સાહિત્યની ન્યૂનતાઓ પૂરવા માટે અમે પુરુષો જે પ્રયાસ કરીએ

તેમાં ત્હમે બ્હેનો પણ સામેલ થાઓ અને અમારી લક્ષ્મી છો તે અમારી સરસ્વતી પણ બનો.

## ગુજરાતની સ્ત્રીસંસ્થાઓ.

મ્હેં આરંભમાં કહ્યું છે કે ગુજરાતમાં સ્ત્રીસાહિત્ય તેમજ સ્ત્રીસંસ્થાઓ એ બન્નેએ ગુજરાતના સ્ત્રીજીવન ઉપર ઘણી સારી અસર કરી છે સ્ત્રીસાહિત્યના પ્રમાણમાં સ્ત્રીસંસ્થાઓ હજી કિશોરાવસ્થામાં છે તેથી ત્હેનો સમૂહ, ત્હેનું બળ, ત્હેની પ્રવૃત્તિ સર્વ સ્ત્રીસાહિત્યના કરતા થોડાં હોય તેમાં આશ્ચર્ય નથી સાહિત્યના જેવી ઊંડી ને ચિરંજીવ અસર સંસ્થા ન કરી શકે તોપણ સમૂહબળને લીધે, પ્રત્યક્ષ સંમેલનને લીધે, તથા વિશેષ વ્યાવહારિકતાને લીધે એની અસર ઘણીવાર ત્વરિત ને સંગીન થાય છે વળી સંસ્થાઓ સાહિત્યના ઉન્નત ને વ્યાવહારિક આશયોને અનુકૂળ રીતે કાર્ય સાધના આરંભે તો તેઓની અસર વધારે સારી થાય, એ પણ સ્વભાવિક છે

ગુજરાતની સ્ત્રીસંસ્થાઓમાં એક તરફ "સુન્દરી સુબોધ" જેવી સંસ્થા છે, કે જેની વ્યવસ્થામાં સ્ત્રીઓને કશો ભાગ નથી છતાં જે સ્ત્રીહિતનાં કાર્યોમાંજ પરાયણ છે, ને જેણે એકલે હાથે ગુજરાતની સ્ત્રીઓમાં ઘણી જાગૃતિ ને વિદ્યા ફેલાવી છે, ને બીજી તરફ સેવાસદન વનિતાવિશ્રામ આર્યસમાજનું મહિલામંડળ, મુંબાઇ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ વગેરે સ્ત્રીપુરૂષ બન્નેની મિશ્ર અથવા મ્હોટે ભાગે સ્ત્રીઓનીજ વ્યવસ્થા તળે કાર્ય ચલાવતી સંસ્થાઓ છે આ સંસ્થાઓના કાર્યને અભિનન્દન આપીને હુ એમ નથી કહેવા માગતો કે તેઓ આપણા ગુર્જરપ્રાન્તને જરૂર છે તેવું સતત વ્યવસ્થિત ને ફળદાયક કાર્ય હમેશાં કર્યા કરે છે. કેટલીક સંસ્થાઓ તો ખરૂં જોતાં એક કે બે વ્યક્તિઓને લીધે જ ચાલતી હોય છે પરન્તુ મ્હારો આશય એ છે કે અધિપતિની ખુરશીએ બેશી ટીકા કરવાનો સ્હેલો માર્ગ લેવાને બદલે, આપણા દરેક વિચારશીલ મનુષ્યે વસ્તુત સિદ્ધ થતું હોય તે કાર્ય જોવાને યત્ન કરવો અને તે ખામીઓ દૂર કરવાને પોતાના તરફથી બને તેટલી મદદ આપવી, સમભાવ ને સત્ય ઉભયની દૃષ્ટિએ જોતાં પણ આ સંસ્થાઓનું ઉપયોગી કાર્ય નજર બ્હાર જઇ શકે એમ નથી, એમ મ્હારો અભિપ્રાય છે

## કન્યાકેળવણી.

હિન્દની તથા ગુજરાતની પણ જરૂરીઆતો જોઇને આ સંસ્થાઓ પ્રધાનપણે કેળવણીનું કાર્ય કરે છે એક તો ન્હાની કન્યાઓને પ્રાથમિક તથા તેથી વધારાની કેળવણી આપવાનું કાર્ય, અને બીજું તેથી મ્હોટી ઉમરની બાળાઓ તથા સ્ત્રીઓને કેળવણી આપવાનું કાર્ય એમ બે કાર્ય સ્ત્રીકેળવણીને અંગે ઉપસ્થિત થાય છે આપણા દેશના મ્હોટા મ્હોટા વિચારકો તથા દેશનાયકો એક મત થયા છે કે દેશમાં વિદ્યાનો તથા કેળવણીનો વિશેષ પ્રસાર થવોજ જોઇએ તેથી હાલનાં બાળકોમાંથી ને ભવિષ્યની પ્રજામાંથી બનતા સુધી કોઈ પણ મનુષ્ય સામાન્ય કેળવણી વિનાનું રહી ન જાય, એ પ્રથમ કર્તવ્ય છે, આ વિષયમાં આપણી સરકાર મન્દ છે ને આપણી પ્રજા અશક્ત છે, તેવી અવસ્થામાં આવી ખાનગી સંસ્થાઓ જેટલું કામ ઉપાડી શકે તેટલું જ થઇ શકે એમ છે જે સંસ્થા એક ન્હાનકડી કન્યાશાળા પણ ઉઘાડે, અને જે બાળાઓ વિદ્યાર્થી હમેશ વિમુખ રહી ગઇ હોત તેમાંથી થોડીકને થોડુંક પણ ઉપયોગી જ્ઞાન આપે, તે સંસ્થા

પ્રજા ઉપર મ્હોટો ઉપકાર કરે છે. અલબત્ત, કેળવણી કેવી આપવી જોઇએ, કેળવણીમાં અમુક વિષય આવે અમુક ન આવે, એ બધી ચર્ચાઓ આવશ્યક છે. પરંતુ અન્નના દુષ્કાળના સમયમાં જેમ પાકશાસ્ત્રની કે આરોગ્યશાસ્ત્રની બારીકીઓની ચર્ચા અસ્થાને છે, તેમ આ સમયે આપણા દેશમાં, કેળવણીના સ્વરૂપની અતિશાઓીય તકરારો પણ અસ્થાને છે એટલું જ નહિ પણ તે ચર્ચાઓ પૂરી ન થઇ શકી તેથી લાખ્ખો માણસો કેળવણી વિના જ રહી ગયાં એવું પરિણામ આવે છે તે તો પાપરૂપ જ છે. આપણા જીવનની સામાન્ય જરૂરીઆતો ને સામાન્ય આદર્શો લક્ષમાં રાખી, સીધી વ્યવહારબુદ્ધિ ને સાદી સમજથી કાર્ય કરવા મંડો–ત્હેને સપ્રાર્દ્દાર બનાવવાને પછી ઘણો વખત મળશે. દુર્ભિક્ષને સમયે પ્રાણુરક્ષક પોષણ એ પરમ ધર્મ છે, નહિ કે પ્રાણઘાતક શાસ્ત્રાર્થ તેથી આપણા દેશમાં ન્હાના ન્હાના સ્વતંત્ર કન્યાશિક્ષણવર્ગો નીકળ્યા છે તે બહુ આવશ્યક હતું. પણ હજી એવા બીજા ઘણા નીકળવાની જરૂર છે હિન્દી સ્ત્રીમાં અનેક સદ્ગુણો છે, પણ સોમાં બે ત્રણ જ સ્ત્રીઓ વિદ્યાનો ઠાંઇક સરકાર પામી હોય એ અવસ્થા કોઇ પણ રીતે તે સદ્ગુણોને ખીલવવાનો કે સાચવી રાખવાનો માર્ગ નથી—ખાસ કરીને હાલના કાળમાં.

## મ્હોટી વયની સ્ત્રીઓની કેળવણી.

તોપણ કન્યાઓના શિક્ષણમાં સરકાર ને મ્યુનિસિપાલિટિઓ મોળોમોળો પણ ભાગ લે છે, જ્યારે મ્હોટી ઉમરની સ્ત્રીઓની કેળવણીનું કાર્ય તો તેવા કોઇ પણ આશ્રયરહિત જ છે. જેમ ભવિષ્યની ઉગતી પ્રજાને માટે આપણા ધર્મ આપણે બજાવીએ તેમ અત્યારની જીવતી પ્રજા તરફના ધર્મો પણ વિસરવા ન જોઇએ. ન્હાનપણમાં જેને સમૂળગી વિદ્યા મળી ન હોય ને મ્હોટપણમાં થોડીઘણી મેળવવાની જરૂર કે ઇચ્છા થઇ હોય; અથવા તો ન્હાનપણમાં થોડી વિદ્યા મળી હોય ને મ્હોટપણમાં પતિને લીધે, કે અનુકૂળતાને લીધે, કે સ્વયંવૃત્તિથી ઉચ્ચતર કેળવણી મેળવવાની જરૂર કે અભિલાષા થઇ હોય; એવા ફક્ત બે પ્રકારની સ્ત્રીઓનો વિચાર કરીએ તોપણ ત્હેમની સંખ્યા હવે કેટલી મ્હોટી થાય ! અને ત્હેમની મ્હોટી વધતી જતી સંખ્યા છતાં, ત્હેમની વિદ્યાપ્રતિ ખાસ રુચિ છતાં–કેટલીક બાળાઓમાં તો મ્હેં વિદ્યા મેળવવા માટેના વ્યર્થ ને કરુણાજનક તરફડીઆં જોયાં છે !–તે છતાં, તેઓને માટે આપણે શું કરી શક્યાં છીએ ? સર્વદાનમાં વિદ્યાનું દાન સૌથી વધારે શ્રેષ્ઠ છે એમ કહેનાર આપણે એમની વિદ્યાની કેટલી ભૂખ ભાંગી શકીએ છીએ ? ત્હેમના કુટુમ્બમાં એમનો પતિ કે અન્ય પુરુષ એમની આ અભિલાષા પૂરવા આતુર કે શક્તિમાન હોય તો એમને થોડો ઘણો લાભ મળે છે–થોડો ઘણો સંતોષ થઇ શકે છે, પણ સાધારણ રીતે પુરુષવર્ગ પણ કાં તો વ્યવસાયી કે બેદરકાર હોય છે. વળી મુંબાઇ જેવા શહેરમાં ને અનુકૂળ લત્તામાં રહેવાનું ભાગ્ય હોય તે સ્ત્રીઓ સામાન્ય વ્યાખ્યાનો, સંમેલનો, પુસ્તકશાળાઓ તથા શિક્ષણવર્ગોનું યથાશક્તિ સાહાય્ય લઇ શકે. પણ બાકીના મ્હોટા વર્ગના ભાગ્યમાં તો સનાતન નિરાશા ગ્લાનિ ને અન્ધકાર જ રહે છે !

## તે સંબન્ધી એક આતુર પ્રાર્થના.

મ્હારી ત્હમને તથા ત્હમારી પેઠે સ્ત્રીકેળવણીમાં ગુંથાતી સર્વ સસ્થાઓને તેમજ વ્યક્તિઓને નમ્ર પણ જોસભરી પ્રાર્થના છે કે ત્હમારી જાતિના આવા વર્ગો માટે યોગ્ય ઉપાયો તરત લ્યો. મ્હારા અનુભવ તથા વિચાર પ્રમાણે, અત્યારે સ્ત્રીકેળવણીનો, સ્ત્રીજીવ-

નનો અને તેથી કરીને પુરુષજીવનનો પણ આ એવો ગંભીર પ્રશ્ન છે કે જે દિવસે દિવસે વધારે ને વધારે પીડાકારક થતો જાય છે, અને જેના સારા નિરાકરણથી ઘણી દિશાઓમાં કલ્યાણ પ્રસરશે-ઘણા જુદા જુદા પ્રશ્નો સરલ થઈ જશે ને ઘણાં જીવનો સુખી થશે. ત્હમે આવા કાંઈક હેતુથી એક શિક્ષણવર્ગ કાઢ્યો છે ને ઉત્સાહી કાર્યકર્તાઓની સહાયતા મેળવી છે. એ અભિનન્દનને પાત્ર છે. પરંતુ આ આખો પ્રશ્ન વધારે ઊંડા જઈ તપાસવાની જરૂર છે, આ આખું દર્દ વધારે ચાંપતા ઇલાજો માગે છે, ને આ આખી મુશ્કેલી ટાળવા વધારે મ્હોટી, વધારે અનુકૂળ ને વધારે વિસ્તારવાળી યોજનાની આવશ્યકતા છે. દેશનાં જુદાં જુદાં સ્થળોમાં આવી યોજનાઓ સ્થાય તો, મુંબાઇમાં ચર્ચાની સ્ત્રીઓની સ્વતંત્ર કૉલેજના કરતાં પણ આ યોજના સ્ત્રીકેળવણીને અંગે ને તેથી સ્ત્રીસુખને અંગે વિશેષ હિતકર થાય, એવી મ્હારી દૃઢ શ્રદ્ધા છે. આ યોજનાની પદ્ધતિ વ્યાવહારિક તથા દેશકાળને અનુકૂળ, પ્રજામાં ઊંડી જામેલી વૃત્તિઓને ક્ષોભ આપ્યા વિના કેળવણી માટે ઉત્સાહ કરાવે એવી, હોવી જોઇએ. બાળપણમા માતાપિતાની મુશ્કેલીથી, તે પછી લગ્ન કે ઋતુકાળથી, ને તે પછી ગૃહિણીની અવસ્થામાં ગૃહવ્યવહારથી જે જે સ્ત્રીઓનું શિક્ષણ રહી ગયુ હોય ને જેઓને હવે તે શિક્ષણ મેળવવાની આકાંક્ષા હોય, તે તે સ્ત્રીઓને, તેઓના પ્રસ્તુત જીવનકાર્યમા મ્હોટા અન્તરાય પડે નહિ અને વિદ્યા સુલભ થઇ શકે-એવી યોજનાની પરમ આવશ્યકતા છે. અને એ ઉપર ગુજરાતની સ્ત્રીસંસ્થાઓ વિચાર ચલાવી વ્યાવહારિક માર્ગો કાઢશે તો તેથી ઘણાનુ કલ્યાણ થશે

## સ્ત્રીસંસ્થા અને સાર્વજનિક સેવા.

સ્ત્રીસંસ્થાઓના બીજા એક અગત્યના કાર્ય સમ્બન્ધી બોલતા મ્હને લાગે છે કે મ્હારે જે કહેવાનું છે તે મુખ્યત્વે ત્હમારા મંડળને જ લાગુ પડશે. સ્ત્રીસંસ્થાઓનુ એક મહત્કાર્ય સ્ત્રીજાતિને પ્રત્યક્ષપણે ઉદ્દેશીને હોય છે, તો બીજુ મહત્કાર્ય સામાન્ય પ્રજાજીવનને ઉદ્દેશીને હોય છે. સ્ત્રીઓએ જાહેર પ્રજાજીવનમા કેટલો ને કેવી રીતનો ભાગ લેવો જોઇએ, અને સ્ત્રીસંસ્થાઓ એવા કાર્યપ્રદેશમાં પગ મૂકતા ઉચિત મર્યાદાની બ્હાર જાય છે કે એ કાર્યક્ષેત્રે પણ "સમાનહક"ને લીધે ત્હેમને ઉચિત છે. એ પ્રશ્નના વિવાદમાં હું આજે ઉતરવા માગતો નથી. તેમ સમાજસુધારાની તથા આર્યસમાજની પરિષદોને અંગે જે મહિલાપરિષદો મળી છે, ત્હેનું કાર્ય સમગ્ર પ્રજાજીવનના ઉદ્દેશથી કેટલું થયું ત્હેનુ મ્હને જ્ઞાન નથી. તેથી માત્ર ત્હમારા મંડળના આ પ્રકારના કાર્યને ઉદ્દેશીને જ હું બોલી શકીશ અને સન્નારીઓ ! તે મુખ્યત્વે એ છે કે ત્હમે એક તરફથી આત્મસુધારણા માટે આવા પ્રયાસો કરો છો ત્હેની સાથે બીજી તરફથી હિન્દના રાષ્ટ્રીય હૃદયના ધબકારા સાથે ત્હમારા હૃદયને જોડવા શક્તિમાન થયાં છો એ, મ્હારી દૃષ્ટિમાં તો, દેશનું મ્હોટું સૌભાગ્ય છે. મુંબાઇની મહિલાઓ ! "મુંબાઇ હિન્દુ ગુજરાતી સ્ત્રીમંડળ" તરીકે ત્હમે, મુંબાઇની ત્હમારી અન્ય ભગિનીઓને સાથે લઇને, કેવળ મુંબાઇના જ નહિ-કેવળ ગુજરાતના જ નહિ-પણ સમગ્ર હિન્દના જાહેર પ્રજાજીવનમાં પ્રવેશ કર્યો છે ત્હમારો આ પ્રવેશ જેવો સ્પષ્ટ ને હિંમતભર્યો થયો છે તેવો જ તે, સ્ત્રીજનોચિત વિનય ને સુન્દર કોમળતાનો ભંગ ન થાય એવા પ્રકારનો, હજી લગી રહ્યો છે. તેથી જ હિન્દના જાહેર રાષ્ટ્રીય જીવનમા માનભર્યું સ્થાન ત્હમે પ્રાપ્ત કર્યું છે. સામાન્ય હિન્દના પ્રશ્નો કે પ્રસંગો સમ્બન્ધી

ફક્ત સ્ત્રીસભાઓ બોલાવી, ભાષણો તથા ઠરાવો કરી ત્હમે સંતોષ નથી પામ્યાં, પણ દુષ્કાળ, દક્ષિણ આફ્રિકાનો ઘોર સત્ય વિગ્રહ, વગેરે સાર્વજનિક ભારતીય આપત્તિના કાળમાં ત્હમે દ્રવ્યથી, ઉત્સાહથી તથા શરીરના શ્રમથી ઘણું ઘણું કર્યું છે, જે ત્હમારા મંડળના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. ખરે, ગુજરાત કાઠિઆવાડમાં છેલ્લો ભયંકર દુકાળ પડ્યો ત્યારે જમનાબ્હેન વગેરે જે સન્નારીઓ શુભદાન આપવા નીકળ્યાં હતાં ત્હેમને રંક દુ:ખીઆ લોકોએ સાક્ષાત્ અન્નપૂર્ણા તરીકે જ વધાવી લીધાં હતાં. તેવા એક પ્રસંગમાં નડિયાદમાં જ જમનાબ્હેનના દર્શનનો લાભ મ્હને મળ્યો હતો, અને એક હિન્દુમાતાને શોભે એવા ધર્મ્ય આવેશથી ઉભરાતી, નમ્ર પવિત્ર છતાં તેજસ્વિની એવી એમની આકૃતિએ મ્હારા હૃદયને અનેરો ઉલ્લાસ અર્પ્યો હતો, અને માતૃદેવીના એક વિરલદર્શનથી મ્હારા હૃદયને ભક્તિરસથી ન્હવરાવ્યું હતું.

## વીરપૂજનની વિધિ.

પરંતુ આ સિવાય જાહેર પ્રજાજીવનને અંગે ત્હમે એવાં પણ કાર્ય કર્યાં છે જે અમે પુરુષો પણ નથી કરી શક્યા, હું મુખ્યત્વે આપણા હિન્દના દાદાના જયન્તીમહોત્સવને ઉદ્દેશીને બોલુ છું. એથી ત્હમે મુંબાઇના જ નહિ પણ આખા હિન્દુસ્થાનના પુરુષવર્ગને શરમાવ્યો છે, એની કોનાથી ના કહી શકાશે ? અને ત્હોયે, વીરપૂજનની ત્હમારી સુન્દર વિધિ પૂજકપૂજ્ય ઉભયને ઉચિત છે, એની પણ કોણ ના પાડી શકશે ? વીરપૂજા—સન્તસેવા એને દરેક દેશે વખાણી છે ભારતે તો પ્રાચીનમાં પ્રાચીનકાળથી તે ઉપદેશી છે. છતાં વર્તમાન હિન્દમાં સાધુ સન્ત વગેરેનાં સત્ય લક્ષણ વિસરાયાં છે, ને સન્તસેવા ઘણાં અનિષ્ટોનું તથા દુષ્કર્મોનું આશ્રયસ્થાન થઇ રહી છે. તેવા કાળમાં સન્તસેવાનું ત્હમારૂં આ રમણીય દૃષ્ટાન્ત ઘણું જ સ્થાને છે; સન્તસેવાની આ સાત્વિક વાસના ને યથાર્થ ભાવના સમસ્ત હિન્દના સ્ત્રીહૃદયમાં રૂઢ થાઓ કે જેને પરિણામે ભારતને સન્તસંતતિનું સુખ પ્રાપ્ત થાય—એ મંગલ ઇચ્છા આજ અપ્રસ્તુત નહિ લખાય.

## હિન્દનું સ્ત્રીત્વ—છેલ્લી મંગલ કામના.

સન્નારીઓ ! ગુજરાતના સ્ત્રીજીવનમાં નવચેતનનું સ્ફુરણ થયુ છે, નવીન ઉજાસ આવ્યો છે, એમ મ્હે કહ્યુ છે. એમાં પડેલાંતા કાળને વગોવવાનો મ્હારો આશય નથી. મ્હારો ભાવાર્થ એટલો છે કે વિદ્યા નીતિ જ્ઞાન કળા આદિમાં એકંદરે ઉન્નતિ તરફ ત્હમારૂં પ્રયાણ થઇ ચૂક્યું છે; ત્હમારી સ્થિતિનો સમજણ તથા તે સ્થિતિને સારી બનાવવાની ઇચ્છા ત્હમારામાં ચંચળ થઇ છે; એનાં શુભ પરિણામો, કાંઇક અમારા ખાનગી ગૃહજીવનમાં ને કાંઇક જાહેર પ્રજાજીવનમાં, ત્હમારા સહચાર તથા સમભાવથી પ્રાપ્ત થયેલા બળનાં રૂપમાં, અમે જોઇએ છીએ.

હિન્દને સદ્ભાગ્યે ગુજરાત એકલામાં આવી જાગૃતિ આવી છે એમ નથી હિન્દના બીજા પ્રાન્તોમાં પણ વધતા ઓછા પ્રમાણમાં સ્ત્રીજીવનમાં ફેરફારનો આરંભ થઇ ચૂક્યો છે. હિન્દના વિચારકોની—હિન્દના પુરુષવર્ગની-દૃષ્ટિ આ વિકાસના અભિનવરૂપના ધીમે ધીમે ઉઘડતા પડદાઓ ઉપર આતુર આશાથી ચોંટી રહી છે. ત્હમારા એ સ્વાભાવિક વિકાસમાં અમે નકામું માથું ન મારીએ ત્હેની અમે સંભાળ રાખવા યત્ન કરીશું, તેમજ

આ વિકાસના શ્રમ તથા કસોટીમાંથી પસાર થતા ત્હમને અમારો સ્નેહ ને અમારા ધર્મ કદી પણ સુનાં-એકલાં પડવા નહિ દે, એની ખાત્રી આપવાની શું જરૂર છે!

હિન્દના ભિન્ન ભિન્ન પ્રાન્તમાં વસનારી હિન્દી મહિલાની સદ્ગુણસંપત્તિ, જે હજારો વર્ષો થયાંનો ત્હમારો પવિત્ર અમૂલ્ય વારસો છે અને જે સંપત્તિ અવનતિનાં સેંકડો વર્ષો થયાં હજી સજીવન રહી છે, તે સદ્ગુણસંપત્તિ રૅમ્સે મૅકડોનલ્ડ જેવા કોઇ કોઇ ભાવિક ચકોર પરદેશીઓને હજી પણ દર્શનથી આનન્દ આપે છે, અને એ સંપત્તિ આ નવા યુગમાં નવીન કલ્યાણ લાવશે એવી સાક્ષી અમારૂં હૃદય દૃઢ શ્રદ્ધાથી પૂરે છે. તોરૂદત્ત ને સરોજિની નૈડુ, સત્યબાલા ને સરલા દેવી, તથા એવી અન્ય રત્નરૂપ મહિલાઓ જુદા જુદા પ્રાન્તમાંથી ઉત્પન્ન થતી જાય છે જેમ વિદ્યા-શક્તિ-ભાવના આદિ વધે છે, તેમ તેમ ગૃહના ને જાહેર પ્રજાના જીવનમાં સ્ત્રીનું સ્થાન પુનઃ માનભર્યું થતું જાય છે, તેમ તેમ તેઓનાં કષ્ટ ને ક્લેશ વધારે પ્રકાશમાં આવે છે, ઓછાં કરવામાં આવે છે, ને પરિણામે જીવનમાં વધારે સુખ વધારે આનન્દ ને વધારે નિર્ભયતા પ્રકટી નિકળે છે, અને તેમ તેમ જીવનસહચરી તરીકે તથા પ્રજાની જનની તરીકે હિન્દની મહિલાઓ અમારી ભાવનાઓની વધારે સમીપ આવી પહોંચે છે.

આર્યમહિલાઓ! ભારતના ભવિષ્યમાં મ્હને પૂર્ણ શ્રદ્ધા છે અને તે શ્રદ્ધાનો મ્હોટો આધાર એ છે કે ભારતના સ્ત્રીત્વમાં મ્હને ઊંડો વિશ્વાસ છે ઘણી ઘણી રીતે અત્યારે પોતાને ઉચિત સ્થાનથી ભ્રષ્ટ થયેલું એ સ્ત્રીત્વ, આપણી "પૃથ્વીજૂની" સનાતન લોકભાવનાઓના શ્રેષ્ઠ તત્ત્વોની સાથે પશ્ચિમની વર્તમાન ભાવનાઓમાંથી શોધી કાઢેલા જરૂર પૂરતાં શ્રેષ્ઠ તત્ત્વોને વણી લઇ, આ દ્વિગુણસંસ્કારથી સંસ્કારિત થયેલું, એવું નૂતન સ્ત્રીત્વ પ્રકટ કરશે કે તે એવા જ સંસ્કૃત થયેલા હિન્દના પુરૂષત્વને સર્વથા ઉચિત થશે, અને દેશના ભાવિ ઉદય માટે એક મ્હોટામાં મ્હોટી સંપત્તિરૂપ બનશે નવીન હિન્દની આ નવી હિન્દમહિલા હિન્દદેવીની પુનઃ યૌવનશ્રી પામેલી મૂર્તિનો જાણે પુનઃ સાક્ષાત્કાર કરાવશે. કવિશ્રી ન્હાનાલાલ કહે છે તેમ

"અવનીના આધ્યાત્મિક ઉદ્ધારને અર્થ
જન્માવી છે ભારતમાતા જગન્નાથે,
ને જીવતી રાખી છે હજીયે
જીવતી રહેશે, ને જીવશે"

એવી ભારતમાતાની એવી હિન્દમહિલા થશે

ગોવર્ધનરામ અમરશબ્દોમાં કહી ગયા છે કે "લોક એમ માને છે કે સ્ત્રીઓ અને રાજ્યને શો સંબંધ છે? પણ સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી ને પ્રજા વિના રાજ્ય નથી સ્ત્રીની સુસ્થિતિ વિના રાજાઓના મન્દિરો મોડા વ્હેલા ભ્રષ્ટ થાય છે, ને સ્ત્રીના ઉત્કર્ષ વિનાના પ્રજાનાં ગૃહોમાં ક્લેશ અને ચિન્તા જાળાં બાંધે છે, અને અસ્વસ્થ ગૃહનો સ્વામી ગૃહબ્હાર ગૃહની ચિન્તાઓથી ગ્રસ્ત રહી ફરે છે ને બ્હારની ચિન્તાઓમાંથી, શ્રાન્તિઓમાંથી કે મનના ગુંચવાડાઓમાંથી મુક્ત થવા આ ગૃહિણીના ધર્મ સહચારની આશા રાખી શકતો નથી" ("સરસ્વતીચન્દ્ર" ભા ૪ પૃ ૭૪૩)

## સ્ત્રીપુરૂષનો ધર્મસહચાર.

સન્નારીઓ! પવન ને પવનના હૃદયમાં રહેલ સુગન્ધની સમાન દમ્પતીનો આ રમણીય સહચાર, કવિઓએ ગાયેલા બે જ્યોતિના આત્મલગ્ન સમાન આ સુન્દર અદ્વૈત, એ માનવહૃદયની એક શુદ્ધમાં શુદ્ધ અભિલાષા છે, માનવજીવનનો એક રમ્યમાં રમ્ય પ્રસંગ છે તથા માનવસંસારનું એક ઉચ્ચમાં ઉચ્ચ સૌભાગ્ય છે. પ્રેમ ને ધર્મ, પ્રકૃતિ ને પરિચય ઉભયથી સંગ્રથિત થયેલો, અનુગુણ ને મહાનુભાવ દમ્પતીનો જીવનભરનો ધર્મસહચાર એ સંસારની સર્વ વિપત્તિઓનો મ્હોટામાં મ્હોટો બદલો અને લાખો નિરાશાઓમાં ઝબુકતે ઝબુકતે છૂપાયલી માનવની થોડીક અમર આશાઓમાંની એક મોંઘેરી અમર આશા છે. એ ધર્મસહચાર આપણા દેશના પ્રાચીન જીવનની તેમ કેટલાક અન્ય દેશના અર્વાચીન જીવનની એક મ્હોટામાં મ્હોટી કીર્તિ છે, અને એની અસિદ્ધિ એ આપણા આધુનિક સંસારજીવનનું એક મ્હોટામાં મ્હોટું કલંક છે. જયા ને જયન્તની પેઠે, સરસ્વતીચન્દ્ર ને કુમુદ–કુસુમની પેઠે, આ ધર્મસહચાર લોકકલ્યાણમાં તથા લોકસેવામાં ઉતરે છે ત્યારે તે પોતાની શુદ્ધતમ વિભૂતિનું દર્શન કરાવે છે. વ્યક્તિઓ ઉપરાંત સમૂહ સમૂહ વચ્ચે જ્યારે લોકકલ્યાણને અર્થે સહચાર જામે છે, એકજ ઉન્નતિને માટે પુરૂષસંસ્થાઓ તથા સ્ત્રીસંસ્થાઓ સંપથી જ્યારે કાર્યપરાયણ થાય છે, ત્યારે આ સહચાર વિશેષ વિશાળ ને વિશેષ કલ્યાણરૂપ થાય છે, તથા પ્રજાનું જીવન વ્હેલું સંસિદ્ધ બને છે.

આ ધર્મસહચાર આપણા લેખકો તથા કવિઓએ જુદા જુદા આકારમાં રજુ કર્યો છે. આપણા તથા બીજા દેશોના ઇતિહાસમાં પણ એનાં દૃષ્ટાન્તો મળી આવે છે. આપણું સદ્ભાગ્ય હશે તો આપણા જીવનમાં પણ તેવાં વિરલ દૃષ્ટાન્ત જોઇ શકીશું.

ગરવી ગુજરાતની વિભૂતિ! ત્હમે એવો સહચાર પ્રાપ્ત કરવામાં અમને સાહાય્ય કરો એવી આ મંગલ દિનની મ્હારી મ્હોટામાં મ્હોટી પ્રાર્થના છે. આ ઉત્સાહને આશાભર્યા દિવસે આપણે પણ, હિન્દી કવિ શ્રીમૈથિલીશરણ ગુપ્તની સાથે ઇચ્છીએ કે—

"सबकी नसों में पूर्वजों का पुण्य रक्तप्रवाह हो,
गुण, शील, साहस, बल तथा सब में भरा उत्साह हो।
सब के हृदय में सर्वदा समवेदना का दाह हो,
हम को तुम्हारी चाह हो, तुम को हमारी चाह हो॥
विद्या, कला, कौशल्य में सब का अटल अनुराग हो,
उद्योग का उन्माद हो, आलस्य-अघ का त्याग हो।
सुख और दुःख में एक सब भाइयों का भाग हो,
अन्तःकरण में गूँजता राष्ट्रीयता का राग हो॥
कठिनाइयों के मध्य अध्यवसाय का उन्मेष हो,
जीवन सरल हो, तन सबल हो, मन विमल सविशेष हो।
छूटे कदापि न सत्य-पथ निज देश हो कि विदेश हो,
अखिलेश का आदेश हो जो बस वही उद्देश हो॥
आत्मावलम्बन ही हमारी मनुजता का मर्म हो,

षड्रिपु–समर के हित सतत चारित्ररूपी वर्म्म हो ।
भीतर अलौकिक भाव हो, बाहर जगत का कर्म्म हो,
प्रभु–भक्ति, परहित और निश्छल नीति हो ध्रुव धर्म्म हो ॥
उपलक्ष के पीछे कभी विगलित न जीवनलक्ष हो,
जब तक रहें ये प्राण तन में पुण्य का ही पक्ष हो ।
कर्तव्य एक न एक पावन नित्य नेत्रसमक्ष हो,
संपत्ति और विपत्ति में विचलित कदापि न लक्ष हो ॥
उस वेद के उपदेशका सर्वत्र ही प्रस्ताव हो,
सौहार्द और मतैक्य हो, अविरुद्ध मन का भाव हो ।
सब इष्ट फल पावें परस्पर प्रेम रखकर सर्वथा,
निज यज्ञभाग समानता से देव लेते हैं यथा ॥
सौ सौ निराशाएँ रहें, विश्वास यह दृढ मूल है—
इस आत्मलीला भूमि को वह विभु न सकता भूल है ।
अनुकूल अवसर पर दयामय फिर दया दिखलायँगे,
वे दिन यहाँ फिर आयँगे, फिर आयँगे फिर आयँगे ॥



સ્ત્રીઓ પ્રત્યે ભાવના.

સ્ત્રીઓ પ્રતિ અપાર કોમળતા તથા દયાળુતાએ આ મહાત્માના હૃદયનું એક લક્ષણ હતું. શરીર, બુદ્ધિ, નીતિ તથા ધર્મ—એ ચારે વિષયમાં સ્ત્રીઓ જેટલી ઉન્નતિ મેળવી શકે તે મેળવવા સ્હામે આપણી હાલની સંસ્થાઓએ જે ભીંત ચણી દીધી છે, તે સ્ત્રીઓને એક ઘાતકી અન્યાય છે જ્યારે આપણને પુરૂષોને તે મ્હોટી હાનિ છે. આ અન્યાય જેટલે અંશે મટાડી શકાય તેટલે અંશે તો મટાડવો જ; પરંતુ જ્યાં તેમ ન થઇ શકે એમ હોય ત્યાં આ ક્રૂર અન્યાય ખમતાં એ બિચારાં ઉપર રોષ, ક્રોધ કે તિરસ્કારની દૃષ્ટિથી જોવાને બદલે હમેશાં ક્ષમા તથા કરૂણાની દૃષ્ટિથી જોવું, એજ આપણા પૌરૂષને યોગ્ય છે. આવું તે માનતા તથા બીજાઓને વારંવાર કહેતા. પરંતુ સ્ત્રીઓ પ્રતિના એમના ભાવ તથા વિચાર પ્રકટ કરવા "સુન્દરી સુબોધ" પત્રે એમના જે શબ્દો પોતાના સૂત્રરૂપે સ્વીકાર્યા છે તે શબ્દો અને "સરસ્વતીચંદ્ર" ના આખા ગ્રન્થમાં એમણે સ્ત્રીઓનું જે ઉચ્ચ સ્થાન કરાવ્યું છે તે જ શું બસ નથી?

સ્ત્રી–સુધારાના ઘણા હિમાયતીઓ પોતાના ઉદ્ગારો કાગળ ઉપર કે મેળાવડાઓમાંજ કાઢીને પોતાને કૃતાર્થ માને છે. ગોવર્ધનરામની એ રીત જ ન્હોતી. પોતાનાં બ્હેન તથા જ્યેષ્ઠ પુત્રી પાછળ એમણે કેવો શ્રમ લીધો હતો તથા બીજાઓ માટે પણ કેવા સબળ પ્રયાસ કર્યા હતા તે આગળ જણાવ્યું છે.

—પ્રો. કાન્તિલાલ છ પંડયા કૃત "શ્રીયુત ગોવર્ધનરામ."

# वार्तालहरी.

## કાર્યક્રમ.*

અનુવાદકઃ—વૈકુંઠલાલ શ્રીપતલાલ ઠાકોર (બી. એ.) મુંબાઈ.

ચંદ્રકાન્ત નિયમસર કામ કરનારો યુવાન હતો. એની ટેકડી કરનારાઓએ કોઇ કોઇવાર એને વિદ્વત્તાની બડાઈ બતાવનારા જેવો ગણ્યો પણ હશે. કારણ કે પોતાનું જીવન પોતાની રહેણી કરણી વગેરે પદ્ધતિ પુરઃસર રાખવાનું એને ગમતું; એ એનો એક ખાસ ગુણ હતો. હવે તો તેણે ગૃહસ્થાશ્રમમાં પગ મૂક્યો હતો–એના લગ્ન થયા ને ૭ એક માસ થયા હશે. એટલે એ નવી જીંદગીના નિત્ય નિયમોનો ક્રમ ગોઠવવા તે બહુ આતુર હતો. જ્યાંસુધી એવા નિયમો ગોઠવાય નહીં ત્યાંસુધી તેને પોતાનું આખું જીવન વ્યર્થ અને ગડબડિયુંજ લાગ્યા કરે એવો તેનો સ્વભાવ થઇ ગયો હતો. પણ એવા નિયમો ઘડવાનું મહાકાર્ય એને એકલે હાથે કેમ બને ? તેમાં એના સાથે એની પત્નિના એકમતની તો ખાસ જરૂર હતી.

બે હલેસાંરૂપી સ્ત્રી પુરૂષથી હંકાતી સંસાર સાગરપર ચડેલી ન્હાની હોડીને માર્ગદર્શક નકશાની જરૂર હોય છે, અને તેમાં દરેકે પોતપોતાને યોગ્ય માર્ગ ગોઠવવાનો છે. જેમ જેમ તેઓ આગલ વધતા જાય તેમ તેમ તેઓ તેમની આસપાસ તેમના જેવીજ બીજી ન્હાની હોડીઓ–એકવેળા પૂર આશામાં નિર્ભયતાથી બહાર પડેલી એવી પરંતુ સહીસલામત ન રહેતાં ભાગી તૂટીને જેનાં પાટિયાં છિન્ન ભિન્ન થઇ ગયેલી સ્થિતિમાં જોશે. રસ્તામાં વહેળા અને વમળ, ભરતી અને ઓટ, ઉંડા–નીચા ખરાબા અને પાણીની સપાટી નીચે રહેલા ખડકો તેમને નડશે, અને જે ખલાસી (સ્ત્રી પુરૂષ) આ સઘળું અગાઉથી, દૂરથી જોઈ ચેતશે તેજ સુખી થશે. ચંદ્રકાન્તે આ સઘળી બાબતપર વિચાર કર્યો હતો. એની ઉમ્મરના પ્રમાણમાં એણે દુનિયા કાંઇક તો જોઇ હતી વળી એ નિરીક્ષણ શક્તિવાળો તેમજ વિચારશીલ પુરૂષ હતો એના જે જે મિત્રો સુખી જીંદગી ગુજારતા હતા તેમના તથા જેઓ એટલા નસીબદાર નહીં હતા તેમના સંસારપર એણે અનિમિષ દૃષ્ટિ રાખી હતી; અને આ ઉંડા નિરીક્ષણથી પરિપક્વ થયલા અનુભવના પરિણામે તે એક દિવસે સાંજે શાંત ગંભીર વદને તેની પત્નિ સરલા સાથે એક કોરો કાગળ લઇ બેઠો.

"સરલા," તે બોલ્યો, "મારે તારી સાથે ખાસ વાત કરવાની છે."

સરલા આ વખતે નવાં કોરાં કપડાપર નિશાન કરતી હતી. તેણે ચકિત થઇ ઉંચું જોયું.

"કેમ શું થયું છે ?"

"એમ કેમ પૂછે છે ?"

"હું તો એમ પૂછુ છું કે મારી કાંઈ ભૂલ થઇ છે ?"

"ના રે !"

* મી. કીનન ડોયલના "એ ડયૂએટ" નામના પુસ્તકના એક પ્રકરણ ઉપરથી.

"તમારો ચહેરો મને એવો ગંભીર લાગ્યો. મારા મનમાં કે તમે કાપડિયાનો અને બીજો હિસાબ તપાસતા હશો. કહો, વ્હાલા, શું છે?"

"સરલા, આપણા આ નવા શરૂ કરેલા સંસારસંબંધિ હમણાં મારા વિચાર ચાલે છે. એ સંસાર કેવી રીતે ચલવવો તે બાબત કાંઈ નિશ્ચય કરીયે તેને લગતા મૂળ આવશ્યક નિયમો પાળીયે તો ઠીક ખરૂં કે નહી?"

"એમ જ થવું જોઇએ, અને તેમ થાય તો કેવી મઝા પડે?"

"પણ સરલા, આમાં મઝા મારવાની નથી."

"મારૂં કહેવું તેમ નથી. હું તમારા વિચારને અનુકૂળ છું."

"વારૂ, ત્યારે મને એમ લાગ્યું કે આપણે સંસાર સુખરૂપ-શાંતિથી ચલવવા સારૂ કેટલાક નિયમો ઘડીયે જેથી ભવિષ્યમાં ન કરે નારાયણ અને, એવો અવળો પ્રસંગ આવે તો તે વખતે કેમ વર્તવું કેમ નહી તેની સમજ પડે."

"વ્હાલા, એ નિયમો ક્યા છે?"

"એ બાબતમાં આપણે બન્ને જણાએ વિચારચર્ચા કરવી પડશે. અમુક નિયમો હું બાંધું અને તે તારે પાળવા જ એવું મારાથી નહી કહેવાય. તું મારી સહચરી છે અને તેથી જે નિયમોમાં હું અને તું સંમત થઇએ—આપણો એક રાગ થાય તેજ આપણા કાર્યક્રમ સારૂ પસંદ કરવા."

"તમે યોગ્ય કહો છો. એમાંના થોડા નિયમો તો મને જરૂર કહો."

"મારા મનમાં કેટલાક છે અને કેટલાક તારી પાસેથી જાણવા હું ઇચ્છું છું. એ નિયમો, એ આચારવિચારો એવા જોઇએ કે જેથી આપણા હૃદય ઉચ્ચગ્રાહી અને પવિત્ર સરકારી બને. પ્રથમ તો બોનાચાલી, કજીઆ કાસની વાત લઇએ."

"અરેરે, એ શબ્દ સાંભળી મને ચીતળી ચડે છે."

"ગાંડી, આપણે ભવિષ્યનો વિચાર કરવો જ જોઇએ. આખી જિંદગી આપણે સાથે ગાળવાની છે અને તેથી આગળ શું થશે શું નહી તે સારૂ યોગ્ય તૈયારી રાખવામાં જ શાણપણ છે."

"તમારી આ બીક અકારણ છે."

"તારો સ્વભાવ આમરણાન્ત કોઈ વખત પણ ઉગ્ર નહી બને?"

"વ્હાલા, તમારી સાથે તો નહી જ."

"હું તો ક્રોધ કોઇનાર બિજવંઠ જાઉં છું, અને તે સારૂ માટું કહેવું આ છે, મનમાં ભરાઇ રહેલો ઉકળાટ ધીમે ધીમે આપોઆપ જતો રહે છે અને તેથી બીજાને નુકસાન થતું નથી. પણ જ્યારે બે જણ એક સાથે ગુસ્સે થાય છે ત્યારે તેઓ એકમેકને વધુ ને વધુ ઉશ્કેરે છે અને નહી બોલવાનું, મનમાં જેનો વિચાર પણ નહી હોય તે બોલી દે છે. આ કારણસર એવો નિયમ બાંધવો કે બન્ને જણાએ એકી વખતે કદાપિ ચીડવાવું નહી. જો ચિત્તવૃત્તિ સ્થિર નહી હોય તો ભને તારે જે બોલવું હોય તે તું બોલી દેજે, અને હું શાંત રહીશ. જો હું તેવો થાઉં તો મારો ઉભરો ખાલી કરવા દેજે. જ્યાંથી તોફાનનો વાવટો ચઢ્યો દેખાય ત્યાંથી બીજાએ ચેતી દૂર રહેવું માટું કહેવું તને વ્યાજબી લાગે છે?"

"તમને આવા ટીખલ શોધતાં ઠીક આવડે છે."

"પણ મારા વિચાર સાથે તું એકમત થાય છે ખરી?"

"બેલાશક."

"વાર, આ એક કલમ થઇ." અને ચંદ્રકાન્તે કાગલપર તે લખી કાઢી. "હવે તું બોલ."

"હજુ મેં કાંઇ વિચાર કર્યો નથી."

"ત્યારે આ બીજો મુદો હાથ લઇએ. આપણા વિચારો આપણુ વર્તન સામા માણસને પસંદ પડશે એમ માની લેવું નહીં."

"એનો અર્થ શો?"

"જે લક્ષ, જે સત્કાર, જે ભાવના લગ્ન પહેલાં, અગર તે બાદ થોડો વખત સુધી રહે છે તે હમેશ કાયમ રહેવા જોઇએ—તેમાં ન્યૂનતા ન થવી જોઇએ. તેમની પત્નિ સ્ત્રીજાતિમાંની એક છે એ કેટલાક પતિ ભૂલી જતા દેખાય છે. એક બહારના પરકીય પુરૂષ સાથે જે અદબથી વિવેકપૂર્વક કેટલીક સ્ત્રીઓ વર્તે છે તે રીતભાત તેમના પતિ તરફ તેઓ બતાવતી નથી. તેમના મનમાં કાંઇ હોતું નથી, પણ એવી એક જાતની શિથિલતા—આળસ ટેવ પડી જાય છે. આપણે તેવા ન થવું."

"હું નથી ધારતી કે આપણે તેવા થઇશું."

"લોકોને એવી ટેવ પડે છે, તેનું તેમને ભાન હોતું નથી. મારામાં એવું કાંઇપણ તું જુએ કે તૂર્ત મને રોકજે."

"ઠીક."

"આ પછીની બાબત છેલ્લા ચર્ચેલા વિષયને લગભગ મળતી છે. પતિ પત્નિએ અમુક રીતે એકમેકના પ્રીતિપાત્ર રહેવું જોઇએ. પરણ્યાબાદ થોડે વખતે તેઓ પહેરવા ઓઢવામાં કાંઇ ઢંગ વગરના અને રીતભાતમાં પણ બેફિકરા થઇ જાય છે. પરણ્યાબાદ કેટલી સ્ત્રીઓ સંગીત ચાલુ રાખે છે?"

"અરે, આ એક અઠવાડિયું થયાં મેં પણ વગાડયું નથી." સરલા બોલી ઉઠી.

"અને તેમના વસ્ત્રો અને વાલ—" સરલાનો હાથ એકદમ તેના વાળ અને અંબોડા તરફ વળ્યો—"વ્હાલી, તારા તો બરોબર છે, પણ તું જાણતી હઇશ કે સ્ત્રીઓ એ બાબતમાં કેટલી બેફિકરી થઇ જાય છે. 'એમાં શું! એમનો પ્રેમ એથી કાંઈ કમી થવાનો છે!' આવું તે ધારે છે. વખતે તે માન્યતા ખરીયે હોય, પણ આવા વિચારો આ સ્થાને છે."

"તમે આટ આટલું જાણતા હશો તેનો મને ખ્યાલ ન હતો."

"મારા મિત્રોના અનુભવે મને શીખવ્યું છે. વળી પ્રત્યેક પુરૂષે તેની સ્ત્રીની લાગણીને માન આપતાં શીખવું જોઇએ. બીડીનો ધુમાડો તેને પસંદ ન હોય તો બીડી પીવી છોડવી. તેના દેખતાં બગાસાં પણ ન ખાવાં અને તેણે જેમ બને તેમ પોતાની જાતને સુન્દર સ્વચ્છ રાખવી. હવે મારૂં બદન જો. તે આટલું પણ મેલું ન જોઇએ."

"શું તેથી તમારા ગુણ મારે મન ઓછા વસશે?"

"જોયું! આજ ખોટું કહેવાય ઉચ્ચ આચાર વિચારતો સહજ (Natural) થવા જોઇએ. લગ્ન પહેલાં તને મળવા હું ભરચ આવ્યો ત્યારે મારો પહેરવેશ આવો મેલો ન હતો."

" સંગીત છોડી દેવા સારૂ તમે મને ક્ષમા કરો, અને હું તમારા મેલાં વદનનો દોષ ભૂલી જાઉં. પણ તમે જે કહો છો તે સાથે અક્ષરે અક્ષર હું મળતી થાઉં છું.

" હવે મારે કાંઇક કહેવું છે. "

" બહુ સારૂં. "

" સ્ત્રી પુરૂષે એકમેકના કાર્યમાં ઉત્સાહપૂર્વક ભાગ લઇ બનતી સાહાય્ય કરવી. "

" ખરી વાત; તેમજ થવું જોઇએ. "

" પણ તેમ નથી બનતું. "

" એમ કેમ ? તું મારી ઑફિસના કામ બાબત ક્યાં પૂછપરછ નથી કરતી ? "

" એ તો ખરૂં, પણ મારા વ્હાલા તમે મારા ગૃહકાર્ય તરફ તેવી દષ્ટિ રાખો છો ? "

" વખતે થોડી ઘણી બેદિકરાઇ થઇ હશે. "

" નહીં નહીં, વ્હાલા તમે છેક એવા નથી થયા. તમે જે કાંઇ કરો છો તે વિચાર કરીનેજ કરો છો. પણ આવું વર્તન મેં મારી મા સામું તેમજ બીજી સ્ત્રીઓના સંબંધમાં થયેલું જોયલું છે. અઠવાડિયા કે મહિનાની આખરે પુરૂષવર્ગ હિસાબની ચોપડી લઇ બેસે છે, અને " આટલું ખર્ચે તો આપણે ત્યાં ન પોસાય, " અગર " મારા ધાર્યા કરતાં આ ઓછું થયું " એવી રીતનું બોલે છે; પણ સ્ત્રીવર્ગ થોડા ખર્ચમાં શી રીતે નિભાવ કરે છે તે જોવાની કોઇ વખત તેઓ પરવા રાખતા નથી. તે બિચારી તેનું ગાડું શી રીતે ગબ્ડાવતી હશે તેનો તેમને વિચારે હોતો નથી. હું ધારૂં છું કે મારૂં કહેવું તમે સ્પષ્ટ રીતે સમજતા હશો. આ બાબતમાં પુરૂષનું સઘળું વલણ એક તરફી છે. "

" તારૂં કહેવું મને વ્યાજબી લાગે છે, અને હું ભૂલીશ નહી. વારૂ, આપણી નોંધમાં તે કયા શબ્દોમાં દાખલ કરીશું ? "

" પતિ-પત્નિએ સમદુઃખભાગી થવું. "

" બરોબર. મેં તેમજ લખ્યું છે. બીજું કાંઇ ? "

" હવે તમે બોલો. "

" લગ્નવ્રતની મહાદીક્ષા અને તેની મોટામાં મોટી સફલતા એ છે કે સ્નેહ-જ્યોત કદાપિ ઝાંખી પડવી ન જોઇએ. દરેક બીજાના બુદ્ધિપ્રભાવ વિકાસ પામે, તેના ઉચ્ચ આચારને ઉત્તેજન મળે એવી રીતે દૈવી સંપત્તિને પૂજાપાત્ર ગણી આસુરી સંપત્તિનો નાશ થાય તે તરફ ખાસ લક્ષ આપવું. " હું જાણું છું કે આ કાર્ય ખોટું થાય છે, પણ એમની તરફ મારી પ્રીતિ એટલી બંધી છે કે મારાથી એમને અટકાવાશે નહીં; " જે પુરૂષ યા સ્ત્રીના મનમાં-આવાં વિચાર આવે છે તેમનો પ્રેમ લાંબો ટકતો નથી. પ્રેમની ઉંચામાં ઉંચી ભાવનાથી પ્રેમપાત્ર જરાપણ ચસે નહીં એમાંજ બીજાની ખરી આબરૂ છે; અને એ ભાવનાનું પરિણામ લાંબો વખત ટકે છે પણ ખરૂં. એથી ' પ્રેમનું વીર્ય વધે છે અને પ્રતાપ ઉગ્ર થાય છે. '

" આ સઘળું ટુંકમાં શી રીતે દર્શાવશો ? "

" સ્નેહજ્યોતિ સતેજ રહે તે સારૂ એકમેક તરફ માનની લાગણી કાયમ રહે એવું વર્તન રાખવું. "

" એમજ જોઇએ. "

" જોઇએ તો તેમજ, પણ ઉન્મત્ત પ્રેમ પ્રેમપાત્રની ભૂલો તરફ નજરચુક કરે છે. એક બીજો મુદ્દો લઇએ, પણ તેમાં તું મારી સાથે એકમત નહીં થાય એવું અનુમાન કરૂંછું. "

" પણ કહો તો ખરા. "

" અતિશય અંકુશનું પરિણામ વહેલું દુઃખદાયી નીવડે છે. "

" એટલે ? "

" મારો કહેવાનો ભાવાર્થ આ છે. કે પતિ પત્નિએ એકમેકને યોગ્ય છૂટછાટ અને સ્વતંત્રતા આપવી જોઇએ. તેમ જો ન થાય તો મોડા વ્હેલા તે અંકુશથી તેઓ અકળાશે. પ્રકૃતિનો એ નિયમ છે, અને પ્રકૃતિના મર્મ મનુષ્ય બુદ્ધિથી અગમ્ય છે. પ્રકૃતિ લગ્ન કરતાં વધુ પવિત્ર અને પુરાણી છે. "

" તમારૂં આ કહેવું મને જરા ગમતું નથી. "

" હું ધારતો હતો કે તને નહીં ગમે, પણ હું શું કહેવા ઇચ્છું છું. તે સમજાવીશ ત્યારે વખતે તારા મનનું સમાધાન થશે. તેમ કરવા હું અશક્ત હઇશ તો તારી વૃત્તિ તેજ મારી પ્રવૃત્તિ સમજવી. હમણાં ગૃહસ્થ જિંદગીમાં જ્યાં ત્યાં સ્વતંત્રતાની, છૂટની વાતો કરવામાં આવે છે ત્યાં ત્યાં એ છૂટનો ભોક્તા પુરૂષોજ સમજી લેવામાં આવે છે ! તેની મરજીમાં આવે તેમ વર્તવાની અને તેની સ્ત્રીના આચારવિચારની સખત ટીકા કરવાની એને કુલ મુખત્યારી છે ! આ એક અન્યાયજ છે. એક દાખલો લઇએઃ પોતાની સ્ત્રી પર આવતા પત્રો વાંચવાનો અધિકાર પુરૂષને છે ખરો ? જેમ પુરૂષ પર આવતા પત્રો સ્ત્રીએ વાંચવા ન જોઇએ તેવીજ રીતે તેમની સ્ત્રીને પૂછ્યા સિવાય પુરૂષે તેમના પત્રો ફોડવા ન જોઇએ. છતાંએ તેમ કરવું હોય તો તેની રજા લેવી એ યોગ્ય રસ્તો છે. બીજો દાખલો લઇએઃ પરણેલા પુરૂષે અવર સ્ત્રી સાથે મિત્રાચારીનો અગર એવો બધુ ભગિનિ જેવો નિકટ પરિચય ન રાખવો ? "

સરલા વિચારમાં પડી. " તે સ્ત્રી કેવી છે, કેવી નહીં તે તો મારે પ્રથમ જોવું, જાણવું જોઇએ. "

" અથવા તો પરણેલી સ્ત્રીએ અવર પુરૂષ જે તેને ઇષ્ટમિત્ર અગર સલાહકાર હોય તેવા સાથે ભાઇચારો ન રાખવો ? જો તેમ ન થઇ શકે તો એનો અર્થ એજ કે પતિ-પત્નિને એકમેકમાં વિશ્વાસ નથી. જેમને અન્યોન્યનો ભરોસો હોય તેમણે તો એક બીજાને પુરતી સ્વતંત્રતા આપવી જોઇએ.

" જો તેઓ છૂટ આપે તો તેથી એટલી નિરંકુશતા વખતે થાય કે તેવો દેખાતો અંકુશ પણ નહીં હોય તેજ સારૂ. વળી છૂટાપણાની હદ ન હોય તો તે છેવટે છૂટાપણું નહીં પણ છટેલપણું અને છકેલપણું નીવડે; તે સ્વતંત્રતા નહીં પણ સ્વચ્છંદતા જ નીવડે. "

" મને ખાતરી હતી કે આ વિષયપર આપણા વિચાર પરસ્પર વિરૂદ્ધ થશે. પણ મેં દુનિયા જોઇ છે, અતિશય અંકુશ વિનાશકારક નીવડયો છે. બીજી વાત એ છે કે કેટલાક સ્ત્રી-પુરૂષ વર્ષમાં થોડો ઘણો વખત એકમેકથી દૂર રહે એ તેમને સારૂ શ્રેયસ્કર છે. "

" વ્હાલા, તમે આ શું બોલો છો ? "

" મારૂં કહેવું ગેરવ્યાજબી નથી. અરે ઘેલી, હું આપણે સારૂ નથી કહેતો, આ તો સામાન્ય નિયમ કહું છું. એવા લોકો જ્યારે છૂટા હોય છે ત્યારેજ તેઓ એક બીજાના

ગુણની કદર બુઝે છે અને તેમને પ્રથમ દેખાતી ગેરસમજુતિઓ દૂર થાય છે."

"એ બધું ખરું. પણ અત્યારે તો આપણે શું ઓપરકર છે તે જોવાનું આપણું કામ છે. લોકોની પંચાત પછી કરીશું."

"ત્યારે આ વિષયપર હું મારી સાથે સંમત થતી નથી. હું નથી ધારતો કે આથી વધુ સમજુતિ હું તને આપી શકું."

સરવાળાના મોંપર આનંદના, વિજયના શેરડા પડ્યા; "ખરી વાત. તેમ બનવું મુશ્કેલ છે. પતિ-પત્નિની જિંદગીમાં દ્વૈતભાવના હોયજ નહીં. દરેક આશા, વિચાર અને ઉમંગ આપણે એક સાથેજ ભોગવવા એવું મારૂં માનવું છે. તમારી સાથે મારી જેટલી તન્મયતા થાય તેટલી ઓછી છે. પ્રતિવર્ષ હું તમારા હૃદય-આત્મા સાથે વધુ જોડાતી જાઉં અને છેવટે આ દુનિયાપર આપણે બંન્ને લગભગ એકમય થઇ જઇએ એજ મારી મનોવાંછના છે."

સામા પક્ષનો વિજય થતો જોવામાં આવે ત્યારે આપણી હાર સીધી રીતે કબુલ કરવામાંજ મ્હોટાઇ છે. ચંદ્રકાન્ત નમ્યો અને બોલ્યો: "અંતરની લાગણીઓ મનના વિચારો કરતાં ઉચ્ચતર હોય છે. પુરૂષનો પ્રેમ તેમના મનના વિચારોને-લાગણીઓને વધુ અનુસરે છે, એમ કહો કે મનોદ્‌ભૂત હોય છે, જ્યારે સ્ત્રીનો અંતરમાંથી સ્ફુરે છે. તેથી એવી કોઇ કોઇ બાબતો રહેવાની કે જેમાં તેઓ એકમત નહીં થાય. વારૂ, ત્યારે આ કલમ છેકી કાઢું?"

"ના, ના, એને બદલે એવું લખો કે મારી મરજી અંકુશમાં રાખેલું મન વહેલું ઇષ્ટને મળે છે. હું જે બંધન બાબત બોલું છું એમાં ખરી રીતે જોતાં કાઇપણ રીતનો અંકુશ નથી, એમાં કોઇનો જોર જુલમ નથી. એમ કહો કે એ એક જાતનો આત્મ-સંયમ છે જે પ્રકૃતિને અનુસરીને પો[illegible] અને આપણે રાજી ખુશીથી પાળવો જોઇએ."

ચંદ્રકાન્તે ઉપર મુ[illegible] લખ્યું છે. બીજું કાંઇ [illegible] ઉમેરાવવું છે?" [illegible] [illegible]

"હા-મને-પણ મહાજન [illegible] "વારૂ, એ ઉપરાંત બીજું કાંઇ તારે વાંક નીકળે તો તે [illegible]

"અને તે સુ[illegible] બાબત યાદ આવી છે, અને તે એ છે કે મારો કદાપિ કે અવર જવર આપ[illegible] આપણે બંન્ને એકાન્તમાં હોઇએ ત્યારેજ તમારે મને કહેવું." છે. એથી ખોટું [illegible] પણ મારી સાથે વર્તવું, આ સૂત્ર ઉત્તમ છે. કુટુંબી બીજું કાંઇ?" [illegible] . મા કલહ જુએ તેમાં આપણું ગૌરવ ઘટે

"નજીવી ઘર સંસાર [illegible] કચેરીમાં પણ એ રીત શોભતી નથી. વારૂ,

"હા તે કાંઇ ઓછું,

પતિએ તેની પત્નીને વાર્ષિક [illegible] ગણાશે."

ધારે તે ખર્ચ કરે. આઠ આના [illegible] . રાખવા તરીકે પૈસાટકાની બાબતમાં દરેક

પડે એ શું એને નાનમ પડતું [illegible] તે [illegible] આપવીજ જોઇએ, જેમાંથી તે તેને મોજ

પક્ષ તરફથી બીજી કોઇપણ [illegible] રૂપિયા સારૂ વારંવાર તેના પતિ પાસે માગવા જવું

જ રહેવા જોઇએ, ઘરખર્ચમાં [illegible] નહીં સારૂં હોય! વિશેષ તો તેના મોસાળ કે પિયર

[illegible] તેના અર્ધાંગનાની વ્યવસ્થા તેના હાથમાં

ભલે આપે. પણ તેની ઉપલી આવકનો હિસાબ ઘરના હિસાબથી તદન જુદો રહે અને તેની વ્યવસ્થા તેને હસ્તક રહે એજ વ્યાજબી છે."

"વ્હાલા, જો તે સ્ત્રી તેના પતિને અંતઃકરણપૂર્વક ચાહતી હોય, તેનો પ્રેમ અખંડ હોય તો તેનું સર્વસ્વ તેના પતિને સમર્પણ કરતાં તે અચકાવી ન જોઇએ. મારી નજીવી આવકથી કુટુંબભાર હલકો થતો હોય આ તમારા મનપરથી થોડીઘણી પણ ચીંતા દૂર થતી હોય તો તેથી મને કેટલો આનંદ થાય!"

"તારૂં કહેવું સત્ય છે, પણ તે સાથે પુરૂષને તેનું સ્વાત્માભિમાન વહાલું હોય છે. તેના પર મહાન આફત આવે ત્યારે સ્ત્રી ધનનો ઉપયોગ કરે એ કાંઇક વ્યાજબી કહેવાય, કારણ અંતે સંપત્તિ તેમજ વિપત્તિમાં સુખ દુઃખ તેમને સરખાંજ વેઠવાનાં છે. હવે સ્ત્રી ધનની વાત કોરે મૂકી ઘરખર્ચનો સવાલ લઇએ."

"માથાફોડની વાત આવી."

"એવું લાગે તેનું કારણ એ છે કે લોકો ગજા ઉપરાંત ખર્ચ કરતાં શીખ્યા છે. એવી ખર્ચાળ ટેવ રાખવાનું કાંઇ કારણ? જીંદગીની ઉત્તમોત્તમ જરૂરિઆતો નજીવા ખર્ચથી મળે છે. પુસ્તકો, સંગીત, સાંજે બહાર ફરવા જવાનું, આનંદજનક ઘરકામ, મારા કોટ અને કસરત આ સઘળામાં શું ખર્ચ થાય છે?"

"પણ વ્હાલા, એ ઉપરાંત મારે તમારે ખાવાપીવાનું તો જોઇએ છે હોં! અને માપણા ભટ અને ધાટીના પેટમાં કેટલું જાય છે તમે જુઓછો?"

"ગમે તેમ હોય, પણ દિનપ્રતિદિન લોકો બીન જરૂરી અને ઉંચા પ્રકારના ખોરાક વાપરતા શીખ્યા છે. એક ઉપરાંત બીજું શાક આપણે ત્યાં શા સારૂ જોઇએ?"

"મારા મનમાં હતું કે છેવટે બિચારા બીજા શાકનું ખર્ચ તમને વધુ પડતું લાગશે એમાં શું વધારે ખર્ચ થઇ જાય છે!"

"રોજનું સરેરાશ ત્રણ આનાથી ઓછી કિંમતનું શાક નહીં થતું હોય. એ તો ખરૂંને? વારૂ રોજના ત્રણ આના મુજબ આખા વર્ષની કેટલી રકમ થઇ? તું મહેનત ન લઇશ. હું ગણી આપું છું. એક વર્ષના કુલ રૂ. ૬૮-૭-૦ થાય."

"એ તે કાંઇ બહુ કહેવાય?"

"એટલી અગર એથી ઓછી રકમમાં અહીંની સુવિખ્યાત લાયબ્રેરીઓના પ્રથમ વર્ગના સભાસદ થઇ શકાય, અને તે દ્વારા આખી દુનિયાના ઉત્તમ સાહિત્યના જ્ઞાનનો લાભ મળે. હવે તુંજ કહે શું ઇચ્છવા યોગ્ય છે? દુનિયાના જ્ઞાની મહાપુરૂષો તથા વિનોદી રસિક પુરૂષોના પુસ્તકોનો લાભ કે તારા જુદી જુદી વાનીના શાક? કયું શ્રેયસ્કર છે?"

"તમારા વિચાર ક્યાંથી ક્યાં દોડે છે? હવે પછી બીજું વધારા પડતું શાક નહીં કરીયે."

"અને ચાહ સાથે સવારમાં, તથા સાંજે પાછા ફરૂં ત્યારે મગજ કે ગોળપાપડી એવું રોજ શા સારૂ જોઇએ? પૂરી અગર ભાખરી જેવી સાદી ચીજથી ન ચાલે?"

"મ્હારા વ્હાલા, તમને એ ઘણું ભાવે છે, અને તમે રોજ ખાઓછો."

"એ ખરૂં, પણ મારી સામું તું તેવું લઇને આવે ત્યારે તો મ્હારે ખાવું ને! એવું ખાવાનું નહીં હોય તો તે સિવાય મને નહીં ચાલે? એથી દરવર્ષે બીજો લગભગ પંચોતેર રૂપિયાનો બચાવ થશે."

"એમ કરો કે એક દિવસ બીજું શાક નહીં તો બીજે દિવસ મગજ નહીં."

"કબૂલ."

"તમારા પેટમાં સંગીન ભાર પડે છે ત્યારપછી ખાધાખર્ચમાં કરકસર કરવાના તમને વિચાર આવે છે! આવતી કાલે સાંજે ઘર પાછા ફરતા કકડીને ભૂખ લાગશે ત્યારે તમારા આ વિચાર ચાલુ રહે છે કે નહીં એ જોઇશ. બીજી કરકસર કરવા હજુ વિચાર છે?"

"પૈસો સુખનું સાધન છે એ હું માનતો નથી; પણ કરજ તો દુઃખકર્ત્તાજ છે; અને તેથી અણધારેલા ખર્ચ પહોંચી વળવા પુરતું ભંડોળ જ્યાંસુધી આપણી પાસે ન થાય ત્યાંસુધી ખર્ચમાં બનતી કાપકૂપ કરવી. મારે હાથે એવું કાંઇપણ અણઘટતું અગર વધારે પડતું ખર્ચ થતું હોય તો મને જરૂર કહેજે. કુંવારી જીંદગીમાં પૈસાની મેં તમા રાખી ન હતી, અને તેથી વખતે એવી ખર્ચાળ ટેવ ચાલુ રહી હોય."

"તમારો સૂટ."

"હું જાણુંછું કે તે બહુ મોંઘો થયો, એ જોકે મૂર્ખામી કીધી."

"એમાં શું થઇ ગયું! એ તમને બહુ શોભે છે. પચીશ ત્રીશથી વધુ રૂપિયા તો નથી થયાને? હમણાં મારા તરફથી એવો ખર્ચ થયો છે!"

"ગઇ કાલે દરજીનું બિલ મારા જોવામાં આવ્યું હતું."

"પણ વ્હાલા, એ પોલકો કેવો મજાનો થયો છે! અને તમે પણ તે પસંદ કર્યો હતો; અને સીવણ તથા કાપ વિગેરે સારા બંધબેસતા ઘાટિલા કરાવીએ ત્યારે તેની મજુરી પણ મોં માગી આપવી પડે. "કોટ"નો દરજી બમણા દામ લેત."

"કપડું મોંઘું નથી."

"ત્યારે શું મોંઘું છે?"

"તેની સીલાઇ અને તે પરનો સામાન."

"શું વાત કરો છો!"

"એટલાનાજ પચીશ રૂપિયા થયા, આવા સારા કાપડપર આવી રીતની શોભાથી શી વધુ શોભા આવે છે!"

"એમ કે? જરા તમેજ બરોબર જુઓની!"

કે અંદકાનો આ બાબતમાં ઉંડા પાણીમાં ઉતરવું ઠીક ધાર્યું નહીં, અને તેથી એ વાત છે. એથી

બીજું કાંઇ ત એક નહી કરવા જેવી કરકસર સંબંધિ તેને કહેવાનું છે. તે એ છે

"નજીવી ઘેર રકમ કાઢવી, તેમાં કાપકૂપ ન કરવી. આવી કરકસર-શીખવવી

"હા તે કાંઇ પ્રેમ કરવું બહુ ગમે છે! જો કે મેં પણ મર્યાદાખાતે કાંઇ દગલા પતિએ તેની પત્નીને વાપરવાની રકમ આપી છે. આપણા ઘરખર્ચમાં કાપકૂપ કરીએ લાગે તે ખર્ચ કરે, આદ અંતોને થાય એ એક અન્યાયજ કહેવાય, બચત કરવાની પડે એ શું એને નામ પડવું જ ટેવી જોઇએ."

પક્ષ તરફથી બીજી કાં... વક હોય રીત મુજબ આ બધાનું એક કાગળપર ક્રમ-જ રહેવી જોઇએ, ઘરખ... દ કરવી ત રમ નહીં હતું, તોપણ આ નકશો નવા

નવા જોડાંઓને બીજો વધુ સારો કોઇ ન બતાવે ત્યાંસુધી તો ઘણો માર્ગદર્શક થઇ પડશે.

## દંપતિએ પાળવાજોગ નિયમો.

૧—તમે ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા છો તેથી તે જીવન જેમ બને તેમ સફલ બનાવવું.

૨—અને તે સારૂ કેટલાક નિયમો બાંધી તે મુજબ વર્તવા યત્ન કરો.

૩—અને તેમાં તમને ફતેહ ન મળે તો તેથી તમારો ઉત્સાહ મંદ ન થવા દેશો. ફતેહ ન એ મળે, પણ હંમેશ તમે નિષ્ફળ નહીં જ થાઓ.

૪—બન્નેજણ એકસાથે ગુસ્સે થશો નહીં.

૫—તમારો સ્નેહ હંમેશ સતેજ રહે તેમ વર્તશો.

૬—તમારૂં વર્તન શિષ્ટાચારવાળું-ખાનદાનીવાળું હંમેશ રાખશો.

૭—તમારા ઉત્તમોત્તમ આચારવિચારનું પાલન કરશો.

૮—તમારા જીવનની ભાવના ઉંચી રાખશો. વખતે તમારાથી પહોંચી ન શકાય પણ આસુરી ભાવના કરતાં દૈવીભાવના હંમેશ શ્રેયસ્કર હોય છે જ.

૯—પ્રેમપાત્રની ભૂલો તરફ આંખમીચામણાં કરવા એ ભૂલ ભરેલું છે,દરેકની ગતિમાં નિત્યવિકાસની સામગ્રી ભરવા પ્રયાસ રાખવો.

૧૦—પ્રીતિ તેજ કદાપિ ઝાંખું ન પડે તે સારૂ એકમેક તરફ સદ્‌ભાવના ચાલુ રહે તેમ વર્તવું. સન્માનની લાગણી સિવાય પણ સ્ત્રી વર્ગ ચાહના રાખી શકે. પુરૂષથી તેમ થઇ શકતું નથી.

૧૧—અયોગ્ય અંકુશ હાનીકર્તા નીવડે છે.

૧૨—પુરૂષ તેમજ સ્ત્રીએ પાળવાના કાયદા એકજ હોય.

૧૩—અવર જન તમારી તકરાર સાંભળે તો ખોટું: પણ એકમેકને ઉપર ઉપર, ઉપલક પ્રીતિ બતલાવવી તે તેથી વિશેષ ખોટું છે.

૧૪—સુખદાયક જીંદગી સારૂ પૈસો જ જોઇએ તેમ નથી; પણ સુખી સંતોષી પુરૂષો પાસે પુરતું ધન હોય છે.

૧૫—તેથી થોડું ઘણું બચાવો.

૧૬—બચત કરવાનો સૌથી સરલ ઉપાય એ છે કે બીન જરૂરી ચીજો સિવાય નીભાવી લેવું.

૧૭—જો તમારાથી તેમ ન બને તો બહેતર છે કે લગ્ન ન કરવું.

૧૮—જે પતિને તેની પત્નિ તરફ સન્માનની લાગણી હોય તેણે તેની સ્ત્રીને ભિખારી વેડા કરવા ન પડે તે સારૂ અમુક રકમ વાપરવા આપવી.

૧૯—તમે જે કાંઈ બચત કરો તેમાં અવર જનને અગવડ ન આવે એ જોજો.

૨૦—પૈસા ટકાની દરેક બાબતમાં બહુ સુખના પ્રસંગો આવશે એવો ઉમંગ, એવી આશા ભલે રાખો; પણ તે સાથે મોટામાં મોટા અનર્થ સારૂ પણ તૈયાર રહેજો.

આ પ્રમાણે આપણા ઉમંગી જોડાએ તેમના નિત્ય નિયમ બાંધ્યા. અનુભવ મળેથી વખત આવે ભલે બીજા સુધારા વધારા તેઓ કરે, પણ સંસાર સાગરમાં તેમની નૌકા સહીસલામત લઇ જવા સારૂ એ ક્રમ પુરતો હતો.

# ભાગ્યવંત ભીખો.

લેખકઃ રા. રા. રણજીતભાઇ વજુભાઇ દીવેટીઆ.
( બી. એ એલ એલ બી.)—અમદાવાદ.

સુંદરપુર નામના એક ન્હાના ગામડામાં ભીખારીદાસ કરીને એક ખેડુત રહેતો હતો. ત્હેના નામ પ્રમાણે ભીખારીદાસ ઘણો ગરીબ હતો. ત્હેની પાસે કાંઈ પણ દ્રવ્ય નહોતું. પુંજીમાં માત્ર ત્રણ ખેતરો હતાં. તે ત્હેના બાપદાદાના વખતનાં હતાં. બે વરસ દુષ્કાળનાં ગએલાં હોવાથી ત્હેના ખેતરમાં કાંઇ પણ અનાજ પાક્યુ ન્હોતું, અને "દુષ્કાળમાં અધિક માસ"ની કહેવત પ્રમાણે તે વર્ષે ભીખારીદાસે પોતાના મ્હોટા છોકરાના લગ્નમાં પૈસો ખર્ચ્યો હતો. આમ બનવાથી ત્હેને દેવું કરવું પડયું હતું. પોતાના ગામના એક લોભીદાસ નામના બાજવટાનો ધંધો કરનાર કાંધીઆ શાહુકારને ત્યાંથી ત્હેણે ૬૦૦ રૂપિઆ લીધા હતા. લોભીદાસ ઘણો લોભી હતો અને ગરીબ ખેડુતોના ગળાં રેંસી તેમની પાસેથી ઘણું ભારે વ્યાજ લેતો હતો, અને ખોટા હિસાબ કરી વર્ષે વર્ષે ખોટી બાકીઓ તેમની પાસેથી કઢાવી લેતો અને એકના બે કરતો. ગરીબ બિચારા ખેડુતોને ગમે તેવી રીતે અણી વખતે પૈસા જોઇએ એટલે ભારે વ્યાજ આપીને પણ તેઓ લોભીદાસ પાસેથી પૈસા લેતા. સુંદરપુર અને તેની નજીકનાં બીજાં ચાર પાંચ ગામડાંઓમાં લોભીદાસે પોતાની પુંજીની પથારી કરી હતી. લોભીદાસના નામથી ગામનું એક પણ છોકરૂં અજાણ્યું ન્હોતું. ઘણા ખેડુતો લોભીદાસના હાથ નીચે હતા. સહુ કોઇ લોભીદાસથી બ્હીતું. શેહેર કરતાં સુંદરપુર જેવા ગામડામાં લોભીદાસને ઘણી મજા હતી. શેહેર કરતાં ગામડામાં તેને ઘરનું ખર્ચ ઓછું થતું. વળી શાક ભાજી જેવી ચીજો સારૂ ત્હેને ભાગ્યે એક પાઇ પણ ખર્ચ કરવી પડતી હતી.

ભીખાયે રૂ. ૧૦૦, રૂ. ૨૫૦ ત્યા રૂ. ૨૫૦ એમ ત્રણ રકમોનો કકડે કકડે લોભીદાસને ત્યાંથી ઉપાડ કર્યો હતો. અને તે રૂપિઆની જામીનગીરીમાં ત્રણે ખેતરો ભીખાએ કબજાસાનમાં ( ગીરો ) લોભીદાસને લખી આપ્યાં હતાં. વ્યાજનો દર ઘણોજ ભારે હતો અને જ્યારે વર્ષ પુરૂં થએ વ્યાજ ભરવાનો વખત આવ્યો ત્યારે ભીખો ઘણો ગભરાયો. ભીખો ઘણોજ આળસુ હતો. ત્હેનો બાપ તથા દાદો જ્યારે દુષ્કાળ પડતો ત્યારે શેહેરમાં આવી મજુરી કરી પોતાનું તથા પોતાના કુટુમ્બનું પુરૂં કરતા. ભીખાની સ્ત્રી દીવાળી ભીખાને મજુરી કરી બે પૈસા કમાવવાનું-ઘણું સમજાવતી પરંતુ ભીખો ઉંધી ખોપરીનો માણસ હતો, લોભીદાસે ઘણો તગાજો કર્યો, પણ ભીખો વ્યાજ ભરી શક્યો નહિં તેથી લોભીદાસે સરકારી ન્યાયની અદાલતમાં ત્રણ ખેતરો વેચાવી પોતાનાં નાણાં વસુલ કરવા દાવા કર્યા. ન્યાયાધીશને ગરીબ ભીખા ઉપર દયા આવી અને ત્હેમણે લોભીદાસને દબાવી સમાધાન કરાવ્યું વ્યાજનો દર ભારે હતો તે ઓછો કર્યો અને એવું ઠરાવ્યું કે ત્રણ દાવાની લ્હેણી પડતી રકમ પુરી વસુલ થાય ત્યાં સુધી ભીખો દર વર્ષે લોભીદાસને અનુક્રમે રૂપિઆ ૨૦, રૂ. ૪૦ અને રૂ. ૪૦ આપે એટલે એકંદર કુલ રૂપિઆ સો આપે. અને જો તે પ્રમાણે એક પણ વર્ષ તે રકમો લોભીદાસને આપવામાં ભીખો ચુકે તો લોભીદાસ સદરહુ સાનવાળાં ખેતરો વેચાવી ભીખા પાસેથી પોતાના દાવાની લ્હેણી પડતી રકમો સામટી ભીખા પાસેથી વસુલ કરી લે. લોભીદાસ આ ઠરાવથી

ઘણો નારાજ થયો કારણ ભીખા પાસેથી ત્હેને ત્રણે ખેતરો તુજ કીંમતમાં પડાવી લેવાં હતાં; પરંતુ તે ભીખાની આર્થિક સ્થીતિ સારી રીતે જાણતો હતો અને દર વર્ષે નીયમીત રીતે રૂપિઆ ભરી શકશે નહિં તેવું તે ધારતો હતો. તેથી તે છેક નીરાશ થયો ન્હોતો.

વર્ષ પુરૂં થવા આવ્યું અને લોભીદાસને રૂપિઆ આપવાનો વખત પાસે આવ્યો તેથી ભીખો ઘણો ગભરાયો. સુંદરપુર ગામમાં એક પરમ વૈશ્નવ ભક્ત રણછોડદાસનું ઘર હતું. રણછોડદાસ થોડા સમય પ્હેલાં ગુજરી ગયા હતા. ત્હેમને કાંઇ સંતાન ન્હોતું. માત્ર ત્હેમની વીધવા ઓરત લક્ષ્મીબાઇને મુકી તે પરલોક સીધાવ્યા હતા. લક્ષ્મીબાઇ ઘણી દયાળુ અને ધર્મ પરાયણ સ્ત્રી હતી. અને ગરીબ લોકોને પોતાથી બનતી મદદ કરવા ચૂકતી નહિ. ભીખો લક્ષ્મીબાઇને ઘેર ઘણું ખરૂં જતો આવતો અને ઘરમાં જોઇતી વસ્તુઓ લાવતો મુકતો તથા તેની સ્ત્રી દીવાળી લક્ષ્મીબાઇના ઘરનું કામકાજ કરતી. આ ગરીબ ભીખા તથા દીવાળી ઉપર લક્ષ્મીબાઇની સંપૂર્ણ મહેરબાની હતી. એક દીવસે ભીખો લક્ષ્મીબાઇ પાસે જઇ રોઈ પડયો અને પોતાની મુશ્કીલતો કહી સંભળાવી.

ભીખો--"બા, લોભીઆને સો રૂપિઆ આપવાના છે અને ત્હેની છેલ્લી મુદત આવતી કાલની છે. હાલ વર્ષ પુરૂં થાય છે અને મ્હારે ત્હેને સો રૂપિઆ આપવા જોઇએ જો તેમ હું રૂપિઆ આપનો નથી તો મ્હારા બાપદાદાનાં ત્રણે ખેતરો વેચાઇ જાય છે અને હું જમીન વગરનો રખડતો રઝળતો ભીખારી થઇ જાઉં છુ." ભીખાના ઉડાઉપણા તથા આળસ માટે લક્ષ્મીબાઈ જો કે ત્હેના ઉપર ગુસ્સે થયાં પરંતુ લોભીદાસની બુરી દાનતથી તે અજાણ્યાં નહિં હોવાથી આ અણી વખતે ભીખાને મદદ કરવાનો લક્ષ્મીબાઇએ નિશ્ચય કર્યો અને લોભીદાસની બુરી દાનત માટે ત્હેને યોગ્ય બદલો આપવાની યુક્તિ પોતાના મનમાં ગોઠવી કહાડી. લક્ષ્મીબાઇએ સો રૂપિઆ ભીખાને આપી કહ્યું--

લક્ષ્મી—"ભીખા, હું ત્હને આ સો રૂપિઆ આપું છુ. તે તું લોભીદાસને આપી આવ પણ લોભીદાસ તે કયાં મુકે છે તે છાની રીતે જોતો આવજે. આ વખતે હું રૂ-પિઆ આપુ છુ પણ આવતે વર્ષે કરકસર કરી, મજુરી કરી, જો તું રૂપિઆ નહિ ભરે તો હું મદદ કરીશ નહિં તે તું નક્કી જાણજે."

ભીખો રાજી થતો સો રૂપિઆ લઈ બારોબાર લોભીદાસને ત્યાં ગયો.

ભીખાને આવતાં જોઇ લોભીદાસ ઘરની બ્હાર આવ્યો અને પુછયું.

"કેમ ભીખલા, આજે ઘણે દીવસે લોભીદાસનું શું કામ પડયું ?"

ભીખો—"બાપા, કામ વગર આવતા હઇશું ? તમારૂં કરજ કર્યું છે તે પુરૂં વાળીશું ને ?"

એમ કહી ભીખાએ રૂપિઆની પોટકી કહાડી લોભીદાસને બતાવી એટલે લોભી-દાસ નિરાશ થતો ભીખાને પોતાના ઘરમા લઈ ગયો.

લોભી--"ત્રણે રકમો આપવા આવ્યો છે ?"

ભીખો—"હા."

લોભીદાસે રૂ ૨૦, રૂ ૪૦, રૂ. ૪૦ એમ ત્રણ રૂપિઆ સો ભીખા પાસેથી ગણી લીધા અને ત્રણે રકમોની ત્રણ પ્હોંચો લખી ભીખાને આપી. ભીખો પ્હોંચો લઇ ઘરની બ્હાર નીકળ્યો એટલે લોભીદાસે ઘરનું બારણું વાસ્યું. બારણું વસાયા પછી ભીખો લોભી

દાસના ઘર તરફ એકદમ પાછો ફર્યો અને લોભીદાસ શું કરે છે તે તે બારણાની તડમાંથી જોવા લાગ્યો. એક દાણાની ન્હાની કોઠીમાં ત્હેણે આપેલા સો રૂપિઆની પોટલી મુકતાં લોભીદાસને ત્હેણે જોયો. તે જોયા પછી તે બારોબાર લક્ષ્મીબાઇને ઘેર ગયો અને લોભીદાસે કોઠીમાં રૂપિઆ મુક્યા હતા ને વાત કહી. તે ઉપરથી લક્ષ્મીબાઇએ ભીખાને કહ્યું:—

"ભીખા, તું હવે ગમે તે લાગ સાધી તે કોઠીમાં મુકેલા રૂપિઆ પાછા લાવી મ્હને આપી જા."

ભીખો—"બા. હું કયે કાળે ચોરીના પાપમાંથી છુટીશ ? હું ઇશ્વરનો ગુન્હેગાર થઇશ. આ ત્હમારી વાત મ્હારે ગળે ઉતરતી નથી."

લક્ષ્મી—"ભીખા, હું જેમ કહું તેમ કર. હું ઇશ્વરની ગુન્હેગાર થઇશ તે માટે તું પ્રભુના દરબાર આગળ જવાબદાર નહિં હરે. તું તો ચીઠ્ઠીનો ચાકર છે."

ભીખો—"ઠીક ત્યારે. ત્હમે જેમ કહેશો તેમ કરીશું. પણ મ્હારૂં મન તો મ્હને ના કહે છે."

લક્ષ્મી—"વધારે બોલ્યા વગર હું કહું તેમ તું કર. લોભીદાસને મ્હારે યોગ્ય બદલો આપવો છે. કસાઇખાનેથી ગાય છોડાવવી છે."

ભીખો બોલ્યા વગર ચાલ્યો ગયો અને લોભીદાસના ઘર આગળ છુપી રીતે ફરવા લાગ્યો. સારા નસીબે થોડા વખતમાં ભીખાને જોઇતો લાગ મળી આવ્યો. લોભીદાસને લોટો લઈ ઘર બ્હાર થોડે દુર આવેલા જાજરૂમાં જતો ભીખાએ જોયો. જાજરૂનાં બારણાં બંધ થયાં કે તરતજ ભીખાએ લોભીદાસના ઘરના બારણાની સાંકળ ઉઘાડી કોઠીમાંથી રૂપિઆની થેલી ઉપાડી લઇ પાછી ઘરના બારણાની સાંકળ વાશી એકદમ ચાલતો થયો. બરોબર લક્ષ્મીબાઇને ઘેર જઇ ધડકતે હૃદયે ભીખાએ લક્ષ્મીબાઇને પેલી સો રૂપિઆની પોટલી આપી.

બીજે દીવસે લોભીદાસે ભીખાએ આપેલા સો રૂપિઆ શહેરમાં સેવીંગ્સ બેન્કમાં મુકવા જવા તૈયારીઓ કરી. દમણી જોડી રહ્યા પછી લોભીદાસ કોઠીમાંથી સો રૂપીઆની પોટલી લેવા ગયો પરંતુ તે રૂપિઆની પોટલી ત્હેમાં તેણે દેખી નહિ. લોભીદાસ એકદમ ગભરાયો અને ભીખા ઉપર ત્હેને સજ્જડ વ્હેમ આવ્યો. તેણે તરતજ પોલીસ પટેલને ત્યાં જઇ ચોરીની બધી વાત ત્હેને કહી. લોભીદાસના કહેવાથી પોલીસ પટેલે ભીખાના ઘરની ઝડતી લીધી. ભીખાના ઘરમાં તો ખાલી હાંલ્લાં ખખડતાં હતાં. આખું ઘર ખુંદી વાળ્યું પણ ભીખાના ઘરમાં એક પણ રૂપિઓ નીકળ્યો નહિં. લોભીદાસે ભીખા ઉપર ચોરીની ફરીયાદ નોંધાવી હતી અને શહેરમાં જઈ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ભીખા ઉપર ચોરીની ફરીઆદ દાખલ કરી. ભીખા ઉપર વોરંટ નીકળ્યું અને ત્હેને મેજીસ્ટ્રેટની કોર્ટમાં પકડી લાવવામાં આવ્યો. મેજીસ્ટ્રેટની કોર્ટમાં લોભીદાસની ફરીઆદ સાંભળવામાં આવી. પરંતુ ભીખો ગુન્હેગાર છે એમ સાબીત કરવા લોભીદાસ પાસે કાંઇપણ પુરાવો ન્હોતો. પુરાવામાં ફક્ત ત્હેની પોતાનીજ જુબાની હતી. ત્હેની તરફથી કોઇ સાક્ષી હતું નહિં. ચોરીનો મુદ્દા માલ પકડાયો ન્હોતો તેમજ ભીખાના ઘરની ઝડતી લેતાં ત્હેના ઘરમાંથી કાંઇપણ મુદ્દા માલ નીકળ્યો ન્હોતો. આથી મેજીસ્ટ્રેટે ભીખાને ચેતવણી આપી છોડી મુકયો.

અતે બીજું વર્ષ પુરૂ થવા આવ્યું અને સો રૂપિઆ ભરવાની મુદ્દત આવી પ્હોંચી. ભીખાભાઇ તો ધોયા મુળા જેવાજ હતા ત્હેના મ્હોળા કુટુમ્બનું ગુજરાન પુરૂં કરતાં તે કાંઇપણ રકમ બચાવી શક્યો ન્હોતો. ફરીથી લક્ષ્મીબાઇ પાસે જઇ કરગરી પડ્યો અને સો રૂપિઆ માગ્યા લક્ષ્મીબાઈ ગુસ્સે તો થયાં પણ ભીખાની ગરીબ સ્થીતિ જોઇ ત્હેમને દયા આવી. અને ભીખાને ત્હેમણે કહ્યું.

"જો, ભીખા ફરીથી હું તને સો રૂપિઆ આપું છું પણ તે એવી શરતે આપું છું કે ગઇ વખત જેમ તે રૂપિઆ તું પાછો લઈ આવ્યો હતો તેમ તે પાછા લાવવાના છે."

ભીખો—"ના, તેમ હવે નહિં બને. હવે હું પકડાઉં તો ગરીબ ખેડુત મરી જાઉં અને મ્હારાં બાપડી છોકરાં ભૂખે મરે."

લક્ષ્મી—"મ્હારી ખાત્રી છે કે તું પકડાઇશ નહિ, અને મ્હેં એવી યુક્તિ ગોઠવી છે કે ત્હારા એક વાળને પણ જરા આંચ નહિં આવે. જ્યાંસુધી હું છું ત્યાંસુધી. ત્હારે ત્હારી તથા ત્હારાં બાપડી છોકરાંની કાંઇ ફીકર કરવી નહિં."

ભીખાને લક્ષ્મીબાઇ ઉપર સપુર્ણું વિશ્વાસ હતો અને તે સારી રીતે જાણતો હતો કે જે કાંઇ લક્ષ્મીબાઇ કરતાં હતાં તે ત્હેના ભલા માટે કરતાં હતાં, અને તેથી ત્હેણે ફરી લક્ષ્મીબાઇના કહેવા પ્રમાણે કરવાની હા પાડી.

લક્ષ્મી—" ભીખા, આ વખતે સાવચેતીથી કામ કરવાનું છે કારણ લોભીયો કોઇ પણ યુક્તિ કરી ત્હને આબાદ પકડવા તજવીજ કરશે, અને ગુન્હો સાબીત કરવાને જોઇતો પુરાવો રાખશે. તેથી તું ગભરાઇશ નહિ. હું ત્હેની સર્વે યુક્તિઓ તથા પ્રપંચને પ્હોંચી વળીશ. માત્ર તું ચાલાકીથી કામ લેજે અને જે કાંઇ બને ત્હેની સર્વે હકીકત તરત હું મ્હને આવીને કહી જજે."

ભીખો સો રૂપિઆ લઈને લોભીદાસને ઘેર ગયો. લોભીદાસે સો રૂપિઆ ગણી લીધા અને ત્હેની જમે પ્હોંચો લખી ભીખાને આપી. લોભીદાસ ભીખા ઉપર વેર લેવા તલપી રહ્યો હતો અને આ વખતે જેમ ઉંદરને ઉંદરીઆમાં સપડાવવામાં આવે છે તેમ ભીખાને પણ સપડાવવા ત્હેણે પ્રથમથીજ ઉપાય યોજી મુક્યો હતો, પણ આ પ્રસંગે ત્હેના હૃદયમાં બળતો ક્રોધ ત્હેણે દબાવી રાખ્યો અને ભીખા સાથે હસીને વાતો કરી. છેવટે ભીખો ઉઠી ઉભો થયો અને ત્હેણે લોભીદાસના ઘરની બ્હાર ધીમે ધીમે ચાલવા માંડ્યુ. આ વખતે લોભીદાસે પોતાના ઘરનું એક બારણું રહેજ ઉઘાડું રાખ્યું અને ભીખાથી દેખાય તેમ એક ન્હાના પીપમાં સો રૂપિઆની પોટકી મુકવાનો ઢોંગ કર્યો અને ભીખો તેમ કરતાં ત્હેને જાણે જોતો નથી તેવો દેખાવ કર્યો. પણ ચાલાકીથી ત્હેણે રૂપિઆની પોટકી પોતાના કબજાના અંદરના ગજવામાં ગોઠવી દીધી દુરથી ભીખાએ એકદમ ઉતાવળી નજરે લોભીદાસ રૂપિઆ ક્યાં મુકે છે તે જોઇ લીધું, અને તે જોયાં પછી લોભીદાસને કાંઇ શક ન આવે તેથી એકદમ તે ચાલવા માંડ્યો. તે થોડે દુર જઈ એક ઘરની ભીંતને ઓઠે લોભીદાસના બારણા તરફ નજર રાખી વિચાર કરતો ઉભો રહ્યો. પરંતુ થોડીવારમાં લોભીદાસ લોટો લઈ બાજરૂ જવા નીકળ્યો તેથી ભીખો એક-દમ લોભીદાસના ઘર તરફ પાછો ફર્યો અને એકદમ ત્હેના ઘરમાં જઈ રૂપિઆની પોટકી લેવા પેલા ન્હાન્હા પીપમાં ત્હેણે હાથ નાંખ્યો. પરંતુ હાથ નાંખતાંજ કાંઈ જાડાં કાગળ—

મણીલાલ—" બ્હેન, હું પૈસાનો ભુખ્યો નથી તેમજ પૈસા માટે કાંઇ આ કામ હું કરતો નથી; પરંતુ ગરીબને મદદ કરી યોગ્યને યોગ્ય બદલો મળે તેમ કરવા હું ખુશી છું, તેમજ ત્હમારી દયા વૃત્તિથી હું કાંઇ અજાણ્યો નથી. "

મેજીસ્ટ્રેટની કચેરીમાં ભીખા ઉપરની ફરીઆદ ચાલવા માંડી ફરીઆદી લોભીદાસે જુબાનીમાં કહ્યું કે ભીખો ત્હેના ઘરમાં ચોરી કરવા પેઠો હતો, અને ત્હેના ઘરની બ્હાર આવતાં ત્હેણે ત્હેને પકડયો હતો. ત્હેના હાથ ડામરથી ખરડાએલા હતા. અને ત્હેના ઘરમાં ડામરનું પીપ હતું. ત્હેની પાસેથી કાંઇ મુદ્દામાલ નીકળ્યો ન્હોતો. તે પછી લોભીદાસે પોતાના સાક્ષીને જુબાની આપવા બોલાવ્યો. ત્હેણે કહ્યું કે ભીખાને લોભીદાસના ઘરમાંથી નીકળતાં ત્હેણે જોયો ન્હોતો. લોભીદાસ "ચોર, ચોર," તેવી બુમ પાડી તેથી હું ત્યાં દોડતો ગયો તે વખતે ભીખો અને લોભીદાસ રકઝક કરતા હતા. ભીખાના હાથ ડામરવાળા હતા. ભીખો લોભીદાસને કહેતો હતો કે ત્હેણે ચોરી કરી નથી અને નાહકનું ખોટું તોહોમત લોભીદાસ ત્હેના ઉપર મુકે છે. ત્હેણે મ્હને તથા લોભીદાસને ત્હેનાં કપડાં તથા શરીર તપાસવા કહ્યું હતું અને ત્હેણે કહ્યું હતું કે ત્હેની પાસે જો મુદ્દા માલ હોય તો તેની ખાત્રી કરવા કહ્યું હતું.

પોલીસ પટેલની પણ જુબાની લેવામાં આવી તે પછી મેજીસ્ટ્રેટે કરડી આંખ કરી ભીખાને ત્હેનો કાંઇ બચાવ હોય તો તે આપવાને કહ્યું. ભીખાએ ગુન્હાનો ઇનકાર કર્યો અને લક્ષ્મીબાઇના શીખવ્યા પ્રમાણે ત્હેણે પોતાના બચાવની હકીકત કહી. વિશેષમાં ત્હેણે કહ્યું કે—" એક વર્ષ પ્હેલાં પણ લોભીદાસે મ્હારા ઉપર ફરીઆદ કરી હતી, અને ત્હેમાં હું છુટી ગયો હતો. વળી લોભીદાસ મ્હારો લ્હેણદાર છે અને તે મ્હારાં ખેતરો થોડી કીંમતના વેચાણમાં પચાવી પડવા માંગતો હતો. ત્હેની મ્હેં સાફ ના પાડી. આવાં કારણોથી મ્હારા ઉપર દ્વેષ રાખી નાહક ખોટી ફરીઆદ કરી મ્હને હરેક રીતે બ્હીક આપી તથા હેરાન કરી ખોટી ધમકી આપી જુજ કીંમતમાં ત્હેના લ્હેણા પેટે મ્હારી પાસેથી મ્હારાં ખેતરો તે પચાવી પડવા મગે છે."

ભીખાએ પોતાના સાક્ષી તરીકે મણીલાલને જુબાની આપવા બોલાવ્યો. લક્ષ્મીબાઇ સાથે થએલા સંકેત પ્રમાણે ત્હેણે જુબાની આપી અને ડામરના પીપ ઉપર પોતાનું નામ હતું તે તથા ત્હેના ચોપડામાંથી લોભીદાસને ખાતે ડામરની લખેલી રકમ મેજીસ્ટ્રેટને બતાવી આથી મેજીસ્ટ્રેટને સંપુર્ણ ખાત્રી થઇ કે ભીખો નિર્દોષ છે અને આ સર્વ ભીખાને હેરાન કરવાનો લોભીદાસનો પ્રપંચ છે. તેમજ લોભીદાસની તથા ત્હેના સાક્ષીની તથા પોલીસ પટેલની જુબાની ઉપરથી પણ જણાયું કે ઘરમાં બીજી બધી વસ્તુઓ આડી અવળી થઇ ન્હોતી પરંતુ તે ત્હેમને યોગ્ય ઠેકાણે હતી આથી મેજીસ્ટ્રેટે ભીખાને નિર્દોષ ઠરાવી છોડી મુકયો અને લોભીદાસે ભીખા ઉપર ખોટી ફરીઆદ કરી તે બદલ લોભીદાસનો પચીસ રૂપિઆ દંડ કર્યો અને તે પચીસ રૂપિઆ ભીખાને આપવવાનો હુકમ કર્યો."

લોભીદાસને તો "પડયા ઉપર પાટું" જેવું થયું. તે મુંગે મ્હોડે ભીખાને ગાળો દેતો ઘેર ગયો. પરંતુ આટલેથી વાત પતી નહિં.

લક્ષ્મીબાઇએ બીજી યુક્તિ ગોઠવી. ત્હેમના ગુમાસ્તાએ ગામના વેપારીઓમાં એવી

અંકુવા ઉકાની કે ભીખાની ટેકરાવાળી જમીનમાં કોલસાની ખાણ છે.

'ભીખાનાં ત્રણ ખેતરોમાં જે ખેતરના કબજા સાનમાં (ગીરો) ૬૫૦ રૂપિઆ ઉપાડ્યા હતા તે ટેકરાવાળી વિસ્તારવાળી જમીન હતી. તે જમીન હેનાં બીજા બે ખેતરો જેવી ફળદ્રુપ ન્હોતી પણ ખરૂં તે જમીન ખેડ્યા વગરની પડી રહેતી. વિસ્તારમાં વધારે તેથીજ માત્ર હેની થોડી ઘણી કીંમત હતી એક દીવસ લોભીદાસને ઘેર રતનલાલ નામનો વેપારી આવ્યો અને હેણે તે ટેકરાવાળી જમીનની માંગણી કરી લોભીદાસે હેને કહ્યું કે "તે જમીનનો માલીક એક ભીખારીદાસ કરીને ખેડુત છે." તે ઉપરથી રતનલાલે કહ્યું, "તે જમીન ઉપર હમારા લ્હેણાનો હક બોલે છે માટે તે જમીન વેચાણ કરાવવી યા ન કરાવવી એ હમારા વળની વાત છે. માટે આપણે બે તે જમીનની કીંમતનો આંકડો ઠરાવીએ અને નક્કી થયા પછી હમે ભીખારીદાસને બોલાવી સ્હમજાવજો કારણ જમીનનાં પુરતાં નાણાં મળશે. કદાચ તેથી પણ વધારે મળે. અને તેથી તે જરૂર જમીન વેચવા હા કહેશે, કારણ કે પૈસાનો લોભ સર્વેને હોય છે એમ જણાય છે કે તે જમીનમાં કોલસાની ખાણ લોભીદાસભાઇ, આ વાત મ્હારા અને હમારા વચ્ચે ખાનગી છે કારણ ત્રીજા માણસને જો તે વાતની ખબર પડશે તો બાજી બગડી જશે તે જમીનની વેચાણ કીંમતના હું હમને સાતસેં રૂપિઆ આપીશ. વિચાર કરી મ્હને જવાબ દેજો."

લોભીદાસને તાળવે રતનલાલ ગોળ ચોંટાડી ચાલતો થયો અને બસેં રૂપિઆની કીંમતની જમીનની સાતસેં રૂપિઆ માટે માંગણી થઇ!

બીજે દીવસે બપોરે એક કસ્તુરચંદ નામના વેપારીનો લોભીદાસ ઉપર કાગળ આવ્યો હેમાં પેલી ટેકરાવાળી જમીનની આઠસેં રૂપિઆ માટે હેણે માંગણી કરી હતી. આ ટેકરાવાળી જમીનમાં કાંઇ પાકતું નથી પરંતુ હેની આટલી ભારે કીંમત બોલાય છે હેનું કારણ હેમાં કોલસાની ખાણ હોવી જોઇએ તેમ હવે લોભીદાસને લાગ્યું વળી બીજે દીવસે નગીનદાસ નામના વેપારીનો લોભદાસને કાગળ આવ્યો હેમાં તે જમીનની રૂપિઆ નવસો માટે હેણે માગણી કરી હતી.

આ સમયે લક્ષ્મીબાઇએ ભીખાને સવાસો રૂપિઆ આપી લોભીદાસને ત્યાં મોકલ્યો ભીખાને આવતાં જોઇ લોભીદાસ ખુશી થયો. ભાખાને અને લોભીદાસને જો કે બોલવાનો વ્યવહાર પણ રહ્યો ન્હોતો પરંતુ લોભીદાસને હેની પાસેથી ગમે તે કળથી કામ કહાડી લેવું હતું તેથી તે મીઠું મીઠું બોલવા લાગ્યો.

લોભીદાસ—"કેમ ભીખાભાઇ, આજ ઘણે દીવસે મ્હારે ઘેર ક્યાંથી? આગળના બનાવ ભુલી જજો. જે થવાનું હતું તે થઇ ગયું પણ હવે આપણે સંપ અને સલાહથી રહીશું નાના ગામમાં રહેવું અને હમારા જેવા ખેડુત સાથે અણબનાવ રાખવો તે પાલવો નહિં."

ભીખો—"તે વાત ખરી, પણ હું મ્હારી ટેકરાવાળી જમીન છોડવવા આવ્યો છું અને તે ઉપર સો રૂપિઆ ઉપાડેલા હેનો સર્વે હિસાબ ચુકતે આપવા આવ્યો છું કુલ રકમ રૂ. ૧૬૫ ની થાય છે, બે વરસમાં તે પેટે ચાલીસ રૂપિઆ મ્હેં હમને આપ્યા છે અને બાકીના સવાસો રૂપિઆ હું આજ રોજ હમને આપવા આવ્યો છું હેની મ્હને પુરી ચુકતેની પ્હોંચ લખી આપો."

લોભીદાસ ચેતી ગયો કે ભીખાને પણ ટેકરાવાળી જમીનની બજારમાં ભારે કીમત થાય છે તેમ કાંઇ ખબર પડી હોય એમ લાગે છે, પણ તે વાત દબાવી રાખી તે બોલ્યો-

"ભીખાભાઇ, આટલા બધા રૂપિયા કયાંથી લાવ્યા ? કોઇને ત્યાંથી વ્યાજે ઉપાડીને મ્હને કંઈ આપવાની જરૂર નથી. મ્હેં કોઇ દીવસ તે માટે તગાદો કર્યો નથી."

ભીખો—"હું કોઇને ત્યાંથી રૂપિઆ વ્યાજે લાવ્યો નથી. પણ મ્હારા સસરાએ મ્હારી સ્ત્રીનો એક દાગીનો મ્હને આપ્યો અને તે વેચીને હું રૂપિઆ લાવ્યો છું."

એટલામાં ટપાલવાળો લોભીદાસને એક કાગળ આપી ગયો. તે કાગળ મોહનલાલ નામના જાણીતા શેઠનો હતો. ત્હેણે લખ્યું હતું કે તે ટેકરાવાળી જમીન હજાર રૂપિઆની કીમતે લેવા તૈયાર છે શેહેર બ્હાર એક બંગલો ત્હેને બાંધવાનો વીચાર હતો અને તે જમીન સારી અને ખુલ્લી હવામાં આવેલી હતી અને આસપાસનો દેખાવ ઘણો રમણીય હતો

લોભીદાસ સમજી ગયો હતો કે ખરી રીતે કોલસાની ખાણ ત્હેમાં હોવાને લીધે તે જમીન વેચાણ લેવાનો શેઠનો ઇરાદો છે અને બંગલો બંધાવવાનું તો માત્ર ખોટું બ્હાનું છે. લોભીદાસે તે કાગળ વાંચી પોતાના ગજવામાં મુકયો અને બોલ્યો.

"ભીખાભાઇ, આ જમીન ત્હમે મ્હને વેચાણ આપો તો સારૂં. તે જમીનમાં કાંઈ પાકતું નથી, પણ હું ત્હેમાં થોડા રૂપિઆ નાંખી વાવેતર સરૂ તે જમીન પોચી કરાવીશ ત્હમારે તે જમીન કાંઇ ખાસ જરૂરની નથી."

ભીખો—"લોભીદાસ, તે જમીન વિષે હું બધું જાણું છું. મ્હારે કાને-એવી વાત આવી છે કે તે જમીનમાં કોલસાની ખાણ છે તેથી ચારે દીવસે ત્હેના પૈસા સારા ઉપજશે એમ જાણી તે ત્હમારી પાસેથી છોડાવવા હું આવ્યો છું."

લોભીદાસે જાણ્યું કે ભીખો આ બાબતમાં થોડું ઘણું જાણે છે તેથી તે બોલ્યો,

"હું હાલ તુરત ત્હમને તે જમીનની કીમતના ચારસે રૂપિઆ આપું છું જે રૂપિઆ હાથમાં આવે તે લઇ લો, કાલ શું થશે ત્હેની કોને ખબર છે; ઘેર આવતી લક્ષ્મીને પાછી કહાડશો નહિં"

રકઝક થતાં અંતે તે બન્ને એવી સમજુત ઉપર આવ્યા કે લોભીદાસને ભીખાએ સો રૂપિઆ આપવા અને બીજા બે ખેતર ઉપરનું લોભીદાસનું ૬૫૦ રૂપિઆનું નીકળતું લ્હેણું લોભીદાસે મુકી દેવું અને તે બદલ ભીખાએ ટેકરાવાળી જમીન લોભીદાસને વેચાણ આપવી. વેચાણ માટે કાગળ મંગાવવામાં આવ્યો અને વેચાણ ખત ઉપર મતું તથા સાક્ષીઓ થયા બાદ ભીખાએ લોભીદાસને સો રૂપિઆ આપ્યા અને લોભીદાસે બીજાં બે ખેતરો ઉપરનો ત્હેનો સર્વ પ્રકારનો હક બોજો છોડી દીધો અને તે ભીખાની સ્વતંત્ર માલકીનાં કરી આપ્યાં. અને ત્રણે દાવાના હુકમનામાં ભરપાઇ કરી આપ્યાં. બધું ચોક્કસ થયા પછી ભીખો ખુશી થતો લક્ષ્મીબાઇને ત્યાં ગયો.

બીજે દીવસે લોભીદાસને રતનલાલ કસ્તુરચંદ, નગીનદાસ તથા મોહનલાલ શેઠના કાગળો મળ્યા. તેમાં ત્હેને સ્નાનના સમાચાર આવ્યા. તેઓએ લખ્યું હતું કે તે જમીન વેચાણ રાખવા પ્હેલાં ખાત્રી કરવા ભુસ્તર વીદ્યાના પ્રવીણ અને અનુભવી પરીક્ષક પાસે તે જમીનની પરીક્ષા ત્હેમણે કરાવી હતી અને ત્હેણે નિરીક્ષણ તથા પ્રયોગ કરી જણાવ્યું હતું કે તે જમીનમાં કોલસાની ખાણ નથી, અને તે ઉપરથી ત્હેમણે તે જમીનની માગ-

શુીઓ પાછી ખેંચી લીધી હતી અને ત્હેની ખરી કીમત બજારમાં બસેં રૂપિઆથી પણ થોડી થાય છે માટે તે જમીન હવે ત્હેમને વેચાણ લેવી નથી અને ત્હેમની માગણીઓ ત્હેમણે પાછી ખેંચી લીધી હતી.

લોભીદાસ તો રોવા જેવો થઇ ગયો. ત્હેણે તો હવામાં કિલ્લા બાંધ્યા હતા તે વાવાઝોડું આવવાથી તુટી પડ્યા. તે નિરાશ થઇ ગયો. વેપારીઓને તેમજ ભીખાને ત્હેણે ઘણી ગાળો દીધી પણ હવે ત્હેનું કાંઇ વળે તેમ ન્હોતું. પોતાની જીંદગીમાંના પાકા અનુભવોમાં આ એક નવો અનુભવ ત્હેને મળ્યો.

ભીખાભાઇ તો આનન્દમાં મ્હાલતા હતા લોભીદાસ પાસેથી ત્હેમણે ૧૦૦ રૂપિઆ પ્રથમ લીધા હતા. ત્હેના ઉપરના ત્રણ દાવાઓનાં હુકમનામાંના કુલ રૂપિઆ ૫૭૫ ભીખાએ લોભીદાસને દર વર્ષે સો રૂપિઆ આપી પુરા કરવાના હતા. તે પેટે ત્હેણે બે વરસ ૨૦૦ રૂપિઆ લોભીદાસને આપ્યા હતા. ત્હેમાંથી પહેલા વર્ષના સો રૂપિઆ તો તે લોભીદાસના ઘરમાંથી ચોરી લાવ્યો હતો તે ત્હેને પચી ગયા હતા. એટલે ખરૂં જોતાં તેતો સો રૂપિઆ આપ્યા હતા. તે પછી ત્હેણે સો રૂપિઆ લોભીદાસને આપી તથા ત્હેના બે ખેતરો ઉપરનું ૬૫૦ રૂપિઆનુ નીકળતું લ્હેણું પતાવી તેટલી કીમતે એટલે ૭૫૦ રૂપિઆએ ત્હેની ટેકરાવાળી જમીન લોભીદાસને વેચી અને તે કરજથી તે તદ્દન મુક્ત થઇ ગયો, અને ત્હેનાં બે ખેતરો છુટાં થયાંજ ટેકરાવાળા જમીનની ખરી કીમત બસેં રૂપિઆ હતી એટલે ખરૂં જોતાં ભીખાએ (૧૦૦+૧૦૦+૨૦૦) ચારસે રૂપિઆ આપી ૫૭૫ રૂપિઆનું લ્હેણું પતાવી દીધુ, અને મેજીસ્ટ્રેટે લોભીદાસને ૨૫) રૂપિઆ દંડ કરીને ૨૫) રૂપિઆ ભીખાને અપાવ્યા હતા તે તો જુદા.

---

બાળ ખેલ: "પીપળીની રમત*"

લેખકઃ–શ્રીયુત્ 'કાસાર' વાસણા કેળીઆ.

આ રમતમાં જેટલા છોકરા હોય તેટલાથી રમાય છે પણ એક કરતાં વધુ હોવા જોઇએઃ સારી રેતાળ જમીન વડકે પીપળીનું ઝાડ હોય ત્યાં રમવાનું ઠીક ફાવે છે આ રમતમાં દશ વર્ષની ઉપરાંતના યુવાન છોકરા હોવા જોઇએ.

મુકરર કરેલા ઝાડથી દશવેંતને અંન્તરે બધા છોકરા હારબંધ ઉભા રહે છે. તેમાંથી પહેલા નંબરનો છોકરો. એક, બે, ત્રણ, એમ બોલે છે એટલે બધા દોડે છે. તેમાંથી જે છોકરો સૌનાથી પછવાડે ઝાડને અડકે તેના માથે દાવ આવે છે. ને રમત શરૂ થાય છે.

એક હાથ લંબાઇનો સાધારણ લાકડીનો કકડો લેઇ પહેલા નબરનો છોકરો પોતાના જમણા પગની તળે થઇને પ્રસાર થાય તેવી રીતે બનતા બળથી તે કકડો ફેંકે છે. હવે દાવ વાળો છોકરો તે કકડો લેવા જાય છે, તેટલી મુદતમાં બાકીના છોકરાઓ ઝપાટાબંધ ઝાડપર ચઢી જાય છે. હવે દાવવાળો છોકરો તે કકડો લાવી તે ઝાડ તળે એક વાંભ આસનું કુંડાળું કરી તેની વચમાં મુકે છે. પછી તે ઝાડ ઉપરના છોકરાઓને પકડવા ઝાડ ઉપર ચઢવા માંડે છે ઝાડ ઉપર ચઢેલા છોકરા આમાંથી જે તે દાવવાળા છોકરાના હાથમાં નહિ આવતાં નીચે ઉતરી તે લાકડીના દંડાને અડી જાય તો બચી જાય છે ને જો દાવવાળા છોકરાના હાથમાં આવે તો તે છોકરાના માથે દાવ આવે છે.

આ રમતમાં છોકરાઓને ઝપાટાબંધ ઝાડ ઉપર ચઢતાં, ઝાડની ડાળી ઝાલી નીચે લટકી પડતાં, વિગેરે ઘણી રમુજી પડે છે.

* જેનું શરીર સારૂં હોય તેમણેજ આ રમત રમવી જોઇએ નહિતર ઝાડ ઉપરથી પડે તો નુકશાન થાય.

# બાલમિત્ર.

બાળવાર્તા.

## "નાની બ્હેન."

લેખક રા. રા. ફતેચંદ જી. મ્હેતા. મુંબાઈ

એક બ્હેન હતી. તેનું નામ કમુ. તેને સાત ભાઈ હતા. તે સાત ભાઈની એકલીજ બેની હતી. તેનાં માતા પિતા ઘરડાં હતાં. કમુ સાત વરસની હતી, ત્યારે જવાનું ઠર્યું, સૌથી મ્હોટો ભાઈ, મ્હોટી ભાભી અને કમુ ઘેર રહ્યાં. છ ભાઈ, ભા માતા પિતા જાત્રા કરવા ગયાં.

કમુ સમજણી, કહ્યાગરી, ગરીબ સ્વભાવની હતી. ભાભી ઘણી ખરાબ હતી દયા ન હતી. તે બીજેજ દીવસેથી કમુને સતાવવા લાગી. ખાવા ન આપે, ક ઉપરાંત કરાવે, મારે, રડાવે અને છેવટે મ્હોટાભાઈને ખોટું સમજાવે. કમુ સા કરતી હતી. તે મમતાળુ હતી તેને મનમાં કંઈ નહોતું.

કમુ ક્યાં ? પિતા પાસેજ થોડે દુર બે હાતણુની કાંબડીઓ ઉભી જોઈ કાપી લાવવા ગયા. ત્યાં જઇ સોટી તોડવાને હલાવવા લાગ્યા ત્યારે દૈવી સુર સંભળાવા લાગ્યોઃ

એ કોણુ હલાવે કાંબડી ?
મારા દાદા હલાવે કાંબડી ?
દાદા ! મત હલાવો કાંબડી;
એ તો ભાઇની મારેલ બેનડી—
ભોજાઇની રંગેલ ચુંદડી,
ઓદરો પાનાં બાપડી ! (ભાભીનું નામ પાનકોર હતું)

પિતા તો આ સાંભળી પાછા ફર્યા. ભાઈ લેવા માટે ગયા. તેમણે પણ તેવુંજ સાંભળ્યું.

એ કોણુ હલાવે કાંબડી ? મારો વીરો હલાવે કાંબડીઃ
વિરા ! મત હલાવો કાંબડી, એ તો ભાઇની મારેલ બેનડી—
ભોજાઇની રંગેલ ચુંદડી, ઓદરો પાનાં ફાતડી !

ભાઈ પણ પાછા ફર્યા. વારા ફરતી પાંચ ભાઇ જઇ આવ્યા. બધાં આ સાંભળી પાછા ફર્યા. છેવટે માતાજી ગયાં. માતાએ પણ તેમજ સાંભળ્યું. માતાનું હેત ! તેનાથી કેમ આ સંભળાય ? એતો ત્યાંજ રડવા બેઠી ગયાં. પિતા તેમજ ભાઇઓ આવી તે જગ્યા ખોદી અંદરથી બન્નેનાં હાડપિંજર બહાર કાઢ્યાં બન્નેના ઉપર માતાજીનાં પ્રેમાળ ગરમ આંસુ પડતાંજ બન્ને સજીવન થયાં. સઘળાં બન્ને લઈ ગામમાં ગયાં. કમુને સંતાડી રાખી ઘેર ગયાં ભાઇને મળ્યા, ભોજાઇને બેઠયાં. કમુની ખબર પૂછી ભાઇ ગભરાયો. પણ હિમ્મત રાખી કહ્યું—રમવા ગઈ છે, હમણાં આવશે. ઘડી થઇ, બે ઘડી થઇ પણ કમુ ક્યાંથી આવવાની હતી ?

ફરીથી પૂછ્યુ. ગામમાં ખબર કરાવી. ગામમાં બધાં કહેવા લાગ્યાં અમે તો કમુને ઘણા વખતથી જોઇજ નથી. ભાઇને ધમકીથી પૂછ્યુ. ભાઇનું હૃદય ઓગળી ગયું. તે રડી પડયો. સઘળું કહી દીધુ. હાય હાય કરવા લાગ્યો—હાથ ઘસવા લાગ્યો, બ્હેનને સંભારી પુષ્કળ રડવા લાગ્યો. માતા પિતાએ કમુને છુપાવી હતી ત્યાંથી બોલાવી. ભોળી કમુ આવી મોટાભાઇને ગળે વળગી પડી. ભાઇથી સહન ન થયું. ગમે તેવો તોએ ભાઇ હતો—ઘર બીજા ભાઇઓને સોંપી પોતાના પાપનો પસ્તાવો કરતો, ભાભીને ત્યજીને, સગાંને, ઘરને છોડીને—જંગલમાં ચાલી ગયો. ભાભી તો હજુ જેવીને તેવીજ હતી ! તે ખરેખર રાક્ષસી હતી. તેનામાં દયા હતીજ નહિ. તેને શી શીક્ષા થવી જોઇએ ?

તેને પુરતી શીક્ષા મળી. રાજાએ કાન નાક હોઠ કપાવી, મોઢું કાળું કરાવી, ગધેડા ઉપર અવળે મ્હોંએ બેસાડી આખા ગામમાં ફેરવી બહાર કાઢી મુકી. ભોળી નિર્દોષ કમુ ફરીથી ઘર બાર વસાવ્યાં, સૌએ માતા પિતા ભાઇ [illegible] સર્વે ખુશી અન્તે ખાધુ પીધુને રાજ્યથી ઉંચી, પ્રભુના [illegible]

..............ફાંઉ ભીખનો હોકો.

ઉખાણા "નો આગળનો ભાગ "૪" પ્રમાણે છે.

બાલકાવ્યો.

## મેહુલો.

સંપાદકઃ રા. રા. મણિશંકર ન. દ્વિવેદી.—વડોદરા.

મેહુલા ! ઉંડા ગાજે રે ઉતાવળો:
મેહુલા ! તુળશીના કયારા સુકાઇ ગયા,
મેહુલા ! પુજારો દે છે શરાપ,
ન આવ્યો ગોઝારો મેહુલો.
મેહુલા ! ઉંડા ગાજે રે ઉતાવળો;
પાણીઆરી દે છે શરાપ.
ન આવ્યો નમેરો મેહુલો.
હળ ખેડુએ મેલ્યા ધોરી ધુંસરાં,
હળ ખેડુએ મેલી બેવડ રાસ,
ન આવ્યો નમેરો મેહુલો.
મારી ટોપલડીમાં પુણિયો,
મારા કાંત્યાના દાડા ન જાય,
ન આવ્યો નમેરો મેહુલો.
મારી ટોપલડીમાં ઢીંગલાં,
મારા રમ્યાના દાડા ન જાય,
ન આવ્યો ગોઝારો મેહુલો.

---

## ભેટનો રૂમાલ.

લેખકઃ શ્રીયુત "શિરીષ"-વાસણાકેલીયા.

**ભેટનો રૂમાલ ! ભગિનીની ભેટનો રૂમાલ !**
લીલી-પીળા રેશમની દોરીએ ગુંથ્યો ઝાકઝમાળ,
**ભાઇ-બ્હેનનું કેવું વ્હાલ ! ભગિનીની ભેટનો રૂમાલ !**
ઝીણા અતલશની ઝુલ્યો મુકી, કેં મલમલ મુક્તા-માળ,
ભર્યો ભર્યો શો ભરતર ભાવે, હીરા-માણેકની હાર !
એક ઉદરના કેવા બાળ ! ભગિનીની ભેટનો રૂમાલ !
કસબી કિનારો કળા કરી મુકી સુંદર સુનેરી રસાળ !
ગુલાબ-ગોટા કેવા કાઢ્યા, [illegible] દાળ !

દેવાશ્ર [illegible] ત્યાં સહોદર [illegible] !
ઉગી નીકળી છએ મા[illegible]ત, ભાઇઓ અને વહુઓ જાત્રા[illegible]
મંદિરે આવી ઉતારો કર્યો, દાતણ પાણી કરી ગામમાં જવા વિચાર રે.
કમુને મળી બેટી ખોળામાં બેસાડી કંઈ કંઈ આપવાની ઈંતેજારી વધતી

બાલ-વિનોદ.

## બાલકોના ઉખાણા.

સંપાદકઃ—ગ. રા. રવિશંકર ભોળાનાથ યાજ્ઞિક.—અમદાવાદ.

૧.

દરિયા કાંઠે દો સોપારી.
સોપારીને આવ્યું આણું, ઊડ દોણું છાણું
છાણે મૂક્યો મોર, ઊડ દોણો મોર.
મોરે મૂકી પીછી, ઊડ દોણી પીછી;
પીછીએ મૂક્યો માંકડો, ઊડ દોણો માંકડો.
માંકડાનો પગ પોલો, ઊડ દોણો હોલો;
હોલાના માથે પાપડી, ઊડ દોણી કાગડી.

૨.

ચાંદા—ચાંદા પોળા, ઘીમાં ઝબોળા;
ઘી છે......થોડું, વાડી......દોડું.
વાડીના કાંકા હેકુ, તરાક તેકુ...
પાડુ કે પેડુ.

૩.

પતાસાની પોળમાં પંદર પગથિયાં, ચડવાં—ઉતરવાં;
મહીં મહાદેવનાં દર્શન કરવાં:
મંદિર પછવાડે ઓટલો, વાગ્યો સીતાજીનો ચોટલો.
ચોટલો વાગતાં રાત પડી, કાલે હાંસ્લે ભાત પડી.

૪.

એક કોઠામાં બત્રીસ કોઠા,
તેમાં રમે નાના મોટા;
નાના મોટે નાખી ઝોળી, ભાગીરે હરણાની ટોળી;
હરણ બાંધ હેરા ફેરા, ભાગ્યારે દીલ્હીના દેસ.
દેરા ઉપર આસમાન, ભાગીરે સોનાની ખાણ:
ખાણ ઉપર મોતી, બીબી આવે રોતી.
બીબીના હાથમાં ઘોડો, ફેડે મીયાંનો ઠોકો:
ઠોકાની ત્રણ કાચલી, સોનાની બે માછલી;
'એક માછલી ઉંચી, પ્રભુના હાથમાં કુંચી.
...................*ફેડે મીયાંનો ઠોકો.

* આ "ઉખાણા"નો આગળનો ભાગ "૪" પ્રમાણે છે.

હોકો કહે રામરામ, ચાલોને વિરમગામ.
વિરમગામના આરા તારા, ભાગ્યારે સોનાના ભાલા;
એક ભાજુડી ઉંચી, પ્રભુના હાથમાં કુંચી.

૫.

ચોહા—સુરજ લડી પડયા:

લડતાં લડતાં કોડી જડી.
કોડી લઇને વાડમાં નાંખી, વાડે મને વેલો આપ્યો;
વેલો લઇને ગાયને ખવરાવ્યો, ગાયે મને દૂધ આપ્યું;
દૂધ લઈ મેં મોરને પાયું, મોરે મને પીંછી આપી.
પીંછી લઇ મે ટીંબે ખોશી, ટીંબે મને માટી આપી;
માટી લઇ મેં કુંભારને આપી, કુંભારે મને ઘડુલો આપ્યો,
ઘડુલો મેં માળીને આપ્યો, માળીએ મને ફુલ આપ્યાં.
ફુલ મેં મહાદેવને ચઢાવ્યાં, મહાદેવે મને લાડવા આપ્યા.
( સો છોકરાએ ખાધા, ના ખોળે માયાં મુકી સુઇ ગયા. )

અથવા

ફુલ મેં મહાદેવને ચઢાવ્યાં, મહાદેવે મને ભાઇ આપ્યો.
ભાઇ મેં ભોજાઇને આપ્યો, ભોજાઇએ મને કેરી આપી.
કેરી કેરી ખાઇ ગયો, અને ગોટલો ગોટલો આ ચોટયો !
( એમ કરીને બીજાં બાલકો તરફ ગોટલો નાંખતો
હોય એમ્ ડોળ કરે છે. )

૨.

સંપાદક: શ્રીયુત્ " કાસાર "-વાસણાંકલીયા.

૧.

ઉંચી ખડકી, નીચી ખડકી, જો જો બાવા પડતા લપસી,—
મેં ધર્યા છે તલને તુળસી, તલ તુલસી ગીરધારી લાલ.
મેં પૂજ્યા છે શ્રાવણ ચાર; ચાર શ્રાવણ પૂજ્યા--
એક શ્રાવણ ભૂલી, ચોરનો અવતાર ચૂકી--
રામ બાઇ, સામ બાઇ અમરરાજ, મેં પરણાવ્યા રૂડા રાજ—
અમરરાજને સાત રાણીઓ, હિંચોળા ખાટે હીંચે છે—
પાનનાં બીડાં ચાવે છે, પાન પીચકારી મારે છે, તંબોળો કંઇ થુંકે છે:
હસે તો હીરા ગરે, બોલે તો મોતી પડે, ચાલે તો કંકુનાં પગલાં—
નલ તુલસીની રાણી, પહેરે રે જાદવની સાડી, કોટમાં એકાવળ હાર—
ભર્યાં છે મોતીના થાળ

૨.

ઠાકોરજીની થાળી, લઈ ચાલ્યા વનમાળી;
વનમાળી તો રાંધે છે. પારવતીજી પીરસે છે.
રણી ધણીના મહાદેવજી, પાઘડીના પરભુજી;
દ્વારકાંની કાળી ટોપી,
ઉઠ રે મરઘડા વાણું વાયું,—શ્રી કૃષ્ણજીનું દેરૂં દીઠું;
દેરીયે દેરીયે દીવા બળે, મહીં ઠાકોરજી ભજન કરે

૩.

મને મોટી થાવા દે,—બેડે પાણી લાવવા દે
બેડા ઉપર ઠીંકરી,—આભીને આવી દીકરી
દીકરીનું નામ દિવાળી,—ટકાની ઘાઘરી સીવાડી,
મસરૂ મેલ્યા ટોડલે, જમૈ આવ્યા ઓરડે.
લેરે જમૈડા લેતો જા—કાખમાં કોળીઓ ઘાલતો જા;
કાખમાં તો સાપ છે—જમૈડાનો બાપ છે।

૪.

ચાંદા ચાંદા ચોળી, ઘઉંની કરી પોળી—
ઘીમાં ઝબોળી,—ઘી છે થોડું,—વાઢીના કાંના ફોડું!

૩.

[પાઠક રા. રા. ભુપતરાય ગોપાળજી મ્હેતા.—ભાવનગર.
અન્ન ધમ ચકડીયાં, કે અન્ન લેને લકડિયાં,
કે અન્ન દીવાળીનો દી, કે વરો તમે મારાજી.
કે વરે રવો ને કરો, કે જાણે ભરવાડો ભલો,
કે ગુજો ગયો છે ગામ, કે હૈયામાં રહી ગઇ છે હામ
કે લગડું વાટે સુંવાય, કે પાડીયો પગમાં પીટાય,
કે કાયરોટનો કડમાં ઘા થાય, કે લોટકો જોવાને જાય.
કે ગોળાને દીધો ગડદે, કે પાડીયો પડગો પડદે,
એનાં દામ ધર્યાં છત્રીસ, કે તેમાં પુરયા બત્રીસ.
ટાંકણી પુરીને ચાર ટોપકાં રહ્યાં.

હોકો કહે રામરામ, ચાલોને વિરમગામ.
વિરમગામના આરા તારા, ભાગ્યારે સોનાના ભાલા;
એક બાલુડી ઉગી, પ્રભુના હાથમાં કુંચી.

૫.

ચાંદા—સુરજ લડી પડયાઃ

લડતાં લડતાં કોડી જડી.
કોડી લઇને વાડમાં નાંખી, વાડે મને વેલો આપ્યો;
વેલો લઇને ગાયને ખવરાવ્યો, ગાયે મને દૂધ આપ્યું;
દૂધ લઈ મેં મોરને પાયું, મોરે મને પીછી આપી.
પીંછી લઇ મે ટીંબે ખોશી, ટીંબે મને માટી આપી;
માટી લઇ મેં કુંભારને આપી, કુંભારે મને ઘડુલો આપ્યો,
ઘડુલો મેં માળીને આપ્યો, માળીએ મને ફુલ આપ્યાં.
ફુલ મેં મહાદેવને ચઢાવ્યાં, મહાદેવે મને લાડવા આપ્યા.
( સૌ છોકરાએ ખાધા, ના ખોળે માથાં મુકી સુઇ ગયા. )

અથવા

ફુલ મેં મહાદેવને ચઢાવ્યાં, મહાદેવે મને ભાઇ આપ્યો.
ભાઇ મેં ભોજાઇને આપ્યો, ભોજાઇએ મને કેરી આપી.
કેરી કેરી ખાઇ ગયો, અને ગોટલો ગોટલો આ ચોટયો !
( એમ કરીને બીજાં બાલકો તરફ ગોટલો નાંખતો
હોય એમ ડોળ કરે છે. )

૨.

સંપાદકઃ શ્રીયુત " કાસાર "–વાસણાકેલીયા.

૧.

ઉંચી ખડકી, નીચી ખડકી, જે જે બાવા પડતા લપસી,—
મેં ધર્યાં છે તલને તુળસી, તલ તુલસી ગીરધારી લાલ.
મેં પૂજ્યા છે શ્રાવણ ચાર; ચાર શ્રાવણ પૂજ્યા—
એક શ્રાવણ ભૂલી, ચોરનો અવતાર ચૂકી—
રામ બાઇ, સોમ બાઇ, અમરરાજ, મેં પરણાવ્યા રૂડા રાજ—
અમરરાજને સાત રાણીઓ, હિંચોળા ખાટે હીચે છે—
પાનનાં બીડાં ચાવે છે, પાન પીચકારી મારે છે, તંબોળા કંઈ થુંકે છે.
હસે તો હીરા ગરે, બોલે તો મોતી પડે, ચાલે તો કંકુંનાં પગલાં—
તલ તુલસીની રાણી, પહેરે રે જાદવની સાડી, કોટમાં એકાવળ હાર—
ભર્યા છે મોતીના થાળ

ठ. आनंदजी गुलनी पांधी तरफथी भेट.

# સુન્દરી સુબોધ.

"સ્ત્રીની ઉન્નતિ ઉપર જગતની ઉન્નતિનો આધાર છે તેથી પવિત્ર ગૃહિણીઓ વડે ગૃહ,—સુજ્ઞ માતાઓવડે પ્રજા,—અને સાધ્વીસ્ત્રીઓ વડે સ્વદેશનો ઉદય થાય; તથા પ્રાણી માત્રનાં સુખ આનન્દ અને કલ્યાણમાં વધારો થાય' એમ હું નિરન્તર યત્ન કરીશ"—સુન્દરી સુબોધ મંડળનો સંકલ્પ.

વર્ષ ૧૩ મું.] ફેબ્રુઆરી: ૧૯૧૫. [ અંક ૬ ઠો.

## काव्यकुंज.

### મહર્ષિ ગોખલેનું અવસાન.

લેખક: બ્હેન "લહરી"—સુરત.

( અનુષ્ટુપ્ ) દિવ્ય દૂત વહિ લાવે વિમાન દીપ્ત ઉજળું.
નાશવન્ત મૂકી દેહ આત્મા અમર લૈ જતો.

( દ્રુતવિલમ્બિત ) ભરતરત્ન હરે યમદૂત તે, મૂકી વિમાન મહિં સ્વરગે ઉડે;
ક્ષિતિજમાં જ્યમ સૂર્ય ડૂબી જતો, જનનીભક્ત પ્રભુ ચરણે ધર્યો,

( વસન્તતિલકા ) જેનું સદા જીવન સાદું, વિચાર ઉચ્ચ,
લક્ષ્મી તણા સકલ વૈભવ તુચ્છકાર્યા;
ઉરે ન કાંઈ પરવા હતી માન કેરી,
કર્તવ્યમાં અડગ ધૈર્ય ધરી રહ્યા'તા:
ને "હિંદ સેવક સમાજ' પ્રીતિથી સ્થાપ્યો,
કલ્યાણ ચિન્તયું ઉર નિત્યજ બાન્ધુઓનું.
જેણે દીધું જીવન હિંદની સેવનાર્થે,
છોડી બધાં જગત બંધન સ્વર્ગ ચાલ્યા.

( સોરઠો ) રડની ભારતી માત, રડતાં ભારત બાળુડાં,
રડતું સ્નેહી વૃંદ, રડતું લાગે જગ બધું;
કરદ્વય જોડી સર્વ, પ્રાર્થીયે જગદીશને,
સ્વર્ગે શાન્તિ આપ, હિંદ રત્ન ગોપાળને:
થાય હિંદનાં બાળ, દેશ ભક્ત ગોપાળ સમ,
કાર્ય અધુરાં જેહ, ઝડપથી પૂર્ણ કરાવજે.

# પ્રેમ ભિક્ષા.

લેખક સ્વ. સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી.—રાજકોટ.

આ વિશ્વની પ્રીતિ મ્હને,
નિઃસાર સર્વે લાગતી,
ઓહો! ત્હમારા પ્રેમ વિના;
શુષ્ક સૃષ્ટિ ભાસતી.
પરમેશ કહું,-પરમાત્મ કહું,—
જગ-આત્મ કહું ને આપને,
મ્હે વિશ્વમાંનિ ઈશમાં;
પ્રિય ! ઓળખ્યા છે આપને.
હું પ્રેમ લુબ્ધા, પ્રાણ ! કરતી
પ્રેમની વ્યાખ્યા સદા,
હું પ્રેમ સરિતા, પ્રાણ ! ત્હમને,
પ્રેમસાગર ઓળખ્યા
નારી હૃદયનો નેહ, વ્હાલા !
સ્વર્ગનો સંદેશ છે;
પ્રમદા પતિને કાજ આપે
પ્રાણ, એ આદેશ છે.
હું ભિક્ષુકી, હા. ભિક્ષુકી,
પ્રિય! પ્રેમભિક્ષા આપજો;
'ના'કાર, જીવન! દ્યો કદી તો,
પ્રથમ જીવ મમ કાપજો.
હું ચાતકી તરસી સદા,
પ્રિય પ્રણયવારિ પોષની;
અમીની વૃષ્ટા વર્ષાવજો,
નગીના ! ત્હમારા નૈનથી,
મમ દેહનું સૌંદર્ય, સ્વામી !
જોઈ, એ કરશો નહિ;
મમ પ્રણય-આત્મા કેરી દીપ્તિ,
સ્થુલમાં જોશો નહિ.

---

# સખીને શીખામણ.

લેખકઃ સૌ. "બ"—બ્હેન—મુમ્બાઇ.

શરદ પુનેમની રાત, સખી ! આજે રમીએ ઉમંગે,
ટાળી સકળ પરીતાપઃ— સખી ! આજે.

તિમિર નિવારી ને રજનિ પ્રકાસે,
શોભે વળી તારા ગણો આકાશે,
સખી વૃન્દ રમીએ ઉલ્લાસેરેઃ— સખી ! આજે.

સાડી શીયળરૂપ ઓઢીને અંગે,
શોભાવો સદ્‌ગુણ હારજ સંગે,
નીતિની કંચુકી રંગેરેઃ— સખી ! આજે.

ભાળે ચાંદલીઓ વચનો સુશોભે,
સત્યતા કંકણથી ચિત્ત લોભે,
ખંજને નયનજ થોભેરેઃ— સખી ! આજે.

વિવેક અંજને નેત્રજ ચમકે,
પાયે શોભીતાં નેપુર ઠમકે,
કટીયે મેખલા ઝમકેરેઃ— સખી ! આજે.

સત્ય વચન વદતાં નિજ મુખે,
કંકાસ નવ કરીયે દીન દુ:ખે,
આનંદે વસીએ સુખેરેઃ— સખી ! આજે.

રાણી શીખામણ એહેતાં રહીએ,
હસિત વદને શાંતિને ધરીએ,
નિંદા કોની નવ કરીએરેઃ— સખી ! આજે.

ક્રોધ તણું ઉર મૂળજ કાપો,
કામ તણા દો શમાવીને તાપો,
શક્તિ સહનરૂપ માપોરેઃ— સખી ! આજે.

સાસુ શ્વસુરને વડીલ પ્રમાણો,
તેની સેવાપર પ્રીતિને આણો,
પતિને પ્રભુરૂપ જાણોરે.— સખી ! આજે.

સંસાર મોટો સાગર કહીએ,
બ્હેની ! અહોનીશ તેમાં વહીએ,
દૃઢ મન રાખીને તરીએરેઃ— સખી ! આજે.

વર્તવું, બ્હેની ! નીતિની રીતે,
જ્ઞાન ધર્મ તણું લેવું ચિત્તે,
લઇને અખંડ સુખ પ્રીતેરે:— સખી ! આજે.

સદ્‌ગુણીને વળી ઝાઝું શું કહીએ ?
સાર સર્વનો સમજીને લઇએ,
ઇષ્ટનું ચિંતન કરીએરે.— સખી ! આજે.

## શાની બની છે જિંદગાની ?

લેખકઃ સૌ. " લીલા " બ્હેન.—અમદાવાદ.

(હરિગીત)

શાની બની છે જીંદગાની ? તત્વ તેમાં શા ભર્યાં ?
શા માટે છે સરજાઇ ને શાથી મળે તેને મઝા ?
શી રીતના યત્નેથી જીવન ઉચ્ચગામી થાય છે ?
શી રીતના યત્નેથી જીવન શાંતિથીજ ભરાય છે ?

આવા અનેક તરંગ મનમાં પ્રશ્નરૂપે ઉડતા,
નિર્ણય બને નહિ મંદમતિ મુજથી જરાએ તો, અહા !
કિંતુ હૃદય સમજાવવા જે સાચુ ખોટું વિચારતી,
એ ઉર્મિઓ અર્પુંછું, કરશો હાસ્ય કોઈએ નહિં.

આ કર્મફળ રૂપ જીંદગીમાં આત્મતત્વો છે ભર્યાં,
સરજાઇ છે એ કર્મ નિર્જરી મુક્તતાને પામવા;
આનંદ આત્મા પામીને કર્તવ્યને કરવા થકી,
ભાવના રાખ્યા થકી, મળશે મઝા ઉંચી નકી.

હું ચઢતાં, ઉન્નત, ઉચ્ચાં, ગગન, ઉંચાળાં,
ઉચ્ચતા જોયાથી મળશે ઉચ્ચતા;
આમીની વૃથા વધિ અને વ્યાધિ, વળી ઉપાધિઓ,
ન ગણવાથી, શાંતિ મળતી અનુભવે.

મમ દેહનું સૌંદર્ય, કે આવાં સાચખોટા ઉતરે,
લ્હો જોઈ, એ ધુમાય છે જનને હદે,
મમ પ્રભુ-આત્મા ફરીથી ઉત્તરો દેવાય છે,
સ્થુલમાં જોશો માં સહુથી મહાય છે.

## ઈષ્ટ દર્શન.

લેખક: " મંગલા " બ્હેન-વડોદરા.

( ગૃહસ્થાશ્રમની શોભા સઘળી નારીથી સચવાય, એ રાગ. )

હૃદય આજ મમ હર્ષભર્યું, તે પ્રેમ થકી ઊભરાય;
આનંદ ઉર અતિ વ્યાપી રહ્યો, તે (૨) કેવી રીતે કહેવાય !—
કહેવાય, કહેવા...ય,— હૃદય.

ઈષ્ટ પ્રભુ મુજ સમીપ નિહાળ્યા, દઇ દર્શન મુજ દુઃખ સૌ ટાળ્યાં,
સુંદર સ્વરૂપ વર્ણ્યું નવ જાય, સ્નેહ સભર હૃદયે છલકાય.— આનંદ.

અલૌકિક મેં મૂર્તિ ભાળી, ક્ષણે ક્ષણે હું જોઉં નિહાળી,
મુજ અંતર પટ માંહિ જડાય, હવે કદી નવ દૂર કરાય.— આનંદ.

પ્રકટ્યા અનુપમ શ્રી અવિનાશી, ઝળહળતી શી જ્યોત પ્રકાશી,
સર્વાંગે આનંદ પ્રસરાય, જીવનમાં અમૃત રેડાય.— આનંદ.

અહા ! છબી શી સુંદર સારી, પ્રિયકર મનને હરી લેનારી,
દિવ્ય સ્વરૂપમાં ચિત્ત ચહાય, વૃત્તિ તેમાં સ્થિરજ થાય— આનંદ.

સકલ જગતને વશ કરનારા, સર્વોત્તમ પ્રભુ લાગે પ્યારા,
નિરખી મન મુજ અતિ હરખાય, ભેટું વૃત્તિ એમજ ચહાય.— આનંદ.

મસ્તક ઉપર હસ્ત દીધો, સફલ જન્મ તો મ્હારો કીધો,
દઇ આશિષ છબી અદશ્ય થાય, વન્દુ જય શ્રીનૃસિંહરાય.— આનંદ.

---

## ઈશ્વર સ્તુતિ.

લેખક:-સૌ. બ્હેન શિવલક્ષ્મી.—બેટ.

( પ્રભાતિયું )

શાન્ત પ્રિય આકૃતિ, શેષશાયી પ્રભુ !
પદ્મ છે આપની નાભિ માંહિં;
દેવના દેવ, વળી વિશ્વ-આધાર છો,
ગગન સમ વર્ણ,-સ્તુતિ શી તમારી ?
શ્યામ છો મેઘઘન સમ, છતાં કાન્ત છો,
લક્ષ્મીના સ્વામ, શ્રી કમળ નયના !
વંદીએ, પ્રાર્થીએ, પૂજીએ તાનજી !
ભવ તણા ભયહરા, જગત શરણા !

# રમણીમણિમાલા.

## સતીની ઉદારતા.

લેખકઃ-શ્રીયુત્ "ધીરજ"

રાત્રી દોઢેક પહોર ગઇ હતી. મેદાનમાં સર્વત્ર નિર્જનતાનુંજ સામ્રાજ્ય હતું. ગીધ પક્ષીઓ ભક્ષનો તડાકો પડયો જાણી અહીંતહીં ફરતાં હતાં; છતાં નિઃશબ્દતાનો પણ ત્યાં પુરેપુરો અમલ જામેલો હતો. કુશળ લડવૈયાઓ સંસારના ભારથી વિમુક્ત થઈ પોતાની કીર્તિ-અપકીર્તિનો વારસો દુનિઆમાં અનામત મૂકી મૃત્યુની શાન્ત નિદ્રામાં પડયા હતા. શુકલપક્ષની ચતુર્થીનો ચંદ્ર અસ્તાચળમાં ગયાને માત્ર થોડીજ ક્ષણો વ્યતીત થઇ હતી; અને કુદરત વનની દૂર દૂરની ઘીચ ઝાડીમાંથી અંધકારને ઘસડી લાવી પરાજય પામેલા યોદ્ધાઓનું કલંક ઢાંકતી હોય તેમ અચેતન અંગ ઉપર તિમિરાચ્છાદન કરતી હતી.

આ ભીષણ યુદ્ધભૂમિમા પ્રાણની પણ પરવા કર્યા વિના એક માનવસ્ત્રી અનિમિષ નયને પોતાના મૃતક પ્રિયપતિને જોઇ રહી હતી. હિંસક પશુઓના ભયાનક શબ્દોથી એ જરાપણું ગભરાતી નહોતી. બલ્કે તેની નિર્ભય મુખ મુદ્રાથી આવાં યુદ્ધોનો તેને બાળપણથીજ પરિચય હોય એમ અનુમાન થતુ હતું. રણભૂમિનાં મરણોને સાધારણ ઘટના જેવાં માનનારી એ સ્ત્રી "પોતાના દેશની હવે શી દશા થશે?" તેના વિચારોમાં લીન બની બેસી રહી હતી. વનપશુઓ મૃત શરીર ઉપર નજર ફેંકતાં પાસે પાસે આવતાં હતાં છતાં તે જરાપણ ભય પામતી નહોતી. જેના પ્રેમમાં તે પ્રાણનું પણ મુલ્ય લેખતી નહિ, તે એક બહાદુર સીખ સરદાર હતો; કે જે આશરે ચાલીશેક વરસની ઉમ્મરનો હોય એમ એની કાળી દાઢી અને લાંબી મુછોથી પ્રતીત થતું હતું. મધ્યાહ્ને તે ફતેહની આશામાં પોતાના સૈનિકો સાથે સમર ભૂમિમાં ધસ્યો હતો, પણ ઇશ્વરની લીલા અગમ્ય છે. માણસ ધારે છે કાંઇ અને ઈશ્વર કરે છે કાંઇ, વિજય થવાની તેની મુરાદ મનમાંજ સમાઇ ગઇ. કમનસીબે પોતેજ તેના ઉપર હુમલો કર્યો હોય તેમ એકાએક તેનો ઘોડો ઘવાયો અને એ ચાલાક પશુના પડવા સાથે પોતે પણ પડયો. જેનું અહિં વર્ણન કરવામાં આવે છે, તે ઇતિહાસમાં પ્રખ્યાત, સીખ અને અંગ્રેજો વચ્ચેની ઇ. સ. ૧૮૬૪ ની સોબ્રોનની લડાઇ હતી.

પંજાબમાં આ વખતે બહુજ અંધાધુંધી ચાલતી હતી. શરવીર અંગ્રેજો પણ જેને 'સિંહ' નું ઉપનામ આપે છે. તે મહારાજા રણજીતસિંહ ઈ. સ. ૧૮૩૯ ના જુન મહીનાની ૨૭ મી તારીખે દેહવિલય કરી ગયો. ત્યાર પછીનાં ૭ સાત વર્ષ પંજાબને માટે મહાન્ હાનિકારક હતાં. મહારાજાનો ઔરસપુત્ર ખડકસિંહ નમાલો અને કુચ્છંદી હતો. સરદારોને હાથે એનું ખૂન થયા પછી ગાદીના ઘણા દાવાદાર ઉભા થયા. વિષયાસક્ત શેર સિંહનો એના પુત્ર સહિત કોઇએ ઘાત કર્યો. અને તે પછી દુલિપસિંહને ગાદી આપવામાં આવી. પરન્તુ સીખ સરદારોનું બળ એટલું તો વધી પડયું હતું કે તેઓ રાજમંડળના હાથમાં ન રહ્યા અને તેમણે અંગ્રેજી સરહદમાં નુકસાન કરવા માંડયુ. અરાજક રહ્યમાં પ્રજાને સુખ તો નહોતુંજ. ત્યાં વળી લડાઇનો ગામલો ઉભો થયો. કંપની સરકારને એ બળવાન્ પ્રજા સાથે વિગ્રહમાં ઉતરવું પડયું. લૉર્ડ ગૉફ અને લોર્ડ સ્મીથની સરદારી

નીચે બ્રીટિશ સૈન્યે પ્રથમ અલિવાલ આગળ નાનકપંથીઓને હરાવ્યા અને બીજીવાર સોબ્રેનના મેદાનમાં બન્ને લશ્કરો સામસામાં ઉભાં.

સીખ સરદારો ઘણા બહાદુર હતા, એમાં કાંઈજ શક નથી. આ વીરનરોમાં પણ શ્યામસિંહ ઉચો અને શ્રેષ્ઠ ગણાતો. તે અટારીનો સરદાર હતો. અંગ્રેજોની સાથે સંગ્રામમાં ઉતરવાનું એને પસંદ નહોતું. તે સમજતો હતો કે પંજાબનું ભવિષ્ય આ વિગ્રહથી કાંઇક જુદુજ આવશે પરન્તુ ખાલસા લશ્કરની તરફથી એને નિરૂપાયે લડાઈમાં ઉતરવું પડયું. સોબ્રાનની લડાઈના આગલા દિવસે તેણે હારીને પાછા નહિ આવવાની પ્રતિજ્ઞા કરી હતી. સવારે શ્વેત પરિધ નમાં સજ્જ થઇ, સફેદ ઘોડા ઉપર તે સવાર થયો અને સેનાનાયકબની અંગ્રેજો સામે ચાલ્યો. લડાઇની શરૂઆતમાં તો સીખ સીપાહીઓએ ઘણી બહાદુરી બતાવી. પણ જ્યારે બાજી હાથથી ગઈ છે એમ શ્યામસિંહને જણાયું ત્યારે તેણે લશ્કરને મોખરે આવી પંડે ધસારો કર્યો. સૈનિકો એનો દાખલો લઇ ધસ્યા, પણ સર્વનો થોડીજ ક્ષણમાં સંહાર થઇ ગયો. ગોળીના ત્રણ ઝખમ વેઠી અશ્વના પડવા સાથે ઉપરોક્ત શ્યામસિંહ પણ પડયો. તેની સ્ત્રી કે જે મહાન્ સતી હતી, તે લડાઇના મેદાનમાં સાથેજ આવેલી હતી. સીખ પ્રજામાં પુરૂષોની પેઠે સ્ત્રીઓ પણ તે વખતે અસાધારણ બળ ધરાવતી હતી. શ્યામસિંહ પડયો કે તરતજ સીખ સૈન્યમાં ભંગાણ પડયું અને સૂર્યાસ્ત થઇ ગએલો હોવાથી યુદ્ધનો પણ તે દિવસે અંત આવ્યો. ઉક્ત ઘટનામાં જે સ્ત્રીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે એ વીર પુરૂષની વીર પતિનજ હતી.

રણમાં તે ઘણીવાર સુધી બેસી રહી. ભાવિ જિંદગીના તેને ઉપરાઉપરી અનેક વિચારો આવવા લાગ્યા. "પંજાબની હવે શી દશા થશે ? પોતાના જેવી કેટલી સ્ત્રીઓ નિરાધાર થઇ ગઇ હશે ?" આવા આવા પ્રશ્નો તેણીના હૃદયમાં ઉપસ્થિત થવા લાગ્યા. ઘણી ધડમથલ કરી અન્તે પોતાના સ્વામીનું વૈર લેવાને તે સજ્જ થઇ. મૃતપતિના કમ્મરબંધમાંથી કટાર વગેરે હથિઆર લીધાં. કેશકલાપને છૂટો કરી નાંખ્યો; અને કચ્છ બાંધી રૂધિરનું ભાલપ્રદેશમાં તિલક કર્યું. સાક્ષાત્ દેવી ચંડી ચામુંડાસુરને હણવા જતી હોય તેમ સ્મશાન ભૂમિ વટાવી તે અંગ્રેજ છાવણી તરફ ધસી. વિજયી સૈનિકો અત્યારે લાંબા કાળના શ્રમથી છાવણીમાં વિશ્રાન્તિ લેતા પડયા હતા. અને પહેરો ભરનારા સીપાઇઓ પણ દારૂના ઘેનમાં ડોલતા કોઇ કોઇ નજરે પડતા હતા. સતીને અંગ્રેજ સરદારનો તંબુ ખોળી કાઢતાં વાર ન લાગી. તંબુની બહાર અર્ધનિદ્રિત ટેવતા એક મીયાભાઇને તરવારના એકજ ઘાથી અલ્લાહના દરબારમાં પહોંચાડી દઇ, તે અંદર દાખલ થઇ. અંગ્રેજ સરદાર એક વિશાળ સ્વચ્છ આસન ઉપર શાન્ત ચિત્તે નિદ્રાનો આસ્વાદ લેતો પડયો હતો. દીવાનો પ્રકાશ તેની ભવ્ય ને ગંભીર મુખમુદ્રામાં આનંદની રેલ સ્પષ્ટ દેખાડી આપતો હતો. તે બહાદુર સ્ત્રી તરતજ છલંગ મારી તે સરદારની છાતી ઉપર ચઢી બેઠી. અને જ્યારે એણે આંખો ઉઘાડી પોતાની ઉપર ચઢી બેઠેલી એક સીખ અબળાને જોઈ, ત્યારે તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેણે સત્તાં સત્તાંજ પ્રશ્ન કર્યો કે "અય ! ઔરત ! તું કોણ છે ! અને આમ કરવામાં તારો શું હેતુ સમાએલો છે ?"

"હું નિરાધાર છું." તેણીએ જવાબ આપ્યો. "મારો જિંદગીનો આધાર તેંજ હણી નાંખ્યો છે."

"પણ હું નથી ધારતો કે તું મારો જાન લેવા ઇચ્છતી હોય." તે સરદારે પ્રાણુ ભયથી વચ્ચેજ શંકા પ્રદર્શિત કરી.

"બરાબર." તેણીએ બોલવું શરૂ કર્યું: "બહાદુર સરદાર! મારા તરફ નજર કર! તારા હાથે હણાએલા શ્યામસિંહની હું વફાદાર પત્નિ છું. મને એ વૈરનો બદલો લેવાની ઇચ્છા છે. ખૂનનો બદલો ખૂનજ હોઈ શકે. અંગ્રેજો ન્યાયી છે એમ મેં સાંભળ્યું છે એટલે તું મરવામાં તો આનાકાની નહિજ કરે."

તે સરદાર આથી ગભરાયો બહારની મદદ માગવાનું ભાન પણ ભૂલી ગયો. આ આર્જવતાથી તેણે કહ્યું કે "લડાઇનું એ જોખમ છે. કોઈ પણ માણસ ત્યાં માર્યો જાય છે. તેટલા માટે ત્હારે દિલમાં રહમ રાખવી જોઇએ. શું ત્હારામાં તે નથી?" "રહમ! સરદાર! તારા માટે તો તે નથીજ. મારા પતિનું મોત નીપજાવનાર તરફ હું બેરહમ છું."

તે સીખ સ્ત્રી સંપૂર્ણ આવેશમાં આવી ગઇ હતી. સરદારના ભયમાં વધારો થતો હતો. પરન્તુ એ વખતે એક નવીન સુયોગ બન્યો. તેની પત્નિ કે જે તેજ તંબુમાં પોતાના પતિની શય્યાથી થોડે દૂર સુતી હતી! તે અચાનક આ સંભાષણથી જાગી ઉઠી પતિને આવા ભયમાં જોઇ તથા ચંડીકા જેવી સીખ અબળાના કૃત નિશ્ચયને તેના વદન ઉપરથી જાણી લઈ, દીનવદને દીવાના પ્રકાશમાં બે હાથ જોડી પેલી સ્ત્રીને કહેવા લાગી કે "તું જેને હણવા ઉઘુક્ત થઇ છે, તેં હણતાં મારી દશા પણ તારા જેવીજ થશે. એક કોમળ હૃદયની હિન્દુ અબળા પોતાની બ્હેનનું વૈધવ્ય દુઃખ શું જોઇ શકશે!' સતી આ શબ્દોથી એકદમ ચમકી ગઈ અને શય્યા ઉપરથી નીચે ઉતરી પડી. તેના વદન ઉપર ક્રોધને બદલે ગંભીરતા છવાઇ ગઈ. હાથમાંની તરવારને ફેંકી દઇ, તત્ક્ષણ એ તંબુની બહાર દોડી ગઇ આંગ્લ દંપતી તો આ દશ્યથી અજાયબજ બની ગયાં. ક્યાં એક અબળાના હૃદયની વૈરી લાગણી અને ક્યાં તેનું એક ક્ષણમાંજ પરિવર્તન! વળી સ્ત્રીજાતિનું કેવું તેનું અનુપમ અભિમાન અને ઉદારતા! તેણીના એ ચારિત્ર્યથી આંગ્લ દંપતીને તેના તરફ માનની લાગણી ઉત્પન્ન થાય એમાં અમને તો કશું નવાઇ જેવું લાગતુંજ નથી તંબુમાંથી દોડી કે તરતજ તે પૂર્વ પરિચિત રણભૂમિ–સ્મશાન ભૂમિમાં આવી પહોંચી.

રાત્રી થોડીજ બાકી હતી. શુક્રનો તારો હજી આકાશમાં ચળકી રહ્યા હતો. ગીધ અને શૃગાલો ઉદર પોષણ કરી પલાયન કરી ગયાં હતાં. મુડદાઓનો જથ્થો હજુ ઓછો થયો નહોતો. શ્યામસિંહની પત્નિ રણભૂમિમાં આવી તે વખતે અટારીથી ત્રણ અશ્વારૂઢ સરદારો પોતાના રાજાનું શબ ખોળી અગ્નિસંસ્કાર કરવા આવ્યા હતા તે મળ્યા. રાણીને પગે પડી તેમણે શબને રાજધાનીમાં લઇ જવાનો પોતાનો વિચાર જણાવ્યો. સતીએ તેને અનુમતિ આપી; ને ચારે જણ અટારી તરફ વળ્યાં રસ્તામાં વિશ્રામ કરતાં જ્યારે તેઓ ગામની ભાગોળે આવી પહોંચ્યાં કે તરતજ શબને વિધિપુરઃસર અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો ને તે વીરનારી ચિતામાં પડી બળી મુઇ પંજાબમાં એ છેલ્લીજ સતી થઇ કારણ કે ગુરૂ ગોવિંદસિંહે "ચદ્દર ડાલના" ની ક્રિયાથી સીખ વિધવાઓમાં દિયદવટાનો જે રિવાજ દાખલ કર્યો હતો, તે સર્વત્ર વિશેષ પ્રચાર પામતો ગયો અને સતી થવાનો રિવાજ ઉંચી જાતના સરદારોમાંથી પણ નાબુદ થઇ ગયો હતો. હાલ અટારીના કોટની બહાર અદ્યાપિ એ સતીનો યશસ્તંભ–પાળીઓ ઉભો છે કે જે મુસાફરોને પૂર્વની ઐતિહાસિક ઘટનાનું સ્મરણ કરાવ્યા સિવાય રહેતો નથી.

---

# વાર્તાલહરી.

## રામ અને રતન.

લેખકઃ રા. રા. જયપ્રસાદ મણીલાલ—કલોલ.

પ્રાચીન સમયમાં અચળગઢ અને પ્રતાપગઢ નામે બે બળવાન રાજ્યો હતાં ત્યાંના રાજાઓ વચ્ચે લાંબા સમયથી વૈરભાવ ચાલ્યો આવતો હતો અને તેને પરિણામે એક રાજ્યની પ્રજા બીજા રાજ્યમાં જતી તો તેને એક હજાર રૂપિયા દંડની સજા ફરમાવવામાં આવતી, દંડ ભરી શકાય નહિ તો દેહાંતદંડની સજા ફરમાવવામાં આવતી.

પ્રતાપગઢ નિવાસી બુદ્ધિચંદ નામનો એક વૃદ્ધ વેપારી એક દિવસ અચળગઢમાં આવી ચઢ્યો. કેટલાંક વર્ષોથી સ્વદેશ છોડી તે બહારગામ રખડતો હોવાથી રાજ્યના આ નવા કાયદાની તેને ખબર નહોતી. અજાણ્યા પ્રવાસીને પોતાના શહેરમાં આવેલો જોઇ શહેર-રક્ષકોએ યોગ્ય તપાસ કરી તેને (બુદ્ધિચંદને) રાજા સમક્ષ ખડો કર્યો તેની પાસે પૈસા હતા નહિ એટલે મૃત્યુને આધિન થયા સિવાય તેનો છૂટકો નહોતો. પણ રાજાને તેની વાતચીત ઉપરથી તેનું પૂર્વ વૃતાંત જાણવાની જીજ્ઞાસા થતાં, તેણે નીચે પ્રમાણે જણાવ્યું

" મ્હારી પ્રિય પત્નિની સાથે હું સિંહલદ્વીપની મુસાફરીએ ગયો હતો ત્યાં મ્હારી પત્નિએ બે જોડકાં બાળકોને જન્મ આપ્યો. બન્ને બાળકોના ચ્હેરા-રૂપ-રંગમાં આબેહુબ એક સરખાપણું હોવાથી અમે બન્નેનું એકજ રામ એવું નામ આપ્યું. અને તેમને ન્હાનો રામ તથા મોટો રામ કહી બોલાવતાં અમે ઉતર્યાં હતાં તેજ ધર્મશાળામાં એક ગરીબ નિરાધાર સ્ત્રીએ તેજ દિવસે બે જોડકાં બાળકોને જન્મ આપ્યો હતો. આ બન્ને બાળકોમાં પણ અમારા બાળકો માફક ચેહરામાં એક સરખાપણું હોવાથી તેઓનું પણ રતન એવું એકજ નામ અમે રાખ્યું. મોટાં થયે આ બન્ને બાળકોને અમારાં બાળકોના નોકર તરીકે ઉપયોગમાં લેવાના ઇરાદાથી અમે તે બાળકોને તેની નિરાધાર માતા પાસેથી વેચાતાં લીધાં. સાધારણ મોટાં થયાં બાદ તેમને લઇને હું અને મ્હારી પત્નિ સ્વદેશ આવવા દરિયા માર્ગે નીકળ્યાં. અમારી મુસાફરીમાં ભાગ્યેજ અમે બહુ આગળ ગયાં હઇશું એટલામાં દરિયામાં ભયંકર તોફાન શરૂ થયું અને અમારૂં વહાણ દરિયાના તળીયે પહોંચવાની તૈયારી કરવા લાગ્યું. બીકણ ખલાસીઓ તો અમને અમારા નસિબને આધીન મૂકી હોડીમાં બેસી નાસી ગયા થોડીજ વારમાં નાવ ખડક સાથે અથડાઇ ભાગી ગયું. અને અમે દરિયામાં ડૂબકાં ખાવા લાગ્યાં આજ સમયે દૂરથી આવતાં બે વહાણોએ અમને બચાવી લીધાં પણ અમે જૂદાં પડી ગયાં. એક વહાણમાં મ્હારી પત્નિ, ન્હાનો રામ અને રતન ગયાં. અને બીજામાં હું મ્હોટો રામ અને રતન હતાં. ૧૮ વર્ષની ઉમ્મરે મ્હારા મ્હોટા છોકરા રામે અને તેના નોકર રતને મ્હારી પત્નિ અને ત્હેમના ભાઇઓની શોધમાં જવા તીવ્ર ઇચ્છા બતાવી છે મને નજર" " મોક-લવા મ્હારો બિલકુલ નિશ્ચય હોવા છતાં તેમની ઉત્કટ ઇચ્છા આગળ નિરુ[illegible]ારે તેમને જવાની રજા આપવી પડી. આ વાત પાંચ વર્ષ પહેલાંની—ત્યાર

વર્ષ તેમની શોધમાં હું દેશો દેશ ભટક્યો પણ સઘળું વ્યર્થ ! મ્હે મ્હારી પત્નિ અને બન્ને બાળકોને ગુમાવ્યો છે. હવે મ્હારો વારો છે. જીવન મને અકારૂં થઇ ગયું છે-જીવન ટકાવી રાખવાની લેશ પણ ઇચ્છા નથી. "

વૃદ્ધ વેપારીની પૂર્વ સ્થિતિનો વૃતાન્ત સાંભળી રાજાને પણ દિલગીરી થઇ. રાજાએ કહ્યું " રાજ્યના કાયદાને માન આપી મ્હારે તને સજા તો કરવી જોઈએ, છતાં કાયદાની હદમાં રહી મ્હારાથી બનતો હરેક પ્રયત્ન તારે માટે કરીશ એક દિવસની મહેતલ તને આપવામાં આવે છે. સાંજ સુધીમા એક હજાર રૂપિયા નહિ ભરાય તો દેહાંતદંડની શિક્ષા થશે."

' શહેરમાં હું કોઈને ઓળખતો નથી પણ મને કોઈ એટલી રકમ ધીરે એમ હોય તો હું પ્રયત્ન કરીશ." એમ કહી બુદ્ધિચંદ રક્ષકો સાથે નીકળી પડયો

ગરીબ બિચારો બુદ્ધિચંદ જાણતો હતો કે શહેરમાં કોઈ તેને ઓળખતું નહોતું પણ આ બનાવ બન્યો તેજ સમયે તેના બે પુત્રો નોકરો અને તેની પત્નિ તેજ શહેરમાં હતાં.

બુદ્ધિચંદની પત્નિ અને ન્હાના બાળકને ચંચાની લઇ જનાર ખલાસીઓએ એ સ્ત્રીને રસ્તામાં એક બન્દરે ઉતારી દીધી હતી અને એક બાળકોને કીર્તિગઢના સરદારને ત્યાં ગુલામ તરીકે વેચ્યા હતાં. અચળગઢનો રાજા આ સરદારનો ભત્રિજો થતો હતો. ન્હાનો રામ એક બે પ્રસંગે તેના જોવામાં આવ્યો. તે ઉપરથી ઓળખાણ થયું અને પછી તો તે તેને ઘણું મ્હાલો. ઉમ્મરલાયક થતા રામને લશ્કરમાં ઉપસેનાપતિ બનાવ્યો. તેની બહાદુરીથી સતુષ્ટ થઇ આખરે રાજાએ તેને સેનાપતિની ઉચ્ચ પદવીથી પણ વિભૂષિત કર્યો. એક પૈસાદાર સરદારની પુત્રી લક્ષ્મી સાથે તેણે લગ્ન કર્યું હતું અને તેઓ આનંદમાં દિવસો વ્યતિત કરતા હતા. તેનો નોકર રતન પણ તેની સાથે રહેતો હતો.

બુદ્ધિચંદ અચળગઢમાં આવ્યો હતો તેજ દિવસે તેનો મ્હોટો પુત્ર રામ તેના નોકર રતા સાથે તેજ શહેરમાં દાખલ થયો હતો. રાજ્યના કાયદાની તેને જાણ થવાથી સ્વદેશનું નામ ખોટું બતાવી તે એક ધર્મશાળામાં ઉતર્યો હતો. ખાવાપીવાની વ્યવસ્થા કરવા રતનને બજારમાં મોકલી તે શહેરમાં ફરવા નીકળી પડયો

રતનને ગયે થોડીજવાર થઇ હતી પણ તેટલામાં તે પાછો આવતો હોય એમ તેને જણાયુ. ખરૂં જોતાં તે તેનો નોકર નહતો. પણ તેના ભાઇ ન્હાના રામનો નોકર હતો. તેનો પોતાનો નોકર ધારી આશ્ચર્યચક્તિ થઇ તેણે પૂછ્યું.

" આટલો બધો જલદી કેમ પાછો ફર્યો ? "

" જલદી પાછો ફર્યો ? " પોતાના શેઠનેજ જવાબ આપે છે એમ ધારી રતને કહ્યું.

" મોડું તો તમે કર્યું છે ? મ્હારાં શેઠાણી ક્યારનાં રાહ જોઈ રહ્યા છે ? જમવાનુ પણ ઠંડુ થઇ જાય છે. જલદી બોલાવે છે. "

" કેવી મુર્ખાઇ ભરેલી વાત કરે છે ? મ્હે તને પૈસા આપ્યા છે તેનું શું કર્યું ? "

" અઇકાલે જીન સમુ કરાવવાના ૭ આના આપ્યા હતા, તેનું પૂછો છો ? તે તો મ્હેં મોચીને આપના હુકમ પ્રમાણે આપી દીધા છે, સાહેબ "

" મશ્કરી કરવાનો આ સમય નથી. બોલ, પૈસાનુ શું કર્યું ? " રામે ચીડાઇ જઇને કહ્યુંર અ

ાસિક ઘટનાનુયારનાં રાહ જોઇ રહ્યાં છે. રસોઇ પણ ઠંડી થઈ જાય છે. જલદી

૫૪ ાદ્દક ગુસ્સે થશે."

" શેઠાણી ? શેઠાણી કોણ ને વાત શી ? ! રામે ગુસ્સે થઈ કહ્યું " બેવકૂફ ! કોની શેઠાણીની તું વાત કરે છે ? "

" કોણ તે આપના પત્નિ તે અને તેમની બ્હેન રમાબ્હેન ક્યારના આપની રાહ જોઇ રહ્યાં છે "

રામ ઘણો ગુસ્સે થઇ ગયો પૈસાનો શો ઉપયોગ કર્યો તેનો જવાબ આપવાને બદલે અપમાનકારક મશ્કરી કરવા માટે તેણે રતનને એક બે તમાચા લગાવી દીધા તેથી રતન રોતો રોતો ઘેર ગયો અને રામ ધર્મશાળામાં જવા નીકળ્યો રતને ઘેર જઇ તેની શેઠાણીને કહ્યું —

" શેઠ તો આજ ગાંડા થયા હોય એમ મ્હને લાગે છે રસોઈ તૈયાર છે—તમે તેમની રાહ જૂઓ છો, એમ મ્હેં કહ્યું ત્યારે–'આપેલા પૈસાનું શું કર્યું ? કોની શેઠાણીની તું વાત કરે છે ?–મ્હારે પત્નિજ નથી ' વિગેરે કહી મ્હને માર્યો "

આ હકિકત સાંભળી લક્ષ્મીને ઘણો ગુસ્સો વ્યાપ્યો તેણે નોકરને ફરી કહ્યું —

" એકદમ પાછો જા અને તારા શેઠને ઘેર બોલાવી લાવ. "

' શું માર ખાવા પાછો જાઉં ? મહેરબાની કરી બીજા કોઇને મોકલો. " નમ્રતાથી રતને કહ્યું

" એકદમ જા, હુકમનો અનાદર કરીશ તો તારૂં માથું ભાગી નાંખીશ " ગુસ્સાથી લક્ષ્મીએ કહ્યું

" મ્હારી દશા ઢુમ્બોલ (દડા) જેવી છે આમથીએ ફટકો પડે ને પેલી બાજુએથી પણ પડે ! શેઠે પુષ્પાંજલી આપી હાંકી કહાડયો ત્યારે શેઠાણી પુષ્પાંજલી મેળવવા ફરી મોકલે છે ! નોકર માણસ ર્હ્યાં એટલે ગયા સિવાય કંઇ છુટકો છે ?" એમ બબડતો રતન પાછો ગયો.

" રમા ! મ્હારા પરથી તેમનો સ્નેહ ઓછો થઇ ગયો લાગે છે, તેમ ન હોય, તો ઘેર કેમ ન આવે ? "

' તું તો તદન મૂર્ખીજ રહી ! એમ તે કાંઈ બને ? કંઇ કામ હોય તો રોકાઈ પણ જવાય '

" મ્હારે માટે સોનાનો અછોડો લાવવાનો કહી ગયા હતા તે તો રહ્યું બાજુપર ને વળી કહે છે કે પત્નિ કોની ને વાત શી ? "

આમ સાંજગડ ચાલતા આખરે અધિરી પત્નિ ત્હેની બ્હેન રમાને લઇને પતિની શોધમાં નીકળી પડી.

મ્હોટો રામ ધર્મશાળામાં પહોંચ્યો ત્યાર પછી થોડીજવારે રતન ત્યાં આવ્યો તેને જોઇ ક્રોધયુક્ત સ્વરે રામે કહ્યું " કમરે રતન ! હવે તો ભેજું ઠેકાણે છે ને ? રસ્તા વચ્ચે મર્યાદા ભરેલી અપમાન સૂચક મશ્કરી કરવાનું તને ક્યાંથી સૂઝ્યું ? "

" મશ્કરી શેની ને વાત શેની ? ધર્મશાળામાંથી બહાર ગયા પછી હું તમને મળ્યો છુંજ ક્યારે ?

ઘણા આશ્ચર્યથી રતને કહ્યું

હજી પણ સીધી વાત ન કરતાં તે મશ્કરી કરે છે એમ લાગવાથી રામે તેને પણ ફટકાર્યો આજ સમયે લક્ષ્મી અને રમા રામને ખોળતાં ખોળતાં તે ધર્મશાળામાં આવી ચઢ્યાં

"વ્હાલા! એવા કયા અપરાધ માટે આ દાસીનો તીરસ્કાર કરો છો?" રામને જોઇ લક્ષ્મીએ પ્રશ્ન કર્યો

"બાઇ! હું તમને ઓળખતોજ નથી આ શહેરમાં આવે ભાગ્યેજ મ્હને બે કલાક પણ પૂરા થયા હશે! તમારૂં કહેવું પણ હું સમજી શકતો નથી"

"રામજી! મ્હને તમારી દયા આવે છે મ્હારી બ્હેનનો આવો તીરસ્કાર તમે કદી કર્યો નહોતો. આપને બોલાવવા અમે રતનને મોકલ્યો હતો તેમાં શું ખોટું કર્યું હતું?" રમા વચ્ચે બોલી ઉઠી

"રતનને ત્હમે બોલાવવા મોકલ્યો હતો?"

"મ્હને?" રતન સાનંદાશ્ચર્યથી વચમાં બૂમ પાડી ઉઠયો

"હા! આ રતનનેજ—ત્હનેજ મોકલ્યો હતો હું તમારી પત્નિ નથી—તમે ઘેર આવશો નહિ—એવું ત્હમે બોલ્યા, તે પણ તેણે ઘેર આવી મ્હને કહ્યું હતું"

"કેમ રતન! તું આ બાઇને મળ્યો હતો કે?"

રતન સામુ જોઇ રામે પ્રશ્ન કર્યો

"મ્હારી આટલી ઉમ્મરમાં મ્હે તેમને જોયા પણ નથી, તો વાત ક્યાંથી કરી હોય?"

રસ્તામાં રતને સંદેશો કહ્યો હતો તે યાદ આવવાથી રામને એમ લાગ્યું કે પોતાને ફસાવવા આ કાવતરૂં તો રચાયું નહિ હોય! રતન પણ તેમને કદાચ મળી ગયો તો નહિ હોય!

"રતન! તું આ બાઇને મળ્યો ન હોય તો તે આપણું નામ ક્યાંથી જાણે? વળી રસોઇ તૈયાર થઇ ગઇ છે—શેઠાણી રાહ જોઇ બેસી રહ્યાં છે, એવું પણ તું ક્યાંથી કહી શકે?"

"સાહેબ! આ બાઇ જાદુગર લાગે છે?" ગભરાટથી રતને કહ્યું

"મ્હારૂં પણ લગ્ન ઉંઘમાંજ થયું હોવું જોઇએ."

તેટલાજ ગભરાટથી રામે કહ્યું

"રતન હવે ટકટકારો જવા દે ઘેર જઇ જમવાની ગોઠવણ કર" લક્ષ્મીએ હુકમ કર્યો.

શું કરવું તે તેમને સુજ્યું નહિ બાઇના જાદુની અસર પોતાના ઉપર થઇ માટે જોવું તો ખરૂંજ એમ ધારી તેઓ બન્ને તેની સાથે તેના મકાને ગયા ઘેર પહોંચ્યા પછી બારણું બંધ કરી અંદર બેસવા જવા રતનને કહેવામાં આવ્યું

તેઓ જમવા બેસવાની તૈયારી કરતાં હતાં, તેટલામાં બારણા ખખડવાનો અવાજ થયો. લક્ષ્મીનો પતિ તેના એક મિત્રને લઇ ઘેર જમવા આવ્યો હતો તેનો નોકર રતન પણ રસ્તામાંથી તેની સાથે થયો હતો રામે તેના મિત્ર ભણી જોઇ કહ્યું"

"રતને દારૂ પીધો લાગે છે તે કહે છે કે મ્હે તેને માર્યો અને હું પરદેશીજ નથી, એમ મ્હે કહ્યું"

બારણું બંધ જોવાથી રતને બીજા નોકરોને બૂમ પાડી ઉઘડાવવા પ્રયત્ન કર્યો. બારણું ઉઘાડવાને બદલે અંદરથી તેના જેવા સ્વરથી કોઇએ જવાબ આપ્યો. " દરવાજા આગળ તોફાન ન કરો."

બન્ને રતન ભાઇઓ એક અંદરથી અને બીજો બહારથી અરસપરસ બોલાબોલી કરવા મંડી પડયા. ઘરમાંના રામ અને રતનને ખરૂં ધારી કોઇએ તેમના બોલવાપર લક્ષ આપ્યું નહિ. ઘણી ધાંધલ થવાથી લક્ષ્મીએ બારણાં આગળ આવી અંદરથી કહ્યું:—

" બારણાં આગળ ધમાલ કોણ મચાવી રહ્યું છે ?"

" બારણાં ઉઘાડ ! હું ત્હારો પતિ રામ છું."

" મ્હારો પતિ ? લુચ્ચા, સંભાળીને બોલ. મ્હારો પતિ તો ઘરમાં છે."

આવા અસહ્ય અપમાનથી રામ અને રતનને ઘણો ગુસ્સો વ્યાપ્યો અને તેથી તેઓએ ઘણા જોરથી બારણાં ધકેલવા માંડયાં. આસપાસ ઘણા લોકોનો જમાવ ભેગો થઇ ગયો અને તેમને પોતાના ઘરમાં પેસવા દેવામાં નથી આવતા, તે જોઇ તેમની મશ્કરી કરવા લાગ્યા ત્યાં ઉભાં રહેવું નિરર્થક લાગવાથી રામ તેના મિત્રને લઇ વીશીમાં ભોજન કરવા ગયો; પણ જતાં જતાં કહેતો ગયો કે " સોનાનો અછોડો જે મ્હેં કરવા આપ્યો છે તે હવે હું મ્હારી પત્નિને આપવાનો નથી."

જમી રહ્યા પછી બ્હાનું કાઢીને રામ અને રતન તે ઘરમાંથી સત્વર બહાર નીકળી પડયા. જેમ લક્ષ્મી રામને પોતાનો પતિ માનતી હતી, તેમ રાંધનારી બાઇ કાશી રતનને પોતાનો પતિ માનતી હતી. આથી જાદુગરના પંજામાં ફસાવાથી તેમને પાકી ખાત્રી થઇ ગઈ. રસ્તામાં એક સોનીએ કહ્યું " ભાઇ સાહેબ ! આપની પત્નિ માટે બનાવવા આપેલો અછોડો તૈયાર થઇ ગયો છે. માટે સાથે લેતા જાઓ." રામ તે લેવા ના પાડતો હતો, છતાં તેને આગ્રહ કરી સોનીએ અછોડો સોંપ્યો અને તેની કિંમતના બસો રૂપિયા પછી લઇ જઇશ એમ જણાવ્યું.

જાદુઇ પ્રદેશમાં આવી ફસાયાનો ભ્રમ રામના મગજમાં પણ દૃઢ થવા લાગ્યો અને અકળાઇ રામે રતનને કહ્યું:—

" અત્યારેજ બંદર પર જઇ કોઇ વહાણ જતું હોય તો તપાસ કર. સામાન પણ બંદર પર લઇ જા, આ શહેરમાં બહુ રહેવામાં નાહક હેરાન થઇશું."

વીશીમાંથી જમી ઘેર પાછાં ફરતાં ખરા રામને રસ્તામાં પેલો સોની મળ્યો. મ્હોટા રામને અછોડો આપી પૈસા પછીથી લઇ જવા તેણે કહેલું, પણ ત્યારપછી તાત્કાલિક પૈસાની જરૂર પડવાથી તેણે રામ પાસે પૈસા માગ્યા.

ન્હાના રામે જવાબ દીધો, " અછોડો આપ્યા સિવાય પૈસા કેવા ? વસ્તુજ મળી નથી તો પૈસા કયાંથી અપાય !"

જાણી જોઇને તે ખોટું બોલે છે, એમ લાગવાથી સોનીએ યોગ્ય પુરાવા સાથે ફરિયાદ કરી. જાણી જોઈ તે ખોટું બોલે છે એવું તપાસમાં જણાયાથી ન્યાયાધિશે રામને રક્ષકોના પ્હેરા સાથે કબજામાં રાખવા હુકમ કર્યો. રસ્તામાં તેને મ્હોટા રામનો નોકર

મળ્યો. પોતાનો શેઠ ધારી તેણે કહ્યું–"સાહેબ, વહાણ ઉપાડવાની તૈયારીમાં છે. સઘળો સરસામાન મેં વહાણમાં ચઢાવી દીધો છે, વિલંબ માત્ર આપનોજ છે."

મ્હાનો રામ બોલ્યો, "રતન ! તું કંઇ ગાંડો બાંડો થયો છે કે શું ? મ્હારે વહાણનું શું કામ છે ? મ્હારી પત્નિ પાસે જઇ બસો રૂપિયા જલદીથી લઇ આવ કે મ્હારો છુટકો થાય."

પોતાના પતિની આપત્તિ રતન મારફત જાણીને લક્ષ્મીએ તુર્ત બસો રૂપિયા તેને ગણી આપ્યા. રૂપિયા લઇ પાછા જતાં રસ્તામાં તેને પોતાનો ખરો શેઠ રામ મળ્યો. જેમ જેમ દિવસ જતો હતો, તેમ તેમ તેનું મગજ બનતા બનાવોથી અસ્થિર થતું જતું હતું. શહેરના તમામ માણસ તેને ઓળખતા હોય એમ સલામ કરતી–નામ દઇ આવકાર આપતી હતી.–કોઇ ધીરેલા રૂપિયા આપવા આવતું તો કોઇ કરેલા ઉપકાર બદલ ધન્યવાદ આપતું હતું આવી સ્થિતિમાં કયા માણસનું મગજ ઠેકાણે રહે ? આ બધા વિચારો તેના મગજમાં એ શરખા ગોળાયા કરતા હતા, તેવામાં રતને તેને બસો રૂપિયા આપ્યા અને 'પૂછ્યું' "રક્ષકોના હાથમાંથી તમે કેવી રીતે છટકી આવ્યા ? " આનો કંઇ પણ જવાબ તેણે ન આપ્યો કારણકે તેણે ધાર્યું કે રતન ઉપર પણ જાદુઈ અસર થઇ છે.

પરંતુ થોડે દૂર ગયા પછી વીશીવાળાએ સવારના પૈસા આપી દેવા માગણી કરી ત્યારે તો તેની અજાયબીનો પાર રહ્યો નહિ. તેને એમજ લાગ્યું કે આ નગરમાં ધુતારાજ વસે છે તેણે કહ્યું "ભાઇ હું તો વીશીમાં જમ્યો જ નથી, તો તને પૈસા શાના આપું ? વીશીવાળાએ કંઇ જવાબ ન દેતાં ઘેર જઇ લક્ષ્મીને સર્વે હકિકત કહી બીલ ચુકવવા કહ્યું તેને પણ ઘણી અજાયબી થઇ. ઘેર જમી તુર્ત વીશીમાં જમવા પોતાનો પતિ જાય એમ અસંભવિત લાગ્યું, છતાં તેણે તેને પૈસા ચુકવી આપ્યા પોતાના પતિ માટે દિલગીરી જાહેર કરતી તે ડાકતરની પાસે ગઇ અને પોતાના પતિને મગજનો કાંઇ રોગ થયો છે જણાવી, જલદી આરોગ્ય કરવા તેને સૂચના કરવી રતન સાથે મોકલેલા પૈસા સોનીને મળ્યા નથી એવું જાણી તેણે ફરી પૈસા સોનીને મોકલી આપ્યા પરંતુ રામ અને રતન ધમાચકડી–તોફાન કરતા હોવાનું લાગવાથી ડાકતરે તેમને દોરડાથી બંધાવી અંધારી કોટડીમાં પૂરી રાખવા લક્ષ્મીને સલાહ આપી પતિની આ દશા જોઇ તેમને પોલિસના સ્વાધિનમાં રહેવા દઇ ખિન્નવદને તે ઘર તરફ ગઇ.

મ્હોટો રામ અને તેનો નોકર ઉપરા ઉપરી બનેલા બનાવોથી ગભરાઇ જઇ જતા રહેતા હતા તેવામાં પેલો સોની તેમને મળ્યો. રામની કોટમાં સોનાનો અછોડો જોઇ સોનીએ તેને કહ્યું, "કેમ સાહેબ ! અછોડો મળ્યોજ નથી એમ કહેતા હતા, ત્યારે આ અછોડો ક્યાંથી આવ્યો ? સારા માણસનું આ લક્ષણ નહિ હો, સાહેબ !"

ભલા માણસ તેંજ મને આપ્યો હતો. અને કહ્યું હતું કે જરૂર પડશે પૈસા લેવાશે, હવે આવું કેમ બોલે છે પણ સોનીએ તો પોતાની ટીકા ચાલુ રાખી.

પોતાના પ્રમાણિકપણા માટે શંકા બતાવવાથી રામ ઘણો ગુસ્સે થયો અને ગજવામાંથી ભરેલી પિસ્તોલ કાઢી તેને મારવા ધસ્યો. આગળ સોની–તેની પાછળ હાથમાં ભરેલી પિસ્તોલ સાથે રામ અને તેની પાછળ તેનો નોકર રતન દોડવા લાગ્યા. રસ્તે આ પ્રમાણે

તેઓને દોડતા જોઇ રમાએ કહ્યું "એ પ્રભુ ! આ તો છૂટા થઇ ગયા ! અને લોકોનું ખુન કરવાને પિસ્તોલ લઇ તેઓ દોડે છે." લક્ષ્મીએ ઘણું બૂમરાણ મચાવી મૂક્યું અને તેમને પકડવા પોતાના નોકરોને કહ્યું. ફરી આ જાદુગરણના ફંદામાં ન ફસાવાના છરાદાથી તેઓ પણ જીવ લઇને નાઠા. પોતાને પકડવા લક્ષ્મી અને રમા તથા શહેર રક્ષકો વિગેરે આવે છે એમ જોઇ તેઓ પાસેના એક મઠમાં ભરાઇ ગયા સઘળી હકીકત સાંભળ્યા પછી અધિકારિણીએ પોતાના આશ્રિતોને સોંપવા ના પાડી ને કહ્યું કે આ મનુષ્યોના ગાંડા થવાનો ભેદ ફક્ત હુંજ જાણું છું.

આ ધાંધલ આમ ચાલતું હતું તેવામાં ત્યાં આગળ થઇને રાજાની સ્વારી જતી હતી. અને બુદ્ધિચંદ પોતાના છૂટકારા માટેની રકમ શહેરમાંથી મેળવી ન શકવાથી તેને દેહાંતદંડની શિક્ષા કરવા લઇ જવામાં આવતો હતો. પતિને પાછો મેળવવા ધમપછાડ કર્યાં છતાં મળ્યો નહિ તેથી લક્ષ્મીએ તે બાબત રાજાને ફરિયાદ કરી. તેજ સમયે રક્ષકોના હાથમાંથી છૂટી આવી ખરા રામ અને રતને ઇન્સાફ મેળવવા રાજાને વિનંતી કરી. કેટલાંક વર્ષોપર ખોવાએલો પોતાનો પુત્ર આજ છે જાણીને ખુશી થતો બુદ્ધિચંદ તેને મળ્યો અને એક હઝાર રૂપિયા હવે આપી શકવાનું જાહેર કર્યું રામે બુદ્ધિચંદને પોતે ઓળખતો નથી એમ કહેવાથી તે પાછો નિરાશ થયો.

આ સર્વ પ્રકાર જોઇ રાજા ગુંચવાડામાં પડયો હતો. તેવામાં મઠમાંથી મ્હોટો રામ–રતન–અને મઠાધિકારિણી સ્ત્રી બહાર આવ્યાં બન્ને રામ અને રતનના રૂપ–રંગ વિગેરેનું સંપૂર્ણ મળતાવડાપણું જોઇ કોઇ તેમને ઓળખી શક્યું નહિ. આખરે પિતા પુત્ર અને માતાનો મેળાપ થયો પિતાના છૂટકારાની રકમ આપવા ન્હાના રામે તત્પરતા બતાવી પણ આ આનંદજનક બનાવની યાદદાસ્તમાં રાજાએ બુદ્ધિચંદનો દંડ માફ કરી તેને જીવતદાન આપ્યું.

મ્હોટા રામનું લગ્ન લક્ષ્મીની બ્હેન રમા સાથે અને રતનનું લગ્ન કાશી રસોયણની બ્હેન સાથે ધામધૂમથી કરવામાં આવ્યું અને સર્વ આનંદમાં રહી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.*

## સદ્વર્તનની આવશ્યકતાઃ—

સદ્વર્તન કાયદા કરતાં વધારે ઉપયોગી છે. ઘણે ભાગે તેના ઉપરજ કાયદાનો આધાર છે. કાયદો તો આપણને લુજ જગ્યાએ અને લુજ વખતેજ આડે આવે છે, પરન્તુ વર્તણુક તો આપણને શાન્ત અથવા ક્ષોભિત, સ્વચ્છ અથવા મલીન ઉચ્ચ અગર નીચ, અને જંગલી વા સુધરેલ બનાવે છે; નથી જીવનનું સઘળું સાન અને વાન આપણને અર્પે છે. વર્તણુક સારી કે નઠારી પોતાના ગુણ પ્રમાણે પ્રજાની નીતિની ઉપર મહાન અસર કરે છે. અર્થાત્ તેને નીતિ માર્ગોએ આગળ વધારે છે અગર તો તેનો સદંતર નાશ કરે છે.

F. G. M.

---

* મહાકવિ શેક્સપિઅર કૃત "કોમેડી ઓફ્ એરર્સ" ઉપરથી સહજ ફેરફાર સાથે.

મળ્યો. પોતાનો શેઠ ધારી તેણે કહ્યું-"સાહેબ, વહાણ ઉપાડવાની તૈયારીમાં છે. સઘળો સરસામાન મ્હેં વહાણમાં ચઢાવી દીધો છે, વિલંબ માત્ર આપનોજ છે."

ન્હાનો રામ બોલ્યો, "રતન! તું કંઇ ગાંડો બાંડો થયો છે કે શું? મ્હારે વહાણનું શું કામ છે! મ્હારી પત્નિ પાસે જઇ બસો રૂપિયા જલદીથી લઇ આવ કે મ્હારો છુટકારો થાય."

પોતાના પતિની આપત્તિ રતન મારફત જાણીને લક્ષ્મીએ તુર્ત બસો રૂપિયા તેને ગણી આપ્યા. રૂપિયા લઇ પાછા જતાં રસ્તામાં તેને પોતાનો ખરો શેઠ રામ મળ્યો. જેમ જેમ દિવસ ચઢતો હતો, તેમ તેમ તેનું મગજ બનતા બનાવોથી અસ્થિર થતુ જતું હતું. શહેરની સમગ્ર પ્રજા તેને ઓળખતી હોય એમ સલામ કરતી—નામ દઈ આવકાર આપતી હતી.-કોઇ ધિરેલા રૂપિયા આપવા આવતું તો કોઇ કરેલા ઉપકાર બદલ ધન્યવાદ આપતું હતું આવી સ્થિતિમાં કયા મનુષ્યનું મગજ ઠેકાણે રહે? આ બધા વિચારો તેના મગજમાં એ સરખા ખોળાયાં કરતા હતા, તેવામાં રતને તેને બસો રૂપિયા આપ્યા અને પૂછ્યું "રક્ષકોના હાથમાંથી તમે કેવી રીતે છટકી આવ્યા?" આનો કંઇ પણ જવાબ તેણે ન આપ્યો કારણકે તેણે ધાર્યું કે રતન ઉપર પણ જાદુઈ અસર થઇ છે.

પરંતુ થોડે દૂર ગયા પછી વીશીવાળાએ સવારના પૈસા આપી દેવા માગણી કરી ત્યારે તો તેની અજાયબીનો પાર રહ્યો નહિ. તેને એમજ લાગ્યું કે આ નગરમાં ધુતારાજ વસે છે તેણે કહ્યું "ભાઇ હું તો વીશીમાં જમ્યો જ નથી, તો તને પૈસા કયાંથી આપુ! વીશીવાળાએ કંઇ જવાબ ન દેતા ઘેર જઇ લક્ષ્મીને સર્વ હકિકત કહી બીલ ચૂકવવા કહ્યું તેને પણ ઘણી અજાયબી થઈ. ઘેર જમી તુર્ત વીશીમાં જમવા પોતાનો પતિ જાય એમ અસંભવિત ધાર્યું, છતાં તેણે તેને પૈસા ચૂકવી આપ્યા પોતાના પતિ માટે દિલગીરી પ્રદર્શિત કરતી તે દાક્તરની પાસે ગઇ અને પોતાના પતિને મગજનો કાંઈ રોગ થયો છે જણાવી, જલદી આરોગ્ય કરવા ત્હેને સુચના કરવી રતન સાથે મોકલેલા પૈસા સોનીને મળ્યા નથી એવું જાણી તેણે ફરી પૈસા સોનીને મોકલી આપ્યા પરંતુ રામ અને રતન ધમાચકડી—તોફાન કરતા હોવાનું લાગવાથી દાક્તરે તેમને દોરડાથી બંધાવી અંધારી કોટડીમાં પૂરી રાખવા લક્ષ્મીને સલાહ આપી પતિની આ દશા જોઈ તેમને પોલિસના સ્વાધિનમાં રહેવા દઇ ખિન્નવદને તે ઘર તરફ ગઇ.

મ્હોટો રામ અને તેનો નોકર ઉપરા ઉપરી બનેલા બનાવોથી ગભરાઇ જઇ જતા રહેતા હતા તેવામાં પેલો સોની તેમને મળ્યો. રામની કોટમા સોનાનો અછોડો જોઇ સોનીએ તેને કહ્યું, "કેમ સાહેબ! અછોડો મળ્યોજ નથી એમ કહેતા હતા, ત્યારે આ અછોડો કયાંથી આવ્યો? સારા માણસનું આ લક્ષણ નહિ હો, સાહેબ!"

ભલા માણસ તેંજ મ્હને આપ્યો હતો. અને કહ્યું હતું કે જરૂર પડયે પૈસા લેવાશે, હવે આવું કેમ બોલે છે પણ સોનીએ તો પોતાની ટીકા ચાલુ રાખી.

પોતાનાં પ્રમાણિકપણા માટે શંકા બતાવ્યાથી રામ ઘણો ગુસ્સે થયો અને ગજવામાંથી ભરેલી પિસ્તોલ કાઢી તેને મારવા ધસ્યો. આગળ સોની-તેની પાછળ હાથમાં ભરેલી પિસ્તોલ સાથે રામ અને છેક પાછળ તેનો નોકર રતન દોડવા લાગ્યા. રસ્તે આ પ્રમાણે

આવો મામલો જોઇને તેમના ભત્રીજાની વહુ લલિતાને કોઇ કોઇ વખત બહુ લાગી આવતું, કારણ કે લલિતા વહુ સમજી હતી, વિચારશીલ હતી અને દરેક વસ્તુની બને બાજુ જોનારી હતી. પોતાની કાકીજીની પેઠે ને કાંઇ એકજ બાજુ જોનારી નહોતી. તે કાકીજીની અદબ જાળવી જાળવીને તેમને કહી લેતી કે તમે પોશાકની બાબતમાં જરાક હદમાં રહીને બોલો તો સારૂં. તેમજ એ બાબતની બીજી બાજુ પણ તમારે જોવી જોઇએ એ સાંભળીને પ્રેમકુંવર કાકી હસી પડતાં. કોઇ કોઇ વખત જરા મોઢું પણ બગાડતાં અને કહેતાં કે આ આજકાલની છોકરી મને શિખામણ દેવા આવી છે. હવેની વસ્તુઓ તો આવીજ હોય ના ? પણ વહુ દીકરા ! હજી તમને ખબર નથી. એ લુગડાંની ફેસનથીજ બધું સત્યાનાશ વળે છે અને બાયડીઓ એમાંથીજ બગડે છે. હજી તો એ સંબંધી હું બહુ બોલતી નથી. ને મારી જીભને પરાણે પરાણે રોકી રાખું છું. પણ જો તમે મને આમ ચીડવ્યા કરશો તો હું તમારાં પોલકાંના એવા ફજેતા ઉડાવીશ કે તમે પણ યાદ કરશો.

એ સાંભળીને લલિતાએ કહ્યું કે કાકીજી તમારી અદબ ઘણા દહાડા રાખી, હવે તો તમને પણ સાચે સાચી વાતો કહેવી પડશે ને તમારી આંખો ઉઘાડવી પડશે. કારણ સ્ત્રીઓના પોશાકની બાબતમા તમે તદ્દન એકતરફી વિચારનાં થઇ ગયાં છો અને જે બાબત તદ્દન નિર્દોષ છે તેમાં પણ તમે બહુ મોટા દોષ માની બેઠાં છો. અને જે બાબત સમયને અનુસરતી છે તેની પણ તમે સામે થાઓ છો. એથી પરિણામ એ થાય છે કે તમારી વાતો સાંભળીને કોઈને કાંઇ અસર થતી નથી. પણ ઉલટાં બધાં હસી પડે છે. અને તમારી મહેનત તથા શક્તિ ફોગટ જાય છે. એને બદલે જો તમે બીજા કોઇ વધારે અગત્યના સવાલની વાતો કરો તો એથી તમને તથા બીજી ઘણી બહેનોને બહુ ફાયદો થાય. માટે માઠું લાગે તો માફ કરજો. પણ આજે તો તમને એ સંબંધમાં બે વચનો જરૂર કહેવાં પડશે.

કાકીજી ! શું તમે એમ ધારો છો કે હવેની સ્ત્રીઓ તમારા જેવો જાડા લાલ સાડલા પહેરવાવાળી થાય અને કોણી સુધીની બાંયવાળા કસમવાળા કમખા પહેરવાવાળી થાય ? ના. ના. હવે એમ બનવાનું નથી કાકીજી ! યાદ રાખજો કે તમારા લાલ સાડલાના વાવટા હવે ઉડવાના છે ! કારણકે એવી જાતના રંગો હવેની સ્ત્રીઓને ગમે નહિ. એવા જુના જમાનાનાં લુગડાં આજના નવા જમાનાની સ્ત્રીઓને કાંઈ શોભે પણ નહિ. શું હાળા બધેડા ને રાતા સાડલા પહેરવા ને કોણી સુધીના જાડા કમખા પહેરવા એમાંજ સ્ત્રીઓનું સ્ત્રીપણું આવી રહે છે કે ? ને એમાંજ સ્ત્રીઓની આબરૂ સમાઇ જાય છે કે ! નહિ, કાકીજી ! લુગડાં કે દાગીના સાથે કાંઇ સ્ત્રીઓના સ્ત્રીપણાને ઝાઝો સંબંધ નથી. સ્ત્રીઓનુ સ્ત્રીપણું એ તો કાંઇક જુદીજ વસ્તુ છે. અને સ્ત્રીઓનાં સદ્દગુણો એ તો કાંઇક જુદીજ વસ્તુ છે. બેશક વસ્ત્રાલંકારની પણ તેઓની ઉપર કાંઇક અસર થાય છે એમાં કાંઇ શક નથી પણ તેની સાથે આ વાત પણ જાણવી જોઇએ કે જેમ જેમ કાળ બદલાતો જાય છે, લોકોની રૂચી બદલાતી જાય છે અને આસપાસના સંજોગો બદલાતા જાય છે તેમ તેમ દુનિયાની બધી પ્રજાઓના પોશાકોમાં ફેરફાર થતો જાય છે. કોઈ પણ પ્રજાનો પોશાક હમેશાં એક ને એક જાતનો રહેતો નથી. તેમજ આપણા દેશમાં પણ આ નવા જમાનામાં આપણી દેશની સ્ત્રીઓના પોશાકમાં ફેરફાર થાય એ તદ્દન સ્વાભાવિક છે. તેમજ પોશાકના

ફેરફારની સાથે જુના વિચારના ઘણા માણસો થાય અને ઘણીઓની આંખમાં પોશાકની નવી ફેશનો ખુચે એ પણ તદન સ્વાભાવિક છે એમ તો થયાજ કરે, એમાં કાંઈ નવાઇ નથી. પણ તમારા જેવાં ઉપદેશક બાઇઓએ એવા એકતરફી વિચારોમાં ન રહી જવું જોઇએ. કારણકે આપણા મિજાજ પ્રમાણે અથવા આપણને ગમતુ હોય તે પ્રમાણેજ બોલ્યા કરવુ, એ કાંઇ આપણુ કામ નથી. પણ આપણી બહેનોના હિત સામે જોઇને અને આપણા દેશના કલ્યાણ સામે જોઇને આપણે આપણા વિચારો બતાવવા જોઇએ અને એમ કરવામાં કદાચ આપણા કોઇ વિચારો ને ફેરવવા પડે તો દીલગીર નહિ થતાં ખુશીથી આપણા વિચારોને બદલવા જોઇએ તોજ સાચા ઉપદેશક થઇ શકાય. કારણકે ઉપદેશકનું કામ બહુ જોખમ ભરેલું છે. માટે તેઓએ તો ચોતરફ નજર પહોચાડીને કામ લેવુ જોઇએ. ફક્ત પોતાને સારૂં લાગે તેટલા સારૂજ કાંઈ એકતરફી દોરવાઇ જઇને કોઇને કડવાં વચનો કહી દેવાય નહિ.

કાકીજી ! હવે તમે જુઓ કે લોકોની અંદર પોશાકોમાં જે જે ફેરફારો થાય છે તેને તમે અટકાવી શકો તેમ છો ! જગતમાં હાલના વખતમાં જે જે નવી નવી જાતની શોધો થાય છે, દરરોજ નવી નવી જાતના સુંદર રંગો નીકળતા જાય છે તેને તમે અટકાવી શકશો ? દરરોજ નવી નવી બનાવટના કપડા નીકળતાં જાય છે તે શોધને તમે અટકાવી શકશો ! હમેશાં કપડાંની જાતોની અંદર સુધારો થતો જાય છે અને તેમાં કુમાશ આવતી જાય છે અને એક જાતની ઝીણવટ આવતી જાય છે એ બધી શોધોને તમે રોકી શકશો ? યાદ રાખજો કે એવી જાતની શોધોની આડા હાથ દઇ શકાય તેમ નથી હવે જેમ એક બાજુ કપડાંની જાતમાં, તેની સુંદરતામાં, તેના રંગોમાં અને તેની ફેશનોમાં સુધારો થતો જાય છે તેને અટકાવી શકાય તેમ નથી તેમજ બીજી બાજુએ પણ તપાસવું જોઇએ કે મનુષ્ય જાતનો સ્વભાવ શુ છે ? અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીઓનો સ્વભાવ કેવો છે ? યાદ રાખજો કે સ્ત્રીઓનો સ્વભાવ સૌંદર્યને શોધનારો છે. સ્ત્રીઓનો સ્વભાવ રૂપની પાછળ દોડનારો છે. સ્ત્રીઓનો સ્વભાવ ભપકાની પાછળ મોહ પામનારો છે સ્ત્રીઓનો સ્વભાવ નવિનતા શોધવાનો છે. સ્ત્રીઓનો સ્વભાવ પોતાનાં બચ્ચાંને સારૂં સારૂં આપવાનો છે. અને ઠાઠમાઠ ભપકો સભકો તથા ડોળડમાક જામી જાય એવો સ્ત્રીઓનો કુદરતી સ્વભાવ છે. આ સ્વભાવને કેળવણી પણ બદલી શકતી નથી અને સ્ત્રીઓના આ સ્વભાવને વિધાત્રી પણ બદલી શકતી નથી એ સ્વભાવને, કાકીજી ! તમે બદલી શકશો કે ? કાકીજી ? તમને ખબર છે કે જે જમાનામાં સુંદર કપડાં નહોતાં, તે વખતે પ્રાચીન ઋષિઓના કાળમા
જ્યારે સ્ત્રીઓ જંગલમાં રહતી અને તપસ્વિનીના જેવી જીંદગી ગાળતી ત્યારે પણ
... જાતનો શોખ હતો ત્યારે પણ તેઓ ચંદન અને કેસરથી પોતાના શરીરો
... ફૂલો તથા પાંદડાં અને કેટલીક જાતનાં વટકલોથી પોતાનાં શરી-
...રોને પણ ચણોઠીની માળાઓ પહેરવાનુ મન થઇ જાય છે
...ું મન થઇ જાય છે અને સ્વર્ગમાં રહેલી ઇંદ્રની અપ્સ
પહેરવા ... જાય છે, ત્યારે વીસમી સદીની
એ ... છે ? અરે ! જરા વિચાર તો
ખાસ ભાર મૂકવામાં આવે છે,

જે વખતની અંદર દિનપ્રતિદિન મોજશોખનાં સાધનો વધતાં જાય છે અને જે વખતની અંદર લોકશક્તિ ઘટતી જાય છે તથા સ્વતંત્રતા વધતી જાય છે તેવા વખતમાં તમને ગમે તેવા રાતા સાડલાને બેડોળ ઢમખા બાપડીઓ પહેર્યા કરે કાં!—વાહરે વાહ! કાકીજી! યાદ રાખજો કે એમ કાંઇ ચાલવાનું નથી. હવે તો હુમારા લાલ સાડલાના વાવટા ઉડવાના છે અને એને માટે તમે ગમે એટલા વળાવો કરો ને ગમે એટલાં ભાષણો કરો છતાં પણ નવી ફેશનનાં કપડાં આવવાનાં છે. કપડાનાં રંગ અને દેખાવથી ભડકી જાઓમા, કારણકે તમે જે કપડાંથી, જે રંગોથી અને જે દેશનોથી ભડકો છો તે બધામાં પણ કાંઇક લાભ છે. યાદ રાખજો કે જે પ્રજા બહુજ પાછળ હોય, તે પ્રજાજ એકાદ રંગને પકડી રાખે છે. અને જે લોકોમાં ટેઇસ્ટ (શોખ વૃત્તિ) ઉતરતા પ્રકારના હોય તે લોકોજ અમુક જાતના જંગલી જેવા રંગોથી સંતોષ માને છે. પણ જે પ્રજા આગળ વધતી જાય છે તેઓની અંદર તો કુદરતી રીતેજ નવી નવી ફેશનો આવતી જાય છે. તેમજ બીજી આ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે જે પ્રજા બહુજ ગરીબ સ્થિતિમાં હોય તે પ્રજાના લોકોજ ઘણા કાળ સુધી અમુક એકજ જાતના પોશાકમાં પડી રહે છે પણ જે પ્રજાની સમૃદ્ધિ વધતી જાય તે પ્રજા કાંઇ પોતાના જુના પોશાકોને વળગી રહેતી નથી. આ બધી વાતોનો આપણે વિચાર કરવો જોઇએ. અને તેમાં પણ તમારા જેવાં ઉપદેશકોએ તો આવી બાબતોને ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. આ સંબંધી વિચાર કરતાં મને તો એમ જણાય છે કે હવે બહુ જલદીથી લોકો આગળ વધતા જાય છે. બીજી પ્રજાઓના સમાગમમાં આવતા જાય છે. અને ઇશ્વરની કૃપાથી આપણા દેશોની સમૃદ્ધિ પણ વધતી જાય છે તથા ઘણી જાતના સંજોગો પણ બદલાતા જાય છે એટલે હવે આપણા દેશના લોકો પોતાના જુના પોશાકને વળગી રહી શકે તેમ નથી. હવે તો સમયને અનુસરતો પોશાકની બાબતમાં ફેરફારોથી આપણે દીલગીર થવાનું નથી. પણ જ્ઞાનની વૃદ્ધિથી જે ફેરફારો થાય તે ફેરફારોથી તો ઉલટું ખુશી થવા જેવું છે.

કાકીજી! વિચાર કરો કે તમને હાલનાં છોકરાંને જે ફેશનેબલ (નવી તરેહનાં) ઝભલાં પહેરાવ્યાં હોય અગર કોટ પાટલુન ને લશ્કરી ટોપી પહેરાવી હોય તે ન ગમે માટે એ છોકરાંની માતા એવાં કપડાંને બોયકોટ (દૂર) કરશે કે? ત્યારે તમે શું એમ ઇચ્છો છો કે અસલનાં છોકરાં જેમ ગીંધરાની ઢીંગલીઓ સાથે રમતાં અને ધુળની ઢગલીઓ સાથે રમતાં તથા નાકમાંથી લીંટ ચાલ્યાં જતાં હોય અને ફળીઆમાં નાગાં નાગાં ફરતાં હોય એવી દશામાં હવેનાં છોકરાંને તેઓનાં માબાપો રાખશે કે? નહિ, એમ કદી પણ બનવાનું નથી. ભલે તમને ન ગમે પણ હું તો મારા બાબુને લશ્કરી ડ્રેસ (પોશાક) પહેરાવીશ. તેના હાથમાં પવનથી ફૂટવાવાળી બંદુક આપીશ. અને તેને રમવા માટે મોટર ગાડી, રેલવે, આગબોટ વગેરેનાં યાંત્રિક રમકડાં આપીશ. તથા જે પાનાંમાંથી અક્ષરો ઓળખાય, બંગલા બનાવતાં શીખે અને પશુ પક્ષીનું જ્ઞાન થાય તેવાં ચિત્રોનાં પાનાં તેને રમવા માટે આપીશ. તમે છોકરાંના હાથમાં બંદુક જોઇને બ્હી જાઓ ને મોઢું બગાડો એ કાંઇ હવેના જમાનામાં ચાલશે કે? જો બચ્ચાંઓની ઉપરથી પ્રેમને કાઢી નાંખીએ તોજ તેઓના ડ્રેસના ફેરફારો કરી શકાય પણ અમે જોઇએ છીએ કે ઇશ્વર કૃપાથી અમારાં

માબાપની અને અમારા પતિની સમૃદ્ધિ વધતી જાય છે અને અમારા મનને ગમે તથા અમારાં બાળકોને આગળ વધારવામાં ઉપયોગી થાય તેવાં રમકડાં અને તેવા પોશાકો હવે મળતા જાય છે તેનો લાભ અમે કાં ન લઇએ ? તમે મારાં મોજાંથી મુઝાઇ જાઓ છો અને મારા સ્લીપરથી ભડકી જાઓ છો એટલુંજ નહિ પણ મારી છત્રીથી એ તમને દાઝ ચડી આવે છે માટે શું એ બધું હું કાંઇ તજી દેવાની છું ? નહિંજ. કારણ કે હું જોઉં છું કે મને જ્યારે શરદી જણાય ત્યારે મોજાથી ફાયદો થાય છે. જોડાથી તો દેખીતો લાભ છે. ઘણી વખત એણે મને કાંટામાંથી ને કાદમાંથી બચાવેલી છે. અને તમારી પેઠે વરસાદમાં ભીંજાતી ભીંજાતી મંદિરે જેજે કરવા દોડું ને ભીંજાયલે કપડે ખરાબ દેખાવથી બજારમાં ચાલી આવું એ કાંઇ તમારા ભત્રીજાને ગમે નહિ. અને એવી રીતે ભીંજાવું તે કાંઈ મારી તબિયતને પણ પાલવે નહિં. માટે પ્રસંગોપાત મારે છત્રી વાપરવી પડે છે. અને તેમ છતાં મારા હાથમાં છત્રી જોઇને તમારૂં લોહી ઉકળી જાય છે. પણ મને જરા કહો તો ખરાં કે એમાં અમારી ગુન્હેગારી શું છે ? અને, વરસાદથી કે તડકાથી બચવા સારૂ કોઈ વખત છત્રી લેવી પડે એથી મારૂં શું બગડી જાય ? અને હું અગર મારી બીજી બહેનો છત્રી વાપરીએ તેથી હિંદુ સમાજનું શું ઉંધુ વળી જાય તે કાંઇ મને સમજાતું નથી. જો એથી થતી ખરાબી મને સમજાવો તો હું મારાં બુટ ને છત્રી છોડી દેવા તૈયાર છું.

કાકીજી ! કેટલીક જાતના ઉપદેશ કરતી વખત આપણે આપણી બહેનોની તંદુરસ્તીની સામે પણ જોવું જોઇએ. લોકોના સ્વભાવની સામે પણ જોવું જોઇએ. બદલાતા જતા જમાનાની સામે પણ જોવું જોઇએ. અને આસપાસના સંજોગોની સામે પણ જોવું જોઇએ. કાંઇ એકજ બાજુ જોઇને દુનિયાનો વ્યવહાર ચાલી શકે નહિ જે ચીજ તમને નથી ગમતી તે ચીજ તમારા ભત્રીજાને ગમે છે. જેમકે—તમે મારાં ચશ્માં જોઇને ગભરાઈ જાઓ છો અને તમને એમ લાગે છે કે આવડી છોકરીઓને વળી ચશ્માં કેવાં ? પણ અમારો ડાક્ટર કહે છે કે તમારી આંખને ચશ્માંની જરૂર છે. હવે મારે કોની સલાહ માનવી ? તમારી કે ડાક્ટરની ? તમને મારી છત્રી સાથે વેર છે અને તમારા ભત્રીજાને છત્રીનો શોખ છે. મારા હાથમાં છત્રી જોઇને તે બહુ રાજી થાય છે, હવે મારે કોને રાજી રાખવું ! તમને કે તેમને ? મારા બાબુનો જુદી જુદી જાતનો ડ્રેસ જોઇને તમારા મનમાં કાંઈ કાંઇ જાતની ચટપટી થાય છે અને તમને એમ લાગે છે કે આ લોકો ઉડાઉ છે, આ લોકો સુધરેલાં છે અને આ લોકો અમારૂં કહ્યું માનતા નથી. પણ તમારા ભત્રીજા કહે છે કે આપણે તો બાબુને થોડા વખતમાં વિલાયત મોકલવો છે. અને સિવિલસર્વિસની પરીક્ષામાં તે પાસ થઈ શકે, માટે બહુજ નાની ઉંમરથી તેને વિલાયત મોકલવો છે, માટે હમણાંજ વિલાયતી રીત પ્રમાણે તેને ઉછેરવો જોઇએ. બોલો, હવે એમાં તમારૂં ડહાપણ અમને શું કામ આવે ! તમે તો મારા બાબુને પોતડી પહેરાવીએ ને કસવાળો ડગલો પહેરાવીએ કે અબોટીઉં પહેરાવીને નાતમાં જમવા મોકલીએ તો રાજી થાઓ. અને અમારે તો એ કાંઇ કરવું નથી. અમારે તો તેને વિલાયત મોકલવો છે. બોલો, હવે એના પોશાકની બાબતમાં તમારી સલાહ કે તમારી ટીકા અમને શું કામ આવે ? કાકીજી ! આવીજ રીતે ઘણી બહેનોના સંજોગો જુદા હોય છે અને તેનાં કારણો પણ કાંઇક જુદાં હોય છે એ બધું સમજ્યા વિના બધાંને એક શા-

કડીએ હાંકીએ એ કાંઇ ચાલે નહિં, અને નવા જમાનામાં જુના વખતનાં લુગડાં પહેર્યા કરવાનો ઉપદેશ કાંઇ કામ આવે નહિ માટે હવે આ બધી બાબતો તમારે ધ્યાનમાં રાખવાની મહેરબાની કરવી જોઇએ.

કાશીજી ! ટુંકી બાંયની ચોળીઓથી તમે ભડકી ઉઠો અને આખી બાંયનાં પોલકાંથી તમે બળી મરો. તમારે તો માત્ર કોણી સુધીના કમખા હોય તોજ સારૂં કહેવાય. એમ કાંઇ હવેના જમાનામાં ચાલે ! તમને સારૂં લાગે તેજ આખી દુનિયાને ગમવું જોઇએ એવો કાંઇ નિયમ છે કે ? જો એમ કરવું હોય તો દુનિયાને સો બસો વરસ પાછળ હટાવવી જોઇએ. અને ફરીથી અસલનો જમાનો લાવી મૂકવો જોઇએ. જો એમ કરી શકો તો તમારા રાતા સાડલાઓને બેડોળ કમખાઓ ટકી શકે. બાકી એમ કર્યા વિના કંઈ એવો પોશાક હવેના વખતમાં ટકી શકે નહિ. હવે તો લોકો પોતાને મન ગમતાં નવી નવી જાતનાં લુગડાં પહેરશે. એટલુંજ નહિ પણ હજી તો બીજા દેશના અને બીજી કોમના કપડાં પણ આપણા દેશની ફેશનેબલ સ્ત્રીઓ પહેરવા લાગશે. જેમકે કોઈ સ્ત્રીઓ કોઇ વખત તુર્કી સ્ત્રીઓના જેવો ડ્રેસ પહેરશે. કોઇ વખત મરાઠીના જેવો પોશાક પહેરશે. કોઈ વખત જેપાનીઝ પોશાક પહેરશે. કોઈ વખત અરબસ્તાનનો જુનો પોશાક પહેરશે, કોઇ વખત રોમન સ્ત્રીઓનો પોશાક પહેરશે અને કોઇ વખત શકુન્તલા ને કાદમ્બરીના જેવા પોશાકો પહેરશે એવો વખત પણ હજી આવવાનો છે. તેને બદલે તમે હાલની ચોળીઓનાં ફુમતાંથીજ ગભરાઇ જાઓ એ કેમ ચાલશે ? માટે કાશીજી ! એટલાથીજ ભડકી જાઓમા. હજી તો પોશાકની બાબતમાં કાંઇક જુદોજ જમાનો આવવાનો છે. અને અમે તો એવા જમાનાની પણ વાટ જોઇએ છીએ. તેને બદલે તમે શોકના કાળા બધોં અને લાલ સાડલામાં રાખી મૂકવાની વાતો કરો એ તે કાંઇ ચાલે ? હવે તો તમારા એ લાલ સાડલાના વાવટા ઉડવાનાજ !

---

"તમારો સ્વભાવ સારો છે ?"

બીજાઓને માટે ઉંડો વીચાર અને જાતને માટે અલ્પદ્રષ્ટિ આ એજ ખરી ખૂબસુરતી છે. કારણ કે ચહેરો ગમે તેવો સુંદર તે સ્વચ્છ હોય પણ તે કર્કશ શબ્દને નહિ શોભાવે. દરેક માણસ જેમ જન્મથી ખુબસુરત હોતો નથી તેમજ દરેક જણ ખુશમિજાજી હોતું નથી, પણ દરેક જણ પ્રયાસ કરીને તે મેળવી શકે: તમે તમારા નાકની આકૃતિ કદાચ નહિં ફેરવી શકો અગરતો તમારી આંખને મોટી તે આકર્ષક નહિ બતાવી શકો: પણ તમારા સ્નેહીઓના હિત માટે પ્રયાસ કરો અને તમારાથી બનતા ઉપાય સંસારને તે છે તેના કરતાં કંઇક અંશે વધારે સુખી કરો, તો થોડાજ સમયમાંજ સૌ કોઇ તમારી આકૃતિની ખામી ભૂલી જઇને તમને સુંદરજ નીરખશે માટે સત્પ્રયાસ કરો.

—F. G. M.

માબાપની અને અમારા પતિની સમૃદ્ધિ વધતી જાય છે અને અમારા મનને ગમે તથા અમારાં બાળકોને આગળ વધારવામાં ઉપયોગી થાય તેવાં રમકડાં અને તેવા પોશાકો હવે મળતા જાય છે તેનો લાભ અમે કાં ન લઇએ ? તમે મારાં મોજાંથી મુંઝાઇ જાઓ છો અને મારા સ્લીપરથી ભડકી જાઓ છો એટલુંજ નહિ પણ મારી છત્રીથી એ તમને ટાઢ ચડી આવે છે માટે શુ એ બધુ હું કાંઇ તજી દેવાની છું ? નહિંજ. કારણ કે હું જોઉંછું કે મને જ્યારે શરદી જણાય ત્યારે મોજાંથી ફાયદો થાય છે. જોડાથી તો દેખીતો લાભ છે. ઘણી વખત એણે મને કાંટામાંથી ને કાચમાંથી બચાવેલી છે. અને તમારી પેઠે વરસાદમાં ભીંજાતી ભીંજાતી મંદિરે જેજે કરવા દોડું ને ભીંજાયલે કપડે ખરાબ દેખાવથી બજારમાં ચાલી આવું એ કાંઇ તમારા ભત્રીજાને ગમે નહિ. અને એવી રીતે ભીંજાવું તે કાંઈ મારી તબિયતને પણ પાલવે નહિં. માટે પ્રસંગોપાત મારે છત્રી વાપરવી પડે છે. અને તેમ છતાં મારા હાથમાં છત્રી જોઇને તમારૂં લોહી ઉકળી જાય છે. પણ મને જરા કહો તો ખરાં કે એમાં અમારી ગુન્હેગારી શું છે ? અને, વરસાદથી કે તડકાથી અથવા સારૂ કોઈ વખત છત્રી લેવી પડે એથી મારૂં શુ બગડી જાય ? અને હું અગર મારી બીજી બહેનો છત્રી વાપરીએ તેથી હિંદુ સમાજનું શું ઉંધુ વળી જાય તે કાંઇ મને સમજાતું નથી. જો એથી થતી ખરાબી મને સમજાવો તો હું મારાં બુટ ને છત્રી છોડી દેવા તૈયાર છું.

કાકીજી ! કેટલીક જાતના ઉપદેશ કરતી વખત આપણે આપણી બહેનોની તંદુરસ્તીની સામે પણ જોવું જોઇએ. લોકોના સ્વભાવની સામે પણ જોવું જોઇએ. બદલાતા જતા જમાનાની સામે પણ જોવું જોઇએ. અને આસપાસના સંજોગોની સામે પણ જોવું જોઇએ. કાંઇ એકજ બાજુ જોઇને દુનિયાનો વ્યવહાર ચાલી શકે નહિ જે ચીજ તમને નથી ગમતી તે ચીજ તમારા ભત્રીજાને ગમે છે. જેમકે—તમે મારાં ચશ્માં જોઇને ગભરાઈ જાઓ છો અને તમને એમ લાગે છે કે આવડી છોકરીઓને વળી ચશ્માં કેવાં ? પણ અમારો ડાક્ટર કહે છે કે તમારી આંખને ચશ્માંની જરૂર છે, હવે મારે કોની સલાહ ...વી ! તમારી કે ડાક્ટરની ? તમને મારી છત્રી સાથે વેર છે અને તમારા ભત્રીજાને ...છે. મારા હાથમાં છત્રી જોઇને તે બહુ રાજી થાય છે, હવે મારે કોને રાજી ...ને ? મારા બાબુનો જુદી જુદી જાતનો ડ્રેસ જોઇને તમારા મનમાં ...મને તમને એમ લાગે છે કે આ લોકો ઉડાઉ છે, ...કો અમારૂં કહ્યું માનતા નથી. પણ તમારા ભત્રીજા ...થોડા વખતમાં વિલાયત મોકલવો છે. અને સિવિ- ...ાસ થઈ શકે, માટે બહુજ નાની ઉંમરથી તેને ...ર્ટ હમણુંજ વિલાયતી રીત પ્રમાણે તેને ઉછેરવો જોઇએ. ...તમારૂ ડહાપણ અમને શું કામ આવે ! તમે તો મારા બાબુને પોતડી પહેરાવીએ ને કસવાળો કબજો પહેરાવીએ કે અંગરખું પહેરાવીને નાતમાં જમવા મોકલીએ તો રાજી થાઓ. અને અમારે તો એ કાંઇ કરવું નથી. અમારે તો તેને વિલાયત મોકલવો છે. બોલો, હવે એના પોશાકની બાબતમાં તમારી સલાહ કે તમારી ટીકા અમને શું કામ આવે ? કાકીજી ! આવીજ રીતે ઘણી બહેનોના સંજોગો જુદા હોય છે અને તેનાં કારણો પણ કાંઇક જુદા હોય છે એ બધુ સમજ્યા વિના બધાને એક સા-

(left margin, displaced by fold: ક, લસાક, વિલાયત, બોલો, હવ; folded fragments: ઉછરેલી, કહો કે, પણ, જેવા, બીજાને, જે, કહેવા, વખતની, સાચું)

આળસુ થઇ જવાની કુટેવ. (૪, દીવસે સુવાની અને રાત્રે જાગવાની કુટેવ. (૫) વારંવાર કફકર્તા પદાર્થો તથા મિષ્ટાન-મલિદા ચરબીકારક પદાર્થો ખાવા. (૬) ગરીબાઇમાંથી એકદમ શ્રીમંતાઇમાં જવુ. (૭) આહાર વિહારમાં અનિયમિતપણું. (૮) બાદી, વગેરે.

ઉપાય—(૧) અટકાવ (અંતરાય) છૂટથી આવવા ઉપાયો કરવા. યોગરાજ ગુગળ સેવવો, (૨) અટકાવને ચોથે દીવસે ભીલામાં તેલનાં ત્રણ ટીપાં દસભાર માખણમાં આપવાં-જમવામાં દહીં ભાત લેવા-માથું ચડશે એટલે દહીં, અનાજ સાથે થોડા દિવસ આપવુ, એથી માથું ચડતું મટશે.

(૩) ટંકણ ૧ ભાગ, મંડૂર કે મજવેલ ૧ ભાગ, કેસર ૦ાા ભાગ, હીરાબોળ ૧ ભાગ, તથા એળીયો ૧ ભાગ, એ બધાંની બબ્બે વાલની ગોળી બનાવવી. ગોળીયો દીવસમાં ત્રણવાર દરદના પ્રમાણમાં એકથી બે અટકાવ આવવાની મુદત પહેલાં આઠ દિવસ આપવી, એમ થોડા માસ કરવાથી અટકાવ ઠેકાણે આવી જશે.

(૪) અટકાવના દીવસોમાં ઉના પાણીમાં દિવસમા બેવાર અડધો અડધો કલાક બેસવું. પેડુમાં દુખાવો થતો હોય તો છટના ભુકાથી-નળીયાથી-કે મીઠાની પોટલીથી શેક કરવો.

(૫) અટકાવ આવતાં પહેલા ત્રણ દિવસ પીતપાપડાની ભસ્મ (લોટકામાં કે કોડીયાના સંપૂટમાં બાળીને બનાવેલી.) ચોખાના ધોણ (ચોખા ધોયેલા પાણી) માં વાલ વાલ દેવી.

(૬) અટકાવના દસમાથી વીસમા દિવસ સુધી ગુગળ (યોગરાજ) દેવો.

(૭) ખોરાક સાદો દેવો. દસ્ત સાફ આવે તેમ કરવું, દસ્તની કબજીયત રહેતી હોય તો રાત્રે સુતી વખતે પ્રસંગોપાત શેકેલ કુકુ-હરડે-અને સિંધાલુણની ફાકી બેઆનીભાર ઉના પાણીમાં લેવી.

(૮) અંદરજવ અને સોવરસનું લુનું "૨" બેગાં ઘુંટી નાના બોર જેવડી પાણીમાં ગોળી વાળી અટકાવ પછીના આઠ દિવસ પહેરવી.

(૯) આહાર વિહારમાં નિયમ રાખવો.

(૧૦) મન નિર્મળ, ઈશ્વર ભક્તિમાં રાખવું. યથાશક્તિ ધર્મ દાન કરવું. સારાં પુસ્તકો વાંચવાં, સત્સંગમાં રહેવું અને અન્તઃકરણ પ્રફુલિત રહે એવી રીતે વર્તવું.

---

## બાળક માટે માનું દુધ.

લેખકઃ રા. રા. હરગોવિંદ જોઈતારામ દવે.—ગોધરા.

આધુનિક સમયમાં ઘણી ફરિયાદો સાંભળવામાં આવે છે કે—" બચ્ચાંની માતાના સ્તનમાં દૂધ નથી, તેથી શીશીઓદ્વારા બકરીનું યા ગૌનું દૂધ બચ્ચાંને આપવામાં આવે છે; " પણ નીરોગી માતાના સ્તનનું દૂધ જેવો ગુણ આપે છે, તેવો ગુણ બીજા કોઇ દૂધથી થતો નથી. માટે દરેક માતાએ તન્દુરસ્તી જાળવી બચ્ચાને પોતાના સ્તનના દૂધનું પાન કરાવવા પ્રયત્ન કરવો આવશ્યક છે. દાઇ વગેરેનું દૂધ બાળકને આપવાથી પણ ઘણા અનર્થ થાય છે. અને બીજી ઉતરતી જાતીનાં ગુણ કર્મ વગેરેના અંશ બાળકમાં દાખલ થવા પામે છે. છતાં જ્યારે માતાઓ બચ્ચાંને પોતાના સ્તનના દૂધનું પાન કરાવવાને અ-

શક્તિમાન હોય ત્યારે તેમણે નીચે આપેલો સાદો ઈલાજ અજમાવી જોવા ખાસ ભલામણ છે.

" બાળકની માતાના સ્તનમાં દૂધની વૃદ્ધિ કરવાની તરકીબ."

" બાજરીનાં બીજ, કાંદાનાં બીજ, સલગમનાં બીજ, મૂળાનાં બીજ, સુઆ, વરિઆળી અને ઉંચી જાતના સ્વચ્છ શેકેલા ચણા એ સઘળી ચીજો સરખે ભાગે લેવી, અને તેને ખાંડીને ચૂર્ણ કરી એક કાચની સ્વચ્છ શીશીમાં ભરી મૂકવું, અને તે ચૂર્ણ સવારમાં ૧॥ થી તે ૨ રૂ. ભા. સુધી ફાકવું અને તે ઉપર ગાયનું યા બકરીનું પાશેર અથવા અચ્છેર દૂધ પીવું. " (નુસખા સંગ્રહમાંથી.)

---

# સ્ત્રી બાળકોની માવજત.

લેખકઃ રા. રા. બાપાલાલ પરીખ.—મુંબાઈ.

મુંબાઈમાં અને બ્હાર ગામનાં સ્થળોમાં આપણી આર્ય ભગિનીઓ માટે શિક્ષણ વર્ગો ખોલવામાં આવ્યા છે, જ્યાં વાંચન, ગુંથણ, સીવણ, ભરત, સંગીત, વગેરે ઉપર પુરતું ધ્યાન અપાય છે; તેટલું જ નહીં પણ કેટલેક સ્થળે નીતિ અને ધાર્મિક વિષયોપર વિવેચન કરવામાં આવે છે પણ ' માવજત ' વિષેનું શિક્ષણ અપાતું જોવામાં આવતું નથી.

બાળકોને ઉછેરતાં તેઓના મંદવાડના પ્રસંગોમાં માતાઓના 'માવજત' ના બીન અનુભવે ઉપચારો કર્યા છતાં બાળકો રોગનો ભોગ થઇ પડે છે ! આવા પ્રશ્નોમાંઓ માટેના " ઘરગથ્થુ ઉપચારો " વિશે રા. રા. અમૃતલાલ સુંદરજી પઢિઆર તરફથી આપના માસિકનાં અપાતા લેખોને ધ્યાનપૂર્વક મનન કરવા આપણી આર્ય ભગિનીઓને મારી આગ્રહપૂર્વક ભલામણ છે.

હું એકજ દાખલો આપીશ કે ગર્ભધારણ પછીના પ્રસંગે શરીરની માવજત કેમ કરવી, કઈ વસ્તુઓનું સેવન રાખવું અને કઇ વસ્તુઓ ત્યાગવી, આવી બીનાઓના બીન અનુભવે કવખતે સુવાવડ થયાના અને તેને લઈને મરણ નીપજ્યાના અથવા તો લાંબી માંદગી ભોગવ્યાના દાખલા ઘણા મળી આવે છે; એટલુંજ નહીં પણ દૈવયોગે તેવાં બાળક જીવતાં રહે છે તો ઘણાંખરાં જન્મ રોગીજ નીવડે છે !

પ્રસુતિ કાળનો ઘાટ પણ ઘણોખરો તેવોજ છે. કેટલીક વખત અણઘડ દાયાઓ કુમળાં ફુલજેવાં બાળકોની માવજત કેમ કરવી તે જાણતી હોતી નથી અને તેને લઈને જન્મની સાથેજ મરણના કેસો ઘણા નીપજે છે. પણ જો ઘરનો સ્ત્રી વર્ગ અગરજ સગાંવહાલાં આવી માવજત જાણતાં હોય તો તેથી તેવા કેસોમાં કેટલો બધો ઘટાડો થય ?

પ્રસવકાળ એ સ્ત્રીઓના મરણના અણી પ્રસંગોમાંનો એક છે અને તેમાં આટલી બધી બેકાળજી બતાવાય એ ખરેખર શોચનીય છે. કારણ કે તેથી માતાની પોતાની જીંદગી પણ વધારે જોખમમાં આવી પડે છે.

બાળકના જન્મ પછી તે તે ચાલી શકે ત્યાં સુધીનો પ્રસંગ પણ ખાસ 'માવજત' ને પાત્ર છે. કુમળાં અવયવોને લઇને કોઇ પણ રોગનાં ભાગ તેઓ સહેલાઇથી થઈ શકે છે અને માતાઓની યોગ્યતા અભાવે વરાધ, રતવા, વગેરે અનેક ભયંકર ઘાતક રોગોનાં ભોગ થયેલાં બાળકો મરણ શરણ થાય છે.

સમય પણ એવો બારીક આવી લાગ્યો છે કે આપણાં આર્યશાસ્ત્રો પ્રમાણે પરણવા યોગ્ય ઉમરની થયેલી કન્યા હોય તેટલી ઉમ્મરે ગર્ભ ધારણ કરે છે અને તેવી કન્યા રૂપ માતા ક્યાંથી અનુભવ લઇ શકે! હાલ જમાનો બદલાયો છે અને આપણે પણ તણાઇએ છીએ. ત્રણ માસનું બાળક વરાધ અગર રતવાના દરદથી પીડાતું હોય અને તેને ઇંગ્રેજી દવાઓનું સેવન કરાવવામાં આવે અથવા તેને ચ્હા પાવાની શરૂઆત કરવામાં આવે, તો તેથી શું ફાયદો થાય?

આપણાં વનસ્પતિ ઔષધો અને તેના ઉપચાર તેવાં બાળકોના દરદોમાં અચુક અસરકારક નીવડે છે એમ મારો જાતી અનુભવ છે આવી દવાઓ ઘણાં વૃદ્ધજન જાણે છે પણ તેમની સાથે તેવું ઉપયોગી જ્ઞાન નાશ પામશે, માટે રા રા પઢીયાર અને એવા બીજા વીદ્વાનોના આ બાબત વધારે લોકોની જાણમાં લાવવાના પ્રયત્નો બદલ તેમને ધન્યવાદ ઘટે છે. અને આવા પ્રયાસો ચોતરફ થવાની જરૂર છે.

---

## ગૂંથણકલા.

### ખજૂરીનો ગલપટ્ટો.

લેખક.—નર્મદા કાશીરામ ત્રીવેદી.-ડભોઇ.

સાધન— કીરમજી, અમર બ્લુ (આશમાની) ઉન તોલા ૨૦. હાથીદાંતના સોયા નં. ૨ (લોખંડના સોયા લેવાથી મજબુત થશે.)

પહેલા હાર—ટાંકા બાવીસ બનાવો.

બીજી— સાદી ગુંથો.

ત્રીજી— એક આંટો લઇને એક સાદો ગુંથો પછી ત્રણ સાદા પછી ગુથ્યા વગરનો એક કાઢી લો પછી બે ભેગા સાદા ગુંથો. બે ભેગા ગુંથેલા સાદામાંથી વગર ગુંથેલો કાઢી નાંખો.

ત્રણ સાદા ગુંથો બે ટાંકાને આંટા લઇને સાદા ગુંથો ત્રણ સાદા પછી એક ગુથ્યા વગર કાઢી લ્યો. બે ભેગા ગુંથેનામાંથી વગર ગુંથેલો કાઢી નાખો ત્રણ સાદા ગુંથો છેલ્લે એક ટાંકો આંટો લઇ હવે તમારા સોયા ઉપર ટાંકા ગણી જુઓ બાવીસે બાવીસ હશે.

ચોથી હાર—પર્લ અથવા ઉલટી ગુંથણી એ પ્રમાણે ત્રીજીને ચોથી હાર પ્રમાણે જેટલો વધારવો હોય એટલો વધારો.

---

# वर्तमान दर्शन.

## વિગ્રહની વીરાંગના: બેલ્જિયમની રાણી.

લેખક: શ્રીયુત " L " ( ટાઇમ્સ ઑફ્ ઇન્ડિયા ઉપરથી– ).

જર્મન પ્રજાની ક્રૂરતા સામે થઇ, સંસ્કૃતિ સ્વતંત્રતા અને સન્માનનું રક્ષણ કરનારાઓ સંબંધે ભવિષ્યના ઇતિહાસકારને લખવાનું પ્રાપ્ત થશે, ત્યારે એક સ્ત્રીને તેમાં મહત્વનું સ્થાન મળશે, એમ સ્ટાન્ડર્ડ પત્રનો એક લખનાર જણાવે છે.

બેલ્જીયમના સુલેહપ્રિય રાજાનાં પત્નિ રાણી ઈલીઝાબેથ આ મહાન્ વિગ્રહમાં મહત્તા પામ્યાં છે, તે માત્ર તેમના પતિ સાથે રણસંગ્રામમાં જવાને લીધેજ નહિં, પરંતુ તેમની આસ્થા, ઘોર સ્વાત્મભોગ, અને અંતે સત્યનોજ જય છે એવી તિવ્ર શ્રદ્ધાથી, પ્રજાની તેમણે સેવા ઉઠાવેલ છે તેથી, તેમનો દેશ એક ઘાતકી-હુમલા કરનારથી ચગદાયો છે. આખું જગત્ જે અત્યારે ન્યાય અને અન્યાયનાં સત્વોનું પરસ્પર યુદ્ધ જોઇ રહેલ છે, તેની પણ આ રાણીએ સેવાજ બજાવેલી છે.

રાણી ઈલીઝાબેથ બાવેરીયાના ડયુક ચાર્લ્સ થીઓડર અને બ્રેગન્ઝાનાં ડચેસનાં પુત્રી થાય છે. તેમનો જન્મ પોસનહોફનમાં ઇ. સ. ૧૮૭૬ માં થયેલ છે અને વર્તમાન યુદ્ધ શરૂ થયા અગાઉ થોડાજ દિવસ ઉપર તેમની જન્મતિથિ હતી.

ઇ. સ ૧૯૦૦ માં તે વખતના બેલ્જીયમના ગાદી વારસ ( હાલના રાજા ) આલ્બર્ટ સાથે તેમનું લગ્ન થયું. તેમનું ગૃહજીવન ઘણુંજ સુખી નિવડેલ છે. શાન્ત આનંદ અને કૌટુમ્બિક મોજશોખથી તેમની પવિત્રીત જીંદગી આદર્શરૂપે તેમના દેશમાં માનવામાં આવે છે. આ લગ્નથી તેમને ત્રણ સંતાનો થયેલ છે. શાહજાદા લીઓપોલ્ડનો જન્મ ઈ સ ૧૯૦૧ માં, શાહજાદા ચાર્લ્સનો જન્મ ઇ. સ. ૧૯૦૩ માં અને શાહજાદી મેરી જોસનો જન્મ ઇ. સ. ૧૯૦૭ મા થયો હતો. જ્યારે કૈસરનો વિચાર બેલ્જીઅમનો નાશ કરવાનો થયો, ત્યારે બ્રસેલ્સના શહેનશાહી રાજમહેલમાં જગતનું એક ઘણુંજ સુખી યુગલ વસતું હતું; અને જર્મનોએ દેશ ઉપર હુમલો કર્યો પછી અઠવાડીઆંઓ સુધી આ બાદશાહી કુટુમ્બે પોતાનો અવાસ ખાલી કરવાની ના પાડી. રાણી તો ટયુટન–રાક્ષસી પ્રજાના હુમલાની સામે થવાની પણ તૈયારી કરી રહ્યાં હતાં.

બ્રસેલ્સમાં જર્મનો જ્યાંસુધી દાખલ ન્હોતા થયા અને એન્ટવર્પ ઉપર ઘેરો ઘાલવાનો ભય ન્હોતો, ત્યાં સુધી રાણીએ પોતાનાં સન્તાનોને ઇંગ્લાંડ લાવવાના નિર્ણયનો સ્વીકાર કર્યો ન્હોતો. પછી બ્રેસીંગસ્ટોકમાં લોર્ડ કર્ઝન ઓફ્ કેડલસ્ટનને ત્યાં પોતાનાં બાળકોને મૂકવા ત્હેમની સાથે આવ્યાં અને જલદીથી રાજા જે ભયમાં મૂકાયા હતા, તેનાં સાથી થવાને પાછાં ફર્યાં.

આ બે માસ અગાઉ બન્યું છે. ત્યારપછીથી ગામડીઆનું ઝુંપડું, લડાયક સીપાઇનો તંબુ અથવા લ્હડાઇની ખાઇ, જે રાજાનું થોડા વખતનું વિશ્રામસ્થાન બને છે, ત્યાં રાણી ઈલીઝાબેથ તેમની સાથેજ હોય છે;–મુશ્કેલીઓ વિસરેલાં અને ભય સામે હસતાં.

રાજાએ ફરીથી કેટલોક કાળ વીત્યાં ઇંગ્લંડમાં—સલામતી અને આરામમાં—જઇ રહેવા ત્હેમને કહ્યું અને દરવખતની માફક ત્હેમણે રાજાની આવી માગણીનો અસ્વીકાર કર્યો.

જ્યારે એન્ટવર્પમાં હતાં ત્યારે રાજાએ પોતાના પ્રધાનને કહ્યું કે " જો જરૂર પડે તો મ્હારા વ્હાલા પ્રધાન ! હું અને ત્હમે, આપણે બન્ને બંદુક લઇ લડાઇમાં ઉતરશું. "

તે વખત રાણીએ ઉમેર્યું હતું કે " તેવીજ રીતે હું પણ,—અને મ્હારી સાથે બેલ્જીયમની બધી સ્ત્રીઓ. "

રાણી ઇલિઝાબેથે આ વચન પાળ્યું છે. કારણકે તેઓ નિરંતર રણક્ષેત્રમાં ઘવાએલાને મદદ કરતાં, લડનારાઓને ઉત્સાહ પ્રેરતાં અને પોતાના સ્વામીને આશ્વાસન આપતાં ફરે છે.

રાણીને પૂરેપૂરી રીતે દાક્તરી આવડે છે. એમનાથી મળેલી તાત્કાલિક મદદથી બચેલા સિપાઇઓની અનેક વાતો કહેવાય છે.

રણક્ષેત્રમાં ભયનો પ્રદેશ ત્યજી જવા અમલદાર મંડળે એમને એકદા વિનવ્યાં, ત્યારે એમણે કહ્યું: " અત્યારે હું રાણી નથી પણ તમારી સાથે સમદુઃખીઅણ છું. એક વખત રાજા, સાહેબ સાથે મોટરમાં ફરવા જતાં એક ટાયર ( રબરની વાટ ) તૂટી ગઈ. આસપાસ વસ્તી નજરે ક્યાંય પડતી ન્હોતી; અને હાંકનાર સાથે ન્હોતો; મહેનત કરી વાટ સમી કરવા સિવાય છુટકો ન્હોતો. રાજાસાહેબ તે સમી કરવા મંડયા અને હું તેમની મદદગાર બની હતી. અત્યારે જ્યારે દુષ્ટ દુશ્મન આપણાં દેશ ઉપર ચડી આવ્યો છે, ત્યારે આપણે સૌ લડવૈઆ છીએ અને દિવસની પ્રત્યેક ક્ષણે મૃત્યુના મુખમાં જેઓ ધસ્યા જાય છે, તેમનાથી ઓછી ઇચ્છાથી હું મારા દેશને માટે મરવા તૈયાર છુ એમ કોણ કહે છે ? "

"સિપાહીઓ એને પૂજે છે,—એને દેવી ગણે છે. લોકો પણ એને પૂજે છે—એને સાધ્વી ગણે છે "—રાણીના નામની પલટણનો અમલદાર રાણીની આવી પ્રશંસા કરે છે:

" રાણી ઇલિઝાબેથ ઘણું જીવો ! મહાન રાજ્યેશ્વરી પણ સર્વથી અધિક રીતે મોટી, ભલી અને સાચી સુંદરી છે. "

---

**યુદ્ધ અને સ્ત્રીનો પ્રેમ.** (મળેલું.)

યૂરોપનો સંગ્રામ શરૂ થયો, તે પ્હેલાં એક ફ્રેન્ચ યુવતી બર્લિનમાં નોકર રહી હતી. જ્યાં એક જર્મનની સાથે ત્હેને પ્રેમ બંધાયો હતો. ફ્રાન્સ અને જર્મની વચ્ચે લ્હડાઇ જાહેર થતાં ત્હેણે સ્વદેશ આવીને લશ્કરી ખાતામાં સેવા કરવાનું સ્વીકાર્યું.

એક દિવસ પેલા જર્મન યુવાનને ત્હેણે રણસંગ્રામમાં જોયો. તે ઘાયલ થયેલો હતો. સારવાર કરીને ત્હેને સાજો કર્યો; અને પછી જણાવ્યું કે " આપણે જૂદાં પડવું જરૂરનું છે. હું દેશના દુશ્મન સાથે કદિ લગ્ન કરીશ નહિ. "

પણ આથી ત્હેને અત્યંત હ્રદયવેદના થઇ. ત્હેની જિંદગી બદલાઇ હોય એમ જણાવ્યું. તે જીવતી છતાં મૃતપ્રાય દેખાતી હતી. એવામાં ત્હેને ગોળી વાગી, અને તે મરણ પામી. ફ્રેન્ચ લશ્કરનાં માણસોએ ત્હેને દાટી, તે જગોએ નીચેનો લેખ મૂક્યો છે: "પોતાના દેશને જિંદગીમાં પ્હેલું સ્થાન આપનાર મહાન ફ્રેન્ચબાનુ અહિં સુતિ છે."

" મહાયુદ્ધનાં મહાન કર્મો" માંથી.

## ઈનામી હરીફાઈનું પરિણામ.

ગયા નવેમ્બર માસના અંકમાં જાહેર કરેલી ઈનામી હરીફાઈઓનું પરિણામ રજુ કરતાં અમને આનન્દ થાય છે. ઈનામ મેળવનાર બ્હેનો તથા બન્ધુઓને અન્તઃકરણ પૂર્વક અભિનન્દન આપીએ છીએ; અને જેઓ ઈનામ મેળવવા ભાગ્યશાળી થયાં નથી, ત્હેમને જણાવવા રજા લઈએ છીએ કે, આવી અનેક હરીફાઈઓ **સુન્દરી સુબોધને** અંગે ચાલુ રાખવા વિચાર છે; તેથી વ્હેલું મોડું સઘળા ગ્રાહકોને-તેઓ પ્રયત્નો ચાલુ રાખશે તો-જરૂર કોઈને કોઈ ઈનામ મળી શકશે, એમ અમારી ખાત્રી છે. માટે બને તેટલી વધુ હરીફાઈઓમાં ભાગ લેવા સર્વને સપ્રેમ આમંત્રણ છે.

૧.

**ભાગ્યદેવીનીકૃપાઃ**—રૂ. ૧૦ નું કરન્સી (બેન્ક) નોટ સીલબંધ પાકીટમાં મૂકવામાં આવ્યું હતું, ત્હેના ઉપર નંબર ૪૦૮૧૬ હતો. ઘણા ગ્રાહકોએ હરીફાઈમાં ભાગ લીધો હતો, છતાં આ ખરો નંબર કોઈ તરફથી મળ્યો ન્હોતો. તેથી ત્હેની પાસેના નંબરો લખી મોકલનાર નીચે જણાવેલા બે ગ્રાહકોની વચમાં એ ઈનામની રૂ. ૧૦ ની રકમ વ્હેંચી નાંખી, દરેકને પાંચ રૂપિયા રોકડા મોકલી આપવામાં આવ્યા છેઃ

સૌ. નંદગવરી નગીનલાલ સેતલવાડ.—અમદાવાદ.
રા. ભાનુલાલ મોહનલાલ વસાવડા.-માંગરોળ.

**સૂચનાઃ** (૧) આ હરીફાઈ માટે જે નોટ પસંદ થાય છે, તે કોઈ ચોક્કસ નંબર પ્હેલેથીજ નક્કિ કરીને થતી નથી; પરન્તુ અમુક દિવસે અનાયાસે જે નંબર હાથમાં આવી જાય, તે પાકીટમાં મૂકી દઈ ત્હેના ઉપર સીલ કરવામાં આવે છે. એટલે જણાવેલી સંખ્યાઓમાંથી સરવાળા-બાદબાકીની મદદથી નંબર કહાડવા જે પ્રયત્ન થતો જોવામાં આવે છે, ત્હેને નાહક માથાકૂટજ ગણવી પડશે. ભાગ્યદેવીની કૃપાથી અનાયાસેજ તે નંબર હાથ લાગી શકે; તે સિવાય બીજો કોઈ રસ્તો નથી.

(૨) નોટ કવરમાં બીડીને મૂકયા બાદ, તેની મુદત થઇ ગયા પછીજ તે ઉઘાડવામાં આવે છે અને તે નંબર નોંધવામાં પણ આવતો નથી, તેથી સ્વાભાવિક રીતે અમારા સ્મરણ માં તે રહે, એ સંભવ ઓછો છે, આમ હોવાથી તે નંબર કયો હશે, ત્હેનો અડસટ્ટો મેળવવાને કોઇ કોઇ વિચિત્ર માર્ગોએ જે અયોગ્ય પ્રયાસ થાય છે તે નિષ્ફળ છે, એમ જણાવવું જરૂરનું છે. ઈનામી હરીફાઈઓને લગતો કોઈ પણ રીતનો ખાનગી પત્ર વ્યવહાર ચલાવવામાં આવતો નથી.

૨.

**વિદ્યાકલાની હરીફાઈ.—આ હરીફાઈ માટે મુદત વધારવામાં આવી છે.** આ વિભાગને અંગે દિલગીરી સાથે જાહેર કરવું પડે છે કે હરીફાઈ માટે આવેલા લખાણો સંતોષકારક ન હોવાથી ત્હેનો નિર્ણય મુલતવી રાખી, મુદત વધારવામાં આવી છે. તેથી **પાકશાસ્ત્ર અને ભરત ગૂંથણનાં લખાણો તા. ૧૫ મી જુન ૧૯૧૫ સુધીમાં** મોકલવા વિનંતિ કરવામાં આવે છે. આ લખાણો બીજી ભાષામાંથી ભાષાન્તર રૂપે હશે તો પણ ચાલશે; પરન્તુ ભરત ગૂંથણનાં લખાણો સાથે ત્હેની આકૃતિ કહાડેલી હશે

તો તે વધુ ઉપયોગી હોય, વધારે સારા ઈનામને પાત્ર ગણાશે જો કે આકૃતિ સિવાયનાં લખાણો પણ મોકલી શકાશે આશા છે કે ઘણી બ્હેનો આ હરીફાઈમાં ભાગ લેશે.

**ઈનામો:** છતાં જે બ્હેનોએ તસ્દી લઇ લખાણ મોકલ્યાં છે, ત્હેમને ઇનામ તો મળવું જોઈએ, એમ અભિપ્રાય થવાથી નીચે જણાવેલી રકમના ઈનામો આપવામાં આવ્યાં છે:

| પાકશાસ્ત્ર | ગૂંથણકલા. |
|---|---|
| રૂ. ૧-૦-૦ સૌ. વસન્તગૌરી.-અમરેલી. | રૂ. ૧-૦-૦ બ્હેન પ્રકાશવતી મજમુદાર-મુંબાઇ. |
| ,, ૦-૮-૦ ,, અરૂણાલક્ષ્મી.-અમદાવાદ. | ,, ૧-૦-૦ સૌ. નર્મદા કાશીરામ ત્રિવેદી-ડભોઇ. |
| ,, ૦-૮-૦ ,, ફુલીકર બ્રાહ્મણ પત્ની. * | |

**સૂચના:** આ બ્હેનોને ત્હેમને મળેલાં ઇનામની કિંમતનાં સ્ત્રી-ઉપયોગી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે.

૩.

**बाल हरीफाइ**—આ હરીફાઇને અંગે લેખ મોકલનાર દરેક બાલકને ઉત્તેજન દાખલ ઇનામ આપવામાં આવ્યું છે. જો કે ભવિષ્યમાં તેમ ન થઈ શકે એ સ્વાભાવિક છે, છતાં અમને આશા છે કે હવે પછીની બાલ હરીફાઈઓમાં બાલકોની ઘણી મ્હોટી સંખ્યા ભાગ લેશે. ઇનામ માટે ઝાહેર કરેલી રકમમાં વધારો કરીને **રૂપિયા ચારને બદલે રૂપિયા છનાં** ઇનામ વ્હેંચવામાં આવ્યાં છે.

બાલિકાઓ:

| | | |
|---|---|---|
| બ્હેન પ્રેમશીલા સુમન્તભાઇ મહેતા. | ( ઉ. વ. ૧૧ ) | અમદાવાદ. |
| ,, સૌદામિની રમણભાઇ નીલકંઠ. | ( ,, ,, ૧૧ ) | ,, |
| ,, જેમનબ્હેન મોહનલાલ દવે. | ( ,, ,, ૧૨ ) | મુંબાઇ. |
| ,, કુસુમ ચન્દ્રવદનરામ મુન્શી. | | સુરત. |
| ,, કુદિકા મનવદનરામ મુન્શી. | | ,, |
| ,, ઉર્મિલા શિવપ્રસાદ પંડિત. | ( ઉ. વ. ૮ ) | કોટા. |
| ,, ઈન્દુમતી ભોગીલાલ. | ( ,, ,, ૯ ) | જસદણ. |

બાલકો:

| | | |
|---|---|---|
| ભાઇ દેવેન્દ્ર રણછોડલાલ મજમુદાર. | ( ,, ,, ૧૩ ) | વડોદરા. |
| ,, સાકરલાલ મીજલાલ શાહ. | ( ,, ,, ૧૩ ) | પાદરા. |
| ,, નટવર એમ. વીમાવાળા. | ( ,, ,, ૧૪ ) | સુરત. |
| ,, નવનીતલાલ રૂપશંકર શાસ્ત્રી. | | વડોદરા. |
| ,, ત્ર્યંબકલાલ લખમીચંદ શાહ. | | લીંબડી. |
| ,, મોહનલાલ પી. આસર | ( ઉ. વ. ૧૨ ) | અમરેલી. |

**સૂચના:** બ્હેન પ્રેમશીલને સારા દસ્કત માટે,-બ્હેન સૌદામિનીને સફાઈ માટે,-તથા બ્હેન જેમન બ્હેનને કાનાપણ ભૂલ વગર લખવા માટે, ત્હેમને મળેલાં ઇનામમાં વધારો કરવામાં આવ્યો છે.

* "સૌ. ફુલીકર—પત્ની" તરફથી ત્હેમનું ખરૂં નામ ઠામ મળ્યેથી ત્હેમને પણ ઇનામનું પુસ્તક મોકલવામાં આવશે.

બ્હેનો ઊર્મિલા અને ઈન્દુમતી–ઉમ્મરના પ્રમાણમાં ત્હમે ઠીક લખ્યું છે; પણ દસ્કત સુધારવા માટે દરરોજ થોડું થોડું લખવાનો મહાવરો રાખશો તો સારો ફાયદો થશે.

બ્હેન કુસુમ–ત્હમારા દસ્કત અને સફાઇ સારી જણાય છે, પણ સંભાળથી લખો. ભૂલો રહે છે.

બ્હેન રૂદ્રિકા–વધારે સફાઇથી લખો. અને લખ્યા પછી તે વાંચી જાઓ. ભૂલો રહે છે.

ભાઇ દેવેન્દ્ર અને નટવર–બંન્નેએ ઉમ્મરના પ્રમાણમાં અભ્યાસ ઠીક કર્યો લાગે છે. પણ નટવરે કઠિન સંસ્કૃત શબ્દો ઓછા પ્રમાણમાં અથવા વધારે કાળજીથી વાપરવા: જોડણીની ભૂલો રહે છે.

ભાઇ સાકરલાલ અને નવનીતલાલ–ત્હમારા દસ્તક સુધારો તથા વધારે કાળજીથી લખવાની ટેવ રાખો.

ભાઈ નટવર અને ત્ર્યંબકલાલ– વાર્તાના વિષયની ત્હમારી પસંદગી ખાસ વખાણવા યોગ્ય નથી.

૪.

ઈનામી વાર્તાની હરીફાઇનો નિર્ણય આવતા અંકમાં પ્રકટ કરવામાં આવશે.

ઇનામી હરીફાઈ માટે સામાન્ય નિયમો:

૧ સુન્દરી સુબોધનું લવાજમ ભર્યું હશે, તેઓજ આ ઈનામી હરીફાઇમાં ભાગ લઈ શકશે. જે હરીફાઇઓ સઘળા અથવા અમુક વર્ગના વાંચકો માટે ખુલ્લી હોય, ત્હેને આ નિયમ લાગુ પડતો નથી.

૨. હરીફાઇ માટેનાં લખાણો તથા પત્રો નીચે જણાવેલે સરનામે મોકલવાં.

૩. હરીફાઇ માટે આવેલાં લખાણો (તે માટે ઇનામ મળ્યું હોય અથવા નહિં, તો પણ તે–) ઉપર આ પત્રના તંત્રીનો સઘળો હક રહેશે અને યોગ્ય લાગ્યે તે પ્રકટ કરી શકશે.

૪. ઇનામની રકમમાં તે મોકલવાના ખર્ચનો પણ સમાવેશ થાય છે. જ્યાં રોકડા રૂપિયા જણાવેલા નહિં હશે, ત્યાં ઉપયોગી વસ્તુઓ અથવા પુસ્તકો આપી શકાશે. અને ઇનામની રકમમાં અથવા હરીફાઇના વખતમાં પણ મંત્રીની ઇચ્છા પ્રમાણે ફેરફાર કરી શકાશે.

૫ હરીફાઈ માટે મળેલાં લખાણો, ભાષાન્તર અથવા અનુવાદ હશે અને તે જણા-
માં તે રહે, એવું નહિં હશે, તો તેની જવાબદારી તે મોકલનારને સીર રહેશે. દરેક લખાણ
મેળવવાને કોઇ ...જ બાજુએ અને ચોખ્ખા અક્ષરથી ખપાયતું હોવું જોઇશે.
જણાવવું જરૂરનું ... હરીફાઇઓ સંબંધી કાંઇપણ ખાનગી પત્રવ્યવહાર ચલાવવામાં આવશે નહિં.
વ્યવહાર ચલાવવા... જૂદી હરીફાઇઓ માટે પત્રો અથવા લેખ જૂદા જૂદા કાગળો ઉપર લખવા
...૨ હશે તો હરકત નહિં, પરંતુ તે કવરમાં હરીફાઇઓ સિવાયની
વિદ્યાકલાની હરીફ...થી, તે તરફ ધ્યાન આપી શકાશે નહિં.
આ વિભાગને અંગે દિલગીરી ... સઘળી બાબતમાં મંત્રી–ઈનામી હરીફાઈ. એમનો ઠરાવ
...રક ... ની સમજૂતીથીજ સુન્દરી સુબોધની ઇનામી હરીફાઇઓમાં ભાગ

બો... કરી લખતો પત્ર લખતાં (ગ્રાહક હોય તો) પોતે કયા નામઠામથી ગ્રાહક તરીકે
૮. ...થાશે; પરાવવું.
છેવટે.

મંત્રી–સુ. સુ. ઈનામી હરીફાઈ.

# સુન્દરી સુબોધ * માસિક વધારો.

'આપણા બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: આથી—પોતાનામાં તેમજ સ્ત્રીઓ પુરૂષો, બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યાં કરવો, એજ ભારત સંતાનનું ખરૂં દેશહિત છે

સુન્દરી સુબોધ: પુસ્તક ૧૨.—અંક ૬. ફેબ્રુઆરી ૧૯૧૫.

## सरस्वती.

अघोरकामिनीनुं खरुं गौरवः

एक दिवस देवी अघोरकामिनी निशाळ भणावी रह्यां हतां एटलामां. .. ....( डोकटरे ल्हेमने ) जणाव्युं के पडोशमां एक निराधार नारी सूवावड पछी मांदी पडीने पीडाय छे, ल्हने मददनी जरुर छे .........आ समाचार मळतां वार तरतज ए डाकटरने लइने ए स्त्रीना घरमां गयां. पहेलांतो त्यां आगळ मळमूत्रथी खर-डायलां चीथरां पडेलां हतां, ते उपाडीने फेंकी दीधां. त्यारपछी पोताने हाथे सावरणी लइने घरमांथी वासीदुं वाळ्युं. प्रसूतिनी पथारी तथा वस्त्र घणां गदां हतां, तथा पोताने घेरथी धोएलां वस्त्र चादर वगेरे मंगावीने पथारी नवी बीछावी, तथा माता अने पुत्रने नवां वस्त्र पहेराव्यां. जे वखते ए पोताना हाथमां सावरणी लइने घर वाळी रह्यां हतां, ते वखतमां ए स्त्रीनो पति बहारथी आवी पहोंच्यो अने ओमने एवुं हलकुं काम नहीं करवाने विनंति करी. त्यारे एमणे जणाव्युं के " आ हाथ सेवाना काममां नहीं आवे तो बीजा शा काममां आवशे ? " ल्हेमनी सेवा, सुश्रूषा तथा मधुरा आश्वासनथी ए प्रसूतिने एटलो बधो संतोष थयो के देवी अघोर कामिनी विदाय थवा लाग्यां त्यारे एणे कह्युं: " मा, आजे तमे म्हारो जीव बचा-व्यो छे. घेर जइने प्रसूतिने सारु दूध, साबुचोखानी खीर वगेरे तैयार करीने मोकलवा लाग्यां अने ओने दररोज जोइ आववानुं तथा चिकित्सा करवानुं काम डॉक्टर वामाचरणनायने सोंप्युं. ज्यांसुधी ए बाई मांदी रही त्यांसुधी पोते पण दररोज तेने जोवा जतां.... .. .. ....

जनसेवानी खातर एमणे पोताना तेमज कुटुंबना सुख, संपद, भोग विलास, सर्वने तिलांजलि आपी हती. अने ए परोपकार कोने माटे ! कीर्त्ति के सरकारी सन्मान प्राप्त करवानो तो ल्हमने स्वप्नमां पण अभिलाष न्होतो. मानवबन्धुओनी सेवाद्वारा, घटघटमां व्यापी रहेला परमात्मा जेने ए "मा"ना मधुरनामथी संबोधन करतां, ल्हने प्रसन्न करवा खातरज एमनुं समस्त जीवन समर्पित हतुं.

— शिवप्रसाद पंडित कृत " देवी अघोरकामिनी. "

## મુંબઇની હિંદી સ્ત્રીઓ તરફથી માનપત્ર.

માનવંતાં બ્હેન,

સૌ. કસ્તુરબાઈ મોહનલાલ કરમચંદ ગાંધી.

હિંદવાસીઓના પ્રતિનિધિ તરીકે દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં આપ બ- હેતે ઉત્તમ પ્રકારનો ભાગ લઇ હિંદના સુપુત્ર રત્ન દેશભક્ત મિ. ગાંધીના ધાર્મિક કાર્યમાં હમ્મેશ તેમની પાસે રહી તેમના દુઃખે દુ:ખી તેમના સુખે સુખી રહી એક હિંદી આદર્શ- ગૃહિણીનું એક અનુપમ દ્દષ્ટાંત આખી દુનિયાને બતાવી આપ્યુ છે. તે માટે અમે ઘણાં મગરૂર છીયે અને પોતાની માતૃભૂમિમાં પાછા પધાર્યા તે પ્રસંગે ખરા અંતઃકરણથી અમો આવકાર આપીયે છિયે તથા આપના આનંદદાયક ચહેરાના દર્શનનો અમુલ્ય લાભ અમો બ્હેનોને આપ્યો છે તે સારૂ અમો તમામ મુંબઇની હિંદી સ્ત્રિઓ આપ બ્હેનનો મોટો આભાર માનીએ છીયે.

ઽપ્રસંગે દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતનું પાછું વર્ણન કરવું ઉચિત નથી. ધનાથી હરીફાઈ--. સુધી સત્યાગ્રહની જે લડાઈ હિંદીવાનો તરફથી ચલાવવામાં

૧ સુન્દરી સુબોધનું ક્ષમોએ અવલોકન કર્યું છે.—

સકરી. જે હરીફાઇઓ સઘળા જ્યારે દેશભક્ત મિ. ગાંધી દરબાન ગયા તે દરબાનની નિયમ લાગુ પડતો નથી. કિનારાપર ઉતરવા ન દેવા સારૂ કોલાહલ મચાવી

તથા બ્રિટિશ સલતનતમાં તેનો દરજ્જો ઉંચો રહે તે સારૂ સત્યાગ્રહની લડત પાછી ચાલુ કરવી પડી તે વખતે આપ આપના સુવિખ્યાત પતિને પડખે રહી હિમ્મતવાળા તથા આશાવંત પતિને એક ભલી પત્ની તરફથી જે ઉમદા મદદ મળવી જોઇએ તે આપના તરફથી મળી હતી સત્યાગ્રહની લડતમાં પતિને ફતેહ ન મળે એવા ચારે બાજુના સંજોગો નિહાળ્યાં છતાં તેમને એક હિમ્મતવાન શુરવીર સ્ત્રીતરીકે યોગ્ય જુસ્સો આપી એક ખરેખરી હિંદીવાન સ્ત્રીતરીકે અમારી સમક્ષ તમે ઘણો ઉમદા ચરિત્રનો નમુનો રજુ કીધો છે.—તમારી રાહબરી હેઠળ ઘણી સ્ત્રીઓએ હિમ્મત, ઉત્સાહ અને વીરતા દેખાડી કેદખાનું પસંદ કર્યું હતું—સત્યાગ્રહની લડતમા તે વખતે કોઇ પણ દિશાએથી મદદ આવી નહીં પહોંચે તોપણ ૧૦૦ મરદો ને ૪૦ સ્ત્રીઓએ જરૂર પડે તો વિના ફળ મળ્યે લડતમાંથી પાછા હઠવાને બદલે મરવાનો નિશ્ચય કર્યો હતો

આવી વાતો સાંભળીને સ્વદેશ પ્રેમની અમારી લાગણી સતેજ થઇ. સતી, શુરી, બહાદુર ચરાતણી રજપૂત સ્ત્રિઓના જન્મચરિત્રો યાદ આવ્યા. વીસમી સદીમાં અબળારૂપ ગણાતી ગુજરાતી હિંદુ સ્ત્રી, પરમુલકમાં લડાઇને સમયે નહી—પણ શાંતિના સમયમાં ઉંચી કેળવણી ન લીધા છતાં પણ અમારી રાજકર્તા કોમ આગળ એક ખરેખર પવિત્ર હિંદવાણીના નામને શોભે એવુ શ્રેષ્ટ દૃષ્ટાંત દુનિયાની તમામ ખ્રિસ્તી પ્રજા સમક્ષ ધર્મ પ્રત્યે આત્મબળ કેવુ ઉત્પન્ન થાય છે તે આપ સૌ કસ્તુરબાઇએ સર્વે આપમને બતાવી હિંદનું ઝાંખુ પડેલું નુર પાછું સતેજ કરી આપ્યુ હતું—દેશ માટે, બંધુઓ અને બહેનોના ભલા માટે આપ બહેને પણ પતિ અને છોકરા વિયોગે લગભગ ત્રણ મહિના બંદીખાનું સેવ્યુ હતું. તબીયત બિમાર છતાં તુરંગમા ગયાં અને ત્યાં યોગ્ય ખોરાક નહીં મળવાથી આપની તબીયત વધુ લથડી ગઇ. અને હજી સુધી તદન સુધરી નથી એ જોઈ અમારૂં દીલ દુખે છે —

હિંદુ અને મુસલમાન લગ્નની ધર્મક્રિયાની બાબતના ધાર્મિક ફસલારૂપ કાયદાથી તમામ હિંદી સ્ત્રી પુરૂષો વાજબી રીતે કોપાયમાન થયા હતા. આ પ્રસંગે આપે આપનાં પતિ મિ. ગાંધીને ઘણા યાદગાર બોલો બોલી કહ્યું હતું—કે હું તમારી પત્ની ખરી કે નહિ? જો આ ચુકાદો ઉભો રહે તો હું તમારી પત્ની ઠરતી નથી, અને જો હું તમારી પત્ની નથી તો સ્ત્રીજાતિની ગણત્રીમા ખરા સ્ત્રીત્વવાળી હું સ્ત્રી પણ નથી અને મારાં છોકરાં કાયદા વિરૂદ્ધ થાય છે. ત્યાર પછી આપે પણ સત્યાગ્રહનું બીડુ ઝડપી પોતાના પ્રાણપતિ તરફ સંપૂર્ણ સહાનુભૂતિ પ્રકટ કરી બતાવી

ને આપે ઉચારેલા શબ્દો મુમ્બઇના ટાઉન હૉલમા હિંદના બીજા સુપુત્ર ધિ ઑનરેબલ સર ફિરોજશાહ મેરવાનજી મહેતા કી. સી. આઇ. ઇ એ રજુ કરી આપ બહેન માટે નીચે જણાવેલા વચનો બોલ્યા હતા કે જે વચનો અમારી આપની તરફની ઉત્તમ લાગણી પ્રદર્શિત કરવા સારૂ ઘણા અમુલ્ય છે.

" History records the deeds of many heroines and feel sure that Mrs. Gandhi will stand as one of the foremost heroines in the whole of the world "

ઇતિહાસ ઘણી વીરસ્ત્રીઓના પરાક્રમોની નોંધ લે છે, અને મને ખાત્રી છે કે મિસિસ ગાંધી જગતની વીરસ્ત્રીઓમાં અગ્રેસર પંક્તિમાં વીરસ્ત્રી લેખાશે.—

આ ઉપરાંત હિંદના ખરા હિતેશ્રી રેવરંડ એંડ્રુઝે આપની તથા આપની બીજી બહેનોની ફિનીક્સ આશ્રમમાંની વર્તણૂક જોઈ નીચેની યાદગાર સખુનો વચ્યાં છે —

" Dear, tender, faithful Hindu mothers, so true and so brave! The love that you gave me, at the time of my own heart-sorrow in a foreign land bound me to India, the Motherland herself, with a love answering to your love, and a devotion that I long to realise in action. Your gentle sympathy, and beautiful tender compassion will never fade from my memory Life itself has become to me richer and nobler and purer from the knowledge of your lover!"

વ્હાલી, કોમળ, શ્રદ્ધાળુ હિન્દુ માતાઓ! આવા સાચાં અને આવાં હિંમતવાન! મારા હૃદયના શોકને વખતે પરદેશમાં તમે મને જે પ્રેમ અર્પણ કર્યો છે તે પ્રેમ મને હિન્દની સાથે, ખુદ માતૃભુમિની સાથે તમારા પ્રેમના જવાબ આપતાં પ્રેમના બન્ધનથી બાંધી લીધો છે અને કાર્યમાં મૂર્તિમન્ત થવાની હોંવાવાળી ભક્તિ ઉત્પન્ન કરી છે. તમારી કોમળ દીલસોજી અને તમારી સુંદર સુકુમાર દયા મારા સ્મરણમાંથી કદીપણ ખસશે નહિ. તમારી પ્રીતિના અનુભવથી મને મારૂં જીવન વધારે પૂર્ણ વધારે ઉન્નત અને વધારે પવિત્ર થયું હોય એમ લાગ્યું —

આનીરીતે આપ બીજી હિન્દી બહેનોનું આશ્રમમાંનું આચરણ રજુ કર્યું છે–તે જોઈ આપ તરફ તથા આપની સાથે દક્ષિણ આફ્રિકામાં વસતી તમામ હિંદવાણીઓ પ્રત્યે અમારી માનની લાગણીમાં ઘણો ઉમેરો થાય છે–હિંદે આખી દુનિયાની આગળ સતી સીતાનું ચરિત્ર રજુ કર્યું છે– તે ચરિત્રને પગલે ચાલી આપે મનુ મહારાજની આજ્ઞા મુજબ આત્મબળ વાપરી પતિના સંકટ સમયે તેમની સાથે રહી બીજી બહેનોને સંકટમાં દીલાસો આપી સત્ય પરાયણતા રૂપ શૌર્ય, જે સ્ત્રીનું મોટામાં મોટું આભૂષણ છે તે સત્ય બોલી ન્યાયી થઈ, કર્તવ્ય કર્મ કરી સાદાઇથી પરમુલકમાં ફળાહાર કરી જે શાંતવત જીવન ગાળ્યું છે–તથા એક Universal Sister—તરીકે આખી દુનિયા તરફ જે ભાતૃભાવ ધરાવો છો તે માટે આપ દયાની દેવીના પદને લાયક છો.

આ સત્યાગ્રહની લડતમાં આપની નબળી તબીયત છતાં જે અનુપમ ધાર્મિક બળ બતાવી આપ્યું છે તે સદી ને સદીઓ સુધી તમારી બહેનોને સંકટ સમયે આત્મબળ વાપરવાને હર હમ્મેશ જુસ્સો આપતુંજ રહેશે એટલુંજ નહિ પણ હિંદના ઇતિહાસમાં વીસમી સદીની ઉત્તમ સ્ત્રીઓમાં આપનું સુમારક નામ ઘણુંજ ઉચ્ચ સ્થળે મૂકાશે એવી અમારી પૂર્ણ આશા છે —

છેવટમાં અમો મુંબઈ શહેરની તમામ હિંદી સ્ત્રીઓ આજે એકઠી મળી આપે પોતેજેલી સત્યાગ્રહની લડતને પરિણામે આપને જે યશ મળ્યો છે તે સારૂ પરમ કૃપાળુ પરમેશ્વરનો મોટો ઉપકાર માની તેમની પાસે યાચના કરીએ છીએ કે હે પ્રભુ ! અમારી હિંદ માતાના ઉત્તમોત્તમ સ્નેહી દંપતી–મિ. મોહનલાલ કરમચંદ ગાંધી અને સૌ. કસ્તુરબાઇને લાંબુ નિરોગી આયુષ્ય બક્ષ અને એવા વધારે વીર રત્નો દેશમાં પોતાની પવિત્ર ફરજ બજાવવાને પ્રકટ થાય એવી અમારી નમ્ર પ્રાર્થના છે

## લિ. અમો છીએ.—

| | |
|---|---|
| લેડી ફીરોજશાહ મેરવાનજી મહેતા. | લેડી આગાખાન. |
| લેડી પીટીટ. | લેડી કાવસજી જહાંગીર. |
| લેડી ડી. જે. તાતા. | મિસિસ પી. ડી. પટની. |
| મિસિસ રમાબાઈ રાનાડે. | લેડી રાજબાઈ. |
| લેડી ઇબ્રાહીમ. | મિસિસ લલ્લુભાઇ આશારામ શાહ. |
| મિસિસ એચ. એ. વાડીઆ. | દિલશાદ બેગમ નવાબ મિરઝાં. |
| ,, બદ્રુદિન લુકમાની. | મિસિસ એમ. હમીદ. |
| ,, જહાંગીર બમનજી પીટીટ. | ,, એમ. બી. તૈયબજી. |
| ,, એફ. એસ. તાલ્યારખાન. | ,, ભવાનીદાસ નારણદાસ મોતીવાલા. |
| મિસ શીરીન સી. એમ. ખરશેદજી. | ,, ચુનીલાલ હરિલાલ સેતલવડ. |
| ,, કાવસજી જહાંગીર. | મિસિસ માણેકબાઇ બહાદુરજી. |
| ,, ડી. ઇ. વાચ્છા. | ,, ક્ષમારાવ. |
| લેડી જગમોહનદાસ વરજીવનદાસ. | ,, ગાડગીલ. |
| મિસિસ જમનાબાઇ નગીનદાસ સક્કઇ. | ,, લાડ. |
| ,, ગોકુલદાસ કે. પારેખ. | ડા. મિસ એન. જોશી. |
| ,, ચિમનલાલ હરિલાલ સેતલવડ. | મિસિસ એન. એન. કોઠારે. |
| ,, નરોત્તમ મોરારજી ગોકુલદાસ. | ,, હાજી યુસફ સોબાની. |
| ,, ત્રિભોવનદાસ વરજીવનદાસ. | ગંગાસ્વરૂપ નાની બહેન મજમુદાર. |
| ,, મનમોહનદાસ રામજી. | ગંગાસ્વરૂપ બેહન લક્ષ્મી કરમશી દામજી. |
| ,, દ્વારકાદાસ ગોવર્ધનદાસ. | ,, અલી અકબર રૈજી. |
| ,, હીરાબાઇ પ્રેમચંદ રાયચંદ. | ,, અબાસ તૈયબજી. |

મુંબઇની હિંદી સ્ત્રીઓ તરફથી માનપત્ર આપવાને નિમાએલી કમિટીના સભાસદો.

## काव्यकुंज.

# વસંતને એક વ્હાણે.

લેખકઃ શ્રીયુત્ "મલયાનીલ"—અમદાવાદ.

( રાગ-લાવણી )

આ કુદરતનો પડદો જો, સખિ ! બદલાયો'
જો, શિશિર છુપ્યો ને વસંતરાજ પધાર્યો.
જો, શીતળ સમીરે સૌરભ ઉરમાં ધારી,
જો રવિરશ્મિએ નવીન પ્રભા પ્રગટાવી.
તરૂ કુંપળી, કુંપળસાથ, ભેટી શોભે છે,
જો પુષ્પ લળી લળી પુષ્પ અન્ય ચૌમે' છે.
નીચી ઢળી પડી છે મંજરીઓના ફાલે,
આ આમ્ર વૃક્ષની ડાળી અતિશય ભારે.
ને કોયલ ત્યાં હીંચીને હર્ષે ગાતી,
ત્યાં રસાળ ડાળી મ્હોર થકી વેરાતી.
જરી વાયુ વાય ને સરવર લ્હેરી સરતી,
સરતી ઉપજાવી નવી તટે આથડતી.
ત્યાં વેલી, વારિ સીમાની પાસ વાધે છે,
નિજ છાયાને એ નમી નમી ચૂમે છે.
કોઈ દંપતિ સરખી એક થવાને મથતી,
ત્યાં જળ વીચીને ચક્વે વાંછના ફલતી.
એક હંસયુગલ, તરૂછાંય, જળે ઘુમે છે,
ને પાછળ વધતી વીચારેખ, દોરે છે.
પ્રતિબિંબ પામતી કિરણમાળા હીલવે છે,
ને વીચીમાળ એ, નિજ અંગે પ્હેરે છે.
કરતાં ગુંજારવ, ભ્રમર બધે ભટકે છે,
ઉડતાં, પથમાં, નિજ ગાનથકી ડોલે છે.
અહિં આમ્ર તરૂએ ઘટા પરસ્પર ભેગી,
છે રચી કમાનો સુવર્ણ પુષ્પો મેલી.
સત્કારે આવ્યો વસંતરાજ પ્રીતિએ,
કોઇ ભૂપતિ સરખું ભરે શિર ફુલોએ.
આ રમ્ય દર્શને, સખિ ! કાવ્ય પ્રગટે છે,
મુજ હદિયે કલ્પના ઉરથી સરીપડે છે.
મુજ જીવનનો પડદો જા, સખિ ! બદલાયો.

છું બાલ્ય દશાથી યૌવનમાં પલટાયો.
કંઇ નવીન બળથી અભિલાષો ઉછળે છે,
કંઇ નવીન બળથી આશાઓ ચળકે છે.
હજી જગતતણા શીતળ સમીરો રેલે છે,
મુજ ઉર, વારિના તરંગશું, લ્હેરે છે.
મુજ અંગપરે, અવનવી કળાઓ છાય,
મુજ જીવન કળીએ કુસુમ દશા વિકસાવી,
ને હર્ષ અલૌકિક, અંતરથી ઉભરે છે,
મુજ વસંતમાં નવરંગ અતિશ ઉડે છે.
પણ વસંત ત્હારો, કુદરત ! ફરીને ચઢશેઃ
પણ વસંત મ્હારો ફરી કદીય ન મળશે.
છે સમય અનંત, અનંન નથી જીવન આ,
મળશે તાજા ફરી ફરી સમીર મ્હને, ના.
તો યાચુંછું ઇશ ! આશ પૂરી કરવાનું,
ને કઠોર કાળે ધૈર્ય ઉરે ધરવાનું.

---

## "મઢૂલી મસ્તોની છે આ."

લેખકઃ—શ્રીયુત "પ્રેમાત્મન્"-બોરસદ.

મઢૂલી મસ્તોની છે આ !

પ્રેમ પ્રભુની અમોલ જ્યોતિ-ઝગઝગ ઝગે આઃ મઢૂલી.
ઝર ઝર ઝર ઝર ઝરે પ્રેમરસ-પીયો આવીને આઃ મઢૂલી.
આવો જાઓ કરો ગમે તે-પડી નથી પરવાઃ મઢૂલી.
જગત તણી જંજાળ તજીને-અન્યા છીયે બાવાઃ મઢૂલી.
કાવા દાવા પ્રપંચ ભપકા-ભર્યા નથી અહીંયાંઃ મઢૂલી.
પ્રેમ સત્યનું અમૃત સૌને-જન્મધર્યો પાવાઃ મઢૂલી.
જીવીશું ત્યાં સુધી પાશું-લ્યો, લ્યો આ લ્હાવાઃ મઢૂલી.
પ્રેમાત્મન્ ! બસ, કરો શાન્તિનું સેવન અહીંયાં સદાઃ મઢૂલી.

---

આટલુંજ સુખ આપણી વહુઓને મળે તો તેમને વધારે સુખની ઇચ્છા થાય તેવું મને લાગતું નથી. ઘરના માણસ તેની સાથે સારૂ વર્તન રાખે, તથા પતિ સારી રીતે વર્તે, તો બીજા શું સુખની જરૂર છે?

અરે આટલું સહન કરતાં વળી જો વૈધવ્ય દશા પ્રાપ્ત થાય, તો પછી પુછવુંજ શું! તેને માથે ખોટાં આળ ચડાવે, તેને અભાગણી, 'રાંડણી' વીગેરે ખરાબ શબ્દો સાંસી જીવનનાં દુ:ખો ભોગવવા પડે અને તેને પુરો રોટલો પણ ન મળે, જાણે કે તેણેજ પોતાના ધણીને મારી નાખ્યો હોય નહિ! તેના તરફ દયાની નજરથી તો જોવું ગેર રહ્યું પણ તેને જેમ બને તેમ દુ:ખ આપવામાં બાકી રહેતી નથી. અરે! હજી આપણી વધુઓના નસીબમાં શું લખ્યું હશે, તેની ખબર પડતી નથી. શાસ્ત્રો કહે છે કે "જ્યાં સ્ત્રીની પૂજા થાય છે ત્યાં દેવતા વસે છે." તો હાલ તો સ્ત્રીની લાકડીથી અથવા વચનના પ્રહારથીજ પૂજા થાય છે! કહો કે હવે આપણા દેશમાં પ્રજા શું સુખી થાય? કારણ કે આખા દિવસમાં સંતાપેલી સ્ત્રીના હૃદયમાં શું ઉચા વિચાર આવે! અને આ સંસાર કેવી રીતે સુખમય લાગે? તેનો વિચાર કરો. આવી રાંક સ્ત્રીઓની વહારે આવો. બહાર આટલા બધા સુધારા કરો છો ને તમારા ઘરમાં સ્ત્રીઓ આવી દુ:ખી થાય છે, તેનો વિચાર તમને જરા પણ આવતો નથી? આ કારણને લઇને કેટલીક સ્ત્રીઓ આપઘાત કરે છે, તથા રીબાઈ રીબાઇને ક્ષયરોગ, ચિંતારોગ, તથા સુવારોગ, વગેરે વ્યાધીથી મરણ પામે છે; કારણ કે અત્યંત દુ:ખમાં પછી શરીરની દરકાર રહેતી નથી. જેમ તેમ કરી આ અમુલ્ય જીંદગીનો અંત આણવાનુંજ મન થાય છે! અરે! દયાળુ પ્રભુ, સર્વના હૃદયમાં દયા ઉત્પન્ન કરી મારી નિર્દોષ બ્હેનોને આ દુ:ખમાંથી ઉગાર?

## आपणो गृहसंसार.

આપણા ગૃહસંસારની સ્થિતિ કેવી છે. તેનો વિચાર કરો! આપણા ગૃહસંસારમાં ઘણા સુધારા કરવાની જરૂર છે.

૧. પ્રથમ તો આપણી બાળકને ઉછેરવાની રીત ઘણીજ ખરાબ છે. કારણ કે અજ્ઞાન માતા બાળકને સારી રીતે ક્યાંથી ઉછેરી શકે?

**બાળ લગ્ન અને કજોડાં**

૨ બીજી બાળ લગ્નની રીત છોકરો અથવા છોકરી જન્મે અથવા બે ચાર વર્ષના થાય ત્યા તેનું વેવીશાળ કરી નાખે છે! વળી ઘણી નાતોમાં આવડા નાના છોકરાંના લગ્ન પણ કરે છે! હવે તે બાળક લગ્ન તે શું, તે હજી સમજતું પણ નથી. તેને પરણાવે એટલે પછી મોટા થાય ત્યારે તેનું મન તે સ્ત્રી સાથે મળે નહીં, ને એક બીજાનાં મન કાયમ જુદાં રહે. ઘરમાં નાયમ કંકાસ થયા કરે, ત્યાં સ્નેહનું નામ પણ ક્યાંથી હોય? હવે આમાંની કેટલી જાતનાં કજોડાં થાય છે પહેલાં તો ઉમરનું કજોડું અને બીજું સ્વભાવનું કજોડું. કારણ કે પુરૂષના વિચાર જુદા, સ્ત્રીના વિચાર જુદા!

" પુરૂષ તો ભણ્યો ને ગણ્યો છે પણ્યો શુમાનીઓ, " સ્ત્રીયો સ્વભાવા ન બોધાય: " દેશી! કહોને તમે, કેવું આ કજોડું તે કહેવાય?"

આવાં કારણને લઈને પુરૂષ સ્ત્રીને તદ્દન હલકી ગણે છે. તેની સાથે એક ગુલામડી જેવું વર્તન રાખે છે હવે આવા સંજોગમાં સ્નેહનું તો નામજ ક્યાંથી હોય? જો સાસરે આવીને એક બીજાને જરા બન્યું તો ઠીક, નહીંતો લાવો બીજી!-જો સીમંત (અઘરણી) આવે તો ઠીક, સ્ત્રીનું જરા માન થાય નહીતો તરત બીજી વહુ લાવવાની વાતો થાય છે!

૩. હવે આપણા સંસારમાં વહુની સ્થિતિ કેવી છે તેનો વિચાર કરો:

" પહેલાં તો બાઇજી હરખાયાં અને પછી તો બાઈજી હડકાયાં! "

સાસરામાં વહુની સ્થિતિ:

તેના દાખલા ઘણા નજરે પડે છે. વહુને પરણીને લાવવા સર્વ રાજી હોય છે. પણ જ્યારે પરણીને આવ્યા પછી થોડા દિવસમાં સર્વની તેના ઉપરથી પ્રીતિ ઓછી થવા માંડે છે સારા ઘરની વહુ લાવે ને જાણે કે ઘણા બધા રૂપીયા લઈને આવશે, તેથી અમે તેવી અભણ અને અજ્ઞાન સ્ત્રીને ડાહ્યા તથા ભણેલા વરને પરણાવી દે છે. હવે તેની રીતના વહેવારમાં એક બીજાનું મન મળે નહીં. ગમે તેટલા રૂપીયા લાવે, તોપણ સર્વના મનમાં તો એમજ લાગે કે શું નવાઈ કરી?–અમે તો જાણતા હતા કે કેટલોએ કરીયાવર લાવશે, આતો કાંઈ આપ્યું નહિં તેમ કરી સર્વ સંતાપવા માંડે, તેને કાંઇ વસ્તુ જોઈએ તો કહે કે "જા, કહે તારા બાપને, આટલો આટલો પૈસો છે ને દીકરીને તો દેવા મળતું નથી?" જો ગરીબ પિયરની હોય તો પણ સંતાપે. જો કાંઇ વસ્તુ માગે, તો કહે કે કાંઈ બાપને ઘેર ભાળ્યું છે? જો ખાવા બેસે તોપણ તેમજ કરે. કહેશે કે "છાણાં વીણતી ચાહરે ચડી, કાંઇ બાપને ઘેર ભાળ્યુ છે? લડું લડું ને ખાજાં ખાજાં કરતી આવી છે!".

પૈસાવાળા પીયરની વહુ:

૪. સાસરીયાંની સ્થિતિ—સારા પીયરની વહુ સમજે કે હું મોટા પીયરની છું, તેથી ઘરના સર્વને પોતાના તાબામાં રાખવાનો પ્રયત્ન કરે. આખો દિવસ પીયરના પૈસાનું અભિમાન રાખે, જરા કાંઇ થાય કે પીયર માબાપને જઇને વાતો કરે. માબાપ સમજે કે અમે કાંઇ દીકરીના રૂપીયા લીધા નથી–અમારી દીકરીને શેના ડરાવે? તેનું સમજી દીકરીનાં માબાપ સાસરીયાં સાથે વઢવા જાય–ને તેને ડરાવે, વળી વહુ સમજે કે જો આવતા વેંત દાબ રાખીશ તો રહેશે, નહીં તો પછી મારો ભાર પડશે નહીં. માટે પરણીને આવે કે તરત વાત વાતમાં ઉતરી પડે, સર્વને દબાવવા માંડે! દીયર, જેઠનાં છોકરાં ઉપર ઈર્ષા કરવા માંડે, ઘરના કોઇની પાસે કાંઈ વસ્તુ ભાળે તો કંકાસ આદરે ને જેમ બને તેમ ઘરનાં માણસોને સંતાપે છે. ને કજીયાનું મૂળ વાવે છે, ને તેને લઇને તેના ઉપર ઘરનાં સર્વેની અપ્રીતિ થઈ જાય છે.

## ૫. પુરૂષની સ્થિતિ.

સારાં નરસાં-પુરૂષો અને સ્ત્રીઓ:

આપણા સંસારમાં પુરૂષ વર્ગની સ્થિતિ કેવી છે? કેટલેક ઠેકાણે પુરૂષ સ્ત્રીને ગુલામડી સમજે છે તેની સાથે એક ચાકરડી જેવું વર્તન રાખે છે. તેને દરેક રીતે સંતાપે છે. સમજે છે કે સ્ત્રીને જો કોઇ જાતની છુટ આપીશું તો બગડી જશે જો કોઇની સાથે બોલતાં ભાળે તોપણ તેના ઉપર ખરાબ આરોપ મૂકતાં વાર લાગતી નથી ને સમજે છે કે "ઘોડે જાર બાજરી ને ઘોડે નાર પાંશરી!" જો ઘરમાં છોકરાં હોય, તો તેને સ્નેહથી બોલાવવાં તો ઘેર ગયાં પણ એકને વઢવા માંડે એકને મારવા માંડે; જશાવાર ઘરમાં આવી સર્વની સાથે સ્નેહથી વર્તવાનું ઘેર ગયું, પણ સર્વને સંતાપી બડબડતા ફડફડતા બહાર જાય છે! કેટલેક ઠેકાણે પુરૂષની આવી અધમ દશા હોય છે. તેની સાથે બીજે ઠેકાણે તેમની જુદીજ સ્થિતિ હોય છે! બહાર મોટાં મોટાં ભાષણ કરે, પણ ઘરમાં કાંઈ મળે નહિ! ઘેર જાય ત્યાં બાયડી સંતાપવા માંડે. બહાર લાખના થઇને ફરનાર પુરૂષની ઘરમાં કોડીની પણ કીંમત થતી નથી! સ્ત્રી જાણે કે પહેલેથીજ દાબ રાખીશ તો રહેશે, નહીંતો પછી બગડી જશે અને વિરૂદ્ધ વર્તશે! આવા વર્તનને લઈને પુરૂષને બનતાં સુધી ઘરમાં જવાનું મનજ થતું નથી. ને જો જાય તો બે ચાર કડવાં વચન સાંભળીને પાછો બહાર જાય છે. પછી દરેક ખરાબ રસ્તે ચઢી જાય છે. ને ગૃહસંસારની ધૂળધાણી થાય છે. આવા માણસોને ખરાબ સંગતથી બગડતાં પણ વાર લાગતી નથી.

## ૬. કન્યાવિક્રય.

હવે કેટલેક ઠેકાણે કન્યાવિક્રયનો રીવાજ છે. આ કેવા અધમ છે, તેનો વિચાર કરો. અરે!

છે.–અથવા ક્યાં વેપાર કરવા જવું છે ? પુરૂષની પણ ઘણે ઠેકાણે એજ સ્થિતિ છે. નાનપણના ખરાબ સંસ્કારથી કોઈ તેને ભણવું ગમતુંજ નથી અથવા કોઈને મન હોય તો તેમાં અગવડો ઘણી પડે છે. એક તો ગરીબ સંસાર, એટલે પૈસાની સગવડ મળતી નથી બીજું, નાનપણમાંથી પરણાવે છે. તેથી બાપડી છોકરાની ચિન્તા આવી પડે છે ! જાણે કે સાત ચોપડી ગુજરાતી તથા એક બે ઇંગ્રેજી ભણ્યો, એટલે ભણતરનો અંત આવી ગયો. તેમ સમજે છે. વળી સર્વે કહેવા માંડે છે કે ભાઈ, હવે ભણ ભણ તે ક્યાં સુધી થાય ? કાંઈ રળવા ખપવાની સૂઝ પડે છે ? ઘેર વહુ આવી તથા છોકરાં થયાં !–સર્વના પેટનું પુરૂં અમે ક્યાં સુધી કરીએ ? જો કે ગરીબ સંસારમાં તો આવી ચિન્તા કરવી પડે, પણ ઘણે ઠેકાણે સુખરૂપ કુટુંબમાં પણ તેવી સ્થિતિ હોય છે. જેને ત્યાં પૈસો ગાંઠે પરમેશ્વર !'એમ મનાતું હોય, ત્યાંતો તેજ વિચાર હોય કે છોકરો ક્યારે રળવા માંડે, ને પૈસા વધે, તેની બાયડીને પણ મેણાં મારે કે “ બાયડીને તો રળવાનું સુજતું નથી: ને બાયડીને તો નાના માના કરવા સુઝે છે ! ” જાણે તે પરણ્યો એટલે પોતાનો દીકરો નથી–તે તો તેની બાયડીનો ધણી કહેવાય ! પણ એમ સમજે નહીં કે દીકરો ભણીને ભાવશે, એટલે સર્વેનું સારૂં વળી જશે. કહો, આવા આપણા સંસારમાં સુધારા કરવાની શું જરૂર નથી !

## તેમાં કરવા જોઈતા સુધારા.

બને ત્યાં સુધી માએજ પોતાના બાળકને ધવડાવવું.

૧. પહેલાં તો આપણામાં બાળક ઉછેરવાની રીત સુધારવાની જરૂર છે. કારણ કે નાનપણથી બાળક ઉપર જેવા સંસ્કાર પાડીએ તેવા પડે છે. તેના કુમળા મગજ ઉપર જેવી છાપ પાડીએ તેવી પડે છે. કેટલેક ઠેકાણે છોકરાંને તે રડતો હોય ત્યારે છાનો રાખવા “ બાઘડા ” વિગેરેની બીક દેખાડે છે; તેથી નાનપણથી બીકણ થઈ જાય છે. વળી કેટલેક ઠેકાણે મ્હારી બહેનો સમજે છે કે છોકરાંને ધવરાવવાથી આપણું શરીર બોડોળ થઇ જાય છે, તો તે બાબત ઘણી ભૂલ છે. છોકરાંને ધવરાવવાથી શરીર હલકું થાય છે; કારણ કે કુદરતનો જે નિયમ છે, તે ન પાળીએ તો ઉલટું શરીર બેડોળ થઈ જાય છે ! વળી નાનાં બાળકને માનું દુધ નહીં મળવાથી બીજું દુધ પાકું તે પચી શકતું નથી. તેથી કોઈ બાળક નબળું અને બેડોળ થઈ જાય છે અથવા મરણ છે ! ઘણીવાર તે “હાથ પગ દોરડી ને પેટ ગાગરડી” જેવું થઈ, બાળક ખીંગુ થઇ જાય છે. પણ બાળક પોતાની માતાનું ધાવણ ધાવે છે, તેને જોઇએ તો કેટલો આનંદ થાય છે. કારણ કે તેને ધાવણ મળવાથી કાયમ આનંદથી રમ્યા કરે છે. જો કે કોઇ કારણથી માતાને દુધ ન આવતું અથવા તેની તબિયત નરમ ગરમ હોય તો તેનો રસ્તો જુદો. વળી કેટલેક ઠેકાણે હલકાં માણસના હાથમાં બાળકને સોંપવામાં આવે છે તેથી નાનપણથી તેના મનમાં હલકા સંસ્કાર પેસે છે. વળી જેવી માતા હોય તેવાંજ બાળક થાય છે. તેથી માતાને પણ સુધારવાની જરૂર છે, બાળકની ખવરાવવા, પીવરાવવાની તેને યોગ્ય કસરત અને ખુલ્લી હવા આપવાની બરાબર તજવીજ રાખવી; તેથી બાળકનું શરીર પણ આરોગ્ય રહેશે.

૨. બાળ લગ્નનો રિવાજ છે, તેમાં પણ સુધારો કરવાની ઘણી જરૂર છે. બાળક નાનું હોય,

કન્યા અભણ હોય, તો એક બીજાનાં મન મળતાં નથી. માટે જ્યારે યોગ્ય ઉમરનાં થાય ત્યારે એકે બીજાની મરજી હોય ત્યાં પરણાવવાં, તે વધારે સારૂં છે. જો આપણામાં વડીલને હાથે જે વેશવાળ વિગેરે થાય છે, તે એક રીતે ઘણું સારૂં છે, કારણ કે તે ઘણા વખતના અનુભવી હોય આપણે તો ઉછરતી ઉમરના; તેથી કાંઇ મોટે મીઠું બોલી અથવા સારી જાણસની લાલચમાં લોભાઈ જઈએ છીએ; અને તેથી આપણી જીંદગી બગડે છે. આથી જો કે વડીલ વેશવાળ કરે છે, તે સારૂં છે તોપણ યોગ્ય ઉમર થવી જોઇએ, અને તેમાં વરકન્યાની સંમતિ લેવી જોઇએ. મોઢે મોઢે ન પુછાય તો પણ તેનું મન છે કે નહી તે અન્ય માણસો મારફત જાણી લઈ પછી વેશવાળ કરવું, ને યોગ્ય ઉમર થાય ત્યારે પરણાવવાં તેજ વધારે ઉત્તમ અને ફાયદાકારક છે.

**ઉંમર કેળવણી-અને સ્વભાવનાં કજોડાં:**

આ ઉપરાંત આપણામાં કજોડાનો રીવાજ છે, તેમાં પણ સુધારો કરવાની જરૂર છે. કેટલીક જ્ઞાતિમાં વરની અછત હોય છે, તેથી નાના વરને મોટી કન્યા આપે છેઃ વળી કેટલેક ઠેકાણે મોટા પચાસ સાઠ વરસના વરને બાર ચૌદ વરસની કન્યા પરણાવે છે. —કહો ! આ કેવો ભયંકર રીવાજ છે ! જો કે આપણી રાંકમાળ બાલિકા સુખે દુઃખે તેને પરણે છે, પણ તેનું કેવું પરિણામ આવે છે ? આપણા રીવાજ પ્રમાણે, કન્યાને જ્યાં પરણાવશો ત્યાં જશે, પણ તેને આ સુખમય સંસાર ઝેર જેવો લાગશે ! વળી ઉમરનાં કજોડાં છે, તેમ સ્વભાવનાં પણ કજોડાં થાય છે ! કારણ કે એક બીજાની સંમતી વિના જ્યાં ત્યાં વેશવાળ કરે છે પછી વરની મરજી જુદીઃ સ્ત્રીની મરજી જુદી ! વરને સમજાવવાનું ગમે તો બાઇનું ચિત્ત કપડાં, ઘરેણામાં લાગેલું રહે ! હવે કહો કે આવા વિચાર હોય ત્યાં કેવો સુખમય સંસાર હોય ! પછી એક બીજાને કજીઆ થાય, મન જુદાં પડી જાય, માટે એક બીજાની સંમતિ લઇ તેને પરણાવવામાં આવે, તો હજારો નિર્દોષ બાલિકાનાં જીવન સુખમય થઈ તેઓ આશીષ આપશે. પુરૂષોને પણ તેમજ થશે, કારણ કે પોતે ભણેલો ગણેલો હોય ને જ્યારે સ્ત્રી કાંઇ સમજે નહિં, તો પછી તેને તે સ્ત્રી ઉપર કેવો પ્રેમ આવે ? માટે યોગ્ય ઉંમરે યોગ્ય ઉમરનાં સ્ત્રી પુરૂષ પરણશે તો દુઃખમય દેખાતો આપણો સંસાર સુખી થશે.

**વહુ અને દીકરીને સરખાં ગણવાં.**

૩ આપણા સંસારમાં વહુની સ્થિતિ—જેવી જોઈએ તેવી સુખમય દેખાતી નથી. નાની બાલિકાના હસતા ચહેરા ઉપર મંદ મંદ હાસ્ય પ્રકાશવું જોઈએ; તેના બદલે તે ચિન્તાતુર તથા દુઃખમય દેખાય છે જો કે કેટલીક સ્ત્રી એવી હોય છે કે જે પોતાનું દુઃખ ગાયા કરે છે, ને કેટલીક મુંગે મોઢે સહન કરે છે, છતાં તેના ચહેરા ઉપર હાયમ દુઃખની છાયા દેખાયા કરે છે. માટે સાસરીઆએ વહુને પોતાની દીકરી જેમ રાખવી જોઈએ. તેને લાડ હદ ઉપરાંત છુટ ન આપવી પણ તેને પોતાના મન પ્રમાણે સુખ આપવું જોઈએ. કોઇ વહુ પિયરમાં મોઢે ચઢાવેલી હોય, તો તેને ફોસલાવી સમજાવીને ઠેકાણે લાવવી, તે વડીલની ફરજ છે. પણ તેને દુઃખ દીધાથી અથવા દરેક પ્રકારના મેંણા મારવાથી તે કાંઈ સુધરવાની નથી. તેનાથી ઉલટું તેનું દિલ કઠોર થાય છે. ને ધીમે ધીમે સામું બોલતાં શીખે છે. અને પછીથી કજીઆનું મોટું રૂપ પ્રકટે છે ! જ્યારે વહુ લાવવા ઘરનાં માણસો આટલાં બધાં રાજી હોય છે, ત્યારે તેને સુખી જોવામાં પણ તેટલાજ રાજી રહેવું જોઇએ. અને ઘરના માણસ તેના ઉપર મમતા રાખશે, તો તે વહુ તેમનીજ થશે. તથા તેમની મરજી પ્રમાણે ચાલશે. કારણ કે આપણે જેવી આગલા માણસ ઉપર પ્રીતિ રાખીએ, તેવીજ તે આપણા ઉપર રાખે છે. માટે વહુ ઉપર દીકરી જેટલી મમતા વડીલ વર્ગે રાખવી. વહુમાં કાંઇ વાંક હોય, તો ધીમે ધીમે સમજાવી તેને સુધારવી.

**વહુએ સાસરાનેજ ઘર ગણવું:**

૪ સાસરિયાંની સ્થિતિ—હવે દીકરીએ સાસરે ગયા પછી પોતાના તરફ સર્વને જેમ પ્રીતિ રહે, તેમ વર્તવું પોતાનામાં કાંઈ ભુલ થાય ને વડીલ વર્ગ ઠપકો આપે તો તેના આગળ માફી માગવી. જો કે નજીવી બાબતમાં ઠપકો આવે તો ખોટું લાગે; પણ તેમ ખોટું ન લગાડતાં તેનું સહન કરવું. તો તે તેની મેળે

મનમાં પસ્તાશે, ને પોતાના ઉપર માયા રાખશે વળી નાના દીયર નણંદ તથા દીયર જેઠના છોકરાં ઉપર મમતા રાખવી તેને સ્નેહથી બોલાવવાં વળી પીયર સારા ઘરમાં હોય તો તેનું અભીમાન સાસરે રાખવું નહી જેવી સાસરીયાની સ્થિતિ હોય, તેવી રીતે વર્તવું "સાસરીયાની લુખી સારી પણ પીયરની પાલખી ભુંડી!" માટે ઘરનાં સર્વ-સાસુ, સસરા દેરાણી, જેઠ જેઠાણી, નણંદ, નોકર, ચાકર, તથા કુટુંબી સર્વનું પોતાના ઉપર જેમ હેત વધે તેમ વર્તવું કોઈપણ કામથી કંટાળવું નહિ જલદી ન થાય તો ધીરે ધીરે કરવું કામ કર્યું તેણે કામણ કર્યું! માટે જેમ બને તેમ સર્વની મરજીને આધીન થાય; તો સાસરીયાની રાત ખાવાનો વખતજ નહિ આવે, પણ તેના વીના તેમનેજ સુનું લાગશે કોઇ જતાં વેતજ વઢવા માંડે અથવા કંકાસ કરે તો સર્વ વશ થતાં નથી; પણ એથી ઉલટું તે સહન કરે અથવા સ્નેહથી વર્તે તો સર્વ તેની મેળે તેને વશ થાય

## ૫. પુરૂષની સ્થિતિ.

આપણા સંસારમાં ઘણે ઠેકાણે પુરૂષને જેટલો સ્નેહ બહાર દેખાય છે, તેટલો ઘરમાં દેખાતો નથી પુરૂષ બહારથી ઘેર આવે ત્યારે તેના મીઠાં વચન બોલી

*ઘરને સુખનું વિશ્રાન્તિનું સ્થાન બનાવો.*

તથા આનંદથી વાતો કરી સંતોષ આપવો પછી નીરાંતે જમાડી, પાન, સોપારી આપી સુખ સમાચારની વાતો કરવી પછી ઘરમા જોઇતી વસ્તુ મંગાવવી આવક જેટલો ખર્ચ રાખવો તથા બનતાં સુધી પુરૂષને ઘરનો કોઈ જાતનો ઉચાટ રહે નહી તેમ કરવું પુરૂષે પણ ઘરમા જઈ નીરાંતે જમી બાળ બચ્ચાંના સમાચાર પુછી કાંઈ વસ્તુ મંગાવવી હોય તે વિષે પુછી પછી કાંઇક સ્નેહની વાતો કરી, વ ડીલ વર્ગ હોય તો તેમના સુખ સમાચાર પુછવા અને તે આનંદમાં રહે, તેમ વર્તવું તેમને કોઇ જાતની અગવડ પડવા દેવી નહી જેના ઘરમા સંપ છે, ત્યાં જંપ છે માટે સર્વે જેમ સંપીને રહે કોઇને વધતું ઓછું પડે નહી તેમ વર્તી, આનંદથી ઘર બહાર જશે જેના ઘરમાં આવી રીતે વર્તતાં હશે, તેના ઘર તે ઘર નથી, પણ સ્વર્ગજ છે

## ૬. કન્યાવિક્રય.

આપણામાં ઘણા લોકો કન્યાવિક્રય કરે છે તે ઘણોજ ખરાબ રીવાજ છે માબાપ પોતાના સ્વાર્થની ખાતર સીત્તેર-એંશી વર્ષના ડોસાને પોતાની આઠ દશ પંદર વર્ષની

*પૈસાને ખાતર કન્યાની જિંદગી બગાડો નહિ*

કુમળી બાલિકાને આપે છે, વળી વધારે રૂપીયા મળે તો, લુલા લંગડા, નાના મોટે તેવા પતિ સાથે પરણાવી દે છે? વધારે નહી તો યોગ્ય ઉમરના પતિ સાથે તો પરણાવવી જોઇએ? તે લોકો જેને આટલા ઉમરથી ઉછેરે તેજ બાલિકાને પછી કુવામાં નાખે છે તેના કુમળા હૃદયને બાળી નાંખે છે! અરે, એક પૈસાના સ્વાર્થ સારૂ નીર્દોષ બાલિકાની જીંદગી તેઓ બગાડી નાખે છે માટે નિર્દોષ બાલિકાને આ દુઃખમાથી ઉગારો તોજ તે સુખી થાય કન્યાવિક્રયનો રીવાજ બંધ થાય તેટલો સુધારો તો અવશ્ય થવોજ જોઇએ

## ૭. દીકરીઓની સ્થિતિ; જેને અંગે કરવા જોઈતા સુધારા.

આપણામાં ઘણે ઠેકાણે દીકરીઓનું ચલણ હોય છે દીકરી ઘરમાં કરે તેમજ થાય છે ઘણે ઠેકાણે દીકરી એમજ સમજે છે કે હું કરૂં તેમજ થવું જોઇએ, ને માબાપ પણ તેમાં

*અસમજુ બાલિકા કલેશનું કારણ છે*

સંમતિ આપે છે તેથી દીકરી હદ ઉપરાંત છુટ લે છે વહુઓને હરેક રીતે સતાવે છે તેના ઉપર ઈર્ષા કર્યા કરે છે તેની સાચી ખોટી વાત માબાપને અથવા પોતાના ભાઇને ભરાવે છે! તેથી માબાપ તેનુ ઉપરાણું લઈ વહુની સાથે વઢવાડ કરે છે વહુ પણ જો આકરા સ્વભાવની હોય તો પછી કજીયાનું મૂળ જામે છે માટે માબાપે પોતાની છોકરીને નાનપણથી સારી કેળવણી આપી સવની સાથે સ્નેહથી વર્તે તેમ શીખવવું જોઇએ.

## ૮. વિધવાઓ સંબંધી સુધારા.

આપણામાં ઘણે ઠેકાણે વિધવાઓને બહુ દુઃખ છે. તેનાં ઘરેણાં રૂપીઆ વગેરે વસ્તુ લઇ લે છે ને પછી ખાવા રોટલો પણ આપતા નથી! વિધવા થઈ તો તેના ઉપર વિધવાનું જીવન બને સર્વેએ વધારે પ્રીતિ રાખવી જોઈએ. કારણકે દુખી માણસને દિલાસો દેવો, તેટલું સુખી થાય તે સર્વેની ફરજ છે. તેને આપણી સ્થિતિ પ્રમાણે રોટલો આપવો, તથા તેને એમ કરો. આપણી સ્થિતિ પ્રમાણે તે આનંદમાં રહે તેવી સગવડ કરી આપવી, તે ફરજ છે. જો તે ઉદ્ધતાઈથી વર્તે તો તેને સમજાવી-તેને શાન્ત પાડવી, તથા સારી શીખામણ આપવી. ને તેને પોતાના ધણી બાબતનું ઓછું ન આવે, તેની માયા-મમતાથી તેની સાથે વર્તવું. વળી વિધવાએ પણ પોતાનો ધણી મરી ગયો એટલે સર્વેની ઓશીયાળી થઇ એમ માનીને ખાસ કરીને સર્વેની પોતા ઉપર પ્રીતિ વધે તેમ વર્તવું. જેમ બને તેમ સાદો ખોરાક ખાવો. દિયર-જેઠનાં બાળક ઉપર પ્રીતી રાખવી. ઘરેણાં લુગડા ઉપરથી મોહ ઉતારવો સર્વેની સાથે નિર્મળ સ્નેહથી વર્તવું. વડીલ વર્ગની સેવા કરવી. એમ બને તેમ સાદાઈથી રહેવું. તે સર્વેને જે પ્રિય લાગે તેમ વર્તવું. ઓછું બોલવું. પુરૂષવર્ગ સાથે અકારણ ગાંડું હસવું બોલવું નહીં. તેવી રીતે વર્તવાથી સર્વેને તેના ઉપર પ્રીતિ થશે.

## ૯. પતિ-પત્નિ સંબંધી.

આપણામાં ઘણે ઠેકાણે પતિ-પત્નિને બનતું નથી. એક બીજા જરાજરામાં લડી પડે છે. આખા દિવસના કામથી કંટાળીને થાકેલ પતિ ઘેર આવે, ત્યારે પોતાની સ્ત્રીનાં કપટી સ્નેહથી સં· મીઠાં વચન સાંભળે તો તે પોતાનું સર્વ દુઃખ ભૂલી જાય છે. પતી ગમારા સારને સ્વર્ગ બનાવો: જે સંસારથી કંટાળી ગએલા હોય, તેને તે સંસાર સ્વર્ગ જેવો ભાસે છે. પતિ જ્યારે બહારથી ઘેર આવે, ત્યારે મીઠાં વચનથી સત્કાર કરવો; તેને આસન જળ આદિ આપી, પછી આનંદની વાતો કરતાં ભોજન કરાવવું. ભોજનમાં પણ પતિને જે વસ્તુ વહાલી હોય તે બનાવવી. જે ઘરમાં નોકર હોય તોપણ તેની આગળ રહીને તે વસ્તુ કરાવવી. તેને જમતાં કોઇ જાતનો કંટાળો આવવો ન જોઇએ. પછી પાન, સોપારી વિગેરે તંબોળ આપી તેની સાથે આનંદની વાતો કરવી. વાત કરતાં પણ પતિને ખોટું લાગે તેવું વચન ઉચ્ચારવું નહીં. ને જો કાંઇ બોલાઈ જાય તો માફી માગવી. એવી રીતે વર્તવું કે પતિ બહાર જાય તોપણ પાછુ જલદી ઘેર આવવાનું તેને મન થાય. હવે પતિને પણ ગમે તે દુઃખ હોય પણ જ્યારે પતિ સ્નેહથી બોલાવે છે, ત્યારે તેને સંસાર સ્વર્ગમય ભાસે છે. માટે પતિએ પણ તેને ગુલામડી જેટ ન ગણવી, તેને જેમ સુખ થાય તેવી પોતાની સ્થિતિ પ્રમાણે સગવડ કરી આપવી જોઈએ તેને જો કાંઇ દુઃખ હોય, તો બનવા સુધી દૂર કરવું. ને તે દૂર બની શકે તેમ ન હોય તો દીલાસો આપવો. તથા ભવિષ્યના સુખની વાતો કરવી. તેથી તેનું ઘણું દુઃખ ઓછું થશે. આથી ગમે તેવા દુઃખમાં પણ પોતાને સુખી માનશે. બીજા બધાનો સંબંધ જુદો છે,—ને પતિ, પત્નિનો સ્નેહ-સંબંધ જુદો છે. માટે પતિએ તથા પત્નિએ એક બીજાનાં મન જુદા ન પડે ને કાયમ સ્નેહ રહ્યાં કરે, તેમ વર્તવું.

## ૧૦. ભાઈ ભાઈ સંબંધી.

આપણામા ઘણે ઠેકાણે ભાઇ ભાઇઓ લડી પડે છે. ઘણે ઠેકાણે ભાઇ, ભાઈઓમાં કજીયા થાય છે. નજીવી વસ્તુ માટે લડી પડે છે. માટે ભાઇ ભાઇએ તેમ લડી ન પડતાં એક બીજા ઉપર સ્નેહ રાખવો. કોઇને એક વસ્તુ વધારે આવી તો એ શું થયું? ને કોઇને જ્યાં સંપ છે. ત્યાં એક ઓછી આવી તો એ શું થયું? દુનિયામાં એક બીજાને સ્નેહ હોય તેના જ જંપ છે: જેવી એકે વસ્તુ નથી. સર્વેએ પોતાની કમાણી ઉપર વિચાર કરવો, શા વાસ્તે બીજાની કમાણી ઉપર કજીયા કરવા જોઇએ? જે વસ્તુ મળે તેમાં સંતોષ

રાખવો જ્યાં સંપ છે, ત્યાં જંપ છે. માટે જેમ બને તેમ સંતોષી રહેવું. એક ભાઇનો સ્વભાવ કડક હોય તો બીજાએ ધીરજ રાખવી પછી વખત પડે ત્યારે તેને તેની ભૂલ સમજાવવી. તેથી એક બીજાને કજીયા ન થતા સુખશાન્તિથી રહેવાશે ને કાયમ સ્નેહ રહેશે.

### ૧૧. કેળવણી.

આપણામાં કેળવણીનો રીવાજ ઓછો છે. માબાપે નાનપણથીજ છોકરાંને કેળવણી આપવી જોઇએ નાના બાળકને જેવા સંસ્કાર પાડીએ, તેવા પડે છે. માટે સારા સારા સંસ્કાર પાડવા માટે જ્યારે બાળક નાનું હોય ત્યારેજ તેને કેળવણી આપવી જોઇએ એક ભણવું તેજ કાંઇ કેળવણી કહેવાય નહીં, પણ તેને હૃદયમાં જેમ ઉંચામાં ઉંચા સંસ્કાર પડે, તેવી જાતની કેળવણી મળવી જોઇએ. વળી આપણા લોક સમજે છે કે છોકરીઓને ભણાવવાથી શું

નાનપણથીજ કેળવણી શરૂ કરોઃ

ફાયદો છે? તેને ક્યાં નાણું કરવા જવું છે? આથી બાલિકાને ભણાવવાથી શું ફાયદા છે, તે તે સમજાવવા. પહેલાં તો સ્ત્રીએ જો ભણેલી હશે તો પોતાના સાસરામાં કેમ વર્તવું તે સમજશે. વળી તે કાંઇ વાંચશે તોપણ પોતાની ભૂલ તેને સમજાશે. વળી તે કોઇની નિંદા કરવાને બદલે તેને ભણવાનું મન થશે. વળી તે ભણેલી હશે તો પોતાનાં બાળ બચ્ચાંને પણ ભણાવશે વળી પોતાના ઘરનો હિસાબ રાખશે, ને આવક જેટલો ખર્ચ રાખવાની સુઝ પડશે. જોકે પોતાના મનથી સુઝ ન પડે તોપણ તમે સમજાવશો તો તે સમજી શકશે. સારી સારી ચોપડીઓ વાંચશે તો તેની પણ અસર તેના ઉપર થશે- પણ અભણ ઉપર તો તે કોઈ જાતના સંસ્કાર પડવાનો સંભવજ નથી! માટે માબાપે પોતાનાં છોકરાંને નાનપણથીજ સારી કેળવણી આપવી. તેને ખરાબ સોબતમાં આવવા દેવા નહીં. છોકરાને ભણવાનો ઉમંગ હોય તો ભણવા દેવા–કારણ કે, તે કદાપિ મોડો રળવા માંડશે, તો પણ આખા વખતનું સાટું વાળી દેશે. વળી જો તેને પુરતી કેળવણી મળી હશે તો તે સર્વેને દરેક રીતે સંતોષ આપશે. માટે તેને ભણવા જોઇતા સાધનની સગવડ કરી આપવી અને તેને કોઇ જાતની ચિન્તામાં પડવા ન દેવો. તોજ તેનાથી પુરતી કેળવણી લેવાશે.

આપણા સંસારમાં આવા પ્રકારના સુધારા કરવાની મને જરૂર જણાય છે. જો આ સુધારા થશે, તો ઘણે ઠેકાણે દુઃખમય દેખાતો સંસાર થોડો ઘણો પણ સુખમય દેખાશે, એવી ખાત્રી છે.

---

## ૨. સ્ત્રીઓની હાલની સ્થિતિ.

લેખકઃ સૌ. ચન્દન બ્હેન ( રા. રા. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા–સોલીસિટર)નાં પત્ની.

આપણી માતાઓ નાનપણમાં કન્યાઓને ભણાવતી નથી, તેથી મોટી ઉંમરે તેને ઘણી મુશ્કેલી વેઠવી પડે છે. અસલના વિચારના લોકો એમ સમજે છે કે છો-

કેળવણીની અછતઃ

કરીઓને ભણીને ક્યાં રળવા કે નોકરી કરવા જવું છે બહુ થાય તો કન્યાઓ ત્રણ ચાર ચોપડીનો અભ્યાસ કરે, એટલામાં તો તેને નિશાળેથી ઉઠાડી મુકવામાં આવે છે, અને સાધારણ રીતે વાંચતા લખતાં આવડે, એટલે તે બધું ભણી રહી એમ સમજે છે! આમ તેને પુરેપુરી કેળવણી આપતાં નથી. અડધું ભણવાથી તેના મનમાં તે અભિમાન ધારે છે કે હું પણ ભણી પણ ભણતરનો તો તેનામાં છાંટો હોય નહીં!

કન્યા બાર વર્ષની કે તેર વર્ષની ઉંમરની થાય એટલે તેને ઘરમાંથી બહાર કાઢવામાં પણ આવતી નથી. ( તો પછી નિશાળે જવાનું તો હોયજ ક્યાંથી? કન્યાઓને ગુજરાતી સાત ચોપડી અને ત્રણ ચાર ચોપડી ઇંગ્લીશ અભ્યાસ કરાવવાની જરૂર છે.)

ઘણી નાતોમાં તો એવું પણ જોવામાં આવે છે કે પાંચ વર્ષની કન્યાને પરણાવવામાં

**બાળ લગ્ન:**

આવે છે. આ પાંચ વર્ષની કોમળ બાળાને માથે કેટલો જુલમ ગુજારવામાં આવે છે ? બાલિકાઓ સોળ, સત્તર વર્ષની થાય ત્યારે તેને પરણાવવી જોઇએ. નાનપણથી વેવિશાળ કરવાની રીત ઘણીજ હાનીકારક છે. કારણકે કન્યા ઘણી મોટી થઇ જાય છે અને વર નાનો રહે છે !-તે કેવું કજોડું ? કન્યા અથવા વર નાનપણમાં લુલાં થાય, આંધળા થાય ( અથવા રોગીષ્ટ રહેતા હોય ) એવાં એવાં ઘણાં વિઘ્ન નડે છે; માટે વેવિશાળ અને લગ્ન બન્ને સાથે કરવાની જરૂર છે. આપણી નાતમાં કન્યાની ઘણી છત હોવાથી બાળાઓને જેમ તેમ કરીને પરણાવવામાં આવે છે. પચાસ સાઠ વર્ષના વરને તેર વર્ષની કન્યા પરણાવવામા આવે છે: કન્યાને માથે એ કેટલો સખ્ત જુલમ છે ? આપણી ન્યાતોમાં કન્યાને ઘર અને પૈસા જોઈને આપે છે, પણ એમ સમજતાં નથી કે કન્યાને આખી જીંદગી ધણીની સાથે કાઢવાની હોય છે. સાઠ વર્ષના વરને દશ બાર વર્ષની કન્યા પરણાવવી તે કરતાં તેને કુવામાં નાખવી એ ઘણું સારું છે ! કન્યાનું વેવિશાળ કર્યાં પહેલાં તેને પુછવાની ખાસ જરૂર છે. કન્યાની પસંદગી ન હોય તો તે વરની સાથે લગ્ન ન કરવું જોઈએ. માટે જેમ બને તેમ તે બાબતમાં સંભાળ રાખવાની ખાસ જરૂર છે.

**સમયનો સદુપયોગ થતો નથી.**

સ્ત્રીઓ પોતાનો ટાઇમ (વખત) કેવી રીતે પસાર કરે છે ! બાર વાગે નવરી થઈ બે ચાર સખીઓ ભેગી થઇ આખો દિવસ ગપ્પા મારવામા, આળસમાં અથવા કોઈની નિંદા કરવામાં બધો વખત ગુમાવે છે. પણ પોતાની જીંદગીનો વિચાર કરતાં નથી આપણી બ્હેનોને વખત એ શું છે, તે કેટલી કીંમતની વસ્તુ છે, તેનું જરાય પણ ભાન નથી. તેનો સદુપયોગ કરવો. જેમ બને તેમ નકામી કુથલી કરવાનું છોડી દેવું જોઇએ. વિચાર કરીને જોઈશું તો જણાશે કે આપણે આળસમાં, ખોટા મોજ શોખમાં, અને કોઇની નિંદા કરવામાં બધોજ વખત ગુમાવીએ છીએ ! ભરવા શીવવાનું તો રહ્યું, પણ ઘણી સ્ત્રીઓ પોતાનું ઘર પણ કેવું ગંધાય તેવું રાખે છે ? ઘરે કોઈ માણસ મળવા આવે તો તે માણસ દુર્ગંધને લીધે બેસી પણ શકતું નથી. પોતાનું ઘર સ્વચ્છ અને સાફ રાખવું, ઘરમાં જાળાં બાંધવાથી તેમાં જંતુઓની ઘણી ઉત્પત્તિ થાય છે માટે ઘરમાંથી કચરો કઢાવવો, ફરનીચર ( રાચરચીલું ) પણ સાફ રાખવું. ઘરની દરેકે દરેક ચીજે સફાઈબંધ રાખવી, અને ગાદલાં-ગોદડાંમાંથી જીવજંતુ કાઢીને તે સાફ રાખવા; કારણ તેમાં જીવજંતુ રહેવાથી કેટલાક હાનિકારક રોગો ઉત્પન્ન થાય છે. વળી ઘરમાં પણ કપડાં ધોએલાં અને સ્વચ્છ પહેરવા નવાંજ પહેરવાની જરૂર નથી. પણ ગંદાં કપડાં પહેરવાં નહીં. ઘર-

**સ્વચ્છતા સંભાળ અને સફાઇ રાખતાં શીખો:**

માં નોકર અથવા રસોઇયો હોય તોપણ આપણે ઘરની દરેક દરેક ચીજની દરરોજ સંભાળ લેવાની જરૂર છે. રાત્રે પણ બધી ચીજો સંભાળથી ઢાંકવી, ન ઢાંકવાથી કોઇ ઝેરી જીવ બોટી જાય છે, અને તેવી વસ્તુ ખાવાથી માણસનો જીવ જાય છે ! માટે ઘરની આવી આવી સર્વ બાબતમાં ખાસ સંભાળ રાખવાની જરૂર છે. રસોઈ પણ સ્વચ્છ, ચોખ્ખી રીતે બનાવવાની ટેવ પાડવી.

**કલેશ એ પાપનું મૂળ છે:**

સ્ત્રીઓએ ઘરમા બધાની સાથે કેવી રીતે વર્ત્તવું ?-સૌની સાથે સંપીને રહેવું, સૌની મરજી સાચવવી, કોઈની સાથે કલેશ કરવો નહીં. કલેશ એ પાપનું મૂળ છે, ઘરમાં કુસંપ પેસવાથી ઘણીવાર હાનિકારક બનાવો બને છે, માટે જેમ બને તેમ સૌની સાથે સંપીને રહેવું, સાસુને માતા સમાન, સસરાને પિતા સમાન, દિયર જેઠને પોતાના ભાઇ સમાન અને નણંદ તથા દેરાણી જેઠાણીને પોતાની બ્હેન સમાન ગણવાં તથા તેમની સાથે સંપીને રહેવું. સવારમાં ઉઠીને પતિને નમસ્કાર કરી, સાસુ સસરા વીગેરે વડીલો હોય તેને નમસ્કાર કરવા. પછી રસોડામાં જઇને ઘરની દરેક ચીજ તૈયાર કરવી અને ઘરના દરેક કામમાં સાવધાન રહેવું.

સ્ત્રીઓના ધર્મ શું છે ? પતિને પરમેશ્વર કે દેવ સમાન ગણી પુજવા, પતિએ પોતાની સ્ત્રીને ઘરની રાણી અથવા પ્રધાન ગણવી, અને બન્નેએ અભિન્ન થઇ એકતાથી રહેવું, જેવી રીતે પ્રવાસમાં રથનું એક ચક્ર ભાગી જવાથી આખો રથ ઉભો પડે છે, તેમ સંસાર રથમા સ્ત્રી અને પુરૂષે બંન્નેની જરૂર છે. આથી સંસારરૂપી રથમાં એક ચક્ર ખોટકાઇ જાય છે ત્યારે પુરૂષ એકલો તે રથ ચલાવી શકતો નથી તો આપણી સ્ત્રીઓની તેમ એ-

સંસારરથનું એક ચક્ર ભાગી જાય તો આખો પ્રવાહ ભાગી પડે છે।

કલાં કરી શકવાની શું ગુંજાશ ? માટે બન્ને પૈડાં સરખાં હોય, ત્યારેજ રથ ચાલે છે, એ હંમેશાં યાદ રાખવું. પતિપતિ સરખાં મનનાં, સરખા વિચારના હોય, તો તેમનો સંસારરૂપી રથ બહુ સારો ચાલી શકે છે; બંન્ને સરખાં ન હોય તો તેનો સંસાર ચાલે છે ખરો, પણ કહેવતમાં છે કે "જેની બૈરી બગડી તેનો ભવ બગડયો।" તેમ જેમ તેમ કરી પોતાની છંદગી બનેને પુરી કરવી પડે છે. માટે બંનેએ અરસપરસ સદ્ભાવ રાખવો, પ્રેમ રાખવો. એક બીજાનાં વિચાર જાણવા. ઘણી સ્ત્રીઓ પુરૂષોના વિચાર જાણી શકતી નથી. તેથી દરજ્જે આપણી સ્ત્રીઓ પછાત છે તેનું કારણ કે તેની અજ્ઞાનતાને લઇને, બહુધાને સુધરેલાના ઘરમાં પણ લડાઇ ને ટંટા થયા કરે છે, તો અજ્ઞાન માણસોને ઘેર થાય, તેમાં નવાઇ શું ! આપણી નાતોમાં જમણવાર હોય છે, ત્યારે ઘણી સ્ત્રીઓ પોતાના પાણી પીવાના લોટામાં અથવા પોતાની પહેરેલી ચોળી હોય તેમાં પકવાન સંતાડીને લઇ જાય છે, લાખો માણસોમાંથી પોતે ધારે છે કે છાનીમાની જાય છે, પણ જેમ સૂરજ છાબડે ઢાંકયો છાનો રહેતો નથી, તેવીજ રીતે તે ચોરીકરનાર પણ સંતાવાને પ્રયત્ન કરે છે, પણ તે છતું થઈ જાય છે !

આપણી સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે। તેઓ હવે કયારે સુધરશે ! તેઓ પોતે તો બગડે છે, ખરાબ થાય છે એટલુંજ નહિ, પણ નવી પ્રજાને પણ બગાડતી જાય છે !

અજ્ઞાન માતાની પ્રજા પણ ખરાબ થાય છે।

પણ તે સમજી શકતી નથી કે, હું તો સુધરી શકી નહિ પણ મારી પ્રજા સુધરે તોય ઘણું સારું ! પરતુ તેમ ન કરતાં ઉલટું તેને જુઠું બોલતાં ચોરી કરતાં શીખવાડે છે। આ ઉપરાંત વળી આપણી સ્ત્રીઓને પેટમાં વાત રહેતી નથી. કહેવત છે કે બિલાડીના પેટમાં ખીર ન રહે, તેમ બાયડીઓના પેટમાં વાત રહેતી નથી "પાચ બાઈઓ ભેગી મળી કોઇનું ઘર ભાંગે છે, જ્યારે પુરૂષો પાંચ ભેગા થાય એટલે એકનું ઘર બાંધે છે." આ બધાનું એકજ કારણ છે, સ્ત્રીઓમાં કેળવણીની ઘણીજ ખામી છે. તહેવારના દિવસોમાં સ્ત્રીઓ ધકાધકી કરે છે, પોતાના બચ્ચાંની સંભાળ લેતી નથી, એટલુંજ નહીં પણ પોતાના શરીર ઉપરના કપડાંનું પણ ભાન રહેતું નથી, અને પ્રભાવના (મફત વહેંચાતી વસ્તુ) લેવા જાય છે। સ્ત્રીઓની કેટલી બધી હલકી નજર હોય છે ? સ્ત્રીઓ પોતાનાં બાળકોને ભણવાની હોંશ ઘણી હોય છે. છતાં પણ તે ભણાવતી નથી, અને અસકનાં ઘરડાં લોકો એમ કહે છે કે છોકરીઓને ભણીને કયાં નોકરી કરવા કે રળવા જવું છે ?

જ્ઞાનરૂપી દીવો અંધારામાં પણ પ્રકાસે છે.

પણ તે લોકો ભણવાથી શું શું ફાયદા થાય છે તે સમજતા નથી. ભણવાથી આપણને આ ભવનું અને પરભવનું ભાન થાય છે. જ્ઞાન એ એક દીવો છે. અંધારું હોય ત્યાં અજવાળું થાય છે. બીજું કંઇ સાથે આવવાનું નથી. પણ જ્ઞાનનો પ્રકાશ પાસેથી ખસવાનો નથી.

આપણામાં કન્યાવિક્રયનો રિવાજ તદ્દન કાઢી નાખવા લાયક છે. કન્યાને વેચી તેના રૂપીઆ આપણે ખાવા, તે પૈસા લેનાર તેને સુખેથી વાપરી શકતો નથી શકેજ નહિ !—

... યાને વેચી સુખી ... થવું નહિ !

અને જે વાપરે છે તેને તેની શિક્ષા જણાય છે, તેના ઘરમાં કુસંપ પેસે છે. અનીતિનો પૈસો અપૈસ્ય માર્ગેજ જાય છે ! કન્યાવિક્રયનો રિવાજ તદ્દન કાઢી નાખવા લાયક છે

આપણે બચ્ચાંઓને કેવી રીતે સુધારવા?—બચ્ચું સાધારણરીતે પાંચ વર્ષનું થાય ત્યાં સુધી તેને ઘરમાં રાખે છે. ઘરનાં બધાં માણસો સુધરેલાં હોય તો બચ્ચાંને પણ સુધારવાની જરૂર ન પડે, કારણકે ઘરમાં સુધરેલાં માણસો હોવાથી, નાના બાળકોને નાનપણમાંથીજ તેવા સંસ્કાર પડે છે બાળકને તેની માતાનો સહવાસ વધારે હોય છે તેની મા સુધરેલ, ભણેલી, સારાવિચારવાળી, સદ્-વર્તનવાળી હોય, તો તે બાળક તે ગુણો ગ્રહણ કરી શકે છે, અને તેવા

*સારી માતા હોય તોજ બાળક સારા થાય*

એટલે તેની માતાના જેવા સારા સદ્ગુણો બાળકમાં પ્રવેશ કરે છે અને આગળ જતાં તે સારા ચારિત્રવાળો થાય છે. માટે બાળકોને નાનપણમાંથી વિનય, વિવેક તથા સારા ઉચ્ચ પ્રકારના વિચાર કરતાં તેને શીખવાડવાની જરૂર છે તેને પોતાની પાસે બેસાડી સારી કેળવણી આપવી, કારણકે નાનપણમાં તે જેટલું ગ્રહણ કરી શકે છે તેટલું પછી મોટી ઉમરે કરી શકતાં નથી ઘેર કોઇ મોટાં માણસો આવે તેમની સાથે વિનય, વિવેકથી બોલતાં તેને શીખડાવવું જોઇએ બાળકોને નાનપણમાં સ્વચ્છ અને ચોખ્ખાં રાખવાં તેને નિયમસર અને પથ્ય તેટલો અને તેવો ખોરાક આપવાની ટેવ રાખવી. બાળકને નાનપણથી પૈસા આપવાની ટેવ પાડવી નહી કારણકે તે તેનો દુરૂપયોગ કરે છે બાળક નાનું ચાર, પાંચ મહીનાનું હોય છે, ત્યારથી તેને ઘરેણાં પેહેરાવવામાં બહુ આવે છે; પગમાં કડી, કેડમાં કંદોરો, અને ડોકમાં એકાદ દાગીનો પેહેરાવવામાં આવે છે.

*બાળકને નાનપણમાં જેવી ટેવો પાડશો તેવી પડશે*

પરંતુ તે રિવાજ ઘણો નુકસાનકારક છે માટે નાનપણથી બાળકોને ઘરેણાં બીલકુલ પેહેરાવવાં નહીં; કારણકે ઘરેણાં પેહેરાવવાથી તેના હાથ પગ ગળી જાય છે અને મેલ ભરાય છે. વળી તેના જીવને જોખમ પણ લાગે છે! વળી બાળકને ઘરેણું પેહેરાવેલું હોય, ત્યારે તેને બહાર છુટથી ફરવા મોકલી શકાતું નથી બાળકને બહાર ફરવા મોકલવાથી તેના મગજ ઉપર સારા સારા ઉત્તમ સંસ્કાર પડે છે. વળી એવું પણ જોવામાં આવે છે કે ઘણું કીમતી ઘરેણું હોય, પણ તેનાં લુગડાં એટલાં ગંદાં અને અસ્વચ્છ, ગંધાય તેવાં હોય છે કે તેને તેડવું પણ ગમતું નથી! બાળકોને દરરોજ નવરાવી ધોએલાં કપડાં પેહેરાવવાં નાનપણમાં બાળકોને સ્વચ્છ ચોખ્ખાં રાખવાની જરૂર છે. ઘરેણાં બીલકુલ પહેરાવવાં નહી-પાંચ વરસ પુરાં થાય કે તેને શિક્ષકને સોંપવામાં આવે છે. શિક્ષક સારો હોય તો સારૂં, ખરાબ શિક્ષક હોય તો તે કેળવણી સારી પામતાં નથી કેળવણી ગામોગામ અને દેશોદેશમાં ફેલાઇ છે, દરેક ગામડાંઓમાં પણ છોકરીઓની સ્કુલો થઈ છે પણખરો લાભ થોડો પણ તેથી સુધરે તેમ છે એવી આશા છે કે માબાપો આ બાબતમાં પોતાની ફરજ સમજશે; તો તેમની પ્રજા ઘણી સારી નીવડશે. નાનપણથી બાળકને સારીરીતે કેળવણી આપવામાં આવશે, તો આગળ ઉપર તે ઘણી ફાયદાકારક નિવડશે.

આપણામાં અઘરણી (સીમન્ત) કરવાનો રિવાજ કાઢી નાખવા યોગ્ય છે કારણકે તે અમર્યાદ જણાય છે. અને તે પ્રચાર ઓછો પણ થતો હવે કેટલેક ઠેકાણે જોવામાં આવે છે, તે સ્તુતિપાત્ર છે.

અને એને લઇને બાળહત્યા પણ બહુ થાય છે! પોતાના ઘરનાં ગરીબ માણસો પાસે ગુજરાન ચલાવવા માટે પૈસા માગે; ત્યારે તેઓ આપે નહીં અને કહેશે કે હું શું કરૂં તારૂં નશીબ જાણે! અમે ક્યાંથી તારૂં પુરૂં કરીએ? જ્યારે આવાં વચનો સાંભળે ત્યારે એના હૃદયમાં કેવો આઘાત થતો હશે અને એનું પરિણામ પણ શું થાય, એ કલ્પનાથી સમજાશે.

સ્વાર્થી માતાપીતા કન્યાવિક્રય કરે છે. પોતાની પુત્રી ગમે એટલી નાની હોય તોપણ પોતાનું પેટ ભરવા માટે ગમે એટલે દૂર, આપણાથી તદ્દન અજાણ્યા માણસોમાં, ગમે તે દેશમાં, અને ગમે એટલી મોટી ઉંમરનો પતિ હોય. તોપણ પોતાની પુત્રીની શું સ્થિતિ થશે તેની દરકાર કર્યા વિના એને પરણાવી દે છે—પછી ભલે તે બીજે દિવસે રંડાય. પોતે તો રૂપિયાનો ગાંસડો બાંધી લીધો એટલે દીકરી જાણે અને પછી ઠાકરી જાણે ને દીકરીનાં નશીબ જાણે! એમાં પોતાનો દોષ તો જોવાજ નથી. પરંતુ કન્યાએનું નશીબ જાણે! વિક્રયના પૈસા થોડા દિવસમાં પુરી જાય છે. એટલે અંતે એને તો રખડવાનો વખત આવે છે—આવા દાખલા ખાસ કરીને ઝાલાવાડ (કાઠિયાવાડ)માં ઘણે ભાગે બહુ બને છે—એવામાં કોઇક ઠેકાણે તો જો દીકરી સમજુ હોય તો પરણતીજ નથી.

વળી ઘણે સ્થળે અજ્ઞાન માતપિતા રૂઢીને લઇને બાળવયમાં લગ્ન કરે છે. કેટલીએક જ્ઞાતિમાં તો ચાર પાંચ વરસની ઉમરે પણ લગ્ન કરે છે! આ રીવાજ ઘણું કરીને બ્રાહ્મણોમાં બહુ પ્રચલિત છે. તેઓ કહે છે કે—કન્યાકાળ પહોંચ્યા પહેલા પરણાવીએ તો કન્યાદાનનું ફળ મળે એ બાળકો તો બીચારા કાંઈ સમજતા ન હોય અને માતપિતા એને લગ્નમાંથી જોડે છે, આવા વખતમા જે કરાય તે ઠીક છે, તો પછી કહો આ બાળાની શું સ્થિતિ? જુવાની આવે છે, ત્યાર પહેલાં તો આખો સંસાર વ્યવહાર પુરો થાય છે! ઘણુંખરૂં હમેશાં યુવાવસ્થામાં માણસોનું મન વશ રહેતું નથી. એટલે પછી ખરાબ વર્તન શીખે છે. આવું એકનહીં સમજવી બાળાને માથે દુઃખ પડે છે; એટલે એના નશીબનો દોષ કાઢે છે!

જુવાની આવતા પ્હેલાં તો સ્ત્રીનો સંસાર વ્યવહાર પૂરો થાયછે!

હવી નવલરામ કહે છે કે—

"હાં જે નામ બાળલગ્નનું તો બાળો!
"બાળો કે ખાડમાં ઘાલોરે, નામ બાળલગ્નનું તો બાળો.
"બાળલગ્નનું દુઃખ દેખીને, દેશ થઈ ગયો કાળોરે; નામ૦
"બાળલગ્નનું નામજ સુણતાં, આવે મને કંટાળો રે નામ૦
"બાળલગ્નને હડહડતો આવ્યો, કળીયુગ કાળ કરાળો રે; નામ૦
"દેવ ઉપર શીદ દોષ મુકો છો, પ્રકૃતિ વિરૂદ્ધ શીદ ચાલો રે? નામ૦"

બાળલગ્નથી કેટલા કેટલાં નુકશાનો થાય છે—એનો વિચાર કોઇને આવતોજ નથી. કેટલીએક હલકી જ્ઞાતીમાં માબાપ જન્મે હોય ત્યારથી સગપણ કરે છે અને બાળકો જન્મ્યા પછી બાળકોને તેડીને ફેરા ફરે છે!—આ કેટલો ખરાબ અને ક્રૂર રીવાજ કહેવાય?

આપણા સંસારમાં બાળકોની મરજી વિના જે સગપણ કરવામાં આવે છે, તેનું પરિણામ પણ બહુ ખરાબ આવે છે ઘણેભાગે નાનપણમાં જોડેલા હોય તેમાં કજોડાં બહુ થાય છે—કેટલાએક માણસો કહે છે કે, સરખી વયમાં સગપણ કરીએ પછી કજોડું કેવી રીતે થાય? પરંતુ કજોડા કાંઇ એકલા વયનાંજ નથી થતાં. સરખું ભણેલું ન હોય, પરસ્પરના વિચાર મળતા ન હોય, એક બીજાની મરજી પ્રમાણે વર્તનારાં ન હોય, તે પણ કજોડાંજ કહેવાય કોઇનું શરીર જોઇએ એટલું ખરાબ હોય. તો પણ આપણું જ્ઞાતિબંધન એવું છે કે સગપણ કરેલું હોય તો તોડાય નહીં અને તોડે તો દંડ ભરવો પડે અથવા તો જ્ઞાતિ બહાર જવું પડે. એમ થવાથી ગરીબ માણસો બીચારા દુઃખી થાય છે. અને તેથી તેવા માણસની સાથે પોતાની દીકરીને પોતાની ઈચ્છા નહિં છતાં પણ પરણાવવી પડે છે.

કજોડાઃ વયનાં અને વિચારનાં.

આપણામાં કેટલાએક એવા ખોટા વ્હેમ પેશી ગયા છે કે તે દૂર કરવા મુશ્કેલ છે. કેટલાએક એવું ધારે છે કે, માનતાઓ કરવાથી આપણા મનની ઇચ્છાઓ ફળીભૂત થાય છે. જો મનની ઇચ્છા એમ કરવાથી ફળીભૂત થતી હોય તો ગરીબ માણસો માનતા માનીને પૈસા કેમ મેળવે નહીં ? તેઓ શું કરવા હેરાન થાય ? વળી સ્ત્રી મરી ગઇ હોય તો ગોરાણીઓ જમાડે છે.

"માનતા" કરવાથી બધું મળતું હોય તો કોઇ ગરીબ ન રહે.

જો ન જમાડે અને કોઈ માંદુ પડયું હોય તો ત્યાં ગોરાણી નહીં જમાડવાનો વ્હેમ કાઢે છે કોઈ સ્ત્રીને બાળક ન હોય તો માનતા માને છે. જો કોઇ ધરડા ગોર બાવા અગર જતિ વગેરે આવે, તેની પાસે જોશ જોવરાવે છે. જો એમ બાળકો થતાં હોય તો આ દુનિયામાં કોઈ વંધ્યા રહેતજ નહીં, અને 'વંધ્યા રાજકુંજ ઉદ્ભવત' નહિ. એમાં કાંઈ દેવ દેવી સહાય કરતાં નથી વળી ગામ જવું હોય તો-અમુક દિવસે જવાય. અને અમુક દિવસે અગર ન જવાય એવાં અનેક ધતીંગો આપણા સંસારમાં લાંબા કાળથી ચાલે છે-તેમાં પણ ઘણો સુધારો થવાની જરૂર છે.

ખાવા પહેરવાનું બધે ન રહે-પણ નાતવરા કરવા જોઇએ.

આપણામાં નાતવરા કરવાનો રીવાજ લાંબા કાળથી ચાલતો આવેલો છે. આ રીવાજ કાંઇપણ જરૂરનો નથી એમાં બહુ બિગાડ થાય છે. લાખો રૂપીયા આવા રીવાજમાં ખર્ચી નાંખવામાં આવે છે; અને ગરીબોને એક પાઇ આપતી હોય તો હાથમાંથી છુટતી પણ નથી. બધે શક્તિ હોય કે ન હોય પણ નાતવરા કર્યાં વિના ન ચાલે, ફાવે તો કોઇના લઈના રૂપીયા લઇને પણ જમણ કરવું પડે. પાછળ પોતાને ખાવા પીવાનું અને પહેરવા ઓઢવાનું પણ ન મળે. પણ નાતવરા કરવા એ સારું, એવું લોકો માને છે. વરઘોડામાં પણ ઘણા રૂપીયા ખર્ચી નાંખે છે. કહે છે કે જો વરઘોડો ન ચઢાવીએ તો પુત્ર, પુત્રીએ શું લ્હાવો લીધો કહેવાય ? એવું જાણી સર્વે કોડ પૂરી કરે છે-અને લાખો રૂપીયાનું પાણી કરી નાંખે છે. અને પોતે પછીથી હેરાન થાય છે-આપણામાં લગ્નવિધિ બહુ ગોટાળા ભરેલી રીતે કરવામાં આવે છે. ગોર સંસ્કૃત શ્લોકો ગમે તેવી રીતે કામ ઉકેલવાની ખાતર બોલી જાય છે; પરણનાર તો કાંઈ પણ જાણેજ નહી ! અને લગ્નવિધિમાં શું પ્રતિજ્ઞા કરી છે, તે કાંઈ સમજાવ્યા વિનાજ પરણાવી દેવામાં આવે છે !

એવું રોવે-કુટે તો ખર્ચ થાય છે !

આપણામાં મરનારની પાછળ રડવા કુટવાનો બહુ ખોટો રીવાજ છે. એથી કાંઈ મરનાર પાછું આવતું નથી. રડવું કુટવું શા કારણથી ? મરણ તો સર્વેને આવે છે. જે જન્મ્યા એને એક દિવસ મરવું, એ તો સાચુંજ છે. પછી કોઇએ પણ કોને અને શામાટે રડવું ? કેટલીએક જગ્યાએ સગપણ સ્ત્રીઓ બહુ કુટે છે અથવા પછાડીઓ ખાય છે એને લઇને પોતાના શરીરને અને ગર્ભને બહુ હાની પહોંચે છે અને માંદા પડવાનો વખત આવે છે. મરનારની પાછળ મરવા જેવા થઈ જવાય છે એ એવું કુટે તો ખર્ચ થાય છે ! પરંતુ મરનારની પાછળ મરવાનું નથી. તેમ કોઇને કરી દેખાડવાનું નથી. હૃદયમાં લાગે તો રડવું, બાકી ખોટી ધમાલ શામાટે મચાવવી ? સાધારણરીતે શરીરનો કોઈ પણ ભાગ દેખાતો હોય તો શરમ આવે; અને આવા વખતે છાતી કાઢીને કુટે ત્યારે શરમ ન આવે ' આવા રીવાજો દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. જો દૂર નહી થાય તો આગળ જતાં એ કુરિવાજો વધતા જશે અને સ્ત્રીઓ બહુ દુખી થશે. આપણા જુના મતના માણસો સુવાવડ સ્થિતિમાં માંદી પડેલી સ્ત્રીઓને દવા પણ ખાવા દેતા નથી એટલે બીચારીને મરવાનોજ વખત આવે છે. બીજા અનેક કારણે ડાક્ટરોની ઉપયોગીતા જોતા નથી. ઓપરેશન કરાવવાની જરૂર હોય તોપણ કરાવતા નથી અને હાથે ઉપચારો કરે છે, એનાથી કાંઇ દરદ મટતું નથી અને ભયંકર દશા ભોગવવી પડે છે.

વિવાહ વખતે ફટાણાં ગાય છે તે પણ બહુ ખોટો રીવાજ છે. એવે વખતે ગમે તેમ

ફટાણાં ગાવાનો ઉમંગ!

જોઇને પણ શરમ ન આવે, વિચાર પણ ન કરે કે આપણે ખરાબ કામ કરીએ છીએ અને ખરાબ ગીતો ગાઇએ છીએ વળી ફટાણા ગાતા વખતે બહુ ઉત્સાહ આવે છે અને મોટેથી તે ગાય છે અને ગાઇને કાંઈ સારૂં કામ કર્યું હોય એમ આનંદ પામે છે તે બહુ ખેદજનક છે. આ રીવાજને બનતા પ્રયત્ને દૂર કરવાની જરૂર છે.

ન્હાવું ધોવું તે કંટાળા ભરેલું લાગે છે!

આપણામાં માણસોને ગંદા રહેવાની બહુ ટેવ હોય છે. પોતાના ઘરની વસ્તુઓ જેમ તેમ રખડતી રહે, પરંતુ નોકરને બતાવી કાંઇ પણ તેની દરકાર કરતા નથી; કોઇ દિવસ સાફસૂફ કરતા નથી, પાણી પણ ઘણુંજ ગંદુ રાખે છે, એક માટલી રાખી અંદર બોળીને એક વાટકે બધા પાણી પીવે છે, છોકરા જેમ તેમ પાણી ડખોળે છે એની પણ દરકાર કરતા નથી-એઠું ખાય છે, એંઠું પીએ છે. પાણી કોઇ દિવસ બરાબર ગાળતા નથી, પોતાનાં કપડાં લત્તાં ધોવાનું પણ ધ્યાન આપતા નથી, માથાના વાળ સાફ કરતા નથી ઘરમાં દાણા સડી જાય પણ કાંઇ ધ્યાન આપતા નથી. આપણી કોઈ કોઈ સ્ત્રીઓને ન્હાવા ધોવાનું દસ પંદર દિવસે બને છે. તે સુધારવાની જરૂર છે. પોતાના બાળકોને પણ ગંદા રાખે છે, પોતાના ઘરના વાસણો માંજીને કેવા સાફ રાખવા તે સમજતા નથી, ઘરની તમામ વસ્તુઓ ધૂળથી ખરાબ થએલી હોય પણ સાફ કરવામાં આવતી નથી, ન્હાવું તે કંટાળા ભરેલું લાગે છે કોઇનું એઠું ખાવા પીવાથી ચેપી રોગ લાગુ પડે છે તથા એની ખરાબ બુદ્ધિ હોય તે આપણામાં દાખલ થાય છે, માટે આવી આવી બાબતોમાં યોગ્ય સુધારો કરવાની જરૂર છે.

બે બૈરીનો પતિ શાન્તિ ભોગવતો નથી!

જે પતિ એકથી વધારે (બે ત્રણ) સ્ત્રીઓ પરણે છે, તેનું તે કાર્ય ઘણું નિંદવા લાયક છે. કારણકે વધારે સ્ત્રીઓ પરણવાથી કાંઈપણ ફાયદો થતો નથી, ઉલટો કજીયો થાય છે. અનેક બાબતોમાં આખો દહાડો કજીયા થયા કરે છે અને એનાથી પતિ પોતેજ દુઃખી થાય છે કોઇપણ વસ્તુ એકને મળી હોય અને એકને ન મળે તો તરત કજીયો થાય છે કોઈ દિવસ બે બઈરીનો પતિ શાન્ત થઈને બેસી શકતો નથી. આ રીવાજ બહુ અન્યાય કરનારો છે. તે ઉપર કાંઇ લખવાની જરૂર છે. આમાં ઘણી વખત એવું બને છે કે પતિ નવી આવેલી સ્ત્રીને માને છે અને જુનીનો કાંઈ પણ ઘરમાં હક નથી એવું જણાય છે.

## ૨. યોગ્ય સુધારાની જરૂર.

સ્ત્રી કેળવણીની જરૂર છે!

હવે કેટલાક સુધારા દર્શાવું છું: આપણામાં પુરૂષોને તો કેળવણી મળે છે, પરંતુ સ્ત્રીઓને કેળવણી આપવામાં બહુ ઓછી આવે છે એ ન બનવું જોઇએ. સ્ત્રીઓને કેળવણી આપવાની ખાસ જરૂર છે. પહેલાં બધું જ્ઞાન આપવું જોઈએ. સંસ્કૃત, અંગ્રેજી ગુજરાતી સર્વ ભણાવવું જોઇએ. કારણકે હાલ આપણા ઉપર અંગ્રેજનું રાજ્ય છે તેથી અંગ્રેજી જાણવાની ઘણી જરૂર છે. વળી ઘણું કામ અંગ્રેજીથીજ થાય છે, તાર, કાગળ વાંચવામાં, ઘણાં પુસ્તકો વાંચવામાં અંગ્રેજીની જરૂર પડે છે. હાલ અંગ્રેજી બોલનાર વધી પડયા છે એટલે સ્ત્રીઓ તે ભણ્યા વગર બોલવામાંથી સમજી શકે નહી. આપણા ધાર્મિક ગ્રંથો સંસ્કૃતમાં રચાએલા હોવાથી સંસ્કૃત શિખવાથી ધાર્મિક જ્ઞાન વધારે સારૂં થાય છે અને બીજાં ઘણાં ઉત્તમ પુસ્તકો વાંચવામાં એનો ઉપયોગ થાય છે. સંસ્કૃત પુસ્તકોમાંથી શિખવાનું પણ ઘણું મળે છે, એટલું ગુજરાતીમાં પણ મળતું નથી. વળી સ્ત્રીઓએ ભરવા, ગુંથવાનું, સંગીત વિગેરે અનેક કળાઓ પણ શિખવી જોઈએ.

ભર્તૃહરિ કહે છે કે:—

साहित्य संगीत कला विहीनः साक्षात्पशु पुच्छविषाणहीनः
तृणं न खादन्नापि जीवमान स्तद्भागधेयं परमं पशूनाम् ॥

( ભાવાર્થ )—સાહિત્ય સંગીત અને કળા વિનાનો માણસ સાક્ષાત્ પુંછડા વિનાના પશુ જેવો છે; તૃણ નહીં ખાતો છતાં તે જીવે છે ।

માટે સ્ત્રીઓને સર્વ પ્રકારની કેળવણી આપવાની જરૂર છે. સ્ત્રીઓની લાયકાત જોઈને અમુક હક પણ આપવા જોઈએ. ગૃહકાર્ય સિવાય પુરૂષોના જેટલા હક સ્ત્રીઓ માગી શકે.—જો પુરૂષો જેટલું સ્ત્રીઓને ભણવવામાં આવે તો તે પણ પુરૂષો જેટલું કામ કરી શકે છે. હરવા ફરવામાં સમાજમાં જવાની છુટ આપવી, કારણકે એકલા ભણવાથી જ્ઞાન નથી થતું. સાથે હરવા ફરવાનું જોવા જાણવાનું મળે તો વિશેષ ખબર પડે.

પોતાની પુત્રવધુને દિકરીની જેમ રાખવી જોઇએ. અને પોતાની પુત્રી જાણી સારી રીતે શિક્ષણ આપવું. ભણેલ ન હોય તો ભણાવવી અને ભણેલ હોય તો આગળ વધારવા પ્રયત્ન કરવો, દુઃખ દેવું નહીં. જાણવા જોવાનું મળે તેથી યોગ્ય રીતે ફરવા દેવી એના હૃદયમાં સારા સંસ્કારો પાડવા.

**પુત્રીએ વિદ્યા અને સદ્ગુણ મેળવવાં** પુત્રીએ પિયરમાં સારી રીતે જ્ઞાન મેળવવું; કારણકે જેટલી પોતાના ઘરમાં છુટ મળે છે એટલી શ્વસુર ગૃહમાં છુટ મળતી નથી હમેશાં ઉઠીને માત પીતાને તથા ઘરના વડીલોને નમસ્કાર કરવા, પછી પોતાનું હમેશનું કાર્ય કરવું. પોતાના નાના મોટા ભાઈ બ્હેનોની સાથે સંપીને રહેવું તેઓને પોતાની સાથે ભણવા લઈ જવા. પોતાને ભાભી હોય તો તેની સાથે કજીઓ કરવો નહીં. કોઇ દિવસ ખોટા સાચા કરી એક બીજાને લડાવવા નહીં. સર્વ સાથે હળી મળીને ચાલવું. માત પીતાની તથા ગુરૂની આજ્ઞાને અનુસરવું. કોઇ કામ કરવું પડે તો કંટાળો લાવવો નહીં. નાનપણથી અમે તે કાર્ય કર્યું હોય અને શરમ ન આવે તો સાસરે પણ સુખી થવાય. જેટલા નવા હુનર જાણવાના મળે એટલા શિખવા-ગાયનકળા શિખવી કોઈ અજાણ્યુ માણસ ઘરે આવે અને એને ઓળખતાં ન હોઈએ તો પણ તેનો આદરસત્કાર કરવો. સર્વ વિદ્યા સંપાદન કરવી અને તેનો સારો ઉપયોગ કરવો.

**વહુએ સાસરામાં હળીમળીને રહેવું.** કુળવધુએ સર્વની સાથે હળીમળીને ચાલવું—પોતાના ઘરનાં સર્વ માણસો સાથે યોગ્ય રીતે વર્તવું. ઘરની સર્વ સંભાળ પોતેજ રાખવી. સાસુને માથેથી એ ભાર ઉતારી નાંખવો. કોઇ દિવસ કજીયા કંકાસ કરવા નહીં પોતાના ઘરની કોઈપણ વાત બ્હાર કરવી નહીં. પોતાના બાળકોની પોતેજ સંભાળ રાખવી. ગર્ભમાં હોય ત્યારથી પોતે સારા સારા વિચારો કરવા. સારાં સારાં પુસ્તકો વાંચવાં અને બાળકના હૃદયમાં સારી અસર થાય એવો ઉપાય કરવો. પાછળથી પણ પોતેજ સ્વબાળકોની તપાસ રાખવી બાળકોને પોતેજ ધવરાવવા, કારણકે બીજા માણસો રાખવાથી એની કુઅસર બાળકમાં થાય છે એને અટકાવવાને માટે પણ માણસો ન રાખવા, રાખવા તો સદ્વર્તનવાળા તપાસીને રાખવા કેટલાએક માણસો રસોયા રાખે છે તેઓ ગમે એવું રાંધીને આપે તોપણ ખાવાની ટેવ પડે છે. એ આપણામાં ન થવું જોઇએ. રસોઈ પોતે હાથેજ કરવી જોઇએ. જ્યારે રસોઈ પોતાને હાથે નથી કરતાં અને ભૂલી જવાય છે અને પછી કોઈ વખત રસોઈ કરવી પડે ત્યારે બહુ ભારે પડે છે.

**સ્ત્રીએ અયોગ્ય છુટ લેવી નહિં:** સ્ત્રીએ પાતની સાથે પ્રેમથી વર્તવું. પતિનો સ્વભાવ સમજીને તેમને રૂચીકર થાય તેવું વર્તન રાખવું. પતિના મિત્રમંડળમાં બહુ છુટથી વર્તવું નહી કારણકે પાછળથી એનું બહુ ખરાબ પરિણામ આવે છે; અને નિંદાત્મક બોલાય છે. તેથી જે કોઈ આવે તેની સાથે કામ જેટલું બોલવું. પતિના કાર્યમાં સહચારિણી બનવું. પતિને કદાચ સંકટ આવે તો તેના વખતમાં આપણું સર્વસ્વ તેને અર્પણ કરવું. પતિની આવક પ્રમાણે ખર્ચ રાખવો અને હમેશાં ખર્ચનો ચોક્કસ હિસાબ રાખતાં શીખવું. ખોટા મોજ શો-

**ફટાણાં ગાવાનો ઉમંગ!**

બોલે પણ શરમ ન આવે, વિચાર પણ ન કરે કે આપણે ખરાબ કામ કરીએ છીએ અને ખરાબ ગીતો ગાઈએ છીએ વળી ફટાણાં ગાવા વખતે બહુ ઉત્સાહ આવે છે અને મોટેથી તે ગાય છે અને ગાઈને કાંઈ સારૂં કામ કર્યું હોય એમ આનંદ પામે છે તે બહુ ખેદજનક છે આ રીવાજને બનતા પ્રયત્ને દૂર કરવાની જરૂર છે.

**ન્હાવું ધોવું તે કંટાળા ભરેલું લાગે છે!**

આપણામાં માણસોને ગંદા રહેવાની બહુ ટેવ હોય છે. પોતાના ઘરની વસ્તુઓ જેમ તેમ રખડતી રહે, પરંતુ નોકરને બતાવી કાંઇ પણ તેની દરકાર કરતા નથી, કોઇ દિવસ સાફસુફ કરતા નથી, પાણી પણ ઘણુંજ ગંદુ રાખે છે, એક માટલી રાખી અંદર બોળીને એક વાટકે બધા પાણી પીવે છે, છોકરા જેમ તેમ પાણી ડખોળે છે એની પણ દરકાર કરતા નથી-એંઠું ખાય છે, એંઠું પીએ છે પાણી કોઇ દિવસ બરાબર ગાળતા નથી, પોતાનાં કપડાં લત્તાં ધોવાનું પણ ધ્યાન આપતા નથી, માથાના વાળ સાફ કરતા નથી ઘરમાં કચરો સડી જાય પણ કાંઇ ધ્યાન આપતા નથી. આપણી કોઈ કોઈ સ્ત્રીઓને ન્હાવા ધોવાનું દશ પંદર દિવસે બને છે. તે સુધારવાની જરૂર છે. પોતાના બાળકોને પણ ગંદા રાખે છે, પોતાના ઘરના વાસણો માંજીને કેવા સાફ રાખવા તે સમજતા નથી, ઘરની તમામ વસ્તુઓ ધૂળથી ખરાબ થએલી હોય પણ સાફ કરવામાં આવતી નથી, ન્હાવું તે કંટાળા ભરેલું લાગે છે કોઇનું એંઠું ખાવા પીવાથી ચેપી રોગ લાગુ પડે છે તથા એની ખરાબ બુદ્ધિ હોય તે આપણામાં દાખલ થાય છે, માટે આવી આવી બાબતોમાં યોગ્ય સુધારો કરવાની જરૂર છે.

**બે બૈરીનો પતિ શાન્તિ ભોગવતો નથી!**

જે પતિ એકથી વધારે (બે ત્રણ) સ્ત્રીઓ પરણે છે, તેનું તે કાર્ય પણું નિંદવા લાયક છે. કારણકે વધારે સ્ત્રીઓ પરણવાથી કાંઈપણ ફાયદો થતો નથી, ઉલટો કજીયો વધે છે. અનેક બાબતોમાં આપો દહાડો કજીયા થયા કરે છે અને એનાથી પતિ પોતેજ દુઃખી થાય છે કોઇપણ વસ્તુ એકને મળી હોય અને એકને ન મળે તો તરત કજીયો થાય છે કોઈ દિવસ બે બઈરીનો પતિ શાન્ત થઈને બેસી શકતો નથી. આ રીવાજ બહુ અન્યાય કરનારો છે તે ઉપર કાંઇ લખવાની જરૂર છે. આમાં ઘણી વખત એવું બને છે કે પતિ નવી આવેલી સ્ત્રીને માને છે અને જુનીનો કાંઈ પણ ઘરમાં હક નથી એવું જણાય છે.

## ૨. યોગ્ય સુધારાની જરૂર.

હવે કેટલાક સુધારા દર્શાવું છું: આપણામાં પુરૂષોને તો કેળવણી મળે છે, પરંતુ સ્ત્રીઓને કેળવણી આપવામાં બહુ ખોડ આવે છે એ ન બનવું જોઇએ, સ્ત્રીઓને કેળવણી આપવાની ખાસ

**સ્ત્રી કેળવણીની જરૂર છે!**

જરૂર છે. પહેલાં બધુ જ્ઞાન આપવું જોઈએ. સંસ્કૃત, અંગ્રેજી ગુજરાતી સર્વ ભણાવવું જોઇએ. કારણકે હાલ આપણા ઉપર અંગ્રેજનું રાજ્ય છે તેથી અંગ્રેજી જાણવાની ઘણી જરૂર છે. વળી ઘણું કામ અંગ્રેજીથીજ થાય છે, તાર, કાગળ વાંચવામાં, ઘણાં પુસ્તકો વાચવામાં અંગ્રેજીની જરૂર પડે છે. હાલ અંગ્રેજી બોલનાર વધી પડયા છે એટલે સ્ત્રીઓ તે ભણ્યા વગર બોલવામાંથી સમજી શકે નહી. આપણા ધાર્મિક ગ્રંથો સંસ્કૃતમાં રચાએલા હોવાથી સંસ્કૃત શિખવાથી ધાર્મિક જ્ઞાન વધારે સારૂં થાય છે અને બીજાં ઘણાં ઉત્તમ પુસ્તકો વાંચવામાં એનો ઉપયોગ થાય છે. સંસ્કૃત પુસ્તકોમાંથી શિખવાનું પણ ઘણું મળે છે, એટલું ગુજરાતીમાં પણ મળતું નથી. વળી સ્ત્રીઓએ ભરવા, ગુંથવાનું, સંગીત વિગેરે અનેક કળાઓ પણ શિખવી જોઈએ.

સન્દુંદરી કહે છે કે—

"પરણ્યું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં:"

ખુબ વિચાર કરવો કે જોડું કેવી રીતે જોડવું જોઇએ ? પહેલા પરસ્પર હળવા મળવા દેવાં, એક બીજાના વિચાર પસંદ પડવા દેવા, તેઓની યોગ્યતા જોવી, બન્ને પ્રમાણમાં સરખી ઉમરના જોવાં, વળી સરખું ભણેલા જોઇએ તેઓના વિચાર કેવા છે તે જાણવું. અને તેઓની પસંદગી પ્રમાણે પરણાવવા. લગ્ન કરતી વખત જેવા તેવા વિધિ નહિ જાણનારા ગોરથી કામ ચલાવવું નહીં. લગ્નવિધિ નહીં સમજવાથી પરસ્પરના શું ધર્મ અને તે વખતે શું પ્રતિજ્ઞા કરવામાં આવે છે તે કોઇ જરા પણ સમજતાં નથી માટે બરાબર સંસ્કૃત શિખેલો અને શુદ્ધ ઉચ્ચાર કરનાર ગોર રાખવો. કવી નાનાલાલ લખે છે તેમ "લગ્ન એ પ્રાણ વિધાનનું વ્રત છે, સ્વર્ગ પન્થનું પગથીયું છે; માનવ ભાવનો ધર્મ છે, પરણ્યું તે.તો પ્રભુતામાં પગલા માંડવા," માટે આવાં લગ્ન સ્ત્રી પુરૂષ બન્નેએ અવશ્ય કરવાં. કારણકે જે કાંઈ કાર્ય કરવું હોય તે સ્ત્રી પુરૂષ વિના બનતું નથી સંસારમા ઘણી બાબતો એવી બને છે કે તે પતિ વિના કોઇની આબરૂ જણાવી શકાયજ નહીં. તેમ પુરૂષોને પણ કેટલીએક બાબતો ફક્ત પત્નીઓનેજ જણાવી શકાય, તેવી હોય છે.'

કેટલીએક વિધવાઓ બહુ ખરાબ વર્તનની થાય છે. માટે તેવી વિધવાઓને સારી શીખામણ આપી સદ્વર્તનવાળી થતાં શીખવવાની જરૂર છે. અને તેઓના સુવર્તનમાં બંધ ન થવા દેવા વૈધવ્ય પાળવું એ સર્વથી ઉત્તમ કહાવી લખે છે કે —"છે વૈધવ્યે વધુ વિમળતા, બ્હેન ! સૌભાગ્યથી કે, છે ભક્તિમા વધુ વિમળતા, બ્હેન ! શૃંગારથી કે."

વિધવાઓને માટે વિધવાશ્રમ બંધાવી તેઓને તેમાં જોડવી અને સારે રસ્તે ચડાવવી કે જેથી પોતાનું ગુજરાન સારી રીતે ચલાવશે.

લગ્નની પસંદગી માટે ક્ષેત્ર બહોળું કરો.

આપણા દેશમાં "ધોળ" ( ગોળ ) બાંધવામાં આવ્યા છે. તે બહુ ખરાબ રીતથી બાંધ્યા છે. ફક્ત "ધોળ" તો કન્યાવિક્રય કરનારને માટે બાંધવાના હતા, તેને બદલે બધાને માટે બંધારણ કર્યું કે પુત્રી ભમે તેવી દુખી થાય, યોગ્ય જોડું ન જોવાતું હોય, તોપણ "ધોળની" અંદર રહેલા બાપમાંજ કન્યા દેવી. કદાચ પ્રથમ રેલવે વગેરે સાધન નહોતાં, ત્યારે આ "ધોળ"ની જરૂરીઆત હશે, પણ હવે તેવાં સાધનો વધવાથી "ધોળ" ની આવશ્યકતા રહેતી નથી. દૂર પણ યોગ્ય સ્થળે અપાયેલી પુત્રીને જ્યારે મળવાની ઈચ્છા થાય ત્યારે તરત મળી શકાય છે, અને ખબર પૂછી શકાય છે. પરંતુ કન્યાવિક્રય કરનાર તો પોતાનો ધંધો કર્યાજ કરે છે ! પોતાની પુત્રીના ઘરમાં ખાવા પીવાનું ભલે ન રહે; પણ પોતે તો પૈસા લે, એમાં જરાય વાંધો ન આવે. ફક્ત બહુ દૂર દેશમાં દેવાય નહીં. બાકી ગમે તેમ કરે, આ "ધોળ" તદ્દન નકામા છે. "ધોળ" ને લઇને ઘણી એવી ડાહી અને ભણેલી પુત્રીને અભણ અને મૂર્ખ પતિ સાથે પરણાવવી પડે છે. આવો પુત્રીને માથે થતો જુલમ અટકાવવો જોઇએ. જ્યારે આવા જુલમો જ્ઞાતિના દેશ પ્રેમી સજ્જનો નહીં અટકાવે, તો નિરાધાર અબળાઓની શું સ્થિતિ થશે ? વળી કેટલીએક

વૃદ્ધ વિવાહનાં કલેશો અટકાવો:

જગ્યાએ ઘરડા માણસો ધનની મદદથી પરણે છે ! તેઓ બિચારી બાળાનું શું થશે તેનો વિચાર કરતાજ નથી ઘણી વખત ઘરડા પતિથી સ્ત્રીને સંતોષ મળતો નથી. એટલે તે ખરાબ વર્તનવાળી થાય છે. અગર જો પતિ મરી જાય છે, તો તે બાળા નિરાધાર થઇ જાય છે તેથી વૃદ્ધ વિવાહ અટકાવવાની તો ખાસ જરૂર છે.

આપણા દેશમાં સુવાવડ કરવાની બહુ ખરાબ રીત છે અને એવી ખરાબ રીતની સુવાવડમાં ઘણી સ્ત્રીઓ મરણને શરણ થાય છે તેથી જુની રીતે થતી સુવાવડોમાં ઘણો સુધારો કરવાની જરૂર છે.

આપણામાં સ્ત્રીઓને ઘુંઘટ અને છની લેવાની છુટ આપવામાં આવેલ નથી અને તે છુટ હવે જે લે છે, તેઓને અન્ય સ્ત્રીઓ નિંદે છે. પણ એમાં શોખ કરવાનો સવાલ

જરૂરની વસ્તુઓનો ઉપયોગઃ

નથી. જરૂર જેટલી તો વસ્તુ રાખવીજ જોઈએ ચોમાસામાં વરસાદમાં પલળી મરવા પડવું શું સારૂં? બુટ નહીં પહેરવાથી શરદી લાગે અથવા તો પગ બંધ થાય તે સારૂં! પણ બુટ છત્રી રાખે તો તે શોખીન થઈ ગયાં કહેવાય! બદન તથા બંડીફરાક તથા બીજા જોઈતાં ગરમ કપડાં પણ સ્ત્રીઓથી વપરાય નહીં. બદન પહેરવાથી આખું અંગ ઢંકાય છે; એને બદલે શોખીન બની ગયાં કહેવાય! આ કેવો ઉંધો અને વીચીત્ર બોલવાનો અને ટીકા કરવાનો રીવાજ છે, આવી બધી નકામી હાનીકારક રૂઢિઓ દૂર કરવાની અતિશય જરૂર છે.

પુરૂષ ભણેલ હોય અને સ્ત્રી અભણ હોય ત્યાં બહુ મતભેદ પડે છે અને બહુ વીચિત્ર સંયોગો પેદા થાય છે. નવલરામ કહે છે કે—

કેવું આ કજોડું તે કહેવાય, દેશી! કહોને તમે, કેવું•
થઈ તો ભુગોળને ખગોળમાં ઘુમે છે, બાઈનું તો ચિત્ત ચુલામાંહ!
પુરૂષ તો સ્વદેશને સુધારવા મથે છે, પેલી તો બરોડા ખુંદે બાય!
પુરૂષ તો પ્રવિણ પુરો પુસ્તકો રચે છે, પેલીથી તો પત્રએ ન વંચાય!

આવાં કજોડાં આપણા સંસારમાં ન બને. એને માટે ઉંચ કેળવણીનો ખાસ પ્રચાર કરવો જોઈએ.

આપણામાં લાજનો રીવાજ ઘણા લાંબા વખતથી ચાલતો આવેલો છે, તે દૂર કરવો જોઈએ.

ઘૂમટો ખેંચવો, એ વિનય નથી.

કારણકે ઘૂમટો ખેંચવાથી કાંઈ લાજ કહેવાતી નથી. પોતે મર્યાદા પ્રમાણે સર્વની સાથે વર્તે એજ લાજ છે. કેટલીએક સ્ત્રીઓ લાજ કાઢે અને અંદર કેટલાયે ગોટા ચાલે!—એ આપણા સંસારમાં ન થવું જોઈએ. એવાં ઝીણાં વસ્ત્રો પહેરે કે જેથી આખું અંગ દેખાય છે. અને માથે લાંબો ઘૂમટો હોય છે! લાજ કાઢવાથી આપણા હીત ઈચ્છનાર બાપદાદાતુલ્ય શ્વશુરપક્ષનાં વડીલોનાં કાંઈપણ વિચાર જાણી શકતા નથી. અને તેઓની ઇચ્છા પોતાની પુત્રવધૂને સુધારવાની હોય, તોપણ લાજના રીવાજથી કાંઈ બનતું નથી માટે આ રીવાજ દૂર કરવો જોઈએ.

સંસાર સુખમય કરોઃ

છેવટે એટલીજ વિનંતિ કે આપણા સમાજના ઉદ્ધારના અર્થે સ્ત્રીઓને કેળવણી આપજો. તેઓને ઉદ્યોગ તથા સંસ્કૃત વિગેરે અવશ્ય શિખવજો સ્ત્રીઓને યોગ્ય સ્વતંત્રતા આપજો, સ્ત્રીઓને સર્વ સ્થળે યોગ્ય પદવી આપજો. વિધવાઓને માટે વિધવાશ્રમો કરાવજો. બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધ વિવાહ આદિ દુષ્ટરીવાજો દૂર કરજો, કદીથી ચાલી આવતી લાજની બંધીમાંથી સ્ત્રીઓને મુક્ત કરજો. લગ્નપદ્ધતિમાં યોગ્ય સુધારા કરજો. તથા આપણો સંસાર સુખમય બને એવા પ્રયત્નો કરજો.

# હિન્દુ સંસારમાં કરવા જોઈતા સુધારા.

લેખકઃ સૌ. રંભાબ્હેન ( રા. રા. કેવળરામનાં પત્ની. )

આપણા હિંદુ સંસારમાં સ્ત્રીની કીમત કાંઈજ ગણવામાં આવતી નથી. કોઈ પણ ઘેર પુત્રીનો જન્મ થવાના ખબર મળતાં પુત્રીના બાપનું મોઢું ઉતરી જાય છે અને કેટલીક માતાઓ તેજ વખતે છોકરીનું મોં વાળે છે તેનો જન્મ થવા માટે રડે છે! એવા ઘણા દાખલા મેં નજરે જોયા છે, તેમાં પણ જો બુધવારે પુત્રીનો જન્મ થયો હોય, તો કહેશે કે બાર લઈને આવી છે, તે કાંતો માને મારશે કે બાપને મારશે: માટે પોતે મરે તેજ સારૂં! મિત્રો! આ રીતે સંસારમાં અવતરતાંજ પુત્રીનું

પુત્રી પથ્થર સમાન ગણાય છેઃ

મોં વાળવામાં આવે છે તે પુત્રીઓજ આપણા દેશના વીરપુરૂષોને જન્મ આપનારી છે, એ વાત યાદ આવતી નથી. જન્મથી પુત્રીની આવી દશા હોય છે અને તેને મોટી કરવામાં પુત્રીની પુત્ર જેટલી સંભાળ લેવામાં આવતી નથી કારણ કે તે પથ્થરો કહેવાય છે અને જડ વસ્તુ તરીકે મોટી

થાય છે. પાંચ છ વરસની થતાં તેને ઘરનાં હલકાં કામકાજમાં જોડવામાં આવે છે. વાસણ ઉટકવાં, છાણાં થેપવાં વગેરે પરંતુ તેને ભણાવવાની જરૂર જણાતી નથી અને એમ કહેવામાં આવે છે, કે "તેને ક્યાં કમાવા જવું છે.?" એટલું સારું છે કે હાલમાં વળી કેટલેક ઠેકાણે થોડો વખત પણ નિશાળે મોકલવામાં આવે છે, પરંતુ દસ કે અગીયાર વરસની ઉમ્મર થતાં નિશાળ મુકાવી દે છે. મારા ધ્યાન પ્રમાણે બાર કે તેર વરસની ઉમર સુધી છોકરીઓને નિશાળ મુકાવવી જોઈએ નહીં, પરંતુ નિશાળમાં હાલ જે કેળવણી અપાય છે. તેના કરતાં જુદીજ કેળવણી તેમને આપવી જોઈએ. અને પોહ કે પંદર વરસની થતાં તેમનાં લગ્ન કરવા જોઈએ. એમ હાલનો જમાનો જોતાં મને ઠીક લાગે છે.

**અનુકૂલ કેળવણીની જરૂર:** નિશાળોમાં વાંચતાં લખતાં શીખ્યા પછી તેમજ ગુણાકાર ભાગાકાર વગેરે સંસાર ચલાવવામાં ઉપયોગી બાબતો શીખ્યા પછી પુત્રીઓને ગૃહકેળવણીના પાઠો શીખડાવવા જોઈએ. જે ચોપડીઓ અને જે બાબતો પુરૂષોને શીખવવામાં આવે તેજ બાબતો જો પુત્રીઓ શીખે તો તે તેમને કાંઈ કામ લાગે નહીં. અને જરૂરી બાબતો જાણવાની ખામી રહે દાખલા તરીકે મને કહેવામાં આવ્યું છે કે ગણીત ઉપરાંત બીજગણીત પણ પુરૂષોને શીખવવામાં આવે છે. અને સ્ત્રીઓને ભણવાની ચોપડીઓ તેમજ બાબતો એજ હોવાથી સ્ત્રીઓ પણ તે શીખે છે, કે જે તેમનો સંસાર ચલાવવામાં કાંઈ કામ આવતું નથી. મને લાગે છે કે વિલાયતમાં સફ્રેજીસ્ટ મડમો જે તોફાન કરે છે. તેનું કારણ એજ છે કે તેમને પુરૂષો જેવીજ કેળવણી આપવામાં આવે છે!—અને સંસારમાં સ્ત્રી તરીકેની તેની ફરજ શું છે, તે શીખડાવવામાં આવતું નથી. સંસાર ચલાવવામાં મુખ્ય કામ તો પુરૂષોએ કરવાનું છે. એટલે કે કમાવાનું છે. અને સ્ત્રીઓએ તેનો બરોબર ઉપયોગ કરવાનો છે અને એવી રીતે અરસપરસ મદદથી સંસાર ચાલવો જોઈએ. નિશાળોમાં ઇંગ્રેજી શીખેલી સ્ત્રીઓ સાથે મને પરીચય થયો છે. અને મને જણાયું છે કે ગૃહ કામને વાસ્તે તેઓ અન્ય કેળવણી નહિ મળવાથી તદ્દન નકામી થાય છે એટલુંજ નહિં, પણ વિવેક અને વિનયમાં તેઓ કાંઈક અંશે સમજતી નથી. એવું ઇંગ્રેજી શીખવા કરતાં સ્ત્રી આંધી ક્યારે રહેવાય એટલુંજ જો તેને શીખવવામાં આવે તો પુરતું છે. હું ઇંગ્રેજી શીખવવાની વિરૂદ્ધ નથી, પણ હું એમ કહું છું કે પહેલાં ગૃહસંસારનું શીક્ષણ મળ્યા પછીજ ઇંગ્રેજી વગેરે શીખડાવવું જોઈએ.

**સ્ત્રી ઉપયોગી જ્ઞાન આવશ્યક:** સારી રીતે વાંચતાં લખતાં તેમજ સાદા હિસાબ ગણતાં આવડયા પછી, લગ્ન પછીની સ્ત્રીની સ્થિતીનું જ્ઞાન મળે, એવા પાઠો બાળાને શીખડાવવા જોઈએ. સાસુ, સસરા, વગેરે સગાં વહાલા સાથે અને પતિ સાથે કેવી રીતે વર્તવું જોઈએ, અને તેમનું કર્તવ્ય શું છે, એ સારી રીતે તેમને સમજાવવું જોઈએ. તેમજ સુવાવડ વગેરે પ્રસંગોમાં ઉપયોગી બાબતોનું જ્ઞાન આપવું જોઈએ. કારણકે તેવા પ્રસંગોમાં ઇતિહાસ, ભૂગોળ કે બીજગણિત કામ આવતાં નથી હાલમાં જે શિક્ષણ મળે છે, તેમાં આવી બધી ખામીઓ છે. અને સ્ત્રી જાતીને બીન ઉપયોગી બાબતો શીખડાવવામાં આવે છે. અને તેથીકરી વિનય, વિવેક, અને આચારની ખામી રહી જાય છે. અને તેવી કેળવણી નકામી થાય છે. કેશવકૃતિમાં કહ્યું છે કે "શું કરશે સારૂં, બેન ! તારી કેળવણી, સદ્ગુણની નહીં જો હોય સાથે મેળવણી"—વિગેરે. માટે કેળવણી એવાજ પ્રકારની આપવી જોઈએ કે જેની સાથે સદ્ગુણ પણ આવે. જો આવી જાતની કેળવણી બાળાઓને આપવામાં આવતી હોય તો હાલમાં જે કંકાસો સાસુ વહુ અને નણંદ ભોજાઈ વચ્ચે થાય છે, તે બંધ પડે. અને સર્વ પોતપોતાની ખામીને સીધીજ ઘણા ખરાબ રીવાજો આપણામાં છે કે, જેથી મર્યાદા અને સભ્યતા રહેતી નથી દાખલા તરીકે મુએલા પાછળ રડવાનો રીવાજ, જાહેર રસ્તાપર ઉભારહી કુટવાનો ખેલ કરવાનો રીવાજ, ફટાણાં ગાવાનો રીવાજ, વગેરે

આવી કેળવણીની ખામીને લીધેજ પ્રેમાળ દંપતીની નીંદા અને વગોવણું થાય છે. આવી કેળવણીની ખામીને લીધેજ જરા નવીન વરેણવાળાં (ફેશનવાળાં) કપડાં પહેરવાથી આફતકાઈ ગણાય છે. ટુંકામાં જે સર્વે ખરાબ રીવાજો અને દોષો આપણા ગૃહસંસારમાં જોવામાં આવે છે, તે સ્ત્રીઓને ઉપયોગી થાય તેવી કેળવણીની ખામીને લીધેજ છે. સાસુ વહુના કકાસ અને ઝઘડા કાંઈ ઓછે ઘેર નથી. પહેલાં તો માને એમ થાય છે કે ક્યારે મારો દીકરો પરણે ને વહુ આવે. ને તેમને જોઈને મારી આંખ ટાઢી થાય. પરંતુ પરણ્યા પછી દંપતિપ્રેમ જાગ્યો તો માને અદેખાઈ આવે, અને લાગે કે માતૃપ્રેમ ઘટશે. આવી બીકથી અનેક ઘતીંગ

સાસુવહુના ઝઘડા ઘેરઘેર છે।

ઉભા કરી અડચણો લાવે. આવા પ્રકારનો એક રમુજી દાખલો હું અહીં લખું છું, જે સાંભળી આપ સર્વ બહુ રમુજ મળશે. અને ઘડો મળશે; અમારા પાડોશમાં એક ડોશી અને તેના દીકરાની વહુ રહેતા હતા. દીકરો થોડે દુર બીજે ગામ નોકરી કરતો હતો. અને મહીને મહીને ડોશી પાસે આવતો. દીકરાને અને તેની સ્ત્રીને ઠીક બનાવ હતો. પરંતુ તે ડોશી સહન કરી શકતી નહીં. તેથી જ્યારે તેનો દીકરો આવે એટલે ફરીયાદ ચાલુજ રાખે. આમ ચાર પાંચ વખત બન્યું. પરંતુ દીકરાએ સાંભળ્યું નહીં. ડોશીએ તેથી દીકરા ઉપર પત્ર લખવાનું ચાલુ રાખ્યું અને તેમાં તેની સ્ત્રી હેરાન કરે છે, એવી ફરીયાદો કરવા માંડી એવા બે ત્રણ કાગળો મળવાથી દીકરાને ગુસ્સો ચડયો, અને બે દહાડાની રજા લઇ ઘેર આવ્યો, બન્યું એમ કે તે વખતે ડોશી ઓસરીમાં બેઠેલી અને વહુ પાણી ભરવા ગએલી અને ઘરની અંદર ઘરધણીના દીકરાની વહુ પાડોશી તરીકે દળવા આવેલી દીકરો આવ્યો કે તરતજ ડોશીએ તેની સ્ત્રીની સામે ફરીયાદ કરવા માંડી. ભાઇસાહેબ એકતો થાકેલા અને તેમાં આ કકળાટ સાંભળી ગુસ્સે થઇ ગયા. અને ઘંટી ફરવાનો અવાજ સાંભળી ધાર્યું કે મારી સ્ત્રી દળે છે, તરતજ ઘંટી પાસે જઇને આડું અવળું જોયા વગર પાટુંને લાત દળનારીને પડવા લાગી। બિચાર લાગતાં દળનારીએ બુમ પાડી અને ડોશી તો લાગલાજ ઘરમાં દોડયા. અને આ બનાવ જોતાંજ "મારા રોયાને મારા પીટયાથી" દીકરાને વધાવી લીધો. આજ વખતે દીકરાની સ્ત્રી પાણી ભરીને આવી. અને જ્યારે ભાઈસાહેબને ખબર પડી કે આમની વાત આમ હતી. ત્યારે તે બેબાકળો થઈ ગયો. ઘરધણીના દીકરાની વહુએ તેને ઘેર જઈને બધી હકીકત કહી, તેથી ઘરધણી અને તેનો દીકરો જે જાતના સુતાર હતા તે લાકડી લઇને આવ્યા ને ડોશીના દીકરાને મારવાની તૈયારી કરી, ઉપર ડોશી અને દીકરો પગમાં પડયા. અને સર્વ હકીકત કહી માફી માગી. બીચારી વહુ નસીબદાર કે આ રીતે તેને માથેથી ઘાત ગઈ નહી તો સગર્ભા સ્થિતિ હોવાથી એકજ પાટું લાગતા મરણ પામત ।

યોગ્ય કેળવણી શાળાઓમાં દાખલ કરો

આ સર્વે કુરીવાજો કેળવણીની ખામીને લીધે છે. એ મતને હું મળતી છું પરંતુ મારે વિશેષમાં એટલું કહેવાનું છે કે, તેવી કેળવણી હાલમાં નિશાળોમાં મળતી નથી. અને તેથી તે દાખલ કરવાની ખાસ જરૂર છે તોજ આપણો ગૃહસંસાર સુધરે બાળલગ્નના ખરાબ રીવાજ પણ તેથીજ બંધ પડે પૈસા લઈ ડોસાને તેર ચૌદ વરસની કન્યા પરણાવવાની ક્રુરતા તેવીજ કેળવણીથી બંધ પડે, અને પુનર્વિવાહનો સવાલ પણ તે કેળવણીથીજ નક્કી થઈ જાય.

[રા રા. વસનજી મળજીના પ્રમુખ તરીકેના ભાષણમાંથી સારઃ કેટલીક સુશીલ બ્હેનોએ પોતાના વિચાર પ્રદર્શિત કરવા હિંમત કરી છે, તે ઘણી પ્રશંસાપાત્ર છે, તેમને હું એટલી અરજ કરીશ કે પોતાના વિચાર વર્તનમાં લાવવા તેઓ બનતો પ્રયાસ કરશે. તેથી તે બીજી બ્હેનોને અનુકરણીય થશે તથા સમાજ ઉપર બહુ આભાર થશે. આપણા ગૃહસંસારની ખામીઓ દુર થશે, તો આપણો આખો જનસમાજ સુધરશે. ખામીઓ છે તે સર્વત્ર હમેશાં સંભળાયા કરતી ફરિયાદો સાબીત કરે છે.

સુધારો કેવા પ્રકારનો કરવો તે વધારે ગંભીર વાત છે. ચાલતી આવેલી રૂઢિમાં સમયાનુસાર યોગ્ય સુધારો થાય તેજ લાભકારક છે; તેમ કરવા આપણે તત્પર રહેવું જોઇએ આપણા અવિભક્ત કુટુંબમાં સુખી અને સંતોષી માણસો ભાગ્યેજ રહેવામાં આવે છે. “ ઘેરઘેર માટીના ચુલા છે ! ” અને કલેશ કંકાસમાં દરેકનો થોડો વધારે હિસ્સો હોય છે, ખરું કારણ એ છે કે કોઇ પોતાનો ખરો ધર્મ સમજતાં નથી આનો ઉપાય એ છે કે યોગ્ય કેળવણી આપવી. તેમ થવાથી ઘણી ખામિઓ દુર થશે. દરેક કુટુંબ એક બીજાની સહાય વિના ચાલતું નથી અને ઘરનાં માણસો તેમ કરવા કરતાં એક બીજાના દોષ કહાડવામાં તથા વિરૂદ્ધ જવામાં પોતાનો વખત બગાડે છે ! ઘરનું સુખ દુઃખ સ્ત્રી વર્ગના હાથમાંજ છે; તેઓ કેળવાય અને દીકરી અને વહુને સમાન ગણવામાં આવે તો ઘણો કંકાસ ઓછો થાય.

બાળલગ્નો નાબૂદ કરવાં અને ઇચ્છાલગ્નોનો પ્રચાર ફેલાવવો, લગ્ન મરણ પ્રસંગના ખર્ચો ઘટાડવાં, કેળવણીની પાછળના ખર્ચમાં જરૂર યોગ્ય વધારો કરવો, એક ઉપર બીજી સ્ત્રી કરવાનો તથા વેવાકુટવાનો રીવાજ કહાડી નાંખવો, તથા વિધવાઓને વધારે કેળવણી આપી તેમનાં આજીવિકાનાં સાધનોમાં વૃદ્ધિ કરવી; આવા ઉપાયો હાલને માટે આપણા સંસાર સુધારા માટે ખાસ જરૂરના છે. ઘરનાં માણસો ઘર સંસારરૂપી વૃક્ષની શાખાઓ છે તે વૃક્ષને સ્નેહરૂપી જળનું સિંચન કરવાથી તેની અભિવૃદ્ધિ થશે અને પ્રત્યેક શાખા ખીલી નીકળશે. એ ખીલવણી કંઈ દરેક ડાળીઓને ઓછુંવધતું ધ્યાન આપવાથી થશે નહિં અને કોઈ એક પણ શાખામાં રોગ પ્રવેશ કરવાથી એની અસર આખા વૃક્ષને થયા વગર રહેશે નહિં ]

## ખરો ધર્મ:

બ્રાહ્મણે કહ્યું ' ત્હારી નજરમાં બ્રાહ્મણ તો કાંઈ વિસાતમાંજ નથી ? પતિનેજ મ્હોટો ગણ્યો ? તું ગૃહસ્થાશ્રમી થઈને બ્રાહ્મણોની અવગણના કરે છે ? મત્યુલોકના મનુષ્યો તો શું પણ દેવતાઓ પણ બ્રાહ્મણને પ્રણામ કરે છે. હે દાંભિક સ્ત્રી ! ત્હને શું ખબર નથી ? ત્હેં શું ગુરૂજનોઓને મ્હોંએ સાંભળ્યું નથી ? કે બ્રાહ્મણો અગ્નિ જેવા છે. ક્રોધે ભરાય તો પૃથ્વીને પણ બાળી નાખે.'

ત્હેનાં વચનો સાંભળીને સતીએ કહ્યું ' હે મહાત્મા ! મ્હેં અપરાધ નથી કર્યો, માટે આપ ક્રોધને શમાવો. આપ ક્રોધે ભરાઇને પણ મને શું કરી શકવાના હતા ? આપની કોપ દૃષ્ટિથી માણસ બળી જાય છે એ વાત ખરી, પણ મ્હને એ વાતનો ભય નથી. મ્હેં દેવ તુલ્ય બ્રાહ્મણની અવગણના કરી કરીજ નથી. વિદ્વાન બ્રાહ્મણનું તેજ કેવું હોય છે તે હું સારી પેઠે જાણું છું. પણ આ ભૂલ માટે આપ ઉદાર ચિત્તથી મ્હને ક્ષમા કરો. પતિસેવામાં મ્હારી ખાસ રૂચિ છે. પતિ એજ મ્હારૂં મ્હોટામાં મ્હોટું દૈવત છે. અને હું ત્હેમનેજ પરદેવતા ગણીને રાતદિવસ ત્હેમનીજ સેવાચાકરીમાં મગ્ન રહેવાનું પસંદ કરૂં છું, અને એનું ફળ કેવું મ્હોટું છે તે તરફ, હે ઋષિ ! ત્હમે ધ્યાન આપો. આપ ક્રોધથી બળી રહ્યા છો એ વગર કહેજ હું સમજી ગઈ હતી. પણ હે દ્વિજોત્તમ ! ક્રોધ એ મનુષ્યોના શરીરમાં રહેલો શત્રુ છે, જે મનુષ્ય ક્રોધ અને મોહનો ત્યાગ કરી શકે છે, ત્હેનેજ દેવતાઓ ખરો બ્રાહ્મણ કહે છે, સંસારમાં જે સાચું બોલે છે, ત્હેનેજ દેવતાઓ ખરો બ્રાહ્મણ કહે છે. સંસારમાં જે સાચું બોલે છે, ગુરૂને સંતુષ્ટ રાખે છે, અને દુઃખ અને અપમાન વેઠયા છતાં પણ સ્હામા થઈને ઇજા કરતો નથી, ત્હેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે સર્વ ધર્મનું સમાન સ્હમજીને જે પુરૂષ બધા પ્રાણીઓને પોતાના જેવા ગણે છે, ત્હેનેજ દેવતાઓ બ્રાહ્મણ ગણે છે, બ્રાહ્મણોએ હમેશાં કલ્યાણની વાત કહેવી જોઇએ સત્ય પ્રિય લોકો કદિ અસત્યાચરણ કરતા નથી. ધર્મજ્ઞ મનુષ્યો સત્ય અને સરળતાને પરમ ધર્મ ગણે છે. શાશ્વતધર્મનો પાયોજ સત્ય ઉપર છે. બ્રાહ્મણે કહ્યું " હે પતિવ્રતા સ્ત્રી ! ત્હારૂં કલ્યાણ થજો ! હું ત્હારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. અને મ્હારો ક્રોધ હવે હવે શમી ગયો છે ત્હેં કૃપારૂપે મ્હને જે કડવાં વચનો સંભળાવ્યાં છે તેથી મ્હારૂં પરમ શ્રેય થયું છે. હે સાધ્વી ! ત્હારૂં ભલું થજો.

–શ્રીયુત્ શિવપ્રસાદ કૃત ' ભારતનાં સ્ત્રી રત્નો ગ્રંથ ૧.'

# ફૂલવાડી.

## આરોગ્ય અને નગર રચના.

લેખકઃ–ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ ( એલ સી. પી. એસ. )–અમદાવાદ.

[ વડોદરાના આરોગ્ય પ્રદર્શનનો અહેવાલ અને પ્રો. ગેડીઝના "નગર રચના" વિશેના ભાષણોનો સાર અત્રેના ઉત્સાહી વિદ્વાન્ ડૉ. હરિપ્રસાદ દેસાઈએ "પ્રજાબંધુ" પત્ર માટે લખ્યો હતો. તે ઉપયોગી વિષયો ઉપકાર સાથે અહિં પુનઃપ્રકટ કરવામાં આવ્યા છે.

તંત્રી, સુ. સુ. ]

૧.

### વડોદરાનું આરોગ્ય.

વડોદરાના કાંગેરી બાગમાં, મહારાજા સાહેબના જન્મોત્સવ નિમિત્તે આ પ્રદર્શન કૈસર સરકારના સેનીટરી એડવાઈઝર ડૉ. પક્યુ જેઓ હાલ વડોદરા રાજ્યના સેનીટરી એડવાઈઝર નીમાયા છે તેમની યોજનાથી રચવામાં આવ્યું હતું. બાગના એક વિશાળ ચોગાનમાં આરોગ્યશાસ્ત્રને સીધી તેમજ આડકતરી રીતે સંબંધ ધરાવતી અનેક વસ્તુઓ છુટા છુટા તંબુઓમાં વર્ગવાર ગોઠવવામાં આવી હતી. હવા, ખોરાક અને પાણી એ સંબંધમાં ઉપયોગી જ્ઞાન આપવાની યોજના હતી. કસરત, શારીરવિદ્યા, અકસ્માત વખતે તાત્કાળીક ઇલાજો, રોગોથી થતા શરીરમાં વિકારો, જંતુવિદ્યા અને રોગો મટાડવાના ઘરગથ્થુ, સામાન્ય અને શાસ્ત્રીય ઇલાજો એ બધા વિષયોનું લગતું સંપૂર્ણ જ્ઞાન સરળ રીતે પદ્ધતિસર રહેજમાં મળી શકે એવી યોજના પ્રદર્શનમાં હતી.

મ્યુનિસીપાલીટીના મળમૂત્ર ખસેડવાના, છંટકાવ કરવાના, તેમજ કાદવ કચરો ખસેડવાના ગાડા ગાડીઓ અને ચોખ્ખાં બજાર તથા સ્વચ્છ પીશાબખાનાના નમુના એક ઠેકાણે મૂકવામાં આવ્યા હતા. બીજે ઠેકાણે જુદા જુદા પ્રકારના ખોરાકમાં રહેલા પૌષ્ટિક ભાગો રસાયણિક પૃથક્કરણથી સમજાવવામાં આવ્યા હતા. ઘી તથા દૂધમાં ભેળસેળ પારખવાની સૂક્ષ્મદર્શક યંત્રની રીતો યંત્રોદ્વારા સમજાવેલી હતી. ખોરાકોમાં રહેલાં મેદા, ચર્બી, ખાંડ અને નાઇટ્રોજન મિશ્ર પદાર્થ તથા પાણીના પ્રમાણ જુદી જુદી શીશીઓમાં ગોઠવ્યા હતાં. ત્રીજે ઠેકાણે શાક, ફળ અને મુળના ઉપયોગ બતાવ્યા હતા બીટરૂટ, શેરડી, ગાજર અને ખાંડ બની શકે એવાં બીજાં સકરકંદના નમુના હતા ચોથા ખંડમાં સુખ શાન્તિ સચવાઈ શકે અને તંદુરસ્તી સુધરે એવાં ઉત્તમ સ્વચ્છ ગામમાં અને ખુલ્લી હવા તથા અજવાળું ચોગરદમ પ્રસરી શકે એવાં આરોગ્યવર્ધક ઘરોના નમુના ગોઠવ્યા હતા. નમૂનેદાર નિશાળો, આંખો સાચવીને વંચાય એવી દીવાની ગોઠવણ, છતી પ્હોળી થાય એવી રીતે બેસવાની વિદ્યાર્થીઓની બેંઠકો, ગટર તથા સ્વચ્છ પાણીના નળની યોજના વગેરે બાબતો પાંચમા ખંડમાં હતી. છઠ્ઠામાં શારીરવિદ્યાને લગતા નમુના હતા. સાતમા તંબુમાં ગટર અને જાજરૂના નળોની દેશી કારીગરીના નમુના અને આઠમામાં કલકત્તાની

એક કમ્પનીના ઘરો અને બંગલાના શણગાર કરવાની સુન્દર ચીજોના નમુના હતા. નવ, દસ અને અગીયારમા ખંડોમાં કસરત અને અખાડાની ચીજો, દેશી તેમજ વિદેશી ગોઠવી હતી. મગદળીઆ, ડંબેલ્સ, લાકડી, પટા, શિકારનાં હથિઆરો અને કુસ્તી જુજુત્સુ અને કસરતના જુદા જુદા યોગની રીતોનાં આસનોની છબીઓ હતી. વચમાં વચમાં ઘરગથ્થુ દવાઓ, ચૂર્ણો, ફાકીયો, સ્વચ્છ વાસણો, સાબુઓ અને અત્તરો તથા ધુપો અને વિલાયતી દૂધના ડબ્બાઓના નમૂના હતા.

તન્દુરસ્તી બગાડી આયુષ્યને ટુંકું કરનારા સાંસારિક રીવાજો જેવા કે બાળલગ્ન, કજોડાં અને ભણાવવાની બાબતમાં દુર્લક્ષ્ય તરફ ચિત્રો અને છબીઓથી પ્રેક્ષકોનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. દારૂથી થતું નુકસાન પણ સમજાવવામાં આવ્યું હતું અને ઘર સ્વચ્છ રાખવાની શોખીનતા કરવાની સમજણ પણ આપવામાં આવી હતી.

બારમો અને વચલો ખંડ જેમાં પહેલાં આર્ટગેલેરીની હારો હતી, એમાં નીચે આ॰રોગ્ય વિદ્યાને લગતી લાયબ્રેરી હતી. એમાં ઉઘાડાં કબાટોમાં સેંકડો પુસ્તકો હતાં; અને વચમાં ટેબલો પર મ સિકો તથા પત્રો અને રીપોર્ટનો પાર ન્હોતો.

આસપાસ ભીંતો પર દેશવિદેશનાં મરણ પ્રમાણના કોઠા અને જુદાજુદા દેશોના લોકોનાં આયુષ્યના સરેરાશ આંકડા મ્હોટા દસ્તકમાં આપેલા હતા. એ જોતાં માલમ પડ્યું હતું કે યુરોપ અમેરિકાના જુદા જુદા દેશોમાં દર ૧૦૦૦એ ૧૯. ૨૩, ૨૫ કે ૩૦ એમ મરણ પ્રમાણ છે, ત્યારે આપણા દેશમાં ૧૦૦૦એ મરણ સંખ્યા ૪૮ છે, અને અન્ય દેશમાં સરેરાશ આયુષ્ય ૫૦–૪૮ કે ૪૫ એવાં વર્ષનું છે ત્યારે આપણી સરેરાશ જીંદગી ૨૩ વર્ષની છે. આ આંકડા એવી રીતે મૂકેલા હતા કે એકદમ એ ત્યાંજ ઉડીને આપણી આંખે બાઝે. આ વિષયમાં ઉંડી લાગણી ધરાવનાર આપણા માનવંતા શહેરી સ્વ. દિ. બા. અંબાલાલભાઈ, વારંવાર આંકડા ટાંકતા ત્યારે આપણું હજારે મરણ પ્રમાણ ૪૦–૪૫ કહેતા અને સરેરાશ આયુષ્ય ૪૦ વર્ષનું ગણાવતા હતા. એમાં પણ આ આંકડા જાણતાં એમની ખબર પછી આ વસ્તુ સ્થિતિમાં આટલો બધો બગાડો થયો જાણી કોને ખેદ નહીં થાય !

જે દેશને આપણે સાંસારિક, રાજકીય અને ધાર્મિક બાબતોમાં પૃથ્વીના બીજા દેશોની હરમાં લાવવો છે, તેનું મૂળનુંજ આ શારીરિક અવદશાનું દુઃખ દૂર કર્યા વગર આપણે આગળ કેમ વધી શકીશું !

તન્દુરસ્તીના મ્હોટા મ્હોટા અને મુખ્ય નિયમોનું પણ આપણે ઉલ્લંઘન કર્યા કરીશું, તો આપણો પુનરૂદ્ધાર કેમ થશે ?

આ ખંડની મેડીએ જંતુવિદ્યા તથા શારીરવિદ્યા, અને ઉડતા ચેપી રોગોના કારણો અને તેમના ઇલાજો દર્શાવનારી અનેક વસ્તુઓ રજુ કરી હતી. હાડપિંજરો, સ્નાયુઓ, આંખ, કાન, નાક, જીભ, ત્વચા વગેરે ઇન્દ્રિયો, કલેજું, ફેફસાં, હૃદય, લોહીનું ફરવું, જ્ઞાનતંતુઓ અને મગજ, બરોળ, લોહીનું બંધારણ અને પીશાબ બનાવવાનાં યંત્રો વગેરે શરીરની ભવ્ય ચમત્કારીક રચનાના મીનાકારીના આબેહૂબ નમુના અને નકશા અને

તરેહ તરેહવારનાં ચિત્રો ત્યાં મૂકયાં હતાં. માટીના નમુના ઉઘડતા હતા અને અંદરની રચના પ્રત્યક્ષ જોઇ શકાતી હતી.

જંતુવિદ્યાનું જ્ઞાન થાય એવાં મેલેરીયા, ક્ષય, ટાઇફોઇડ તાવ, પ્લેગ, કોલેરા, રક્તપિત્ત, હડખવાનો રોગ, ધનુર, સુસારોગ, કોવાણ વગેરે રોગોનાં જંતુઓ કાચની નળીઓમાં પુરેલાં અને કેટલાંકની સૂક્ષ્મદર્શકમાં જણાતી આબેહૂબ છબીઓ સમજણ પડે એવી રીતે ગોઠવી હતી.

એ જંતુઓનો જીવનક્રમ, વૃદ્ધિ, એમનો ફેલાવો કરનાર, પાણી, માખીઓ, મચ્છરો, ચાંચડ એમનાં પણ અસંખ્ય ચિત્રો હતાં. ઝેરી સાપો, એમના ઝેરમાંથી એમનું ઝેર ઉતારવાની રસી બને છે તે પ્લેગની રસી, વગેરે બનાવવાનાં યંત્રો અને હથીઆરો વગેરે પણ પ્રત્યક્ષ બતાવવામાં આવતાં હતાં. પ્લેગના ઉંદરો-ઉંદરો વધી જાય એવાં અનારોગ્ય ઘરો વગેરેના નકશા પણ ત્યાં હતા. કેટલાંક જંતુઓ તો ખરાં હતાં અને કાચની નળીઓમાં એમનાં અમજોની વસ્તીનાં સંસ્થાનો વસ્યાં હતાં. આ ખાતામાં જોઇતી માહીતી બહુ ઉમળકાથી ડૉ. નાણાવટી આપતા હતા.

આખા પ્રદર્શનમાં ઠેકાણે ઠેકાણે રોગોથી દૂર રહેવાની મ હિતીઓ અને આરોગ્યનો મહિમા દર્શાવનારા ઉત્તમ મુદ્રાલેખો લટકાવેલા હતા.

એમાંના દૂરથી જણાતા એક મુદ્રાલેખમાં લખ્યું છે કેઃ-

**धर्मार्थकाममोक्षाणामारोग्यमूलमुत्तमम्** ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ માટે મૂળે આરોગ્ય ઉત્તમ જોઇએ.

આ રીતનું આ પ્રદર્શન બહુજ જ્ઞાન આપનાર અને આપણા આચા વિચારમાં બહુજ સુધારો કરી આપનારૂં થઇ પડે એવું હતું. સમય યોજના સુન્દર, આકર્ષક, અને બોધક હતી.

સવાર સાંજ અખાડામાં કુસ્તીઓ તથા કસરતના ખેલો થતા. ખાસ સભામંડપમાં આરોગ્યને લગતાં ભાષણો થતાં અને રાતના કલાક સીનેમેટોગ્રાફના દેખાવોદ્વારા તન્દુરસ્તી અને આરોગ્યવિદ્યાને લગતાં ચિત્રો બતાવવામાં આવતાં હતાં.

આ બધું સમગ્રે તપાસતાં આપણને સ્હેજ માલમ પડે એવું છે કે આ શાસ્ત્રીય અને કઠણ વિષયને રસમય સરળ અને લોકપ્રિય કરવામાં કોઇપણ વાતની કસર કરવામાં આવી ન્હોતી. આવું પ્રદર્શન આપણા ગુજરાતમાં આ પ્હેલુંજ હોવાથી સમગ્ર ગુજરાતે વડોદરાના સ્વદેશાભિમાની મહારાજા સાહેબનો ઉપકાર માનવો જોઇએ.

અનેક વર્ગના લોકો, સ્ત્રીઓ, બાળકો અને જુવાન, વૃદ્ધો સઘળાં પ્રજાજનોએ અને આસપાસનાં બીજાં ગામોના લોકોએ પણ આ પ્રદર્શનનો લાભ લીધો હતો. ખોજા, વ્હોરા અને ઉચ્ચ કુળની હિન્દુ મુસલમાન સ્ત્રીઓ પણ મલાજા છોડીને આ પ્રદર્શન જોવા આવતી હતી. ખડે ખડે ઘણી ભીડ રેહેતી હતી છતાં પોલીસ બહુજ બાહોશીથી અને નમ્રતાથી કામ કરતી હતી. અને પ્રજાજનો સાથે પૂર્ણ માનવૃત્તિ રાખીને ભાવથી અને વિવેકથી વર્તતી હતી. જોવા આવવામાં અનેક ત્યાંની સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો છતાં કામ શાન્તિથી સમજું અને સુવ્યવસ્થાથી ચાલતું હતું.

૧.

## નગર રચના.

વડોદરાના આરોગ્ય પ્રદર્શનમાં 'નગર રચના' ના ખાસ અભ્યાસી પ્રો. ગેડીસે શેહેરોની સુધારણા અને રચના વિષય ઉપર ત્રણ ભાષણો આપ્યાં હતાં, તે પેહેલાં મદ્રાસમાં અને હાલ મુંબાઈમાં એમણે એજ વિષયને લગતાં જે વિદ્વત્તાવાળાં ભાષણો આપ્યાં છે તે ઉપરથી આપણી અમદાવાદ મ્યુનિસિપાલીટીને ઘણું શીખવાનું મળે એવું છે.

વડોદરામાં છેલ્લું ભાષણ કરતાં એમણે અમદાવાદને લગતી ઘણી બાબતો કહી હતી; અને કેટલીક સૂચનાઓ ખાસ વડોદરા સંબંધે એમણે કરેલી તે ઉપરથી પણ આપણી મ્યુનિસિપાલીટીને શેહેર સુધારણાના એના આરંભેલા કામ માટે ઘણું નવું જાણવાનું મળે એવું છે.

આ શેહેર વસતી વખતે અને ત્યારપછી અત્યારસુધીમાં શેહેરના રેહેનારાઓને પોતપોતાની સુખ સગવડનો વિચાર કરીને ઘરો બાંધ્યાં છે. પણ સમગ્ર રેહેવાસીઓની તન્દુરસ્તી સંબંધી એ વખતે કંઈ પણ વિચાર થયેલો નથી. છેક મીલો અને બીજા કારખાનાં બંધાયા સુધી પણ આ શેહેરમાં જ્યાં મેનેજરોને અનુકુળ લાગ્યું ત્યાં મીલો તથા કારખાનાં બંધાયાં છે અને તેથી ઉત્પન્ન થતી આરોગ્ય બાબતની ખરાબી પ્રતિદિન વધી છે. દરરોજ સવાર ને સાંજે, ચીમનીઓમાંથી નીકળતા ધુણીના ગોટેગોટા શેહેરને ચોમરદમથી ઘેરી લે છે એનું અને શેહેરમાં છંટકાવની ખામીને લીધે ઉડતી ધૂળનું મીશ્રણ થઈને-ધૂળ અને ધૂણી-આપણા શ્વાસોશ્વાસના માર્ગોમાં પેસી હેરાનગતિ કરે છે. શેહેરમાં ક્ષયનું મરણ પ્રમાણ જે આટલું બધુ રહે છે તે પ્રતાપ એ ધૂળ-ધૂણીના મીશ્રણના છે!

વળી શેહેરના વધતા જતા ઉદ્યોગોને લીધે વસ્તી પણ પ્રતિદિન વધે છે. છતાં શેહેરનો વિસ્તાર વધવાની કોઈ ચોક્કસ યોજનાને અભાવે હજીસુધી વ્યવસ્થાપૂર્વક ઘરો બંધાતાં નથી. શેહેરના કેટલાક ભાગોમાં ગીચ વસ્તી થતી જાય છે અને થોડી જગામાં ઘણાં માણસો ભીડ કરીને રહે છે. આ બધાં કારણોથી શેહેરનો વિસ્તાર વધે, અનારોગ્ય ભાગો તૂટે, ગીચ વસ્તી ઓછી થઈ ચોમરદમ સરખા પ્રમાણમાં વસતી થાય; ગલીઓ, ચીરીઓ, અંધારૂં અને ગંધાથી દૂર થઈ આ વગોવાયલું અને વગોવાતું 'ગીરદાબાદ' પણ બાગોવાળું, ખુલ્લું, સુન્દર, આરોગ્યવર્ધક નગર બનો એ આપણા સર્વ રેહેવાસીઓનો દૃઢ સંકલ્પ હોવો જોઈએ છતાં પશ્ચાત્ય રીતો અત્રે લાગુ કરતાં, આપણી રેહેણી કરણી, સાંસારિક રીત રીવાજો અને કેટલીક ઉંડી ભાવનાઓનો વિચાર કરીને ધીમેથી કામ લેવાનું છે. નવું નવું કરવાના આપણા ઉત્સાહમાં આ દેશમાં કેટલાંક જુનાં કીંમતી તત્ત્વો ઉંખડી ના જાય એ જોવાનું છે અને સમજુ શસ્ત્રવૈદની માફક કાપકુપ કરવામાં તદ્દન સડી ગયેલાં અવયવોનેજ કાપવાનાં છે.

વડોદરાના ભાષણમાં પ્રો. ગેડીસે કહ્યું કે, અમદાવાદની ઘણી પોળો મે જોઈ. પોળોની પદ્ધતિ મ્હને એકંદરે સારી લાગે છે. એમાં પાડોશી પાડોશીમાં જે સબંધ થાય છે તે સગાં કરતાં પણ વધી જાય છે. સુખદુઃખે અરસપરસ સાહાય આપવાના અને અડી ઓપટીએ મદદ કરવાના સંસારિક ઉત્તમ સંબંધો એક પોળમાં રેહેનારાઓમાં બહુજ ઉચ્ચ પ્રકારના બંધાય છે. ત્યારે શેહેર સુધારવાનું એક કામ અગત્યનું છે ખરૂં, પરંતુ પોળો તોડવાથી પ્રજાજનોમાં આવો સંપ અને અરસપરસ સાહાય કરવાની વૃત્તિ નાબૂદ થાય એ પણ ઇષ્ટ નથી. આ માટે આવી પોળો તોડીને આરપાર રસ્તાઓ કરવાની મ્હારી

અલામણુ નથી. માત્ર પોળોમાં ગલી કુચી કરનારા, અને હવા રોકતાં વચમાં વચમાંથી કેટલાંક ઘરો તોડીને પોળોમાં સારાં ચોકઠાં કરવાં, દરેક ઘરમાં હવા, અજવાળું અને તડકો આવે એવું કરવું; પરન્તુ દસ દસ કે બાર ફીટનાં પોળોના કોટડાં તોડવાથી કે દરવાજા કાઢી નાખવાથી હવની આવજાવમાં ખાસ શો લાભ તે હું સમજી શકતો નથી.

વળી અમદાવાદની પોળોમાં આવેલાં કેટલાંક ઘરો ઉપર બહુ ઉત્તમ પ્રકારનું કોતરકામ અને મનોહર કારીગરી મ્હારા જોવામાં આવી છે મ્હે જોયું છે કે એ ઘરોમાં રહેનારાં અને શેહેરનાં બીજા લોકોને એ કારીગરીની ઉત્તમતાનો ઘણેભાગે ખ્યાલ નથી પરન્તુ મ્યુનિસિપાલીટીએ શેહેર સુધારવાના ઉત્સાહમાં આ અમુલ્ય કળાનાં કામોનો નાશ કરવો ના જોઇએ. ભૂતકાળ તરફથી, આ જમાનાના લોકોને મળેલો એ સુન્દર કળાનો અનુપમ વારસો છે અને સમસ્ત શહેરે એને માટે ગૌરવ રાખવું ઘટે છે. મ્યુનિસિપાલીટીના શેહેર સુધારનાર ખાતાએ એવા મકાનોની છબીઓ કે ચિત્રો તૈયાર કરાવી શેહેરના લોકોને બતાવવાં કે જેથી એમની નષ્ટ થએલી રસવૃત્તિ પાછી સજીવન થાય અને કેવી મોંઘી અમુલ્ય વસ્તુઓના એ માલીકો છે તે એમનાથી પુરેપુરૂં સમજાય પ્રાચીન કોતરકામને જેમ ઘરો તોડનારાઓએ અડકવું નહીં જોઇએ તેમ ઐતિહાસિક બાંધકામોને પણ એમણે હાથ લગાવવો નહીં જોઈએ.

અમદાવાદનો કોટ તોડવાની જે યોજના અમદાવાદ મ્યુનિસિપાલીટીએ એક વખત ધારી હતી, તે જો અમલમાં આવશે તો હું ઘણોજ દીલગીર થઇશ મીલો રેલ્વેની લાઇને જ વધવા દેવી એટલે શહેરની વસ્તીથી એ દૂર રહેશે અને માલ લાવવા લઇ જવાની એમને સગવડ રહેશે. ગરીબોનાં ઝુંપડાં પાડી નાખીને એમને માટે ચાલીયો બાંધી આપવાની યોજના પણ મ્હને પસંદ નથી માટીનાં ઝુંપડાં ગમે એવાં ગંદા રેહેવાનો સંભવ છે પરન્તુ એ મજુરોની પોતાની માલીકીના છે, અને ચાલીયો, ગમે એટલી હવા ઉજાસવાળી કરશો તોપણ આખરે એમાં રેહેનારાં તે ભાડુઆત કહેવાશે. પોતાનું ઘર હોય એ આત્મગૌરવમાં વધારો કરનારૂં છે, અને શહેરોમાં રેહેનારો મજુર કે કારીગરવર્ગ ગરીબ છતાં આત્મગૌરવવાળો હોય એ ઓછું કીંમતી નથી. વળી ચાલીયો ગમે એટલી સારી બાંધ્યા છતાં એ પણ સંપૂર્ણપણે સ્વચ્છ રાખવી અને ગંદી ના થવા દેવી એ પૂરેપૂરૂં શકય નથી

મ્યુનિસિપાલીટીઓ રસ્તા પ્હોળા કરવામાં અને નવી સડકો તૈયાર કરવામાં લાખો રૂપીઆ ખર્ચે છે ત્યારે દિવાળી જેવા સપરમા દિવસે વર્ષમાં એક વખત ગરીબ લોકોનાં ઝુંપડાં ધોળવી આપવામાં થોડું ખર્ચ કરે તો એ પણ શહેર સુધારણા ખાતે બહુ ઉપયોગી નીવડયા વગર રેહે નહીં. નવા વર્ષ જેવા તેહેવારના દિવસે ઝુંપડાં ધોળેલાં હવાથી રેહેનારાઓને થોડા દિવસ પણ આનન્દ થાય, ભેજ, જંતુ વગેરેનો નાશ થાય અને સ્વચ્છતા અને સફાઇના ફાયદાનું પ્રત્યક્ષ દૃષ્ટાંત લોકોને આપી શકાય. એ લાભ બહુ ઉપયોગીયો છે ખરો પરન્તુ એવા પ્રયત્નોથી શેહેર સુધારાના કામ તરફ પ્રજાજનોની દીલસોજી વધશે અને એવાં ક્ષણિક સુખનો લ્હાવો પણ એકંદરે ઉપયોગી નીવડશે, પ્રજા સંપીલી, અરસપરસ સાહાયભુત થાય એવી અને રસવાળી થાય તેની સાથે વર્ષમાં બહુ નહીં તો થોડા દિવસ પણ સુખી અને આનન્દી થાય એ પણ જરૂરનું છે.

આ ઉપરાંત જરૂરનાં ઘરો તોડીને રસ્તા પ્હોળા કર્યા એટલેજ મ્યુનિસિપાલીટીના કર્તવ્યો પુરાં થતાં નથી પણ એ તોડેલાં ઘરોમાં રહેનારાં મનુષ્યો ત્યારપછી સાંકડાં ઘરોમાં રેહેવા ગયાં કે કેમ અથવા વસ્તીની ભીડવાળાજ લત્તાઓમાં એ રહ્યાં, કે હતાં તેના કરતાં સારાં ઘરોમાં અને સારા મોહોલ્લાઓમાં ગયાં એ પણ મ્યુનિસિપાલીટીના

પત્રોમાં સ્પષ્ટ સમજણ પડે એવી રીતનું લખાવવું જોઇએ. ઘણી વખત એવા લોકો પોતાના અસલ ઘરો જેવાં નવાં ઘરો મેળવી શકતાં નથી. તે માટે પ્રથમ ખુલ્લી જગાઓની અને જે રકમ ઘરના રહીશોને ઘરના વેચાણ પેટે મળે છે તેટલી રકમથી અસલ કરતાં પણ સારી સવડવાળાં ઘરો એ લોકો બંધાવી શકે એવી જોગવાઇ મ્યુનિસિપાલીટીએ બરાબર કરી રાખવી જોઇએ.

બહુ ઉંચા માળવાળાં મકાનો પણ મ્હને પસંદ નથી હિંદુસ્તાનની વસ્તુસ્થિતિ જોતાં અને અહીંની આબોહવાનું કૈવત જોતાં મ્હને લાગે છે કે બે કે ત્રણ માળથી વધારે ઉંચા મકાનો અહીં ફાયદો કરતાં નુકશાન વધારે કરે. પણ બની શકે તો દરેક ઘર આગળ છુટું આંગણું અને બાગ હોય તો સારૂં.

વડોદરાના પશ્ચિમ ભાગને ખીલવવાની યોજના રજુ કરતાં, પ્રો. ગેડીઝે એક સામાન્ય સૂચના કરી હતી; એ પણ અમદાવાદ તથા બીજાં શહેરોએ ધ્યાનમાં રાખવા લાયક છે.

" વડોદરાનો પશ્ચિમ દિશાનો આખો ભાગ લગભગ ઉજ્જડ અને ખડેરો તથા ખાડા ટેકરાઓવાળો પડ્યો છે. એ બાજુએ એક બે તળાવો છે અને જુનાં દેવળો છે. એ તળાવ સુધરાવી, દેવળોનો જીર્ણોદ્ધાર કરી ત્યાંથી એક પ્હોળી સડક બનાવવી તે શહેરની ચારે તરફ ફરી વળે. મોટરો, ઘોડાગાડીઓ અને પગે ફરવા જનારાઓ પણ સાંજ-સવાર આ રળીઆમણી સડક વાપરશે અને શહેરની શોભામાં તથા વૈભવમાં પણ એથી વધારો થશે. શહેર સુધારણાનાં બીજાં લખલૂટ ખર્ચોના પ્રમાણમાં આ ખર્ચ બહુજ જુજ થશે.

એ મ્હોટી સડકની બન્ને બાજુએ સુન્દર ઝાડો રોપાવવાના કેટલાક દિવસો મુલાપદા રાખવા જોઇએ. તે દિવસે શહેરની તમામ નિશાળો અને કોલેજોમાં રજાઓ અપાવી દરેક વિદ્યાર્થી એકેક કે બબ્બે ત્રણ ત્રણ ઝાડો માથાદીઠ રોપે અને પછીથી પણ એ ઝાડો ઉછેરે તેની પ્રસંગોપાત તપાસ રાખે. આ રીતે શહેરનાં બધાં બાળકો પોતપોતાનાં ઝાડ ઓળખી રાખશે અને એમને શહેર સુધારણાના કામમાં પ્રેમ ઉત્પન્ન થશે. એ બાળકો જ્યારે ચાળીસ પીસતાળીસ વર્ષની ઉમ્મરનાં થશે ત્યારે પોતે રોપેલાં મ્હોટાં ઘટાવાળાં થયેલાં ઝાડો એ લોકો પોતાનાં બાળકોને બતાવશે અને ખુશ થશે. શહેર સુધારણાના મહાન કામમાં શહેરનાં બધાં રહીશોએ ભાગ લીધેલો એ વિચારથીજ એમને શહેર માટે મમત્વ સધાશે અને પ્રીતિ વધશે આ અને આવી બીજી રીતોથી શહેરની રચના કરનારાઓએ લોકોનાં મન ખુશ કરી એમના મનમાં એ વિષયને માટે પ્રેમ અને ઉત્સાહ ઉત્પન્ન કરવો. જોઇએ અને 'સારાં કામમાં લોકો વિરૂદ્ધજ પડે છે ' એવું માની બેસવાની મૂર્ખતા ના કરવી જોઇએ. "

ઉપર પ્રમાણે પ્રો. ગેડીઝનાં ભાષણોનો મુખ્ય સાર છે. ટુંકામાં એમણે આપણને કહ્યું છે કે પોળો ચોગાનોવાળી, ખુલ્લી હવા આવજા કરી શકે એવી અને પહોળી જોઇએ સુપડાં ચોખ્ખાં અને છુટાં છુટાં જોઇએ, છોકરાઓને રમવાનાં ખુલ્લાં મેદાનો જુદાં પાડવાની, શહેરોનાં ફેફસાં એટલે છુટા છુટા બાગો વધારવાની અને સફાઇ, શોભા તથા આરોગ્ય સુધારવાની જુદી જુદી રીતો એમણે બતાવી છે શહેરમાં સુંદર ગામડાં જેવા બાગો રાખવાની અને શહેરની ખાસ ખુબીઓ પણ જાળવવાની વિદ્વાન પ્રોફેસરે ઘણી ઉપયોગી સલાહો આપી છે અને આવા શુષ્ક વિષયને એમણે બહુજ રસીક અને બોધક કરી મૂક્યો છે. આશા છે કે મુંબાઇ સરકાર પ્રો. ગેડીઝનાં બધાં ભાષણો પુસ્તક આકારમાં છપાવશે.

---

# प्रवासमंजरी.

## ચાણોદ--કરનાળીની યાત્રા.

લેખકઃ રા. રા. ચન્દુલાલ પરશોતમરાય.-ગોધરા.

**પ્રારંભ:** નાતાલની રજા પડવાની હતી તેથી ત્રણ ચાર દિવસ ચાણોદ જઇ આવવા વિચાર કર્યો. ચાણોદ બી. બી એન્ડ સી. આઇ. રેલ્વેના વિશ્વામિત્રી સ્ટેશનથી નામદાર ગાયકવાડ સરકારની ડભોઇ રેલ્વેમાં જવાય છે. વડોદરાના ગોયાગેટ સ્ટેશનેથી પણ જવાય છે, ચાણોદમાં દિવાની ફોજદારી સત્તા નામદાર ગાયકવાડ સરકારની છે અને રેવન્યુ (વસુલાતની) સત્તા માંડવાના રાણાસાહેબની છે. હાલ તે એ સ્ટેટના રાણાજી સગીર હોવાથી તેના ઉપર રેવાકાંઠા એજંસી તરફથી જપ્તી બેઠેલી છે અને કારોબાર નીમાએલા છે. મારો વિચાર ત્યાંની કોઇ ધર્મશાળામાં ઉતારો કરવાનો હતો, પરન્તુ માંડવાના મેનેજર સાહેબ જેઓ ચાણોદમાં રહે છે તેઓ સાહેબના આગ્રહથી તેમને ત્યાં અમે ઉતારો રાખ્યો. મારૂં કુટુંબ જે દિવસે બપોરની ગાડીએ આવ્યું, તેજ દિવસે તેજ ગાડીમાં મુંબાઇથી હીરાલાલ આદિતરામ નામના નાગર ગૃહસ્થ. તેમનાં પત્ની તથા પુત્ર સાથે યાત્રાને અર્થે આવતા હતા અને તેઓએ પણ મેનેજર સાહેબને ત્યાંજ ઉતારો કર્યો હતો. તેથી અમારે સારી સોબત થઇ.

**ઓરસંગમ:** સ્ટેશનથી આવી સર્વ સ્ત્રીવર્ગ ઓરસંગમને ઓવારે સ્નાન કરવા ગયો ઓર સંગમનો ઓવારો ચાણોદ-માંડવા અને કરનાળીની વચ્ચે છે. ત્યાં ઓર નદી નર્મદાજીને મળે છે. શાસ્ત્રમાં આ ઠેકાણે નાહાવાનું ઘણું પુણ્ય કહેલું છે. અહિંના બ્રાહ્મણો ઓરસંગમમાં સ્નાનનો મહિમા દર્શાવવા નીચેનો શ્લોક બોલે છે.

ओंकारे तु भृगुक्षेत्रे नर्मदाओरसंगमे ।
सर्वत्र दुर्लभा देवाः त्रिशुस्थाने विशेषतः ॥

આ ઓવારે સાધારણ રીતે પાણીનું વ્હેણ બહુ જોસમાં રહે છે. આહું ખાસકરીને ચોમાસામાં તથા વર્ષના કેટલાક ભાગમાં તો પાણી એટલું બધુ રહે છે કે તેથી ઘણીજ સાવચેતીથી નહાવા જેવું છે, હોડીમા બેઠા સિવાય કરનાળી જઇ શકાતું નથી.

કળાવંની બેનનો સાબુ હાથમાંથી ખસી જતાં તે જોત જોતામાં અદ્દિ તણાઇ ગયો સર્વે સ્ત્રીવર્ગ નદાઇને આવ્યો એટલે અમે ભોજન લેઇ ચાણોદમાં

**ચાણોદનાં મંદિરો:** દર્શન કરવા ગયાં પ્રથમ મહારાજા મ્હેતાવરાવ ગાયકવાડના ઘાટ ઉપર ગયા. ત્યાં સ્વામિનારાયણ સપ્રદાયનું લક્ષ્મીનારાયણનું મંદિર છે. તેમાં લક્ષ્મીજી, નારાયણ અને સહજાનંદ સ્વામિની મૂર્તિઓ છે. મંદીર ...માં ઉપર આવેલું છે. ત્યાંથી પાછા ફરતાં રસ્તા ઉપર તેજ હારમાં દ્વારકાધીશનું મંદિર

છે. અહિંથી આગળ આવતાં ડાબા હાથના ખાંચામાં રણછોડરાયજીનું મંદિર છે. અને તેની પાછળ મુરલીધરનું મંદિર છે. અહિંથી આગળ જતાં કાશીવિશ્વેશ્વર મહાદેવનું દેવાલય આવે છે. આ દેવાલય મોટું છે તેની પાસે બાલાજી મહારાજનું મંદિર છે. અને ત્યાંથી બહાર નીકળી, ગોલવાડના ખાંચા આગળ જતાં બહેરાઈ માતાનું મંદિર છે, આ ઠેકાણે દર્શન કરીને ગોલવાડમાં અમે શેષસાઇ ભગવાનનાં દર્શન કરવા ગયાં. આ મંદિરનાં પગથિયાં ચદતાં જમણી બાજુએ વૈષ્ણવોનું મંદિર છે, તેમાં દ્વારકાધીશની મૂર્તિ છે. શેષસાયીના મંદિરને લગભગ સો પગથીઆં છે. ત્યાંથી પાછા ફરતાં ચક્રપાણિ ઘાટ ઉપર બાલાજીનું મંદિર. દુધાધારીનું રામજી મંદીર, તથા રણછોડજીનું એમ ત્રણ મંદિરો આવે છે. પોસ્ટ ઑફીસની પાછળ એક વૈષ્ણવબાઇનું મંદિર છે તેમાં કાળારંગના લાલજીની મૂર્તિ છે. મેનેજર સાહેબના મકાન આગળ ડાબી બાજુએ કપિલેશ્વર મહાદેવનું દેવાલય છે તથા તેની પાસે વિઠ્ઠલ મંદિર છે તેમાં વિઠોબા અને રૂક્મિની મૂર્તિઓ છે. અહિંથી આગળ લઘુ અંબારામવાળું સત્યનારાયણનું મન્દિર અને વિષ્ણુદાસજી મહારાજનું મંદિર છે જેમાં ત્રિકમજીની મૂર્તિ છે. કપિલેશ્વર મહાદેવ આગળ કંગાળપુરિમાં ભા ભગતનું મંદિર છે, તેમાં દ્વારકાધીશની મૂર્તિ છે આ બધાં મન્દિરો અને દેવાલયોમાં ફરતાં રાત પડી ગઇ હતી, તેથી અમે ઉતારે પાછા આવ્યાં.

**કરનાળીનાં દેવાલયો:** બીજે દિવસે સવારે નર્મદામાં સ્નાન કરી દેવસેવામાંથી પરવાર્યા એટલે હીરાલાલ ભાઈને નારાયણ બળી કરવી હતી તેથી ગોરને બોલાવી તે સબંધી ઓઠરણ કરી. અને તે તથા તેમનાં પત્ની ઓરસંગમને ઓવારે ગયાં. હું સ્વામિનારાયણના મંદિરમાં ગયો અને ત્યાં રહેતા સાધુ તથા બ્રહ્મચારિ વીગેરેનાં દર્શન કર્યાં તથા બીજે દિવસે મ્હારા તરફથી પ્રસાદ લેવા વ્યવસ્થા કરી. બપોરે બે વાગ્યા પછી અમે કરનાળી ગયાં. કરનાળી ઓરસંગમના ઓવારા આગળ સામી બાજુએ છે. અહિં અમે બધી મંડલી ભોજન લઇને મંદિરોમાં દર્શન કરવા ગયાં. પ્રથમ જમણી બાજુએ હાટકેશ્વર મહાદેવનું દેવાલય છે. ત્યાંથી તેજ દ્વારમાં ગુરૂ દત્તાત્રયનું મંદિર છે. આગળ રેવા માતાનું મંદિર છે. અને ત્યાંથી ચાલતાં કુબેર ભંડારીનું મોટું મંદિર આવે છે. આ દેવાલયમા પેસતાં ડાબી બાજુએ રણછોડજીનું મંદિર છે ને જમણી બાજુએ કુબેરજીનુ મંદિર છે. અહિં જળાધારી ચાંદીની છે. ભંડારેશ્વરમાં જે બાજુ છે,તે એક જગે એ જળાધારીમાં રહેતું નથી, પરંતુ આજે એક જગાએ હોય તો બીજે દિવસે બીજી જગાએ હોય એમ લોકવાયકા છે. આ બાજુ ઘણા જુના વખતનું ને ચમત્કારિક કહેવાય છે. ત્યાંથી આગળ કુબેરભંડારિના ઘાટ ઉપર બહાર અંબાજીમાતાનું અને અંદર કાચના ઘરમાં કાળિકામાતાનું મંદિર છે. ઘાટ ત્રણ બાજુએ બાંધેલો છે, જેની વચમાં મોટા કદનાં લાંબા પગથીઆં છે. થોડીવાર અહિં વિશ્રામ લેવા સારૂ અમે બેઠા. કુબેરભંડારીની પાસે અગ્નિતીર્થ કહેવાય છે, તેમાં મહાદેવ છે. ત્યાં આગળનો બાંધેલો ઘાટ પડી ગયો છે, તોપણ તેના પગથીઆં ભાગેલી હાલતમા જણાય છે. અગ્નિતીર્થની આગળ ઓરસીસંગમનો ઓવારો લગભગ અડધો માઇલ દૂર આવેલો છે. એ ઠેકાણે મૃત મનુષ્યનાં અસ્થિ નાંખવાનો વધારે મહિમા છે, એવું લોકોનું કહેવું છે. પાછા ફરતાં રસ્તામાં નર્મદામાતાનું મોટું મંદિર આવે છે. અને આગળ ચાલતાં સોમે-

શ્વર ઘાટ ઉપર સોમેશ્વર મહાદેવનુ દેવાલય છે, તેની જોડે સત્યનારાયણનું મંદિર અને તેની પાસે મુરલીધરનું મંદિર છે. સોમેશ્વર ઘાટ પણ મોટો છે અને પગથીઆં પણ ઘણાં છે ત્યાંથી આગળ ચાલતા ગણપતિનું મંદિર છે, તેનાં દર્શન કરીને ઓરસંગમને ઓવારે જઇ, ત્યાંથી માંડવે થઇ ઉતારે આવ્યા.

**માંડવા:**

માંડવામા રાણાજીનો મહેલ જોવા લાયક છે. તેની બાંધણી સારી છે તેમાં દીવાનખાનું તથા જુદા જુદા ( રૂમ ) ખંડ, અને ખાસકરીને ગ્લાસ રૂમ [ કાચગૃહ ] જોઇ તેમાં દીવા મુકેલા હતા તેથી આનંદજનક દેખાવ થયો હતો. છોકરાઓને તેમાં ઘણી ગમત પડી. ત્રીજે દિવસે એમ અનસુયા તીર્થ ગયાં તે અહિંથી સાત આઠ માઇલ છે અને હોડીમાં બેશીને જવાય છે. અમે જતા આવતાની પનાઇ (હોડી) ભાડે કરીને નહાઇ ધોઇ પરવારીને નીકળ્યાં.

**અનસુયા શુકદેવ:**

રસ્તો લાંબો ને છોકરાંને પાછા આવવાનું થવાનું, તેથી નાસ્તો પણ સાથે લઇ સવારના સાતવાગે મ્હેલાવરાવ ઘાટથી અમે બેઠાં સાથે બીજાં માણસો પણ હતાં. ટાઢ બહુ નહોતી. ને પવન સારો વહાતો હતો તેથી બહુ આનંદ થતો હતો. અમે સાડા અગીયાર વાગે અનસુયાજીના તીર્થમાં પહોંચ્યાં. ત્યાં બધાંએ સ્નાન કર્યું અને દર્શન કરવા ચઢયાં રસ્તામા મન્મથેશ્વરને સુવર્ણ બાલકેશ્વર મહાદેવનાં દેવાલય છે. અને પછી અનસુયાજીનુ મન્દિર આવે છે. આ દેવાલયની પાછલ કાળિકામાતાનું મંદિર છે. જે સિદ્ધસ્થાન કહેવાય છે, તથા અંબિકાજીનુ મંદિર ને ગુરૂ દત્તાત્રયનાં પગલાં છે. અનસુયાજીના મંદિર માટે પુજારી નામદાર ગાયકવાડ સરકાર તરફથી રાખેલો છે અને તેને દરવર્ષે રૂ ૧૫૦ પગાર મળે છે. પાછાફરનાં રસ્તામાં અનસુયા હોસ્પીટલ છે તે જોવા ગયાં. તેમાં સુપ્રીનેન્ડન્ટને રહેવાનું મકાન, ઇસ્પીતાલ, દરદીઓના વોર્ડ છે. લગભગ પચાસથી સાઠ રગતપીતિયાં અહિં રહે છે. આ હોસ્પીટલ પણ નામદાર ગાયકવાડ સરકાર તરફથી બંધાવેલી છે. અને તેનો ખર્ચ પણ તેઓજ આપે છે. ટેકરા ઉપર નર્મદા કાંઠે હોવાથી તે બાજુની હવા ઘણી સારી ગણાય છે પછી નાસ્તો કરીને અમે પનાઇમાં બેઠાં અનસુયાથી પાછા ફરતાં દોઢગાઉ ઉપર વ્યાસ મુનીનો આશ્રમ છે. ત્યા મહેશ્વરનાં બે દેવાલય છે. તથા ગુરૂ દત્તાત્રયનું અને નર્મદામાતાનું મંદિર છે. અહિં ધર્મશાળા છે તેમાં હનુમાનજીની મૂર્તિ છે સામે કાંઠે શુક મુનીનો આશ્રમ છે. ત્યાં જતાં ચઢાવ ઘણો વિકટ છે. પગથીઆં વિગેરે કાંઇ નથી તેથી બહુજ સાવચેતીથી ચઢવા જેવું છે. ઉપર મહેશ્વરનાં બે દેવાલય છે. આગળ ચાલતાં ચાણોદની નજીક ગંગનાથનું ધામ આવે છે. ત્યાં ઘાટ બાંધેલો છે. ગંગનાથ મહાદેવના મન્દિરમાં પ્રખ્યાત મહાત્માશ્રી બ્રહ્માનંદજીની ચીત્રેલી તસ્વીર છે. પાસે એક ઓરડીમાં સિદ્ધસ્થાન છે. જ્યાં અખંડ ઘીનો દીવો બાળવામાં આવે છે અહિં એક ભોંયરૂ છે તેમા શારસ્વતીની મૂર્તિ છે પણ ત્યાં એવુ અંધારૂં છે કે ખરે બપોરે દીવો હોયતોજ જવાય છે અહિંથી ચક્રપાણી ઘાટ આગળ થઇ લગભગ સાડા પાંચ વાગે અમે આવી પહોંચ્યાં આખો દિવસ ચઢવાઉતરવના પરિશ્રમને લીધે સર્વે જણ ખુબ થાકી ગયા હતા (પૃષ્ઠ ૩૮૪ મે ચાલુ)

---

# વાર્તાલહરી.

## સ્વદેશ સેવા—એક જીવન યજ્ઞ.

[ અમદાવાદનાં 'ગુજરાતી પંચ'પત્રના તા. ૭ મી માર્ચ ૧૯૦૯ના અંકમાંથી આ વાર્તા, ઉપકાર સાથે, ફરીથી પ્રકટ કરવામાં આવી છે. દક્ષિણ આફ્રિકામાં ચાલતા અશસ્ત્ર (સત્યાગ્રહના) વિગ્રહને લીધે આપણા દેશના લોકોમાં બહુ તીવ્ર લાગણીઓ ફેલાવા પામી હતી, તે થોડાક સમય ઉપર શ્રીયુત્ મોહનલાલ ગાંધી અને સ્વર્ગસ્થ મહાત્મા શ્રી ગોખલેના ધીરજ, ખંત, વિવેક તથા આગ્રહને લીધે ત્યાંના અતિ કઠિન પ્રશ્નોનું કાંઇક નિરાકરણ થઇ, હવે શાન્ત થઇ છે, શ્રીયુત્ ગાંધીના હિન્દમાં પુનરાગમન વખતે આ વાર્તા પુનઃ પ્રસિદ્ધ કરવાની સૂચના થવાથી તેમ કરવામાં આવ્યું છે. બ્રિટિશ મહારાજ્યની સાથેજ ભારતનો ઉદય-અસ્ત જોડાયલો છે, એવા વિચાર જે આ વાર્તામાં દર્શાવાયલા છે, ત્હેને–હાલ ચાલતા યૂરોપિયન મહાવિગ્રહમાં આપણા હિન્દી બન્ધુઓ અને બ્હેનોએ જે ઉદારતાથી—પ્રેમથી સહાય આપી છે, અને ત્હેનો ઇંગ્લેન્ડના અનેક રાજદ્વારીઓ તરફથી જે હર્ષથી સત્કાર થયો છે તથા આપણા દેશના ભવિષ્ય માટે જે ઉદારતાથી વચનો આપવામાં આવ્યાં છે, તે સર્વથી સમર્થન મળે છે. અને સ્વદેશી વસ્તુઓના પ્રચારમાંજ–આપણા દેશના વધતા જતા આર્થિક સ્વાતંત્ર્યમાંજ ત્હેનો ઉદ્ધાર છે, એ સિદ્ધાંત વિશે તો ભાગ્યેજ મતભેદ થશે, એ નક્કિ છે.

—તંત્રી, સુ. સુ. ]

૧.

"રમાબ્હેન, રમાબ્હેન ! આ શું ?" વીસેક વર્ષની એક યુવતીએ કહ્યું: "આમ તે આટલાં બધા દિલગીર થતાં હોઇશું ! એમાં એવું તે ખોટું શું થઇ ગયું, તે તું આમ રૂવે છે ! જોને, બ્હેન ! તું થોડા વખતમાં જોઇશ કે વીરપ્રસાદનું નામ જગજાહેર થઇ જશે."

"હા બ્હેન, હા. પારકેભાણે સહુને મ્હોટો લાડુ દેખાય !" સોળ સત્તરવર્ષની બીજી બાલા જેનું નામ મનોરમા હતું, તે આવેશમાં આવી જઇ બોલી ઉઠી. "પ્રિય બ્હેન ! ત્હમારે શું દુઃખ છે, તે ત્હમને લાગે ! રામભાઇ પડે સુખી અને ત્હમને સુખ આપી શકે તેમ છે. ને ત્હમે પણ કંઇ," તે ડુસકાં ખાતી રોતી રોતી બોલી: "મ્હારા જેવી દુખિયારીની લાગણીઓ સમજી શકો, એવું ત્હમારે શું છે જે ! "એમની પાસે ન મળે પૈસો, ન મળે વિદ્યા, અને ન મળે લાગવગ ! આટલું બે પૈસા કમાઇ ખાતા'તા, તે હવે જેલમાં ગયા ! એ તે નામ પંકાયું કહેવાય કે કપાળે કાળી ટીલીની નામે શી !" પ્રિયવંદા આવા સખ્ત જવાબથી ગભરાઇ નહિ તેમ ગુસ્સે પણ ન થઇ અને મનોરમાના ગભરાયલા હૃદયનું સાન્ત્વન કરવા લાગી. "રમાબ્હેન ! તું ગમે તે કહીશ, પણ મ્હને ત્હારા ઉપર ખોટું લાગવાનુંજ નથી. પણ જો, બ્હેન, એમનામાંય એવું શું છે જે ત્હને અદેખાઇ આવે ! એતો મોહપલા ગુણ મહાદેવજીજ જાણે ! પણ પ્રભુએ આપણા ઉપર કૃપા કરીને જે માથે મૂક્યું, તે સહન કરવાનું છે: અને ત્યાંસુધી પ્રીતિથી, અને સર્વદા શ્રદ્ધાથી

એટલે હું કાંઇ ત્હને કહું તો મ્હારો ધર્મ દૂષિત થાય. પણ આટલું તો નિશ્ચય માનજે કે પૈસો ને ભણતર ને લાગવગ, એ બધાં-ખરૂં સુખ જે આપણને હૃદયમાંથી મળી શકે છે, તે કદિ પણ આપી શકતાં નથી."

મનોરમા પ્રિયવંદાને આ પ્રમાણે બોલતી સાંભળી જરા ગુંચાઇ,-ગભરાઇને ત્હેની સામેજ જોઇ રહી.

જગદીશપ્રસાદ અને નારાયણપ્રસાદ એ બંને ભગવતપ્રસાદના પુત્ર હતા. ભગવત્ પ્રસાદ અને નારાયણપ્રસાદે નિર્ધન અવસ્થામાંજ પરલોકવાસ કીધો; અને નારાયણ-પ્રસાદ વીરપ્રસાદ નામના એક બાલપુત્રને પાછળ મૂકતો ગયો હતો. જગદીશપ્રસાદ ધીમે ધીમે પ્રયત્નથી, અને યોગ્યતાથી મ્હોટા સરકારી અમલદારને ઉંચે દરજ્જે પહોંચી શકયો હતો. ત્હેને રામપ્રસાદ કરીને એક પુત્ર હતો. રામપ્રસાદ મ્હોટો અને વીરપ્રસાદ ઉમ્મરમાં ત્હેનાથી ન્હાનો હતો. જગદીશપ્રસાદે બંનેને સાથેજ ઉછેર્યા હતા; પરન્તુ મહેનત, યુક્તિ પ્રયુક્તિ અને લાગવગથી જ્યારે રામપ્રસાદ બી. એ. ની લોકમાન્ય ડિગ્રી મેળવી શકયો, ત્યારે વીરપ્રસાદ કાંઇક બેદરકારી અને કાંઇક અન્યદિશાઓ તરફ બુદ્ધિના વલણને લીધે કોલેજનાં દર્શન માત્રનો લાભ લઇ શકયો હતો. તેઓ બંનેનાં લગ્ન જગદીશ-પ્રસાદનાં પત્નીની ભાણેજો સાથે થયાં હતાં. રામપ્રસાદનું પ્રિયવંદા સાથે અને વીર-પ્રસાદનું મનોરમા સાથે.

વીરપ્રસાદ દિલનો નિખાલસ તેમ નિડર હતો અને તે હમ્મેશાં પોતાના સ્વતંત્ર અભિપ્રાય પ્રમાણે બોલતો તથા વર્તતો. જગદીશપ્રસાદ જૂના વિચારનો જમાનો ખાધેલ, રાજ્યભક્ત અમલદાર હતો, ત્હેને પોતાના વિચારની ઉત્તમતા માટે અતિશય અભિમાન હતું. આથી કાકા ભત્રિજાને ' સ્વદેશી હીલચાલ " અને " હિન્દી સ્વરાજ્ય " ના પ્રશ્નો વિશે નિરંતર મતભેદ રહ્યાં કરતો; અને એક વખત એવી પળ આવી ગઇ કે વીરપ્રસાદને હુકમ મળ્યો કે " અમે કહીએ છીએ તે પ્રમાણે ત્હારે ચાલવું, નહિતો ઘર છોડીને ચાલ્યાં જવું. " ભત્રીજાની પ્રકૃતિ જેટલી નિખાલસ હતી તેટલીજ ગુસ્સાદાર હો.. ? વીરપ્રસાદે કાકાનું ઘર પોતાની પત્નીની અત્યંત આજીજી છતાં પણ તજ્યું!

બેઠાં અનસૂયાથી ચ.

બે દેવાલય છે. તથા ગુરૂ ગવણી ન્હોતી; બ્હારના ઠાઠમાઠ અને દેખાવથી, તે લોભાતી. તેમાં હનુમાનજીની મૂર્તિ છે. ગુણોનું ભાન ન્હોતું. તેથી નિરાધાર હાલતમાં પતિએ જ- વિકટ છે. પગથીઆં વિગેરે કાંઇ પતિની નિરાધારતા, દ્રવ્યહીનપણું એજ ત્હેને દોષરૂપ મહેશ્વરનાં બે દેવાલય છે. આગ ગયો, જ્યાં તે સારૂં કમાવા લાગ્યો હતો જગદીશપ્ર ત્યાં ઘાટ બાંધેલો છે. ગંગનાથ ના તો હજી ત્હેમને ત્યાંજ રહેતી હતી ત્હેના ઉપર ચીત્રેલી તસ્વીર છે. પાસે એક ગ્રા પણ મોકલતો રહ્યો હતો. " ઇન્ડિયન ઓપિનિયન " જવામાં આવે છે. અહિં એક આવ્યા અને પોતાના ઉપર કળગ આવ્યો જે ઉપરથી ધારૂં છું કે ખરે બપ્રોરે દીવો ની તકરારમાં તે ફસી પડયો અને કેદખાનામા ગયો લગભગ સાડા પાંચ વાગે અમે તેની નામોશી અને હવે કમાતો બંધ થયો તેથી પાછી લીધે સર્વ જણ ખુબ થાકી ગયાં થી મનોરમા આજ રોતી હતી.

સુ હતા હરકોઇ માર્ગે દુરાગ્રહી પિતાને પ્રસન્ન રાખી,

પોતાનું કામ તે કહાડી લેતો અને ત્હેમાં બીજા કોઇનો ભોગ આપવો પડતો તે દોષરૂપ ગણાતો નહિ. ખરીવાત કોઇકજ જાણતું હશે, પણ સાચું કરીએ તો ત્હેનીજ ખટપટને પરિણામે વીરપ્રસાદને ઘર છોડવું પડ્યું હતું ! પ્રિયવંદા, જે ઉચ્ચ સંસ્કાર, ઉત્તમ કેળવણી અને પુણ્યશાળી વૃત્તિઓવાળી તરુણી હતી તે ત્હેની પ્રકૃતિ સારી રીતે સમજી શકતી હતી. પરન્તુ હૃદયમાં પતિભક્તિ ધારણ કરીને તે પોતાની વૃત્તિઓ ઉપર બને તેટલો દાબ રાખ્યા કરતી. આજ 'હેલીજવાર, મનોરમાની અત્યંત ઉગ્ર વેદનાને શાન્ત પાડવા તે કાંઇક સત્ય બોલી ગઇ હતી !

મનોરમાને પણ થોડા વખતમાં પ્રિયવંદાની સમિપતાની અસર થયા વિના રહી નહિ. દક્ષિણ આફ્રિકાની વસ્તુસ્થિતિ ધીમે ધીમે બરોબર સમજી પરદેશથી આવીને ત્યાં વસેલા ગોરા રહીશો કેવી રીતે હિન્દના વતનીઓ સ્ત્રીઓ અને પુરુષો તરફ અન્યાયી વર્તણુંક ચલાવે છે.તથા આપણા દેશના શ્રીમન્તો વ્યેપારીઓ અને વિદ્વાનોને પણ કાળી બીવ જેવા ગણે છે; તે હવે ત્હેના જાણવામાં આવ્યું ત્યાં હિન્દુ અને મુસલમાન વચ્ચેના ધર્મ ભેદ અને કોમના અંતર દૂર થઇ જઇ, બંન્ને એક બીજાનેભાઇની પેઠે ચ્હાય છે, કારણ બંને ઉપર એકજ પ્રકારનું દાવાનળનું કાળું વાદળું ઝઝુમે છે; અને સ્વદેશી બંન્ધુઓને માટે ત્યાં કેદમાં જવું એ લોકોના કલ્યાણ અર્થે દેહ કષ્ટ સહન કરવું. જગતના ઉદય માટેના મહાયરીમાં આત્મભોગ આપવો એવું છે; અને તેટલા માટે તો ત્યાં આપણી કોમળ આર્ય સ્ત્રીઓએ પણ પોતાના પતિ અને સ્વજનની સાથે કેદખાનામાં જવું ધર્મ્ય ગણ્યું છે: આ બધુ જ્યારે મનોરમા બરોબર સમજી ત્યારે કાંઇક પૂજ્યભાવ પતિને માટે ત્હેના મનમાં ઉત્પન્ન થયો. " રમા બ્હેન !" પ્રિયવંદાએ કહ્યું; " બ્હેન, ખાવું પીવું અને ઉંઘવું એતો પ્રાણિમાત્ર કરે છે, પશુ અને પક્ષિ પણ તેટલું તો આપણા કરતાં પણ વધારે સારૂં કરે છે ચોર વગેરે ગુન્હેગારો જેલમાં પણ જાય છે; પણ દેશને માટે; પોતાનાં સ્વદેશી બ્હેનો અને બન્ધુઓને માટેજ સઘળું કષ્ટ સહન કરનાર, તે દેશની ઉધ્ધારક મહાત્માઓજ એટલું તું ખચીત બૂઝીશ નહિં. આવા વીર નરની માતા કે પત્ની થનાર સ્ત્રી કેટલીબધી પુણ્યશાળી હોવી જોઇએ ? તું ત્હારૂં સદ્‌ભાગ્ય માન કે તું એક સ્વદેશ પ્રેમી વીરલા ભારતભક્તની ધર્મ પત્ની છે."

૨.

જગદીશપ્રસાદ એક મ્હોટા સરકારી હોદ્દા ઉપર હતા. તેઓ એટલા બધાતો સરકારના ખેરખાં થઇ પડ્યા હતા કે એમનું જીવન 'સરકારમય'–'સરકારી' હતું, એમ કહીશું, તોપણ તે ખોટું નહિં કહેવાય, સ્વદેશી વસ્તુઓના પ્રચાર બાબત અને હિન્દી સ્વરાજ્યની ઝંખના પરત્વે એમના પોતાના બહુ સુદૃઢ અભિપ્રાય બંધાઈ ગયેલા હતા. હિન્દીઓ જેમને તેઓ " કાળા " લોક અને હલકા માણસો તરીકે પિછાનતા હતા, ત્હેમને માટે ત્હેમને બહુજ ખરાબ અભિપ્રાય હતો. ગોરા લોક ત્હેમનું સર્વસ્વ, આચાર વિચારનું મુખ્ય દૃષ્ટિ બિન્દુ હતું. એટલે પ્રતિનિધિ રાજ્યતંત્રની યોજના જે એંગ્લો–ઇન્ડિયન અથવા અધિકારી સાહેબ લોકોના વર્ગને સ્વાભાવિક રીતે અણગમતી થઇ પડી છે તે ત્હેમને તો અયોગ્ય લાગેજ, એમાં નવાઇ ન્હોતી; પરન્તુ સ્વદેશી વસ્તુઓના પ્રચા-

રને પણ તેઓ રાજદ્રોહી અને નુકશાનકારક પ્રવૃતિ માનતા તથા સર્વની પાસે તે પોતાનો પ્રિય મત આગ્રહપૂર્વક સ્વીકારાવવાને પ્રયત્ન કરતા હતા.

ત્હમે શું કરવાના હતા ? ત્હમારૂં સ્વદેશી-ફદેશી સરકારની મરજી વિરૂદ્ધ કેટલીવાર ટકી શકશે ! ત્હમારા "કાળા" લોકો બધા હરામખોર છે; ત્હમે એમને માટે અધિકાર માગીને પોતનાંજ ગળાં ઉપર છરી મુકાવો છો. અમારો તો દૃઢ મત છે કે "કાળા" લોકો કદિ મ્યુનિસિપાલિટીમાં બેસવાને પણ થવાના નથી, તો "કાઉન્સિલ"ની તો વાતજ શી ? જરાનરા ભણ્યા એટલે છાપામાં લખવા માંડયું, અને તે પણ સરકાર વિરૂદ્ધ આપણી તે એમાં શોભા છે ! સરકાર માબાપ છે એમને કરગરો અને આજીજી કરો તો ત્હમારી અગવડો વ્હેલી દૂર થશે. અમેતો ભલે જુના વિચારના રહ્યા, પણ કેટલાને ઠેકાણે પાડયા તેતો વિચારો ! ભલે, બિચારા આશીર્વાદ દેશે પણ એ સહુ સરકારની મહેરબાનીથી ત્હમારા "સ્વદેશી" વાળાને કહોને, એકએ એકને તો ઠેકાણે પાડે !"

આવા ત્હેમના અભિપ્રાય અને વિચાર હતા. સ્વદેશી બન્ધુઓની નિષ્કારણ નિન્દા વીરપ્રસાદથી સહન થઈ શકતી નહિં અને ત્હેને પરિણામે ત્હેને પરદેશ જવું પડયું હતું.

"પેલો ગધેડો જેલમાં ગયો !" જગદીશપ્રસાદે ગુસ્સાના આવેશમાં કહી નાખ્યું. "બે પૈસા કમાતો થયો, ત્યારે પાછો આ ધધો કર્યો ! ભાઈને ત્યાં પણ "સ્વદેશી" વગર ચાલે નહિ તો !" ત્હેમનું અંતઃકરણ તો થોડું વધારે પણ, પોતે પુત્ર તરીકે ગણીને ઉછેરેલા વીરપ્રસાદને માટે દાઝતું હતું. મ્હારો તો દૃઢ અભિપ્રાય હતો કે એ મુર્ખ કોઇ દિવસ કેદમાંજ જવાનો છે નામબોળુને બીજો ધધોજ નહિં.' જ્યાં સરકાર સામે થવાનું હોય, ત્યાં એ પ્હેલો ! પણ એમ નથી સમજતો કે એ અને એના જેવા અનેકને સરકાર ચાંચડની પેઠે મસળી નાંખશે ને વાર પણ નહિં લાગે ! રામભાઇ, લખ તું એ મૂર્ખના શીરોમણિને કે હું મ્હારા સાહેબ મારફત દક્ષિણ આફ્રિકામાં એમના ભાઇ મ્હોટા દરજ્જા ઉપર છે, એમના ઉપર ચીઠી લખાવુંછું. અને હવે કદિ એવું ગધેડાપણું ફરીથી ન કરે. માટે એને છુટો કરે કે તરત આહિં પાછો ચાલ્યો આવે. ત્હને શરૂઆતમાં પચાસ મળ્યા તો એને ત્રીસ ચાલીસ પણ હું અપાવી શકું એમ છું. માટે લખ મ્હારા નામથી કે એને માટે મ્હારા સાહેબના ભાઇ મહેનત કરશે અને જરૂર પડે તે વખત એ રાંડી માગે ને કહે ત્હેવું વિનતીપત્ર લખી આપે અને છુટે કે તરત અહિં આવે વળી લખજે એ ગધેડાને કે મ્હેં એને માફ કર્યું છે. અમને એની તો કંઇ નહિં પણ આપણી બિચારી રાંકડી ગાય જેવી રમાની દયા આવે છે."

૩

વીરપ્રસાદ મુંબાઇની એક વાણિયા અને મેમણની પેઢી તરફથી ગુમાસ્તા તરીકે ડર્બાન ગયો હતો. દક્ષિણ આફ્રિકામાં તે વખત બોઅરલોકોની સાથે લડાઇ શરૂ હતી, જેમાં સ્વદેશ ભક્ત શ્રી મોહનલાલ ગાંધીના હાથ નીચે રહી ત્હેણે દર્દીઓની સારવાર કરનારી ટુકડીમાં સારૂં કામ કર્યું હતું તે પછી પેઢીની સાથેની બાંધણીની મુદત પુરી થઇ જવાથી ત્હેણે સ્વતંત્ર વ્યાપાર શરૂ કીધો હતો; પણ મુડીની તાણને લીધે ત્હેને જામતાં વાર લાગી. મનોરમાને વચમાં તે એકવાર મળી શક્યો હતો અને એક બે વર્ષ પછી મુંબાઇ જઈ આફ્રિકાના અનુભવી વ્યાપારી તરીકે ત્યાં વસી વ્યાપાર શરૂ કરવાનું ધારતો હતો. પણ

ધીમે ધીમે વધતો જતો રોજગાર, આદર અને હેની લોકપ્રિયતા હેને એમ કરતાં અટકાવતાં હતાં. અંતે દેશ પાછા જવુંજ, એવા નિશ્ચય ઉપર તે આવ્યો, એવામાં દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ અને ગોરા વતનીઓ વચ્ચેનો એશઆ વિગ્રહ શરૂ થયો. વખતે પોતાનું સ્થાન મૂકીને જવું એ નામર્દાઈ અને બાયલાપણાનું ચિન્હ ગણી તે ત્યાંજ રહ્યો અને ત્યાંના નવા થએલા તે દેશના ગોરાઓએ ઘડેલા કાયદાની અપ્રમાણિકતા તથા અન્યાયીપણા સામે વાંધો તથા તિરસ્કાર દર્શાવવાને બીજા હિન્દી ગૃહસ્થોની સાથે તે કેદમાં પણ ગયો. આ વખતે ત્યાંની સરકારના હુકમ બહુ સખ્ત હતા તેથી હેમની પાસેથી કામ બહુજ દબાણથી લેવામાં આવતું અને બીજી પણ ભારે હેરાન ગતી થતી. આમ છતાં તે અને બીજા હિન્દી વીરો બીના અડગ રહ્યા હતા દક્ષિણ આફ્રિકાની જૂદી જૂદી સરકારો પૈકીની પણ ટ્રાન્સવાલની સરકારનો પોતાની સામે થતા હિન્દીઓના વિરૂદ્ધપક્ષને પોતાના સઘળા બળથી દાબી દેવા પ્રયત્ન કરી રહી હતી. આથી કેદમાં જનારાઓની હાલત સ્વાભાવિકરીતે વધારે ત્રાસદાયક બનતી હતી. પણ બિલકુલ ભોળા ગણાતા હિન્દવાસી વેપારીઓ અને હેમાં પણ ભલા ગૂજરાતીઓ. તથા શાન્તિ પ્રિય મદ્રાસીઓએ અદ્‌ભુત દેશપ્રેમ અને આગ્રહ ખંત તથા સહનશક્તિ દર્શાવ્યાં, તે ખરેખર આશ્ચર્યકારક હતાં. કહેવાની જરૂર નથી કે વિરપ્રસાદ આ અશસ્ત્ર વિગ્રહના સઘળા નાયકોમાં મુખ્ય મહારથીઓમાં પ્રથમ સ્થાન લેનાર નરવીરનો જમણો હાથ થઈ પડ્યો હતો.

જગદીશપ્રસાદે લખાવેલા કાગળની અસર તરત થઇ. ટ્રાન્સવાલની સરકાર જો હિન્દી લોકો તે દેશ છોડીને ચાલ્યા જવાનું કબુલ કરે તો હેમને જેમ બને તેમ ઓછો અન્યાય કરવા માગતી હતી.

તેથી આ પ્રમાણે સામાવાળાઓના સરદારોમાંનો એક જો માફી માગ્યા વગર પણ આફ્રિકા છોડીને ચાલ્યો જતો હોય, તો હેને સઘળી સુગમતા કરી આપવા. સહાય આપવા, જરૂર પડે તો કાંઈ સારો લાભ આપવાને પણ તે રાજી હતી. પરન્તુ વીરપ્રસાદ એવી કોઇપણ રીતે લલચાય તેમ ન્હોતું. તેથી એને તો ઉલટી બમણી પીડા સહન કરવાની આવી। કારણકે પોતાની ઇચ્છાને અનુકૂલ તે નહિં થવાથી સામોપક્ષ હેના ઉપર બહુ ગુસ્સે થઇ ગયો હતો પરન્તુ તે સર્વ—દુર્દૈવને પણ નમાવે એવા હેના દૃઢ ચિત્ત આગળ નકામું હતું. અને હેની કેદખાનામાં રહેવાની મુદત પુરી થઇ એટલે હેને છોડવામાં આવ્યો. તે તો ફરીથી કેદમાં જવાને તૈયારજ હતો અને હેને લીધે હેણે ફરીથી તે જુલ્મી કાયદાઓ સામે થવાની તત્પરતા કરી પરન્તુ એવામાંજ એક તાર એને મળ્યો જેમાં અતિશય આશ્ચર્યજનક ખબર હતા કે "હાથ નીચેના કારકુનની હરામખોરીથી ગફલતમાં ફસી જવાથી જગદીશપ્રસાદને અધિકાર ઉપરથી તુરતને માટે દૂર કરવામાં આવ્યા છે. તથા હેમના ઉપર કામ ચલાવવામાં આવે છે। અન્તઃકરણપૂર્વક કામ કરે એવું એમની પાસે કોઇ ન હોવાથી તથા રામપ્રસાદ એકલો પડી જઇ ગભરાતો હોવાથી વીરપ્રસાદે એકદમ પાછા આવવું. એ પ્રમાણે હેને લખવામાં આવ્યું હતું. એ વાત ખરી હતી કે જગદીશપ્રસાદે એને હુતાશનીના ઉત્સવને દિવસે આરતી કર્યા પછી પ્રસાદ લેવાની તૈયારી વખતે ભૂખ્યો ને તરસ્યો ઘર બ્હાર કઢાવ્યો હતો. પણ પોતાને આવડો મ્હોટો કરનાર, વિદ્યાદાન જેટલું લઇ શકયો એટલું આપનાર. પોતાની પત્નીને ઘરમાં રાખી એનું પાલન પોષણ કરનાર જગદીપ્રસાદજ હતા; અને તેથી આવા દુઃખકર સમાચાર સાંભળ્યા કે તુરત તે પોતાના સંકલ્પમાં ડગવા લાગ્યો અને આવેલો તાર પોતાના પરમ શુભેચ્છક મિત્ર,

સંસ્થાનિક ગોરાઓની સામેના અશસ્ત્ર વિગ્રહમાં હિન્દીઓના મુખ્ય સેનાપતિની પાસે તે ગયો. આ દેશભક્ત મહાત્માએ પણ ત્હેને દેશમાં પાછા જવાનીજ સલાહ આપી;

"વીરભાઇ!" ત્હેણે કહ્યું "આપણે માથે અનેક ફરજો છે; ત્હેમાં માબાપ તરફની અને પત્ની તરફની પણ મ્હોટી છે. કબૂલ છે કે સ્વદેશ માટેનું આપણું કર્તવ્ય તેથી પણ મોટું છે. પરન્તુ ત્હમારાં માબાપ કરતાંય પણ ત્હમારા કાકા જેમણે ત્હમને ઉછેરીને મ્હોટા કર્યા, ત્હેમના તરફની ત્હમારી ફરજ વધારે મ્હોટી છે. ત્હમે જશો તેથી અમને સહુને અમારો જમણો હાથ ભાગી પડ્યો, એમ લાગશેજ; પણ ત્યાંથી યે,-હિન્દુસ્થાનમાં રહીને યે-ત્હમે અમને ઘણીરીતે મદદ કરી શકશો; અને કામ પુરૂં થયે પાછા આવી અમારા દુઃખમાં ભાગ લઇ શકશો. માટે મ્હારી તો સલાહ એજ છે કે હાલ ત્હમારે દેશ જવું અને પોતાનો ધર્મ બજાવવો."

વીરપ્રસાદ હિન્દ તરફ આવવા નીકળ્યો તે પહેલાં દક્ષિણ આફ્રિકાના સઘળા હિન્દીઓએ એકત્ર થઇ એને માનપત્ર આપવાનો મેળાવડો કર્યો, જેમાં પ્રમુખપદ ઉપર જણાવેલા મહાન નરને આપવામાં આવ્યું હતું; તેઓએ માનપત્ર, જે બહુજ પ્રીતિભર્યા, પ્રોત્સાહક શબ્દોમાં લખાયલું હતું, તે વાંચી સંભળાવ્યા પછી પોતાની તરફથી કહ્યું:

"બંધુ! ત્હમે જે કર્તવ્ય કરવાને દેશ પાછા જાઓ છો, તે અહિંના ત્હમારા ધર્મ જેટલુંજ અમને ઉંચું લાગે છે. એટલે તે પણ એટલુંજ ધન્ય છે. આપણે જે શસ્ત્ર હીન વિગ્રહ એક મ્હોટા રાજ્ય સામે ચલાવીએ છીએ, અને જેમાં ત્હમે અમારા એક અગ્રનાયક હતા, તે બ્રિટિશ સરકાર સામે નથી. આપણે ત્હેની વફાદાર પ્રજા છીએ અને ત્હેનું ભલું પ્રચ્છીએ છીએ. અને રાજાનું સર્વહિત—ઉત્તમહિત પ્રજાના શુભચિંતન અને ભલામાંજ સમાઇ જાય છે. એટલે આપણા બન્ધુઓનું હિત ઇચ્છવું એ પણ આપણું કામ છે સ્વરાજ્યનાં સ્વપ્નાં" જે ફળવાથી થતાં ઘણો કાળ લાગશે ત્હેની પાછળ વખત ગાળ્યા કરતાં હાલ તુરતને માટે તો "સ્વદેશી વસ્તુઓના ફેલાવા" પછળ જીવન નિર્ગમન કર્યાથી આપણને અધિક લાભકારક નીવડશે એ મ્હારી ખાત્રી છે. હિન્દની ગરીબાઇ મટશે, તો આવા દૂર દેશમાં એનાં સંતાનોને રહેવા ભટકવાની જરૂર નાશ પામશે, અને તેથી હાલના ચાલતા વિગ્રહ જેવા બનાવોનાં કારણનો સંભવ પણ ઓછો થઇ જશે. બન્ધુ! ત્હમે જાઓ છો, તેથી હિન્દમાતાને એક વીરપુત્રની પ્રાપ્તિ થાય છે; તથાપિ અત્રેના હિન્દવાસીઓને પણ એક વીરબન્ધુની ખોટ નહિં પડે એમ શ્રદ્ધા છે. કારણકે ત્હમે અહિં કરતાં પણ વધારે ત્યાં રહીને, અમને જરૂરની લોક સહાય કરી શકશો એમ ખાત્રી છે. બન્ધુ! પ્રભુ ત્હમારૂં કલ્યાણ કરો અને ત્હમે જે ધર્મકાર્ય માટે જાઓ છો ત્હેમાં ત્હમને સપૂર્ણ વિજય મળો."

વીરપ્રસાદને તાળીઓના ગડગડાટ વચ્ચે ફુલના હાર વગેરે અર્પવામાં આવ્યા.

૪

જગદીશપ્રસાદ અને રામપ્રસાદનું અભિમાન ઉડી ગયું હતુ રામપ્રસાદમાં તો કાંઈ વીર્ય હતુંજ નહિં અને તેથીજ જગદીશપ્રસાદે નાઇલાજે, પોતાના પત્નીના સપ્રેમ આગ્રહને વશ થઇ વીરપ્રસાદને બોલાવરાવ્યો હતો પણ હવે ત્હેની તેમજ ઘરનાં સર્વ સ્ત્રી પુરૂષોની આંખો-મનોના પ્રબળ ગુણ દોષ બાબત-પૂર્ણ રીતે ઉઘડી હતી.

મનોરમાએ પોતાના પતિનું દક્ષિણ આફ્રિકામાં થએલું ભારે સન્માન, સ્થળે સ્થળે થતી ત્હેની પ્રસંશા, તથા જગોએ જગોએ વેચાતા અને વ્હેંચતાં ત્હેનાં જીવનચરિત્રો અને ફોટોગ્રાફો, જોઇ જોઇને-સાંભળી સાંભળીને મનમાં તથા પ્રિયંવદાની પાસે વારવાર, અને એક વખત તો વીરપ્રસાદની પાસે પણ પોતાની ભૂલ અશ્રુ પ્રવાહથી પૂર્ણ આંખોએ અને ધડકતે ચિત્તે સ્વીકારી હતી. હવે તે પ્રિયંવદાની પાસેથી ઘણું નવું નવું શીખતી હતી અને દેવના અવતાર જેવા પતિની સેવામાં તત્પર રહેતી હતી.

રામપ્રસાદ પણ આપત્તિનાં તોફાનમાં કૂટાતા પીટાતાં કાંઇક સુધરવા લાગ્યો હતો, અને જગદીશપ્રસાદના વિચાર તો કાંઇ નવીન તરેહનું રૂપાન્તરજ પામવા લાગ્યા હતા. જે સરકારનો પોતે આટલો બધો ભક્ત, ત્હેણે પોતાના ઉપરના માત્ર વ્હેમથીજ પ્રેરાઇ, કેદખાના સુધી પણ પોતાને મોકલ્યો, એ ત્હેના અભિમાની હૃદયમાં બહુજ લાગી આવતું હતું અને ત્હેમાં પણ ખાસ કરીને એ કે જે સાહેબની ઘણી મહેરબાની હતી, તે સાહેબનાજ હુકમ ઉપરથીજ તેમ થયું હતું ! ખરેખર માણસની જિંદગીમાં વિપત્તિ અને સંતાપ મનુષ્યની સુધારણા માટેજ હોય છે. કારણ તે વિના ત્હેના અમલમસ્ત મગજની ખુમારી કદિ ઓછી થાત નહિ ત્હેને વીરપ્રસાદનું નિર્વિકલ્પ હૃદય નવાઇ જેવું લાગ્યું. " સ્વદેશ સેવા એજ પરમ ધર્મ છે. " એમ તે સુખમાં કહેતો હતો તેજ ત્હેણે દુઃખમાં પણ પાળી બતાવ્યું હતું ! આવી સ્વદેશ ભક્તિની શ્રદ્ધા એમના હૃદયને પોતાની રાજ્યભક્તિની લાગણીઓ કરતાં પણ બહુ ચેતનવતી લાગી આ ઉપરાંત વળી લોકોની ગરીબાઇનું ત્હેમને પોતાના સંકટભરી સ્થિતિમાં ભાન થયું. એક પૈસો પણ જે સ્વદેશી વસ્તુના પ્રચાર પાછળ આપણે ખર્ચિએ છીએ તે આપણા બન્ધુઓને એક દિવસના ખોરાકમાં સહાયરૂપ થઇ પડે છે માટે તેમ કરવું એ મહાન્ ધર્મ છે. પોતાની મનોવૃત્તિઓ, લાલચોને પણ વશ રાખીને સ્વદેશી વસ્તુઓનો વધુમાં વધુ પ્રચાર કરવો દેશની નિર્ધનતા કે જેમાં દરેક મનુષ્યની પોતાની ગરીબાઇનો પણ સમાવેશ થાય છે, તે દૂર કરવાનો આ એકજ રસ્તો છે. એમ હવે ત્હેમને સમજાવા લાગ્યું હતું.

ધીમે ધીમે કામ ચાલ્યું અને પોતાની નિર્દોષતા સ્થાપિત કરવાથી જગદીશપ્રસાદ છુટી શક્યો, એટલુંજ નહિ; પણ ત્હેમની નોકરીયે પાછી આપવા સરકારે ખુશી બતાવી. એમના ઉપરી સાહેબે પણ પોતે ભૂલાવો ખાઇ ત્હેમને કરેલા અન્યાય માટે દિલગીરી પ્રદર્શિત કીધી. પરન્તુ હવે જગદીશપ્રસાદને અમલદારીનો મોહ રહ્યો ન્હોતો. અને ભવિષ્યમાં એવો કોઇ ફરીથી પ્રસંગ ન આવે, માટે નોકરીનું ત્હેમણે રાજીનામુંજ આપી દઈ પેન્શન સ્વીકાર્યું વીરપ્રસાદ અને રામપ્રસાદ બે જણાએ જગદીશપ્રસાદના પૈસાથી એક મ્હોટી સ્વદેશી માલનો આયાત નિકાસ માટે પ્રયત્ન કરવાની પેઢી કહાડી હતી, ત્હેમાં તેઓ પણ ભળ્યા.

## ૫.

આજે હુતાશનીનો મહોત્સવ હતો. હુતાશનીની જ્યોતિ પ્રદીપ્ત થવાને જરા વાર હતી. એવામાં પ્રિયંવદાને મનોરમાએ કહ્યું " પ્રિય બ્હેન ! ત્હમને સાંભરે છે, પેલી હોળી ! એમને જવું પડ્યું અને આપણે બધાં આંસુ પીતા, ભૂખ્યાં ને તરસ્યા, સુઇ રહ્યાં હતાં તે- ! "

" હા રમાબ્હેન ! કેમ ન સાંભરે ! મ્હને તો પેલી હોળી પણ સાંભરે છે કે જ્યારે વીરભાઇના કેદમાં જવાના ખબર પ્હેલ વ્હેલા આપણને ખબર પડ્યા હતા. ! " પ્રિયંવદાએ સ્મિત કરતાં જરા ટોળમાં કહ્યું.

મનોરમા જરા હસી; શરમાઇને ત્હેણે નીચું જોયું. ત્હેને પોતે કેટલો કલેશ કર્યો હતો, તે યાદ આવ્યો. વાત વધુ આગળ ચાલત, પણ એટલામાં જગદીશપ્રસાદ વગેરે સહુ ત્યાં આવી પહોંચ્યાં અને હુતાશનીના અગ્નિનું પ્રાકટ્ય કરવામાં આવ્યું પૂજા પૂર્ણ થઇ. આરતી ઉતરી; અને પુરૂષો તથા સ્ત્રીઓ સહુ હુતાશનીની આકાશમાં ઉછાળા મારતી જ્યોતિની આસપાસ ફરી પ્રદક્ષિણા કરી પગે લાગ્યાં.

જગદીશપ્રસાદે વીરપ્રસાદની સૂચનાને માન આપીને નિશ્ચય કર્યો હતો કે આજથી હુતાશનીનું પૂજન માતૃભૂમિના પૂજનરૂપ ગણવું. પ્રદક્ષિણા કરતી વખત દરેક જણે સંકલ્પ કરવાનો હતો કે " હું સ્વદેશી વસ્તુનો પ્રચાર સર્વદા,-સર્વથા કરવા પ્રયત્ન કરીશ. અને સ્વદેશી બ્હેનો તથા બન્ધુઓને આત્મભોગે પણ-સહાય આપીશ " પ્રતિજ્ઞાઓ લેવાઇ. હિન્દ મૈયામાં સન્તાનોની પુરાણી અગ્નિપૂજાએ નવીન સ્વરૂપ ધારણ કીધું. ઈંગ્રેજ સરકારના રાજ્યની મહા શાન્તિમાં, જે અવનવા અવતાર પ્રજાઉત્કર્ષ અર્થે ભારતદેવી લે છે, ત્હેમાં આપણુ એક મુખ્ય થવાનું હતું. હવે રાજ્યસેવાની સાથે દેશભક્તિ પણ મહાધર્મ મનાયો.

" પ્રિય બ્હેન ! આ ગગનમાં પ્હોંચવા પ્રયત્ન કરતી પણ નિષ્ફળ થતી- હોળી દેવીની અગ્નિજ્યોતીમાં ત્હમે કાંઇ નવું, વિચિત્ર જોતાં નથી ? મ્હને તો એમાં કાંઇ અદ્ભુતતાજ છે, એમ થઇ આવે છે. "

" હા, બ્હેન, " પ્રિયવંદાએ જવાબ આપ્યો; " રમા બ્હેન ! તું ખરૂં કહે છે. ગગનમાં પ્હોંચી શકવાને અસમર્થ આ અગ્નિ જ્યોતો એ આપણી માનુષી સત્તાનું પરિમાણ દર્શાવે છે, મહાપ્રજાઓની અપાર શક્તિની પણ અલ્પતા સૂચવે છે. પરન્તુ આ હુતાશની માતાના અંતરમાં ઝળકતા અંગારા જુવે છે ? એ ભારત ભૂમિનાં સંતાનોનાં ચિત્તમાં વસેલી દેશભક્તિ છે. એમાંથી પ્રકટેલો અગ્નિ ઘેરઘેર પ્રકાશ અને ચેતન પ્રદીપ્ત કરશે. અને એ અંગારા ક્‌જળી જશે, તથાપિ ત્હેમાંથી પ્રકટેલી ગરમી સ્થાને સ્થાનમાં જીવન જ્યોત પ્રકટાવશે. આ પવિત્ર અગ્નિનું આવાહન ઘેરઘેર થશે. અને ત્હેનું પ્રતિવર્ષે થતું પુરયદર્શન ત્હેનો પ્રતાપ અમર રાખશે. પરન્તુ એ સર્વનો મુખ્ય આધાર " પ્રેમ અને ન્યાય " નું સ્વરૂપ ધારણ કરનાર શ્રી પ્રભુની જગતહિતકારિણી ઇચ્છા ઉપર છે એની પ્રબળ ઇચ્છાના વેગ આગળ સકળ વિશ્વ તૃણવત્ છે.

" સત્ય કહ્યું. " વીરપ્રસાદ જે પાછળ ઉભો ઉભો સાંભળતો હતો તે બોલી ઉઠ્યો; " જે પ્રભુ મૂંગાને વાચાલ બનાવે છે ને પાંગળાને પણ ગિરિરાજ ઓળંગાવે છે, તે સર્વ શક્તિમાન છે સ્વદેશના ઉત્કર્ષનો સઘળો આધાર પણ ત્હેની કરૂણા ઉપરજ છે; અને શ્રદ્ધા છે કે તેમ થવાનો સમય હવે બહુ સમિપ છે. કારણકે ભાવિની કોઇ ગહન ગતિને પરિણામે હિન્દને ઈંગ્રેજી પ્રજાના સુતક્ષ સમાગમથી નવીન પ્રજાત્વની ભાવના પ્રાપ્ત થઇ છે, જ્યારે આપણા દેશની સ્ત્રીઓ પણ આવા દેશોદયના મહાપ્રશ્નો ઉપર વાતચિત અને વિચાર કરવા લાગી છે; ત્યારે આટલું તો સિદ્ધ થાય છે કે એક પ્રજાત્વની ભાવનાવાળાં તથા આત્મવીર્ય અને શરીર બળથી પૂર્ણ,-એ ભારત મહિલાઓનાં દેવતાઓનાં અવતારરૂપ-સતાન સ્વદેશની ઉન્નતિ નિઃસંશય કરી શકશેજ, એ નક્કી છે. પ્રભુ ત્હેમાં સહાય થાઓ. અસ્તુ. "

—શ. જ.

# સર્જિસ્ટની પત્ની.

અનુવાદક: ડૉ. નટવરલાલ જગન્નાથ ગૌતમી.-અજમેર.

૧

ટૉમસ હુન્ટ અને વિલિયમ લી કેમ્બ્રિજની વિશ્વવિદ્યાલયના સહાધ્યાયી હતા. બન્નેને ઘણી મિત્રતા હતી.

જે ગૃહમાં તેઓ નિવાસ કરતા હતા, ત્હેની નિકટ એક ધનવાન દરજીની દુકાન હતી. ટૉમસ અને વિલિયમ બન્ને કેમ્બ્રિજના અન્ય વિદ્યાર્થિઓની માફક ઘણા રમતિઆળ હતા, નવાં નવાં વસ્ત્ર અને નવી નવી સભા-સમાજોના શોખીન હતા બન્નેજણ આ ધનવાન દરજીની દુકાન ઉપર વારંવાર આવતા. તેઓ કપડાના નવા નવા ઘાટની પરીક્ષા કરતા તથા નવાં નવાં કપડાં વેચાતાં પણ લેતા; અને ઘણો ખરો વખત દરજીની દુકાનમાં નિર્ગમન કરતા.

આ ધનવાન દરજીને એક પરમ સુન્દર અને લાવણ્યમયી કન્યા હતી. જો કે ત્હેની સાથે પહેલું પ્રણય-સંભાષણ તો વિલિયમ લીએજ કર્યું હતું તથાપિ ત્યાં ટૉમસ હુન્ટનો પણ પેસારો વધારે હતો.

ત્હેનું એક કારણ હતું: ટૉમસ એક અત્યંત ધનાઢ્ય વ્યાપારીનો એકનો એક પુત્ર હતો. તે સ્ત્રીઓને રાજકીય સત્તા અપાવવામાં ઘણોજ પક્ષપાતી હતો. ગમે તે રીતે પાર્લમેન્ટના હક સ્ત્રીઓને અપાવવા એજ ત્હેના જીવનનો ઉદ્દેશ હતો.

વિલિયમ પાસે એટલું ધન ન હતું, અને તે સ્ત્રીઓને રાજનૈતિક સ્વત્વ અપાવવાની વાતનું એટલા જોશથી સમર્થન પણ તે કરતો નહિ.

થોડા દિવસ પછી દરજીની કન્યા મેરીની સાથે ટૉમસ હુન્ટના લગ્નનું મુહૂર્ત નક્કી થયું.

વિલિયમ લીને ટૉમસની સાથે હજુ પણ એવીને એવીજ વિશુદ્ધ મિત્રતા છે, અને મેરીની સાથે પણ પહેલાંનાજ જેવો મૈત્રી સમ્બન્ધ છે; પરન્તુ હવે તે દરજીની દુકાને વારવાર આવતો નથી અને હવે ત્હેને એટલાં બધાં નવાં નવાં કપડાં પહેરવાનો શોખ પણ નથી.

ટૉમસના પિતાનું મૃત્યુ થયું. અધ્યયન છોડી દઇ ટૉમસ પોતાના પિતાની મિલકતનો અધિકાર પ્રાપ્ત કરવા ઘેર ગયો. કંઇ લાખોરૂપિયાનો સ્વામી બની તે પુનઃ કેમ્બ્રિજ આવ્યો અને મેરીની સાથે વિવાહસૂત્રથી બંધાયો.

વિલિયમ લી પણ પરીક્ષા ઉત્તીર્ણ કરી નોકરીની શોધમાં બ્હાર ચાલ્યો ગયો.

ટૉમસને હવે બીજું કોઈ કામ નથી. તે સુખ અને ભોગના વિશ્રામ-વિલાસમાં વ્યાપ્ત છે. તે મેરીને નિત્ય નવાં નવાં નાટકોમાં લઇ જાય છે. જ્યારે નાટકો જોવા ઉપર કંટાળો આવે છે ત્યારે તે યુરોપનાં મ્હોટાં મ્હોટાં શહેરોમાં સહેલ કરવા જાય છે. મેરીને ફ્રાન્સની રાજધાની પેરિસ બહુજ પસન્દ છે. તે જ્યારે જ્યારે પેરિસ જાય છે, ત્યારે ફેશનના નવા નવા પાઠનું અધ્યયન કરતી આવે છે.

મેરી કદિ કદિ સફ્રેજેટ સ્ત્રીઓનાં મંડળોમાં પણ ભળે છે. પરન્તુ થોડા દિવસ થયાં હેનું ધ્યાન પોતાના શ્રૃંગારની તરફ પહેલાંનાં કરતાં વિશેષ નિયોજિત થયુ છે. સફ્રેજિસ્ટ પ્રવૃત્તિને તે રૂપિઆની સહાયતા પણ આપે છે.

ત્રણ ચાર વર્ષ પછી ટૉમસને માલૂમ પડ્યુ કે પોતાના ધંધામાં ખોટ આવી છે અને આમદાની નથી થતી, એટલુંજ નહિં પણ ગાંઠના કંઇ લાખોરૂપિયા સ્વાહા થઇ ગયા છે,—ત્યારે વિષાદ અને શોકથી હેનું હૃદય વિહ્વલ થયું. હેણે વિચાર કર્યો કે જો આ સફ્રેજિસ્ટ હીલચાલને લગતું પોતાનું ખર્ચ જલ્દીથી ઓછું કરવામાં નહિં આવે તો એક વર્ષ પછી ખાવાના પણ સાંસા પડશે.

હવે ટૉમસ સફ્રેજિસ્ટ આન્દોલનમાં ભળતો નથી અને પહેલાંના જેવા ઉત્સાહથી હેનો પક્ષ પણ સમર્થન કરતો નથી હેણે નાટક શાળામાં જવાનું પણ ઓછું કર્યું છે. નાટકનું નામ સાંભળતાંજ કદિ કદિ હેના માથામાં દરદ ઉત્પન્ન થાય છે. પરન્તુ મેરીને માટે નવી નવી ફેસનનો પોષાક તથા સામાન હજુ પણ તે મંગાવે છે.

ટૉમસ પુનઃ પોતાનો ધંધો સંભાળવા લાગ્યો. હેણે ઘણાખરા નોકરોને રજા આપી. ઘોડા-ગાડીઓમાંથી મેરીને માટે કેવળ એક ગાડી રાખી. અને બાકીની સઘળી ગાડીઓ વેચી મારી. વ્યય ઓછો કરવાને માટે તે સ્વયં બજારમાં જઇ સામાન ખરીદી લાવતો.

અને મેરી !—મેરી બિચારી ઘરનું કામકાજ પણ જાણતી નથી. રસોઇ કેવી રીતે થાય તે હેને માલૂમ નથી. પરન્તુ તે કેટલાક વિષયોમાં વિશેષ પ્રવીણ છે. તરેહ તરેહના પોશાકનાં નામ હેને બહુ સારી રીતે યાદ છે. પેરિસમાં આજ કઇ ફેશનનો પ્રચાર થઇ રહ્યા છે, તે વાતના વર્તમાન હેને ઘેર બેઠાં મળી આવે છે. પરન્તુ થોડા દિવસ થયાં નાટકો અને મ્હોટી મ્હોટી હોટેલોમાંથી ટૉમસની વિરક્તિ જોઇ હેનો જીવ વિદગ્ધ થયાં કરે છે. ટૉમસને લાગુ પડેલા માથાના દર્દથી હવે તે ઘણીજ કંટાળી ગઇ છે.

ટૉમસ મેરીને પ્રસન્ન રાખવાને માટે હજુ પણ યત્ન કર્યા વિના રહેતો નથી પરન્તુ ચાર પૈસા બચાવવાની વાતનો ખ્યાલ તે હવે હમ્મેશાં યાદ રાખ્યાં કરે છે.

મેરી ટૉમસની કેટલીક બાબતોમાં કદિ કદિ સહમત થાય છે. પરન્તુ ટૉમસ સ્વયં બજાર જઇ સામાન લાવે છે, તે હેને પસંદ નથી.

ઘરનો સઘળો પ્રબન્ધ ટૉમસે પોતાના હાથમાં ગ્રહણ કર્યો છે અને પોતાની પત્નિની કોઇપણ જાતની સલાહ ન લેવી તે વિચાર હેને દુઃખ ઉત્પન્ન કરે છે. પરન્તુ ટૉમસ બિચારો શું કરે ?

આમ કરતાં કરતાં પણ ઘણાં દિવસ વ્યતીત થયા છે.

૨.

કંઇ આ હાથમાં, કંઈ પેલા હાથમાં, કંઇ આ બગલમાં, કંઈ પેલી બગલમાં,—એ પ્રમાણે આઠ દસ ન્હાની મ્હોટી પોટલીઓ બજારમાંથી લઇ ટૉમસ એક ટ્રામ સ્ટેશને ટ્રામ-ગાડીની રાહ જોતો ઉભો હતો. એવામાં સામેથી સ્ત્રીઓનું એક મ્હોટું ટોળું આવતું દ્રષ્ટિ ગોચર થયું. હેમાંની કેટલીક સ્ત્રીઓ ટૉમસને જોતાંજ બોલી ઉઠી—" Tim, Our friend ! " ( ટિમ ! આપણો મિત્ર. )

કેવું પ્યારનું નામ ! પરન્તુ આજસુધીમાં આવા પરમ મૈત્રિસૂચક સંબોધનનો ઉચ્ચાર કેવળ ત્રણ વ્યક્તિઓએ કર્યો છે. એકતો હેના પિતાએ, બીજા હેના મિત્ર નિલિ-

યમ લીએ-( બદલામાં જેને તે 'વિલ' કહેતો )-અને ત્રીજી, તેની પત્નિ મેરીએ. આ કારણથી ત્હેને આ અતિ મધુર સમ્બોધન પસન્દ પડ્યું નહિ.

ટૉમસે તે સ્ત્રીઓની પાસે એક મ્હોટો વાવટો જોયો. વાવટાને અને આ સ્ત્રીઓના ટોળાને જોતાજ તે દિગમૂઢ થઈ ગયો. ત્હેની નસોમાં ઉછળતો લોહીનો ઓઘ શીતળ થવા લાગ્યો.

વાવટા ઉપર લખ્યું હતું-"સ્ત્રીઓને હક આપો અમે સમાન હક લીધા વિના કદાપિ પણ રહેનાર નથી."

સઘળી સ્ત્રીઓ ટૉમસની પાસે આવી અને ત્હેને ઘેરીને ઉભી રહી.

એક સ્ત્રી બોલી —" હવે ત્હમારે ત્હમારી નિર્લજ્જતા દેખાડવી પડશે."

બીજી બોલી —" હવે ત્હમારી અને મેરીની પરીક્ષાનો સમય આવ્યો છે."

ત્રીજી બોલી —" બહુ વાત કરવાને માટે વખત નથી. ત્હમારા મકાનમાં અમારી સભાની બેઠકને માટે સ્થાન આપો નહિંતો સ્પષ્ટ કહી દો કે હું સ્ત્રીઓને સમાન હક અપાવવાના પક્ષમાં નથી."

ટૉમસે જોયું કે સ્ત્રીઓની પાછળ પોલીસ પણ છે, એટલે ના કહીશું તો રક્ષા થાય એમ છે. પરન્તુ મેરીનું સ્મરણ થતાંજ ત્હેને નિરાશા ઉત્પન્ન થઇ આગળ નજર કરી તો ટ્રામ-ગાડી શીઘ્ર આવવાનું કંઇ પણ ચિન્હ જણાયું નહિ. એક તરફ આઠ દસ પોટલીઓ,-અને બીજી તરફ વીસ પચીસ તોફાની સ્ત્રીઓ! છેવટ ટૉમસને "હા' કહેવી પડી

અનુમતી મળી એટલે સ્ત્રીઓ આગળ ચાલવા લાગી. એટલામાં ટ્રામ ગાડી પણ આવી ટૉમસના શોકાતુર હૃદયને શાન્તિ પ્રાપ્ત થઇ.

દરવાજો ઉઘાડી અન્દર પેસતાંજ "હલો ટિમી( કેમ છે, ટીમ' )"એ શબ્દો ધ્વનિત થયા.

આ પરિચિત અવાજ કોનો હતો?

તરતજ ટૉમસે સપ્રેમ ઉત્તર આપ્યો:" કોણ ?-તું અહીં ક્યાંથી, વિલ?"

ટ્રામમાં ત્હેનો સહાધ્યાયી વિલિયમ લી બેઠો હતો. ત્હેને મળવાથી ટૉમસ અત્યંત આનન્દિત થયો.

પરન્તુ કેટલું પરિવર્તન? આટલી બધી પોટલીઓ સહીત ટૉમસને જોતાંજ વિલિયમ અજાયબ થયો.

ત્હેણે કહ્યું--"ટિમ! આ બધી બલા ત્હારે શી?"

ટૉમસનો ચેહેરો ફીકો પડી ગયો પરન્તુ તે ધીરે ધીરે કહેવા લાગ્યો —" શું કહું? નિશ્ચય તો કર્યો હતો કે આ જીવન પ્રકરણ કદિ કોઇને કહી સંભળાવીશ નહિ પરન્તુ દિલનો બોજો હલકો કરવાને બીજો કોઇ પણ રસ્તો નથી વિલ, હું જીવનયાત્રામાં પતિત થઉં છું. તું?"

વિલ —" એ તો કોઇ દુખની વાત નથી. પરન્તુ આ પોટલીઓને જોતાં કંઇ ભેદની વાત માલુમ પડે છે, હું ત્હારી સાથે સહાનુભૂતિ રાખું છું. પરન્તુ ત્હારો ગૂઢ ભેદ જાણવાને મ્હને ઇચ્છા નથી. જો દિલનો બોજ હલકો થાય એમ હોય તો કહે યદિ કહેતાં દુ:ખ થાય તેમ હોય તો ના કહેતો. હું તો હાલ એક પાઠશાળામાં અધ્યાપક છું."

ટૉમસે કહ્યું:—" હવે હું હતો તે સ્થિતિમાં રહી શકું એમ નથી. જે હતું તે બધું ગુમાવ્યું છે. સઘળો અપરાધ મ્હારોજ છે. અપવ્યયથી સઘળું સ્વાહા થઈ ગયું છે!".

વિલનું હૃદય દ્રવીભૂત થયું. ત્હેણે પૂછ્યું:—"મેરીની શારીરિક સ્થિતિ તો સારી છેને?"

ટૉમસ:—" હા."

પુનઃવિલે ટૉમસને પ્રસન્ન કરવાને માટે પૂછ્યું:—"અને સફ્રેજિસ્ટ હીલચાલનું કેમ છે?"

ટૉમસઃ— " એ ધમાલથી જો હું ઘણોજ કાયર થઇ ગયો છું. એ વિષયમાં મ્હારો મત હવે ફરી ગયો છે. હવે એ બાબતના મ્હારા વિચાર ઘણાજ સંકોચાઈ ગયા છે."

વિલ:—" તો પછી મેરીની સાથે કેવી રીતે બને છે ? "

ટૉમસઃ—" હું એ અયોગ્ય પ્રવૃત્તિનો દેખીતી રીતે વિરોધી બનતો નથી. અને મેરી પણ મતાભિલાષિણીઓને સહાયતા દેવામાં એટલી ઉત્કંઠિત રહી નથી; ત્હેની પણ તે તરફની વૃત્તિ ધીરે ધીરે લુપ્ત થતી જાય છે. મ્હને હર્ષ થાય છે કે હવે તે ઉપન્યાસ અને નાટકો ઉપર વધારે ધ્યાન આપે છે."

વિલ:—" અને ગૃહનું કામકાજ ? "

ટૉમસ:—" મ્હેં મ્હારા હાથમાં ગ્રહણ કર્યું છે. "

વિલ:—" મેરી શું ત્હારા પ્રબન્ધથી સન્તુષ્ટ છે ? "

ટૉમસઃ—" મ્હને પૂરો વિશ્વાસ છે કે તે બહુજ સન્તુષ્ટ અને સુખી છે. "

વિલ:—ત્હારો મત હવે મતાભિલાષિણી સ્ત્રીઓને માટે કેવો છે ? "

ટૉમસ:—" વળી કેવો ? એ કે ત્હેમને એ ઝગડામાં પાડી દેશને રસાતળ કરવો ઉચિત નથી. ઘરનું કામકાજ ત્હેમને માટે બહુજ યોગ્ય છે. "

વિલ:— " તો પછી ગૃહનું કામકાજ મેરીને કેમ નથી સોંપતો ? "

ટૉમસ:—" એટલા માટે કે હું ત્હેના કરતાં તે સારી રીતે કરી શકું છું. "

વિલ:—" પરન્તુ જો કદિ મતાભિલાષિણીઓને ત્હારા રંગઢંગની ખબર પડી તો તેઓ ત્હારી પાછળ પડયા વિના રહેવાની નથી ! "

ટૉમસ:—" અરે, તે તો આજજ બની ગયું. "

વિલ ! હું મ્હોટી આફતમાં છું. તે સ્ત્રીઓએ મ્હારા મકાનમાં પોતાની સભા ભરવાનું મ્હારી પાસેથી વચન લીધું છે ગભરાઇને " હા " તો કહી પણ બને ત્યાં સુધી તે વાત ન થાય તો સારૂં. તેજ વિશે ક્યારનો વિચાર કરૂં છું પરન્તુ એક ઉપાય હવે હાથ લાગ્યો છે.

પોલિસેને ખબર કરૂં તો પછી સભા ક્યાંથી ભરશે ? "

વિલને માલૂમ પડયું કે આ વાર્તાલાપથી ટૉમસનું હૃદય વ્યથિત થાય છે ત્યારે વાત ફેરવીને બોલ્યો:—" તો શું ત્હારા આ નવા પ્રબન્ધથી ઘરમાં શાન્તિ છે ? "

ટૉમસ:—" તે તો મ્હે ત્હને પહેલેથીજ કહ્યું છે. ચાકરડી, રસોઇઅણ, નોકર અને મેરી પોતે વિગેરે સઘળા સુખી છે. દુકાન પણ હવે સારી રીતે ચાલશે એવી આશા છે. પરન્તુ આ સર્વ પૂછવાની શી જરૂર છે ? આજ આવીને તું જાતેજ જોઇ જા. "

વિલિયમ આમંત્રણ સ્વીકારવાને આનાકાની કરવા લાગ્યો, કેમ્બ્રિજના દરજીની

દુકાનની વાત અને યુનિવર્સિટીમાં પોતાના જીવનની હકીકત ત્હેને યાદ આવવા લાગી. મેરીનું હસતું મનોહર વદન ત્હેના હૃદયમાં પ્રતિબિંબિત થવા લાગ્યું. ટૉમસ અને મેરી ઉપર ત્હેનો પ્રેમ અવશ્ય હતો. પરન્તુ કોણ જાણે શાથી ત્હેણે ટૉમસનું નિમંત્રણ સ્વીકારતાં અનિચ્છા દર્શાવી.

ટૉમસે વિલને કહ્યું:—"નહિ, નહિ એમ ના કહે નહિ ચાલે. આજે ત્હારે મ્હારે ત્યાં જમવુંજ પડશે. મ્હારા પ્રબન્ધથી કેવું સ્વાદિષ્ટ અને સરસ ભોજન તૈયાર થાય છે, તે તો જો ખાતાં ખાતાં મ્હોંમાં સ્વાદ પણ રહી જશે."

વિલઃ—"થેન્કસ (ઉપકાર થયો.) પરન્તુ આજે તો ત્હારે સહેજેજો એકઠી થશેને!"

ટૉમસઃ—"છિ! પોલિસ ત્હેનો બંદોબસ્ત કરશે. આજે ત્હારે મ્હારે ત્યાં જમવું જ પડશે મેરી પણ ત્હને જોઈ ઘણી આનન્દિત થશે."

વિલઃ—"વારૂ, તો કેટલા વાગે આવું?"

ટૉમસઃ—"બરાબર આઠ વાગે વખત ભૂલતો નહિ."

વિલે હસીને કહ્યું:—"નહિ. બરાબર આઠ વાગે આવીશ. સારા ભોજનને માટે કોણ અભાગી વખત ખોશે?"

ટૉમસતો વિલને છોડવાને ચહાતો નહોતો. પરન્તુ ઘરનો રસ્તો આવવાથી ત્હેને ટ્રામમાંથી ઉતરવું પડ્યું.

૩.

વિલિયમ લીનું ઘડીઆળ આજે કંઈક આગળ હતું. તે ૧૫ મિનિટ પહેલાં ટૉમસના મકાન ઉપર આવ્યો. અન્દર જતાંજ ત્હેને માલૂમ પડ્યું કે ટૉમસ કંઈ બ્હાર ગયો છે.

વિલિ અને મેરી બન્ને ભોજનગૃહમાં જઈને બેઠાં. વિલિયમને આ વખતે ઘણો સંકોચ થતો હતો. મેરીને એકાન્તમાં તે શું કહે? મેરી મતાભિલાષી પક્ષની છે અને પોતે ગૃહસ્થાશ્રમી પક્ષનો છે.

કેટલીકવાર મૌન રાખ્યા પછી છેવટે મેરી બોલી ઉઠી:—"વિલ! ક્ષમા કરજો. હું ત્હમને આ નામથી બોલાવીશ.

વિલ! શું ત્હમારો વિવાહ થઈ ગયો?"

વિલ્યમને હવે કંઈક હિમ્મત આવી તે બોલ્યો—"હા દેવી! વિવાહ તો થઈગયો."

મેરી હસતી હસતી બોલી:—"આટલો બધો શિષ્ટાચાર! હું પહેલાંનીજ મેરી છું. અને ટૉમસ પણ તેજ ટિમ છે. વારૂ, મિસિસ વિલિયમ લી સુખી છે ને?"

વિલ—"હા, સુખી છે. ત્હેના સુખમાં મ્હારૂં સુખ છે અને મ્હારા સુખમાં ત્હેનું સુખ છે"

મેરીએ દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું "તે મતાભિલાષિણી તો હશે નહિ?"

વિલઃ—"એ ઝગડામાં પડવાની ત્હેને અવકાશ નથી તે ઘર-ગૃહસ્થીનું કામકાજ કરવામાં વ્યાપ્ત છે."

મેરીઃ—"તે ભણેલી તો હશે!"

વિલઃ—"હા, માન્ચેસ્ટરની વિશ્વ વિદ્યાલયમાં શિક્ષા પ્રાપ્ત કરી છે."

મેરીઃ—"માન્ચેસ્ટરની વિશ્વ વિદ્યાલયમાં શિક્ષા પ્રાપ્ત કરી છે અને મતાભિલાષિણી નથી આશ્ચર્યજનક!"

વિલ—"મતાધિકારિણી થવાથી કંઇ ગૃહ–સૌખ્યમાં વધારો થતો નથી. પાર્લામેન્ટના હક પ્રાપ્ત કરવાની અપેક્ષા કરવા કરતાં ઘરના હકનું અવલંબન કરી ઘરને સુધારવું એ હજાર દરજ્જે સારૂં છે."

આ વાતથી મેરીનું હૃદય ઘણું મલિન થયું. વિલને પણ ખ્યાલ આવ્યો કે મ્હેં કઠોર અને અનુચિત વાત કહી દીધી ત્હેણે ત્હેનું પ્રાયશ્ચિત કરવા નિશ્ચય કર્યો.

વિલ:—"ટિમ કંઇ બ્હાર ગયો છે?"

મેરી:—"હા, કંઇ કામને માટે બ્હાર ગયા છે. એ તો મ્હેં ત્હમને પહેલેથી જ કહ્યું છે."

વિલ:—"શું દુકાનના કામ માટે?"

મેરી:—"કોણ જાણે."

વિલ:—"ત્હમને કહ્યું નહિ હોય?"

મેરી—"આજકાલ કામકાજના વિષયમાં મ્હારી ટિમની સાથે વાતચીત થતી નથી."

વિલ—"તો શું ત્હમે ત્હેના ગૃહ—પ્રબન્ધથી સન્તુષ્ટ નથી?"

મેરી—"કોઇ પણ સ્ત્રી કોઇ પુરૂષ ગૃહકાર્યમાં પ્રવૃત્ત રહે તેથી ભાગ્યેજ સંતોષ પામે!"

વિલ—"એ તો હું પણ સમજું છું. પણ ટિમે મ્હને કહ્યું છે કે ત્હમારો ગૃહ વ્યવહાર ઘણોજ સરસ રીતે ચાલે છે અને ત્હમે ઘણાંજ સુખી છો?"

મેરી—"એમાં શક નથી કે ટિમ મ્હારા સુખ માટે ઘણો પ્રયત્ન કરે છે. પરન્તુ ખરેખર હું સુખી નથી. મ્હને ઘરમાં કોઇ પણ વાતની કમી નથી. ચારે બાજુએ પૂર્ણતા પ્રતિફલિત થએલી જોઉં છું. પણ મનમાં એમ તો થાય છે કે હું ઘરમાં કોઇપણ ચીજ નથી. ચાકર, ચાકરડીની પ્રત્યેક વ્યવહારમાં, પ્રત્યેક વાતમાં ટિમની આજ્ઞા લઇ કામ કરે છે. હું તો એક પશુના સરખી છું."

વિલ—"આ સાંભળીને મ્હને દુઃખ થાય છે મેરી શું ત્હમે મ્હારી એક વાત માન્ય કરશો?"

મેરી—"એવું નહિ કે સ્ત્રીઓએ પુરૂષોના દાસત્વમાં રહેવું જોઇએ, તેમ એવું પણ નહિં કે ત્હેમણે રાજનૈતિક હક પ્રાપ્ત કરવાને માટે રમખાણ મચાવવું જોઇએ!"

વિલ—"મેરી, હું વિનીત ભાવથી કહું છું તે સાંભળો સાચું કહો કે પાર્લામેન્ટમાં દખલ થઇ ત્યાં લાંબાં લાંબા વ્યાખ્યાન આપવાથી ત્હમે અધિક સુખી થઇ શકશો કે ઘરનું સ્વામિત્વ હાથમાં ગ્રહણ કરી ગૃહ–રાણી બની વિશેષ સુખી થઇ શકશો? કહો જોઇએ?

મેરી—"હજી ત્હમારા પુરાતન સડેલા તર્ક ગયા નથી આ દેશ સ્ત્રી અને પુરૂષ બન્નેનો છે બન્નેને સમાન શિક્ષણ પ્રાપ્ત થવું જોઇએ અને બન્નેના દેશને સુધારવામાં સમાન અંશ મળવા જોઇએ. કેટલા બધા કાયદા છે? પરન્તુ શું તેથી સ્ત્રીઓની દુર્દશા કંઇ ઓછી થઇ છે? કારખાનામાં સ્ત્રીઓ દિનરાત કામ કરે છે—જેટલું કામ પુરૂષો કરે છે તેટલુંજ કામ સ્ત્રીઓ પણ કરે છે તો પછી ત્હેમને મજુરી કેમ થોડી આપે છે?"

વિલ—"મેરી! એ સાચું છે. પરન્તુ વિચાર કરો કે સ્ત્રીઓ યદિ રાજનૈતિક દાવા પ્રાપ્ત કરવામાં નિયોજિત થાય, તો આપણા ઘરના કેવા હાલ થાય! દેશ કાંઇ માટી પત્થર, અને નદી–નાળાથી પૂર્ણ એટલોજ નથી. સર્વ ઘરોનો સમુદાય એજ દેશ છે, યદિ

અમારૂં ગૃહસ્થ—જીવન નષ્ટ થયુ, તો શું આ તેથી જે હાની થાય તેનો બદલો સ્ત્રીઓને રાજનૈતિક હક મળવાથી પરિપૂર્ણ થશે ?"

મેરી—"હું નહોતી જાણતી કે ત્હમે આટલા બધા કાયર હશો ! શું કારખાનાની સ્ત્રીઓની દુર્દશા જોઇ ત્હમારૂં કલેજું પીગળતું નથી?"

વિલ—"એ દુર્દશા જોઇ મ્હને ઘણીજ દયા આવે છે; પરન્તુ બહુજ શીઘ્ર એ અન્યાય દૂર થઇ જશે. ઘરોની દુર્દશા તેનાથી અધિક દયાજનક છે. અમારી ધુન ગૃહસ્થ-જીવનમાં છે. કોણ જાણે ભવિષ્યમાં શું થશે !"

મેરી—"આ બાબતમાં મ્હારૂં ત્હમારૂં એકમત થવુ અસંભવિત છે. પરન્તુ એક વાત હું માન્ય કરૂં છું. ઘરનો સઘળો પ્રબન્ધ સ્ત્રીના હાથમાં રહેવો જોઇએ. તે ઘણી કિફાયતથી ઘર ચલાવી શકે છે."

વિલ.—"વારૂં. તો શુ મતાભિલાષિણી બની ત્હમે ઘરનો પ્રબન્ધ ઠીક કરી શકશો ?"

મેરી.—"હા, હા. કેમ નહિ ! ટિમના હાથથી જેટલો ખર્ચ થાય છે તેના કરતાં પણ હું ઓછો ખર્ચ કરી શકું અને તોપણ મતાભિલાષિણી રહી શકું. પરન્તુ ત્હમે તો પથ્થરના કલેજાના જણાઓ છો !"

વિલ:—"મેરી, એમ કેમ ?"

મેરી·—"એકે ત્હમે મ્હને મ્હારા હક અપાવવામાં સહાયતા કરતા નથી."

વિલ:—"રાજનૈતિક !"

મેરી—"નહિ, ગૃહરાજ્યના."

વિલ·—"ગૃહરાજ્યના ? મેરી ! શુ ત્હમારા બધા વિચારો પલટાઇ ગયા ?"

મેરી:—"ક્ષમા કરજો. કંઇ ત્હમારા સમજાવવાથી મ્હારા વિચારો બદલાતા થયા નથી. પરન્તુ હું મ્હારા ઘરનું સ્વામિત્વ મ્હારા હાથમાં ગ્રહણ કરવા માગું છુ."

વિલ—"શું ત્હમે કદિ ટિમને આ વાત કરી છે ?"

મેરી—"વાહરે, વિલ ! શુ મ્હને એટલું પણ અભિમાન નથી કે ગૃહ-સત્તા મ્હારા હાથમાં ગ્રહણ કરવા હું ટિમ પાસે ભીખ માગુ ? યદિ એવું હોત તો ત્હમારી સહાયતાની શી જરૂર છે !"

વિલે ઉત્તેજિત સ્વરથી કહ્યું:—"હું ત્હમારી સહાયતાને માટે મ્હારાથી બનતો પ્રયત્ન કરવામાં કંઈ પણ ન્યૂનતા રાખીશ નહિં."

મેરી:—"જરા સાવધાન થઇને કામ કરજો મામલો ઘણો બારીક છે."

વિલ:—"બારીક હો કે ન હો, પરન્તુ યથાશક્તિ હું પ્રયત્ન કર્યા વિના રહીશ નહિ."

મેરી·—"વારૂ તો સાંભળો આજ ટિમના પ્રત્યેક કામકાજમાં કંઇને કંઇ દોષ કાઢજો. જે ભોજન પીરસાય તે ચાખીને કહેજો કે સ્વાદિષ્ટ નથી. ગમે તે દોષ કહાડીને ત્હેની અવગણના કરજો. ભૂખ હોય તોપણ બહુજ થોડુ ખાજો કહો, કરી શકશો ?"

વિલનો ચેહેરો ઉદાસ થયો. તે કંઇક વિચાર કરી બોલ્યો—"મ્હારાથી એવી અભદ્રતા થશે નહિ. એવી કૃતઘ્નતા કરવી એ મ્હારી શક્તિની બ્હાર છે. બીજું કંઇ કામ હોય તો કહો, કે તે કરીને કૃતાર્થ થાઉ."

મેરી—"વાહરે, વિલ ! હું તો જાણતી હતી કે ત્હમે મ્હને ખુબ મદદ કરશો !"

વિલ:—"મેરી ! ક્ષમા કરો. ત્હમારા સ્વયંથી પણ એમ થઇ નહિ શકે !"

મેરી:—"હું તો ત્હેમાં દોષ કહાડ્યાંજ કરૂં છું; પરન્તુ મ્હારી વાત તો દુરાગ્રહ સમજી કાન બ્હાર કાઢી નાંખવામાં આવે છે. પણ ત્હમારો અભિપ્રાય મ્હારી વાતોની સચ્ચાઇનું પોષણ કરશે પરન્તુ ત્હમે શામાટે ના પાડો છો ? ત્હમે તો આદર્શ ગૃહિણીઓનાં યશોગીત ગાઇ દેશને સુધારવા ચાહો છો ?"

મેરીએ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. અને પુનઃ હસતાં હસતાં બોલી: "નિન્દા પાત્ર હો અથવા પ્રશંસનીય હો પરન્તુ ત્હમારે આટલું તો મ્હારે ખાતર કરવું પડશે. શું આટલુંય મ્હારૂં કામ ત્હમારાથી નહિં થાય !"

છેવટે મેરી જીતી. વિલિયમે સંકોચ વિના ટિમની દરેક વ્યવસ્થામાંથી દોષ કહાડવા નિશ્ચય કર્યો.

૪.

આ વખતે ટૉમસ આવી પહોંચ્યો. ત્હેના ચ્હેરા ઉપર એટલી બધી પ્રસન્નતા છાયી રહી હતી કે જાણે ત્હેને મ્હોટો કોઇ ખજાનો પ્રાપ્ત થયો હોય ! મેરી પણ આ વખતે અસીમ પ્રસન્નતામાં હતી. વિલિયમના ચ્હેરા ઉપર પણ આનન્દનાં લક્ષણ પરિલક્ષિત થતાં હતાં.

મેરીએ કહ્યું:—"ટિમ ! આટલીબધી વાર કેમ લાગી ? અમે તો ત્હમારી ક્યારનીએ રાહ જોઇએ છીએ."

ટૉમસ જવાબ શું દેવો, તે વિશે ગુંચવણમાં પડ્યો. આ વખતે તે પોલિસ-ઈન્સપેક્ટરને મળવા ગયો હતો. વિલંબનું કારણ બીજી વાતોમાં તે ઉડાવવા ચ્હાતો હતો. એથી ત્હેણે કહ્યું:—"દુકાનમાં જરાવાર લાગી. પરન્તુ હજુ તો આઠ વાગવાના છે."

ઘરમાં આવતાંજ ત્હેણે નોકરને ખાણું લાવવા કહ્યું હતું. હવે ત્રણે જણ વચ્ચે તરેહ તરેહની વાતો થવા લાગી. એટલામાં ભોજન આવ્યું. રકાબિઓમાં તરેહ તરેહનાં પકવાન અને શાક પીરસેલાં હતાં.

જે ચીજોની ટૉમસે પ્રશંસા કરી તે ચીજોને વિલિયમે ચાખી પણ નહિ; અને બીજી બીજી ચીજો ખાવા લાગ્યો. આગ્રહથી કારણ પૂછતાં ત્હેણે કહ્યું:—"મ્હને એ ચીજો પસન્દ નથી."

ટૉમસ:—"મ્હને ખાત્રી છે કે ત્હને એ વસ્તુઓ બહુજ ભાવશે. તું ચાખી તો જો. પછી જો તું ન ભાવતી હોય તું કહે તે હું હારી જાઉં." તોપણ વિલિયમે અથાણું, ચટણી અને શાક ખાધા કર્યું.

ટૉમસ પુનઃ બોલ્યો:—"અરે વિલ ! જરા બિરંજ તો ખા. શું એકલા શાકથી જ પેટ ભરીશ ?"

વિલિયમ:—"થેન્ક્સ ! (ઉપકાર થયો) મ્હને ભૂખ નથી."

ટૉમસે કહ્યું:—"વારૂ, જરા આ મીઠાઇ તો ખાઇ જો."

મેરી અત્યંત ઉત્સુકતાથી વિલિયમની તરફ સૂક્ષ્મ નજરે જોઇ રહી હતી. વિલિયમ

આ વખતે ટૉમસના નિમન્ત્રણને અસ્વીકાર કરી શક્યો નહિ. ત્હેણે બિરંજ ખાવાનો આરંભ કર્યો.

વિલિયમ વિચાર કરતો હતો કે " કઇ ચીજની અવગણના કરૂં ? દરેક ચીજ એક વાર ચાખ્યા પછી તે છોડવાનું મન થતું નથી. "

જોત જોતામાં વિલિયમ બધો બિરંજ ખાઇ ગયો !

મેરી બહુજ ચિન્તાતુર થઇ ભયભીત બનવા લાગી.

ટૉમસ.—"વિલ ! એક માછલી તો ખાઇ જો. એકલા બિરંજનો સત્કાર અને બીજા પદાર્થોનો તિરસ્કાર કરવો, એ કેવી ભલમનસાઇ ! "

વિલ આ પ્રાર્થનાનો પણ અસ્વીકાર કરી શક્યો નહિ અને એક ડઝન ( બારેક ) માછલીઓ ખાઇ ગયો !

ટૉમસે પુનઃ કહ્યુ —" વિલ ! જરા આ મુરબ્બો તો ચાખ. "

વિલિયમઃ—" થેન્કસ ! ( ઉપકાર થયો ) મુરબ્બો તો મ્હને બહુજ ખરાબ માલૂમ પડે છે "

ટૉમસઃ—" કેમ ? ક્યારથી ?—મ્હારા સમ ! જરા તો અવશ્ય ખાઇ જો. "

મેરીનું દિલ ધડકવા લાગ્યું.

વિલિયમે વિચાર કર્યો કેઃ—" એક કટકો ખાઇ શુંકી દઇશ અને ટિમને ચોખ્ખે-ચોખ્ખું જણાવી દઉં કે ત્હારી ગૃહ-વ્યવસ્થાથી અધિક સ્વાદિષ્ટ ચીજો બની શકતી નથી. "

ત્હેણે એક કટકો ખાધો. પણ તે એવી સરસ રીતે બનાવવામાં આવ્યો હતો. કે ત્હેમાં સ્વાદ નથી એમ કહેવાની અભદ્રતા ત્હેનાથી બની શકી નહિ. ત્હેણે બીજો કટકો પણ ખાધો. એમ કરતાં કરતાં બધા કટકા ખાઇ ગયો !

મેરીના મનમાં થયું કે શુ આ તે કોઇ રાક્ષસ છે ?

ટૉમસે કહ્યુંઃ—" વિલ ! બે એક નારંગીઓ તો ચાખી જો. સિસિલીથી આજજ પારસલ આવ્યું છે. "

વિલિયમે હિમ્મત રાખી કહ્યુંઃ—" સડી ગઇ હશે. "

ટૉમસઃ— " ખાઇ તો જો. સઘળી ચીજોની માફક એ પણ સારી નીકળશે. "

વિલિયમે મનમાં કહ્યુંઃ—" મેરીની અવકૃપાને પાત્ર તો થયો છુંઃ પરન્તુ ખાણું ખાધા પછી સઘળું ઠીક કરી લઇશ. સહજ વાતમાં પણ મેરીનું કાર્ય હું સિદ્ધ કરી દઇશ.",

નારંગીનાં છોડાં ઉતારતાંજ ઘર સુગન્ધિમય થઇ ગયું અને ખાતાં પેટ સંતુષ્ટ ! વિલિયમે નારંગીઓ પણ ચાર પાંચ ખાધી.

વિલિયમે મેરીને કહ્યુંઃ—" મેરી ! નારંગીઓ તો ખરેખર બહુજ સરસ છે. "

મેરીએ કહ્યુંઃ—" હા. "

એમ કહી મેરી ટેબલ ઉપર રાખેલા ગુલદસ્તા-પુષ્પપાત્રમાંથી એક ફુલ તોડવા લાગી.

વિલિયમ —" મેરી ! શું ત્હમને ત્હમારી રસોઇઆણનો ગર્વ નથી ? "

મેરી—" કેમ નહિ. "

એમ કહી મેરી બીજું ફુલ તોડવા લાગી.

હવે કોરીની વારી આવી. વિલિયમને આ વખતે મનુષ્ય-જાતિની પ્રબળ તૃષ્ણા થઇ

આવી હતી, તેથી ટૉમસની લાગણી ન દુભાય માટે ચાર પાંચ પ્યાલા કૉફીના પણ તે પી ગયો !

મેરીને કોણ જાણે શાથી મગજમાં દર્દ થવા લાગ્યું. હૃદયમાં જાણે મ્હોટો વિપ્લવ થતો હોયની, એમ ભાસવા લાગ્યું. તે ભોજન-ગૃહની બ્હાર ચાલી ગઇ. ટૉમસ ત્હેનું કારણ સમજી શક્યો નહિ.

ટૉમસે સિગારેટ (બીડી) સળગાવીને કહ્યું.—"વિલ ! હવે કહે જોઇએ મ્હારો ગૃહ-પ્રબન્ધ કેવો છે ! "

વિલિયમે જોયું કે મેરી હમણાં અહિં નથી. તેથી તે બોલ્યોઃ-" ગૃહ-વ્યવસ્થામાં કોઈ પણ જાતની ખામી નથી. "

ટૉમસઃ—વિલ ! બિરંજ કેવો હતો ? "

વિલિયમ —" બહુજ સ્વાદિષ્ટ. "

ટૉમસઃ—" માછલીઓ ! "

વિલિયમઃ—" એવી સરસ મ્હેં કદિ કોઇ દિવસ ખાધી નથી. "

ટૉમસ —" અને મુરબ્બો ! "

વિલિયમઃ—" બે ચાર કટકા વધારે હોત તોપણ તે ખાધા વિના છોડત નહિ. "

ટૉમસ—" નારંગીઓ સડેલી તો નહોતી ને ? "

વિલિયમઃ—" લગીર પણ નહિ. "

ટૉમસઃ—" વારૂ, વિલ ! હવે કૉફી ? "

વિલિયમઃ—" બીમાર પડી જાઉં ત્હેનો ભય હતોઃ નહિ તો બે ચાર પ્યાલા વધારે પી જાત. "

ટૉમસઃ—" વિલ ! કાલ પુનઃ યદિ હું ત્હને જમવાનું નિમન્ત્રણ કરૂં તો તું ગુસ્સે તો નહિ થઉં ને ! "

વિલનો પ્રાણ સંકટમાં આવી પડ્યો. તે એ વિચારમાં નિમગ્ન હતો કે મેરીને હું શો જવાબ દઉંશ પરન્તુ એટલામાં તો મેરીએ પ્રવેશ કર્યો ત્હેનો ચેહેરો ક્રોધથી લાલ ચોળ થઇ ગયો હતો.

ત્હેણે ગુસ્સાથી વિલિયમને કહ્યું:-"વિલ ! હું ત્હમને આજપર્યન્ત ગૃહસ્થ સમજતી હતી પરન્તુ ત્હમે મનુષ્યના નામને પણ અયોગ્ય છો. "

ટૉમસે હસીને કહ્યું:—" મેરી ! ત્યારે હવે શું તું ત્હેને દેવતા સમજે છે ! "

મેરી.—" દેવ નહિ પરન્તુ દાનવ ! "

વિલિયમના ઉત્તરની દરકાર કર્યા વિના મેરી ત્યાંથી ચાલી ગઇ. વિલ ઘણોજ ગભરાઇ ગયો. ટૉમસ તીવ્ર અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

ટૉમસે હસતાં હસતાં કહ્યું:—"વિલ, જે ચીજની મ્હેં બુરાઈ કરી તે ચીજને ત્હારે ખાવી જોઇતી નહોતી. "

વિલિયમઃ—" એમાં હસવાનું શું છે ? એ કઇ હસવાની વાત નથી ! "

ટૉમસે પુનઃ ગાઢ હાસ્ય શરૂ કર્યું.

વિલિયમઃ—" ખુબ પેટ ભરી હસી લે. ત્હમે મેરીના ક્રોધનું ખરૂં કારણ

માલૂમ નથી, સફ્રેજિસ્ટ-પત્નીની મનોવ્યથા અને ક્રોધનુ કારણ કઇ જેવુ તેવુ હોતું નથી. ત્હેનુ પૃથક્કરણ કરવુ બહુજ મુશ્કેલ છે."

ટૉમસનુ હાસ્ય હવે એકદમ વિલુપ્ત થઇ ગયું 'સફ્રેજિસ્ટ' શબ્દ કાનમાં ધ્વનિત થતાંજ તે ચમકી ઉઠયો. અને અત્યંત નમ્રતાથી ત્હેણે કહ્યું—"વારૂ વિલ! ક્ષમા કર. ત્હારી વાતમાં કાંઇ ગૂઢ મર્મભેદ માલૂમ પડે છે હું ઉત્કંઠિત થઈ રહ્યો છુ કૃપા કરી જલ્દી કહે"

ટૉમસ મનમાં ને મનમાં બબડવા લાગ્યો.

વિલિયમે ઘણા વખત સુધી ગૃહ-પ્રબન્ધના વિષયમાં ટૉમસની સાથે વાતચીત કરી અને પછી તે મેરીને મળ્યા વગર પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.

થોડા દિવસ વ્યતીત થતાં મેરીનો એક પત્ર વિલિયમ ઉપર આવ્યો. કમ્પિત હાથે ત્હેણે તે પાકીટ ફોડયુ પત્રમા લખ્યુ હતું—

"વિલ તે દિવસની વાતનું મનમા ખોટુ લાવશો નહિ. મ્હને ખરેખર બહુજ ક્રોધ આવ્યો હતો. હવે મ્હને સ્પષ્ટ માલૂમ પડયુ છે કે ત્હમે તે વખતે ભોજનને ખરાબ કહી ત્હેની અવમાનના કરી હોત તો અમારા જીવનમાં નવી શક્તિનો સચાર થાત નહિ ત્હમે જો ટિમને સર્વ વાત ના કહી હોત તો માનાપમાનની પરવા કર્યા વિના હું પોતેજ સર્વે વાત ટિમને કહેવાની હતી યદ્યપિ સ્ત્રીઓને રાજનૈતિક હક અપાવવાના પક્ષમાં હું છું, તથાપિ એ કામ હું વર્તમાન પત્રો દ્વારા તેમ કર્યા કરીશ મ્હારા પતિ એમાં મ્હને સહાય આપશે. બીજી રીતે પણ હું સફ્રેજિસ્ટ લોકોને કદિ કદિ સહાયતા આપીશ, પરન્તુ હવે હું ગૃહ-વ્યવસ્થામાં હવે આવક મન નિયોજિત કરૂ છુ ઘરમાં ગૃહિણી અને સસારિક કાર્યમાં મત્રી બની છું ખર્ચ પહેલાના કરતાં અર્ધુ થઇ ગયુ છે. ખાવાનું પહેલા કરતા પણ વધારે સરસ અને સ્વાદિષ્ટ બને છે. એકવાર ત્હમે મ્હારો પણ ગૃહ—પ્રબન્ધ જોઇ જશો એક અભ્યર્થના"

વિલિયમે મનમાં ને મનમાં કહ્યુ —"સ્ત્રી અને પુરૂષ બન્ને જુદા જુદાં પ્રાણી છે. એકને બીજાની વાતોમાં હાથ ઘાલવો ઉચિત નથી. તે દિવસે ખાવાનુ સરસ અને સ્વાદિષ્ટ હતું પરન્તુ મેરી થોડા ખર્ચમાં તે ખાણું તૈયાર કરી શકત"

બીજે દિવસે વિલિયમને ટૉમસનો પણ પત્ર પ્રાપ્ત થયો ત્હેણે લખ્યુ હતું—

"ર્હે તે દિવસે ગાંડપણુ તો કર્યું પરન્તુ તે પૂર્ણ કરી જાણ્યુ નહિ યદિ મ્હારાથી બનવાએલા ભોજનની ત્હારે અવમાનના કરવી હતી તો ઘેરથી ખાઇને આવવુ હતું! અસ્તુ. મેરી હવે બહુજ સુખી અને આનન્દિત છે હવે તે ગૃહધર્મમાં દીક્ષિત થઈ છે. ત્હેના પ્રબન્ધથી ખર્ચ ખરેખર બહુજ થોડું થાય છે આજકાલ હું પણ ઘણાજ આનંદમાં છુ. આપણા દેશમાં જે અત્યાચાર સ્ત્રીઓ ઉપર થયા જાય છે, તે ઉપર વિરોધ—ભાવ હું અવશ્ય પ્રકાશ કરૂં છુ, પરન્તુ સફ્રેજિસ્ટ લોકોની સાથે રહીને તેમ કરતો નથી એકવાર પુન અમારો ગૃહ-પ્રબન્ધ તું જોઈ જઇશ, એજ અભિલાષા"

"તે તો બધુ ઠીક છે, પણ—" એમ કહી વિલિયમે પત્રને પાછોવાળીને ત્હેના કવરમાં મૂકયો.

# बालमित्र.

## હમે.

લેખકઃ શ્રીયુત "રમણ"

પ્રભુના ખેલને જોતા,
હમે આનંદમાં રે'તા,
નહીં દુઃખો નડે હમને,
નહીં વ્યાધિ પીડે હમને.
હમારે કાજ પરમેશે,
ભર્યો આનંદ જગવિષે;
ભરેલી પ્રેમથી આંખી,
દિસે હમને ખરે સૃષ્ટિ.
પ્રીતિના દિવ્ય લઈ જુંડા,
હમે હરદમ ભટકનારા,
રવિ તેજે તિમિર નાસે,
હમોથી દુઃખ દૂર નાશે.
બધી દુનિઆં રૂવે જ્યારે,
હમે આનંદમાં ત્યારે;

બધી દુનિઆનું અંધાર,
હમારે ત્હોય અજવાળું.
બનાવો ભાવિ કે ભૂતના,
તણી હમને ન કંઈ ચિન્તા;
હમારા સુખ સાગરના,
તરંગો નિત્ય ઉછળતા.
વસુધા સુંદરી રૂડી,
મધુરાં ગીતડાં ગાતી,
હમે તે નાદથી ધૂમતા,
બની મસ્તાન સહુ ફરતા,
અહો જગજાળીઆ જીવો !
હમારી સાથ તો આવો,
હમારૂં ગાન જો સુણશો,
જરૂર તમ દુઃખ સૌ ભુલશો.

---

**ચાંદોદ—કરનાળીની યાત્રા** ( પૃષ્ઠ ૬૫૪ થી ચાલુ. )

બીજે દીવસે એટલે રવિવારે સવારની ગાડીએ ચાંદોદથી પાછા ફર્યા અને સાડા નવ વાગે વડોદરાના ગોયાગેટ સ્ટેશને ઉતર્યા. આ શહેરમાં અમે એક દિવસ રહેવાનો ઠરાવ કર્યો હતો. શહેરના મધ્ય ભાગમાં આવેલ નરસિંહજીનું મંદિર અમે જોવા ગયા.

**વડોદરા:** ત્યાંથી ઘેર આવીને બપોરે બે વાગે પ્રથમથી ગોઠવણ કર્યા પ્રમાણે નજરબાગ તથા મકરપુરા પેલેસ ( મહેલ ) જવાનો પરવાનો અમે મેળવ્યો હતો, તેથી તે જોવા ગયા વડોદરા શહેરનો કમાટીબાગ' તથા મ્યુઝીઅમ પણ બહુ જોવા લાયક છે. અને મારે અહિં કહેવું જોઇએ કે જેણે આ ઠેકાણાં ન જોયાં હોય, તેણે તે તરફ જવાનું થએથી તે ખાસ જોવા જેવાં છે. આપણા ગુજરાત પ્રાંતમાં આવા નમુનેદાર, અદ્ભુત વૈભવવાળા મહેલો, કુદરતની ઉત્તમતા દર્શાવતા બાગ, તથા કારીગરી અને વિદ્યાકળાનાં સંગ્રહસ્થાન મ્યુઝીઅમ જો હોય તો તે આ શહેરમાંજ છે. વડોદરાનું સેન્ટ્રલ પુસ્તકાલય પણ ખસુસ કરીને જોવા જેવું છે. હીરાલાલભાઇ તથા તેમના સુશીલ પત્ની સૌ. ક્ષમાવંતી બ્હેનની સુજનતાને લીધે યાત્રા ઘણીજ સુખરૂપ નીવડી હતી તેમજ ચાંદોદમાં ભાંડવાના મેનેજર બિહારીલાલભાઇએ ઘણી સારી સગવડ કરી આપી હતી, એ માટે ઉપકાર પ્રદર્શિત કરતાં આનન્દ થાય છે.

—

ठ. आनंदजी मूळजी पांधी तरफथी भेट

## चित्रपटदर्शन.



रामचन्द्रजी, सीताजी अने लक्ष्मणजी पोताना पूर्वजीवनना चित्रो जुवे छे.

—उत्तररामचरित.

THE MANORANJAN PRESS, BOMBAY

# बालमित्र.

## હમે.

લેખકઃ શ્રીયુત્ "રમણ."

પ્રભુના ખેલને જોતા,
હમે આનંદમાં રે'તા,
નહીં દુઃખો નડે હમને,
નહીં વ્યાધિ પીડે હમને.
હમારે કાજ પરમેશે,
ભર્યો આનંદ જગવિષે;
ભરેલી પ્રેમથી આખી,
દિસે હમને ખરે સૃષ્ટિ.
પ્રીતિના દિવ્ય લઈ ઝુંડા,
હમે હરદમ ભટકનારા,
રવિ તેજે તિમિર નાસે,
હમોથી દુઃખ દૂર નાશે.
બધી દુનિયાં રૂવે જ્યારે,
હમે આનંદમાં ત્યારે;

બધી દુનિઆનું અંધારૂં,
હમારે ત્હોય અજવાળું.
બનાવો ભાવિ કે ભૂતના,
તણી હમને ન કંઈ ચિન્તા;
હમારા સુખ સાગરના,
તરંગો નિત્ય ઉછળતા.
વસુધા સુંદરી રૂડી,
મધુરાં ગીતડાં ગાતી,
હમે તે નાદથી ઘૂમતા,
બની મસ્તાન સહુ ફરતા,
અહો જગ ભાળીઆ જીવો!
હમારી સાથ તો આવો,
હમારૂં ગાન જો સુણશો,
જરૂર તમ દુઃખ સૌ ભુલશો.

---

**ચાંણોદ—કરનાળીની યાત્રા** ( પૃષ્ઠ ૨૬૪ થી ચાલુ. )

બીજે દીવસે એટલે રવિવારે સવારની ગાડીએ ચાંણોદથી પાછા ફર્યા અને સાડા નવ વાગે વડોદરાના ગોયાગેટ સ્ટેશને ઉતર્યાં. આ શહેરમાં અમે એક દિવસ રહેવાનો ઠરાવ કર્યો હતો. શહેરના મધ્ય ભાગમાં આવેલ નરસિંહજીનું મંદિર અમે જોવા ગયાં.

**વડોદરાઃ** ત્યાંથી ઘેર આવીને બપોરે બે વાગે પ્રથમથી ગોઠવણ કર્યા પ્રમાણે નજરબાગ તથા મકરપુરા પેલેસ ( મહેલ ) જવાનો પરવાનો અમે મેળવ્યો હતો, તેથી તે જોવા ગયાં. વડોદરા શહેરનો કમાટીબાગ' તથા મ્યુઝીઅમ પણ બહુ જોવા લાયક છે. અને મારે અહિં કહેવું જોઈએ કે જેણે આ ઠેકાણાં ન જોયાં હોય, તેણે તે તરફ જવાનું થએથી તે ખાસ જોવા જેવાં છે. આપણા ગુજરાત પ્રાંતમાં આવા નમુનેદાર, અદ્દભુત વૈભવવાળા મહેલો, કુદરતની ઉત્તમતા દર્શાવતા બાગ, તથા કારીગરી અને વિદ્યાકળાનાં સંગ્રહસ્થાન મ્યુઝીઅમ જો હોય તો તે આ શહેરમાંજ છે. વડોદરાનું સેન્ટ્રલ પુસ્તકાલય પણ ખાસ કરીને જોવા જેવું છે. હીરાલાલભાઈ તથા તેમના સુશીલ પત્ની સૌ. કલાવંતી બ્હેનની સુજનતાને લીધે યાત્રા ઘણીજ સુખરૂપ નીવડી હતી તેમજ ચાંણોદમાં આંડવાના મેનેજર બિહારીલાલભાઈએ ઘણી સારી સગવડ કરી આપી હતી, એ માટે ઉપકાર પ્રદર્શિત કરતાં આનન્દ થાય છે.

# સુન્દરી સુબોધ

"સ્ત્રીની ઉન્નતિ ઉપર જગતની ઉન્નતિનો આધાર છે. તેથી પવિત્ર ગૃહિણીઓ વડે ગૃહ,-શુદ્ધ માતાઓ વડે પ્રજા,-અને સાધ્વીઓ વડે સ્વદેશનો ઉદય થાય; તથા પ્રાણી માત્રનાં સુખ, આનંદ અને કલ્યાણમાં વધારો થાય : એમ હું નિરન્તર યત્ન કરીશ."-સુન્દરી સુબોધ મંડળનો સંકલ્પ.

વર્ષ ૧૨ મું.] માર્ચ-એપ્રીલ: ૧૯૧૫. [ અંક ૭-૮.


## काव्यकुंज.

### લીઓ કોઈ ફૂલડાં.

લેખક.-બ્હેન સૌ. નર્મદા—વઢવાણ.

લીઓ કોઇ પચરંગી ફૂલડાં રે, લીઓ કોઇ ફૂલડાં !
વેચાય છે નવરંગી ફૂલડાં રે, લીઓ કોઈ ફૂલડાં !

લીઓ ! લીઓ ! કોઇ લીઓ રે, લીઓ કોઈ ફૂલડાં !
પ્રેમે પ્રેમ-રસ પીઓ રે, લીઓ કોઇ ફૂલડાં !

પ્રેમે "પ્રેમ-ધર્મ" ફેલાવો રે, લીઓ કોઇ ફૂલડાં !
ને પ્રેમ-સાગરમાં નાહો રે, લીઓ કોઈ ફૂલડાં !

પ્રેમે 'અનલ-હક' પુકારો રે, લીઓ કોઇ ફૂલડાં !
ને અમનની ધૂન મચાવો રે, લીઓ કોઇ ફૂલડાં !

પ્રેમે દુઃખો સૌ સહન કરો રે, લીઓ કોઈ ફૂલડાં !
ને પ્રેમે પ્રિય પદે ધરો રે, લીઓ કોઇ ફૂલડાં !

લીઓ કોઇ પચરંગી ફૂલડાં રે, લીઓ કોઇ ફૂલડાં !
વેચાય છે નવરંગી ફૂલડાં રે, લીઓ કોઇ ફૂલડાં !

# સ્વપ્ન કે સત્ય?

લેખક: બ્હેન શ્રી "લહરી"–સુરત.

(દ્રુતવિલમ્બિત.)

સરલ સુન્દર બાલ રમે–હસે,
અધમ પાપ કદી ઉર ના ગ્રસે;
શુભ વસન્ત સદા ઉરમાં ખીલે,
જગતનાં દુઃખશોકથી ના સુકે;

વદનમાં મૃદુ મંદ સહાસ્ય છે,
નયનથી પ્રીતિ નિર્મલતા ઝરે;
હૃદય હર્ષ ઉમંગથી નાચતું,
વિમલ બાલનું બાલ્ય વહી જતું.

× × × ×

હૃદય સુન્દર, ઉન્નત આશ છે,
જીવન પ્રેમપૂરે ભરપૂર છે;
ઉર સુવાસ દીપે હૃદ–કુંજમાં,
દૂર બંધથી થતું સર્વાર્પણ સર્વમાં.

નિરખીને શુભ–હાસ્યંજ સ્નેહીનું,
જીવન ધન્ય ગણી સુખમાં ડુબે;
ઉર મળી ઉરઐક્ય થતું જતું,
હૃદય ઉન્નત માર્ગ ભણી ઉડે:

જીવન સુખદ, સુન્દર લાગતું,
મધુર યૌવન એમ વહી જતું.

× × × ×

વિમલ બાલ્ય વહ્યું, વહી હા ! ગયું,
નહિ ફરી કદી તે મળશે હવે ?
સુખનું–આશનું–હર્ષનું સ્થાન જે,
સલિત યૌવન આવ્યુ રડાવવા !

અમૃત મ્હેં પીધું,–ના પીધું ત્યાં, અરે !
અમૃત પાત્ર ઢળી મુખથી ગયું;
સુખની ઝાંખી કરી,–કરી ના ત્યહિં,
સુખનું દર્શન લુપ્ત થઈ ગયું !

સમય જે સહુને ઉર હારય છે,
રૂદન તે સમયે મુજ ઉર છે,
સમય જે ઉર હર્ષ પથે ઉડે,
સમય તે ઉર આધિ ખૂણે રડે !

સમય જે સુખસૂર્ય પ્રકાશતો,
સમય તે તિમિરાવૃત રાત્રિ છે !
જીવન જે સમયે મીઠું લાગતું,
જીવન તે સમયે કડુ હા ! થયું.

પ્રભુતણા અપરાધ શું મ્હેં કીધા !
અવકૃપા પ્રભુની કયમ ઉતરી ?

( અનુષ્ટુપ )    આંખ મીંચી સૂતી'તી હું,    ઉર કૈં રડતું હતું,
લાડથી, સ્નેહથી લેતી,    નિદ્રા નિજ ઉછંગમાં
મધુરૂં સ્વપ્ન મ્હેં દીઠું–    (સ્વપ્ન કે સત્ય શું હશે !)
દેવી ત્યાં મ્હેં દીઠી એક,    રૂપ ઉજ્વલ મસ્તક.

( દ્રુતવિલમ્બિત ) વદન સુન્દર, રમ્ય શું શોભતું,
નયન પંકજ ઉજ્વલ, દીપતા,
ધર્યું વિરંજિત વસ્ત્ર સફેત છે,
સ્વરૂપ દિવ્ય, સુશાન્ત, સુતેજ છે.

( ઉપજાતિ )    ધીમે ધીમે એ મુજ પાસ આવી:
ઉભી થઇ મ્હેં કર બેઉ જોડયા;
આત્મા નમ્યો ને શિર મ્હેં નમાવ્યું;
ચ્હડાવી શિરે રજ પાદની મ્હેં.

( હરિગીત )    સ્નેહે લીધો કર માહરો ને મસ્તકે કર ફેરવ્યો,
ને અશ્રુ મ્હારાં નેત્રનાં દેવી લ્હુવે નિજ પલ્લવે;
લાગે મ્હને ભીતિ ઉરે,—એ સ્નેહને નહિં પાત્ર હું,
એવે વદે દેવી અમૂલ્ય વચન સુબોધ પ્રબોધતાં

( વસન્તતિલકા ) " બાલે ! કરે રૂદન તું બની શોકઘેલી,
શું "દુઃખ, દુઃખ," કરવે દુઃખ દૂર થાશે !
શું એકલું તુજ શિરે દુઃખ નાખ્યું તાતે ?
ત્હારા સમાન જગમાં દુઃખી છે નહિં કો !

તું દૃષ્ટિ નાંખ જગમાં, જગ-બાન્ધુ ત્હારાં—
છે તું સમાન, વળી છે તુજથીય દુઃખી;
સ્નેહી સહોદર સહુ જગમાંહિ ત્હારે,
આશ્વાસનો દઇ ત્હને દુખ દૂર કહાડેઃ
સ્નેહી સહોદર હીણાં મનુ-બાન્ધુ ત્હારાં—
જો! એકલાં જગતમાં કઇ કઈ રીબાતાં.

શ્રદ્ધા ધરી પ્રભુજીમાં સઘળું સહેતાં,
ને રેલતાં વિમલ ઉરથી પ્રેમ વિશ્વેઃ
શિરે પડે દુઃખ બધાં, ધરી ધૈર્ય સ્હેવું,
એમાંજ છે મનુજનું મનુજત્વ, બાલે!

સદ્ભાગ્ય-સુખ નવ છે જગ વૈભવોમાં,
સદ્ભાગ્ય-સુખ નહિ ઇન્દ્રિય ભોગમાં છે.
સદ્ભાગ્ય-સુખ નવ છે સ્થૂલ પોષવામાં,
સદ્ભાગ્ય-સુખ વિમલા શુભ સ્નેહમાં છે;

મૃત્યુ થતાં પ્રણયીનું પણ તે ન ખુટે,
ને આત્મગ્રંથી દૃઢ થઇ કદિ ના તુટે તે.
એ સ્નેહવ્હેણ વહતું-વધતું સદૈવ,
ને પ્રેમમૂર્તિ મહિં તે ભળી જાય મીઠું;

બીજાં ફુટે ઝરણ પ્રેમ તણાં અનેક,
વ્હેતાં સદૈવ પ્રભુની સઘળી કૃતિમાંઃ
એ સ્નેહમાં દુઃખ ભૂલી સઘળાં જવાતાં,
એ દિવ્ય સ્નેહ મહિં સ્નાન સદા કરાતું;

સદ્ભાગ્ય-સુખ પ્રભુના ગુણગાનમાં છે,
સદ્ભાગ્ય-સુખ ઉરને અજવાળતું રૂહે:
સદ્ભાગ્ય-સુખ પ્રભુનાં પ્રિય કાર્ય મહિ,
સદ્ભાગ્ય-સુખ શુચિ સ્નેહ વહાવવામાં;

ના ઇશની અવકૃપા ધનહીનતામાં,
ના ઇશની અવકૃપા સ્થૂલ કીર્તિ જતાં!
ના ઇશની અવકૃપા ગણુ દેહરોગે,
ના ઇશની અવકૃપા જગતાપમાં છે.

જોને ! સુવર્ણ તપી તાપથી શુદ્ધ થાતું;
હા, તેમ સૌ મનુજ દુઃખથી શુદ્ધ થાતાં
મૃત્યુ થતાં પ્રિયતણું, ન પ્રીતિ તૂટે છે,
એતો વિયોગ જગમાં, ચિરયોગ સ્વર્ગે:

ને જો કરે રૂદન તું મૃત સ્નેહી કાજ,
અજ્ઞાન એ, જગતની જડમોહતા છે !
છે ઈશને પ્રિય વધુ જન, મૃત્યુ ત્હેને
વ્હેલાં ઉપાડી પ્રભુનાં ચરણે ધરે છે.

શ્રદ્ધા ધરી પ્રભુજીમાં સઘળું સહેજે,
ને સ્નેહઝરણું જગમાંહિં વહાવજે તું.
તું માનજે અવકૃપા ઉર શુષ્ક થાતાં,
ને સદ્ગુણો સરીજતાં નિજ ધર્મ ચૂકે,–
શ્રદ્ધા જતાં પ્રભુજીની નીતિ માર્ગ ભૂલે,
તું માનજે અવકૃપા ઉર–અંધકારે.

સદ્ધર્મ કર્મ કરવું, પ્રિયપ્રેમ અર્થે,
જોઈ સુકર્મ પ્રિયઆત્મ પ્રસન્ન થાશે;
કર્તવ્યની ઉર સ્વીકાર વિશાળ વ્યાખ્યા,
ને સાંકડો " ગૃહ " ત્યજી " જગ " શબ્દ લેજે.

ને અર્પજે ઉર–સુવાસ તું વિશ્વ બાધે,
સૌ ઈશ–બાલ સુખી જોઈ, સુખી થજે તું:
તું પોષજે હૃદય સદ્ગુણ સર્વ ત્હારા,
ને કિલ્મિષો હૃદયથી સહુ કાઢજે તું.

શોભાવજે હૃદય નિર્મલ સ્નેહ રંગે,
દીપાવજે હૃદય ઉજ્જ્વલ શાન્તિ દીપે:
એથી બધા જગત તાપ ભૂલી જવાશે,
એમાંજ છે સફલતા તુજ જિંદગીની:

એથી ઉડે હૃદય સુન્દર, ઉચ્ચ માર્ગે—
એથી અનન્ત સુખસિન્ધુમહિં ફરાશે.

(હરિગીત.) બોધ સાંત્વન દઇ મ્હને, દેવી જવાનું જ્યાં કરે,
ત્યાં " શાન્તિ દેવિ ! શાન્તિ દેવિ ! જાવ ક્યાં મુજને ત્યજી–"
બોલા ઉડી પલ્લવ મહું, ત્યાં નેત્ર મ્હારાં ઉઘડ્યાં,
ને દૃષ્ટિથી દેવી ખસી–પણ અંતરે આવી વસી.

# સાગરને.

લેખકઃ સૌ. "લીલા" બ્હેન—અમદાવાદ.

(વસંતતિલકા.)

તારા સમુ ગભિર ના જગ ક્યાંઇ દીસે,
ડોલાવતું મનુજને તુજ ગાન નીચે;
નીહાળતાં તવ તરંગ મનો ડુબે છે,
અંતર તરંગ મહી, શાંતિ અનુભવે છે,

પીયુષનો જનક તું, તવ ગાન અર્પે,
પીયુષ રૂપ નવલા રસ કંઇ કવિને;
જોતાં ફરી ફરી કદી નવ તૃપ્તિ થાય,
આનંદદાયી લહરી ચિત્તમાં સમાય.

ઓ રત્નનિધિ! તુજ કોષ અખુટમાંથી,
દે રત્ન રૂપ અમુલા ઉમદા વિચારો;
દે છે સમાવી સહુને તવ ઉદરે તો,
થાને બધા જગતનો ગુરૂ શીખડાતા.

તું પુત્ર રૂપ શશિ દર્શનથી ખીલે ને,
દૃષ્ટાંત રૂડું શિશુસ્નેહ તણું બને છે;
સુનાં કઠોર ચિત્તને શીખવે તું સ્નેહ,
દે ગૂઢ દિવ્ય તવ નાદથી ઉપદેશ.

તું છે સમર્થ, કદિ ના હદ ત્હારી લોપે,
મોટાઇમાં ભરી રહેલ મહાધિઓને,
ગંભીર સિંહ સમ નાદથી શીખ દે છે,
ગૂરિગ્ય ત્હારૂં સદબોધ સદા દીએ છે,

સદ્‌ભાગ્યુક્ત, વળી સ્નેહી, અને ગંભીર,
સદ્‌ભાગ્ય-રસતણો પ્રિય તું, અધીશ!
સદ્‌ભાગ્ય-સુગુણનો તુજમાં વારેલો,
ઉંડું ગાન ગાઇ.

ઇશની અવકૃપા —
ઇશની અવકૃપા સ્વદેશ, સ્વદેશ અને પરદેશમાં. હિન્દી મહાપ્રજાના
ની અવકૃપા ગણ,—સમભાવ—સુબોધનાં કહેણ થઇ જવાઃ એ
ની અવકૃપા જન્મભાષામાં લખાયેલા હતો. (પૃ. ૧૯૯ મે થાહ.)

# રાજર્ષિ ગોખલેને:

લેખકઃ—સૌ. જેકોરબ્હેન.—કુંડલા.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને:—એ રાહ.)

ભરતભૂમિના પ્યારા પનોતા પુત્ર ઓ !
ગોખલે ગુણભંડાર, હિતેચ્છુ વીર જો;
જન્મભૂમિની વિધવિધ કાર્ય સુધારણા—
પડતી રહી !—સીધાવ્યો તું પરલોક જો. —ભરત.

દૃઢ નિશ્ચયી અડગ પુત્ર તું હિન્દનો,
અમણિ અમ કોન્ગ્રેસ તણો પગથંભ જો.
રાજ્ય-સમાજની ઉન્નતિ નિત્ય કરી રહ્યો,
સત્યપન્થનો નેતા કીર્ત્તિવંત જો. —ભરત

દાદા, મહેતા, રાનાડે—નો શિષ્ય તું,
ગુરૂ—મહાત્મા, દેશબાળનો મિત્ર જો,
ભરતભૂમિ—ગોપાલ શિરોમણિ ગોખલે !
સત્યાગ્રહી વીર ! વર્તન જેનું પવિત્ર જો. —ભરત.

જીવન સઘળું લોક તણી સેવા કરી,
દેશોદયને કાજે આપ્યો દેહ જો,
બાન્ધુ કેરાં સંકટ સર્વ નિવારવા,
સ્વાર્થવૃત્તિનો કરીયો પૂર્ણ નિષેધ જો. —ભરત.

મનની તો બધી મનમાં ને મનમાં રહી,
ગયો ગોપાલક ગોપાલ-કૃષ્ણ પ્રિયધામ જો,
કરોડ બત્રીસ બાલુડાંઓ હિન્દનાં,
નિરાધાર સ્મરતાં આજે તુજ નામ જો. —ભરત.

કર્મયોગી ગોપાલ મહર્ષિ ! શું કહું ?
છે અમ હૃદયે અવિચળ ત્હારી યાદ જો:
વિરાજજો તુજ આત્મા અમર સ્વર્ગમાં,
બ્રહ્માનન્દ થજો તુજને સુખસાધ્ય જો. —ભરત.

———

. "સાદું જીવન અને ઉચ્ચ વિચાર"નું—અને નિષ્કામ સેવા વૃત્તિથીજ દેશની ઉન્નતિ અર્થે નિરંતર પ્રયાસો કરવાનું; આ સત્પરિણામ હતું. પોતાને માટે કંઈપણ ફળની ઇચ્છા રાખ્યા સિવાય માત્ર સેવા કરનાર મહાત્માની જિંદગી કેવી હોઈ શકે, તેનું દૃષ્ટાંત શ્રીયુત ગોખલેના ચારિત્ર્યમાંથી મળે છે.

# રમણી મણિમાલા.

## વીરબાલા.

લેખકઃ રા. રા. નાગરદાસ જે. રાવળ.–કરાંચી.

( મરાઠી ઉપરથી અનુવાદક. )

'યશસ્વી થઈ વહેલા પધારજો.' એમ કહી મેરીએ જોનના હાથમાં તેની બંદુક આપી. પોતાનો પતિ દૂર જાય છે, તે માટે તેને આ વખતે ઘણું દુઃખ થતું હતું; પણ પોતાની માતૃભૂમિના રક્ષણાર્થે તે જાય છે, પોતાનું કર્તવ્ય બજાવવાનો આ સમય છે, પોતાના દેશની ધવલકીર્તિ ઉજ્વલ રાખવા માટે તેનું પ્રયાણ છે. એ જાણીને તેણે પોતાનો દુઃખવેગ દાબી દીધો.

પ્રિયતમને આલીંગન દઈ તેનું તેણે ચુંબન મેળવ્યું ફરી એકવાર તેણે પોતાનું મસ્તક પતિના હૃદયપર રાખી તેને જવાની રજા આપી. મેરીએ રજા આપી પણ જોનના પગ ઉપડતા નહોતા. તે એક પણ ડગલું ચાલવાને અશક્ત હતો તેવો મોહ મેરીની નજરમાં આવ્યો. કર્તવ્યની આડે પ્રેમને નહિ આવવા દેવાને ખાતર ચતુર યુવતી પોતાની મેળેજ પાછી વળી ઘરમાં ચાલી ગઈ અને દરવાજો બંધ કરતાં જોનને કહ્યું. 'જાઓ, ત્વરા કરો.'

મેરીએ દરવાજો બંધ કર્યો નહતો ત્યાંસુધી જોન ખાત્રીપૂર્વક પાછોજ ફરવાનો હતો. પણ દરવાજો બંધ થવાથી તે નિરૂપાય થયો. ધીમે ધીમે તે આગળ ચાલવા લાગ્યો પણ ચાલી નજ શકાયું. પાછા ફરવાનો વિચાર તેના મસ્તકમાં ઘુમી રહ્યો. અને ઉભો રહ્યો. અને પાછો ફરવાને જેવો પગ ઉપાડે છે, તેવોજ કોઇએ તેના હાથમાં હાથ મેળવ્યો. "ચાલો ભાઇ પાછા ક્યાં ફરો છો ? હવે ઘરને ભૂલી જાઓ." તેનો મિત્ર વિલિયમ આ પ્રમાણે બોલી તેનો હાથ ખેંચી ચાલતો થયો.

લીએજના ઘેરાની ખાનગી નજીકની છાવણીમાં પહોંચાડવાની જરૂર હતી. ખાનગી અને બીજી કેટલીક સૂચનાઓનો એક લીફાફો, (કાગળ) લઇ જવાનું કામ જોનને સોંપવામાં આવ્યુ, દોડવાના કામમાં જોનના જેટલો ચપળ આખા બેલ્જીઅમના સૈન્યમાં બીજો કોઇ ન હતો. રસ્તામાં ઘોડો ઘવાયો, કે બીજી કોઇ વિપત્તિ આવી પડે, તોપણ પોતાના પગના જોરથી જલદી ખાનગી પહોંચાડવાને જોન યોગ્ય ઠર્યો. જોને પણ તે લીફાફો પહોંચાડવાનું કામ પૂર્ણ ઉમંગથી સ્વીકાર્યું લડાઇના ભયંકર પ્રસંગમાંથી થોડો વખત તો છૂટવાનો મળ્યો જાણી જોને પૂર્ણ આનંદ અનુભવ્યો.

જોનને આનંદ તેના બીરૂપણાનું લક્ષણ હતું. તેનું બીરૂપણું મુખ્ય સરકારની નજરમાં આવ્યું હોત, તો આવું મહત્વનું કામ તેને કદી પણ તે સોંપત નહિ પરન્તુ "જ્યાંસુધી ન દૂજે પંચાતન, ત્યાં સુધી શિયાળ ગર્જન !" આ ન્યાયને અનુસરીને જ્યાંસુધી લડાઇનો પ્રસંગ આવ્યો ન હતો, અને જોનના દોષો નજરે પડયા ન હતા, ત્યાંસુધી તેના જેવા ચપળ યુવાનને જોઇને કોઇ પણ ભૂલ કરે, એ સ્વાભાવિક હતું.

અર્ધ રાત્રીનો સમય ! જ્યાં જુઓ ત્યાં અંધકાર આ વખતે ઘોડાના પગના દાબડાનો અવાજ સાંભળી મેરી ભડકીને જાગી ઉઠી. ગામમાંથી તમામ પુરૂષો લડાઇમાં ગયા

છે. આવી સ્થિતિમાં મધ્ય રાત્રીના વખતે પુરપાટ દોડતા આવતા ઘોડાનો અવાજ સાંભળી મેરીને બીતી લાગે, એમાં કાંઇ નવાઇ નથી. શત્રુપક્ષનો કોઈ સવાર કે લૂંટારા સિવાય બીજા કોઇનો આ વખતે આવવાનો સંભવ ન હતો.

બીછાનામાંથી બહાર આવી મેરીએ પોતાના વાળ સરખા કરી લીધા. બાજુમાં પડેલું ફાનસ સળગાવું એ વિચાર તેના મનમાં આવ્યો. પણ તરત તે વાત તેણે મુલતવી રાખી અને ઓસીકે રાખેલી પીસ્તોલ હાથમાં લીધી. ધીમે ધીમે બારી પાસે જઇ તે જોવા લાગી. પણ બે ત્રણ મિનિટ સુધી અંધકાર સિવાય બીજું કાંઇ જણાયું નહિ. માત્ર દરેક સેકંડે પેલા દાબડાનો અવાજ નજીક નજીક આવવા લાગ્યો. થોડાજ સમયમાં એક આકૃતિ તેની નજરે પડી. પોતાના ઘરની નજીક આવતાં ઘોડા પરથી કોઇએ કૂદકો મારી ઉતરવાનો મેરીને ભાસ થયો. બહુજ ધારી ધારીને જોવા લાગી પણ અંધકારના કાળા પડદામાં કોઇ છૂપાઇ ગયું હતું, તે નજ દેખાયું. શ્વાસોશ્વાસ દાબીને કાંઇ અવાજ થાય છે કે નહિ તે જોવાને મેરી તૈયાર થઇ. સુમારે પાંચ ૭ મિનિટ થઇ, પણ આંખને કે કાનને કાંઇ જણાયું નહિ. તેથી બારીમાંથી ડોકાઇને જોવા તે આગળ ગઇ. તેને ઉપરથી નીચે જોવાનું, અને એક માથાને નીચેથી ઉપર આવવાનું કામ સાથેજ થયું. તરતજ ડાબા હાથવડે તે માથાને મેરીએ પાછું ધકેલ્યું. બારીપર ચડીને ઘરમાં આવવા ધારેલી આકૃતિ નીચે પડી.

આકૃતિ નીચે પડી કે તરતજ તેણે બૂમ પાડી. પણ તે બૂમ મેરીના કાનપર પડી નહિ. તેણે ક્યારનોએ અંદરનો રસ્તો લીધો હતો. નીચે ઉતરીને દરવાજો ઉઘાડયો અને ફાનસ સળગાવ્યું. એક હાથમાં ફાનસ અને બીજા હાથમાં પીસ્તોલ લઇને તે બહાર આવી. ઉપરથી પડેલા ચોરને ઘણું વાગ્યું હશે, તેનો થોડો ખુલાજ કરી છોડી દઉં: એ ઉદ્દેશથી તે નીચે આવી હતી. તે પડેલી આકૃતિ પાસે આવતાંજ તેણે ફાનસ ઉંચું કરી તેના તરફ જોયું કે તરતજ પીસ્તોલ અને મસાલ, બન્ને હાથમાંથી સરી પડયાં. તે દોડીને તે આકૃતિને બાઝી પડી. અને પોતાના વક્ષઃસ્થલપર તેનું મસ્તક રાખી તે તેને રૂમાલવડે પવન નાખવા લાગી. કેટલોક વખત તેનો કંઠ ભરાઇ આવવાથી તેના મુખમાંથી શબ્દ પણ બોલી શકાયો નહિ. છેવટે 'પ્રાણ !" —"આ વખતે તમે ક્યાંથી ! મને લાગે છે—" આટલાજ શબ્દ ઉચ્ચારીને તે વચમાં અટકી ગઇ. જોને તેના પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યોજ નહિ. તે ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મેરીએ તેને મદદ કરી. તે ઉભો થયા પછી ફાનસ અને પીસ્તોલ ઉપાડવાને મેરી નીચે નમી તો તે બન્ને વસ્તુઓ સાથે નીચે પડેલો પેલો સરકારી લીફાફો પણ તેણે ઉપાડી લીધો. મેરીની મદદને માટે ઉભો ન રહેતાં જોન અંધારામાંજ ઘરમાં ગયો હતો. મેરી પણ તેની પછવાડે દોડતી ગઇ દરવાજા બંધ કરી તે ઉપર આવી. જોનને ખુરશીપર બેઠેલો જોઇ તેનો જીવ ઠેકાણે આવ્યો.

મેરીએ દીવો લઈને લીફાફો કોનો છે એ જોયુ. પોતાનો પતિ આ મહત્વના કામપર હોવા છતાં પોતાને વીસર્યા નથી એ જાણી તેને થોડુંક અભિમાન પણ થયું. તેણે તેને જલદી હુશિયાર બનાવવાને દારૂની બાટલી તેની આગળ મૂકી. દારૂ ગ્લાસમાં ન રેડતાં જોને બાટલીજ પોતાના મોંઢે માંડી દીધી ! મેરીબીતી બીતી તેના તરફ જોવા લાગી.

'વારૂ, હવે આ લીફાફો લઇને આપ જવાના છો ?' જોનને વધારે ધીરજ થઇ નહોતી અને લીફાફો ઘણો અગત્યનો છે એ જોઇને મેરીએ કહ્યું. તે લીફાફો હાથમાં લઇ જોન તેના ટુકડા કરવાની તૈયારીમાં હતો પણ મેરીએ તુરતજ ચાલાકીથી લીફાફો ખેંચી લઇ જોનનો વિચાર નિષ્ફળ કર્યો.

'શું નથી જવાના ?' મેરીએ ફરીથી પ્રશ્ન કર્યો.

તેનો જવાબ એજ કે જોને બાકી રહેલો દારૂ પી લીધો અને કપડાં કાઢી તે બીછાના પર પડ્યો ! મેરીએ તેને પુષ્કળ પ્રશ્નો કર્યાં. પણ પુરૂષને ન છાજે તેવી બતાવેલી બીકતાને લીધે તેનાથી કાંઇ ઉત્તર દેવાયોજ નહિ.

લીફાફો બહુ જરૂરનો હતો. તેમાં વળી જોને કેટલોક સમય ગુમાવ્યો હતો. આવા સંયોગોમાં આગ્રહ, કે વધારે વાતચીતમાં વખત ગુમાવવાનું કાર્ય મેરીએ અનુચિત ગણ્યું. જો આ કામ વખતસર નહિ બને, તો ભયંકર અનર્થ થશે. અને બેલ્જીયમના અપયશનું પાપ પોતાના પતિને માથે આવશે. તે જાણીને તેણે જોને ઉતારેલાં કપડાં પોતાના શરીરપર ચડાવ્યાં. નિશો કરવાથી બેભાન જેવા થઇ ગયેલા જોનને ત્યાંજ રહેવા દઇ, તેણે દરવાજા બહાર બાંધેલા ઘોડાપર સવાર થઇ પાછલી રાત્રીના સમયે પુરપાટ દોડાવી મૂકયો.

પરોઢીયાનો સમય—છાવણીમાં ઘણુંખરૂં સૈન્ય નિદ્રાવશ હતું. પહેરાવાળાજ માત્ર જાગતા હતા અને તેઓ છાવણીની આસપાસ ફરતા હતા. દૂરથી ઘોડાનાં દાબડાનો અવાજ સંભળાયો. પહેરાવાળાએ બ્યુગલ ફુંક્યું. લગભગ આખું સૈન્ય જાગી ઉઠ્યું. અને પોતપોતાનાં હથિયારો ધારણ કરી તૈયાર થઇ ગયા. પહેરાવાળે દૂરથી આવતા ઘોડેસ્વારને પોતાનો સાંકેતિક પ્રશ્ન ( છુપો શબ્દ—જે જાણ્યા સિવાય પહેરાવાળી જગોમાં થઇને જવાય નહિ તે ) પૂછ્યો. તેનો જવાબ તેને મળ્યો નહિ, તેથી ઘોડો નજીક આવતાં લશ્કરી કાયદા મુજબ તેણે તેના ઉપર બંદુક છોડી. ઘોડો અને સવાર બન્ને નીચે પડ્યા !

તુરતજ બીજા પહેરેગીરો એકઠા થઇ ગયા. અને તેઓએ ઘાયલ થયેલ સ્વારને મુખ્ય અમલદાર પાસે લઇ જઇ ઉભો કર્યો. તેનો પોષાક પોતાના પક્ષના સિપાઇઓનો જેવો છે. છતાં લશ્કરી સાંકેતિક ( છુપા ) શબ્દોથી અજ્ઞાત છે. આ સર્વ બાબતોથી અમલદારને લાગ્યું કે શત્રુપક્ષનો સિપાઇ બાતમીને માટે અહીં આવેલો હોવો જોઇએ.

'તેં જવાબ કેમ ન આપ્યો ?' અધિકારીએ સ્વારને પ્રશ્ન કર્યો.

'હું સમજ્યો ન હતો' કહી સવારે અમલદારની આગળ લીફાફો ધર્યો.

તે લીફાફો જોતાં સવાર પોતાના પક્ષનો છે, તે વિષે શંકા રહીજ નહિ અમલદારે તેનો જખમ ધોઇ પાટો બાંધવાનો હુકમ કર્યો. અને છાવણીની અંદરના દવાખાનામાં તેને લઇ જવાનો હુકમ કર્યો પણ "હું હાલ લડાઇમાં કાંઇ કામનો નથી માટે મને ઘેર જવા દો." એ પ્રમાણે તે સવારે વિનંતી કરી. તેનો સુકોમલ ચહેરો, અને વિનાકારણ તેને થયેલો જખમ એ સર્વ લક્ષમાં લઇને તેની વિનંતી અમલદારે માન્ય રાખી.

મેરી ઘેર આવી, ત્યારે જોન જાગ્યો હતો પત્નીને સવારના પોષાકમાં અને જખમી જોઇ જોનને કાંઇ લાગી આવ્યુ હશે ! કાંઇ લાગ્યું હો કે ન હો ! પણ મેરીએ જે સાહસ કર્યું હતું, તેમાં તે પોતાના પતિને ભૂલી નહિ એજ; બાકી તેણે તે બધુ પોતાના દેશને માટેજ કર્યું હતું. પોતાના દેશને માટે, પોતાના સામ્રાજ્યને માટે, પોતાના રાજા ઉપરની ભક્તિને માટે, સામ્રાજ્યની આબરૂ કાયમ રાખવા માટે, જે આજે પોતાના પ્રાણ ઉપર પણ ઉદાર રહ્યા છે તે સામ્રાજ્ય સંરક્ષકોની મદદને માટે દેશપ્રેમી સ્ત્રીઓ શું શું ન કરી શકે !

# वार्तालहरी.

## કબરમાંનું બાળક અથવા માતાનો પ્રેમ.

( ઇંગ્રેજી પરથી )

લેખકઃ શ્રીયુત્ " હરિ "—અમદાવાદ.

દિવસ ગમગીનીમય ભાસતો હતો. ઘરની અંદર સર્વત્ર શોક પ્રસરી રહ્યો હતો, અને દરેક હૃદય રડતું હતું. માતાપિતાના આશા અને આનંદરૂપ સૌથી ન્હાનું ફરજંદ—એક ચાર વર્ષનો પુત્ર આજે મૃત્યુ પામ્યો હતો. આ દંપતીને બીજી બે પુત્રીઓ હતી; તેઓ ભલી અને સૌંદર્યવતી હતી. સૌથી ન્હાનું બાલક હંમેશાં ઘણું વ્હાલું લાગે છે; અને તે જો કદાપિ મરણ પામે છે તો ત્હેના વિયોગનું દુઃખ અસહ્ય થઇ પડે છે. બ્હેનોએ રડી રડીને પોતાનાં હૃદય ખાલી કર્યાં તથા આંખો લાલચોળ થઇ સુજી ગયા જેવી કરી નાંખી; અને ન્હાનાં બાળકો જેવી રીતે શોક પાળે છે તે કરતાં પણ વધુ શોક તેમણે પાળ્યો. પરંતુ માતા પિતાનો શોક તથા દિલગીરી તો બેહદ હતાં! અત્યંત શોકથી પિતાનું હૃદય દબાઇ ગયા જેવું થઇ ગયું હતું; પણ માતાનું જીવન તો જાણે પોતાના પ્રિય, મોંઘા બાળકના વિયોગથી સંપૂર્ણ રીતે ચેતનહીન થઇ ગયું હોયની એમ ભાસવા લાગ્યું. પોતાના હૃદય સરસું દબાવીને, જાણે તે પોતાના શરીરનો એક ભાગ હોયની તેમ, માતાએ રાત્રિ દિવસ અખંડ જાગ્રત રહીને આ માંદા પુત્રની માવજત કરી હતી. પોતાનું બાળક મૃત્યુ પામ્યું છે એવું જો કોઈ કહેતું તો તે વાતને માતા સાચી માનતી નહિં, તો પછી તેને પેટીમાં મૂકીને જમીનમાં દાટી દેવું જોઇએ એવો વિચાર તો સ્વપ્નેમે શી રીતે આવે ! તેને શ્રદ્ધા હતી કે મહાન પ્રભુ પોતાના આ વ્હાલા પુત્રને ત્હેની આ સર્વોત્તમ બક્ષીસને પોતાની પાસેથી લઈ લેજ નહિ; પણ જ્યારે તેથી શ્રદ્ધા અને આશા વિરૂદ્ધ આવો અણધાર્યો બનાવ બન્યો ત્યારે તો તે પોતાના અસહ્ય સંકટમાં પરમ દયાળુ શ્રી પ્રભુનો પણ દોષ કહાડવા લાગી.

" ભગવાન કાંઇ જાણતા નથી. પણ તેમના સખ્ત હૃદયના સેવકો આ પૃથ્વી ઉપર પોતાની મરજી પ્રમાણે વર્તન રાખે છે, તે એટલે સુધી કે પવિત્ર પ્રાર્થનાને પણ તેઓ સાંભળતા નથી!" તેના આ મહાન સંકટમાં પ્રભુ પરની તેની આસ્થા આવી રીતે કમી થઈ ગઇ મનુષ્ય માત્ર રસ્તાની ધુળ સમાન છે અને ઇશ્વરને ઘેર ન્યાય નથી." ત્હેના અનુચરોની વૃત્તિ એજ 'મનુષ્યનું ભાવિ,—આવા આવા અનિષ્ટ વિચારોને તે પોતાનાં હૃદયમાં સ્થાન આપવા લાગી. પણ તેથી અથવા કોઈપણ વસ્તુથી તેને દિલાસો મળતો નહિ, અને તેથી ધીમે ધીમે તે અમાપ નિરાશામાં ડુબી જવા લાગી. રડી રડીને તેનાં આંસુ ખુટી ગયાં, તે છતાં પોતાના પુત્ર સિવાય અન્ય કોઇનું નામેય તે લેતી નહિં: પોતાની સુશીલ, પ્રેમાળ પુત્રીઓને તો તે સંભારતીયે નહિં અને પોતાના સ્નેહપૂર્ણ પતિનાં ઉષ્ણ આંસુની ધારા વ્હેવાયા વિનાજ રહેતી, તેનું તેને ભાન પણ ન્હોતું. તેનું જીવન

પોતાના મૃત્યુ પામેલા પુત્રના સ્મરણમાંજ ગરકાવ થઇ ગયું હતું; ત્હેના ટુંકા જીવનની મીઠી યાદગીરી અને ત્હેના નિર્દોષ કાલા કાલા બોલના ભણકારા, ત્હેના હૃદયમાંથી ખસતા ન્હોતા.

આખરે તે બાળકને દાટવાનો દિવસ આવી પહોંચ્યો. તેની સઘળી રાત્રીઓ બિલકુલ નિદ્રા વગરજ પસાર થઇ હતી, પણ આ દિવસની પ્રભાતે અત્યંત થાકથી અગર ગમે તે કારણથી પણ ગાઢ ઉંઘમાં પડેલી જણાઈ. આ વખતે બાળકને દાટવાની પેટી જે એક દૂરની ઓરડીમાં મૂકી હતી. ત્યાં માતાને ખબર ન પડે તેવી રીતે તેમાં તે બાળકને મૂકીને ખીલાથી ને જડી લીધી. જાગ્રત થયા પછી, જ્યારે માતાએ પોતાના વ્હાલા બાળકનું મુખ જોવા માગ્યું, ત્યારે પિતાએ ગળતાં નયને કહ્યું " પેટી અમે બંધ કરી દીધી છે, અને તેમ કરવું એ હવે વખત થઇ ગયાથી જરૂરનું હતું, " નયને આંસુ આણીને ગદ્દગદ્દ કંઠે માતા બોલીઃ " વ્હાલા, જ્યારે પ્રભુ આવો સખ્ત થયો છે, ત્યારે મનુષ્યો પણ તેમ થાય, એમાં શી નવાઇ ? "

પેટીને જમીનની અંદર દાટી તેના ઉપર કબર ચણી લેવામાં આવી. દુઃખી માતા પોતાની પુત્રીઓ પાસે બેશીને તેમના સામે જોઈ રહેતી, પણ તેનું હૃદય તો દૂરદૂર પોતાના પુત્રની કબર ઉપર ભમતું હતું. જેવી રીતે ભરદરીયામાં હોકાયંત્ર વિનાનું વહાણ માર્ગ નહિં સૂઝવાથી, આમથી તેમ ઝોલાં ખાધાં કરે છે, તેવી રીતે તેનું દુઃખ તેના હૃદયને ઉછાળી નાંખવા લાગ્યું. આવી અત્યંત અસહ્ય વેદનામાં દિવસ પછી દિવસ જવા લાગ્યા. અશ્રુપૂર્ણ આંખોથી અને દુઃખાર્ત હૃદયે પુત્રીઓ અને પિતા તેના સામું જોઈ રહેતા, અને દિલાસાનાં વચનો ઉચ્ચારતાં, પણ માતા તો તે શબ્દોને સાંભળતી પણ નહિં ! બિચારાં પોતેજ દુઃખી તો વળી બીજાને કેવી રીતે દિલાસો આપી શકે ?—છતાં પણ સઘળાં તેમ કરવા પ્રયત્ન કરતાં. નિદ્રાને અને તેને વેર થયું હોય એમ લાગતું, અને ભવિષ્યમાં તે કોઈ દિવસ ઉંઘશે એમ જરાયે કોઇને આશા ન્હોતી—નિદ્રા તો આવે સમયે તેને ખાસ કરીને જરૂર હતી, કારણકે તે વિના ત્હેના શરીરને કાંઈક આરામ, તેના હૃદયને કાંઇક શાન્તિ—અન્ય માર્ગે મળી શકે તેમ ન હતું. આખરે એક દિવસ—પ્રભુની કૃપાથી તે સુઇ ગઇ—તે એવી શાન્ત રીતે પડી રહી કે, તે નિદ્રા લેતી હોય એમ સર્વેને લાગતું હતું.

નિત્ય રાત્રિએ તે નિદ્રા લે છે કે નહિં તે જાણવાને તેનો પતિ ઘણીવાર તેની છુપી રીતે તપાસ કરતો. પણ તે સર્વ નિષ્ફળ હતું. કારણકે ત્હેની ઉંઘજ જતી રહી હોય એમ થયુ હતું. પરન્તુ આજ રાતે તેની ખાત્રી થઇ કે પૂર્ણ શાન્તિથી તે ઉંઘતી હતી. આથી હર્ષમાં આવી જઇને બન્ને હાથ જોડી પ્રભુની તેણે પ્રાર્થના કરી અને ધડકતે હૃદયે ઉપકાર માની તે નિદ્રાધીન થયો. થોડા સમય પછી માતા જાગી ઉઠીને ઉભી થઈ, અને કંઈપણ અવાજ કર્યા સિવાય ડ્રિતાવળથી કપડાં પહેરીને, જ્યાં તેનું હૃદય અહોનિશ ભટકતું હતું, ત્યાં કબરસ્તાનમાં તે જવાને ઘરની બ્હાર નીકળી ચાલી, આ વાતની ખબર ઘરમાં કોઇને પડી નહિં.

થોડા વખતમાં ગામમાં થઇને, ખેતરમાંના રસ્તા ઉપર તે આવી પહોંચી. તે કોઇ ગૂઢ વિચારોમાં મશગૂલ હતી. વસંતની રમણીય રાત્રિ તારામંડળથી આછો આછો પ્રકાશ પામતી હતી, અનિલ પણ શાન્ત થઇને અત્યારે આરામ લેતો હતો. તે થોડેક દૂર ચાલ્યા

પછી એક ન્હાની કબર પાસે આવીને ઉભી રહી. આ કબર તેને સુવાસિત પુષ્પોના ઢગલા સમાન લાગી. તેની પાસે તે બેઠી અને પૃથ્વીમાં દટાયેલા પોતાના બાળકને જોતી હોય તેમ તેણે માથું નીચે નમાવી દીધું. પોતાના બાલુડાનું સ્મિત ભર્યું મધુરૂં મુખડું અને સ્નેહપૂર્ણ સુંદર નયનો, તે ભૂલી જાય એ અશક્ય હતું. મૃત્યુ પામતા પ્હેલાં, જ્યારે માતાએ તેનો શક્તિહીન પણ કમળ જેવો કોમળકર પોતાના હાથમાં લેઇને તેને અવર્ણ્ય વત્સલતાથી ચૂમિઓ લીધેલી, તે સમયે તે બાળકે તેના પ્રતિ જે અમૃત મધુરી દૃષ્ટિથી જોયેલું, તે દૃષ્ટિ અત્યારે પણ તેના હૃદય સમક્ષ તરવરવા લાગી.

હવે ત્હેનાં નયનમાંથી અસ્ખલિત અશ્રુ પ્રવાહ વ્હેવા લાગ્યોઃ ત્હેનું હૃદય દુઃખથી બેઠાઈ જવા લાગ્યું. એવામાં ત્હેણે પોતાની પાસે કોઇ બોલતું હોય, એમ અવાજ સાંભળ્યોઃ "ત્હારા બાળકને ફરીથી મળવાની ત્હને ઘણીજ આતુરતા છે ?" આ શબ્દો કોઇ અદૃષ્ય મનુષ્ય બોલતું હતું. જાણે બહુજ ઉંડાણમાંથી તે સરી આવતા હોય તેમ લાગ્યા, પણ પૂર્ણ રીતે તે સાંભળી શકાયા, અને તેથી તેના હૃદયના એકેએક તાર ઝણુઝણી ઉઠયા.

તેણે ઉંચું જોયું. કાળાં વસ્ત્ર પ્હેરેલ અને મુખ મંડળને કાળી બુકાનીથી ઢાંકી દીધેલ એક મનુષ્યને પોતાની પાસે ઉભેલો દીઠો. વધારે બારીકાઇથી જોયું તો તે મનુષ્યને પોતે જાણે ઓળખતી હોયની એમ ત્હેને લાગ્યું. ત્હેનો ચ્હેરો ગંભીર તથા કઠોર દીસતો હતો, પણ શ્રદ્ધા ઉત્પન્ન કરે એવો હતો, અને ત્હેનાં નેત્રોમાંથી પ્રભુતાના મદનું તેજ પ્રકાશી રહ્યું હતું.

માતાએ જવાબ દીધોઃ "હા. ભાઇ ! મ્હારે મ્હારા બાળક પાસે જવું છે; ત્હમે લઈ જશો ?" આ શબ્દો નિરાશા અને વિનંતિપૂર્ણ હતા.

તે આકૃતિએ ફરીથી ફરીથી પૂછ્યુંઃ "ત્હને મ્હારી પાછળ આવવાની હિંમત છે ? હું યમ છું !"

બિલકુલ ભય દર્શાવ્યા સિવાય, તે માતાએ પોતાનું માથું નમાવી હા કહી. આ વખતે કબરની આસપાસ ખીલેલાં વિવિધ રંગનાં પુષ્પો ઉપર પૂર્ણચન્દ્રની ચાંદનીમાં સઘળા તારાઓ પ્રકાશતા હોય એમ તેને ભાસ્યું. પડદો ખેંચી લેવામાં આવે તેમ પૃથ્વીનું પડ કબર પાસેથી દૂર ખસી ગયું. તે નીચે ઢળી ગઈ, અને તેના શરીર ઉપર યમદેવે કાળો પડદો ઓઢાડી દીધો. મૃત્યુની રાત્રિનું ગાઢ તિમિર તેની આગળ પાછળ છવાઇ ગયું. તે એટલીબધી ઉંડાણમાં સરી ગઇ, કે જ્યારે તેણે ઉંચે જોયું ત્યારે કબરસ્તાન એક છાપરા સરખું જણાવા લાગ્યું. પછી તેના ઉપરનો ઢગલો ખેંચી લેવામાં આવ્યો, તો એક વિસ્તૃત મકાનની અંદરના એક વિશાળ ખંડમાં પોતે આવી હતી એમ ત્હેને જણાયું. સંધ્યા સમયના તેજ જેવો ઓછો પ્રકાશ તેમાં પડતો હતો. અહિં એકાદ મિનિટમાં તો પોતાના બાળકને સ્હામેથી દોડતાં આવતો તેણે જોયો. બાળકનું અદ્વિતીય સૌંદર્ય અને હસતું મુખડું જોઇને, માતાથી હર્ષાવેશમાં બુમ પડાઇ ગઇ, અને એકદમ પોતાના હૃદય સરસો તેને દાબી દીધો. ઘડીમાં દૂર,—તો વળી ઘડીમાં પાસે સંભળાતા દૈવી સંગીતના આલ્હાદક મીઠા સૂરો તેના કર્ણપટ પર અથડાવા લાગ્યા. આવા સૂરો તેણે કદિપ સાંભળ્યા ન્હોતા.

અનંત પ્રદેશ અને આપણી મૃત્યુથી પરાજિત પૃથ્વીની વચ્ચે જે મ્હોટો કાળો પડદો પડેલો હતો, તેની પેલી બાજુએથી તે સંગીત આવતું હતું.

બાળક "મ્હારી વ્હાલી માતા!" એ અતિ મધુર શબ્દોના ઉચ્ચાર કરતું હતું. અને માતાએ ત્હેને હૃદયમાં નહિં સમાઇ શકતા વ્હાલથી પોતાની ગોદમાં લઇ, ત્હેના મીઠા મુખ ઉપર અમી ઝરતાં ચુમ્બનોનો વર્ષાદ વર્ષાવવા માંડ્યો. બાળકે કાળા પડદા તરફ હાથ લંબાવીને કહ્યું. "બા! હવે જો. ત્યાં જે સુન્દરતા છે તે પૃથ્વી ઉપર બીજે કયાંય પણ નથી. બા! જોતો ખરી, શું તને તે નથી દેખાતું? અહાહા......ત્યાં તો બસ સુખ સુખજ, આનન્દ ને આનન્દ જ છે."

બાળકે જે જે બતાવ્યુ તેમાંનું કશુંયે માતા જોઇ શકી નહિં; ફક્ત એક કાળો પડદો તેની દૃષ્ટિએ પડતો હતો! તે પોતાની પાર્થિવ દૃષ્ટિએ જોતી હતી, અને તેથી બાળક પોતાનાં દિવ્ય નયનથી જે બક્ષીસ તેને પ્રભુની નીકટ રહેવાથી મળી હતી-તેથી જે કંઇ જોતો હતો તે કંઇ તે જોઈ શકતી નહિં. સંગીતના સૂર તે સાંભળી શકતી હતી, પણ જે શબ્દો ઉપર તેનો સંપૂર્ણ શ્રદ્ધા રાખવાની હતી તે શબ્દો જે દિવ્ય વસ્તુનું વર્ણન કરતા હતા તે નિહાળી શકતી ન્હોતી.

બાળકે કહ્યું. "બા! જો, હું અહિં હવે ઉડી શકું છું. મહાન પિતાની પાસે જ બીજાં બાળકોની સાથે હું પણ રહું છું. હમણાંયે મ્હને ઉડી જવાનું મન થાય છે; પણ તું જયારે જયારે રૂવે છે, ત્યારે મ્હારી પાંખો ભારે થાય છે અને મ્હારાથી બરોબર ઉડી શકાતું નથી. માટે જો તું કરીશ ને તો તું મ્હને હવે ફરીથી જોઇ શકીશ નહિ અને મ્હને બહુ દુઃખ થશે. હવે તો મ્હને ત્યાં જવાનું ઘણું મન છે. શું, વ્હાલી બા, તું પણ ત્યાં થોડા સમયમાં નહિં આવે?"-બાળકે જવાની આતુરતામાં ત્હેની નાજુક પણ સુરમ્ય પાંખો ફફડાવી.

માતાએ દીન વચનોથી કહ્યું, "અરે, ભાઇ! થોડો વખત ઉભો રહે. બેટા! ફક્ત એકજ મિનિટ ઉભો રહે-ધરાઇને ચૂમીઓ લેવાદે-અને હૃદય સરસો દબાવાદે."

માતાએ બાળકને ચુમ્બનથી નવાજી નાંખ્યું, અને સ્નેહથી છાતી સાથે દબાવ્યું. એવામાં એકાએક તે ચમક્યું. ત્હને કોઇ બોલાવતું હોય, એમ ખ્યાલ કરીને તે સાંભળવા લાગ્યું.

બાળકે પૂછ્યું: "બા! સાંભળે છેને? એ તો મ્હારા પિતાજી ત્હને સંભારે છે." અને થોડી મિનિટ પછી જાણે બાળકો રડતાં હોય તેવા ઉંડા નિશ્વાસો સંભળાવા લાગ્યા. બાળકે ફરીથી પૂછ્યું: "બા! એ તો મ્હારી બ્હેનો છે. તેમને તું ભૂલી તો નથી ગઇને?"

આ સાંભળીને પોતે પોતાનાં માણસોને ત્યજીને અહિં આવી હતી તે તેને યાદ આવ્યું, અને તેને ઘણી બીતિ લાગવા માંડી. તિમિરપૂર્ણ રાત્રિમાં આમ તેમ તે જોવા લાગી. આછી છાયાઓ અંધકારમાં ઝડપથી પસાર થતી તેણે દેખી આમાંની કોઇકને તો તેણે ઓળખી પણ ખરી. આ છાયાઓ મૃત્યુવશ માનવીઓના પ્રદેશમાંથી ઉડીને આવતી હતી, અને કાળા પડદા તરફ-દોડી જઇ ત્યાં અદૃશ્ય થતી હતી-પતિ અને પુત્રિઓ

પણ આવીજ રીતે પોતાની આગળથી દોડીને જતાં રહશે?—ના પ્રભુ ! માફ કર. આટલું જીવન સુખનો રહેવા દે. ખરે દયાળુ પિતા તેમ નહિંજ કરે. બાળકોના દુઃખના પોકાર હવે તે સાંભળતી હતી; પોતાના મૃત્યુ પામેલા બાળકની ખાતર, તે એ સઘળાને પોતે લગભગ ભૂલી ગઇ હતી.

બાળકે કહ્યું, "વ્હાલી ! સાંભળ આ સ્વર્ગમાં હવે ઘંટનાદ શરૂ થયો છે. જો પૃથ્વી સૂર્યોદય થવાની તૈયારી છે."

ધીમેધીમે તેજનો અંબાર પ્રકટવા લાગ્યો. બાળક પાંખો ફફડાવતું—માતાનાં નયન સાથે સ્નેહપૂર્ણ દૃષ્ટિ મેળવતું ધીમેધીમે ઉપર ચાલ્યું અને અંતે અદૃશ્ય થઇ ગયું.

પોતાની ચારે બાજુએ શીતળતા પ્રસરતી જણાઇ ત્હેણે આંખ ઉઘાડીને જોયું તો કબરસ્તાનમાં પોતાના પુત્રની કબર ઉપર તે સુઇ ગઇ હતી. સ્વપ્નની અંદર પરમ પ્રેમમય પ્રભુએ તેને શુભપથ બતાવ્યો હતો, અને તેના આત્માને ઉજ્વલ કર્યો હતો. ધુંટણીયે પડીને તે પ્રભુની પ્રાર્થના કરવા લાગી, અને ક્ષમા માટે યાચના કરી. પોતાના પ્રિય બાલકના આત્માને તેના ઉન્નત પ્રયાણમાંથી રોકવાની તેને લાલચ થઇ આવી હતી; જીવતાં મનુષ્યો પ્રત્યેની પોતાની ફરજ તે વિસરી ગઇ હતી.

પ્રાર્થના કર્યા પછી તેના હૃદયપરનો સઘળો ભાર દૂર થઇ ગયો, અને તે બંધન મુક્ત થઇ હોય એમ તેને લાગ્યું. સૂર્યોદય થવા લાગ્યો હતો, એક ન્હાનું પંખી તેના માથા ઉપરે ઉડીને મધુરૂં ગીત ગાતું હતું અને દેવમંદિરમાં પ્રભાતની આરતી સમયના મંગળમય નાદો સંભળાતા હતા. પોતાનું હૃદય તેમજ આસપાસની સઘળી વસ્તુઓ પવિત્ર બનેલી તેને દેખાઇ.

પ્રભુની મોટાઇ અને ભલાઇનો ત્હેણે ઉપકાર માન્યો, પોતાને જે ફરજો બજાવવાની હતી, તે આમ દયા કરીને દર્શાવવા માટે ત્હેણે નમ્રતા-દીનતાપૂર્વક આભાર પ્રકટ કર્યો. હવે ત્હેનાં નયન આંસુ ભરેલાં હતાં, છતાં ત્હેનું હૃદય ચેતન પૂર્ણ હતું. આતુરતાથી તે ઘર તરફ પાછી વળી. તેનો પતિ હજુ નિદ્રાધીન હતો. પતિના શરીર ઉપર નીચી વળીને સ્નેહ સુમ્બન ભક્તિ ભર્યું તેણે એક મધુર ચુમ્બન લીધુ તેનો પતિ જાગૃત થયો અને ઉલ્લસિત હૃદયમાંથી સ્નેહના અપૂર્વ શબ્દો નીકળ્યા. પત્ની અત્યારે નમ્ર અને શાન્ત થઈ હતી; તે શ્રદ્ધાભર્યા હૃદયથી બોલી કે,—

"પરમ પ્રેમમય પિતા જે કરે છે તે સઘળું સારાને માટે કરે છે; અને તેજ સૌથી ઉત્તમ."

તેના પતિએ પૂછ્યું; "એકાએક આટલું શ્રદ્ધા બળ અને આવી સુખદાયક શાન્તિ ત્હને ક્યાંથી પ્રાપ્ત થઈ?"

પતિના હસ્ત કમળને ચુમીને, પુત્રીઓને રહોડમાં લેતી તે બોલી; "કબરમાંના બાળક દ્વારા પ્રભુ તરફથી."

# ભવિષ્ય પારખુ જોશી.

લખનારઃ રો. રા. શંભુલાલ બેચરલાલ દવે.–મુંબાઈ.

" તમારા મનમાં ઘણી ચીંતા રહે છે. પણ પ્રભુ થોડા વખતમાં સારાં વાનાં કરશે. તમારી આવક વધશે અને તમારા મનોરથ પાર પડશે. " બાપાલાલ જોશી મહારાજ ઘણો વિચાર કરી બોલ્યા.

" મહારાજ, તમે કેમ જાણ્યુ કે મારા મનમાં ચીંતા રહે છે ? " કમળાશંકરે પ્રશ્ન કર્યો.

" એ તો ગ્રહોની ચાલ ઉપરથી ખબર તરત પડેજ. પણ હવે ચંદ્રમા બારમો છે તે બદલાશે, એટલે તમારી ચીંતા પણ મટશે. શેઠજી તે વારે મને બ્રાહ્મણને સંભારજો ખરા હો, હું અહીંજ બેઠો હોઈશ." જોશી મહારાજે જવાબ દીધો.

કમળાશંકરે પ્રશ્ન પુછવા અગાઉ બેઆની આપી હતી પણ તે છતાં ફરીથી બીજી-વાર બે આની આપી ચાલવા માંડ્યું. આજે તે ખુશ થઈ ગયો હતો. આખા જન્મારાની છુપી ચીંતા આજ જોશી મહારાજ પોતાની વીદ્યાને બળે પારખી ગયા હતા, એટલુંજ નહીં પણ તે દુર થવાનો સમય પણ પાસે છે એમ એમણે કહ્યું હતું ! આ કરતાં વધારે શું જોઈએ ? આજે તો ત્યારે કલબમાં થઈને પછીજ ઘેર જઈશું, એમ ઠરાવ કર્યો. કલબમાં ટેલીફોન હતો અને પોતાના પાડોશીને ત્યાં પણ ટેલીફોન હતો એટલે આજે હું ઘેર થોડો આવીશ એટલી ખબર ઘેર પહોંચાડવામાં મુશ્કેલી ન પડી.

સવિતા પણ અત્યારે ઘરમાંથી નીકળવાની તૈયારીજ કરતી હતી. ડાક્ટરને ત્યાં જવું હતું. રસ્તો પણ ભુલેશ્વર તરફથીજ હતો બારણા આગળ ભાડુતી વીક્ટોરિયા (ગાડી) વાટ જોતી ઉભી હતી. ટેલીફોનમાં આવેલો સંદેશો સાંભળી નીરાંત થઈ. ડાક્ટરને ત્યાંથી આવતાં વાર લાગશે તો હવે હરકત નથી, એમ વીચારી નચિંત મનથી દાદર ઉતરી વીક્ટોરિયામાં બેઠી રસ્તામાં માતાના મંદીર આગળ ઉતરીને દર્શન કરવા વીચાર થયો. ત્યાંજ ગાડીવાળાને ભાડુ ચુકવી આપ્યું. ડાક્ટરનું મકાન ત્યાંથી કાંઈ દુર ન હતું એટલે એટલોજ ભાગ પગેજ ચાલવાનો રાખ્યો. મંદીરમાં માતાજીનાં દર્શન કર્યાં. પૈસો સોપારી ચોખા મુકી પોછાં ફર્યાં. દ્વાર આગળ બાપાલાલ જોશી બેઠાજ હતા ! "જોશીના આશીર્વાદ " તેણે સવિતાનું ધ્યાન ખેંચ્યું. આજે ઘેર જવાની ઉતાવળ ન હોવાથી તેમણે પણ હાથ બતાવ્યો. મહારાજને જોશ જોતાં મુશ્કેલી ન પડી. પુરૂષવર્ગ આશાવત હોય અથવા કંટાળેલા હોય. માટે તેને હમેશાં આશાવંત ભવિષ્ય ભાખવું અને બૈરાં તો ભવિષ્યમાં આવી પડનારા સંકટની વાતો સાંભળે ત્યારેજ ભાન ભૂલે, માટે તેમને તો બી-વરાવવાંજ–આ સુત્રનો પાઠ તેમણે સારી રીતે ગોખ્યો હતો ! એટલે તે પ્રમાણે વર્તવાનું મુશ્કેલ લાગતું ન હતું. કોઈકવાર અંતઃકરણ બંડ કરતું પણ એમ ન વર્તીએ તો ઘેર બૈરાં શું ખાય ?–એ વીચાર લાવી પશ્ચાતાપ વીસારે મુકતા સવિતાનો હાથ જોઈ મહારાજ બોલ્યાં " બ્હેન [illegible]

સુજે છે. ખરી વાત કડવી હોય તોપણ કહેવી. એમાં મારો છુટકો નથી કેમકે મારાથી જુઠું બોલી શકાતું નથી. માટે મને લાગે છે તે કહું છું કે થોડા વખતમાં તમારા વરની અથવા તમારી બેમાંથી એકની તબીયત ઘણીજ બગડશે પણ કાંઇ રીષ્ટ નથી તમે સમજ્યાં ને ?"

"ના મહારાજ, રીષ્ટ એટલે શું ?"

"રીષ્ટ એટલે જીવ જવાનો સંભવ. તેવું કાંઇપણ નથી તમે સો બ્રાહ્મણ જમાડજો. નહિતો તમારા વરની આવક ઘટતી જશે. એમાં મારો કાંઇ ઉપાય પછી ચાલશે નહિં. સૌ માતાજીને હાથ છે. મને જો આજ્ઞા હોય તો હું કહો તેટલા ચંડિપાઠનો જાપ કરૂં."

સવીતા આવેલા પૈસા પાસે બહુ નહોવાથી વધારે ન બોલતાં મહારાજને બે પૈસા દક્ષિણા આપી ચાલતી થઇ. હરીપંથ ડોકટરનું ઘર આવ્યું. વખત વધારે થયેલો હોવાથી બધાં દરદી દવા લઇ ગયાં હતાં અને ડોકટર પણ ઘેર જવાની તૈયારી કરતા હતા. "કેમ સવિતા ?" જાણે તેને જોતાંજ પોતે ગભરાયો હોય તેમ તેણે પુછ્યું. "શું થયું છે ? આમ ફીક્કી કેમ દેખાય છે !" પછી નાડ જોઇ આગળ ચલાવ્યું "નાડ નરમ છે. લોહી ઉડી ગયું લાગે છે. આ પ્રમાણે જો ચાલુ રહેશે તો છ મહીના કરતાં વધારે વખત આ દુનીયામાં નહીં કઢાડું. શરીરમાં શક્તિજ ક્યાં છે ? કાળજું કાલે કે પરમ દહાડે બંધ પડી જાય તો નવાઇ નથી." વૃદ્ધ હરીપંથ બોલતાં થાકી ગયા. સવિતાએ દવા માગી પણ ડાકટર કહે "હવે, દવા શી હોય ? જ્યાં પ્રભુની આજ્ઞાજ એવી ત્યાં દવા કોણ આપી શકે ! જો મારૂં કહ્યું માનો તો ઘરની સર્વ ગોઠવણ બરોબર કરી રાખજો ને પ્રભુનું નામ ભજતાં રહેજો." ડાકટર તો આટલું બોલી ઉઠયા. આજે દવા મળવાની નથી એમ જોઇ સવિતા પણ ગભરાતી ગભરાતી ઉઠી. સૌ પોતપોતાને ઘેર ગયા.

થોડીવારમાં કમળાશંકર ઘેર આવ્યો. તેને ખુશ કરવા સવીતા પણ આનંદી દેખાવ ધારણ કરી આવકાર આપવા ગઇ બેઉ હીંચકે બેઠા.

"કેમ, આજે ડાકટરને ત્યાં ગઈ હતી કે ?" કમળાશંકરે પુછ્યું. "તેણે શું કહ્યું ?"

"હા" સવીતાએ જવાબ દીધો "આજ તો તેણે દવા ન આપી."

"બહુ સરૂ તબીયત સુધરી ગઇ હશે.એટલે હવે દવાની જરૂર રહી નહીં હોય." કમળાશંકરે પોતાનું મન મનાવ્યું. પત્નીની તબીયત બાબતની ચીંતા દુર થઇ.—જોશી મહારાજનું કહેવું ખરૂં પડયુ હવે બીજી ચીંતાઓ પણ એજ પ્રમાણે મટતી જશે જોશી મહારાજ હોંશિયાર તો ખરા આ પ્રમાણે વીચાર કરતાં તે ઉઠીને કામે વળગ્યો સવીતા પણ વરને વિના પ્રયોજન ચીંતામાં ન નાખવાના હેતુથી કાંઇ બોલ્યા વગર કામે વળગી. "મોત પાસે આવ્યું છે ! મહારાજે કહેલું ખરૂં પડયુ છે." એ વીચાર હેના મનમાંથી દુર ન રહ્યા પણ મહારાજે આપેલું આશ્વાસન યાદ આવ્યું કે કોઇનો જીવ જવાનો સંભવ નથી માત્ર આવક ઘટશે અને તેનો ઉપાય કરવા માટે સો બ્રાહ્મણ જમાડાય તો સારૂ. આ વીચાર આખી રાત મનમાં રહ્યા. રાત્રે ઉંઘ પણ ન આવી. કમળાશંકરને પણ આજે આશા અને ઉત્સાહના વીચારે ઉંઘ આવવા દીધી ન હતી. પણ સવિતાને આજે એક વાગતા સુધી જાગ્રત રહેલી જોઇ એને આશ્ચર્ય લાગ્યું. તેણે પુછયુ; "કેમ આજે કાંઇ ઉંઘ નથી આવતી ?" "ના મને મારી તબીયત આટલી જલદી સુધરી જશે, એવું લાગતુ

નહતું એટલે મેં માતાજીની માનતા માની હતી કે જો મને મટશે તો હું સો બ્રાહ્મણ જમાડીશ. હવે એ માનતા કેવી રીતે પાર પાડવી તેનો હું વિચાર કરું છું."

કમળાશંકરને આ વાત પસંદ ન પડી. આજ સુધી બૈરીના કહ્યા પ્રમાણે ઘરખર્ચ થવા દીધો તેથીજ તે આવાં ઉડાઉ ખર્ચ કરવા હીંમત કરી શકે છે, એમ તેને લાગ્યા વગર ના રહ્યું. કાંઇ પણ ઉપયોગી કામ કે નોકરી કર્યા વગર આખો દીવસ માત્ર ભીખ માગીને પેટ ભરનારા બ્રાહ્મણને જમાડવામાં કાંઇ પણ પુણ્ય હોઇ શકે નહીં એવી તેની માન્યતા હતી; અને એ વિચારે પોતાની અર્ધાંગનાને વાળવા તેણે કરેલા પ્રયત્ન સર્વે ભીથ્યા નીવડયા, એવી હવે તેની ખાત્રી થઇ આજથી ઘરખર્ચ પોતેજ સંભાળવો, કાંઇ પણ નકામો ખર્ચ થવા દેવો નહીં, અને જેમ બને તેમ વધારે પૈસા એકઠા કરવા, એવો તેણે ઠરાવ કર્યો. થોડાક વર્ષો પછી પોતે વાનપ્રસ્થ થઇ લોક સેવામાંજ સર્વ કાળ વ્યતીત કરવાની ધારણા રાખી હતી. તેવો પ્રસંગ આવે ત્યારે જે કાંઇ બચાવ્યું હોય તે કામ લાગે. એ હેતુથીજ—કુટુંબના હીતને અર્થેજ તેણે બચાવ કરવાનો ઠરાવ કર્યો. અત્યાર સુધીમાં પોતે એવો બચાવ કરવા તરફ કેવી બેદરકારી રાખી હતી તેનો વિચાર આવતાં તેને પસ્તાવો થયો. આ સર્વ વિચાર મનમાથી પસાર થતાં પળ પણ ન લાગી.

છેવટે તેણે સવીતાને કહ્યું " ગાંડી! એમ તે બ્રાહ્મણોને જમાડવાથી દરદ મટતાં હશે? પ્રભુ સલામત રાખો ડાકટરોને, નહીંતો તેના વગર દરદીની જીંદગી બચાવવાની શક્તી બીજા કોનામાં છે?" વૈદ્યો, યોગીઓ, કશાનો વિચારજ તેના મનમાં ન આવ્યો. સવીતાને તો આ જવાબ સાંભળી ઘણુંજ માઠું લાગ્યું. પોતાના મરણ બાદ પતિના હાથે શ્રાદ્ધનું પીંડદાન પણ પામવાની તેણે હવે આશા છોડી. પતિપત્ની બેઉના જીવને આમ ઉદ્વેગ થવાથી કાંઇ વીશેષ વાતચીત થઈ નહી બીજે દીવસે સવારે કાપડ વેચનારો ફેરીયો બારણે આવ્યો. એક સારી સાડી લેવા માટે સવિતાએ પસંદ કરી. કમળાશંકરે તે લેવાની ના પાડી. " મલમલીન પહેરીયે તો સભામાં ન જવાય?" થોડીવાર જમીને આફીસમાં જવાને માટે કમળાશંકર પોતે તૈયાર થયો વાળ હોળતાં હેરઓઇલ ( તેલ ) ની જરૂર પડી. સવીતાએ ખબર આપી કે હેરઓઇલની બાટલી થઈ રહી છે."

કાંઇ નહીં ધુપેલથી ચાલશે; હવેથી મારે હેરઓઇલ—કે અત્તર કશું નથી વસાવવું." કમળાશંકરે જવાબ દીધો. આ પ્રમાણે ખર્ચમાં કાપકુપ થવા લાગી. મહીને દોઢસો રૂપીયાની આવકમાંથી માત્ર પચાસ રૂપીયાજ ખરચવા અને બાકીના બેંકમાં મુકવાની ગોઠવણ કરી. થોડા દીવસમાં રહેવાનુ મકાન પણ બદલ્યુ. સદી, એકાંત, નાની જગા ઓછા ભાડામાં રાખી ત્યાં વાસ કેરવ્યો

આ પ્રમાણે એકદમ ખરચ ઘટાડવાનુ કારણ સવીતાએ એકવાર પુછ્યું, ત્યારે જવાબ દીધો કે "હવે આવક ઘટી છે." સવીતા પણ કાંઈ કાચી ન હતી. તેણે બે મીત્રો પાસે તપાસ કરાવી, તો ખબર પડી કે દુકાનનું કામ તો સારૂં ચાલે છે એટલે નહીં વધારે થવો જોઇએ છતાં વેપારની આવક કાંઇ નોકરીના પગારની માફક કરી મુકેલાય એવી હોતી નથી, એટલે આ બાબત નક્કી ખાત્રી કરવાનાં વીશેષ સાધન નહતાં. પેરી શું પોતાના વરને જાતે [illegible]થી રહેતાં જોઈ એમની વાત સાચી હશે એમ તો લાગ્યું. બોલ્યાં " બ્હેન, હાંગી શુભ્રી તમા' તેને બહુ ગ્લાની ઉપજતી. કમળાશંકરને પણ આવી રીતે

હાસી થતી જોઇ માઠું લાગ્યું. પણ જ્યારે એવીજ રીતે ઘણા દીવસ ગયા ત્યારે તેણે પણ લાજ છોડી. કંજુસ દેખાવામાં હવે તેને શરમ આવતી ન હતી. બચ્ચાં માટેનાં કપડાં રમકડાં સર્વમા તેણે કરકસર કરવા માંડી હવે સવિતાનો ગુસ્સો વશ ન રહ્યો. તેણે કહ્યું; " જ્યારે આમ બચ્ચાને રાજી રાખવાનું પણ તમારાથી બનતું નથી, ત્યારે તમે ભણ્યા તે શા કામના ? બીજા તો કાંઇ તમારી માફક આવક ઘટી એટલે ખરચમાં આટી કરકસર કરવા મંડી જતા નથી. તમને એકલાનેજ મેં એવું કરતા જોયા ! શું હું કાંઇ તમારી લુંડી છું ? આજ સુધી હું બોલ્યા વગર સહન કરૂં છું પણ હવે તો મારાથીએ નથી ખમાતું. તમે ભટને કહાડી મુકયો તો તેને ઠેકાણે હું રસોઇ કરવા લાગી. આયાને કહાડી મુકી તો હું બચ્ચાને પણ સંભાળવા લાગી પછી ચાકરને પણ કહાડી મુકયો ત્યારે તેનું કામ પણ ગુલામડી હોઉં તેમ મેં કરવા માંડયું: તોપણ આટલી છોકરીને ચાર રમકડાં અપાવવામાં કેમ જીવ તણાય છે ? પણ હવેથી એમ કાંઇ ચાલવાનું નથી. રસોઇ પાણી ઘરકામ કશું કરવાને હું બંધાયલી નથી. જો ભટનો ને આયા ને ચાકરનો પગાર બચાવવો હોય તો એટલી રકમ મને આપવી પડશે અને તેમાંથી હું ગમે તેમ ખરચ કરૂં તેની ના પડારો નહી. સમજ્યા ? "

ગરીબ સવિતા આજે આટલાં વર્ષ કુટુંબમાં કોઇ જોડે કે પાડોશી સામે ઉંચે સ્વરે બોલે નહીં તેને આજ આમ બોલતી સાંભળી કમળાશંકર તો આભોજ બની ગયો. પણ હજી વધારે મોટો ધડાકો એના કાનમાં પ્રવેશ પામવાની રાહ જોતો હતો. ધણીધણીયાણી બેઉ જો ગરમ થઇ જાય તો ઘર સંસાર ચાલે નહીં, એમ વિચારી તે તરતજ પાઘડી પહેરી લાયબ્રેરીમાં વાંચવા જતો રહ્યો. ત્યાં છાપાં વાંચવા હાથમાં લીધાં, પણ તેમાં ચીત્ત પરોવી શકાયું નહીં. પોતે અત્યાર સુધીની જીંદગી કેવી રીતે ગાળી હતી તેનો વિચાર આવ્યો. " હા. જો મેં પહેલેથીજ મારી જીવનની અભીલાષા પ્રમાણે મારા યોગ્ય કર્તવ્યમાં બ્રાહ્મણના કર્તવ્યમાંજ શરૂઆત કરી હોત તો આ સ્થિતી ન આવત. અસલના વખતમાં બ્રાહ્મણો ગરીબાઇમાંજ રહેવાનું પસંદ કરતા હતા, તે મૂર્ખ ન હતા. ધનવાન થયા પછી ગરીબ થવું એ મોત કરતાં પણ વધારે બીહામણું લાગે છે એ ખરૂં છે,—માત્ર લાગે છે એટલુંજ જો દઢ નીશ્ચયથી વળગી રહીએ તો એ બ્હીક જતી રહેજ—પણ એટલું મન દઢ જોઇએ. ત્યારે મારે શું કરવું ! એજ કે મન દઢ રાખવું. બૈરી, કુટુંબ, ન્યાત સર્વ આપણને ડરાવવા માટેની સંસ્થાઓ છે. જે ડરી ગયો તે કદી પણ જીંદગીમાં પોતાનું કર્તવ્ય કરી શકવાનો નથી. " વીચારશ્રેણી પુરી થાય તે અગાઉ ઘડીયાળમાં દશના ટકોરા પડયા. તે સાંભળી કમળાશંકર ઘેર ગયો. સવીતાએ બચ્ચાંના કકવાટથી કંટાળીને રસોઇ તો કરી હતી અને જરા જરા શાંત પણ પડી હતી પણ હજી મીજાજ ઠેકાણે આવ્યો નહતો. પોતાના વરને આવતો જોઇને આવકાર આપવાને તત્પર થવાને બદલે તેણે પાછું મંગળાચરણ શરૂ કર્યું !—" કેમ દીકરી માટે રબરની પુતળી લાવ્યા ! આ બેંકની ચોપડી આજે તમારાથી બહાર રહી ગઇ હતી તે મેં જોઇ તો તેમાં તો હજાર રૂપીયા એકઠા કર્યા લાગે છે, છતાં આમ કંજુસ થાઓ છો તો પછી હું મરી ગયા પછી શું ખરચશો ! મારે તો કાંઇ નથી. હું તો હવે માત્ર થોડોજ વખત જીવવાની છું. પછી નવીને પરણી તેને બધું આપજો. ડાક્ટર હુરીપચ કહેતા હતા કે હવે છ મહીના પણ

જીવવાની નથી, તે છતાં આ ડીકીનાં નશીબે દસ મહીના તો જીવી. પણ હવે એટલા બીજા નહીં કહાડું સમજ્યાને ?" કમળાશંકરે આ શબ્દોની તો સ્વપ્નમાં પણ આશા રાખી નહતી. પણ હવે તો ડાક્ટરને પુછીને આ વાત ખરી કે ખોટી તે જાણવું એજ ઉપાય છે એમ તેને લાગ્યું તેણે જવાબ દીધો, "રમકડાં તો ઘણાં સારાં લાવ્યો છું પણ તે ડાક્ટરને ત્યાં રહી ગયાં. હવે શું કરીયે ?—હું લેતો આવીશ." સવીતાનો ગુસ્સો નરમ પડી ગયો.

"ક્યારે ?" કમળાશંકરને તેણે વધારે નમનતાઈથી પુછ્યું.

પતિએ બંધાઈથી જવાબ આપ્યો: "આ હું જમીને જઈશ એટલે તરતજ."

"ઠીક. ત્યારે હું પણ સાથે આવીશ." હિંમતથી જવાબ તો દીધો પણ કમળાશંકરને હવે 'સુદ્ધાં' પડવાની ધાસ્તી ઉત્પન્ન થઇ છતાં ભોજન તો તેણે લીધું. સવીતા પણ જમી. ડીકી પાસેની નીશાળમાં ભણવા ગઇ. પતિપત્ની સાથે ડાક્ટરને ઘેર જવા નીકળ્યાં. કમળાશંકરે બેંકની ચોપડી અને થોડાક રૂપૈયા સાથે રાખી લીધા. 'રસ્તામાં 'માતાજીનું મંદીર' આવ્યું. બેઉએ દર્શન કર્યાં બહાર નીકળતાં બાપાલાલ જોશી સાંભર્યો. તે આજે ત્યાં નહતો. તપાસ કરતાં માલમ પડ્યું કે તે તો આજથી બરોબર દસ મહીના ઉપર શુક્રવારે ગુજરી ગયો હતો ત્યાંથી ડાક્ટરના મકાને ગયાં ત્યાં હરીપથ ન હતા. નવા આડ્તે ખબર આપી કે ડાક્ટર પણ આજથી બરોબર દસ માસ ઉપર શુક્રવારે ગુજરી ગયા હતા. મોતની છેલ્લી ઘડીએ અક્કલ રહેતી નથી તેથીજ જોશીએ ખોટા જોશ જોયા અને ડાક્ટરે ખોટી ધાસ્તી ખવરાવી. આ પ્રમાણે વિચાર કરતા હતા તેટલામાં નવો આડ્તે કહે કે "ભાઇ, તમે હરીપથની દવા કરતા હતા !"

"હા" કમળાશંકરે જવાબ દીધો.

"તે એમના મરણ અગાઉ છેલ્લા દરદી તરીકે એક બાઈ આવી હતી ને તેને માટે ડાક્ટરે એવું કહ્યું હતું કે તમે કાલે મરી જાઓ તો નવાઇ નહી, તેનું શું થયું તે વીષે કાંઇ તમને ખબર છે ?"

"એમ તો મને કહ્યું હતું." સવીતાથી બોલ્યા વગર ન રહેવાયું.

"એમ કે ?" પેલો નવો આડ્તે બોલી ઉઠ્યો "તમે તો વાઘ જેવાં છો ! ડાક્ટરની ભુલનું કારણ, સમજ્યાં ! તેણે તમારી નાડ તપાસી તે વેળા એની પોતાની નાડ ધીમી પડી ગયેલી તે એને ખબર ન પડી."

"નવાઇ જેવું છે.' સવીતા બોલી, "અમને એક જોશીએ પણ એવુંજ કહ્યું હતું કે તમારે માથે મોત ભમે છે તેથીજ મેં ઘરમાં કજીયો કર્યો. હવે મને પસ્તાવો થાય છે કે એમણે મારે માટે પૈસો એકઠો કરવા માંડ્યો, તે સારૂ એમનો ઉપકાર માનવાને બદલે મેં કજીયા કરીને એમને દુખી કર્યા. મને બહુજ પસ્તાવો થાય છે."

"એ તો બીજાના જોશ જુએ અને પોતાના ન જાણી શકે એવા ભવીષ્ય પારખુ જોશીનાં પરાક્રમ !"

---

# यशोदा.

અનુવાદકઃ રા. રા. મગનલાલ જેઠાલાલ શુકલ—વીરમગામ.

અમૃતસર જીલ્લાના એક ગામની તરફ બે યુવતીઓ જતી હતી તેઓ બહુજ ધીમે ધીમે ચાલતી હતી. એમાંની એક તો કાંઇક ઊંડા વિચારમાં નિમગ્ન હોય ત્હેમ માથું નીચું રાખી, કાંઇ પણ બોલ્યા સિવાય ચુપચાપ ચાલી જતી હતી; પરન્તુ, બીજી તો કવ-ચિત્ કવચિત્ ઉચ્ચ સ્વરથી 'હાય' મારતી અને ડુસકાં ભરતી જતી હતી. એ ઉપરથી એ બન્ને કોઇ ભારે કષ્ટમાં આવી પડી હોય એમ પ્રતીત થતું હતું.

પ્હેલીનું નામ શ્રીમતિ યશોદા અને બીજીનું નામ શ્રીમતિ લક્ષ્મિજી હતું. લક્ષ્મિ યશોદાની ન્હાની બ્હેન હતી. સ્હાંજના ચાર વાગવાના સુમારે તેઓ એક ગામની નજીક આવી પ્હોંચ્યાં. ગામમાં પેસતાંજ બન્નેનો શોક ઘણોજ વધી ગયો અને લક્ષ્મિ તો "હાય, માજી !"—" ઓ મારી મા રે ! " કહીને જોરથી ચુમો મારવા લાગી.

બે દિવસ થયાં–પ્હેલાં એમની–એ બે બ્હેનોની માનો અચાનક દેહાન્ત થયો હતો–એ બે બ્હેનોની મા અચાનક મરી ગઇ હતી. એમની મા એ ગામમાં ઘણી ઉમદા અને પ્રસિદ્ધ હતી. આ બાળ વૃદ્ધ સૌ કોઇ એના મૃત્યુપર અશ્રુ સારતાં હતાં, સમગ્ર ગામમાં શોકની લાગણી ફેલાઇ રહી હતી. તેમાંય જે ક્લેશ એ માતાના લાડપાડ પામેલી આ બન્ને બ્હેનોને થયો–થતો હતો ત્હેનો ચિતાર આપવો એતો સર્વથા અસંભવિતજ છે, એમનાં કોમળ હૃદયોને આવું કષ્ટ સહન કરવું બહુ મુશ્કેલ હતું.

એ પ્રમાણે રોતાં કકળતાં એ બન્ને બ્હેનોએ એક ગૃહ–ઘરમાં પ્રવેશ કર્યો. આંગ-ણામાં પહેસતાંજ જોયું તો કેટલીક સ્રીયો ઉઘાડી છાતી રાખી ઘણાજ ભયંકર વેગથી ધડાધડ કૂટતી હતી. પ્હેલાં કોઇ એક વૃદ્ધ સ્રી કાંઇક શોકગીત ( મરજીઓ ) રાગબંધ બો-લતી હતી અને એ પછી સર્વ સ્રીયો એના એ શબ્દોને અક્ષરસઃ એક સરખા રાગમાં ઉપાડી લેતી હતી ! પાસેજ કેટલાંક બાળકો અને પુરૂષો પણ કરૂણ સ્વરથી રૂદન કરી રહ્યા હતાં. એ અત્યંત કરૂણાદશ્ય જોતાંજ ગમે તેવું કઠણ–પત્થર જેવું હૃદય પણ પીગળી જાય–નરમ થઇ જાય તેવું હતું. ત્હાં પ્હોંચતાંજ, લક્ષ્મિતો એ ટોળામાં શામિલ થઇ ગઇ અને એને પણ અન્ય સ્રીયોનું અનુકરણ કરવા મંડિયું–અર્થાત્ કૂટવા માંડયું; પરન્તુ, યશોદા તો એક ખુણામાં જુદીજ જઇને બેઠી અને મૂંગી મૂંગી રોવા અને ડુસકાં ભરવા લાગી, પાસેજ કેટલીક સ્રીયો ઉભી હતી, ત્હેમાં એથી ચર્ચા થવા લાગી,—

એક સ્રી ધીમેથી બોલી,–" જોયું કે બ્હેન ! યશોદા કૂટણાના સાથમાં ન ઉભી રહી અને મ્હોં દબાવીને એક ખુણામાં જઇને બેઠી તે ! જૂઓ, પેલી બેઠી. "

બીજી સ્રીયે આશ્ચર્ય પામતાં કહ્યું.–" હેં ! હેં ! એ આ શું અનર્થ કરવા લાગી છે !"

ત્રીજીએ ટાપશી પૂરી કે,–" બ્હેન ! એમનો તો હવે નવો પન્થ નીકળ્યો છે. એ અને એનો વર " સુધરેલો " થઇ ગયો છે ! નથી એને કૂળની લાજની દરકાર કે નથી કાંઇ પોતાની નિન્દાનો વિચાર અમારા ઘરને ડુબાડવા અને કલંકિત કરવાનુંજ કામ એ લઇ બેઠાં છે. જૂઓ, અમારા સમસ્ત કુટુમ્બની સ્રીયો અહિયાં હાજર છે—આવી છે, તેઓ અમારા નામનો કેવો ધજાગરો ઉરાડશે ! "

મરનાર પ્રતિ એટલી બધી લાગણી ! ત્હમને ખબર તો છેજ કે, **સાચો શોક હમ્મેશાં કુદરતી હોય છે;** પરન્તુ, કૂટણામાં તો બનાવટી કામ વધારે ચાલે છે. એમાં અનેક પ્રકારની બનાવટી ચેષ્ટાઓ કરવામાં આવે છે અને માત્ર શબ્દોદ્વારાજ શોક પ્રદર્શીત કરવામાં આવે છેઃ કૂટણું શું છે ? કૂટણામાં તો સિપાઇઓની કવાયત (Drill) જેવું થાય છે ! શું ખરા શોકની વખતે કોઇને એવા બનાવટી નિયમને માન આપવાનું સૂઝે છે ?"

લક્ષ્મિઃ— "એમાં ઘણા ભાગે દેખાવ અને બનાવટ કરવામાં આવે છે એ તો ખરૂં છે. આજેજ, જો કે, માસીનો શોક બીજી અનેક સ્ત્રીયોની માફક બનાવટી કે દેખાડવાની ખાતરનો ન્હોતો તોપણ એમને કૂટણાની બ્હાર કાઢી નાખ્યાં કેમકે, એ વિધિ–બનાવટી વિધિપૂર્વક કૂટતાં જાણતાં ન્હોતાં–એમને આવડતું ન્હોતું. એ તો ઠીક, પણ મ્હારી સ્હમજમાં કૂટણાનો એક લાભ જણાય છે."

યશોદાઃ—"એ કયો !"

લક્ષ્મિ.—"સ્ત્રીયોનું હૃદય બહુજ કોમળ હોય છે જેથી અન્દરને અન્દર શોકને સમાવવો બહુ મુશ્કેલ છે. એમ કરવાથી હૃદય ફાટી જવાનો અને વખતે મૃત્યુ થઇ જવાનો પણ સમ્ભવ લાગે છે. અને અન્ય સ્ત્રીયોની સાથે મળીને શોર જોરથી કૂટવાથી હૃદયનો ઉભરો ખાલી થાય છે અને શોકનો ભાર ઓછો થાય છે."

યશોદાઃ—"નહિં, નહિં કૂટવાથી શોક ઘટતોજ નથી–ઓછો થતોજ નથી; પરન્તુ ઉલટો વધારેને વધારે થાય છે, કેમકે, બ્હારથી આવેલી સ્ત્રીયો જ્ઞાન સાધન કે વિચાર યુક્ત વાક્યોથી આશ્વાસન–દિલાસો આપતી નથી. પરન્તુ, જોરથી બુમો મારતાં મારતાં એટલું તો કુટે છે અને અનેક પ્રકારનો વધારો કરીને એ શોકને એટલો બધો ભયંકર જણાવે છે કે જેથી મરનારના નજીકનાં સગાં સંબધીઓનો શોક અધિકતર વધે છે અને ક્લેશ વિશેષ થાય છે. અને વળી શું માત્ર કૂટવાથીજ હૃદયનો ઉભરો નીકળે છે.–કુદરતી રૂદનથી નહિં અન્ય દેશો કે જ્યહાં આવો ખરાબ રિવાજ નથી ત્હાંની સ્ત્રીયો શું શોકથી મરી જાય છે ? એ સિવાય કૂટણામાં કેવી બેશર્મીનું કામ થાય છે તે તો જૂઓ !"

લક્ષ્મિઃ—"બ્હેન ! એ તો હું જાણું છું આજેય કૂટણામાં સર્વ સ્ત્રીયોની છાતી અને મુખાદિ અંગો ઉઘાડાં હતાં અને ઘણી સ્ત્રીઓના સાસરા અને અન્ય પુરૂષો બેઠા બેઠા એ જોઇ રહ્યા હતા. એ તો ઠીક; પણ કૂટણામાંની બે ત્રણ સ્ત્રીયો તો એવી કુચેષ્ટાઓ કરતી હતી કે, એનું તો વર્ણન કરતાંય મ્હને તો શરમ લાગે છે."

યશોદાઃ—"એવાં નિર્લજ અને હાસીને લાયક દશ્યો જોઇને ઘણીવાર પરદેશીઓ જ્હાં કૂટણું ચાલતું હોય છે. ત્હાંની છબી પાડીલે છે અને પોતાના દેશમાં એને ફેલાવીને આપણી હાંસી કરે છે. બ્હેન ! આજકાલ આપણી જાત–સ્ત્રી જાત એટલી બધી પડતીમાં આવી પડી છે કે, આવું બુરામાં બુરૂં અને નિર્લજમાં નિર્લજ કાર્ય છોડી દેવામાં [illegible]ટાઓના અનાદર કર્યાનું સ્હમજવા લાગી છે ! એ ખરેજ હાની કર્તા છે.

[illegible]મ.—બ્હેન ! આજના કૂટણામાં બે સ્ત્રીયોના ઘરાણાં પાનુ પડી ગયાં; જે પાછાંય જડયાં નહિં."

"કોઇ સ્ત્રી ઉઠાવી–લઇ ગઇ હશે. અનેક વખત એવું બને છે કે, કૂટણું [illegible]મ કરતાં માલુમ પડે છે કે કોઇના હાથમાં બંગડી નથી હોતી, કોઇની

# સરલા.

લેખકઃ રા. પરમસુખલાલ ઝવેરલાલ પંડ્યા.—મુંબઈ.

બાબુ સુરેશચંદ્ર મુંબાઈના એક પ્રખ્યાત પત્રના પ્રખ્યાત તંત્રી હતા. તેમનું પત્ર બહુ લોકપ્રિય થઈ પડ્યું હતું, અને સરકારમાં તેમજ લોકોમાં તેમનું બહુ માન હતું. તેમનાં પત્ની હેમલતાદેવી પોતાની પાછળ રમેશચંદ્ર નામનો પુત્ર મુકીને પરલોકવાસી થયાં હતાં. રમેશનું વય હાલ સોળેક વર્ષનું હતું. બાબુસાહેબ, મલબાર હીલ ( વાલકેશ્વર ) ઉપર એક ન્હાનકડા સુંદર બંગલામાં રહેતા હતા.

આજે ઓફીસમાંથી આવ્યા પછી તેઓ બહુ ખિન્ન થયા હોય એમ લાગતું હતું. તેમનું પાકીટ જેમાં પાંચસો રૂપીઆની નોટો હતી, અને એમના પત્રને લગતો, બહુજ અગત્યનો એક દસ્તાવેજ હતો, તે કોઈક ઠેકાણે પડી ગયું હતું. નોટો કરતાં દસ્તાવેજ માટે એમને વધારે દીલગીરી થતી હતી. કદાચિત્ ઑફીસમાં રહી ગયું હશે એમ ધારી એક માણસને દોડતી ગાડીએ ઓફીસમાં મોકલવામાં આવ્યો હતો, બીજી તરફ પોલીસને પણ ખબર કરવામાં આવી હતી બાબુસાહેબ ચિંતાતુર મને પોતાના ઓરડામાં બેઠા હતા. રમેશચંદ્ર ફરીને આવ્યો હતો અને એ પણ ચિંતાતુર ચ્હેરે પિતાની પાસે બેઠો હતો. એવામાં એક નોકર અંદર આવ્યો.

" સાહેબ, કોઈ ન્હાની છોકરી આપને મળવા માગે છે. "

" કોણ છોકરી ! " સુરેશચંદ્રે આશ્ચર્યથી પુછ્યું.

" હાજી. "

બાબુસાહેબે એને અંદર લાવવાની આજ્ઞા કરી.

થોડીક ક્ષણમાં એક બાલાએ અંદર પ્રવેશ કર્યો. એણે સાદો પણ સુંદર પોશાક પ્હેર્યો હતો, અને એના નિર્દોષ મનોહર મુખ ઉપર મધુરૂં હાસ્ય છવાઈ રહ્યું હતું. એનું વય આશરે દશેક વર્ષનું હોય એમ લાગતું હતું.

" આ પાકીટ આપનું છે ? " એણે મધુર સ્વરે, સવિનય પુછ્યું અને એક પાકીટ બાબુસાહેબની આગળ મુક્યું.

પોતાનુંજ પાકીટ જોઈ બાબુસાહેબને બહુજ આશ્ચર્ય લાગ્યું અને એમના મનમાંથી કાંઈક વિચારો પસાર થઈ ગયા. ક્ષણવાર તો આ સ્વપ્ન છે, એમ એમને લાગ્યું. અને આ બાલા તરફ આશ્ચર્યથી જોઈજ રહ્યા.

જવાબ નહિ મળવાથી બાલાએ પેલો પ્રશ્ન ફરીથી પુછ્યો.

" હા, બ્હેન, આ પાકીટ મ્હારૂંજ છે, હો. "

ત્હેને ક્યાંથી જડ્યું ! " તંત્રી સાહેબે ધીમેથી પુછ્યું.

" આપના બંગલાથી થોડેક દૂર પડ્યું હતું. હું ફરીને આવતી હતી એટલામાં મ્હેં એ જોયું. જેનું ખોવાયું હશે, ત્હેને કેટલું દુઃખ થતું હશે એમ મ્હને વિચાર થયો—" આટલું બોલતાં એના મુખ ઉપર કાંઈક અવર્ણનીય સુંદર ભાવ દેખાયો:—" અને મ્હેં

એ ઉઘાડ્યું. અંદરથી આપના નામનો આ કાર્ડ નીકળ્યું છે, એટલે આપનું હશે એમ ધારી આપને આપવા આવી."

આટલું બોલી એણે એક 'એક વીઝીટીંગ કાર્ડ' બાબુસાહેબના હાથમાં મુક્યું એમને હવે કંઇક યાદ આવ્યું. ફરીને આવતાં તેઓ એ જગ્યાએ કેટલોક વખત ઉભા રહ્યા હતા અને નીચેનો સુંદર દેખાવ—ચોપાટી ઉપર અસંખ્ય મનુષ્યો, ઉછળતાં દરીઆનાં મોજાં, દૂર અસ્ત પામતા સૂર્યનારાયણનાં મૃદુ કિરણોમાં સોનેરી લાગતાં દરીઆનાં શાંત પાણી, આઘે દેખાતાં ભવ્ય રાજાબાઇ ટાવર અને કોલાબાની દીવાદાંડી આ બધો દેખાવ જોવામાં તલ્લીન થઇ ગયા હતા. રૂમાલ કદનાં પાકીટ પડી ગયું હશે, એમ એમને હવે લાગ્યું. પાકીટ ઉઘાડી જોતાં, અંદર સર્વ એમનું એમ છે એમ એમને ખાત્રી થઇ.

સુરેશચંદ્રે મનમાં ને મનમાં પ્રભુનો આભાર માન્યો, અને પાકીટ પાછું હાથ આવ્યું, ત્હેમાં ઇશ્વરે સાધનભૂત બનાવેલી આ બાલાને મનમાંજ ધન્યવાદ આપી, પોતાની સામે એક ખુરશી ઉપર બેસાડી.

"બ્હેન, ત્હારૂં નામ શું?"

"સરલા."

"ત્હારા પિતાજી ક્યાં રહે છે?"

"પિતાજી? મ્હારાં બા અને પિતાજી બન્ને બીચારાં ગુજરી ગયાં છે. હું તો મ્હારા મામાને ત્યાં રહું છું. મ્હારાં નવાં મામી — " આટલું બોલતાં એની નિર્દોષ, સુંદર, ભુરી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં પણ એણે મોઢું ફેરવી નાંખ્યું અને સ્વસ્થ થઇ.

નિશાનાથ ગુપ્ત, સરલાના મામા મુંબાઇની હાઇકોર્ટના એક પ્રખ્યાત બૅરીસ્ટર હતા અને વકીલાતના ધંધામાંથી બહુ સારી કમાણી કરતા હતા. તેમની પત્નીના મરણ પછી એમણે પુનર્લગ્ન કર્યું હતું, પણ હવે તેઓ પસ્તાતા હતા—ત્હેમનાં નવાં ધર્મપત્ની બહુ હલકા સ્વભાવનાં, નીચ વૃત્તિ વાળાં અને કજીઆખોર હતાં. પોતાની વિધવા બ્હેનના મરણ પછી નિશાનાથે સરલાને—નિરાધાર સરલાને પોતાને ત્યાં આણી હતી, અને આ બીચારી નમાઇ બાલક બાલિકા ઉપર તે અતિશય સ્નેહ રાખતા હતા. એ વાત આ અદેખી મામીથી ખમાતી ન્હોતી અને જ્યારે જ્યારે તક મળતી ત્યારે નમાઇ સરલાને તે પજવતી હતી. દુઃખી સરલાએ આ વૃત્તાંત ધીમે ધીમે સુરેશચંદ્રને કહ્યો.

"... ... મ્હારાં બા હતાં ને તે રોજ મ્હને ખોળામાં બેસાડીને ખોકી કરતાં હતાં, પણ મામી તો મ્હને રોજ ધમકાવે છે અને વઢે છે ... ..."

બીચારી સરલાથી રહેવાયું નહિ અને દુઃખી બાલકી ચોધાર આંસુએ રોઇ પડી—કરૂણરસનો અવધિ આવ્યો.

બાબુસાહેબે અદ્ભુત સ્નેહથી રડતી સરલાને પાસામાં લીધી અને પોતાથી બનતું આશ્વાસન આપ્યું. થોડાક સમયમાં સરલા સ્વસ્થ થઇ.

"બ્હેન, ત્હેં આ પાકીટ લઇ કેમ ન લીધું?" સુરેશચંદ્રે ધીમેથી પુછ્યું.

પોતાની નિર્દોષ આંખો વિકાસીને સરલા બાબુસાહેબ તરફ જોઇ રહી.

"પણ બીજાનું હોય તે આપણાથી શીરીતે લેવાય? મ્હારાં બા ગઈને રોજ કહેતાં હતાં કે કોઇનું કાંઇ લેવાય નહિ. જો લઇએને તો રાજા આપણને શિક્ષા કરે; અને કદાચિતને રાજાને ખબર ન પડે તો આ જગતમાંથી છટકી જઇએ, પણ ઉપર—" આમ કહેતાં એણે આકાશ તરફ આંગળી કરી "—છે ને તે, ઈશ્વરના દરબારમાં આપણને શિક્ષા થાય." આટલું બોલી, એ બાબુસાહેબ તરફ જોઇ રહી.

પોતાનાં સંતાનોને આવું સારૂં શિક્ષણ આપનાર માબાપોને તેમજ આવી આદર્શાંકિત બાલકીને, સુરેશચંદ્રે મનમાં પુષ્કળ ધન્યવાદ આપ્યો અને સરલાને એક સ્નેહભર્યું ચુંબન કર્યું.

"બ્હેન, રોજ એ વાત યાદ રાખજે, હોં, પ્રભુ ત્હને સુખી કરશે."

જાણે એક નાટકનો બહુજ સુંદર પ્રવેશ ચાલતો હોય એમ રમેશચંદ્ર આ બધું જોતો બેઠો હતો, અને દરપળે વધુ અને વધુ આશ્ચર્યચકિત થતો હતો.

સરલાની ઇશ્વર ઉપરની આસ્થા જોઇને રમેશ દિગ્મૂઢ બન્યો.

બાબુસાહેબને કાંઇક વિચાર આવતાં તેઓ તરત ઉભા થયા અને કબજો અને ટોપી પ્હેરી લીધાં

"બ્હેન, ચાલ હું ત્હને ત્હારે ઘેર મુકી આવું—રાત પડી ગઈ છે."

નિશાનાથનો બંગલો પણ પાસેજ આવેલો હતો. ત્યાંથી સુરેશચંદ્ર બહુ મોડા આવ્યા અને બહુ આનંદમાં દેખતા હતા.

* * * *

વાચક! કાળ પ્રસાર થયાજ જાય છે, એ કોઇને માટે થોભતો નથી. ઉપલી વાતને પંદર વર્ષનો લાંબો સમય વ્યતીત થઇ ગયો છે.

સુરેશચંદ્ર પરલોકવાસી થયા છે અને એમનું પત્ર રમેશચંદ્ર ચલાવે છે. પત્ર પ્હેલાના જેટલુંજ લોકપ્રિય છે. બાબુસાહેબની ઇચ્છાનુસાર રમેશ અને સરલાનાં લગ્ન થયાને આજે સાતેક વર્ષ થયાં છે.

રાત્રિનો શાંત સમય છે. પોતાના બંગલાની અગાશીમાં રમેશચંદ્ર અને સરલાદેવી બેઠાં છે. મંદ મંદ પવનની લહરીઓ આવે છે. કલાકેક પ્હેલાં વરસાદનું ઝાપટું પડી ગયું હતું એટલે ઝાડપાન બહુજ સુંદર લાગે છે. વિશાળ આકાશમાં ચંદ્ર પ્રકાશી રહ્યો છે. છુટી છવાઈ બે ત્રણ ન્હાની વાદળીઓ અહીં તહીં દોડી રહી છે અને ચંદ્રના શાંત સુંદર પ્રકાશમાં જાણે તેમને રૂપેરી કોર મુકી હોય એમ લાગે છે. સર્વત્ર મધુર શાંત ચંદ્રની છવાઇ રહી છે. દૂર સમુદ્રનાં મોજાં કીનારા સાથે અથડાઇ કાંઈક વિચિત્ર ગાન ગાઇ રહ્યાં છે. પાસેના બંગલામાં કોઇ બાલા મધુર કંઠે ગાઇ રહી છે. દૂર કોલાબાની ફરતી દીવાદાંડી ઘડીકમાં પ્રકાશે છે—ઘડીકમાં અંધારૂં થાય છે. સરલાદેવીની પાસે કોચ ઉપર પાંચેક વર્ષનું બાળક ઉંઘે છે, એમના ખોળામાં એકાદ વર્ષનું ન્હાનું બાળક, ચંદ્ર તરફ પોતાના ન્હાનકડા સુંદર હાથો લંબાવી કીલકીલાટ કરી મુકે છે. જાણે પૃથ્વી ઉપર સ્વર્ગ ન ઉતરી આવ્યું હોય!

# વિવિધ વિચાર.

## લાલ સાલડાના વાવટા.

લેખકઃ રા. રા. અમૃતલાલ સુન્દરજી વઢિયાર–મુંબાઇ.

( ગયા અંકથી ચાલુ. )

નવી નવી ફેશનની ને જુદી જુદી જાતની બંગડીઓ તમને ગમતી નથી તેથી તમે તો ઘણુંએ એમ ઇચ્છો છો કે હાથીદાંતનાં ને લાકડાનાં લાંબાં લાંબાં બલોયાં બાઇડીઓ પહેરે તો સારૂં. તેથી તમે વારંવાર વખાણ કર્યા કરો છો કે લાંબા પટ્ટાની ચાર પાંચ આંગળ પહોળી ચુડીઓ કેવી સારી લાગે ? હવે તો એવી ચુડીઓ કાઠિયાવાડની કોઇક કોઇક વાણીયાણીઓના હાથમાં જોવામાં આવે છે. બાકી મુંબઇમાંથી તો એ ચુડીઓ ગઈ ! એવાં બલોયાં મઢાવી લીધાં હોય તે ઘણાં વરસ ચાલતાં, અને ગરીબો પિત્તળના પાટાથી પણ મઢાવી લેતા. " એવી ચુડીઓમાં તોલો અર્ધો તોલો સોનું હોય તોપણ હાથની શોભા થઈ પડે અને ઘરનું રાચ થઇ પડે. એને બદલે હવે બંગડીઓમાં કેટલું બધું ખરચ થાય છે ! તેમાં કેટલું બધું સોનું જોઇએ ને કેટલી બધી મજુરી જોઇએ ! પણ હવેની બાઇડીઓ કાંઇ માને એમ છે ! એતો બધી એ જાતે સાહેબજાદીઓ ! આ પ્રમાણે તમે બળાપા કરો છો પણ જરા વિચાર તો કરો કે એ શું વાજબી છે ! અને તમારા એવા બળાપાથી હવે કાંઇ એ મરતી જતી ચુડીઓ ફરીથી જીવતી થવાની છે ! ને બંગડીઓની સામે હુલ્લડ મચાવો તેથી કાંઇ નવી ફેશનની બંગડીઓ હમણાંના વખતમાં નીકળી–જવાની છે ! નહિ નહિ. યાદ રાખજો કે એમ કદી પણ બનવાનું નથી.

કાકીજી ! બેશક હું એટલું કબુલ કરૂં છું કે ભુંગડાં ઘરેણાંની ફેશનની બાબતમાં લોકોએ હદમાં રહેવું જોઇએ. અને પોતાના ગજા પ્રમાણે વર્તવું જોઈએ. ફેશનના ગુલામ ન બનવું જોઇએ. અને ફેશનને ખાતર અણઘટતી રીતે તણાઇ ન મરવું જોઈએ. એટલી વાત તો મને પણ કબુલ છે. અને સૌ કોઇને કબુલ હોવી જોઈએ પણ તેમ છતાં તેની સાથે આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ કે જુદા જુદા કાળમાં ને જુદા જુદા દેશમાં તથા જુદી જુદી પ્રજાઓમાં જુદે જુદે વખતે જુદી જુદી જાતની ફેશનો તો નીકળવાની જ. અને તેમાં કેટલી જાતની ફેશનોની તો એ વખતમાં દેશકાળ પ્રમાણે લોકોને જરૂર પણ હોય છે. કાકીજી ! યાદ રાખજો કે બધી જાતની ફેશનો કાંઇ ખરાબ હોતી નથી. અને જે ખરાબ ફેશનો હોય તે કાંઈ લાંબો વખત સુધી ટકી શકતી નથી તે પોતે પોતાની મેળેજ ટુંક વખતમાંજ નાશ પામી જાય છે. બેશક એટલું ખરૂં છે કે ઘણી જાતની મૂર્ખાઇ ભરેલી ફેશનો પણ જગતમાં ચાલ્યા કરે છે અને ખરચાળ તથા અગવડ ભરી ફેશનોને પણ પકડી રાખનારા માણસો જગતમાં હોય છે. છતાં પણ એટલી વાત નક્કી છે કે એવી જાતની નુકસાનકારક ફેશનો જનસમાજના મોટા ભાગ ઉપર કાંઈ ગંભીર અસર કરી શકતી નથી. જે ફેશનો બહુ જોરથી પ્રજામાં ફેલાઇ જાય છે અને સારા સારા લોકોમાં આદરમાન પામે છે તે ફેશનો સમયને અનુસરતી હોય છે. અને એવી સમયને અનુસરતી ફેશનોની સામે ફોકટનું હુલ્લડ મચાવવાથી કાંઇ ખરો ફાયદો થતો નથી; કાર-

ખુંડે એવાં તણખલાં જેટલાં હુલ્લડથી કાંઇ એવી જબરદસ્ત ફેશનોનો અટકાવ થઇ શકતો નથી. તેમજ એવી સમયને અનુસરતી તથા દેશકાળને રૂચતી ફેશનોને અટકાવવાની કાંઇ ખાસ જરૂર પણ હોતી નથી. માટે જે લોકોએ ફેશનોની સામે થવું હોય તે લોકોએ પ્રથમ એ જાતનો વિચાર કરવો જોઇએ કે આ ફેશન પ્રજાને ખાસ નુકસાનકારક છે કે નહિ? તેમજ એ ફેશન અટકાવી શકાય એવી છે કે નહિ? અને એ ફેશન થોડા વખતમાં પોતાના કુદરતીપોતેજ મરી જાય તેવી છે કે એની સામે લડાઇ લડવાની જરૂર છે? આ બધો વિચાર કરીને પછી જો વાજબી લાગે તો ખરાબ ફેશનની સામે લડાઇ ઉઠાવવી જોઈએ. અને જો એમ થાય તોજ તેમાં ઘણે દરજ્જે ફતેહ મળી શકે. પણ તમે તો આવા કાંઈ પણ વિચાર કર્યા વિના માત્ર કપડાંની નવી નવી જાતો, નવા નવા રંગો અને નવા નવા દેખાવોની સામેજ હુલ્લડ મચાવો છો. પણ જરા વિચાર તો કરો કે એવી જાતનાં હુલ્લડો હાલના વખતમાં કેમ ચાલી શકે? અને તમારા એવા બોલવાની દરકાર પણ કોણ કરે? ઉલટું એ જાતનું તમારૂં ભાષણ સાંભળીને બધી સ્ત્રીઓ હસી પડે છે અને હવે તો સૌને એમજ લાગી ગયું છે કે તમે જ્યારે બોલવા ઉભા થશો ત્યારે અમારી ચોળી, અમારાં પોલકાં, અમારી બંગડીઓ અને અમારાં છોકરાંનાં ઝભલાં ટોપી ઉપરજ ધાડ આવશે. તમે જુઓ કે છેલ્લાં દશ વરસ થયાં તમે એ જાતની લડાઈ ઉપાડેલી છે પણ તેમાં એક પા ઇંચ જેટલો પણ સુધારો થયો છે? જુઓ કે છેલ્લાં દશ વરસમાં ફેશનો વધી કે ઘટી? અને તમારો રોજનો ઉપદેશ છતાં પણ તમારી પાડોશણો અને તમારી સગી વહલીઓનાં પોલકાં ને સાડીઓના રંગો સમયને અનુસરતા થયા કે તમારી ઇચ્છા પ્રમાણેના થયા? કાકીજી! આજે ખુલ્લા દીલે કબુલ કરો કે તમારા એ ઉપદેશનું કાંઇ પણ પરિણામ આવ્યું નથી. અને તેમ છતાં તમે એનો એ બકબકાટ કર્યા કરો છો. હવે વિચાર કરો કે એને બદલે સ્ત્રીઓને ફાયદો થાય એવી બાબાતો ઉપર તમે ધ્યાન આપો તો તેઓને કેટલો બધો લાભ થાય? અને તમારા ઉપદેશની કેટલી બધી સારી અસર થાય? એ જરા ખ્યાલ તો કરો. માટે કાકીજી! મારી તમને હવે એવી સલાહ છે કે તમે સમયને અનુસરતી ફેશનોની વિરૂદ્ધમાં બોલો માં પણ એવી બાબતોની અંદર જે સુધારા થઇ શકે તેમ હોય તેવી બાબત ઉપર સ્ત્રીઓનું ધ્યાન ખેંચો. જેમકે—

નવી નવી જાતના સારાં સારાં લુગડાં અને નવી નવી જાતનાં એરીંગ, લોકેટ, સોનાની ફ્રેમવાળાં ચશ્માં, હીરામાણેકનાં ફૂલ, ચોળીમાં ખોસવાની સુંદર પીનો અને એવીજ બીજી ઘણી ચીજો કે જે ચીજો બહુ સહેલાઇથી વાપરી શકે તેવી સારી સગવડવાળી બાઈઓ હોય તેઓને એ વાપરવાની ના ન પાડો. કારણકે તમારી ના થી એ બધી બાબતો કાંઇ અટકાવાની નથી. પણ એને બદલે તમો તેમાં એમ કહી શકો કે જે બહેનોનું ગજું ન હોય તેઓએ કરજ કરીને એવાં તોફાનોમાં ન પડવું જોઈએ. જે બહેનોના પતિની કે બાઇ બાપની આવક પૂરતી ન હોય તે બહેનોએ હઠ કરીને એવી ચીજો મેળવવાનો મોહ ન રાખવો જોઇએ. કારણકે કરકસર એ સ્ત્રીઓનું ભૂષણ છે અને પોતાનાં માબાપ તથા પોતાના પતિની આબરૂ સાચવવી અને તેમને દુઃખ ન થાય તેમ વર્તવું એ સ્ત્રીઓનો ધર્મ છે, બહેનો! તમારા સુખને ખાતર કે તમારી મોજમજાને ખાતર તમારા પતિને દેવાળાં કાઢવાં ન પડે કે કેદમાં જવું ન પડે એ વાતની તમારે બહુજ

સંભાળ રાખવી જોઇએ. આવી જાતનો ઉપદેશ આપો તો તે વાજબી છે. અને એ ઉપદેશ ઘણી બહેનોને ઉપયોગી થઇ પડે. પણ એને બદલે તમે એમ કહો કે કોઈપણ સ્ત્રીઓએ સગવડ હોય છતાં પણ એવી ચીજોનો ઉપયોગજ ન કરવો જોઇએ એ વાત કાંઇ ચાલી શકે નહિ. હવે બીજી વાત જુઓ. જેમકે--

તમે આપણી ઘણી બહેનોને એમ કહી શકો કે બ્હેનો ! હવે મજુરી બહુ મોંઘી થઇ ગઇ છે. ઝીણાં, આછાં પાતળાં કપડાં પહેરવાની લોકોને ટેવ પડી ગઈ છે અને એવાં કપડાં બહુ જલદીથી ફાટી જાય છે. બીજું એ કે ઘણી વખત એમ પણ બને છે કે ચાર આનાની એક વાર મલમલ હોય તેનું પોલકું સીવડાવતાં બાર આના સીલાઇના પડે છે માટે હવેના વખતમાં કાંઇ તમે એવાં પોલકાં પહેર્યાં વિના તો રહો તેમ નથી પણ જો એ શીવવાનું કામ શીખી લો તો એની સીલાઇના બાર આના તમારા ઘરમાં બચી જાય અને હવેના વખતમાં એટલું શીખી લેવું એમાં કાંઇ મુસ્કેલી નથી. એ તો બહુજ સ્હેલી વાત છે. કારણકે સ્ત્રીઓને ભરતાં, ગુંથતા, સીવતાં, વેતરતાં શીખવે એવી ઘણીએ સ્કૂલો નીકળેલી છે. અને કેટલીક કન્યાશાળાઓમાં પણ એવાં કામો શીખવવામાં આવે છે. તેમજ તમારી ઘણીએ બેનપણીઓ આવી જાતનાં કામો શીખેલી હોય છે અને હવે તો શીવવાના સંચાઓ પણ ભાડે મળી શકે છે અને હફતે હફતે પૈસા ભરવાથી પણ મળી શકે છે. એટલે ગરીબ માણસ પણ એવા સંચાઓ ખરીદી શકે તેમ છે. માટે જો એવું કામ શીખી લો તો તમે તમારા ઘરમાં દરવરસે ઘણા રૂપિયાનો ફાયદો કરી શકો.

અને જે પોલકું સીવવા માટે હમણાં તમારે ચાર આઠ આના લાવી આપવા પડે તે પૈસા તમારા ઘરમાં બચી જાય. તમારી અક્કલ વધે, તમે ઉદ્યોગી સ્ત્રી કહેવાઓ અને તમે પારકી નિંદામાંથી બચી શકો માટે આજના જમાનામાં તો ભરવા ગુંથવાનો અને સીવવા સાંધવાનો હુન્નર સૌ બહેનોએ જરૂર શીખવો જોઇએ બહેનો ! નામદાર શહેનશાહ બાનુ પણ ગરીબોને માટે પોતાને હાથે કપડાં બનાવી આપે છે ત્યારે આપણે આપણાં પોતાનાં કપડાં અને આપણા ઘણી દીકરાનાં કપડા સીવીએ તેમાં શું કાંઇ એમ જેવું છે ? માટે બહેનો ! તમારે હવેના વખતમાં આવી જાતનાં કામો શીખવાં જોઇએ. જો આ પ્રમાણેનો ઉપદેશ કરો તો તેથી તેનો ઘણી બહેનોને બહુ ફાયદો થાય, ઘણી બહેનોની ખોટી શરમ છૂટે, ઘણી બહેનોને આવી જાતનાં કામકાજ કરતાં આવડે અને ઘણી બહેનોને પૈસા સંબંધી ફાયદો થાય, પણ અફસોસની વાત એ છે કે તમે તો એવો ઉપદેશ કરો છો કે શાળાઓમાં જવાથી શું વળે ? આગું ભણવામાં શું વળે ? દરજીપણું શીખ્યાથી શું મોટો ફાયદો થઈ જાય ? અને લાંબા હાથ કરીને ભાષણો કરવાથી શું વળે ? આવી રીતે કેળવણીની વિરૂદ્ધની વાતો કરો છો તથા સ્ત્રીઓને આગળ વધતી અટકાવવાની વાતો કરો છો અને બીજી તરફથી કહો છો કે ફૂલેલી ચોળીઓ ન પહેરવી જોઇએ. પારસણો જેવાં આખી બાંયનાં પોલકાં ન પહેરવાં જોઇએ ચાર આંગળની ચોળીઓ ન પહેરવી જોઇએ. પાતળાં કપડાં ન પહેરવાં જોઇએ. અને સિપાઈ જેવાં લાગે એવાં લુગડાં છોકરાંને ન પહેરાવવા જોઇએ; આ તમારા ઉપદેશનો સાર છે. પણ કાકીજી ! હવે તે કાંઇ એવું ચાલી શકે ? તમે એક તો શું પણ તમારા જેવાં એક લાખ જણાં કહી એવો ઉપદેશ આપવાવાળા

હોય તોપણ યાદ રાખજો કે એ લાભ જવાનું પણ કાંઇ ચાલી શકે નહિ એવો જમાનો હવે એવી જાતની ફેશનોની બાબતમાં આવતો જાય છે. માટે હવે તમારે તમારા ઉપદેશની બાબતોમાં ફેરફાર કરવો જોઇએ અને આપણી બહેનોને સાચો ફાયદો થાય એવો ઉપદેશ તમારે આપવો જોઇએ.

કાકીજી ! નવી જાતનાં કપડા તથા દાગીના નહિ પહેરવાનો તમારો ઉપદેશ ક્યારે કામ આવે એ તમને ખબર છે? જો સાઠ વરસ વહેલાં તમે એ વાતો કહી હોત તો એ વખતના લોકો તમારી વાતો કબુલ કરી શકત. એ વખતના સારા સારા ગણાતા માણસો પણ માન આપત. મારા દાદા કહેતા હતા કે અમારા ફળીઆમાં એક દેશાઈ રહેતા હતા. તેના નાના ભાઇની વહુ સારૂ તેણે અમદાવાદી કીનખાબના રેશમી કમખા શીવડાવ્યા. તે કમખો પહેરીને એક દિવસ તે બાઇ કુવા ઉપર પાણી ભરતી હતી એ વખતે કુવા ઉપર બીજા પુરૂષો ન્હાતા હતા તે જોઇને એ બાઇના જેઠને બહુ ગુસ્સો લાગ્યો કે અહીં કુવા ઉપર પુરૂષો ન્હાય છે તેવે વખતે આવો કમખો પહેરીને વહુ પાણી કેમ ભરે? જો કે તે બિચારી વહુએ લાજનો બહુજ મોટો ઘુમટો કાઢ્યો હતો. છતાં પણ કુવામાંથી પાણી ભરતી વખત હાથ ઉંચો કરવો પડે તેથી એ બાઇનો કમખો દેખાઇ જતો હતો. તે માટે તેના જેઠે કુવા ઉપર ન્હાવું અધુરૂં મુકી દીધું અને ઘેર જઇને પોતાની માને કહ્યું કે વહુ સારૂ નવા કમખા શીવડાવ્યા છે તે મારે જોવા છે માટે લાવો. એટલે ડોશીએ પોતાના દીકરાની વહુના રેશમી કમખા બતાવ્યા તે જોઇ દેસાઇએ તે કમખાઓને ચુલામાં નાખી દીધા અને પાંચ મિનિટમાં કમખાઓ બાળી નાખ્યા. એ જોઇને ડોશી બિચારી ગભરાઇ ગઇ અને કહેવા લાગી કે ભાઇ! ભાઈ! આ શું કરે છે? ત્યારે તેણે કહ્યું કે રાંડો આવા કમખાઓ પહેરીને કમખા બતાવવા સારૂ પુરૂષોના દેખતાં કુવા ઉપર હાથ ઉંચા કરે એવા કમખાઓ આપણા ઘરમાં જોઇએજ નહિ ઘરની આબરૂ રાખવી છે કે વહુઓને વઠી જવા દેવી છે! આમ કહીને ભાઇની વહુનાં માબાપને અને તેમ ગાળો દેવા લાગ્યા. પણ તેમાં એ વખતે બિચારી વહુ કાંઇ બોલી શકી નહિ કે તેનો વર પણ કાંઇ બોલી શક્યો નહિ અને ડોશી પણ કાંઇ બોલી શકી નહિ. એવો પણ એક જમાનો હતો. એવા જમાનામાં જો તમે થયાં હોત તો તમારો ઉપદેશ કામ લાગત પણ કાકીજી ! હવે તો જમાનો જુદો છે. તમારૂં ચાલે તો તમે ઘણુંએ અમારાં પોલકાંને બાળી મૂકો પણ અમારા ગૃહ હવે પાધરા છે એટલે તમારૂ કાંઇ ચાલે તેમ નથી ઇશ્વરની દયાથી અમારા વર કાંઇ અમારા પોલકાંને બાળી દે તેવા નથી પણ અમે નવી નવી જાતનાં પોલકાં ન પહેરતાં હોઇએ તો પરાણે પરાણે તેઓ પહેરાવે છે એટલે હવે તમારો એવો નકામો ઉપદેશ અમને શું કામ આવે! માટે હવે તમારે તમારા ઉપદેશની રીતમાં ફેરફાર કરવો જોઇએ. અને પરમકૃપાળુ પરમાત્માએ તમોને ઉપદેશની જે શક્તિ આપેલી છે તેનો કાંઇક સદુપયોગ થાય તેમ કરવું જોઇએ.

કાકીજી! હાલની પોશાકની ફેશનોની વિરૂદ્ધનો તમારો ઉપદેશ ક્યારે કામ લાગે એ તમને ખબર છે! એ ઉપદેશ કામ લાગવા માટે પચાસ વરસ જમાનાને પાછળ હઠાવવો જોઈએ. પણ યાદ રાખજો કે એ કાંઇ બની શકે તેમ નથી મારી દાદી કહેતા હતાં કે

અમારા ગામમાં એક હજામ હતો તે જરાક પૈસાવાળો હતો એટલે તેને મન થયું કે મારી બાયડીની સારૂ પટોળું લઇ પહેરાવું તો ઠીક. એ વખતે પાટણનાં પટોળાં વખણાતાં હતાં અને મોટા ઘરના લોકો એ વાપરતા હતા. એ પછી હજામભાઇ કોઇ શહેરમાં ગયા ત્યાંથી પોતાની બાયડી સારૂ પોતાના ઘરના પૈસાથી એક પટોળું લઇ આવ્યા. એ પટોળું તેની બાયડીએ હજી પહેર્યું નહોતું એટલામાં તો ગામમાં વાત ફેલાણી કે રામલો વાળંદ પોતાની બાયડી સારૂ પટોળું લઈ આવ્યો છે. એ વાત આગળ વધતાં વધતાં ગામના મહાજનના શેઠીઆઓને કાને ગઇ ત્યારે તે શેઠીઆઓએ મળીને વિચાર કીધો. કે મહાજનની બાયડી પટોળાં પહેરે કે હજામની બાયડીની પટોળું પહેરીને નીકળે? જ્યારે હજામડી પણ પટોળાં પહેરે ત્યારે પછી બાપડા વાણીઆની ને હજામડીની ઓળખાણ શી? માટે એનો કાંઇક ઉપાય કરવો જોઇએ, એમ વિચાર કરીને તેઓએ રામલા હજામને પોતાની પાસે તેડાવ્યો અને કહ્યું કે અલ્યા રામલા! અમે સાંભળ્યું છે કે તું તારી બાયડીને પહેરાવવા સારૂ પટોળું લઇ આવ્યો છે એ વાત સાચી કે? લાવ તો ખરો જોઇએ કેવું છે? કેટલાક રૂપિયા આપ્યા? કોઈએ ઠગી લીધો કે વાજબી કીંમતનું છે? લાવ લાવ જોઇએ તો ખરા. એમ કહીને તે હજામ પાસે પટોળું મંગાવ્યું ભોળીઓ હજામ બિચારો જરાક બ્હીતો બ્હીતો અને જરાક રાજી થતો થતો પટોળું લઈ આવ્યો ને તે શેઠીઆઓને બતાવ્યું એટલે તે શેઠીઆઓએ તેને ઉકેલ્યું અને તેને ચીરીને કટકા કરી નાખ્યા. એ જોઇને બાપડો હજામ ગભરાઇ ગયો અને કરગરીને કહેવા લાગ્યો કે માબાપ આ શું કરો છો? ત્યારે પટોળું ફાડનાર વાણીઆએ કહ્યું કે રાંડના! તારી બાયડી પટોળું પહેરીને ગામમાં ફરશે! કોઈ દી હજામડીએ પટોળાં પહેર્યાં છે? શું જોઇને પટોળું લઈ આવ્યો? તું તો હવે ફાટ્યો. તને ગામમાં ઉભો કોણ રહેવા દેશે? જલદી મહાજનની માફ માગ ને આ પટોળું બાળી દે નહિ તો ગામમાંથી કાઢી મૂકશું. એ પછી તે બિચારા હજામે મહાજનની માફી માગી અને ફાડેલા પટોળાના ચીરા પોતાને ઘેર લઈ ગયો. તેમાં એ બિચારાની દાદ કે ફરિયાદ સાંભળનારૂં કોઇ નહિ. વહીવટદાર આગળ વહીવટદારની હજામત કરતાં કરતાં તેણે એ વાત કહી. ત્યારે વહીવટદાર સાહેબે કહ્યું કે તું એજ લાગનો છે. મહાજને તને ઠીક શિક્ષા કરી. બેવકૂફ! એટલો વિચાર ન આવ્યો કે ઘાસ કાપવા જાય તેવી હજામડીઓને તે કાંઇ પટોળાં હોય! પટોળાં તો શેઠાણીઓને શોભે.

કાકીજી! જ્યારે આવો કાળ હતો તે જમાનામાં જો તમે એમ કહેતાં હોત કે ઘોબણ આવાં લુગડાં પહેરે છે તે ઠીક નહિ. ઘોડાવાળાની બાયડી આવું પોલકું પહેરે છે તે ઠીક નહિ. દરજણ આટલો બધો ભભકો કરીને ફરે છે તે ઠીક નહિ અને મોચણના હાથમાં આવી નવલખી નાગરદાસની વહુના જેવી બંગડી હોય કે? એમ કહેત તો તે ચાલી શકત પણ આજના વખતમાં તમે એવી વાતો કરો એ કાંઇ ચાલે? માટે હવે તો તમારે સમય વિચારવો જોઇએ બેશક આવી જાતના લોકોને તમે એમ કહી શકો કે બહેનો! તારે ધંધાને શોભે એવાં કપડાં તમે પહેરો તો સારૂં. તમારે ઘરનાં

એ સાંભળીને કાકીજી બહુ ઉંડા વિચારમાં પડી ગયાં. થોડી વાર પછી તેમણે કહ્યું કે લલિતાવહુ, તમારી વાત તો સાવ સાચી છે. પણ મારાથી મારી ટેવ કાંઇ ઘડીમાં મૂકાય તેમ નથી. તોપણ હવે હું એ બાબતમાં જેમ બને તેમ ચોકસી રાખવાની તજવીજ કરીશ. એ પછી લલિતાદેવીએ કહ્યું કે કાકીજી! કાંઇ વધારે પડતું કહેવાયું હોય તો માફ કરજો. પણ મારા મનમાં ઘણા દિવસ થયાં તમને આ બાબત કહેવાની ઇચ્છા હતી પણ ખુલ્લા દીલે કહી શકતી નહોતી પણ આજે તો જોગ મળી ગયો ને મનમાંથી હિંમત આવી ગઇ, એટલે આ બધી સાચી વાતો તમને કહી દીધી છે. તેમાં માઠું લાગે તો માફ કરજો હું તો તમારૂં બચ્ચું છું.

એ સાંભળીને કાકીજીએ કહ્યું કે મારા લાલ સાડલાના વાવટા ઉડાવવાવાળી વહુ તો મને મુજાની મળી છે. હાં! હા, પણ આજના જમાનામાં એવીજ વહુઓની હવે અમારા દીકરાઓને જરૂર છે. પ્રભુ તમોને સુખી રાખે. એમ કહી કાકીજી એ બાબત ઉપર વિચાર કરતાં કરતાં ત્યાંથી રવાના થયાં.

સ્ત્રીધન:

સીતા પિયરમાંજ રહેતી હતી. તેની પણ પુંજીમાં માત્ર તેનું પલ્લુંજ હતું. આ પ્રમાણે સ્ત્રીધનની ઉત્તમ રીતીએ આ સમયે આ દુઃખી બાળકોને ઉદરપોષણમાં સહાયભૂત થઇ, તેઓને અત્યંત કંગાલ અવસ્થાના અનંત ખાડામાં પડતાં બચાવ્યાં. ન્યાત વરા વિગેરે લગ્નની ધામધુમનો કરજ કરીને મનમાન્યો ખરચ કરી માત્ર પક્ષી જેવી અમસ્તની ખાબતજ આગળ ઉપર મુલતવી રાખવા કરતાં, આવા સૌભાગ્યમાં શરીરને શોભાવનાર અને દુર્ભાગ્યમાં શરીરને નિભાવનાર સ્ત્રીધનને માટે પ્રથમ બંદોબસ્ત કરવો એ અગત્યનું છે. પશ્ચિમના દેશીઓ જીંદગીનો વીમો પણ ઉતરાવે છે; પણ આપણે તો હાલમાં અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ જેવા થયા છીએ. ન વીમો કે દાગીનો આ ઉપરથી એમ નથી સમજવાનું કે સ્ત્રીધન માટે મ્હોટી રકમજ જોઇએ. એક સામાન્ય પંક્તિના મનુષ્યથી થોડે શ્રમે મેળવી શકાય અને જીવનું પોષણ થાય, એવી રકમ હોય તો આપણાં સમજુ પણ હાથમાં ડગલે ડગલે મૂર્ખતાના અપવાદને પાત્ર થએલા-આર્ય વડીલોનો હેતુ સાર્થક થશે.

આદર્શજીવન:

"શુદ્ધ જીવન, ખુલ્લું મન, નિર્મળ અંતઃકરણ, ઉત્સુક બુદ્ધિ, નિર્વિક્ષિપ્ત આત્મદૃષ્ટિ, સામાન્ય ભ્રાતૃભાવ, કોઇને પણ સલાહ અને શિક્ષણ આપવાનો અને લેવાનો ઉમંગ, પોતાને થયેલા અન્યાયની હિમ્મતભરી સહનશીલતા, પોતાના સિદ્ધાન્તો જાહેર કરવાની નિડરતા, બીજાઓપર થતા ગેરઇન્સાફી હુમલાઓનો નિર્ભય બચાવ કરવો, અને પવિત્ર શાસ્ત્રોમાં કહેવા પ્રમાણે મનુષ્યની અભિવૃદ્ધિ અને સંપૂર્ણતાના લક્ષ્ય તરફ અચલ દૃષ્ટિ આ બધાં જીજ્ઞાસુને હેતીજ્ઞાનના મંદિરપર ચ્હડવાના દાદરના સુવર્ણનાં પગથીઆં છે."

મોતમલાલ ધીરજલાલ કૃત 'કુમુદચંદ્ર'

અમારા ગામમાં એક હજામ હતો તે જરાક પૈસાવાળો હતો એટલે તેને મન થયું કે મારી બાયડીની સારૂ પટોળું લઇ પહેરાવું તો ઠીક. એ વખતે પાટણનાં પટોળાં વખણાતાં હતાં અને મોટા ઘરના લોકો એ વાપરતા હતા. એ પછી હજામભાઇ કોઇ શહેરમાં ગયા ત્યાંથી પોતાની બાયડી સારૂ પોતાના ઘરના પૈસાથી એક પટોળું લઇ આવ્યા. એ પટોળું તેની બાયડીએ હજી પહેર્યું નહોતું એટનામાં તો ગામમાં વાત ફેલાણી કે રામલો વાળંદ પોતાની બાયડી સારૂ પટોળું લઈ આવ્યો છે. એ વાત આગળ વધતાં વધતાં ગામના મહાજનના શેઠીઆઓને કાને ગઇ ત્યારે તે શેઠીઆઓએ મળીને વિચાર કીધો કે મહાજનની બાયડી પટોળાં પહેરે કે હજામની બાયડીની પટોળું પહેરીને નીકળે ? જ્યારે હજામડી પણ પટોળાં પહેરે ત્યારે પછી બ્રાહ્મણ વાણીઆની ને હજામડીની ઓળખાણ શી ! માટે એનો કાંઇક ઉપાય કરવો જોઇએ. એમ વિચાર કરીને તેઓએ રામલા હજામને પોતાની પાસે તેડાવ્યો અને કહ્યું કે અલ્યા રામલા ! અમે સાંભળ્યું છે કે તું તારી બાયડીને પહેરાવવા સારૂ પટોળું લઇ આવ્યો છે એ વાત સાચી કે ? લાવ તો ખરો જોઇએ કેવું છે ? કેટલાક રૂપિયા આપ્યા ? કોઈએ ઠગી લીધો કે વાજબી કીંમતનું છે ? લાવ લાવ જોઇએ તો ખરા. એમ કહીને તે હજામ પાસે પટોળું મંગાવ્યું ભોળીઓ હજામ બિચારો જરાક બ્હીતો બ્હીતો અને જરાક રાજી થતો થતો પટોળું લઈ આવ્યો ને તે શેઠીઆઓને બતાવ્યું એટલે તે શેઠીઆઓએ તેને ઉકેલ્યું અને તેને ચીરીને કટકા કરી નાખ્યા. એ જોઇને બાપડો હજામ ગભરાઇ ગયો અને કરગરીને કહેવા લાગ્યો કે માબાપ આ શું કરો છો ? ત્યારે પટોળું ફાડનાર વાણીઆએ કહ્યું કે રાંડના ! તારી બાયડી પટોળું પહેરીને ગામમાં ફરશે ? કોઈ દી હજામડીએ પટોળાં પહેર્યાં છે ? શું જોઇને પટોળું લઈ આવ્યો ? તું તો હવે ફાટ્યો. તને ગામમાં ઉભો કોણ રહેવા દેશે ! જલદી મહાજનની માફી માગ ને આ પટોળું બાળી દે નહિ તો ગામમાંથી કાઢી મૂકશું. એ પછી તે બિચારા હજામે મહાજનની માફી માગી અને ફાડેલા પટોળાના ચીરા પોતાને ઘેર લઈ ગયો. તેમાં એ બિચારાની દાદ કે ફરિયાદ સાંભળનારૂં કોઇ નહિ વહીવટદાર આગળ વહીવટદારની હજામત કરતાં કરતાં તેણે એ વાત કહી. ત્યારે વહીવટદાર સાહેબે કહ્યું કે તુ એજ લાગનો છે. મહાજને તો ઠીક શિક્ષા કરી. અપેડા ! એટલો વિચાર ન આવ્યો કે ઘાસ કાપવા જાય તેવી હજામડીઓને તે કાંઇ પટોળાં હોય ? પટોળાં તો શેઠાણીઓને શોભે.

કાકીજી ! જ્યારે આવો કાળ હતો તે જમાનામાં જો તમે એમ કહેતાં હોત કે ઘોલણ આવાં લુગડાં પહેરે છે તે ઠીક નહિ. ઘોડાવાળાની બાયડી આવું પોલકું પહેરે છે તે ઠીક નહિ દરજણ આટલો બધો ભભકો કરીને ફરે છે તે ઠીક નહિ અને મોચણના હાથમાં આવી નવલખી નાગરદાસની વહુના જેવી બંગડી હોય કે ? એમ કહેત તો તે ચાલી શકત પણ આજના વખતમાં તમે એવી વાતો કરો એ કાંઇ ચાલે ? માટે હવે તો તમારે સમય વિચારવો જોઈએ બેશક આવી જાતના લોકોને તમે એમ કહી શકો કે અહેનો ! તારે ધંધાને શોભે એવાં કપડાં તમે પહેરો તો સારૂં. તમારે ઘરનાં

લીલાવંતીની લીલા અપાર, નથી સમાતી કંઇ એ લગાર. ૧૬
રસિક રમણિક રોઝડાં રડતાં, વિનોદગૌરી વાટે ઘાટે વઢતાં. ૧૭
ચતુરલક્ષ્મી તે ચાડીઓ કરતી, ચંચલ ઊઘાડે અંગે ફરતી. ૧૮
અતીલક્ષ્મીને " લક્ષ્મી " થી વેર, " કમળા " જાય ન કમળાને ઘેર. ૧૯
વીરલક્ષ્મી છે ન્હીકણુ ખીલાડી, મહાલક્ષ્મી છે જનમની બાડી. ૨૦
હીરાલક્ષ્મી શાં કરિયે વખાણ? કાળો ચળકતો આરસપ્હાણ! ૨૧
વૈકુંઠગૌરીનાં ગૌરવ કેવાં? કાગ-કન્યા કે કાબર જેવાં! ૨૨
ચુનીગૌરી ચૂડેલ અન્તરિયાં, નખ-શિખ " ચતુરા-ચરિત્ર " નાં ભરિયાં. ૨૩
સ્વરૂપ-સુંદરી રૂપ કહો કેવું? જાદવ રાણી જાસુવંતી જેવું. ૨૪
ભાનુમતી રાહુ-ગળ્યો ભાણુ, જાણે કુટકની કોપલા ખાણુ! ૨૫
વીજળી વદનનો જોઇ ઝબકારો ગર્ધવ-ગૌરી કરે છે ખુંખારો. ૨૬
હર્ષિ કહે છે " આવો બ્હેનિ ' હુરખ ' " હું ને તું બે મ્હારા સમ સરખ. ૨૭
" ભલે લોક કરે છો લવારો, વિચાર-આચાર આપણો ન્યારો. ૨૮
કૃષ્ણાકુમારી કૌતુક કરતાં! ક્યાં ત્યાં ઐશિયાળાં ઊદર ભરતાં. ૨૯
સદ્‌ગુણસુંદરી દુર્ગુણ ગણતાં, ભુલ્યાં શેષને શારદ ભણતાં. ૩૦
ખુશવદન ખોડિલાં રીસાળ, પ્રસન્નવદન પાવક કેરી ઝાળ. ૩૧
સુલક્ષણોનાં લક્ષણ ખોટાં, જોડી જગતે જડે નહિ જોતાં. ૩૨
કળાવંતી કલહનો કોહાર ચાલે, વડવાડ ઘરમાં ને બ્હાર. ૩૩
હરીગંગા અતિશય અદેખી, શીવગંગાને મટિયણ દેખી. ૩૪
વનિચર વરને વિરોચના વ્હાલી-છબિલા પુંઠે છાપરે ચાલી. ૩૫
સુવદનાનું વદન ઝંખી જોતાં, કપી-કાંતા રતનવહુ રોતાં. ૩૬
" રખે ' પિયુજી ' અમોને પરહરશે, શકે ' સ્વામી ' સુવદનાને વરશે. " ૩૭
દયા દિલમાં દેવે નહીં ધારી, સર્જી વાનરી વેષે એ નારી. ૩૮
ગની-હીણુ ગોદાવરી ગંદી, અંદાકિની મદન-પ્રિયા મંદી. ૩૯
નર્મદાનાં નખરાં બહુ ખોટાં, કર્મે કઠિયારાં મનસુબા મ્હોટા. ૪૦
જમના બ્હેન જન્મારો જળેલાં, જમનાં બ્હેન છે નામ મળેલાં. ૪૧
ભુરી ભટોસ બ્હાવરી ભુંડી, કજિયાખોર છે કરડા કુંડી. ૪૨
બચુ બ્હેકેલ બુચકુ બિલાડી, ચુપ-સ્વાદે ચુકી ખાધી સાડી. ૪૩
વધુ વિસ્તારે સરશે શું કાજ! ઝાઝું લખતાં લાગે મને લાજ. ૪૪
ગુણીજનને ઘણેરૂં શું કહિયે? થોડું કહેતાં માની ઘણું લહીયે. ૪૫
વાણી વિપરત લાગે જો મ્હારી, માંગું નમી, નમી, મારી તમારી. ૪૬
નામ શોભિતા સદ્‌ગુણ ધરશો, સજ્જન સંસારે સુજશ વરશો. ૪૭
લક્ષ્મીરામ કહે આશિષ મ્હારી, પુરો ઇશ્વરી આશ તમારી. ૪૮

# विद्याकला-वैदक.

## પાકશાસ્ત્ર.

૧.

લેખક: સૌ. વસન્તગૌરી—અમરેલી.

### ફરસી પુરી:

અર્ધો શેર મગની છડી દાળ સાફ કરી, ચોખ્ખા ઠંડા પાણીમાં તેને ઓછામાં ઓછા ચાર કલાક સુધી પલાળી રાખવી. ત્યાર પછી તેને વાટવી, પણ તદ્દન ઝીણી ન કરવી. તે વાટેલ દાળમાં લીલું નાળિયેર એક (લીલું ન મળે તો પાણીવાળું લેવું) ખમણીને તથા કોથમીર, આદુ, લીલાં મરચાં, લીંબુ અને તલ યોગ્ય પ્રમાણમાં નાંખવું; અને આ મસાલો તેમાં મેળવવો. બરોબર અંદર મળી જઇ એક થાય એટલે-લોઢાની કઢાઇમાં તેલ મૂકી, તે ગરમ થાય ત્યારે,-તેમાં પેલું બનાવેલું દાળનું પુરણ વઘારવું. પછી તેની ઉપર દળેલું મીઠું, હળદર, હીંગ, વગેરે નાંખી, તેને તવેતા વડે ખુબ હલાવ્યાં કરવું. જ્યારે સાવ છૂટું પડી જવા આવે એટલે નીચે ઉતારવું.

શેર એક મેદાનો લોટ લઇને તેને મુઠીયાં (મુઠી) પડતું મોણ દેવું. પછી તેને દૂધ અથવા પાણીથી બાંધવો અને ખુબ મસળીને તેના લુવા કરવા ત્યાર બાદ તે લુવાના જેવડાજ લુવા પેલા પુરણના પણ કરવા. પછી લોટના લુવાની પુરી વણવા માંડવી અને નાની થાય એટલે તેમાં પેલો પુરાણનો લુવો મુકી તેની બાજુઓ વાળી, ચપટો ગોળ ફરીથી કરી, પોચે હાથે મોટી કરવી. અને તાવડામાં તેલ મુકી તેને છુટી છુટી તળવી.

આપણા દેશમાં આ પુરી જવલ્લેજ જોવામાં આવે છે, પણ થાય છે ઘણી સારી. વળી મહેનત પણ બહુ પડતી નથી. માટે બ્હેનોને તે બનાવટ અજમાવી જોવા ભલામણ છે.

### બટાટાની છીન:

બટેટાં શેર એક લેવાં. તેને છોલી ખમણવા. પછી શેર અર્ધો મગફળી (માંડવી) ની શીંગો લઈ, તેને ચુલા ઉપર કોરી શેકી તેનાં છોડાં કાઢી નાંખવા. અને તેનો બારીક ભૂકો કરવો.

હવે બટેટાં ખમણેલાં હોય, તેને ચોખ્ખા પાણીમાં ધોઇ નાંખવાં. અને દાબીને તેમાંથી પાણી કાઢી નાંખી તે અને મગફળીનો ભૂકો ભેળવી, તેમાં આદુ, કોથમીર, તલ, ટોપરૂં, લીલાં મરચાં, લીંબુ, મીઠું, હળદર, હીંગ, વગેરે, જરૂર પડતું નાંખી, ચૂલે કડાઇમાં તેલમાં મૂકી વઘારવાં.

૨.

લેખક: સૌ. અરૂણાલક્ષ્મી—અમદાવાદ.

### વેઢમી-ચણાના લોટની:

ચણાનો લોટ અર્ધો શેર લેવો. તેને પાશેર ઘીમાં આછે તાપે શેકવો (સાંતળવો.) પછી તેમાં શેર એક દૂધ નાંખવું. દૂધ બળી જાય પછી પોણોશેર સાકરિયા ખાંડ તેમાં

નાંખવી. અને તેનું પુરણ કરવું. આ પુરણમાં અડધી લીલા (પાણીવાળા) ટોપરાની કાચલીનું છીન નાંખવું. પોણોશેર ઘઉંનો લોટ લેવો. તેને ઘીનું મોણ દેવું. પછી તેને દૂધે બાંધી પુરી વણવા જેવી કણેક કરવી. તેની પુરી કરીને તેની વચ્ચે પુરણનો લુવો મુકીને બધી બાજુએ ચપટી ગોળવાળી દેવી. તે પછી તેને ફરીથી વણીને ઘીમાં તળવી.

૩.

લેખકઃ સૌ. "કુસુમ્હિર માણેક બ્રાહ્મણ-પત્ની."

## પુરણપોળીઃ (વેઢમી તુવેર દાળની)

શેર એક તુવેરની દાળને ધોઈને, ચુલા ઉપર પાણી ઉકાળી, આધરણ બરોબર થાય ત્યારે ઓરી દેવી. એ પછી દાળ ચઢી રહે ત્યારે તેમાંથી પાણી કહાડી લેવું અને અંદર રહેલી દાળને ખુબ ઘુંટવી. પછી અંદર શેર એક દળેલી સાકર (ખાંડ) નાંખવી. અને હલાવ્યા કરવું. એ પ્રમાણે જ્યાં સુધી માવો (પુરણ) તૈયાર થાય ત્યાં સુધી કરવું. પછી તેમાં વાટેલી એલચી નાંખવી. અને ઘઉંના લોટનો લુવો લઇ નાની રોટલી કરી તેમાં આ તૈયાર થયેલા પુરણનો લુવો મુકવો તથા તેને ચપટી ગોળ વાળી, તેની રોટલી બનાવી તવા ઉપર શેકવી.

## ઓસાણઃ

દાળ ઉપરથી કહાડી લીધેલા પાણીનું ઓસાણ, જુદા વાસણમાં રાઇ, મેથી, મરચું મુકી વઘાર કરી, તેમાં ઉકાળવું. જરા ખટાશ, ગોળ, અને થોડો ચણાનો લોટ નાંખવો તથા કોથમીર, આદુ, મરચાં, કોપરાનો છીન વગેરે નાંખવું.

## દક્ષિણી કોશમ્બીરઃ

રાયતામાં અને કોશમ્બીરમાં ફરક એટલો છે કે રાયતામાં વાટેલી રાઇ આવે છે અને કોશમ્બીરમાં ન આવે.

### પતાસાંની કેશરબીરઃ

નાનાં નાનાં પતાસાં લઇને ઘીમાં એક બે એક બે તળી લેવાં પછી તેને ઘટ્ટ (પાણી વિનાના) દહીંમાં બોળવવાં અને તેમાં થોડુંક મીઠું નાંખવું. કેસર પણ જરા નાંખવું.

૪.

લેખકઃ એક બ્હેન—અમદાવાદ.

## રતાળુનો લાડુઃ

રતાળુ (શેર અરધો) ધોળું હોય તેનો જાડો ભાગ લેવો હેને ભીનું કરીને લુગડું લપેટવું. હેના ઉપર માટી ચોપડવી. પછી હેને દેવતાની ભરસાડમાં બાફવા મુકવું. બફાય એટલે કહાડી લેવું સાધારણ ટાઢું પડ્યા પછી, ઉપરથી છોડાં ઉખેડી નાંખવાં. પછી બાફેલું રતાળુ હોય, હેનો ભુકો કરવો, પણ એવી રીતે કે હેના દાણા ભાંગવા દેવા નહીં. હેમાં જોઇએ તે પ્રમાણમાં ઘી તથા ગુળ (ઝીણો ખાંડ) નાંખવું અને એલચી પાવલીભાર વાટીને નાંખવી. પછી લાડુની ગોળી વાળવી.

રતાળુનો ખારો લાડુ પણ થાય છે. હેમાં તેલ, મીઠું, જીરૂ તથા આદુ અને લીલાં મરચાં ખાંડીને નાંખી, લાડુ વાળવો.

### પાપડ: ( બટાટા-શકરિયાં-રતાળુના ).

અધોશેર બટાટાને ઉનાપાણીમાં સારી પેઠે બાફવા. બફાય એટલે ત્હેને ફોલી નાંખવા, ફોલી નાંખીને પછી ત્હેને ખુબ ચોળી નાંખવા. બટાટાની કણી રહેવા દેવી નહીં. ત્હેમાં મીઠું, જીરૂં તથા મરી જોઇએ તે પ્રમાણે નાંખવું. પછી ત્હેને ખુબ પીસવું. પીસીને ત્હેના લુવા કરવા પછી થાળીમાં તેલ ચોપડી હાથવતી થાપડવા અને તે થાળીઓ તડકે મુકવી. તે પાપડ સુકાય એટલે ઉખાડી લેવા અને ત્હેને તેલમાં તળીને વાપરવા

તેવીજ રીતે શકરીયાં તથા રતાળુના પણ પાપડ થાય છે.

### કાચાં કેળાંનો લાડુ:

કાચાં કેળાં નંગ ચાર લાવીને ત્હેને પાળીવતી છોલી નાંખવાં. પછી ત્હેના પીતા પાડવા. પછી ત્હેને ઘીમાં તળવા. તૈયાર થાય એટલે નીચે ઉતારીને ભાગી નાંખવા એમાં ઘી તથા ગુર જોઇએ તે પ્રમાણે નાંખવું. અને અડધાભાર એળચી વાટીને ત્હેમાં નાંખવી બદામની મીંજેના ફોતરાં કાઢી નાંખી તેના કકડા કરીને ત્હેમાં નાંખવા અને ત્હેના લાડુ વાળવા.

### બટાટાની નેન (નાન) ખટાઇ:

બટાટા શેર અર્ધો લઇ ત્હેને ખુબ બાફવા. બફાય એટલે ત્હેને ફોલીને ચોળી નાંખવા ત્હેમાં મીઠું, જીરૂ તથા આદુ મરચાં તથા ચારેક રૂપિયાભાર મીઠું દહીં નાંખવું. અને ત્હેને ખુબ પીસવું. પછી થાળીમાં તેલ ચોપડી ત્હેમાં પતાસાં જેવડાં ચકતાં પાડવાં. ત્હેના ઉપર બરોબર બેસતી થાળી ઢાંકીને ઉપર નીચે દેવતા મુકવો આ ચકતાં બળી ના જાય માટે જોતાં રહેવું. લાલ થાય એટલે થાળી નીચે ઉતારી દેવી. અને ટાઢી પડે એટલે ચકતાં ઉખાડી લેવાં.

---

## ભરત ગુંથણ.

૧.

લેખક બ્હેન પ્રકાશવતી મજમુદાર.-મુંબાઇ

### નાનાં છોકરાંના પગનું મોજું:

આ મોજું બે રંગથી બનાવવામાં આવે છે: ગમે તો સફેદ અને પીન્ક અથવા સફેદ અને બ્લ્યુ રંગ લો. સફેદ રીંગલ બરલીન ઉન અરધો આઉંસ અને અડધો અંઉસ કોઇ પણ પસંદ પડતા બીજા રંગનું લો. લોઢાના સોયા ૪ જોઇશે.

આ મોજું તળીયાના ભાગથી શરૂ થાય છે. એક સોયાપર રંગીન ઉનથી ૭૩ ટાંકા મુકો અને સાત હાર સાદી ગુંથો. ૮ મી હાર ૨૭ ટાંકા સાદા ફેરવો અને તેજ સોયાથી ૨૭ ટાંકા સાદા પાછા ગુંથો. ૧૦ મી હાર-પહેલા ટાંકામાં બે વખત ગુંથી એક ટાંકો વધારો ને હારના છેડા સુધી સાદું ગુંથો અને એક ટાંકો બીજા સોયા પરનો ગુંથો ને ઉથલાવો-ફેરવો અને પાછું ગુંથો. ૧૨ મી હાર-આગળ પ્રમાણે એક વધારો ને હારના છેડા સુધી સાદું ગુંથો અને છેડા તરફ ૧ ટાંકો વધારી તેને સાથે ગુંથો ફેરવો અને પાછું ગુંથો ૧૪ મી હાર-૧૦ મી હાર પ્રમાણે ગુંથો. ૧૬ મી હાર ૧૨ મી હાર પ્રમાણે ગુંથો.

હવે એડી તરફ વધારવું નહીં. તમારા દરેક સોયાપર ૩૯ ટાંકા થાય ત્યાં સુધી ૧૦ મી અને ૧૨ મી હાર પાછી ગુંથો. ૧૫ એવડી હારો ગુંથાયા પછી ૨૭ ટાંકા બંધ કરો અને અંગુઠા માટે ૧૨ ટાંકા ગુંથો. છેલ્લા ટાંકાની નીચે પડેલો દોરો ઉંચકો અને તેને સાદો ગુંથો અને પછી છેલ્લા ટાંકા પર કાઢો. આથી અંગુઠા તરફ ભરાવદાર થશે પણ વધશે નહીં.

ગુંથણ ફેરવો. અને પાછું ગુંથો. પાટલી તરફ કીનારી બનાવવાને ૪ ટાંકા નવા બનાવો. આ હાર પાછી સાદી ગુંથો અને છેડા તરફ બીજા સોયાપરનો ૧ ટાંકો ગુંથી ઉથલાવો-ફેરવો અને પાછું ગુંથો. બીજી હારના છેડા તરફ છેલ્લા ટાંકાની નીચેનો ઉનનો દોરો ઉંચકો અને તેને ગુંથો અને છેલ્લા ટાંકા ઉપરથી કાઢો, ફેરવો અને પાછું ગુંથો. છેલ્લી બે હારો અંગુઠાની આડી ડબલ સાત હારો થાય ત્યાં સુધી ગુંથો. કિનારીના ૪ ટાંકા બંધ કરો. ૧૨ ટાંકા સાદા ગુંથો છેલ્લા ટાંકા નીચે પડેલો ઉનનો દોરો ઉચકો અને તેને ગુંથો અને તેને છેલ્લા ટાંકાપરથી કાઢો અને પાછું ગુંથો. ૨૭ ટાંકા નવા બનાવો.

**૧ લી** હાર-૩૯ ટાંકા સાદા ગુંથો ઉનનો પડેલો દોરો ઉંચકો અને તેને ગુંથો અને છેલ્લા ટાંકા ઉપરથી કાઢો પાછું ગુંથો. **૩ જી હાર** છેડા તરફ બે ટાંકા રાખી બાકીનું સાદું ગુંથો-૧ ટાંકો સેરવો. બીજા સોયા પરનો ૧ ટાંકો લઇ ૨ ભેગા ગુંથો. સેરવેલો ટાંકો ઉથલાવો અને પાછું ગુંથો. **૫ હાર**-છેડે ૨ ટાંકા રાખી સાદું ગુંથો. ૧ સેરવો, બીજા સોયાપરનો એક ટાંકો અને એક ઉંચકો-૨ સાદા ભેગા ગુંથો અને સેરવેલો ટાંકો ઉથલાવો. પાછું ગુંથો. **૩ જી અને ૫ મી હાર**-આઠ ડબલ હારો થાય ત્યાં સુધી ગુંથો. **બીજી** ૪ હારો એજ પ્રમાણે ગુંથો પણ એડી તરફ દરેક હારમાં ૧, ટાંકો ઘટાડો. હવે ગુંથણની ડબલ ૧૨ હારો થઇ.

બીજા સોયાપરની ત્રણ હાર મળીને ૧૫ હાર થઇ. અવળી બાજુએ ફેરવો અને બન્ને સોયા ભેગા રાખી ટાંકા બંધ કરો અને બુટને સહાયથી સીવો. ઘુંટીના પટા માટે ૩-ટાંકા મંડો. અને મોજાને જોઇતી લંબાઇમાં ૧ સાદો, ૧ ઉંધો અને ૧ સાદો ગુંથો. સ્લીપર (બુટ) વાળા ભાગની પાછળથી પટાને ટાંકો. એક છેડાપર બટન ટાંકો અને બીજે છેડે ગાળો રાખો.

મોજાંના ઉપલા ભાગ માટે સફેદ ઉનથી ત્રણ સોયાની દરેકપર ૧૪ ટાંકા મંડો. **૧ લી** હાર—ગોળ સાદી ૨ જી—ગોળ; ૨ સાદા ભેગા; બે વખત-૪ વખત ૧ આંટો, ૧ સાદો; બે વખત બે સાદા ભેગા ૧ ઉંધો. આ નિશાનીથી ફરી પાછું ગુંથો. ૩ જી—ગોળ ૧૨ સાદા, ૧ ઉંધો; ૧૨ સાદા, ૧ ઉંધો; ૧૨ સાદા, ૧ ઉંધો; **૪ થી અને ૫ મી** ગોળ હાર ૩ જી ગોળ હાર પ્રમાણે ગુંથો. ૬ ઠી ગોળ હાર ૨ જી ગોળ પ્રમાણે ગુંથો. અગીઆર તરેહ થાય ત્યાં સુધી ફરી પાછું ગુંથો. બે તરેહના ૨૫ ટાંકા બંધ કરો અને એની ઉપર ચાર તરેહ સુધી હારો ગુંથો ને ટાંકા બંધ કરો. આ આગલો ભાગ છે.

ઉપલા ભાગને આગળના ગુંથેલા ભાગ સાથે રાખી અવળે પડથી સીવી લો. સ્લીપરના ભાગપર રંગીન રેશમથી આખી ગોળ હાર કરો. મોજાને મથાળે એક સોયાથી કિનારી ગુંથી મોજું પૂરું કરો આ મોજાંની રીત વાંચવા કરતાં, જો લખ્યા પ્રમાણે કરી જોવામાં આવશે તો એક ઘણોજ સુંદર ઉપયોગી નમુનો જરૂર થશે.

૨.

લેખક. સૌ. નર્મદા કાશીરામ ત્રિવેદી—ખેરાળુ.

## બાળક માટે ઉનની ટોપીઃ

**ગુંથવાની રીત—**" નાનાં બચ્ચાંઓના માથાની ટોપી."

**સાધન—**લોખંડના પાતળા સોયા નગ બે ગુલાબીને સફેદ ઉન તોલા ૧૦ ચીરેલું (પરસેલા ઉન હશે તો વધારે અનુકુળ પડશે)

**શરૂઆત—**આ ઘણી સુંદર તરેહની બનાવટ આ ટોપી બે સોયાથી ગુંથાય છે. લોખડના જરાક લાંબા સોયા પાતળા નંગ બે લઇને શરૂ કરવી. ટોપી બનાવવાને માટે પહેલેથી કળીઓ માંડો, એકેક કળીનો એકેક ટાંકો માંડવો ૭ મહિનાના છોકરાની ટોપી માટે આશરે નવ દશ કળી જોઇએ. ને ઉન ચીરેલું કમ લાગે, કારણકે આખા ઊનની બનાવટમાં સફાઇ આવતી નથી.

નવ કળીના ટાંકા નવ સોયા ઉપર માંડો.

બે લાઇન (હાર) સાદી ગુથો. હવે ત્રીજી લાઇન એકેક ટાંકે એકેક આંટો લો. એટલે બમણા ટાંકા થશે હવે એક લાઇન પર્લ એટલે બખીઆની ને એક લાઇન પ્લેન એટલે સાદી, એમ કરો,

**પહેલી હાર—**એક આંટો લઇને એક સાદો ને બીજો ટાંકો સાદો એમ હાર પુરી થતાં સુધી કરો. પછી હાર પર્લ.

**ત્રીજી હાર—**એક આંટો લઇને એક સાદો ટાંકો ને પછી બે સાદા ટાંકા જુદા, એમ હાર પુરી થતા સુધી. પછી હાર પર્લ.

**પાંચમી હાર—**એક આંટો લઇને એક સાદો ટાંકો ને પછી ત્રણ સાદા ટાંકા, એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

**સાતમી હાર—**એક આંટો લઇને એક સાદો ટાંકો પછી ચાર સાદા ટાંકા એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

**નવમી હાર—**એક આંટો લઇને, એક સાદો ટાંકો પછી પાંચ સાદા ટાંકા, એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

**અગીઆરમી હાર—**એક આંટો લઇને એક સાદો ટાંકો પછી ૭ સાદા ટાંકા, એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

હવે પહેલાં આંટો લઇને, એક સાદો ટાંકો ફરી આંટો લઇને એક સાદો ટાંકો. પછી ૭ સાદા ટાંકા લેવાના. એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

હવે એક ટાંકો લઇને એક સાદો ટાંકો, પછી બે સાદા ટાંકા લેવાના પછી એક આંટો લેઇને, બે ભેગા સાદા ગુથવાના પછી પાંચ ટાંકા સાદા ગુથવાના, એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ

એક અરિા લઇને એક સાદો ટાંકો પછી ચાર સાદા ટાંકા લેવાના પછી અરિા લઇને બે ભેગા સાદા ટાંકા લેવાના. પછી ચાર સાદા ટાંકા લેવાના. એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

હવે અરિા લઇને એક સાદો ટાંકો લેવાનો, પછી ૭ સાદા ટાંકા લેવાના, પછી એક અરિા લઇને બે ભેગા સાદા ટાંકા લેવાના પછી ત્રણ સાદા ટાંકા લેવાના, એમ હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

હવે અરિા લઇને એક સાદો ટાંકો લેવાનો, પછી આઠ સાદા ટાંકા લેવાના પછી એક અરિા લઇને બે ભેગા સાદા ટાંકા લેવાના, પછી બે સાદા ટાંકા. એમ :હાર પુરી થતાં સુધી. પછી હાર પર્લ.

હવે અરિા લઇને એક સાદો ટાંકો લેવાનો, પછી દશ સાદા ટાંકા લેવાના. પછી અરિા લઇને બે ભેગા સાદા ટાંકા લેવાના, ને પછી એક સાદો ટાંકો લેવાનો એમ હાર પૂરી થતા સુધી. પછી હાર પર્લ.

હવે અરિા લઇને એક સાદો ટાંકો લેવાનો ને પછી બાર સાદા ટાંકા લેવાના પછી અરિા લઇને બે ભેગા સાદા ટાંકા લેવાના. એમ હાર પુરી થતાં સુધી પછી હાર પર્લ. હવે કળીઓ પુરી થઇ.

પછી ચાર સવળી એટલે પર્લ લાઇન ગુંથવાની.

**ટોપીની જાળી**—ગુંથવા બરિા.

એક સાદો ટાંકો ગુંથી પછી બે ભેગા ગુંથો. પાછો એક સાદો ગુંથો. પછી અરિા લઇને એક સાદો ટાંકો ગુંથો પછી બીજે અરિા લઇને બીજો સાદો ગુંથો. પછી એક ટાંકો ગુંથ્યા વગર સોયામાં લો. પછી અહીંથી શરૂ

એક સાદો ગુંથો. પહેલો વગર ગુંથેલો સોયાપર સરકાવેલો, આ ગુંથેલા ટાંકા પરથી કાઢો.

પછી બે ભેગા સાદા ગુંથો અને એક સાદો ટાંકો પછી અરિા લઇને એક સાદો ટાંકો; એમ હાર પુરી થતાં સુધી ગુંથો. એ લાઇન પ્રમાણે આગળ ગુંથ્યા કરો. પણ એક લાઇન ઉપર પ્રમાણે ને બીજી લાઇન અવળી એટલે પર્લ. એ પ્રમાણે આગળ ગુંથ્યા કરો.

જ્યારે બે આંગળ ટોપીની જાળી ગુંથાય ત્યારે એક બાજુના છેડા ઉપરથી ૨૮ ટાંકા બંધ કરવા અને બીજા બાકી ટાંકા રહ્યા તેને ગુંથો. જેટલી ટોપી લાંબી કરવી હોય તેટલી લાંબી ગુંથો ને પછી ટાંકા બધા બંધ કરો.

હવે ગળાની ઝુલ—કળીનો ભાગ એ બરોબર રાખીને ટોપી સીવી લો. ને પછી પાછલા ભાગમાંથી જેટલા ટાંકા લાવવા ફાવે તેટલા લો કારણકે ગરદન ઉપર લટકતી

ફુલ કરવાને હવે બધા ટાંકાને ગુંથો. અટિ લઈને બે ભેગા સાદા ટાંકા લો.—અટિ લઈને બે ભેગા સાદા ટાંકા લો. એમ લઈને ગુંથો, ને બીજી પર્લ. એ રીતે પાંચ આંગળ થાય ત્યાં સુધી ગુંથો. પછી એ ટાંકા બંધ કરો ને ટોપી ઉપર ફુલ તથા ફુમ મુકવાનાં, તે જુદી જુદી તરેહનાં થાય છે, તે મુકેથી ટોપી સારી લાગે છે. હવે ટોપી પૂરી થઈ.*

## ચણીઆની પહોળીકોર:

**સાધન:—નં. ૩ નો દોરો ને અંકોડી.**

પચીસ સાંકળી કરવી. સોયા આમળથી છઠ્ઠી સાંકળીમાં વગર આંટાએ ટાંકો લો. એટલે નાનું ગોળ મીડું થશે. પછી બે સાંકળા કરો ને ફેરવો. પછી એ મીડામાં ત્રણવાર અટિ લઈને સાપોલીયાની માફક લો. પછી ત્રણ સાંકળા લો. પછી પાછું એજ કાંણામાં ત્રણવાર સાપોલીયાની માફક લો. પછી ત્રણ સાંકળી કરો પછી ફેરવો. પછી સાપોલીયાની ત્રણ સાંકળીનું કાંણું તેમાં ઉપર માફક ત્રણવાર નાંખો પછી ત્રણ સાંકળા કરો. પાછું તેજ કાંણામાં ત્રણવાર નાખો, પાછી ત્રણ સાંકળા કરો પછી ફેરવો ને સાપોલીયાના કાંણામાં ત્રણવાર નાંખો. પાછી ત્રણ સાંકળા કરો. પાછું તેજ કાંણામાં ત્રણવાર નાંખો. પછી ત્રણ ગાંઠા કરો. પછી પચીસ સાંકળા કરી છે તેમાં પહેલીજ સાંકળામાં નાંખ્યા પછી બે ગાંઠા કરો, પછી ફેરવો. ને બીજે એટલે વચલા ગાંઠામાં અટિ લઈને નાંખો. પછી પાછા બે ગાંઠા કરો ને જે ગાંઠો એક છે તેમાં નાંખો પછી ત્રણ સાંકળા કરો, ને ફેરવો. પછી છવારનું એક સાપોલીઉં કરી ફેરવો. પછી પાછું છવારનું સાપોલીઉં કરો, પછી બબ્બે ગાંઠા કરો ને એકેક ગાંઠો છોડીને એકેક ગાંઠામાં નાંખો. હવે ગાંઠા ઉપર સાદું પડે માટે પંખાની કોર ગુંથીને તેને ચોડો, એમ કરવાથી પંખા નીચેની બાજુને સાપોલીયા ઉપરની બાજુની કોર પુરી થશે.

## ઝભલું:—ખજુરીના ગલપટ્ટાની જાતનું.

**સાધન:**—કીરમજી, તપખીરીયા ઉનનું પડીકું. સોયા નંગ. ૪ ફુલમાટે—ગુલાબી ઉન. ટાંકા ૯૮. આઠ ખજુરીના પહેલા અઠ્યાસી ટાંકા બનાવવાને ખજુરીના ગલપટાની માફક વધારવું. નીચું જેટલું કરવું હોય તેટલું કરીને બંધ કરવું.

આગલો ભાગ બનાવવાને વાસ્તે પાછા અઠ્યાસી ટાંકા બનાવવા. તે ભાગ પાછળના ભાગ કરતાં છ આંગળ ઓછો વધારવો ને પછી બે સોયાપર ટાંકા અડધો અડધ વહેંચી લેવા. એટલે એકેકપર ચુવાલીસ ટાંકા આવશે. પછી એક સોયાપર છ આંગળ વધારવો ને એ બંધ કરી દેવો ને બીજી બાજુએ ભાગ વધારવો. એનાજ જેટલો. ને એને પણ બંધ કરી દેવો. પછી એને ગલાભાગ રાખીને શીવી દેવો. ને વાસે ને ગળે ફુલ કરવી હોય તો બીજા રંગની એક સોયાની ગમે તેવી કરી લેવી. ને બાંધવાને સાંકળીની દોરી કરવી.

* સ્વ. બં. શ્રી સોનાબાઈ સમરથબાઈની નોંધપોથી ઉપરથી.

# अनुभविका.

## जिदंगीनी 'आप'वीती अने 'पर'वीती कथाओ.

( આ માસિકમાં અને આ વિભાગમાં પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઈ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઈ અમુક સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા હોતા નથી. પરન્તુ માત્ર આવા અનુભવો સામાન્ય રીતે લેવામાં આવે છે. એટલીજ કલ્પના છે —તંત્રી, સુ. સુ )

## મૃત્યુશૈયા ઉપર—એક અબલાના ઉદ્ગાર.

સંપાદકઃ શ્રીયુત " હીમાંશુ."

મ્હોટાભાઈ, હું તમારી નાની બ્હેન તમારી પાસે શું બોલું ? તમે મ્હારા ઉપર એટલી બધી મમતા રાખી છે કે તેનો ઉપકાર હું ભૂલી શકું તેમ નથી. તમે મ્હને નાની બ્હેનને તમારા સમાન ગણી કેટલી કેટલી જાતની શીખામણો અને સૂચનાઓ આપી છે ! ખરેખર, ભાઈ, તમે અને આપણાં વ્હાલાં માતપિતાએ મ્હને કેળવણી અને શિક્ષણ આપવામાં કશી પણ મણા રાખી નથી. પરંતુ નસીબ એ ડગલાં આગળનું આગળજ હોય છે. વિધિએ લખેલા લેખ કોઇ મિથ્યા કરી શકતું નથી. અણમાગેલું પ્રારબ્ધ આવે છે તેમાં કોઈનો દોષ હોતો નથી. આપણા પૂર્વ સંસ્કાર ઉપર સર્વનો આધાર છે તો પછી આપણું નસીબ પણ પૂર્વ સંસ્કાર વડેજ બંધાતું હોવું જોઈએ.

ભાઈ, આજ યમરાજનું તેડું મ્હને આવ્યું હોય એમ લાગે છે. બે દીવસથી સખત તાવ આવે છે અને હરઘડીએ મ્હારો જીવ ઉંડાણમાં ઉતરી જાય છે. તમે મ્હારે મસ્તકે હાથ મુકો છો તેથી મ્હને ઘણોજ સંતોષ અને આનંદ રહે છે નહીંતો આ ઘરમાં—અરે, અત્યારે આ ગામમાં પણ કોઇ મ્હારા મૃત્યુથી અશ્રુપાત કરે તેમ નથી. ભાઇ, હું જાઉં છું. પ્રભુ, સર્વશક્તિમાન પરમાત્મા પાસે મ્હારૂં જીવન ગાળવા હું જાઉં છું ! તમે મ્હારા તરફ ખિન્ન દૃષ્ટિથી ન જોશો. મ્હારા જવાથી તમે બધાં જીવ ન બાળશો. તમે કોઇ શોક ન કરશો.

મ્હારા જવાથી મ્હારાં સાસુજી તો ઘણુંજ આનંદ પામશે. તેઓએ તો કેટલી કેટલી જાતની ગોઠવણો પણ કરી મૂકી છે એટલે તે આનંદ શા વાસ્તે ન પામે ? ભાઇ, તમે જાણો તો છોજ કે તે મ્હારાં સગાં સાસુજી નથી, પણ ઓરમાન છે. કળીયુગમાં ઓરમાન પુત્ર અથવા પુત્રવધુને શું શું દુઃખ સહન કરવાં પડે છે તે તો, ભાઇ ! મેં બરોબર જાણી લીધું. હું તો હવે તેની પાર ઉતરી ગઇ છું.

આપણાં વડીલ માતાપિતા તથા અન્ય મુરબ્બીઓએ મ્હારી બાલ્યાવસ્થામાં આ ઘેર વિવાહ કર્યો. બીચારાં માતપિતા જાણતાં નહોતાં કે તેમનાં વેવાઇ તથા વેવાણ આવી જાતનું આચરણ રાખશે. વિવાહ થતા પહેલાં તો કેટલું કેટલું મધુર અને સુંદર બોલતાં. પણ લગ્ન—આ દેહલગ્નનો વિધિ સંપૂર્ણ થયા પછી તરતજ તેમણે કેવા પ્રકારનું વર્તન શરૂ કર્યું છે તે, ભાઇ, તમારાથી ક્યાં અજાણ્યું છે ? પિતાએ સસરાજીને જોયા હતા, પણ તેમના દીકરા સામું જોયું નહોતું. તે તો એ સમયે માત્ર બાલ્યાવસ્થાની રમત ગમતમાં આનંદથી દીવસ ગુજારતા હતા. સસરાજી મ્હોટા અમલદાર હતા પણ ગૃહસ-

જ્યમાં તેમનો કેટલો અમલ ચાલતો તેની કોઇને શી ખબર ? ન્યાયાસન ઉપર બેસી લોકોનો ન્યાય કરે, પણ ગૃહતંત્ર ચલાવતાં જો કોઇ જાતનો કલહ થાય તો ત્યાં ન્યાય બાજુ ઉપર મૂકતા; કારણ હમેશ ગુન્હેગાર તો મ્હારાં પવિત્ર સાસુજીજ હોય અને તેમની સાથે સસરાજીએ મ્હોટી ઉમરે બીજીવારનું લગ્ન કરેલું એટલે તેમનો વાંક તેઓ કાઢી શકતા નહીં, વારંવાર આ પ્રમાણે થતું હોવાથી સાસુજી હમેશાં ફાવતાં અને ઓરમાન દીકરા ઉપર ઠપકાના-ગાળોના વરસાદ વરસાવતાં અને કેમે કરીને તેમની આડખીલી ઘરમાંથી જાય તેજ વિચાર કરી દીવસ પૂર્ણ કરતાં.

ભાઇ, સરસ્વતીચન્દ્રને તેની ઓરમાન મા તરફથી દુઃખ દેવામાં આવતું ફક્ત મ્હેં વાંચ્યુંજ હતું; પરંતુ આતો પ્રત્યક્ષ અનુભવ મ્હને પોતાનેજ થયો, ત્યારે તે કલ્પના તેના લેખકે કેવી સચોટ રીતે કરી છે તે વિચારતાં જાણે મ્હારો અનુભવ જોઇને તો તેમણે આ પ્રમાણે નહીં લખ્યું હોય એમ સહજ વિચાર આવતો.

સસરાજીનો દોષ હું કાઢી શકું તેમ નથી, કારણ તેમને ઓરમાન સગપણ નથી. એટલે સ્વાભાવિક રીતે પ્રેમ પણ હોયજ. પરંતુ તેઓ એટલા બધા તો સાસુજીને વશ થઈ ગયા છે કે તેમનાથી જરા પણ ઉંચે સ્વરે તેમને કહી શકાય નહીં. મ્હને ઘણી વખત એકાંતમાં સલાહ આપતા. ઘરમાં ક્લેશ ન થાય તે માટે સમજાવતા પણ સાસુજીના સન્મુખ તો તેઓ જરા ઉચ્ચાર પણ કરી શકતા નહીં, ભાઇ, આ સર્વનું મૂળ તમને કોઇને ખબર નથી પણ આજરોજ હું તમારા સર્વથી છુટી પડી જાઉં છું તેથી જણાવું છું કે મ્હારાં ઓરમાન સાસુજીનાં માતુશ્રીએ સસરાજીને ફક્ત એકલું કન્યાદાન આપ્યું નહોતું પણ તે પહેલાંથીજ પોતાનું જાતિદાન પણ કર્યું હતું ! સસરાજીને બમણું દબાણ હોવાથી મ્હારાં સાસુજીનો દોષ જરા પણ તે કાઢી શકતા નહીં. અને હરેક વખતે ભાઇ, તમારા બનેવી ઉપર અથવા આ તમારી ન્હાની રંક બ્હેન ઉપર આફતની વિજળી તૂટી પડતી ! તમારા બનેવી પણ એટલા બધા સુજ્ઞ અને વિચારવંત કે તેઓ આ સર્વથી અજાણ હોવાથી પિતાજી જે કહે તે ઉપરજ પુરતું લક્ષ રાખતા અને તે કહે તે પ્રમાણેજ વર્તતા. મ્હારાથી પણ તમને ખરૂં સ્વરૂપ સમજાવી શકાતું નહીં, કારણ તેમ કરતા વખતે તેમના મનમાં એમ આવે કે હું તેમનાં માતપિતાની વિરૂદ્ધ સમજાવું છું. આથી કરીને મ્હારે આ બાબત ઉપર મૌનજ ધારવું પડતું.

" ભાઈ, અત્યારે મ્હારાથી પુરેપુરૂં બોલી શકાતું નથી. મ્હારો જીવ હવે થોડી ઘડીમાં આ ફાની દુનીયાનો ત્યાગ કરી જશે. હું આવે વખતે તમને આનંદ આપવાને બદલે મ્હારીજ વાતો કર્યા કરૂં છું, પણ ભાઇ, કેટલાએ વર્ષોથી સર્વ વાત મ્હારા પેટમાં દબાવી રાખી છે તે આજ તમારા આગળ બોલી દેવાય છે. વધારે બોલી જવાય તો માફ કરશો. પરંતુ તમારામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે, અને તેથીજ તમારા આગળ આટલી શરમ મૂકી ને હું બોલું છું. મ્હારા સસરાજી એટલા તો દબાઇ ગયા છે કે એક દીવસ મ્હારાં સાસુજીની વિરૂદ્ધ કાંઇ બોલતાં બરોબરજ પોતાના ગાલ ઉપર સાસુજીનો હાથ પડયો-અવાજ થયો !—અને તરતજ દરવાને પુછ્યું " સા'બ ! ક્યા હુકમ ? " સસરાજીએ દરવાનને જવા કહ્યું અને પછી સર્વ શાંત પડ્યું.

મ્હોટાભાઇ, હવે હું બોલવા માગું છું મ્હારાથી બોલી શકાતું નથી. પણ ધીરેધીરે

કહું છું તે સાંભળશો. તમારા બનેવી આજ મ્હારી મૃતશય્યા પાસે હાજર રહી શક્યા નથી. તેઓને પિતાજીએ બ્હારગામ નોકરી વાસ્તે મોકલ્યા છે. તેઓ બીચારા એકલે હાથે દુઃખી થતા હશે. અને મ્હને તો સાસુજીએ અહીં ઘરનું સર્વ કામ કરવા રાખી છે. કામ કરવામાં મ્હને જરા પણ કંટાળો ઉપજતો નથી કારણ આપણે ઘેર મને કામ કરવાની ઘણીજ ટેવ છે.પરંતુ આપણાં માતપિતાએ પોતાની બનતી સઘળી તજવીજથી મ્હને જે પ્રકારની કેળવણી આપી છે તેનો કાંઇ પણ ઉપયોગ મ્હારાથી કરી શકાયો નથી. ઘરમાંથી સર્વ કામ પરવારી બાજુ ઉપર એકાદ પુસ્તક લઇ વાંચતી હોઉં તો તરતજ મ્હને હુકુમ મળે કે મ્હારે તે મૂકી દઇ સાસુજીની સન્મુખ બેસીજ રહેવું. કામ હોય કે ન હોય, તો પણ તેજ પ્રમાણે બેસવું અને વાંચવું નહી. નકામા બેસી રહેવા કરતાં વાંચવાનું યોગ્ય ધારી તેમ કરવા જાઉં તો ઉંચે સ્વરે મ્હારે માટે બુમ પડતીજ સંભળાય ! આવી રીતે માનસિક વ્યથામાં મ્હારાથી વાંચવાનું બની શકે નહી—મ્હને વાંચવા દેવામાંજ આવે નહીં. ભાઈ, મગજને જરા પણ વિશ્રાંતિ—જરા વિનોદસ્થાન—જોઇએ અને તે વિનોદ પુસ્તકો સિવાય મ્હને આના ઘરમાં મળે તેમ નહોતું. આખા દીવસમાં પાંચ મીનીટ પણ પુસ્તક સાથે વિનોદ વાસ્તે મળે નહીં પછી મગજ તે કેટલોક ભાર સહન કરી શકે ? તમારા બનેવી ગામમાં આવ્યા હોય તોપણ મ્હારે સાસુજી પાસેજ બેસી રહેવું પડતું કારણ રખેને મ્હારી સાથે વધારે પ્રેમ અને માયા થાય અને તેથી સાસુજી વિરૂદ્ધ કંઇ સમજાવું તે એ સમજે અને પાછો નવો કલહ ઉત્પન્ન થાય. અરે, આતે શું લગ્નનો આચાર કે વિચાર ? પુત્ર અને પુત્રવધુનો પ્રેમ વધે તે કરતાં તે બન્ને વચ્ચે વિક્ષેપ પડે તે જોવા તરફ મ્હારાં સાસુજીનું વધારે વલણ જણાઇ આવતું. હંમેશાં તેમના આગળ મ્હારા વાંક વર્ણવ્યા કરે અને સત્યાસત્યનો વિચાર કર્યા સિવાય ગમે તેમ સમજાવે. પરંતુ ભાઈ, મ્હારે તમને અત્યારે નિર્દોષ શરમ છોડી જણાવવું જોઇએ કે એમણે મ્હને કોઈ દીવસ ઉંચે સ્વરે કાંઈ કહ્યું નથી. એટલુંજ નહિં પરંતુ મ્હને કેટલી કેટલી જાતની હીંમત અને આશાઓ આપતા દુઃખ જરા પણ મનમાં ન લાવી સંતોષ અને આનંદથી દીવસ ગુજારવા ઘણું ઘણું તે મ્હને સમજાવતા. તે એટલે સુધી પણ મ્હને આશાઓ આપતા કે જ્યાં સુધી તે અભ્યાસ કરે છે ત્યાં સુધી સુખ દુઃખ વેઠી લેવું પછી જ્યારે તે મ્હોટા થઇ સ્વતંત્ર થશે ત્યારે મ્હને સર્વ પ્રકારે સુખ આવશે. પરંતુ નસીબના સંજોગો, જેમ બાળાશંકરભાઇ કહી ગયા છે તેમ " અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે છે દૂર માગે તો.

" ન માગે દોડતું આવે...... .. | "

તે પ્રમાણે અમારૂં નસીબ પણ વેગથી આધુંને આધું નાસતું ચાલ્યું મેટ્રીક્યુલેશનની પરીક્ષાએ પુરા ચાર વર્ષ અમારી પાસેથી છીનવી લીધાં; પરંતુ વિધિએ આટલેથી સંતોષ ન પામતાં પ્રીવીયસમાં પણ એઓને નિષ્ફળતા આવી ! આ સાથે મારાં સાસુજીએ સસરાજીને સમજાવ્યા કે આ પ્રમાણે કોલેજનું નકામું ખર્ચ શા વાસ્તે તેમણે કરવું જોઇએ. પાસ થતું નહીં અને ઘરના પૈસા બગાડવા, એ તેમનાથી સહન ન થઇ શક્યું સસરાજી તો કાંઈ બોલીજ શકે નહીં કારણ તે તો જાનેજ દર મહીને સર્વ પગાર માજીને આપી દેતા અને પોતાનેજ ખર્ચ વાસ્તે પૈસા જોઇએ તો હાથ લાંબો કરી માગવું પડતું ! આવા સંજોગો અને નિષ્ઠુરતાથી શરીરમાં ચિંતાએ પ્રવેશ કર્યો અને લોહીનું પાણી થવા લાગ્યું.

મ્હને આશાઓ આપેલી સાંભરી આવતાં મનમાં અત્યંત ખેદ પામતા પરંતુ મનની ખરી વાત મ્હારી આગળ જાહેર કરતા નહીં. એક દીવસ અત્યંત ખેદ યુક્ત સ્વરે મ્હારી પાસે બોલવા લાગ્યા કે તેમણે આપેલી સર્વ આશાઓ શીરીતે પૂર્ણ થશે તેનો તેમને મોટો સવાલ થઈ પડયો છે. મ્હારો ગૃહીણીધર્મ બજાવવાનો આ ખરેખરો સમય છે જાણી અત્યંત નમ્રતાથી મ્હેં કહ્યું કે તે સર્વ આશાઓ પુરી થશે; જો એક વખત આવી માતાના હાથમાંથી મુક્તિ મળે તો ! તેઓ તો આ જાણતાજ હતા તોપણ એક યત્ન વધારે કરવો ઉચિત ધારી ફરીથી કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો. આ વખતે મ્હારે ઘરમાં સાસુજી તરફથી દરરોજ ભાષણો સાંભળવાં પડતાં પરંતુ દૃઢનિશ્ચયથી મ્હારા લક્ષ્યબિંદુ તરફજ હું જોયાં કરતી અને કહે તે સાંભળ્યાં કરતી. મ્હારા મનમાં એમ થતું કે કહેવત પ્રમાણે દુઃખ વારા ફરતી આવે છે તેમ હમણું દુઃખ સહન કરીશું તો આગળ ઉપર સુખ અને નિશ્ચિંતતા મળશે. મ્હારા મનમાં આવા વિચારો આવતા, પરંતુ પ્રારબ્ધે તો અમારે વાસ્તે કાંઇ જુદુંજ નિર્માણ કરી રાખેલું હતું. ફરીથી પ્રીવીયસની પરીક્ષામાં નિષ્ફળતા મળી અને તેની દીલગીરી વચ્ચે મ્હને આપેલી આશાઓનું સ્મરણ તેમનું હૃદય વીંધી નાખતું હતું. પરંતુ સર્વશક્તિમાન પરમાત્મા સારાનેજ વાસ્તે સઘળું કરે છે, જાણી મનને દીલાસો આપ્યો. ત્યારે પાછો પહેલા વર્ષની માફક ખર્ચનો સવાલ ઉભો થયો. અને આ વખતે સાસુજીએ પોતાની મરજી પ્રમાણે જીત મેળવી. હવે અમારે ઘરમાંજ રહેવાનું નક્કી થયું, અભ્યાસ છોડાવ્યો અને નોકરી અથવા ધંધો પણ કરવાનો સરલ રસ્તો કોઈએ બતાવ્યો નહીં. હવે શું કરવું ? જ્યાં જાય ત્યાં મ્હને તો સાથે લઇ

" ઉ "જ નહીં. કારણ સર્વ સ્થળે પડયા સિવાય મ્હારૂં શું કરે ? અને મ્હને ઘરમાં
દયાજનક હોવા
જાય તો મ્હારે આ સર્વ દુઃખ દાવાનળની વચમાં કેટલું સહન કરવું પડે
ભાઇ, તમારા · મરતીક ડોલાવ્યું. અતે તેમણે પણ થોડાસમય સારૂ ઘરમાંજ રહેવું
વિજળી તૂટી પડતા પની હાજરીમાં શું બને છે, તેનો પૂર્ણ ખ્યાલ તેમને આવી શકે.
આ સર્વથી અજાણ્યુ હોય.
તે પ્રમાણેજ વર્તતા. મ્હારાથી તમારૂં હૃદય બહુ ખિન્ન થતું હશે પરંતુ આજ આ છેલ્લી
કરતાં વખતે તેમના મનમાં એ પાસે દુવા માગે છે. ઓરમાન માને છોકરો હતો તેની
આથી કરીને મ્હારે આ બાબત હુદી તેટલા વાસ્તે સસરાજીને વીલ કરવાની 'ફરજ
ી ] તે વીલમાં શું હતું ? સર્વ માલમીલકત તે ઓર-

" ભાઈ, અત્યારે મ્હારાથી પુ હો ! ભાઇ, કાંઇજ નહીં ! જુલમ કર્યા સુધી
ઘડીમાં આ ફાની દુનીયાનો ત્યાગ કરી જ સદી છળ કપટથી કરાવી લીધી એમ બતાવવાને
મ્હારીજ વાતો કર્યા કરૂં છુ. પણ ભાઇ, કે, નહીં. છેવટે ,કાંઇ કારણસર વીલ ઘરમાં
રાખી છે તે આજ તમારા આગળ બોલી દે બાપીકી માલકીમાંથી પણ હક જતો રહ્યો
પરંતુ તમારામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે અને, એમ ધારી ઘર બહાર નીકળી કાંઇ ધંધો
ને હું બોલું છું. મ્હારા સસરાજી એટલા ટે આમ આથડી છેવટે એક સારી જગ્યા પસંદ
જીની વિરૂદ્ધ કાંઇ બોલતાં બરોબરજ પોદમ્હને લેવાને સસરાજીની રજા લેવા આવ્યા. પરંતુ
થયો !—અને તરતજ હરવાને પુછ્યું " રમ નહોતું. તે તો રજા આપેજ નહીં—અરે, તેવું
કહ્યું અને પછી સર્વ શાંત પડ્યું. રખું શું ? ઘરમાંથી સામાન પણ ન મળે અને
મ્હોટાભાઇ, હવે હું બોલવા માગુંપી વેચાતી આણેલી જેવી—તે પણ મળી ન શકું !

જેની સાથે લગ્નવિધિથી જોડાઇ હતી તેની સાથે ન જવાય અને ઘેર ઓરમાન સાસુ પાસે રહી દુઃખી દીવસો ગુજારવા, એ ભાઇ, મ્હારે કમનસીબે સરજાયલું હતું! મ્હેં પૂર્વે શું પાપ કર્યાં હશે કે જેથી આ જન્મે મ્હારે આવી અસહ્ય દુઃખવેદના સહેવી પડી. સહન નહોતી થઇ શકતી પણ છુટકો નહીં! અત્યારે એ સંભારતાં મ્હારૂં મન વલોવાઇ જાય છે! પરંતુ પ્રારબ્ધની ગહનમતિ આગળ મ્હારો ઇલાજ કાંઇ નથી, મ્હને સુખ આપવાની અત્યંત આશાઓ હવે પૂર્ણ કરવાની તક પાસે આવતી હતી પણ મ્હારાથી સાથે ન જવાય-આધાર ન છોડાય-તો પછી તે પૂર્ણ પણ કેવી રીતે કરી શકાય?

અંતે વિચાર કરી મનને ફરીથી દીલાસો અમે દીધો અને એમણે એકલાં જવા અત્યંત ખેદથી હા પાડી. તેમની સાથે સામાનમાં કાંઇજ નહોતું તેથી મ્હેં આપણા પિતાજી ઉપર કાગળ લખ્યો અને સર્વ સામાન તેમણે રેલ્વેની મારફત પહોંચાડ્યો-હાશ તે વાતને પુરા બે માસપણ વીત્યા નથી અને મ્હારી મરણશય્યા ઉપર હું અત્યારે પડી છું, ભાઇ, મ્હને થોડારોજ એમની પાસે જવા દેવામાં આવી હતી-હું ગઈ હતી. તેમની પાસે સર્વદા આનંદ અને સંતોષમાં દીવસ નિર્ગમન કરતી હતી. અહા! કેટલો બધો તફાવત? એકદમ દુઃખના વાતાવરણમાંથી નીકળી નૈસર્ગિક આનંદ અને સંતોષમાં રહેવાનું તે કેટલું બધું ઉત્સાહજનક અને શાંતિદાયક! તેમની મ્હારા તરફની અત્યંત લાગણી તથા આજ સુધી મ્હને દુઃખમાં દાટી રાખેલી તેને વાસ્તે તેમનો પાશ્ચાત્તાપ અનહદ હતો. તેઓ મ્હનેજ દેખી રહ્યા હતા. મ્હને કેટલી કેટલી રીતે સુખ આપવું અને એમણે આપેલી આશાઓ હવે પૂર્ણ કરવા તેમને સાધન મળ્યું છે જાણી મનમાંને મનમાં ફુલાતા અને વિચારો કરી સંકલનાઓ ગોઠવતા. મ્હારા સ્વભાવ પ્રમાણે હું પણ તેમને હમેશ ઉમંગ કરાવતી અને હસાવતી. ભાઈ, તમે જેવી રીતે ભાભીને સુખમય બનાવી મૂકો છો, તેજ પ્રમાણે હું પણ મદદારૂપ કરતી કરતી, એમની સાથે સુખ સરોવરમાં ઉન્હાળાની રાત્રી જેવડી ટુંકી મુદત હર્ષ સંપૂર્ણ ગાળતી હતી.

"ટુંકી? હા, ટુંકી! હવે તે સમય પાછો આવવાનો સંભવ જણાતો નથી. હું આજ જાઉં છું મ્હારૂં મરણ આટલું પાસે આવ્યું છે. તોપણ એમને અથવા પિતાજીને સહુ કેઇએ ખબર આપ્યા નહી હોય આ શરુ આજે? અત્યમાં જવા સહુ સાક્ષાત્કીર્તિ અંશ હોય તો તે? જુવોને, ભાઇ, અત્યારે આટલી રાત્રી સમસમ ચાલી જાય છે, મ્હારો શ્વાસ ઉંડો થતો જાય છે, પરંતુ સર્વ ઉપર જઇ સુઇ ગયા છે. તમે આજ આવી ગયા છો તો મ્હારી પાસે બેઠા છો નહી તો હું એકલી અહીં મરી જાત અને સ્હવાર સુધી કોઇને ખબર પણ પડત નહી.

"ભાઈ, એમને બોલાવશો? તાર કરશો? માતપિતાને મળી શકાય તેમ કરશો? અરે એમને મ્હારા મૃત્યુનાં ખબર મળતાં કેટલું દુઃખ થશે! તેમનું કાળજું કોરાઈ જશે! તેમનાથી આટલો બધો ભાર કેમ ખમાશે? તેમનું હૃદય ફાટી નહીં જાય? રડીરડી આંખો સુઝી નહીં આવે! શું તેમની મ્હારા ઉપર મમતા! શું તેમને મારે સારૂ માનની લાગણી! પણ એ સર્વ હવે ક્યાં! તેમણે મ્હને સુખ આપવાની જેટલી કોશીશ કરી છે તે ઉપરથીજ તેમનો મ્હારા ઉપરનો સદ્ભાવ જણાઇ આવે છે.

"ભાઇ, મ્હારે તમને એક વિનંતિ કરવાની છે. તમે એમની સાથે ફોસેજમાં

ભણતાં હતા. તમારે વાસ્તે પણ તેઓ સારી લાગણી ધરાવે છે. તો પછી, ભાઈ, તમે એમને ફરી લગ્ન કરવા નહીં સમજાવો? તે તો જાતે ના જ પાડશે પણ તેમને વ્હીલે મોઢે આમ તેમ ફરતા તમે કેમ જોઇ શકશો? શુ તેઓ નહી પરણે તો વધારે સુખી થશે? ના, ના, તેથી તો ઉલટું વધારે દુઃખ વેઠવુ પડશે. દુનિયામાં સ્વાર્થ અને પરમાર્થ સાધવાને લગ્નની ખાસ આવશ્યકતા છે. તે તો ના જ પાડશે; પણ ભાઇ, તમે એમને સમજાવજો જો તેમ છતાં પણ હા, ના, કરે તો મ્હારા નામથી કહેજો, તેઓ મ્હને વ્હાલથી ચ્હાય છે એટલે મ્હારૂં વચન નહી ઉથાપે. જીવતાં મને કોઇ દીવસ એવું આવવા દીધુ નથી તો મ્હારા મરી ગયા પછી તેમ શી રીતે કરે? તે એવા નથી! મ્હારી આટલી છેલ્લી માગણી તેમના તરફ છે અને તેથીજ તેમણે કરવી જોઇએ એમ એમને કહેજો. વિવાહિત દંપતિઓ સ્વાર્થ અને પરમાર્થ સર્વ સંભાળી શકે છે. લગ્નથી જ તેમનુ સર્વ હિત સચવાશે નહીતો ઓરમાન માના હાથનીચે દીવસ નિર્ગમન કરવા મહા મુશ્કેલ છે. કારણકે અહિ એમને ફરીથી લગ્ન કરવાનું મ્હો ઉપરનુ પણ કોઇ કહે તેમ નથી! ઓરમાન માને એમના હિતની એમના સુખની શી ગરજ? માટે ભાઇ, તમેજ આટલું જરૂર આગ્રહ કરીને મારા નામથી કહેજો બીજી વિનંતિ કરવાની એ છે કે તેમણે ઘરમા રહેવાનું છોડી દેવું. આવા ઘરમાં રહેવાથી ફાયદો તો નહીં પણ ઉલટું નુકશાન છે. નુકશાન નાનુંસુનું નથી જીવનુ જોખમ છે! આજ મ્હારો પ્રાણ તેમણે લીધો. હવે થોડા સમય પછી શું નહીં કરે? સાસુજી તો અમને બન્નેને દૂર કરવા મથીજ રહ્યા હતાં તેમાં હું પહેલી સપડાઇ. હવે તેમનો વખત ક્યારે આવશે તેતો પ્રભુ જાણે!!! ભાઇ, પરમ દીવસથીજ દવામા મ્હને કાંઇ આપવામા આવ્યુ હતું, તેજ મ્હારો પ્રાણ હરનાર નીવડ્યુ છે. પણ ભાઇ, આ વાત બ્હાર જાય નહીં હોં! સરકાર દરબાર જાય નહીં હોં! સાસુજી નાદાન છે અને પૈસાના લોભે આટલું બધુ કર્યું છે. તેમને જોનાર પરમાત્મા છે. પછી આપણે શા વાસ્તે ઉંડા ઉતરવુ?

ભાઇ, પિતાજી હજી આવ્યા નહી. તે કેમ નહીં આવતા હોય? બા પણ હજી આવ્યાં નથી! શુ તેઓ જાણે છે કે આ રંક દીકરી અત્યારે તેમનાથી હમેશને વાસ્તે છુટી પડવાની છે? અહો, માતા પિતા! તમારો અત્યંત આભાર મ્હારાથી ઉતરી શકાયો નથી તેમને ક્ષમા આપશો. મ્હારે લીધે આપ સર્વને અસહ્ય દુઃખ વેઠવુ પડ્યુ હશે! આપે મ્હારે વાસ્તે શુ શું નહીં કર્યું હોય! મ્હેં પણ તમને વધારે દુઃખી ન કરવા મ્હારી સર્વ હકીકત જણાવી નથી તમે ક્યા છો? બા, મ્હારી પાસે આવોને! શુ દીકરીને ભૂલી ગયાં? હવે તમને હું ક્યારે મળીશ? તમને મ્હારી નિર્દોષિતાથી ક્યારે આનંદ અને શાંતિ આપીશ? જીવતાં સુધી તો મ્હે તમને દુઃખજ દીધુ પિતાજી, તમે આપેલી કેળવણીથી મ્હને ઘણોજ લાભ થયો છે જો તમે આટલી કેળવણી મ્હને આપી નહોત તો મ્હારા દીવસ હું કેમ ગુજારત? ઉત્તમ શિક્ષણ આપવામાં જરાપણ ખામી તમે રાખી નથી પણ હું અભાગી, ગુણ ન સમજનારી તમારી પાસેથી સર્વ લઇ પાછુ કાંઇ પણ આપ્યા સિવાય ચાલી જાઉં છું. તમે મ્હને સભારી હવે રડશો નહીં ઇશ્વર ઇચ્છા બળવાન્ છે! પણ હવે મ્હારી નાની નાની બ્હેનોને સારે સ્થાને પરણાવશો. મ્હારી બાબતમાં નસીબનીજ ભૂલ થઇ ગઇ. તમે શુ જાણતાં હતા કે સાસુજી સ્વભાવે આવા સુધીન! નીકળશે? તમે શુ જાણતાં

હતા કે સસરાજી આમ દબાઇ જશે ? તમે શું જાણતા હતા કે મ્હારે આવાં દુઃખ સહેવા પડશે ? આ એ પિતાજી, તમે જરાપણ જીવ બાળશો નહીં. મ્હારો જીવ પરમાત્મામાં લીન થઇ જાય છે. તમે તમારી ફરજ મ્હારા તરફ જોઇએ તે કરતાં પણ વધારે બજાવી છે અને પછી પરિણામ ગમેતેમ આવે તેમાં તમારો દોષ માત્રપણ નથી.

આજકાલ છોકરીઓને સર્વ સુશિક્ષણ જો મળતું રહે તો પછી ગમેતેવા સંજોગોમાં પણ તેમના દીવસ સંતોષ અને શાંતિમાંજ જશે. જો કેળવણી ન મળે તો પછી અસંતોષ અને અશાંતિ રહે છે, એટલુંજ નહીં પણ હરહંમેશ કલહનો પગપેસારો થાય છે. સર્વ માતાપિતા પોતાની પુત્રીઓ સારૂ સારીજ આશાઓ રાખતા હશે પણ તેમાંથી થોડાજ તેટલી મહેનત લઇ પુત્રીનો ભવિષ્ય સંસાર સારો કરવા પ્રયત્ન કરતા હશે. પ્રયત્નથી પશુ પક્ષિઓ પણ ઘણાં સારા કામ કરી શકે છે તો પછી મનુષ્યજાત શાવાસ્તે ન કરી શકે ? ખંત અને ધોરણસર દીકરીઓને શિક્ષણ આપવું જોઇએ. તેમનો સંસાર સુધરે તેમનું જીવન ઉચ્ચ પ્રકારનું બને, તેમનાં હૃદય તથા મન ઉચ્ચ પ્રકારે કેળવાય અને તેનાં ફળ સારાં આવે એવો શિક્ષણનો ક્રમ તથા ધોરણ હોવાં જોઇએ. હરહંમેશનું ઘરકામ કરી, તેમાંથી પરવારી તેમનાં મગજ તથા હૃદયને ઉચ્ચ સ્થાનો તરફ ઉડ્ડયન કરાવે તેવા પ્રકારનું શિક્ષણ ઉત્તમ નીવડશે હરકોઇ અડચણના સમયમાં પોતાનો રસ્તો સરળતાથી કાઢી શકાય તથા સંતોષ આનંદ અને શાંતિ મેળવતાં શીખાય તેજ કેળવણીનો ખરો ઉદ્દેશ હોવો જોઇએ. અત્યારે આટલી વેદના છતાં પણ આ કહું છું તેનું કારણ એ છે કે બીજી બ્હેનો તો તેથી સુખી થાય. મારા જાતી અનુભવથી હું જોઇ શકું છું કે કેળવણી સિવાય સુખ નથી. ભાઇ, આ મારા છેલ્લાં વચનો તમે લખી લેજો અને તે સુન્દરી સુબોધમાં પ્રકટ કરાવજો કે બીજી બ્હેનોનાં માબાપ પણ તે વાંચી પુત્રીઓને કેળવણી આપવા તરફ વધારે લક્ષ આપે. સુન્દરી સુબોધ માટે......નો લેખ મે મોકલ્યો છે. થોડા દિવસમાં તે કદાચ બ્હાર પણ પડશે. પરંતુ હું તે જોવા નહિં રહું ! માનો ન માનો પણ જે બનાવ મેં લખ્યો છે તે જ્યારે બન્યો ત્યારથીજ મને એમતો થતું હતું કે આમ શામાટે અને આનું પરિણામ શું ?—પરિણામ આજ તમે જુવો છો. જેમ પ્રભુની ઇચ્છા !

ભાઇ, મ્હારૂં કહ્યું વિસરશો નહીં હો ! લગ્ન કરવા તથા તેમની જીંદગી સાવધ રહેવા તેમને હરેક પ્રકારે સમજાવજો. તેમને મ્હારા છેલ્લા સાષ્ટાંગ પ્રણામ કહેશો. તેમને મ્હારાથી છેલ્લી વખતે મળી શકાયું નથી તેથી ક્ષમા આપવા મ્હારા તરફથી તમે કહેજો.

આપણાં માતપિતાને પણ મ્હારા વ્હાલસોયા પ્રમાણ કહેશો. તેમનો મ્હારા ઉપર અનહદ ઉપકાર સાંભરતાં હૈયું ઉભરાઇ જાય છે. મ્હારે વાસ્તે જીવ ન બાળવા તમે સમજાવજો. તેઓને રડવા દેશો નહી હો ! બીચારા નાનકડાં ભાઇ બ્હેનોને પણ મ્હારાથી મળી શકાયું નથી. તેઓ મ્હારા મૃત્યુના સમાચાર જાણી શો વિચાર કરશે ? મૃત્યુ એટલે શું તેજ બીચારાં જાણતાં નહીં હોય ! હું આઠ દસ મહીને પણ પાછી હરવખતની માફક આવીશ તેમ તેઓ સમજશે. પણ ભાઇ, હું તો હવે તેમના ગમે તેટલા આક્રંદથી પણ પાછી આવી શકું તેમ નથી.

" ભાઇ, ઓ મ્હોટાભાઇ, મ્હારે વાસ્તે અનહદ લાગણી ધરાવો છો તેથીજ અચાનક તમારાથી આવી મળાયું. પણ ભાઇ, તમને આનંદ આપવાને બદલે દુઃખી વાનો

સંભળાવી વધારે દુઃખી કર્યા છે, તેથી માફ કરશો. મ્હારૂં મન સ્વસ્થ નહીં હોવાથી આટલું બોલી છું. કાંઇ વધારે પડતું પણ બોલી હોઇશ. પરંતુ મ્હોટાભાઇ, એ સર્વની માફી મ્હને મળશેજ. ભાઇ, હવે હૂં જાઉં છું હો! સર્વને મ્હારા પ્રણામ કહેશો. બીજું શું કહું? મ્હારો શ્વાસ હવે ઘુંટાય છે. વધારે બોલાતું નથી. એમને—એમને—પરણાવા—સમજાવજો—હો! એટલું—કરજો હો! બસ—જાવું છું—ભાઇ,—હવે પ્રભુના ધામમાં!!!"

---

# હિંદુ સંસારના કઠિન પ્રશ્નો.

(નવેમ્બરના અંકથી ચાલુ.)

લેખકઃ શ્રીયુત્ "K. G. M." અકોલા.

૯.

સૌ. બ્હેન કૃષ્ણા એક 'પતિવ્રતા' સ્ત્રી છે. 'પતિવ્રત' પણાની એમની વ્યાખ્યા "પતિ શિવાય અન્ય કોઇને પતિભાવે કે પતિ જેટલેજ ભાવે ન જોવો." એટલીજ છે. સૌ. કૃષ્ણા બ્હેનના મત પ્રમાણે.

૧. પતિ થાકયો પાકયો ઘેર આવ્યો હોય, ત્યારે, કેટલાક કહે છે કે એને ઘરની "નજીવી બાબતો કહી કાયર કરવો નહીં; પતિ આવે ત્યારે ભૂખ્યો હોય, માટે તુરત "એના ખાવાનો બંદોબસ્ત કરવો; અથવા ખાવાનું હોય તે સંતોષ અને આનંદથી "ખાય એવી તજવીજ રાખવી; પોતાની થોડી મ્હેનત બચાવવા પતિને ખાંડ વગરનું "દુધ પી લેવા ન કહેવુ, કે મીઠા વગર ચલાવી લેવા ન કહેવું:—" પણ વાસ્તવિક રીતે પતિવ્રતપણાને અને આવાં વર્તનને કાંઇ સંબંધ નથી.

૨. તેજ પ્રમાણે પતિની ઇચ્છા વિરૂદ્ધ વર્તન રાખવુ, અથવા પતિની આજ્ઞાનો લોપ કરવો, અથવા પતિને પોતાની આજ્ઞાનુસાર રાખવા હઠ કરવી, તેથી પતિવ્રતપણામાં ખામી આવતી નથી; કારણકે એવાં વર્તનનો ઉપરની વ્યાખ્યાના કોઇપણ ભાગમાં સમાવેશ થતો નથી.

૩. પતિ અને દિયેર સાથે જમવા બેઠા હોય તો પતિ અને દિયેરને સમ દૃષ્ટિએ જમાડવા, એ પતિવ્રતપણામાં ખામી છે.

૪. અન્યની જેટલી બીક કે મર્યાદા રાખવી પડે છે, અન્યનો ઠપકો જેટલો સાંભળી રહેવો પડે છે, અન્યના શબ્દ સામે જેટલો ઉત્તર અપાતો નથી;—તેટલી પતિની બીક કે મર્યાદા રાખવાની, તેટલો પતિનો ઠપકો સાંભળી લેવાની, તેટલે અંશે પતિના શબ્દ સામે ઓછો ઉત્તર આપવાની જરૂર નથી; કારણકે તેવાં વર્તનથી અન્યના જેટલેજ (સંકુચિત) ભાવે પતિને જોવાય એ દોષ આવે છે.

૫ 'પતિને વરી' તે 'પતિવરતા;' માટે પતિને વરી તે કાંઇ પતિના ગૃહને કે સંબંધીઓને વરી નથી. માટે પતિના સંબંધીઓ જો કે અંતઃકલહ કરવો, તેથી કાંઇ પતિવ્રતપણામાં ખામી આવતી નથી; પતિવ્રતપણું સાચવવા માટે કાંઇ તેના સંબંધીઓની "ગુલામગીરી" કરવાની જરૂર નથી; તેમજ તેમની સાથે રહેવાની પણ કાંઇ જરૂર નથી.

તેના પતિ રામલાલની ઇચ્છા એવી છે કે "કૃષ્ણાએ મોટે સાદે બોલવું નહીં, જેઠા-
" ણીને ' તાડુકી ' જવાબ આપવો નહીં, પોતાનો વાંક નહોય તો પણ મોટાં કદાચિત્
" કહે તો તે સહન કરી લેવુ, દેરાણીના ન્હાન્હા દોષ પર બહુ વિવેચન કરવાની ટેવ
" રાખવી નહીં, પોતાના દોષ કોઇ દેખાડે, અને તે દેખાડવાની રીત પ્રિયકર ન હોય,
" તોપણ ખોટું લગાડવું નહીં; સવારમાં વ્હેલાં ઉઠવાની ટેવ પાડવી; સર્વે ઉપર સમ
" ભાવ રાખવો, અને સર્વે ઉપર હેત રાખવું, વધારે ઓછાં કામ માટે બડબડાટ કરવો
" નહીં, છોકરાંઓને ' મુવા !'—' પીટયા ! ' કહેવું નહીં, ' તુધી ચણા દાળનું શાક કરવું
" કે દુધી ને વાલની દાળનું શાક કરવું તે મ્હને પૂછવું નહીં,—અને પૂછે તો હું દુધી
" ને ચણાની દાળનું શાક કરવાનું કહું, તોપણ દુધી ને વાલની દાળનું શાક કરવું નહીં,
" અથવા દુધી ને ચણાની દાળનું શાક કરવાનું કહેવા માટે તકરાર કરવી નહીં. કે
" મ્હારું ધ્યાન લખવામાં રોકાયું હોય ત્યારે નજીવા કલહની સ્મૃતિ કરાવી મ્હારો જીવ
" બાળવો નહીં, અને મ્હારું લક્ષ કામમાંથી ખેંચી લઇ, લખવાની ઉર્મિનો નાશ કરવો
" નહીં, અથવા કાગળો ઝૂંટવી લેવા નહીં, અથવા દીવો ઓલવવો નહીં, અથવા રીસા-
" ઇને બેસવું નહીં, ને રડવા માંડવું નહીં; ત્હમને હું હેતથી બોલાવું ત્યારે મ્હારો તિરસ્કાર
" કરી, મ્હને ગુસ્સે કરવો નહીં, " વગેરે આવુ આવુ કહે છે, "

પણ આ સર્વે બાબતોને પતિવ્રતપણા સાથે શું સંબંધ ? એમ સૌ. કૃષ્ણાનો પ્રશ્ન છે:-કોઇ ઉત્તર આપશો ?

૧૦. એજ પ્રમાણેની પણ ઉલટી સ્થીતિ કુકુમચંદને ત્યાં છે. એમના મત પ્રમાણે, "પત્ની-" મત, " એટલે પત્નીના જીવંતપણામાં કોઇ સ્ત્રીને પત્ની દૃષ્ટિએ જોવી નહીં, અને (' દાણા ખાવાનો ' અધિકાર તો જાનવરને પણ છે-વિશેષમાં) પત્નીને "લૂગડાં ફાડવાનો" અધિકાર આપવો,-એવો છેઃ એ શિવાય પત્નીને વિશેષ હક્ક છેજ નહીં ! ઉપરના હક્ક છોડીને પતિ-પત્નીનો સંબંધ ધર્મબાધક અને ધર્મબદ્ધ (Obligee અને Obligor) નો છે. અર્થાત્

૧. પત્નીને પોતાની શરીર પ્રકૃતિ બગડે તેથી ફિર્યાદ કરવાનો, અથવા તે સંબંધી ન્હાનું કાંઈ કામ કરવામાં છુટી મેળવવાનો અધિકાર નથી.

૨. પતિ શું કમાય છે તે પૂછવાનો, અને ખર્ચમાં માથું મારવાનો, પત્નીને અધિકાર નથી.

૩. પતિની ઓફીસમાં તેના ઉપરી સાહેબ તેના કાંઇ દોષ માટે પતિ ઉપર ગુસ્સે થાય તો તે પત્નીનું મોઢું સવારમા જોયાથી નથી થયું, એમ કહેવાનો પત્નીને અધિકાર નથી.

૪. પત્નીને પતિનો સહવાસ ઘેઘડી મેળવવાની આશા રાખવાનો હક્ક નથી.

૫. પત્નીની ભાવના સતત્ એવી હોવી જોઇએ કે પોતે જે કાંઇ પતિ માટે કરે છે, તેમાં કાંઇ વિશેષ નથી. પણ પતિ જે કાંઇ પોતાને માટે કરે છે તે તેના ઉપર મહદ્ ઉપકાર છે, અને અનેક જન્મનાં પુણ્યનું ફળ છે. અને પતિ જે કાંઇ કરતો નથી તે માત્ર પોતાનાં પાછલા જન્મનાં ફળ નડવાને લીધેજ છે.

૬. પતિ થાકે ત્યારે એને 'ચ્હીડીયા' કરવાનો પૂર્ણ અધિકાર છે, પણ તેવો પત્નીનો દોષ કદી પણ માફ કરી શકાય નહિં.

સાસુ સસરાનો ટાળો અંધાપો રે,
ગયું રાજ્ય તે પાછું આપો રે,
મારૂં અખંડ એવાતન થાપો:— આપો.
સત્યવાન ઉઠ્યા ઝટ આપે રે,
નવાં નયને તે નિરખ્યાં માબાપે રે,
એતો સાવિત્રી વ્રતને પ્રતાપે:— આપો.
એમ સઘળાં સંતાપો વિરામ્યા રે,
ગયું રાજ્ય તે પાછું પામ્યા રે,
સતી જશ અવિચળ જગ જામ્યા:— આપો.
સતી સાવિત્રીને ધન્ય ધન્ય રે,
એતો ભારત કેરૂં રત્ન રે,
એના સ્મરણથી થઇએ પાવન:— આપો.
માતપિતાના કુળને શોભાવે રે,
શ્વશુરપક્ષને અધિક દીપાવે રે,
જેને પતિવ્રત હાથમાં આવે:— આપો.
સાવિત્રી ચરણે કરીને પ્રણામ રે,
માગીએ વ્રત બાળા તમામ રે,
પૂરો એટલી પ્રભુ અમ હામ:— આપો.

---

# સખીનો પત્ર.

સંપાદક બ્હેન શ્રી "ળ—"

વ્હાલી બ્હેન,

તમારો પત્ર પ્હોંચ્યો હતો, જવાબ લખતાં બહુવાર થઇ તેને માટે માફી ચાહું છું. હું જાણું છું કે તમને રહેજ રહેજ વાતમાં ખોટું લગાડવાની ટેવ નથી અને તેવીજ રીતે આ વખતે પણ તમને ખોટું નહીં લાગ્યું હોય. પત્ર લખવાનું મન તો ઘણા દીવસથી થયું હતું પણ અનેક વીટંબનાઓને લીધે લખી શકાતો નથી. તમે કહેશો કે એવી તે શી વીટંબના ?—કે જેને લીધે પત્ર સરખો પણ લખી શકાતો નથી ? તેના જવાબમાં હું તમને નીચે ફક્ત બેજ દાખલા લખું છું ને તેથી ખાત્રી થશે કે હું કેવી સ્થીતીમાં છું.—

૧. ગઇ ટાઢી શીતળ ને દીવસે મ્હારાં સાસુ સાથે મ્હારો પુત્ર કનું નદી પર ન્હાવા ગયો હતો. મને નદી પર ન્હાવું નહીં ગમવાથી હું ઘેર રહી હતી. એને ઘણોજ આડો અને જકીલો મ્હારાં સાસુએ કરી નાખેલો છે. મ્હારા સામું બોલવું એમાં તો કાંઇ નવાઇજ નહિં ! હું કાંઇ કહું તો જુદું ઉપરાણું લઇ એને ઉત્તેજન મળે એવી રીતે મ્હારી સાથે લડે છે અને એવું બોલે છે કે વહુ તો છોકરા ઉપર ભર કરે છે. મ્હારા એકના એક મોંઘા દીકરાને ત્યાં છોકરો તે શાનું કે સાચું ? તેને કાંઇ કહેવાનું નહીં. ખબરદાર ! આજ પછી એનું નામ લીધું તો, એ પાણી માગશે તો હું દુધ લાવીને આપીશ, વિગેરે એટલે મ્હારાથી તો એને કાંઇ કહી શકાયજ નહીં ને જો મ્હારા પતિને

વાત કરૂં છું તો તે કહે છે કે "છોકરાને કેળવણી આપવી એ કામ સ્ત્રીઓનું છે, મ્હારૂં નથી" ઇત્યાદી !

નદીમાં ન્હાયા પછી સીતળાની પુજા કરી અને બાકીના વધેલા પૈસા કનુંને રમવા આપ્યા. ઘેર આવ્યા પછી કનુંએ બધા પૈસા મોંઢામાં ભર્યા અને મોઢું ફુલ્યું તેથી ઘણુજ આશ્ચર્ય સાથે નાના દર્પણમાં તે જોવા લાગ્યો. આખરે મ્હારાથી ન રહેવાયાથી મે તેને તેમ કરવાની ના કહી એટલે સાસુજી તાડુકી ઉઠયાં. "શું મારી બાઇ તહેવાર-ટાંકણું પણ જોતી નથી ને બોલ્યુજ જાણે છે ! પૈસો સરવો લાગતો હશે માટે મોઢામાં મુકયો તેમાં તારા બાપનું શું લુંટાઇ ગયું ?" થયું, કનુંભાઇના વકીલ સાહેબે ટેકો આપ્યો જોયું બ્હેન જે ઘરમાં આવી પદ્ધતીથી કેળવણી અપાતી હોય તે ઘરનાં છોકરાં સુશીક્ષીત કયાંથીજ હોય ? એ આગળ જતાં બહુ બબડશે, ત્યારે એમ થશે કે આના કરતાં તો એનો જન્મ ન થયો હોત તો વધારે સારૂં હતું મારૂં મન આના આજ વીચારોને લીધે ઘણું ગભરાયલું રહે છે. સાસુજી નહીં હોય ત્યારે આનું પરિણામ મારે ભોગવવું પડશે અને તે વેળાએ "લડાવ્યું કુતરૂં મ્હોં ચાટે" તેવુ થશે. લગભગ અડધોએક કલાક વીત્યો હશે, તેવામાં કનુંએ ઉલાળા ખાવા માંડયાં સાસુજી તેની પાસે ગયાં અને જોયું તો એક પૈસો ગળામાં ભરાઇ ગયો હતો હવા અને તેને લીધે એનાથી બોલાતું પણ નહોતું, બ્હેલાં મોંઢામાં આંગળી નાંખી કાઢવા પ્રયત્ન કરવા માંડયો, તેમ તેમ પૈસો વધારેને વધારે આઘો પેસતો ગયો. અને કનું વધારે ગભરાઇ બૂમો પાડવા લાગ્યો. હવે તેઓ ગભરાયાં અને બુમાબુમ કરવા લાગ્યાં. મે તેમને ધીમાં પાડયાં. "એ" ઘરમાં ન્હોતા એટલે હું દાક્તરને બોલાવવા ગઇ. દાક્તરે આવીને મહા મહેનતે ચીપીઆથી પૈસો કહાડયો આમ ટાઢી શીયળની ઉની શીયળ થઇ ગઇ" !

આવું આવું તો ઘણીએ વખત બને છે. નાકની અંદર આમલીના કચુકા કાચકા તથા કાનમાં તુવર કે વટાણા અગર કાકરા, જેવી ગમે તે વસ્તુ ઘાલી દેવી અને ન નીકળે એટલે રડારોળ કરી મુકવી, તેની મ્હારે તો નવાઇજ નથી !

૨. આસો મહિનામાં દીવાળીના દીવસો આવવાના હોવાથી હમારૂં ઘર રંગાતું હતું તેમાં લીલો રંગ પણ ઓગાળીને મુકેલો હતો. હું રસોઇમાં હતી, તે વખતે અટકચાળો કનુ જંગાઇનો રંગ પી ગયો અને માતુશ્રીની પાસે જઈ વધામણી ખાધી કે મેં તો રંગ પીધો તે બહુજ સરસ લાગ્યો. માતુશ્રીએ પૌત્રને ઘણા હેતથી ચાબડીને ખોળામાં સુવાડયો.

જમવાની વખત થઇ અને હું બોલાવવા ગઈ તે વારે તે ટાઢો ટાઢો થઇ ગયો હતો. હોઠ રંગવાળા હજી જેમને તેમજ હતા. તે પર મારી નજર પડી તેનું કારણ મેં પુછયું એટલે ઉપરની હકીકત મને કહેવામાં આવી.

આ દિવસે સારે નસીબે મ્હારા પતિ ઘેર હતા ગાડી કરી કનુંને ઇસ્પીતાલ લઇ જવામાં આવ્યો, ત્યાં તેને ઘણી મહેનતે શુદ્ધિમાં આણ્યો. પણ મારે વીસ દીવસ સુધી એની સાથે ઇસ્પીતાલ રહેવું પડયુ. દીવાળી મારી ત્યાંજ વ્યતીત થઇ હતી !

બ્હેન ! આવાં આવાં કારણોને લીધે મ્હારાથી જલદી પત્ર લખી શકાયો નથી, તો તે બદલ માફી આપશો એવી આશા છે. તમારાં મુરબ્બીઓને મારા સાષ્ટાંગ પ્રણામ કહેશો. જમીનાને મારી સપ્રેમ આશીષ.

હાલ એજ.— લી. બ્હેન.

( સુરત )

---

# બાલોદ્યાન.

## ભલો અને ભુંડો.

લેખકઃ શ્રીયુત્ " શિરીષ—" વાસણુકિલીયા.

એક ભલો કરીને આશરે તેરેક વરસની ઉમ્મરનો છોકરો હતો. તે નામ પ્રમાણે ખરેખર ઘણોજ ભલો અને ડાહ્યો હતો. તેના માબાપ તેને ન્હાનપણમાં મુકી ગુજરી ગયાં હતાં. તેથી માબાપના સુખનાં તેને સ્વપ્નાં પણ નહોતાં, અને દૂરના એક પિતરાઈ કાકાના હાથતળે મહા દુઃખ વેઠીને આટલી ઉમ્મર સુધી પહોંચ્યો હતો. તોપણ હમેશાં જેમ દુઃખ સુખનો માર્ગ શોધી આપે છે, તેમ તેનામાં સુખ મેળવવા માટે જરૂરના સઘળા ગુણો દાખલ થવા પામ્યા હતા. અહિં તેને સમજાયું હતું કે સ્વાર્થી સગાંઓ પોતાને ત્યાં રહેલાં નિરાધાર બાળકો ઉપર કેવો જુલમ ગુજારે છે. માબાપ વગરનાં બાળકોની જીંદગી કેટલી દુઃખમય છે ? તેથી હવે પોતાના કાકાના તાબા હેઠળ રહેવું દુરસ્ત ન ધારી એક દિવસે તે પોતાના ગામથી થોડે દુર આવેલા રાજનગર જેવા મોટા શહેર માં ધધો શોધવાને નીકળ્યો. રસ્તામાં જતાં તેને ભુંડો કરીને એક તેનાજ જેવડોજ છોકરો મળ્યો. ભલો જેમ ભલાઇનો નમુનો હતો, તેમ ભુંડો ખરેખર ભુંડાઇનોજ નમુનો હતો. કોઇ પણ અનાથ બાળકને દેખીને ભલાને ઘણી દયા આવતી, ને તેથી ભુંડો મળતાંની સાથેજ તેણે કહ્યું:

" આવ " આવ, આપણે ઠીક મળ્યા હોં ? ભાઈ, તું એકલો ક્યાં જાય છે ? "

ભુંડાએ કહ્યું ના " ભાઇ, મારાં માબાપ મરી ગયાં છે, ને હું પેટને માટે જ્યાં ત્યાં રખડયા કરૂંછું; પણ ભાઇ, તમે આમ એકલા ક્યાં જાઓ છો ? "

ભલો-ભાઇ હું પણ તારા જેવોજ માબાપ વગરનો નિરાધાર છું. અત્યાર સુધી મારા એક કાકાના હાથતળે જેમ તેમ કરી મોટો થયો છું. હવે આ પાસેના શહેરમાં કંઇ ધંધાને માટે જાઉં છું.

ભુંડો—ઠીક, બહુ સારૂં ચાલ, ત્યારે આપણે સાથે સાથે જઇએ.

થોડેક ગયા પછી ભલાએ કહ્યું " ભાઈ, તું સવારનો ભૂખ્યો હોઈશ, તો ચાલ, આ પાસે કૂવો છે, ત્યાં જઇએ. મારી પાસે રોટલા છે તે તું ખાજે, અને આ લોટાવડે પાણી પીજે.

ભુંડો—ચાલ ભાઇ, તારૂં ભલું થશે

એમ કહી તે બંને કૂવા ઉપર ગયા. બેઠા પછી તરતજ ભલાએ પોતાના પોટલા માંથી રોટલા કાઢી ભુંડાને આપ્યા ભુંડાએ તે ખાવા માંડ્યા, અને ભલો તેને માટે કૂવામાંથી પાણી કાઢવા લાગ્યો. જેવો તે નીચો નમીને કૂવામાંથી પાણી કાઢવા જાય છે, તેવામાંજ ભુંડાએ ધીમે પગલે પાછળથી આવી તેને ધક્કો માર્યો, જેથી ભલો કૂવામાં પડ્યો. ભુંડાએ તુરતજ રોટલા પોટલામાં મૂકી દોરી લોટો બગલમાં મારી સીધા ચાલવા માંડ્યું. !

જોગજોગે કૂવામાં પાસેના વડનાં મૂળ એવી રીતે ફેલાયેલાં હતાં કે ભલાને જરા પણ ઇજા ન થઇ, ને તે એક મોટા મૂળીઆ ઉપર ધીમેથી બેઠો. ઘણો વખત ગયો, પણ કોઇ ત્યાં આવ્યું નહીં. સાંજ પડી, રાત થઇ ગઇ પણ કોઇ નહિ ! તેથી ભલો દ૯

કરી જરા પણ ગભરાયા વગર ત્યાંજ બેઠો, અને ધાર્યું કે અત્યારે નહિં તો સવારમાં કોઇ આવશે.

હવે આ કૂવામાં દરરોજ રાત્રે બાબરોભૂત અને કાબરોનાગ બે ભેગા થતા હતા. અને પોતાના સુખ દુઃખની વાતો કરી આનંદ ભોગવતા હતા. એ પ્રમાણે આજે પણ રાતના બાર વાગતાં બંને જણ વાતો કરવા લાગ્યા.

ભલો તો ખરો પણ હિંમત રાખીને ગૂપચૂપ પોતાની જગોએ બેથી રહ્યો. કૂવો ઊંડોને રાત અંધારી અને ભૂણીમાંમાં તે ભરાઇ ગયેલો તેથી તેને કોઇ દેખી શકે તેમ નહોતું.

કાબરો—કેમ, ભાઇ બાબરા ! આજ કાલ તો મજા છે ને ?

બાબરોઃ—હા. ભાઇ ! હમણાં તો જ્યાંસુધી આ પાસેના ગામના રાજાની દીકરીને વળગેલો છું, ત્યાંસુધી તો ભગવાનની દયાથી લીલા લહેર છે. કે જે જોઇએ તે ખાવાનું, પીવાનું, પહેરવાનું, ઓઢવાનું સઘળું એક મિનિટમાં હાજર થાય છે. જ્યારે ત્યાંથી મને કોઇ કાઢનાર મળશે, ત્યારની વાત ત્યારે ! રાજાએ ઢંઢેરા તો ઘણાયે પીટાવ્યા છે કે— " જે કોઈ મારી દીકરીને, વળગેલુ ભુત કાઢશે તેને મારૂં આખું રાજ્ય આપીશ તથા મારી એ દીકરી પણ પરણાવીશ " અને આવી આશામાં ઘણાએ બાવા, જુવા, જતી, જોગી, વૈદ્ય વગેરે આવી ગયા; પણ હજુ કોઇ ફાવી શક્યુ નથી. અને ફાવવાનું પણ નથી ! રાજાના ઘરની મઝા મૂકીને જવાનું ગમે તેમ નથી.

કાબરો—પણ ભાઈ બાબરા ! એમ ફુલાઈ જવું એ નકામું છે. કારણકે " શેર ને માથે સવાશેર " કોઇ તો મળી આવે.

બાબરો—પણ ભાઈ ! જો સાંભળ. મને કોઇ દોરો, ચિઠ્ઠી, મંત્ર, જંત્ર, ધુપ, બત્તી, નૈવેદ, વગેરે કંઇપણ કરી શકનાર નથી. એવું એવુ તો હું ઘણું એ ગણી ગયો ! પણ જો કોઇ આ કૂવા કાંઠના વડના ઝાડ ઉપર જે મક્ષમક કરીને પક્ષી બેસે છે, તેની હગાર એ ઝાડ નીચે ઘણાએ વરસોથી એકઠી થએલી છે, તે બાળીને મને ધુણી દે, તો આપણો કાંઇ ઈલાજ ચાલે નહિં અને આ લહેર-મઝા સઘળું જતું રહે, ને ત્યાંથી મારે નીકળવું પડે ! પણ તુંજ કહેને કે આવા જંગલમાં આવવું, અને વળી આ ઝાડ નીચે ની હગાર એકઠી કરી મને ધુણી દેવી; એવું કોને સૂઝે ? મને કોઇ કાઢશે ત્યારે રાજાની દીકરીને પરણશે અને આખું રાજ્ય ભોગવશે કની ? " એટલે ભાઇ કાબરા ! મને તો કાંઇ થવાનું નથી. પણ તારી મઝા તો કહે ?

કાબરો—ભાઇ બાબરા મારે પણ હાલમાંતો દેવની દયાથી જ્યાંસુધી એ બ્રહ્માની ટેકરી ઉપર છું ત્યાંસુધી તો બહુ મઝા છે. કેમકે ત્યાં આગળ સોના રૂપાના અને રત્નોના મોટા ભંડાર ભરેલા છે, તેમાંથી જોઇએ છે તે વાપરૂં છું; ખાઉં છું-પીઉં છું ને લહેર કરૂં છું. જ્યારે ત્યાંથી જવું પડશે ત્યારની વાત ત્યારે ! ઘણાએ મદારી, ખેલાડી, વાદી વાંસળી વગાડતા વગાડતા આ ટેકરી ઉપર આવી ગયા પણ સઘળા નિરાશ થઇ પાછા ગએલા ! કારણકે હું "દેવ લોક છું, તેથી મારી પાસે તો કોઈ આવી શકતુંજ નથી ! પણ ભાઇ, બાબરા ! જો કોઈ દારૂ અગર એવી કાંઇ અપવિત્ર વસ્તુ લાવીને મારી આગળ છાંટે, તો મારે ત્યાંથી તુરતજ નીકળવું પડે. કારણકે દારૂથી મારો દેવ દેહ અભડાય અને મારે જન્મ-મરણના ફેરામાં ફરવું પડે પણ ભાઇ ! તુંજ કહેને કે દારૂ લાવી,

ટેકરીપર આવી, તે છાંટવાનું કોને સૂઝે ? એટલે મને કોઇ કહાડવાનુંયે નથી. અને અખુટ ધન લઈ જવાનુંયે નથી !

આ પ્રમાણે સાપ અને ભૂત બંને પોત પોતાની આનંદ મઝાની વાતો કરી સવાર પડતાં પહેલાં તો પોત પોતાને ઠેકાણે એટલે ભૂત રાજાની દીકરીના શરીરમાં અને સાપ ભલાની ટેકરી ઉપર ગયા.

હવે આગલે દિવસે કૂવામાં પડેલો અને રાત્રે અંધારામાં વડની ડાળીને ઝાલી બેસી રહેલો આપણો પેલો ભલો ત્યનો ત્યાંજ હતો. સાપ અને ભૂત બંનેની સઘળી વાત તેણે બરાબર સાંભળી હતી. ને વિચારજ કર્યા કરતો હતો કે ક્યારે કોઇ આવે ને મને બહાર કાઢે ! ઇશ્વરકૃપાથી આશરે બારેક વાગતાં કોઈ દિવસ નહિ ને આજેજ કેટલાક વણજારા પોતાનાં ઢોર લઇને ત્યાંથી જતા હશે, તેમનો એકાદ જણ તે કૂવા ઉપર પાણી પીવાને આવ્યો. જેવો તે દોરડું કાઢીને કૂવાની અંદરજ લોટો મૂકે છે, કે તુરતજ માંહેથી " એ ભાઇ, મને કાઢો—મને કાઢો ! " એવો અવાજ સંભળાયો. પ્રથમ તો તેને બ્હીક લાગી કે આવા જંગલમાં ને વળી આ કૂવામાં કોણ હશે ! પણ ધીમેથી જોતાં તેને જણાયું કે ઉપરથી પડી ગએલું કોઇ માણસ છે. તેથી તેણે બીજા માણસોને બોલાવી આપણા ભલાને બહાર કાઢ્યો. ને પછી પોતાનાં ઢોર લઇને ચાલતા થયા.

ભલો બહાર નીકળીને આમ તેમ ખુલ્લી હવામાં જરાક ફર્યો, અને પછી રાતની વાત યાદ હોવાથી પ્રથમ તો તેણે પાસેના ઝાડ નીચેની ઘણાં વરસોથી એકઠી થઇ રહેલી હગાર ભેગી કરી તેની એક ન્હાની સરખી પોટલી બાંધી, અને તે લઇ તે તો પાસેના ગામ તરફ ચાલવા માંડ્યું.

ગામના દરવાજામાં દાખલ થતાંજ દાંડી પીટાતી તેણે સાંભળી કે "જે કોઇ રાજાની કુંવરીના શરીરનું ભૂત કાઢશે, તેને રાજા પોતાની પુત્રી પરણાવશે અને પોતાનું આખું રાજ્ય આપશે " આ સાંભળતાં તુરતજ આપણા ભલાએ કહ્યું કે " જા, તારા રાજાને કહે કે હું ભૂત કાઢું છું. દાંડી પીટનારે કહ્યું કે " ભાઇ, તું નાનું છોકરૂં છે, ને તેથી મારે તને ચોખ્ખું કહેવું જોઇએ કે " જો તું ભૂત કાઢીશ તો તો રાજા તને દીકરી પણ પરણાવશે અને આખું રાજ્ય પણ આપશે. " પણ જો ભૂત નહિ કાઢે તો રાજા તને અવળા પાણીએ પીલી મારી નાંખશે ! ઘણાને એવી રીતે મારી નાંખ્યા છે, માટે જો તારે એ કબુલ હોય તો રાજાને કંઈ પૂછવાનું નથી. મારી સાથે ચાલ ભલાએ તે શરત કબુલ કરી અને તુરતજ બંને રાજા પાસે ગયા.

રાજાએ, પણ ઉપર પ્રમાણે કહ્યું " ભૂત કાઢીશ તો સઘળું મળશે, નીકર મરવું પડશે ! માટે હજુએ પાછાં જવું હોય, તો ચાલ્યો જા. ભલાએ કહ્યું." રાજા સાહેબ આપ કહો તેવી અઘરી શરત પણ મારે કબુલ છે. મને આપની દીકરી પાસે લઇ જાઓ" તુરતજ સઘળા કુંવરીના મહેલે ગયા. ત્યાં જઇ તુરતજ ભલાએ પોતાની ન્હાનકડી પોટલી છોડી, માંહેથી થોડીક હગાર કાઢી. દેવતા સળગાવી તેના ઉપર તે નાંખી કે તુરતજ માંહેથી ધુણીના ગોટેગોટા નીકળવા માંડયા. એક ચાદર મંગાવી તે કુંવરીને ઓઢાડી ધૂણી અંદર–શ્વાસમાં આવે એવી રીતે તેને બરાબર બેસાડી. એટલે થોડીજ વારમાં રાજાની દીક-

રીતું ભૂત ત્યાંથી ભાગી ગયું. અને કુંવરી હોંશિયાર બની ગઈ. બે ચાર દિવસ ખાત્રીને માટે જવા દીધા, અને પછી પોતાના વચન મુજબ રાજાએ ઘણીજ ખુશાલી અને ધામધુમથી પોતાની દીકરીને ભલાની સાથે પરણાવી; અને સઘળું રાજ્ય પોતાના મરણ પછી તે દંપતિને મળે એમ નક્કિ કર્યું.

ભલાએ પોતાના સસરાના રાજ્યમાં ઘણી ઉમદા રીતે વર્તવા માંડ્યું. સઘળી પ્રજા સારા રાજાને ઘણાજ પ્રેમથી ચાહે છે. રૈયતને સર્વ પ્રકારનું સુખ છે, એટલે સર્વ બાજુએથી રાજાને અનેક શુભ આશીર્વાદો મળ્યા કરે છે. એક દિવસ ભલો પોતાના સુન્દર રથમાં બેસીને બહાર જતો હતો, ત્યાં રસ્તામાં ઓચીંતો તેને પેલો બુંડો મળ્યો. બુંડાને જોતાંજ ભલાએ ગાડીમાંથી ઉતરી એકદમ તેને બાથમાં લીધો, અને કહ્યું. આવ ભાઇ! આવ, આપણે ઘણે દહાડે મળ્યા. ચાલ ભાઇ! તું ક્યાં જાય છે? મારે ઘેર ચાલ, ત્યાં તું ખાજે પીજે અને મઝા કરજે.

પ્રથમ તો બુંડો આભોજ બની ગયો, પણ થોડીવાર પછી તેણે ભલાને બરાબર ઓળખ્યો. તે ગાડીમાં બેસી તેની સાથે ઘેર ગયો. ત્યાં મહેલ, ગાડીઘોડા, બાગબગીચા વગેરે જોઇને બુંડો શરમાઇ ગયો, તોપણ તે ખરેખર એક બુંડાઇનું પુતળુંજ હતો, જેથી તેના મનમાં ઝાઝી લાગણી થઈ નહિ, પણ ઉલટી તેના મનમાં ભલાની સાહેબી જોઇ અદેખાઇ આવવા લાગી; તેણે તો લાગ આવે કાંઈ લઇને નાસી જવું અથવા ભલાને ખરાબ કરી તેની જગોએ પોતે દાખલ થઇ જવુ એવો મનસુબો કરી રાખ્યો હતો. જેથી તે અત્યારે ચુપચુપ ખાઈ પીને આનંદ કરવા લાગ્યો. ભલો તો ખરેખર ભલાઇનું પુતળુંજ હતો, તે તો પોતે રાજાનો જમાઇ છે, એવુ અભિમાન રાખ્યા સિવાય તથા બુંડાએ પોતાને કૂવામાં નાખી દીધો હતો, એવું એવું કંઈ પણ મનમાં લાવ્યા વગર-અને ઉલટું પોતાને રાજ્ય અપાવનાર એજ છે એમ માની તેની પોતાથી બનતી તન મન ધનથી સેવા ઉઠાવતો. પણ દુનિયાનો રંગ કંઇ ઓરજ છે! રાજાનો જમાઇ થઇને, એક કંગાલ જેવા માણસની આટલી બધી સેવા કેમ ઉઠાવતો હશે! શું તેનો કંઇ દબાએલો હશે! એવી એવી અનેક તરેહની વાતો આસપાસમાં ચાલવા લાગી. આખરે આ વાત વૃદ્ધ રાજમાતાને કાને જતાં તેમણે નવા આવેલા મેમાન-બુંડાને બોલાવી પૂછ્યું કે "ભાઇ સાહેબ! આ અમારા જમાઈરાજ આપની આટલી બધી સેવા કેમ ઉઠાવે છે! આપનાથી કાંઈ બાબતમાં તે દબાયલા તો નથી?"

બુંડો-રાજમાતા સાહેબ! એ વાતજ જવા દોને એમાં મારે કાંઇ કહેવા જેવું નથીજ.

વૃદ્ધ માતાને વધારે વહેમ પડ્યો તેથી તેણે ફરીથી પૂછ્યું "ભાઇ સાહેબ? કહે તો ખરા કે સાચું કારણ સમજાય ને અમારા સર્વના મનનો વહેમ ટળે."

આખરે ઘણો આગ્રહ કરાવ્યા પછી બુંડાએ કહ્યું; અરેરે! તમે શુ જાણો! એ તો ફરતો ફરતો કોણ જાણે અંહી ક્યાંથી આવી ચડ્યો, અને રાજ્યજમાઈ કોણે ઠરાવ્યો એ તો અમારા ગામનો મોચી છે!" આ ઉપરથી બુંડાની આટલી બધી સેવા ઉઠાવવાનું ખરૂં કારણ સઘળાંના સમજ્યામાં આવ્યું-જો કે બુંડાએ તો પોતાની બુંડાઇજ દાખવી હતી-અને ખરી વાત છુપાવવા માટે રાજાએ ગુરસેથ ઇને ગામમાંથી ભલાને કાઢી મૂક્યો. આણી

તરફ ભુંડાને પણ પાણીનું મળ્યું ! કારણકે ભલા વગર ભુંડાને ત્યાં રાખે પણ કોણ ? અને પોતાની ભુંડાઇના બદલામાં પાછો જ્યાં ત્યાં ભટકી ખાવા લાગ્યો.

આણી તરફ આપણા ભલાએ તો વિચારજ કરી મૂકયો હતો. તુરતજ તેણે ગામમાંથી અચ્છેરેક દારૂ લીધો અને બ્રહ્માની ટેકરી ઉપર જઇ જ્યાં રત્નના ભંડાર ઉપર પેના બાબરાભૂતનો ભાઇબંધ કાબરોસાપ રહેતો હતો ત્યાં ગયો, અને લાવેલો દારૂ છાંટયો. તુરતજ સાપ ત્યાંથી જતો રહ્યો અને ભલાએ સઘળો ભંડાર હાથ કર્યો. આ મળેલા અખૂટ દ્રવ્યમાંથી ભલાએ ફરીથી માલ મહેલ, ગાડી, ઘોડા, બાગબગીચા વસાવ્યા. તથા રાજાને તે વિશે ખબર પડવાથી તે જાતે ત્યાં જઇ સઘળી સાચી હકીકત ભલાને પુછી લઇ પસ્તાવો કરતો તેણે પોતાના જમાઇ તરીકે ભલાને પાછો કબૂલ કર્યો અને તેની માફી માગવા લાગ્યો. ભલો પણ હવે પોતાની સ્ત્રી સાથે પહેલા કરતાં પણ વધુ સુખ ભોગવવા લાગ્યો.

હવે આ પ્રમાણે ફરીથી ભલો આવું મજાનું સુખ ભોગવતો હતો, ત્યાં વળી એક દિવસે ફરતો ફરતો પેલો ભાઇબંધ ભુંડો તેની નજરે પડયો ! તુરતજ ભલાએ એકદમ જઇ તેને બાથમાં લઇ કહ્યું ' ભાઇ, તું અહીં કયાંથી ? ચાલ, તું ભૂખ્યો હોઇશ આપણે ઘેર ચાલ, આમ ભટકયા કરતાં મારે ઘેર તું રહેજે ખાજે, પીજે ને આનંદ કરજે ” ભુંડાએ ભલાને ઓળખ્યો કે તરતજ આ વખતે ભુંડો એટલો બધો શરમાઇગયો ને તેનું મો એટલું તો લેવાઇ ગયું કે ઉચું પણ જોઇ શકયો નહિ

તેને પોતાનાં કૃત્યો માટે પસ્તાવો થઇ તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડવા લાગ્યાં ભલાને કરેલાં નુકશાન માટે દિલગીરી જણાવી, ધીરેથી તેણે ભલાને પૂછયું, ભાઇ, મને કોઇ કંઇપણ દેતું નથી ને તને વખતો વખત આવો રાજવૈભવ કોણ આપે છે ?'

ભલાએ કહ્યું–' ભાઇ, મને આ સઘળું આપનાર બીજું કોઇ નથી ! પરન્તુ આ અત્યારે મારી સામે ઉભો રહેનાર મારો દયાળુ ભાઇ તુંજ છે ત્યારે તેણે ફરીથી પૂછયું ' ભાઇ ! આ સઘળું તને આપનાર હું કેવી રીતે ?' તે ઉપરથી ભલાએ કૂવામાં થયેલી સાપ અને ભુતની સઘળી વાત કહી ભુંડાએ તે સાંભળી અને ભલાની વારવાર માફી માગી ત્યાંથી જંગલ તરફ ચાલવા માંડયું ભલાએ તેને પાછો વાળવા ઘણો પ્રયત્ન કર્યો પણ સઘળો વ્યર્થ !

ભલો શોકાતુર થઇ ઘર ભણી પાછો ફર્યો ને ભુંડો જંગલ તરફ ત્વરાથી ચાલવા માંડયો આ વખતે તેને ખરૂં જ્ઞાન થયું હતું, તેની દાનત તથા વૃત્તિ ઘણાં સુધર્યા હતાં તેની પોતાની ભૂલોને માટે તથા ભલા તરફ ગુજારેલી પોતાની ભુંડાઇને માટે તેના મનમાં વારવાર પસ્તાવો થયા કરતો હતો, અને ખરેખર તો અપકારને બદલે કરેલા ભલાના ઉપકારોએ તેને વશ કરી દીધો હતો. હવે તેને દુનીઆના સુખ વૈભવપર પ્રેમ રહ્યો નહિ ને તેથીજ તે આ વખતે ભલાનો અતિ આગ્રહ છતાં પણ તેને ઘેર ના ગયો. ચાલતાં ચાલતાં તેના મનમાં એજ અવાજ સંભળાયાં કરતો હતો કે —

" ભલો ભગવાનને વહાલો. ”

" ઇશ્વર ભલાઇનાં ફળ ભલાં અને ભુંડાઇનાં ફળ ભુંડાંજ આપે છે, તો મારી પણ શું એજ દશા થશે ? '

---

# માબાપના ભલાને માટે દુઃખ વેઠનારી છોકરી.

( મળેલુ )

રૂશિયાની રાજ્યધાની સેન્ટપિટર્સ (પેટર્સબર્ગ) શહેરમાં એક લકુલપ નામનો પ્રતીષ્ઠિત માણુસ રહેતો હતો કોઇ કારણથી રાજાની તેના ઉપર ખ્તરાજી થઇ

તેથી તેને કુટુમ્બની સાથે સાઇબિરીયના જંગલમાં દેશનીકાલ કર્યો. તે જંગલમાં લોકોને રહેવાની ઘણી થોડી જગ્યા છે અને સખત ટાઢ પડે છે કેદીઓ પાસે ત્યાં કામ પણ વધારે કરાવે છે. એ દેશ મુખ્યત્વે કરીને જંગલ અને મારી ખાનારાં જનાવરોના રહેઠાણની જગા છે

લકુલપ પોતાનું ધન, જન્મભૂમિ અને સગા વહાલાથી વિખુટો પડીને પોતાની બાયડી અને છોકરીને લઇને તે સ્થાનમાં રહેવા લાગ્યો.

એની છોકરીનું નામ પ્રાસ્કોવિયા હતું દેશનિકાલ થયો તે વેળાયે એ ઘણી ન્હાની ઉમ્મરની હતી, ધીરેધીરે જ્યારે તેની ઉમ્મર પંદર વર્ષની થઇ, ત્યારે એક દહાડો માબાપને ઘણાં દુખી થયેલાં જોઇ તે પોતે પણ બહુજ દુખી થઇ અને તેનુ કારણ પુછ્યુ તેની માયે પોતાની આગલી હાલત અને રાજાની ખ્તરાજીવીરે વાત કહી પ્રાસ્કોવિયા માને મ્હોડેથી સઘળી હકીકત સભળીને ઘણી દિલગીર થઇ, અને મનમાંને મનમાંજ વિચાર કરવા લાગી વિચાર કરી પછી માતાને નમ્રતાપુર્વક કહ્યુ કે ' વ્હાલી માતા ! હુ બાદશાહની પાસે જઇને તમને છો-ડાવવાની અરજ કરવા ઇચ્છુ છુ માટે જવાની રજા આપો " તેનાં આવાં હીમત ભરેલાં વાક્યો સાભળી તેનાં માબાપે પહેલાં તો તેને જવાની હા પાડી નહી, પરન્તુ જ્યારે તે બહુ હઠ પકડીને બેઠી ત્યારે તેઓએ તેને તેમ કરવાની રજા આપી તેથી પ્રાસ્કોવિયાયે જવાની તૈયારી કરવા માંડી તે સારા સ્વભાવની અને ધર્મ પરાયણ હતી પોતાને ઘણે છેટે પૈસા વિના એકલુ જવુ પડશે તેથી દુખભંજન દયાળુ પરમેશ્વરની પ્રાર્થના કરીને માતા પીતાને પ્રણામ કરી જવા નીકળી રસ્તામા તેને જે જે દુખ વેઠવાં પડ્યાં હતા તેનુ વિસ્તાર કરીને વર્ણન લખવામાં આવે તો તે ઘણુ લાંબુ થઇ જાય પરન્તુ તે-માંથી ફક્ત એકજ પ્રસગ લખવામા આવે છે તેથી માબાપનો છુટકારો કરવામાં તેણે કેટલું દુઃખ વેઠ્યું હશે તેનો ખ્યાલ આવશે, એકવેળાયે, જગલમા તે ચાલતી ચાલતી જતી હતી, એટલામા તેણે વાવાઝોડાના તોફાનથી એક ઝાડ ઉખડીને પડતુ જોયુ તેથી તે ભયભીત થઇને આ ગળ ચાલી ગઇ, અને ત્યાં રાત પડી ગઇ એટલે તે એક ઝાડ તળે સુઇ રહી, બીજે દહાડે તે જગાએથી એક ગાડી જતી હતી, તેમા બેસનારાઓને દયા આવ્યાથી તેમણે પોતાની ગાડીમાં બેસારીને બીજે ગામ લઇ જવાની ઇચ્છા જણાવી પછી તે ગાડીમાં બેઠી પરન્તુ ગાડીમાંથી ઉતરતી વેળાયે પ્રાસ્કોવિયા કીચડમાં પડી ગઇ તે બે દિવસની ભૂખી હતી તેથી તે ગામમાં ભીખ માગવા લાગી પણ કોઇએ કઇ આપ્યુ નહિ. ઉલટા લોકો તેને ચોર ધારીને તેને કાઢી મુકવા લાગ્યા અને કેટલાક તો મારવા પણ લાગ્યા

ઉપર પ્રમાણે અપમાન સહન કરીને તે એક દેવળ તરફ ગઈ દુર્ભાગ્યે તેનો દરવાજો બંધ હતો. શુ કરવુ ? ક્યાં જવુ ? એનો વિચાર તે કરવા લાગી ભુખ અને તરસ કક

ઢીને લાગી હતી. તેથી બંધ બારણા આગળ બેસી રહી. ત્યાં પણ બિચારીને ગામના છોકરાઓ આવી મારવા લાગ્યા; તથા "ચોર ! ચોર ! કરી બુમો પાડવા લાગ્યા." છોકરી ઘણી નિરૂપાય થઇ. તે વેળાએ તે સર્વ દુઃખના ટાળનાર પરમેશ્વરનું ધ્યાન ધરવા લાગી. આહા કેવું આશ્ચર્ય ! તેજ વખતે એક દયાળુ સ્ત્રી તેની આગળ આવી. અને તેણે ખાવાની વસ્તુ અને લુગડાં આપ્યાં, અને તેને પોતાને ઘેર તેડી ગઇ. ત્યાર પછી થોડા દિવસ વિસામો લઇને પછી પોતાનું કામ કરવાને નીકળી, રસ્તામાં જતાં એક જંગલી કુતરાનું ટોળું મળ્યું કુતરાં તેને કરડવા માટે દોડ્યાં, પરન્તુ પરમેશ્વરની કૃપાથી ત્યાં એક મુસાફર આવી પહોંચ્યો, તેણે કુતરાંના મ્હોમાંથી તેને બચાવી. ત્યાર પછી તે આગળ ચાલી. એ પ્રમાણે ઘણાક દિવસ માર્ગમાં જાત જાતની વિપત્તિઓ વેઠતી ચાલી, એટલામાં શિયાળાની ઋતુ બેઠી. યુરોપમાં અને ખાસ કરીને રૂસિયામાં શિયાળામાં ઘણી ટાઢ પડે છે. અને બધી ધરતી બરફથી ઢંકાઇ જાય છે. તેની પાસે ગરમ કપડાં નહોતાં તેથી ઘણું દુઃખ પામવા લાગી તે વેળાએ ઈશ્વરની કૃપાથી કેટલાંક માણસો ગાડીમાં બેસી જતાં હતાં, તેઓએ તેને ગાડીમાં બેસાડીને ચામડાનો કોટ આપ્યો, ત્યાર પછી થોડા દિવસમાં તે માંદી પડી, તે વેળાયે પણ તે માણસોએ તેને દવા દારૂ કીધાં ત્યાર બાદ પાછી તે ચાલવા લાગી, એક વર્ષે ઘણાં ઘણાં દુઃખો સહન કરીને અન્તે સેન્ટપીટર્સબર્ગમાં આવી પહોંચી રસ્તામાં એક ભલી બાઇએ રાણીને મળવાની તદબીર કરી આપી હતી લાગ જોઇને રાણીને તે મળી. રાણીને પોતાના બાપની બધી હકીકત કહી અને પોતે તેને છોડાવવાને આટલે દુરથી આવી છે તેમ કહ્યું. તેથી રાણી તેનો આવો ગુણ જોઇને ઘણીજ ખુશી થઇ અને તેના ઉપર માયા બતાવી, તેને બાદશાહની પાસે લઇ ગઇ. બાદશાહે પ્રાસ્કોવિયાને મોઢે તેની બધી હકીકત સાંભળી, અને તે ઘણો ખુશી થયો. તેથી તેની તારીફ કરવા લાગ્યો, પછી તરત તેનાં માબાપને છોડી દેવાનો હુકમ આપ્યો. અને છોકરીને થોડુંક ધન આપી વિદાય કરી લોકુલપને પાછો આવવાનો હુકમ આવ્યાથી પોતાની સ્ત્રી જોડે તે પાછો સેન્ટપિટર્સબર્ગમાં આવ્યો. પણ તે પોતાની કન્યાને વધારે દિવસ જીવતી જોવા પામ્યો નહિ કારણ તે ઘણીજ થાકી ગઈ હતી તથા દુર્બળ થઈ ગઈ હતી તેથી તે થોડા દિવસમાં મરણ પામી. આ છોકરીયે મહેનતથી પોતાના માબાપનું દુઃખ દૂર કરવા પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. આનુંજ નામ ખરી માબાપ પ્રત્યેની ભક્તિ કહેવાય.

---

વખત.

"કેટલાક માણસો દ્રવ્યના મુલ્યનો વિચાર કર્યા વગર ખુટતાં સુધી ખરચ્યાં કરે છે, તેમજ ઘણાં માણસો પોતાનો વખત પણ નકામો ગુમાવે છે. જ્યારે તેની જુવાની જાય છે અને ઉત્તરાવસ્થા થાય છે, ત્યારે તેના દુર્ગુણનું ભાન થાય છે, અને વખત ગયો તેનો પસ્તાવો થાય છે. એ વચલી જીંદગીમાં કેટલીક કુટેવો પણ પડી જાય છે, જેના બંધનથી છુટવું પણ બહુ મુશ્કેલ પડે છે. ખરચેલું દ્રવ્ય ઉદ્યોગથી પાછું મળે, વિસરેલું જ્ઞાન અભ્યાસથી પાછુ પ્રાપ્ત થાય, શરીરની ખોઇ દીધેલી આરોગ્યતા, મીતાહાર અને ઔષધથી પાછી આવે, પણ ગયેલો વખત પાછો આવતો નથી "

"વિદ્યાર્થીઓને બોધ વચન."

ठ. आनंदजी मूळजी पानी तरफथी भेट



## મહાત્મા શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલેની મહાનિદ્રા.



મહાન દેશસેવક, કર્મયોગી શ્રીયુત્ ગોપાળરાવ ગોખલે એ તા ૧૯ મી ફેબ્રુઆરીની રાત્રિએ પરમશાન્તિથી પરલોક ગમન કર્યું તે પ્રસંગે આ છબી લેવામાં આવી હતી

The Bombay Art Printing Works, Fort.

BLOCK, BY COURTESY OF

બહાદુરનાયક દરવાનસિંહ નેગી, વી. સી.



માથાઉપર બે સખ્ત જખમ થયેલા અને બીજા કેટલાક ઘા પડેલા હતા, છતાં આ નેપાળી શુરવીરે લ્હડાઇની ખાઇઓમાંથી જર્મનોને પાછા હઠાવવા બહુ બહાદુરીથી પ્રયાસ કર્યો હતો. નામદાર શહેનશાહના હાથથી "વિક્ટોરિયા ક્રૉસ" નું વીરસન્માન મેળવનાર તે પ્હેલો હિન્દી હતો.

બ્રિટિશ અને હિન્દી સૈનિકોનું પરાક્રમ. ठ. गा[illegible] पांडे तरफथी भेट



લાબાસી નજીક હાથોહાથની લ્હડાઇમાં તા. ૧૯ મી ડિસેંબરે જર્મનોએ ફ્રેન્ચો ઉપર હુમલો કર્યો, તે વખત બ્રિટિશ અને હિન્દી લ્હડવૈયા
ઓઝુ બાજુ પરથી એકદમ નીકળી આવી દુષ્મનોને બેયોનેટ વડે ઘણી બહાદુરીથી પાછા હઠાવી દીધા હતા.

વડોદરાનાં મહારાણી શ્રી સૌ. ચિમણાબાઈ સાહેબ, સી. આઈ.



આ વાઘ પોણાનવ ફૂટ લાંબો હતો. માર્ચની તા. ૨૨મી એ સોનગઢ તાલુકાનાં જંગલમાં મહારાણી સાહેબે તેનો શિકાર કર્યો હતો.

# સુન્દરી સુબોધ—

# માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છેઃ આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ પુરૂષો, બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને સ્વાર્પણનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનનું ખરૂં દેશવ્રત છે.

સુન્દરી સુબોધ:　　પુસ્તક ૧૨.—અંક ૭-૮.　　માર્ચ-એપ્રેલ ૧૯૧૫.

## सरस्वती.

### स्त्रीओए गावानां गीत.

" ओ व्हाला वीरा ! आज दिवस सुधी तमे अपूर्ण हता पण हवे पूर्ण थाओ छो माटे हवे तमारी फरज वधी छे. ए फरज बजाववाने तमे भाग्यशाळी थाओ, एम अमे प्रार्थना करीए छीए. तमारो स्नेह बहु सारे ठेकाणे थयो माटे अमे तमने मुबारकबादी आपीए छीए, अने अमरवेलीनी पेठे तमारो स्नेह वधे एम इच्छीए छीए. तमारुं जोडुं बहु सुखी थशे, कारण के कन्या बहु गुणवान मळेली छे. ओ भला वहेवाइओ ! तमे आवुं अमूल्य रत्न अमारा पुत्रने आप्युं माटे अमे सौ तमारो उपकार मानीए छीए. तमे अमारो बहु सारो सत्कार कर्यो छे, ए खाते तमने धन्यवाद छे. आ रत्न आपीने तमे अमने म्होटा बनाव्या छे. हवे आपणो सौनो स्नेह दिन प्रतिदिन वधतो जाय अने एक बीजानी भूलो माफ करी शकीए एम अमे इच्छीए छीए. व्हाला पुत्र ! आ लग्नथी तमे आपणा पितृओने राजी कर्या छे, धर्मने टेको आप्यो छे, संसारना प्रवाहने आगळ वधार्यो छे, अने घणो जातना भयमांथी तमे बच्या छो. हवे तमारे घेर सगांओनो स्नेह वधशे, बाळकोनो आनंद

वधशे, मातापानी सेवा वधशे अने अतिथिओनो आदर थशे; माटे तमे धन्यभाग्य छो. लग्ननी पवित्र फरज तमे बजावी माटे हे वरराजा! तमारा संबंधीओ तमोने किंमती भेटो आपे छे. कन्याने पसंद करीने मनुस्मृति प्रमाणे तेने सुखी राखवानो ठराव करीने तमे परण्या अने स्वार्थनां नहि पण स्नेहनां लग्न कर्यां माटे प्रभु तमारी उपर राजी थया छे. ईश्वरकृपाथी अमारा सौभाग्यवती वहुनी पधरामणी अमारा कुटुंबमां मंगळदायक थाओ, अने ए बन्ने आत्मानी पूर्णता करवामां आ लग्न सफळ थाओ."

* * * * *

"आवो आवो व्हेनो, आजे आपणने थोडी फुरसद मळी छे तेनो कांइक सदुपयोग करी लइए. चालो चालो, जलदी करो, भूख्यांने भोजन आपीए, तरस्यांने पाणी पाइए, भूलां पडेलांने रस्तो बतावीए, मांदानी सारवार करीए, दुःखीओनां आंसु लुछीए; अने अज्ञानीओने ज्ञान आपीए. व्हेनो उतावळ करो, खोटी थाओ नहि, वखत चाल्यो जाय छे, चालो चालो, अनाथोनी खबर कढाडीए, विधवा व्हेनोने कर्तव्यमां लगाडीए, तडकामां बळता होय तेने छायामां लावीए, टाढे ठरता होय तेने वस्त्र आपीए, मुसाफरोने आश्रय आपीए, अने दुःखीओने दिलासा आपीए. व्हेनो, आपणां धन्य भाग्य छे के प्रभुए आपणने सद्बुद्धि आपी छे. आवो आवो, आपणे बधां साथे मळीने बुद्धिनो रुडो उपयोग करीए. ए बुद्धिथी कन्याओना हृदयमां स्नेह भरीए, बाळकोना मगजमां ज्ञान भरीए, सौभाग्यवती व्हेनोने व्यवहारीक डहापण आपीए, विधवा व्हेनोने दयानी देवीओ बनावीए, भाईओने पुरुषार्थनी उश्केरणी करीए, न्हानां बच्चांओनी उच्चवृत्तिओ खीलवीए अने साधुओने मान आपी संसारमां स्वर्ग लावी शकीए तेम करीए. व्हेनो! शुं आ बधुं तमोने नथी गमतुं? बेशक गमे छे. त्यारे वार केम लगाडो छो? चालो अमारी साथे महान प्रभुए आपणने पवित्र धर्म आप्यो छे, उत्तम मनुष्य अवतार आप्यो छे, अने किंमती तको आपी छे, माटे ए बधांनो ल्हावो लइए, ए बधांनी कांइक सार्थकता करी बतावीए, अने ए बधामांथी आपणा आत्माने संतोष थाय एवुं कांइक तत्त्व मेळवी लइए एवुं तत्त्व मेळववा माटे व्हेनो आवो आपणे कांइक तप करीए. आपणुं अबळाओनुं तप कयुं? कुटुंबमां स्नेह राखीए, बीजांनो वांक माफ करीए, क्रोधीओना क्रोध छूटे एवा उपायो करीए, लोभीओने मायानुं विश्वा-

पणुं समजावीए, पशुवृत्तिवाळाओनां मनमां धर्मनो उदय थाय तेम करीए, अदेखा-ओनी अदखाई (महत्वाकांक्षा) उच्चहेतुओमां वपराय तेम करीए, अने जेम बने तेम आपणां बाळकोमां तथा आपणा संबंधमां आवतां सौ माणसोमां सारा संस्कार बेसे एम वर्तीए. तमे केहेशो के आपणी पासे एवां साधनो क्यां छे ? पण व्हेनो, प्रभुए आपणी उपर दया करीने स्वभाविक रीतेज आपणी आंखमां शरम, हाथमां काम, मुखमां मीठाश अने हैयामां हेत आपेलुं छे, ए शुं थोडुं छे ? व्हारनां बीजां साधनो विना पण एटलांथीज आपणे घणुं करी शकीए तेम छीए. आपणे मधुरां हास्यथी जगतमां मीठाश फेलावी शकीए तेम छीए, आपणे मात्र अमीनीदृष्टिथी माणसोनां अर्धां दुःख ओछां करी शकीए तेम छीए. आपणे मीठां वचनोथी आपणा दुःखी बंधुओने शान्ति आपी शकीए तेम छीए, अने आपणे हैयाना हेतथी संसारमां स्वर्ग लावी शकीए तेम छीए. व्हेनो ! आपणी पासे कांइ पण न होय तो फिकर नहि, व्हारनां साधनो विना पण इश्वर कृपाथी आपणी अंतरनी भली लागणीओथीज आपणे घणुंए करी शकीए तेम छीए, कारण के सर्व शक्तिमान परमकृपाळु परमात्माए आपणने अखुट सामर्थ्य आपीने अहिं मोकलेलां छे, तेथी ईश्वरीस्नेहना बळवडे आपणे जे धारीए ते करी शकीए तेम छीए. आवो व्हेनो, आपणे भूख्यां वाछरडांओने धवरावीए, तरसी गायोने पाणी पाईए, दुझणी गायोने दोही लईए, रोपाना कुंडामां खातर नाखीए, मंदिरोमांथी कचरो कहाडीए, बगीचामांथी फूलो वीणीए, सूर्यनो प्रकाश आववा माटे बारी-बारणां उघाडीए, अने देवो माटे फूलना हार गूंथीए. शुं एटलुं पण आपणाथी नहि बने ? जो धारीए तो जरुर बनी शके. छतां पण कोइ व्हेनोथी कदाच एटलुं पण न बनी शके तो पण कांइ फिकर नहि, पण जगतमां सौनुं कल्याण थाओ, एम प्रार्थना करी शकीए तेम तो छीएज. ए पण एक जातनुं तप छे, अने हम्मेशां एटलुं बने तो ए पण कांइ ओछुं नथी, माटे आवो व्हेनो, सौ साथे मळीने जगतना कल्याण माटे आपणे प्रार्थना करीए.

—अमृतलाल सु. पढियार कृत " साचुं स्वर्ग. "

# काव्यकुंज.

## આમંત્રણ.

લેખકઃ શ્રીયુત્ " कासार "-વાસણાકેલીયા.

વ્હાલાં ! વેગે વ્હેલાં વ્હેલાં આવો જો,
હોંશેથી હીંચોળું હૈયા—પારણે;
ગરબો ગૌરવ કેરો ગાવા જો,
સ્નેહેથી સંચરજો સર્વે સાથમાં. વ્હાલાં

સખીઓ સર્વે આવીઆં, હોંશે ગાશું ગીત,
પ્રેમે પટકુળ પ્હેરીયાં, સ્નેહે સાંધી ચિત્તઃ

મંગળ કરવા મંગળ કીધાં મનડાં જો,
મંગળકારી મોંઘી માંહિ મૂરતિ;
હેત તણો તો હાર હૈયામાં હાલે જો,
નેહ તણી નાકે ન્હાનેરી નથની. વ્હાલાં

આ તન રંગી બાગનો, માળી પ્રીતમ જેહ,
મધુર ઉમરનાં ફુલડે, વધાવજો હંમેશઃ

સાચું સ્વર્ગજ સંસારે શોભાવાજો,
વ્હાલાં અહીં આવ્યાં તે સ્વર્ગો મ્હાલવા;
દીપાવાને પ્રભુવ પ્રભુની જ્યોતિ જો,
સ્નેહવારિની સરિતાઓ રેલાવવા. વ્હાલાં

ઇશતણી ઉપાસના કરીએ, બ્હેન ! હંમેશ,
જેથી આનંદે સદા રાખે તે પ્રભુ(?) ઇશઃ

રંગો રંગી નવરંગી દિલ, સખીઓ જો !
પ્રભુજીની પ્રભુતાની છાયે ચાલવા;
પ્રીતમ કેરી પુજા કરવી પ્રીતે જો,
નિશ્ચે સાચું સ્વર્ગ લહો સંસારમાં. વ્હાલાં

# આવાહન.

લેખકઃ શ્રીયુત્ "કુસુમાકર"—સુરત.

આવો વ્હાલી પ્રાણ !
લઇએ રસ જીવનની લ્હાણ, આવો પ્રાણ ગુંજે !
મધુરી ! દઇએ રસનાં દાન, આવો અમારી કુંજે:
આવો સુકુમાર ફુલ-બાલા. પ્રાણ પાથરીએ,
ન્હાનાં નેનમાં "જલે જ્વાલા," અમે આદરીએ:
ત્હમે અજવાળી જીવન કરો અમીનું, પ્રિય સ્નેહલતે !
શુષ્ક હૃદયને કરો રસ ભીનું, અયિ ! રમ્ય રસિકે !

આવો આવો પ્રાણ !
આવો કરાવો પ્રેમનાં પાન.
આવો ! અનુપમે !

આવો મીઠડું ટહુકીએ, વસંતની દઇએ વધાઇ,
આવો અમીમય કરીએ, જગત્ જનને અમી પાઇ;
આવો તો કરીયે પ્રાણ કુરબાન, તમથી શું વધારે ?
અમને અનુપમ મળશે માન, વ્હાલી ! તમ પધાર્યે:
આવો જમવીશું જુનાં ગીત, મીઠી ધુન મચવીશું,
પ્રિયા ! આપણી પુરાણી પ્રીત, રૂડેરા રાસ રમીશું.

આવો ! આવો !
આવો, રડતાંને હસાવો,
આવો, પડતાંને ઉઠાડો;
આવો તો લઇએ લલિત ઉરનો લ્હાવો.
પ્રિયે ! આવો.

× × ×

મોઘાં મૌક્તિક પૂર્યા છે ચોક, લુમ ઝુમે તોરણો દ્વારે,
સુવાસિત સુમનો સુરભિ પ્રસરી, પૂછે આવો ત્હમે ક્યારે ?
તમ પથે દીધાં છે ફુલડાં વેરી, રંક ગૃહે ત્હમે ક્યાંથી,
પણ ને કોકિલા રહી હેરી, હૃદયના ધબકાર આશાથી !
આવો ! દૂર રહી કાં દઝાવો.
આવો, પ્રિયે ! આવો.

# સ્મરણ.

લેખકઃ શ્રીયુત્ "ભરત"-સુરત.

૧.

યુવાનીનાં સુખો કરતાં,
સુહાસિનીની ઝંપ કરતાં;
સુખી નિર્મળ નિદ્રા કરતાં,
ગઈ વ્હેલી, ગઇ વ્હાલી!

વનડું જયમ પત્રવિણ ત્યમ હું,
નિશા નિદ્રા ત્યમ હું;
હૃદય જયમ હર્ષવિણ, ત્યમ હું,
રહ્યો બસ એકલો, વ્હાલી!

૨.

વીતી રાત્રી ફરી મળતી,
વીતી ઋતુ તે ફરી મળતી;
યુવાની ત્હારી નવ મળતી,
ગઇ તુજશું, તું જયમ વ્હાલી!

હૃદય મુજ ઇચ્છતું શુભદિન,
મીઠી ઉંઘ થાય છે સુખહીન;
નિરાશાથી બનું હું લીન,
તું ના આવે હવે, વ્હાલી!

૩.

કમલ સુખીના બીછાના પર,
ગુલાબો સ્ત્રી તણા શીરપર;
રહે પાટલ કુમારી પર,
નહારાં ફુલ, મુજ વ્હાલી!

કબર છુવંતી હું ચાખું,
ફુલો એ તે પરે નાંખું;
નહીં મિત્રો કદી રાખું,
બ્હીકણુ કે આશહીન, વ્હાલી!

# મટુકી.

લેખક: શ્રીયુત્ " કૃષ્ણલગ્ના. "–વડોદરા.

(તોટક)

વનિતા વ્રજની લઇને મટુકી,
અટકી ગલીમાં* મૂકીને મટુકી;
" દધિ કોઇ લીયો, મીઠી આ મટુકી."
વદી–" ચાખી લીયો મહીની મટુકી."

નટનાગર આવી અડયો મટુકી,
પટવી વનિતા ઉચકી મટુકી;
સહુ ગોપી ઉભી, રહી–" હાં ! મટુકી,
" સખી, કહાન ગયો લઇને મટુકી.–

" શઠ ! રહે તું ઉભો છીનવી મટુકી,
" સટકે કહી, ચોર ! હરી મટુકી ?
" સખિ ! નન્દનિ કે તનમાં મટુકી,
મૂકતાં પૂછશે પ્રભુને:–" મટુકી !

" જડી કુંવર ! ક્યાં નવલી મટુકી ?
" દીસતી નથી આપણી એ મટુકી;
' લૂંટી ત્હેં ભલી ગોપી તણી મટુકી !
" નવનીત વહેંચી પીધી મટુકી ? "

* * * *

વદતી સુતને " દઇ દે મટુકી "
સુણી ગોપી યશોમતિ કહે:–" મટુકી !
" દીધી કહાન હવાં નવલી મટુકી:
– " લઇ૫ માં સુતશું, લઇ જા મટુકી–"

તવ કહાન સુણ્યું: હશીને મટુકી,
શીરથી પટકી; ફૂટી ગઇ મટુકી.

બહુ ગોપી રડી:–" અલી એ મટુકી !
" ગઈ ફૂટી, મોંઘી, મીઠી મટુકી ! "

---

* કુંજગલીમાં.

## જ્યોત્સ્ના, સખે ! તૂં કયાં ગઈ ?

લેખકઃ રા. રા. મગનલાલ જેઠાભાઈ શુકલ—વીરમગામ.

તુજ કૃત્યમાં વિશુદ્ધતા,
વાણિમહિં મૃદુ નમ્રતા;
ઉર પ્રેમરસ છલકાવતી,
જ્યોત્સ્ના સખે ! તૂં કાં ગઇ ?
પ્રિયજન સહૃદ રીઝાવવા,
યત્નો કરન્તી અવનવાં;
સમભાવ સ્નેહે ચાહતી,
જ્યોત્સ્ના સખે ! તૂં કયાં ગઇ ?
નિજ સ્વામી–ઉરને ઠારતી,
કર્તવ્ય અમૃત સિંચતી,
ને ધર્મપન્થ સદા જતી,
જ્યોત્સ્ના સખે ! તૂં કયાં ગઇ ?
પ્રિયજનતણાં ભાવિ હિતે,
તત્પર રહેતી હરનિશે;
સેવા સલુણી, મધુરી સતી,
જ્યોત્સ્ના સખે ! તૂં કયાં ગઈ ?

---

## શિશિર હાલરડું.

લેખકઃ શ્રીયુત્ " રસિક "—ભાવનગર.

ઢીંગલી ઢબુરી, મ્હારી ઢીંગલી ઢબુરી,
હૈયાની હુંફમાં ઢીંગલી ઢબુરી. ટેક.
હુંફાળું હાલરૂં ને હુંફાળી પામરી,
હીચોળું હાથ દોર–ઉનની ધરી.— હૈયા.
ચામડી જગાડી શીત લહરી નસાડી,
નમણી નિંદર તુજ નયણે ભરી.— હૈયા.
હુંફે હુલાસતી ને હુંફે વિલાસતી,
હુંફે હીંચોળતી નેણુની હુરી — હૈયા.
શીયાળુ લ્હેરીએ ધ્રુજે છે બારણે,
ઝુલાવું પારણે પુતળી પરી.— હૈયા.
ખળે, ખેતર પણ તાપે છે તાપણી,
વગડે વગાવી છે ટાઢડી શુરી.— હૈયા.

# समाज–साहित्य–विज्ञान.

## અમદાવાદમાં બાળકોનું મરણ પ્રમાણ.

( ડૉક્ટર જોસેફ બેન્જામિનના ભાષણ ઉપરથી )

લેખકઃ સ્વર્ગસ્થ દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ—અમદાવાદ.

બાળકોનું મરણ પ્રમાણ એ ગામના રહેવાશીઓની તનદુરસ્તીની કસોટી છે. અમદાવાદમાં તે ઘણુ ભારે છે

૧૮૮૨-૩ થી ૧૮૯૧-૯૨ લગી દર હજારની વસ્તિએ જન્મ પ્રમાણની સરાસરી ૩૭ ૮

૧૮૯૨-૩ થી ૧૯૦૧-૨ લગી ૨૭. ૮–તેમાં દુકાળનાં વરસ

૧૯૦૨-૩ થી ૧૯૧૧-૧૨ લગી ૨૦. ૮

૧૯૧૨-૧૩ ૨૧, ૨ ( ૬૮ વધારી )

| | |
|---|---|
| ૧૯૧૧ માં મુંબાઈ ઇલાકાનું જન્મ પ્રમાણ. | ૩૬ ૦ |
| ગુજરાતનું. | ૪૦. ૩૬ |
| અમદાવાદનું. | ૨૧. ૯૩ |
| મુંબાઈ ઇલાકાના ગામડાં. | ૩૭ ૪૭ |
| શહેરોમાં | ૨૬ ૮૯ |
| મુંબાઇનું. | ૨૧. ૮૫ |
| અમદાવાદ જીલ્લાનું. | ૩૮. ૪૪ |

૧૫ થી ૪૯ વયે અમદાવાદમા દર આઠ સ્ત્રીઓમાં એક સ્ત્રી બાળક જણે છે.

મુએલાં જન્મેલાં છોકરાંને નવા જન્મેના બેમાં ગણતાં સરાસરી ૧૯૧૨–૩ લગીના અગીઆર વરસમાં ૨૭. ૬૫ ની આવે છે

મરણ.—

૧૮૮૨-૮૩ થી ૧૮૯૧—૨ લગીમાં ૪૦. ૨ થી વધીને ૪૪. ૮ થયાં.

૧૮૯૨-૯૩ થી ૧૯૦૦—૧ — ૫૫ ૩૫ થી — ૫૯. ૫૫ થયાં.

૧૮૮૨-૮૩ થી ૧૮૯૧—૨ ની સરેરાશ ૪૪. ૮

૧૮૯૨-૯૩ થી ૧૯૦૦–૧ — ૫૯. ૫૫ (દુકાળનાં વરસ વગર ૪૫. ૯)

૧૯૦૧-૨ થી ૧૯૧૨—૧૩ ૫૫. ૪

મરણના પ્રમાણ કરતાં જન્મનું પ્રમાણ અરધુ છે અથવા જન્મ કરતાં મરણ બમણાં છે.

૧૯૧૧ માં આખા મુંબાઇ ઇલાકામાં મરણ પ્રમાણ ૨૮. ૩૫ હતું ને તે પહેલાંની સરાસરી—પાંચ વરસની—૩૨. ૩૬ હતી.

૧૯૧૧ માં મુંબાઇ શહેરનું મરણ પ્રમાણ ૩૫. ૮૮ હતું.

આખા ઇલાકામાં ૧૯૧૧ માં મરણ પ્રમાણ કરતાં જન્મનું પ્રમાણ ૭. ૬૫ વધારે હતું. પણ અમદાવાદમાં તેથી ઉલટું હતું !

| | |
|---|---|
| સુરતનું ૧૯૧૧ પહેલનાં પાંચ વરસની સરાસરી. | ૨૪. ૬૮ |
| ભરૂચ. | ૩૨. ૦૬ |
| અમદાવાદ. | ૫૩. ૯૧ |
| નડીઆદ. | ૪૫. ૪૨ |
| લંડનમાં ૧૯૧૧ ના ૩ માસનું મરણ પ્રમાણ. | ૧૫. હતું. |
| અમદાવાદ જીલ્લામાં. | ૨૯. ૩૭ |
| અમદાવાદ કાંપમાં. | ૧૧. ૭૧ |
| અમદાવાદ જીલ્લામાં ૨૯. ૩૭ અને જન્મ | ૬૮. ૪૪ હતા. |

**અમદાવાદની વસ્તી.**

| | |
|---|---|
| ૧૮૭૨ નું વસ્તિપત્રક | ૧૧૮૭૫૬ |
| ૧૮૮૧ | ૧૨૭૨૧૦ |
| ૧૮૯૧ | ૧૮૦૬૭૩ |
| ૧૯૦૧ | ૧૪૪૪૫૧ |
| ૧૯૧૧ | ૨૧૩૦૦૦ |
| ૧૯૧૨-૧૩ | ૨૨૫૫૩૯ |

બધા જન્મ નોંધાતા નથી. હદ વધી છે—વસ્તિ મહેનતુ પરગામના લોક આવવાથી વધી છે—અમદાવાદની જુની ઉજળી વસ્તી ઘટે જાય છે.

## બાળકોનું મરણ પ્રમાણ:

કુલ ૧૦૦ મરણમાં પાંચ વરસ સુધીનાં બાળકોનાં મરણ:

૧૮૯૨—૯૩ માં ૪૬. ૮

૧૮૯૭—૯૮ માં ૫૬. ૩

૧૮૯૨-૩ થી ૧૯૦૦-૧ ને દુકાળી મરણ-

ફીચોળું હાથ દે. ૫

ચગડી જગાડી શીત લહરી ન,

નમણી નિંદર ઉ ૧ થી ૫ વરસ લગીનાં

દૂરે દુધાસતી ને દૂરે વિલા ૧૪. ૪

દૂરે ફીચોળ ૧૪. ૫

શીયાળુ લ્હેરીએ ધ્રૂજે ૧૭. ૫

ઝુલાવું પા ૧૦. ૭

ખળે, ખેતર પણ ત ૧૬. ૩

વગડે ૧૫. ૦

૨૧. ૬

| | | |
|---|---|---|
| ૮-૯ | ૩૭. ૯ | ૧૨. ૯ |
| ૯-૧૦ | ૩૩. ૬ | ૧૭. ૯ |
| ૧૦-૧૧ | ૩૭. ૦ | ૧૯. ૮ |
| ૧૧-૧૨ | ૩૨. ૨ | ૨૨. ૪ |
| ૧૯૧૨-૧૩ | ૩૦. ૦ | ૨૪. ૦ |
| સરેરાશ. | ૨૭. ૭ | ૧૭. ૯ |
| | ૪૫. ૬ | |

દર સો જન્મે નાના બાળકનું મરણ પ્રમાણ—

| | ૧ વરસ લગી | ૧ થી ૫ | |
|---|---|---|---|
| ૧૯૦૧-૨ | ૪૩. ૩ | ૩૫. ૬ | ૭૮. ૯ |
| ૧૯૦૨-૩ | ૭૦. ૧ | ૪૧. ૭ | ૧૧૧. ૮ |
| ૧૯૦૩-૪ | ૫૫. ૧ | ૪૮. ૭ | ૧૦૩. ૮ |
| ૧૯૦૪-૫ | ૬૬. ૮ | ૪૪. ૯ | ૧૧૧. ૭ |
| ૧૯૦૫-૬ | ૭૩. ૫ | ૪૬. ૧ | ૧૧૯. ૨ |
| ૧૯૦૬-૭ | ૭૮. ૧ | ૫૧. ૧ | ૧૨૯. ૨ |
| ૧૯૦૭-૮ | ૮૮. ૫ | ૭૫. ૯ | ૧૬૪. ૪ |
| ૧૯૦૮-૯ | ૮૬. ૩ | ૨૯. ૨ | ૧૧૫. ૫ |
| ૧૯૦૯-૧૦ | ૮૩. ૫ | ૪૪. ૫ | ૧૨૮. ૦ |
| ૧૯૧૦-૧૧ | ૭૮. ૮ | ૩૫. ૦ | ૧૧૩. ૮ |
| ૧૯૧૧-૧૨ | ૬૪. ૩ | ૪૪. ૦ | ૧૦૯. ૨ |
| ૧૯૧૨-૧૩ | ૭૯. ૫ | ૪૬. ૯ | ૧૧૯. ૪ |
| સરેરાશ. | ૭૨. ૫ | ૪૬. ૯ | |

૧૯૦૨ માં ૬૨. ૦
તે પહેલ ૫૦. ૬

જન્મેલાં બાળક પૈકી લગભગ અરધો અરધ એક વરસનાં થતાં પહેલ ગુજરી જાય છે, ને ચોથા ભાગ ઉપર (૨૬-૮) ૧ થી ૫ વરસનાં બાળકો મરી જાય છે.

મુંબાઇ ઇલાકામાં ૧૯૧૧ માં પાંચ વરસ સુધીની બાળકોની વસ્તિના પ્રમાણમાં હજારે ૭૫ આવેલું તે એકંદર મરણના દર હજારે તેનું પ્રમાણ ૩૯. ૫૨ આવેલું.

## બાળ મરણ ( કારણો )

નાહનાં બાળક ઘણાં વરાધ, ઓરી, અશક્તિથી મરે છે. તાણુ ઝાડો ને મરડો પણ કારણો છે.

(૧) હવા (૨) પેઢી ઉતાર રોગ (૩) ગરીબાઇ (૪) શરદી ને ગંદકી (૫) ગીચવસ્તિ (૬) અંધારી ને બંધ ઓરડીમાં સુવાવડ (૭) સુવાવડમાં મા છોકરાની સંભાળની ખામી (૮) પ્રસુતિ વખત ગેર વ્યવસ્થા (૯) યોગ્ય ખોરાકમાં ખામી (૧૦) દુધમાં ખામી (૧૧) ઋતુના ઘણા ફેરફાર (૧૨) ઉપરા સાપરી ગર્ભ ધારણ (૧૩) કસરતની ખામી (૧૪) મીલની મજુરી (૧૫) બાળગોળી વિગેરે (૧૬) અતિપાન (૧૭) અજ્ઞાન.

(૧) હવાની ગરમીની ચઢ ઉતર ઘણી થાય છે—સવાર, બપોર સાંજ, રાત.

(૨) પેઢી ઉતાર રોગો—બાળલગ્ન—અશક્ત જન્મ.

(૩) ગરીબાઇ—કોળી, ઢેડ, વાઘરી, છીપા, કણબી, અને ગરીબ મુસલમાનનાં મોત વધારે.

ગીચ વસ્તીથી જન્મ ઓછા ને મરણ વધારે—કાંપ ને શહેર—ગામડાં ને શહેર-શહેર બહારના બંગલા ને શહેર.

શરદી, ભેજ ને ગંદકી.

સુવાવડાં બૈરાંને તેના બાળકને અંધારામાં રાખવાથી હાનિ—બાળકો જે મરે છે તેનો ⅔ થી ¾ એક મહિનામાં મરી જાય છે પછી ખુલ્લી હવામાં આવવાથી મરણ ઘટે છે.

પવનથી નુકશાન થતું હશે—પણ સુવાવડા ખાટલાપર તે ન આવે તો બસ બધાં બારી બારણાં બંધ કરવાં ન જોઇએ. બળતી શગડી ગરમી વાસ્તે રાખવામાં આવે છે. પણ તેથી હવા બગડે છે—મુંબાઇમાં પારસી સ્ત્રીઓનું સુવાવડ ખાતું કાઢયું તેથી સુવાવડાં બૈરાંના મરણ ઘણાં ઓછાં થયાં છે.

**સંભાળની ખામીઃ**—ચોખ્ખાઇ ઘણીજ જોઇએ તે વખતે ગંદકીઃ કપડાં મેલાં, પથારી મેલી, ઓઢવાનું મેલું, ને તે પુરેપુરાં જોઇએ—તેટલાં નહીં—મહિનો નહવડાવવાથી શરદી થાય છે—શીરો પચતો નથી—ગળપુથી પચતી નથી. કસુવાવડમાં બડકું આપવું બરોબર નથી—ચાકરી કરનાર હજામડી અજ્ઞાન હોય છે. ગરીબનું બેલી કોઇ નથી.

### પ્રસુતિ વખત સારી દાઇની મદદ મળતી નથી.

ધાવણ ન આવે એટલે દૂધ આપવામાં આવે છે, તે ચોખ્ખું હોતુ નથી—કૃત્રિમ ખોરાક આપે છે ને બરોબરઃ નથી—દૂધ આપવામાં નિયમ પળાતો નથી—દૂધ ઉકાળતાં નથી દૂધમાં પાણી મેળવતાં નથી, માઓ બચ્ચાંને ધવરાવતી નથી!

# લગ્ન પૂર્વે પ્રેમ.

લેખક. રા. રા. કિં. ઘ. મશરૂવાળા.

રા. "જુના વિચારના સુધરેલ" જોડે સર્વ રીતે એકમત થવું મ્હને અશક્ય લાગે છે *

નવલકથાઓ અને નાટકોનાં વિષયોને બાજુએ મુકીએ, તો, "અત્યારે આપણે પરણ્યાં પહેલાં સ્નેહ કેમ જોડવો, એ શીખવાનું છે ?" એ પ્રશ્નનો ઉત્તર નકારમાં શું કામ આપવો તે હું સ્હમજી શકતો નથી.

હિંદુ સમાજમાં 'સ્નેહ લગ્ન'-એટલે, પરસ્પર ઉત્પન્ન થયેલાં સ્નેહને લીધે ઠરેલાં લગ્ન-તદ્દન અશક્ય નહીં-તો પણ, સાધારણ રીતે "બને તેમ નથીજ." એ સિદ્ધાંત ઠરાવીએ, તોપણ-હિંદુ સમાજની ચાલુ રીતિ પ્રમાણે વાગ્દત્ત યુવક અને કન્યા વચ્ચે લગ્ન ગ્રંથિથી એકત્ર થયા પહેલાં-સ્નેહ, પ્રીતિ, ઉત્પન્ન થાય, તે હેતુથી તેઓ એક બીજાનાં (પવિત્ર) સંબંધમાં આવે, એક બીજાને પીછાણતાં શીખે-એક બીજાનાં સ્વભાવ જાણતાં જતાં શીખે, ત્હેમાં આપણાં આર્યત્વને શી હાનિ થાય એમ છે, તે હું સ્હમજી શકતો નથી.

મા બાપે (રૂપ, ગુણ અને વય કરતા,) જન્માક્ષરની કુંડલીઓ અર્ધ શીક્ષિત જોશીઓ પાસે કરાવી-જોવડાવી, અને કદાચિત્ પૈસો જોઇ)નિર્મીત કરેલાં જોડાં, નિરૂપાયે, "लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः" એ ન્યાયને અનુસરી—જે કાર્ય, જોડનાર વ્યક્તિઓની ઇચ્છાથીજ થવું જોઇતું હતું. તે એમ ન બન્યુ માટે "પડ્યું પાનું સુધારી લેવા !" મથે, તેમ કરતા-પરણ્યાં પહેલાજ પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરતાં શીખે, તેમાં શું નુકશાન છે તે હું સ્હમજી શકતો નથી.

"આપણને આપણા રીત રીવાજ પ્રમાણે સમયાનુસારે-માબાપે (કોઇ પણ રીતે) નીમેલાં ઉચિત જોડાં, લગ્ન થયાં પછી એક એકની સાથે કેવા પ્રેમભાવથી રહી શકે, કેવી રીતે મદદ કરે, અને ગૃહસંસારની ધૂસરી બન્ને જણ સાથે કેવી રીતે વહે, તે શીખવાનું છે." તેમજ "દાંપત્ય સ્નેહ, ગૃહસંસાર વહનની નિપૂણતા" કુટુંબના સર્વજન પ્રત્યેના ધર્મ એ વગેરે શીખવાની અત્યારે આપણને ખાસ અગત્ય છે "તો તે કેળવણી લગ્ન થયાં પછી શીખવાની શરૂઆત થાય, ત્હેનાં કરતાં લગ્ન થયાં પહેલાંજ શીખવાની શરૂઆત થાય-તે વિષયનાં અમુક સિદ્ધાંતો, વિચારો, કે ઉપદેશો, મુખપાઠ કે હૃદયપાઠ કરવા કરતાં—જે ખાસ કુટુંબ જોડે સંબંધ બાંધવાનો છે, તે કુટુંબને, તે કુટુંબીઓના સ્વભાવને, અને પોતાનાં ભાવિ પતિ—પત્નીને દૃષ્ય બિંદુ રાખી શીખાય-શીખાવાય-તે મ્હારા નમ્ર મત પ્રમાણે વધુ ઇચ્છવા યોગ્ય છે.

એક યુવક અથવા કન્યા, દુનિયાની સર્વ સ્ત્રીઓ તથા પુરૂષો સાથે, બોલી ચાલી, તેઓને પોતાની કેળવણીનો, પોતાના સદ્ગુણોનો લાભ આપી, પોતાના સ્વભાવની ઓળખાણ કરાવી શકે, પણ પોતાના થનારા આ જન્મ ભાગીદાર "જોડજ" "ભ્રાંતસ" અને

* જુઓ "સુંદરી સુબોધ" (માસિક વધારો) નવેંબર ૧૯૧૪, "પ્રેમોન્માદ" પર લેખ.

"અબોલા" રાખે, એ મ્હને લાગે છે કે આપણા આધુનીક જીવનની એક પ્રકૃતિ નિયમ વિરૂદ્ધ અને અનીષ્ટ રીતિ છે.

સમય એટલો તો બદલાયો છેજ કે કન્યાની નહીં તોપણ પુત્રની સંમતિ લગ્ન નીર્મીત કર્યા પહેલાં લેવાય છે:—સમય એટલો તો બદલાયો છેજ કે લગ્ન વખતે કન્યા અને વર ઉભયનું વય તેઓ લગ્નની ભાવના-લગ્નના હેતુ-સારી રીતે સમજી શકે, પ્રેમનાં અંકુર પીછાણી શકે-પરસ્પર ઓળખવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય-પોતાનો ભાવી સંસારનો કેવી રીતે નિર્વાહ કરવો તે બાબતનાં તરંગો બંધાય-તેટલું વધેલું હોય છે એવી માનસિક સ્થીતિમાં એક યુવક પોતાની ભાવી પત્ની-તેમજ કન્યા પોતાનો ભાવી પતિ-પોતા તરફથી કેવી રીતે વળેલાં છે, પોતાનુ જીવન તેઓનાં જીવન સાથે એક થવાં કેટલે અંશે તૈયાર થયેલુ છે, પોતાનાં સ્વભાવ તેઓનાં સ્વભાવને અનુસરીને કે વિરૂદ્ધ કેટલાં, પોતાની ભાવનાઓ, ઉમંગો, સ્વપ્નાંઓ કેટલે અંશે ખરાં પાડી શકાય એમ છે, પોતાનું તેમજ પોતાના થનારાં ભાગીદારનું જીવન સુખી થવા માટે પોતાનાં સ્વભાવમાં કેટલું પરિવર્તન થવુ જોઇએ-એ બાબતોમાં ઉભય તદ્દન અંધારામાં રહે. તેમાં શું હિંદુ સંસારનું હિત સમાયલું છે. શું આર્યત્વ છે, તે હું સમજી શકતો નથી.

લેખક કહે છે કે, "પાશ્ચિમાત્ય પ્રજાઓ, જે સ્નેહલગ્નની પુરેપુરી ભક્ત છે, તેઓનો દાખલો લ્યો. અને આપણાં એકાદ સુજ્ઞ યુગલને ત્યાંનાં એક દંપતી જોડે સરખાવો. કોણ વધારે સુખી છે ?" હું ખાત્રીપૂર્વક કહું છું કે ત્યાંનું સ્નેહલગ્નથી જોડાયલું એક સુજ્ઞ યુગલ, અત્રેનાં માબાપથી જોડાયલાં સુજ્ઞ યુગલ કરતાં કોઇ પણ રીતે ઓછું સુખી નથીજ. પણ તે સિવાય હું પુછું છું કે હિંદુસસારમાં કેટલાં એવાં સુજ્ઞ યુગલો મળી શકે એમ છે ! એવાં સુજ્ઞ યુગલોની છત છે કે શેઠ જેમ પોતાની ઘાટણને ગણે, વિક્ટોરીયાવાળો જેમ પોતાના ઘોડાને ગણે, એંજીનિયર જેમ પોતાનાં એંજીનને ગણે, તેની રીતે પોતાની પત્નીને ગણનાર પતિઓની, તેમજ પ્રેમથી નહી પણ-પોતાનાં કંકાસથી પતિને વશ કરનાર સ્ત્રીઓની છત છે ?

યુરોપમાં "કેટલાક કોર્ટે ચ્હડે છે અને છુટાછેડા પણ લે છે," આપણામાં જેઓમાં છુટાછેડા શક્ય છે એવી કોમોમાં એટલાજ પ્રમાણમાં છુટાછેડા લેવાય છે કે નહીં, તેનો હિસાબ કોઇએ કાઢયો છે ? તેઓનાં 'છુટાછેડાનહિં લીધેલાં યુગલોમાં સુખની અને આપણા છુટાછેડા નહિ લીધેલા-અથવા જેમનામાં છુટાછેડા અશક્ય છે એવાં-યુગલોનાં સુખની તુલના કરી છે ?

મ્હારા મત પ્રમાણે અમુક દુઃખી થયેલાં યુગલોનાં દૃષ્ટાંતથી મુળ પ્રશ્નનું નિરાકરણ થઇ શકે એમ નથી. યૂરોપમાં છુટાછેડા દુનિઆને દેખાઇ આવે એવી રીતે લેવાય છે-આપણામાં જેમાં લેવાય છે તેમાં ઘેર બેઠાં લેવાય છે, અને નથી લેવાતાં તેમાં જીવનપર્યંત યુગલો દુઃખથી રીબાય છે. એટલે પ્રેક્ષકોની નજર આગળ પહેલું તરી આવે છે, અને બીજા માટે 'સદાયે અંધારૂં' છે !

મનુષ્ય સ્વભાવ, (human nature) પ્રજા સ્વભાવ. (national character) અને વ્યક્તિ સ્વભાવ, (personal character) એ સર્વે ધ્યાનમાં રાખીએ તો એવાં

દુઃખી થયેલાંઓનાં દૃષ્ટાંતથી આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. કોઇ પણ પદ્ધતિથી પરણેલાં પુરુષોમાં સુખી અને દુઃખી બન્ને જાતનાં કુટુંબો માલૂમ પડશેજ.

બાળલગ્નના રિવાજને લીધે પરણ્યાં પહેલાં સ્નેહ બાંધવાને સ્થાન નહોતું હવે સમયને અનુસરી સુજ્ઞ માબાપો રૂપ, ગુણ, વય, અને પુત્ર-પુત્રીની સંમતિ પર ધ્યાન આપી વિવાહ કરી, ભાવી દંપતીને પરસ્પર યોગ્ય સંબંધમાં આવવા દે, અને ગૃહસંસારની ધૂસરી ચલાવવાને યોગ્ય કરે તો તે બેશક ઇચ્છવા જેવું છે.

મોહ ક્યારે પ્રેમમાં બદલાય છે તે કહેવું સહેલ નથી પ્રેમ મોહ વગર ઉત્પન્ન થવો શક્ય નથી. પરણ્યાં પછી પણ સુખી થવા પ્રેમની આવશ્યકતા છે; અને તે પ્રેમ ઉત્પન્ન થાય તે પહેલાં " મોહ " ની એક પાયરી ટાળવી પડે છે. કદાચિત્ મોહ પ્રેમમાં અંતર્ગત થાય તે પહેલાંજ સ્વયં ગળી જાય છે.

ત્યારે લગ્નગ્રંથિત જોડું,-પછી ગમે તે પદ્ધતિથી જોડાયલું હોય-તે દુઃખીજ થાય છે; માટે પરણ્યાં પહેલાંજ મોહની પાયરી ચઢી પ્રેમનાં દ્વારમાં પૈસાના અનુકુળતા હોય તો શું ખોટું છે તે હું સમજી શકતો નથી.

---

ભક્તિ અને જ્ઞાન:

આ દુનિયામાં સ્નેહ, પ્રેમ અથવા ભક્તિ એ એક મોટી શક્તિ છે. તે વગર કરેલી ક્રિયાઓ જોઇએ એવું ફલ આપી શકતી નથી. ભક્તિના પ્રભાવથીજ ધારેલા કાર્યમાં દૂષણ, ખામી કે પ્રતિબંધ રૂપ જે પદાર્થ નડતા હોય તે સહેલાઇથી દૂર થઇ શકે છે. શાળામાં જતા વિદ્યાર્થીઓમાંથી જે પોતાના અભ્યાસના વિષય ઉપર વધારે પ્રેમ રાખે છે તે વધારે ફતેહમંદ થાય છે. વ્યાપાર રોજગારમાં પણ તેમજ બને છે. જે ચાકર કે ગુમાસ્તો પોતાના શેઠ ઉપર વધારે પ્રેમ રાખે છે, તે તેને વધારે પ્રિય થાય છે. જે ભાર્યા પોતાના પતિના ઉપર સ્નેહ રાખે છે, તેજ પોતાના ભાર્યા તરીકેના ધર્મ વધારે સહેલાથી બજાવી શકે છે. આ લૌકિક દૃષ્ટાન્તો પણ અલૌકિકને લાગુ પડે છે, કેમકે પ્રેમ માત્ર લૌકિક નથી તેની સત્તા અલૌકિક પ્રભુ સુધી પોહોચે છે. ઇતિહાસથી અને નજીકમાં રહેવાથી રાજા વિષે પૂર્ણ જ્ઞાન મેળવનાર રાજાને ઓળખી શકે, પણ તેથી રાજાની એને પ્રાપ્તિ થાય નહિ, તેમજ કેવળ જ્ઞાનના કારણથીજ રાજા એના ઉપર પ્રસન્ન થાય નહિ વખતે જ્ઞાનના અભિમાનથી તે હું રાજા છું એમ કહી પ્રસિદ્ધ રીતે રાજા તરીકે ચેષ્ટા કરે તો તે કેદખાનાને પાત્ર થાય. પણ જો તે રાજાને જાણી તેના ઉપર ખરા અંતઃકરણથી સ્નેહ રાખે, તેની આજ્ઞા પ્રમાણે ચાલે, અને તેનાં દરેક કાર્યની પ્રશંસા કરી તેને ટેકો આપે, અને તેના પ્રસિદ્ધ રીતે ગુણ ગાય તો રાજાની તેના ઉપર પ્રીતિ થાય. એજ પ્રમાણે ભગવાનનું પણ સમજવું. જ્ઞાન સંપાદન કરવાથી આ ભવસાગર સહેલાઇથી તરી જવાય, પણ એ ભવસાગરથી ઘણે દૂર ક્ષીર સાગરને વિષે વૈકુંઠમાં રહેતા ભગવાનની પ્રાપ્તિ તો ભક્તિરૂપ દૃઢ વહાણ ઉપર આરૂઢ થયા સિવાય થઇ શકતી નથી.

—મુનશી બળવંતરાય દાજીભાઇ કૃત 'વૈદિકમાર્ગ નિરિક્ષા.'

---

# લડાઈના સમયમાં સ્ત્રી કર્તવ્ય.

( ઉમેદ કપરથી )

લેખક શ્રીયુત્ " ભરત " (બી એ )—અમદાવાદ.

યુરોપી સ્ત્રીઓને સલાહ રૂપે લખાયલો આ લેખ હીંદુસ્તાનની કેળવાયલી ભગીનીઓને બોધપ્રદ થઈ પડશે એમ ધારી અત્રે તે આપવામાં આવે છે

હાલના સમયમાં જે વખતે યુરોપની ભુમિ ઉપર, માનસિક તેમજ શારીરિક કેળવણીમાં, ફેશનમાં, મોજશોખમાં અને વેપાર રોજગારમાં નમુના રૂપ થઇ પડેલ સમર્થ મહાપ્રજાઓ વચ્ચે, જીવલેણ યુદ્ધ ચાલી રહ્યુ છે, તે સમયમાં દરેક સ્ત્રીને એ વિચાર આવતો હશેજ કે રાજ્યની, દેશની સેવા તે શી રીતે કરી શકે, અને મહાન અસ્ત્ર શસ્ત્રના આ બખેડાના યુગમાં તેણીનુ સ્થાન શુ છે ? સ્નેહભાવે સંયુક્ત થયેલા લશ્કરમા ભાગ લેવાને દેશના વીરોને આમંત્રણ કરવામા આવ્યુ છે અને પ્રેમ સહીત તેઓ તેમાં જોડાયા છે. આ વીરોમાંના ઘણા યુદ્ધ પ્રદેશમાં ગયા છે અને બાકીનાને રાજ્યના બચાવ અર્થે રોકવામાં આવ્યા છે

સ્ત્રીઓએ બચાવ પક્ષની જગ્યાઓ સંભાળવાની છે તે સ્થાનો મરદથી પુરાઇ શકે તેમ નથી જો સ્ત્રીઓ ત્યાં મુકાય તોજ કોઇ પણ પ્રજા કાર્યસાધક યુદ્ધ ચલાવી શકે. આ સ્ત્રીઓએ રણસંગ્રામમાં ઘુમતા યોદ્ધાઓને જન્મ આપ્યો છે. એજ સ્ત્રીઓએ તેમને પાળી પોષી મોટા કર્યા છે અને અત્યારે માતૃભુમી અને માતૃ સંપત્તિના બચાવ માટે એઓ પ્રાણાર્પણ કરવાને ઉમંગથી નીકળ્યા છે એ ઘેર મેળવેલા માતૃશીક્ષણને આભારી છે. આ લડાયક વીરો માતૃપ્રેમ ખાતર શૌર્યવાન બન્યા છે અને દેશ બચાવવા મેદાને પડયા છે

)

આવી રીતે પુરૂષ વર્ગ જ્યારે લડવા નીકળ્યો છે ત્યારે સ્ત્રીઓ કયા સ્થાનમા સહાયક થઇ શકે તેમ છે એ પ્રશ્ન સ્વભાવિક રીતે ઉદ્દભવે છે પુરૂષો જવાથી જે ખાડો પડયો છે તે તેઓએ પુરવાનો છે, અને તે ઉપરાંત અધુરાં રહી ગયેલા કર્તવ્યો સમેટી લેવાનાં છે, લાંબા સમયથી ચાલતું આવતું સ્ત્રીઓનુ સ્થાન ફેરવાયું છે હાલના જમાનામાં તેઓનાં મગજ કેળવાઇને સંસ્કારી બન્યાં છે પુષ્કળ સ્ત્રીઓએ શાળાની તેમજ યુનીવરસીટીની તાલીમ લીધી છે તેમ લે છે. તેઓ આત્મભોગ યથાશક્તિ આપી દેવાનુ, રાંધી તથા શીવી ગુંથી અને ભરીને ચીજો બનાવવાનુ, તેમજ તેની યોગ્ય વ્યવસ્થા કરવાનું તો તેઓ ઘરમાંજ શીખેલાં હોય છે. તે ઉપરાંત તેમણે પોતાના મગજનો કોઠાર જ્ઞાનથી ભરવા માંડયો છે તેઓ ગપગોળા અથવા કલ્પિત વાતને હવે સ્વીકારે તેમ નથી, તેમજ અજ્ઞાત અને અભણ પાસેથી સાંભળેલી અફવાનો ફેલાવો કરે તેમ પણ નથી લડાઇ એટલે શુ તેનો ભાવાર્થ તેઓ સારી રીતે સમજી શકે છે અને દરરોજ દિવસમાં દર વખત આવતી ન્યુસપેપરની ખબરોની તુલના કરવામાં પોતાનુ બુદ્ધીબળ સંપુર્ણ રીતે વાપરી શકે તેમ છે.

પોતાનાથી બની શકતી દરેક ચીજમાં પછાત ન પડવાનો દાખલો સ્ત્રીઓ બેસાડી શકે તેમ છે. ઓસ્ટ્રેલીઅનો કહે છે કે તેઓ એક માણસ અથવા એક સીક્કાને પણ સંઘરી રાખશે નહીં. સ્ત્રીઓએ આવી આફત વખતે આગળ પડવું આવશ્યક છે. એક રહી જતો સીક્કો આપી દેવો એ સહેલું છે. પણ એકનો એક, અથવા છેવટનો રહી ગયેલો પુત્ર અથવા ગૃહના મુખ્ય પાળકને દેશ સેવા ખાતર આપી દેવો એ કાચાપોચાનું કામ નથી. આમ કરવામા મનની લાગણીની, વગર કચવાટે આહુતી આપવી પડે છે. માતૃભુમીએ પોતના વીર સંતાનોને એમની જનેતાઓને સુપ્રત કરેલાં હોય છે, અને આફતના વખતમાં માતાઓએ તેમને માતૃભુમીને ગજી ખુશીથી પાછા સોપવાં જોઈએ

પૃથ્વીપર એવા માણસો પણ પડેલા છે કે જે આ સંકટના સમયમાં શક્તીવાન હોવા છતા સહાય કરવાને લાગો હાથ કરતા અચકાય છે. અને પડ પોષીને ઘરકુકડી થઇ પડી રહે છે. જો કે એમ તો નહીંજ મનાય કે એમની સ્ત્રીઓ તેમને રોકી રાખે છે. પણ દેશ સેવા કરવાની એમની નાખુશી, આવા પતીત થયેલા શહેરીઓને ઉછેરવા માટે એમની માતાઓને દુષણ રૂપ છે. આવી રીતે નિષ્ફળ નીવડેલી સ્ત્રીઓને ઉપલા લાંછનમાંથી મુક્ત થવાનો એકજ માર્ગ છે. તે એક દેશ સેવાનો ઘટ વાગતા ગૃહમાં લપાઇ રહેલા પુરૂષોમાં નામર્દને માટે ઘરમાં સ્થાનજ નથી એવી લાગણી તેમણે ઉત્પન્ન કરવી જોઇએ.

બંધન મુક્ત જીવન ગાળતા મનુષ્યોનો જુસ્સો ગુલામોનાં ટોળાં કરતાં તેમને વધારે કીમતી બનાવે છે. અને આવા મહા વિગ્રહના વખતમાં સમસ્ત પ્રજાનોજ જુસ્સો કામ આવે છે. પુરૂષો રણક્ષેત્રમાં ખડા થાય છે અને સ્ત્રીઓને બચાવના સ્થાનમાં આવવું પડે છે. મનરૂપી યજ્ઞકુંડમાં પ્રદીપ્ત થયેલા જુસ્સારૂપી અગ્નીને સંકોરી સંકોરી સતેજ રાખવાનું કામ તેમને માથે આવી પડે છે તેઓએ પોતપોતાનો નિત્ય કાર્યક્રમ સમયને અનુસરી કરી તથા કરી બતાવવાનો છે. તેઓએ કરકસરથી પોતાની જીંદગીની અને શક્તીની કાર્ય કુશળતા બનાવવાની છે વળી તેઓને માથે છોકરાંની, લડાઇમાંથી પુન વહાલાનાં મુખ જોવા પાછા ન ફરનારની જગ્યાઓ પુરવા રહેલા શહેરીઓની, અને માંદાઓની માવજત કરવાની ફરજ આવી પડે છે. લડાઇમાથી ઘવાઇને આવેલા વૈદક અનુભવીઓની મદદ અને સંભાળપર પહેલો હક ધરાવતા હોવાથી આવે વખતે તેવી મદદ અને સંભાળના અભાવે માંદાઓને વેઠવું પડે છે, અને તેથી સ્ત્રીઓએ માંદાઓને ઓછું ન આવવા દેવાના બનતા ઉપાયો યોજવા પડે છે. સગાં, વહાલાં કે સ્નેહી ગુમાવી બેઠેલા, ન માય અને ગૃહછત્ર રહીત બનેલાં કુટુંબો જોતા જોતાંમાં વધવા માંડે છે. અને નીકટના સંબંધીઓ તો પોતાના પગ ઉપરજ આધાર રાખતાં બની ગયેલા જણાય છે ગોઠવાયલા ક્રમ પ્રમાણે કામ કરે જવાને પુષ્કળ જનો નવરા હોય છે. આવા અવસરે દૈનિક કામની સમજ અમલમાં વધારો થવા માંડે છે આવે વખતે જે અપકારાવાળું માલુમ પડે છે તે કાંતો અસ્થાને હોય છે, નહી તો પોતાની ફરજમાં ગપચી મારી જતું માલુમ પડે છે આવે વખતે મનના અનુક્રમાને દાબી દેવો પડે છે. કારણ કે જે ગંભીરાઇથી

અને શોક રહીત આફતમાંથી પસાર થઇ શકે છે તેજ ધારેલું કામ પાર ઉતારવા શક્તીવાન થાય છે આવા કટોકટીના વખતે कार्यंसाधयामि वा देहपातयामि એ સિદ્ધાંતવાળા મનુષ્યોજ ફાવી જાય છે. સ્ત્રીઓ સંસાર યુદ્ધમાં સંકટ સહન કરવાનું શીખેલીજ હોય છે. તેથી આવે વખતે એમની સહનશીળતાની પુરેપુરી કસોટી થાય છે. સ્ત્રીઓ ધારે તો સંકટ સમયમાં નિવારણના ઉપાયો યોજી અને અમલમાં મુકી આફતની અસર ઓછી કરી શકે. સ્ત્રીજાતીને સ્વાર્થ સાધવાની પ્રબળ ઇચ્છા હોવાથી વાચાળી ગણવામાં આવે છે. અને તેને લઇ જેટલો ભરોસો ગોળી બહાર કરતી ખાઇ કબજે લેવાને હુકમ કરેલા મોતની બ્હીકથી નાસી જતા સીપાઇ ઉપર રાખવામાં આવે, તેટલો તેમના ઉપર રખાય છે. અમુક ચીજની ફતેહ તે ચીજને તાબે કરવા જનારાના મનોબળ ઉપર આધાર રાખે છે. હવે, એમનો બળ વધારી દ્રઢ કરવાનું કામ સ્ત્રીઓનું છે, કારણ કે મનુષ્યના જુસ્સાને બહાર ખેંચી કાઢવાને જરૂર પડતા વીચારો અને પ્રભાવ મેળવવા કરવી પડતી એકાગ્રતા માટે તેમને ફાજલ વખત મળી શકે છે.

લડવૈઆઓ લોહીલુહાણ થવા છતાં કિર્તિથી વિભુષિત થઈ રણસંગ્રામમાં દેહત્યાગ કરે છે. તે મરી જાય છે અને લડાઇ પુરી થાય છે. પણ જે લોકો તેમના યશોગાન કરી રૂદન કરવા પાછળ રહે છે તે લોકો તો જાણે છે કે તેમના મૃત્યુથી તેમના જીવનનો દીવો હંમેશને માટે ઓલવાઇ જાય છે. રસ્તે જતા મનુષ્યની દ્રષ્ટી ન ખેંચે એવી સાદી કબરમાં તે લડવૈઆઓને સ્થાન મળ્યા પછી પણ એવાં ( સગાં વહાલાં ) હયાત રહેશે કે જેઓ પોતાની પડતીનો, વૃદ્ધાવસ્થાનો, અને દીન પર દીન વધતી જતી આફતોનો આરંભ તે અશુભ દિવસથી થયેલો માનશે.

સ્ત્રિઓને નશીબે તો લડાઇની બેડીઓ સદાને માટે જડેલી છે. લડાઇને અંતે સુલેહ થશે. પણ તે સુલેહ, હજારો મનુષ્યોના આત્મભોગના પરિણામે થયેલી તે સુલેહ તે મનુષ્યોને તો જીવતા નહીંજ કરી શકે.

આજ કારણથી સ્ત્રિઓએ સંતતિરયામીરૂપી સર્વોત્ત રક્ષક કવચથી પોતાને સજ્જ કરવાની જરૂર છે. પરોપયોગી કામ અને ઇશ્વર ઉપર આસ્થા જોડકાં છે. આસ્થા બેફીકરી કુમારિકા રિકાવસ્થામાંથી પસાર થયેલી સ્ત્રિઓને સ્વપ્ને પણ નહીં ધારેલાં કામો કરવાની શક્તિ આપે છે. ટુંકામાં દેશના સ્ત્રિવર્ગને ભાગેજ ઘવાયેલાની તન અને મનથી સારવાર કરવાની યશસ્વી ફરજ આવી પડે છે. દેશની ઉજ્જડ થયેલી જગ્યાઓને ફળપુષ્પના ઝુંડવાળી લીલી ઓઢણી ઓઢાડવાનું કામ તેમનાજ હાથમાં આવે છે. લોકોની ફરજ છે કે આફતના વખતમાં દેશના ભુત ઇતિહાસના અને બાપદાદાઓના દાખલા લઇ અનુસરવું. મરદોની સાથે સ્ત્રીઓએ પણ રક્ષણ માટે જગતરક્ષક જગદીશની પ્રાર્થના કરવામાં અવસર જોઇ ચાલવુ અને લડવા ગયેલાઓના અભાવે આવી પડેલો બોજો દ્રઢતાથી અને હાસ્ય વદને ઉપાડી લેવો એજ લડાઈના સમયમાં ખરૂં સ્ત્રિ-કર્તવ્ય છે.

---

# સામાજીક સુધારણામાં નડતી કેટલીક અડચણો.*

અનુવાદક રા. રા, ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી. એ. નડિયાદ.

**સ્ત્રી સુધારણાની અગત્ય**

પોતાની, પોતાના સમાજની તથા તેથી કરીને પોતાના દેશની સર્વ પ્રકારે ઉન્નતિ થાય, સુધારણાના શિખરે પહોંચેલા ઇતર લોકોની, સમાજોની તથા દેશોની આપણે જરાપણ પાછળ ન રહીએ, એવી પ્રત્યેક મનુષ્યની ઇચ્છા હોય છે; તથા તેને અનુસરીને તે પોતાની સુધારણા કરતો હોય છે. આપણી હાલ જે સ્થિતિ છે, તે કેવા પ્રકારની છે ? આપણામાં ખરાબ શું છે ? આપણામાં શી શી સુધારણા કરવાની જરૂર છે ? તથા તે કેવી રીતે કરી શકાય ? આ વિચાર જગતમાંના દરેક દેશ તથા તેમાંની પ્રત્યેક વિચાર શીલ વ્યક્તિ કરતી હોય છે.

આ ઉદ્દેશ મનમાં રાખીને તથા સુધરેલા બીજા દેશોને આપણે આંખો આગળ સતત રાખીને આપણે હિંદુસ્થાનમાંના લોક આપણી સુધારણા કરીએ છીએ: અને એ સૃષ્ટિના નિયમાનુસાર છે. જગતમાંના ઇતર દેશો ઝપાટાથી સુધરતા છતાં આપણેજ માત્ર પાછળ રહીએ એ શક્ય નથી. આપણે કાંઇ જુદુ લોક નથી, કે આપણી આસપાસ સુધારાનો પવન સતત સુસવાટાથી વાતો હોવા છતાં પણ આપણે બિલકુલ હાલચાલ ન કરતાં આપણી પૂર્વની સ્થિતિમાંજ રહીએ. ધીમે ધીમે આપણામાં સુધારણા થાય છે. ઇતર દેશો માફક આપણી સુધારણા મોટર ગાડીના વેગથી જો કે દોડતી નથી, તોપણ તે બળદ–ગાડી ખટારા ના વેગે ચાલે છે; અને થોડા ઘણા દિવસમાં આપણા ઇષ્ટ સ્થળે આપણે જઇ પહોંચીશું. આપણા પ્રયત્નને જલદીથીજ મધુર ફળ આવવા લાગશે, એવી આજની સ્થિતિ પરથી આશા–આશાજ નહિ, ખાત્રી લાગે છે.

હિંદુસ્થાનમાંના સર્વ દરજ્જાનો, જાતિનો, વર્ણનો પુરૂષવર્ગ સુધારણાના ઘણા લાંબા છેડાપર ગયો છે. એમ સ્ત્રીઓ પણ પોતાની સુધારણા કરવાનો જલદીથી પ્રયત્ન કરીને પોતાની તથા પોતાના દેશની ઉન્નતિ કરવાનો વિચાર કરીએ છીએ તથા તે વિચારથી અમારાં પગલાં આગળ ભરીએ છીએ. પરંતુ તેમાં ખેદની વાત એટલીજ છે, કે, તે પગલાં અમારે પુરૂષોની મદદથી ભરવાં પડે છે. તેમની મદદ સિવાય અમે એક પગલું પણ આગળ ભરી શકતાં નથી. કારણ એક તો અમે પાંગળાં છીએ. અમને અમારાં પગલાં ભરવાનું બિલકુલ સામર્થ્ય નથી. ધૈર્ય નથી. ઉપરાંત બીજું એ, કે, પુરૂષોને તેમનો રસ્તો કાઢવાને જેટલો પ્રયાસ પડયો, તેના કરતાં કેટલો ગણો વધારે અમને અમારો માર્ગ વિકટ દીસે છે. લોક નિંદાના કાંટા સર્વ માર્ગપર પ્રસરેલા છે. તે પ્રથમ બાજુપર બહુ સાવધગિરીથી અમારા પગને, અંગને ન લાગે, એવી રીતે કાઢી નાંખીને પછી અમારો માર્ગ અમારે કરવો જોઇએ. આ માર્ગ ઘણોજ વિકટ છે, તથા સાવધતાથી ન ચાલવામાં આવે તો વાટમાં કાંટા જરૂર જ વાગવાના તેથી કરીને પુરૂષોની મદદ વડે અમારે ચાલવું પડે છે. તેજ અમને વાટ દેખાડે છે. પરંતુ તેનો ઉપાય નથી.

* માસિક મનોરંજનમાં આવેલા મીસ. રાધાબાઈ ભિડેના લેખ ઉપરથી.

તેમનું કર્તવ્ય પુરૂં થયું, એમ તેમને લાગે છે. આ પ્રમાણે અમારા પુરૂષોની કર્તવ્ય-દક્ષના જોઇને તેમની દયા આવ્યા સિવાય રહેતી નથી. વિલાયતમાં પાર્લામેંટમાં દાખલ થઇને પોતાના રાજ્યનો કાર્યભાર હસ્તગત કરવાનો ત્યાંની સ્ત્રિયો પ્રયત્ન કરે છે; અમેરિકામાં ન્યાયખાતા સરખા પવિત્ર કાર્યમાં દાખલ થવા માટે ત્યાંની સ્ત્રિયો ખટપટ કરી રહી છે; દક્ષિણ આફ્રિકામાંની સ્ત્રિયો સરકારે ના કબૂલ કરેલા તેમના વૈવાહિક હક માટે તુરંગવાસ સ્વીકારે છે, હિંદુસ્થાનમાં પણ બંગાળા વગેરે પ્રાંતોમાં શિક્ષણ મેળવીને માસિક વર્તમાનપત્રના સંપાદકત્વ જેવાં જવાબદારીનાં કામો સ્ત્રિયો પોતાના અંગપર લે છે; અને અમે માત્ર અદ્યાપિ પારતન્ત્ર્યના નીચતમ ખાડામાં સડતાં રહીએ, અમને અમારા હક મળે નહી, તથા અમે હજી પણ અશિક્ષિત રહીએ, એ અત્યંત ઉદ્વેગજનક આશ્ચર્ય છે.

અથવા તેમાં આશ્ચર્ય પણ શું ? અમારે માટે પુરૂષોની કલ્પનાજ ઘણી વિચિત્ર છે. તેઓ કહે છે કે 'સ્ત્રી કેવળ અવિદ્યાની મૂર્તિ છે; મહા અનૃત, અવિચારી, સકળ અવિદ્યાનો ઘર છે. પાપનો તેને ડર નથી. સ્ત્રી અનર્થોનું મૂળ છે. કલહનું મહામૂળ છે: કેવળ વિષયવલ્લીજ સ્ત્રીરૂપે વિસ્તરેલી છે. તે દુઃખ વૃક્ષનું શ્રેષ્ઠ ફળ છે; મોહનો સબળ પર્વત છે; મત્સરની તો કેવળ ખાણજ છે; અથવા મૂર્તિમંત ભ્રાંતિનોજ અવતાર છે: સાક્ષાત વ્યાધિ છે; પદ્મિનીની ભરેલી નદી છે સકળ વિકારોનું મધ્યબિંદુ છે: નારી પ્રત્યક્ષ રાક્ષસી: નારી નરકની ખાણ: સ્ત્રીની બુદ્ધિ પાનીએ: × × ×' આવી આવી જ્યાં અમારા વિષે કલ્પના, ત્યાં અમારી ઉન્નતિ પણ કેવી રીતે થાય ? અમને સ્વાતંત્ર્ય પણ કેવી રીતે મળે ? પુરૂષવર્ગમાં ખરા જ્ઞાનનો વધારે પ્રસાર થઇને તેમને અમારા હકની પારખ પડ્યા વિના અમારી સ્થિતિ સુધારવી એ શક્ય નથી.

અહીંયાં સુધી સુધારણાની મુખ્ય અડચણ જે સામાજીક સ્વાતંત્ર્યનો અભાવ છે, તેનો વિચાર થયો. સ્વતંત્ર હોવું એ પ્રત્યેક મનુષ્યનો (પુરૂષોનોજ માત્ર નહી) ઇશ્વરદત્ત અનેક હકો પૈકી એક કિંબહુના પ્રધાન-હક છે. જાતિનો, વર્ણનો આની સાથે બિલકુલ સંબંધ નથી. જો એમ છે, તો પછી તે સ્વાતંત્ર્ય અમને ન હોય એ સૃષ્ટિના નિયમ વિરૂદ્ધ છે. જગતમાંની ઇતર સ્ત્રીઓ એ હક મેળવે છે: પરંતુ અમે માત્ર પુરાણકાળથી જે છીએ, તેજ-તેવીજ અદ્યાપિ કાયમ છીએ. અમે સ્વાતંત્ર્ય માટે-અમારા હક માટે આજેજ લડી શકીએ તેમ નથી પરંતુ તે સ્વાતંત્ર્ય આપવું ન આપવું એ અમારી હાલની સ્થિતિમાં તો ફક્ત પુરૂષોના હાથમાંજ છે. અમારાપર અમલ બજાવનારો-ગજાવનારો આ સુલતાની હક અમારા પુરૂષોના તરંગપર અવલંબી રહ્યો છે.

**સ્ત્રીયો શામાટે સરજાઇ છે ?**

સ્ત્રિયોનો જન્મ પુરૂષોના પગના જોડા તરીકે રહેવા માટે નથી, ઝાડુથી સાફ સુફ કરવા માટે નથી, છોકરાંનાં બળોતીયાં ધોવા માટે નથી, ઘરમાં ગોંધાઇ રહેવા માટે નથી, ખોટી શરમથી ભૂખ્યાં રહેવા માટે નથી, શેરડીમાંથી એરંડાનાં પાન વીણી કાઢવા માટે નથી, ગામની કુથલી તથા આડોશીપડોશીની નિંદા કરવા માટે નથી, પરંતુ અમારી, અમારા સમાજની, અમારા દેશની, તથા તેને લીધે માનવજાતિની ઉન્નતિના પવિત્ર કાર્ય-માટે અમારો જન્મ છે! એ ઉન્નતિ જ્યારે થવાની હોય ત્યારે થાય! આ વિના અમે પોતે દૂર કરી શકીએ, એવી પણ પુષ્કળ અડચણો છે. તે સર્વનો અત્રે થોડામાં વિચાર કરવો એ જરૂરનું છે.

**અમારી અડચણો**
**૧. યોગ્ય શિક્ષણનો અભાવ.**

અમારી પ્રથમ અડચણ કહીએ તો અમને યોગ્ય શિક્ષણ નથી મળતું તે છે. જ્યાં પુરુષ પોતેજ અજાણ, ત્યાં અમારા શિક્ષણનું તો પૂછવુંજ શું ! પરંતુ જો કે એવું છે, અને અમારા પુરુષોની દશાને લીધે જો કે અમને ઉચ્ચ શિક્ષણ મળવાનો સંભવ નથી, તથાપિ પ્રત્યેક મનુષ્યને પોતાની, પોતાના સમાજની, તથા પોતાના દેશની ઓળખાણ જ્ઞાન-થાય ત્યાં સુધીનું શિક્ષણ મળવું એ તદ્દન જરૂરનું છે. શાળામાં ચાલતાં પુસ્તકો કડકડાટ વાંચતાં આવડે, કિંવા શાળામાં જઇને પરીક્ષા આપવી એ ખચિતજ શિક્ષણનો ઉદ્દેશ નથી. ખરેખરી મનુષ્યની ઉન્નતિ એવી રીતે થતી નથીજ. આ કાંઈ શિક્ષણનો હેતુ નથી. પણ ઉપર કહેલી બાબતો માટે જે પ્રયત્ન, તે જ શિક્ષણનું ખરું કાર્ય છે. આ કાર્ય માટે પ્રત્યેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ. એ તેનું કર્તવ્ય છે, નહિતર આજ મોટાં મોટાં શહેરોમાં પુષ્કળ છોકરીઓ નિશાળે જાય છે તથા કેટલીક ધોરણો પુરાં કરીને ઘેર બેઠેલી છે. પરંતુ તેમને હાથે દેશની અથવા તેમના સમાજની ઉન્નતિ માટે કાંઇ પ્રયત્ન થયા હોય એવું બિલકુલજ દેખાતું નથી.

**૨. અધુરા શિક્ષણનો ગેરલાભ.**

ઉલટું, એવા આ અધુરાં-અર્ધ-શિક્ષણથી એક ગેરફાયદો માત્ર થયેલો દેખાય છે. વિદ્યા વિનયથી શોભે છે. જો વિનય ન હોય, તો વિદ્યાનો શું ઉપયોગ ! ફક્ત ટાપટીપ અને નખરાં કરવામાંજ જો શિક્ષણનું પર્યવસાન હોય, તો તેના કરતાં શિક્ષણ ન હોય તે શું ખોટું ? અને એવી જ સ્થિતિ શાળામાં જનારી છોકરીઓમાં ઘણું ખરું દૃષ્ટિએ પડે છે. એ ઘણું ખરાબ છે. એ દૂર કરવું જોઇએ. અને જેથી કરીને શિક્ષણનો ખરેખરો ઉપયોગ થાય એવા ઉપાય કરવા જોઇએ એવું કરવાને નાનપણમાંથીજ માતા પિતાએ પોત પોતાની છોકરીઓને યોગ્ય રસ્તે વાળવી જોઇએ. પરંતુ માતા અજ્ઞાન હોય છે; તે તો કાંઇ સમજતી હોતી નથી. બાપ ઢીલો અથવા અજાણ હોય છે. માતા સમજતી હોતી નથી, એટલે દીકરીને નિશાળમાં કેવા પ્રકારનું શિક્ષણ મળે છે એ તે જાણતી નથી; તથા તે શું શીખે છે તે તરફ બાપનું તો ધ્યાન હોવુંજ નથી ! અર્થાત્ એનું પરિણામ જ એવું થાય છે કે, છોકરી પોતે શિક્ષણનું કાર્ય સમજતી નથી અને ખળતીજ દિશામાં જવાની તેને બાળપણમાંથી ટેવ પડે છે. તેને માથે આગળ ઉપર આવી પડનારી જવાબદારી તે સમજતી નથી આ શિક્ષણ વિરુદ્ધ ચાલનારા પુરુષોને તેજ કારણ પૂરતું થઇ પડે છે. એવી રીતે અમારી સુધારણાને ઘણોજ મોટો ધોકો લાગે છે. પરંતુ એ થાય કેવી રીતે ? હાલમાં છે તેવી સ્થિતિમાં આ સુધારણા થવી એ શક્ય નથી. તથા જ્યાં સુધી અમારી બાળાઓને ખરું શિક્ષણ મળતું નથી, ત્યાં સુધી દેશની ઉન્નતિમાં તેમના તરફની મદદની આશા રાખવી એ વ્યર્થ છે ! આ એક બીજી અમારી મોટી અડચણ છે.

**૩. ચમત્કારિક રૂઢિ.**

અમારી ત્રીજી અડચણ અમારા સમાજમાં હાલ પ્રચલિત છે એવી કાંઇ ચમત્કારિક રૂઢિઓ છે. એ છે. અમારામાં પ્રથમ તો આ એક વિચિત્ર કલ્પના ઘર કરી બેઠી છે, કે, છોકરી થવી એ પૂર્વ જન્મનાં મહા પાપ ધોઇ નાંખવા જેવું છે. અમારા લોકમાં છોકરી જનમવી એ મોટું અરિષ્ટ ગણાય છે. કારણ, છોકરી દારિદ્રનું મૂર્તિમંત પુતળું લેખાય છે ! એક અર્થમાં આ સમજ કાંઇ ખોટી નથી. કારણ, છોકરીના લગ્ન પ્રસંગે તેના બાપને કેટલી મુશ્કે-

પ્રથમતઃ અમારી છોકરીઓને શિક્ષણ આપવું. તેમના આયુષ્યનો સદુપયોગ થાય એવું શિક્ષણ આપવું.–એ છોકરાઓને શિક્ષણ આપવા જેટલુંજ જરૂરનું છે એમ પ્રત્યેક માબાપે સમજીને તે પ્રમાણે કરવાને તેમણે યત્ન કરવો જોઇએ. બીજું લગ્ન થયા પછી વહુને નવીન ઘરમાં–સાસરામાં જે અધિકાર મળે છે, તે ઘણા હલકા દરજ્જાના હોય છે. સાસરામાં વહુઓથી છુટથી વર્તી શકાતું નથી—તેમ વર્તવાની તેમનામાં હિમ્મત આવતી નથી—અને તેને લીધે તેમનાં મન કશાપર પણ લાગતાં નથી. સારાંશ, સાસરીયાંપર તેમનો પ્રેમ ઓછો હોય છે. એનું કારણ, તેમની સાથે સાસરામાં જે રીતનું વર્તન ચલાવવામાં આવે છે તે રીત છે. છોકરીઓને પીયેરમાં જે હક હોય છે, જે સ્વાતંત્ર્ય હોય છે, તે હક—તે સ્વાતંત્ર્ય તેમને સાસરે મળતાં નથી. તેટલા માટે પ્રત્યેક સાસુએ તેમની વહુઓને છુટથી વર્તવાની ટેવ પાડવી જોઇએ. તેના નવીન ઘરપર તેને પ્રેમ ઉત્પન્ન થાય, એવી રીતે તેમણે તેમની વહુઓ સાથે વર્તન રાખવું જોઇએ.

**અવિભક્ત કુટુંબ પદ્ધતિ.**

ત્રીજુ, અમારામાં અવિભક્ત કુટુંબની પદ્ધતિ છે. અવિભક્ત કુટુંબ એ ફક્ત આપણા હિંદુસમાજમાંજ દૃષ્ટિગોચર થાય છે. આ અવિભક્ત પદ્ધતિ સારી—પૂર્વાપર ચાલતી આવેલી પદ્ધતિ સારી કિંવા યુરોપમાંની બીયાબીબી—હુતોહુતી—ની પદ્ધતિ સારી—એ પ્રશ્ન ઘણો વાદગ્રસ્ત છે. એમાંથી સારી કઇ અને ખરાબ કઇ, એ જેણે તેણે પોતે ઠરાવવાનું હોય છે. કારણ, તેની યોગ્યાયોગ્યતા કુટુંબની પરિસ્થિતિપર અવલંબીને રહે છે. એક કુટુંબને તે સુખાવહ થાય, પણ બીજાને તેજ કષ્ટમય ભાસે. તેના ગુણાવગુણ વિશે એક નિશ્ચિત મત આપવો એ ધૃષ્ટતા—સાહસજ કહેવાય પરંતુ સાધારણપણે એટલું કહી શકાય, કે, અવિભક્ત કુટુંબ હોવાથી એક ગેરફાયદો છે. પરંતુ કુટુંબમાંનાં બધાં માણસો વિચારશીલ હોય, તો તેમને આ ગેરફાયદો ભાસશે નહિ આપણે કલ્પના કરીએ, કે, એક અવિભક્ત કુટુંબમાં સસરો, સાસુ, દિયર, દેરાણી, નણંદ તથા તેના છોકરા–એમ અનેક માણસો છે. તેવે વખતે સાધારણ રીતે તે કુટુંબનો ભાર કર્તા પુરુષપર તથા તેની પત્નીપર હોય છે. પુરુષને કુટુંબપોષણની વ્યવસ્થા કરવી પડે છે અને તેની પત્નીને ઘરનો કારભાર કરવો પડે છે. કુટુંબમાંનાં સર્વ માણસો એકજ વિચારનાં હોય છે જ, એવું બનતું નથી; તેથી એવી સ્ત્રીને પોતાના સર્વ કુટુંબની વ્યવસ્થા કરવાની જરૂર પડે છે તથા તેમાંજ તેનું આયુષ્ય જાય છે. બાળપણમાં ઉત્તમ પ્રકારનું શિક્ષણ જો કે તેને મળ્યું હોય, અને અદ્યપિ તેની સ્થિતિની તેને સમજણ પડી હોય, તોપણ સંસાર ચલાવવો પડતો હોવાથી ઇતર ઉદ્યોગ કરવાને તેને સમય મળતો નથી, તથા એવી રીતે તેને તેની ઇચ્છા વિરૂદ્ધ વર્તવું પડે છે. એવી સ્ત્રીઓમાં જો એકાદ કર્તી, ઉત્સાહી બાઈ હોય, તો તેના કર્તૃત્વને તથા ઉત્સાહને સમાજે ખાવા પડે છે, તથા એવી રીતે સુધારણા એકંદરે શિથિલ થાય છે એવા અવિભક્ત કુટુંબમાં ફાટફુટ પડીને તેના અનેક ભાગલા થાય એવું મારૂ કહેવું નથી. આ પદ્ધતિમાં સ્ત્રીઓને તેમના કર્તવ્ય બજાવવાની સારી સંધિ–તક–મળતી નથી, એટલું તો ખરું છે, સંસાર સંબંધી કરવાનાં કર્તવ્યો દરેક મનુષ્યે કરવાં જોઇએ, તે કર્યા સિવાય ચાલેજ નહિ પરંતુ તેટલાંજ કર્યા એટલે તેમના આયુષ્યની ઇતિકર્તવ્યતા પુરી થઇ, એમ માત્ર સમજવું નહિં. સંસાર કરતાં અધિક

પવિત્ર કર્તવ્યો છે, તે કરવાં એ અત્યંત આવશ્યક છે, તે જો કરવામાં ન આવે, તો મનુષ્યના જીવિતનો શો ઉપયોગ? માટે જ્યાં જ્યાં અવિભક્ત કુટુંબ છે ત્યાં ત્યાં એટલું તો કરવું આવશ્યક છે, કે, સાંસારિક કૃત્યો કરતાં અધિક પવિત્ર તથા અધિક આવશ્યકતાનાં જે કર્તવ્યો છે, તે કરવાનું જેમનામાં સામર્થ્ય છે તથા જેમને ઇચ્છા છે, એવી સ્ત્રીઓને સંસારમાંજ ગોંધી ન રાખતાં તે કર્તવ્યો કરવાની તેમને સંધિ આપવી સાફ્સૂફ કરવામાં અથવા રસોઇ કરવામાં જ તેમની બુદ્ધિની ગતિને અટકાવી રાખવી જોઇએ નહિ.

**સ્થિતિ અનુસાર પ્રગતિ.**

આ ઉપરથી કદાચિત એવી શંકા ઉઠવાનો સંભવ છે, કે, જે કુટુંબને ગરીબાઈથી સંસાર નીભાવવો પડે છે, અથવા જેને ઘરકામ કરવા માટે નોકર ચાકર રાખવાની શક્તિ નથી,-એવા કુટુંબમાંની કર્તી સ્ત્રી જો સંસાર તરફ દુર્લક્ષ કરીને સામાજીક કર્તવ્યો કરવા લાગે, તો સંસાર નભવો શક્ય બનશે નહિ તથા તે કામો પુરૂષોને કરવાં પડશે. શંકા બરાબર છે. પરંતુ જો બરાબર વિચાર કરીએ તો આ શંકાનું નિરસન ઘણું કઠણ નથી. તેનું નિરસન એવી રીતે કરી શકાશે કે, એવી સ્ત્રી જો ઉત્તમ પ્રકારે શીખે, તો સંસારમાંના આ ઓછી યોગ્યતાનાં કામો કરવા માટે નોકર રાખવાને તેને સામર્થ્ય આવશે. ખચિત પુરૂષોને તે કામો કરવાં નહિજ પડે એવું થશે, એટલે તેને સંસારનાં કામો કરીને તેનું કર્તવ્ય કરતાં આવડશે. મારા જોવા જાણવામાં કેટલીક થોડીએક એવા પ્રકારની સ્ત્રીઓ છે. તેમની સાંસારિક સ્થિતિ ગરીબીનીજ છે. પરંતુ સંસારમાંના સાફસૂફ કરવા જેવાં કમી દરજ્જાનાં કામો નોકર ચાકર મારફત કરાવી લેવાનું તેમનામાં સામર્થ્ય છે તથા તેમની પર દેખરેખ રાખીને તે તેમનો સંસાર વ્યવસ્થિત કરે છે. એટલું કરીને પણ, સમાજને ઉપયોગી થાય એવાં કૃત્યો પણ તેમને હાથે થાય છે સારાંશ, એવી રીતે પ્રત્યેક કુટુંબની એકેકી સ્ત્રી જો પોતપોતાનાં કર્તવ્યો કરવાની ઇચ્છા કરે, તથા તે કરવાને કુટુંબના પુરૂષ પરવાનગી આપે—સ્વાતંત્ર્ય આપે, તો સ્ત્રીઓની ઉન્નતિ ખચિત જલદી થશે, તથા થોડાજ વખતમાં તે સુધારણાના શિખર ઉપર બેસીને સ્વાતંત્ર્યનો સુખકર આનંદ અનુભવવા માંડશે.

**ઉપસંહાર.**

આ પ્રમાણે અમારા માર્ગમાં જે મુખ્ય મુખ્ય અડચણો છે, તેમનો વિચાર થયો. આ સર્વ અડચણો એવી છે, કે, તેમાંની એક અડચણ યત્કિંચિત પણ દેખાવા માંડે, તો તેના યોગે સુધારણામાં વિઘ્ન આવે છે. વિશેષતઃ આ સર્વ ઊહાપોહનો અર્થ સારાંશ, એક વાક્યમાં કહીએ તો, પુરુષોએ અમારી આજની હીન સ્થિતિને સમજવા માંડીને, અમારૂં સ્વાતંત્ર્ય અમને આપવાને તૈયાર થવું જોઇએ. અમારા સર્વ હક અમને મળ્યા, એટલે અમારી સુધારણા અમે પોતે પોતાની મેળે કરીશું; તથા તેના યોગથી દેશોન્નતિ માટે પ્રયત્ન કરતા પુરૂષોને આપો આપ મદદ થશે અને અમે તથા અમારો સમાજ ઉન્નતિની ટોચે જઇ બેસવાની કલ્પના માત્ર કલ્પનાના પ્રદેશમાંજ રહી જશે નહિ

પરમેશ્વર-દયાળુ પરમાત્મા-અમારી આ મનીષા-ઇચ્છા પૂર્ણ થવાનો શુભ પ્રસંગે સત્વર આણો.

---

# वार्तालहरी.

[ સુન્દરી સુબોધઃ ઈનામી હરીફાઈને અંગે મળેલી વાર્તાઓમાંથી નીચે જણાવેલી ત્રણને ઈનામ લાયક ગણવામાં આવી છે. —તંત્રી, સુ. સુ. ]

## इनामी वार्ताओः

## પ્રિયતમ*

અનુવાદક. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત. કોટા.

પ્રિયતમાની સાથે તરંગિનીનો સંબંધ એક વિચિત્ર પ્રકારનો હતો. ત્હેને ખરૂં જોતાં સખીભાવ–બ્હેનપણું–કહી શકાય નહીં. એ બે જણીઓ એક બીજાની તરફ પ્રણયી પ્રણયિની–આશકમાશુક–ના જેવું વર્તન રાખતી. ત્હેમના પત્રોમાં પ્રેમની વાર્તા સિવાય બીજું કશું લખવામાં નહોતું આવતું. ત્હેમાં પ્યાર, સૌભાગ્ય, માન અભિમાનની વાતો પુષ્કળ લખવામાં આવતી. જ્ય્હારે બન્ને સખીઓ મળતી ત્ય્હારે કોઇ એકાન્ત સ્થળમાં જઈને બેસી રહેતી. કોઇ ત્રાહિત આદમીનાં દેખતાં એમના મ્હોંમાંથી એક અક્ષર પણ નીકળતો નહીં.

તરંગિની કેટલીએ વખત પ્રિયતમાને ગળે બાઝી પડીને પૂછતી કે 'પ્રિય ! કેતો હું ત્હને વધારે વ્હાલી છું કે ત્હારો વર ?'

પ્રિયતમા બોલતી 'તું' એક દિવસ પ્રિયતમાએ પોતાના સ્વામી માટે વિશેષ પ્રેમ દર્શાવ્યો હતો. તે દિવસે તરંગિનીએ આખો દહાડો અન્ન જળ લીધું નહોતું. તે વખતે મહા મુસિબતે પ્રિયતમાએ ત્હેને મનાવી હતી. ત્ય્હાર પછીથી પ્રિયતમાએ થોડો ઘણો ઢોંગ કરવો શરૂ કર્યો હતો.

તરંગિની સત્તર વર્ષની યુવતી હતી. ત્હેના વસ્ત્રાભૂષણમાં એક કાળો ઝીણો સાલ્લો, અને હાથમાં સોનાની બંગડીઓ, એ બે વાનાંજ હતાં. ત્હેના કપાળમાં સિંદુરનો ચાંલ્લો નહોતો. આઠ વર્ષની વયમાં પરણીને નવ વર્ષની વયે તે બિચારી વિધવા થઇ હતી.

તરંગિની જ્ય્હારે પહેલીવાર સાસરે આવી ત્ય્હારે ત્હેને ફક્ત સાસુ અને વડસાસુનોજ સહવાસ હતો. પ્રિયતમા નામની એક યુવતી ત્હેની પડોશણ હતી, પણ એ વખતે ત્હેની સાથે ત્હેને સહીપણાં બંધાયાં નહોતાં; કારણકે એ દિવસોમાં પ્રિયતમા પણ પોતાને સાસરે ગઇ હતી. પ્રિયતમા જ્ય્હારે પિયેર પાછી આવી ત્ય્હારે પ્રથમ મુલાકાતેજ તરંગિની ત્હેને અત્યંત ચ્હાવા લાગી.

વિધવા બાલિકા તરંગિનીએ પોતાના હૃદયનો સઘળો પ્રેમ સખીને અર્પણ કરી દીધો. ત્હેને જ્ય્હારે બોલાવતી ત્ય્હારે કદી 'પ્રિય' કહેતી અને કદી 'પ્રિયતમ' કાગળ પત્ર લખતી

* શ્રીયુત પ્રભાતકુમાર મુખોપાધ્યાયની બંગાળી વાર્તા ત્હેમની આજ્ઞાથી કરેલો અનુવાદ.—
શિ. દ. પંડિત.

વખતે પણ તરંગિની પ્રિયતમાને બદલે 'પ્રિયતમ' શબ્દથી સંબોધન કરતી દરરોજ સંધ્યાકાળે એ બે જણીઓ પોત પોતાની અગાશીમાં ન્હાડીને પરસ્પર મળતી અને કલાકોના કલાક સુધી વાતો કરતી પણ એટલાથીએ ન ધરાતાં તરંગિની દરરોજ 'પ્રિયતમ' ને કાગળ પણ લખતી તરંગિની તો સાસરે હતી, પણ પ્રિયતમાનું તો પિયેર હતું પ્રિયતમા ગમે ત્હારે વગર સંકોચે તરંગિની પાસે આવી શકતી ખુલ્લી રીતે મ્હોટે બારણે થઈને જવાની પણ જરૂર નહોતી, કારણકે બન્નેના ઘરની પછાડી ન્હાનો સરખો બગીચો હતો એ બગીચામાં જવાને બન્નેના ઘરમાં બ્હારીઓ હતી એ રસ્તે પણ પ્રિયતમાને તરંગિનીને ઘેર જવાની સગવડ હતી

તરંગિની પ્રિયતમાને ઘેર ઘણું ઓછુ જતી કારણ કે નાંહેલી વહુ ઓરડાની બહાર બહુ આવજા કરે એ ત્હેની સાસુને પસંદ નહોતું પણ આથી કરીને બે બ્હેનપણીઓના મેળાપમાં કાંઇ વિઘ્ન આવતુ નહી તરંગિનીને ત્હાં પ્રિયતમા જતી, અને એનું ઘર ઘણું વિસાળ હોવાથી બન્ને જણીઓ એકલી બેસીને આમોદ પ્રમોદમા વખત ગાળતી.

તરંગિનીનું આ પ્રેમનુ ચેટક દિવસે દિવસે વધતું ગયું વારવાર એ પ્રિયતમાને નિર્દોષ પ્રશ્નોથી કંટાળો આપવા લાગી પણ પ્રિયતમાએ બધુ ત્હેના ઉપરની દયાને લીધે સહિષ્ણુતાપૂર્વક સહન કરતી એન મનમા વિચાર આવતો 'મ્હારે તો સ્વામી છે એ પ્રેમ કરવાનું પાત્ર છે, પણ બિચારી તરંગિનીને કોઇજ નથી એ બિચારી કોની સાથે લાડ કરશે ?' આવા આવા વિચારને લીધે એ તરંગિનીનો ખૂબજ આદરસત્કાર કરતી.

પ્રિયતમા ઘણું ખરૂં તરંગિનીને 'તરૂ' કહીને બોલાવતી કોઇ વખત 'તરણી' પણ કહેતી એક વખત સાસરાના ગામમાં એણે 'મૃણાલિની'નું નાટક જોયુ હતું, ત્હારથી કોઇ કોઇ વખત તરંગિનીના ગળામાં હાથ નાખીને હસતી હસતી કહેતી કે 'મ્હારી તરણીને કોણે તરંગમાં નાખી રે!'

તરંગિનીના ઉપર પ્રેમ રાખ્યાથીજ પ્રિયતમાનો છુટકો થતો નહી તરંગિની જેમ વાતમાં ત્હેની સાથે રીસાતી મનાતી હતી તેમ પ્રિયતમાને પણ કરવુ પડતું પહેલ વહેલાં તો પ્રિયતમાને એ રીસામણાં મનામણા કાંઇક અસગત લાગ્યાં-પણ પછી તો એ પણ ટેવાઇ ગઇ હવે તો પોતે બધુ પરાણે તરંગિનીને રાજી રાખવા સારૂ કરે છે એ વાત પણ એના ધ્યાનમાંથી જતી રહી

(૨)

સંધ્યાકાળના થોડા સમય અગાઉ એક એકાંત મેડામાં બેસીને તરંગિની મનમનિ મનમાં ગુંજતી હતી

'રૂઠા હૈ પ્યારા મેરા કોઈ ઉસે બુલાદે રે,
સખીરી કોઇ ઉસે બુલાદે રે

તરંગિનીના કંઠમાંથી નીકળતું એ મૃદુતાન ભ્રમરના ગુંજનની માફક સંભળાતુ હતું આજ સ્હવારે જ્હારે પ્રિયતમા તરંગિનીને મળવા આવી હતી ત્હારે તરંગીનીએ ગુસ્સે થઈને ત્હેની સાથે બરોબર વાતચીત પણ કરી નહોતી પ્રિયતમા રડતી રડતી પાછી ગઇ હતી આઠે દિવસે એ બન્ને જણીએ દસ દસવાર પોત પોતાની અગાશીમા ન્હાડીને પરસ્પર મળતી હતી, પણ આજ આખો દહાડો તરંગીની અગાશીમાં બેસી રહી તોપણ

એકવાર પ્રિયતમાનાં દર્શન થયાં નહીં. નિરાશ થઇને તરંગિની અગાશીમાંથી નીચે ઉતરી આવી.

સંધ્યાકાળને વધારે વાર નથી. તરંગિનીએ એકવાર વિચાર કર્યો 'પ્રિયતમાને કાગળ લખું. પણ આજ સ્હવારે કરેલા અપમાનને લીધે પ્રિયતમાએ ત્હેના ગઇ કાલના પત્રનો ઉત્તર નહોતો લખ્યો. એથી આ બીજો પત્ર લખેતાં તરંગિની અચકાવા લાગી. પણ આથી તો એના સ્હવારના આચરણને વધારે પુષ્ટિ મળી. પણ શું પ્રિયતમાનો ખરૂં જોતાં વાંક હોતો ? ત્હેનો સ્વામી આવ્યો હતો, એ વાત ખરી, પણ એથી શું કાંઇ અગાશીમાં આવીને બિચારી તરંગિનીને ઝાંખી કરાવી જવાની પણ ફુરસદ ન મળે ? ત્હેમાં પણ કોનો દોષ ? પ્રિયતમાનો સ્તો ! શા માટે એણે નિયમિત સમયે પ્રત્યુત્તર ન લખ્યો ? સ્વામીએ શું ત્હેના હાથ બાંધી રાખ્યા હતા ? શું એની કલમ તુટી ગઇ હતી ! શું ખડિયામાંથી સ્યાહી ઢોળાઇ ગઇ હતી ?

ધીમે ધીમે અંધારૂં થયું નોકર આવીને ટેબલ ઉપર એક દીવો મુકી ગયો. તરંગિનીએ ટેબલ આગળ બેસીને પેટીમાંથી લખવાની સામગ્રી બહાર કહાડી એક સુંદર રંગીન નોટપેપર ઉપર પત્ર લખ્યો. તરંગીને લખતા વાંચતાં સારૂં આવડતું હતું વિધવા થયા બાદ ૭ વર્ષ સુધીએ પિયેરમાં રહી હતી. ત્હાં એના મ્હોટાભાઈએ ત્હેને યત્નપૂર્વક ભણાવી હતી. ત્હેણે વિચાર્યું હતું કે જ્ઞાનચર્ચા કરવાનો પ્રસંગ મળ્યાથી દુખી બ્હેન પોતાનું જન્મ પર્યન્તનું વૈધવ્ય દુખ કાંઇક સહન કરી શકશે

તરંગિનીએ પત્ર સમાપ્ત કરીને એક પરબિડિયામાં બીડયો. સરનામું લખતાં પહેલા એકવાર ફરી વિચાર કર્યો, પત્ર મોકલું કે ન મોકલવું ? એ શું 'પ્રિય' ને પગે લાગીને મનાવવા જવા જેવું ન થયું ?

એ વિચાર કરતી હતી એટલામાંજ ત્હેના માથામાં ચક્કર આવવા લાગ્યા. હિસ્ટિરિયાના પૂર્વ લક્ષણ જણાવા લાગ્યાં. પંદર વર્ષની વયથી ત્હેને કોઈ કોઇ વાર હિસ્ટિરિયા થઈ આવતો હતો ઘણું વાચવામાં આવતાં અથવા ઘણો વિચાર કરતાં, અથવા ઘણીવાર સુધી મન મુંઝાતાં એ રોગ ત્હેના ઉપર આક્રમણ કરતો. આજ તો આખો દિવસ ત્હેનું ચિત્ત મુઝાયા કર્યું હતું. ડાકટરોએ સલાહ આપી હતી કે તાણ આવવાનો સંભવ જણાય એટલે ઠંડુપાણી પીવું અને આંખે તથા મ્હોંએ ઠંડુપાણી છાંટવું. મેડાના ખુણામાં પાણીનો ઘડો મુક્યો હતો. તરંગિની જળ પીને તથા આંખ મ્હોં ધોઇને એક ખુરસી ઉપર બેઠી પણ તાણનો વેગ રોકી શકાયો નહીં, ખુરસીમાંજ તે બેભાન થઇ ગઇ. હાથપગ ખેંચાવા લાગ્યા. થોડીવાર પછી ખુરસી સમેત ધબ કરતી એ નીચે પડી ગઇ.

તરંગિનીને એ વ્યાધિ હતો એટલા માટે ઘરનાં બધાં લોકો સાવચેત રહેતાં હતાં. જોડેના મેડામાં એક દાસી હતી, તે આ ધબકારો સાંભળીને દોડી આવી તાણ જોઇને ત્હેણે નીચે બધાને ખબર આપી.

કાલેજ તરંગિનીના કાકાજી પોતાના સ્ત્રી અને પુત્રને લઇને ઘેર આવ્યા હતા પુત્ર સુધીરચન્દ્રના જનોઇનો શુભ અવસર હતો.

તરંગિનીની સાસુ એ વખતે બીજી સ્ત્રીઓ સાથે ન્યાતમાં જનોઇનાં નોતરાં દેવા બહાર ગઇ હતી. ઘેર ફક્ત ગઇ કાલેજ આવેલી ત્હેની કાકીજી હતી. તે પણ દોડી આવી, ત્હેની

એક વ્હેનને પણ હિસ્ટિરિયાનો રોગ હતો એટલે મૂર્છા ઉતારવાના ઉપાય હેને માલૂમ હતા. દાસીની મદદથી તરંગિનીને ભોંય ઉપરથી ઉઠાડીને પલંગ ઉપર સુવાડીને ચેતન લાવવાનો પ્રયત્ન કરવા લાગી. એકાએક હેની નજર ટેબલ ઉપર પડેલા એક રંગીન પરબિડિયા ઉપર ગઇ. જમણે હાથે તરંગિનીને પંખો નાંખતી ગઈ અને ડાબે હાથે એ પરબિડિયું ઉપાડી લીધું. કાગળની ઘડી ખોલીને દીવા આગળ ધરીને વાંચવા લાગી. 'પ્રિયતમ'!

હેનું માથું ભમવા લાગ્યું. હાથ પગ ઢીલા થઈ ગયા. શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. દાસીને કહ્યું 'તું જરા પંખો કર હું હમણાં આવું છું.' એમ કહીને પંખો ફેંકી દઇને મેડામાંથી ઝટ ચાલી ગઇ.

એના સ્વામી હૃદયનાથ મેરઠના એક આગેવાન ડાક્ટર હતા. હેમણે પુષ્કળ ધન એકઠું કર્યું હતું. એ ચુસ્ત હિન્દુ હતા. એક સમય એવો પણ હતો કે એમના ઉદરમાં ગૌ-માંસ પણ પડી ચુક્યું હતું. પણ હાલ તો એ બધી વાત ગઇ ગુજરી થઇ ગઇ છે. હાલતો એમના મસ્તક ઉપર મ્હોટી શિખા ફરકી રહી હતી સ્ત્રી કેળવણીના એ પક્કા વિરોધી બન્યા હતા એમની પહેલી વારની બૈરી પરલોક વાસી થઇ હતી. સુધીરચન્દ્ર એમની પ્રથમવારની સ્ત્રીનો પુત્ર હતો. બીજીવાર સંસાર માંડવાથી હજુ સુધી કોઇ સંતાન ઉત્પન્ન કરીને સંસારની વૃદ્ધિ કરવામાં સફળ થયા નહોતા, અને હવે બહુ આશાયંણ નહોતી કારણ કે હેમની સ્ત્રીની વય પચીસ વર્ષની થઇ ગઇ હતી અને કાયા પણ સ્થૂળ થઇ ગઇ હતી.

હૃદયનાથ આગલા મેડામાં એકલા બેસીને કંઇક લખી રહ્યા હતા. ઓચીતી પત્નીને પ્રવેશ કરતી જોઇને એ ચમકી ઉઠયા હેમની સ્ત્રીએ કાગળ હેમના હાથમાં મુકીને કહ્યું 'વાંચો.'

હૃદયનાથ ચશ્મા સાથે સ્ત્રીની તરફ આંખ ફેરવીને બોલ્યો 'પણ છે શું?'

'વાંચી તો જુઓ!'

'શું લખ્યું છે.'

'જે લખ્યુ છે તે વાંચો તો ખરા!'

હૃદયનાથ મનમાંને મનમાં પત્ર વાંચવા લાગ્યો.

'પ્રિયતમ'

હમે આટલા બધા નિષ્ઠુર! આટલોજ હમારો મ્હારા ઉપર પ્રેમ કે 'હું કદી ગુસ્સે થાઉં, રીસાઉં તો શું હમે મ્હારો ટેક મુકાવશો નહીં કે! તરછોડીને ચાલ્યાજ જવાના કે! કાલે સ્હવારે મ્હે હમને જે પત્ર લખ્યો હતો, હેનો જવાબ શા માટે ન આપ્યો! તેટલા માટેજ હું ગુસ્સે થઇ હતી. તેટલાજ માટેજ હમે મળ્યા ત્હારે મ્હેં હમારી સાથે સારી પેઠે વાતચીત કરી નહોતી હું શા માટે ગુસ્સે થઇ હતી તે હમે જાણતા નહોતા, જાણતા નહોતા તો પૂછી શકત. હમારા ચાલ્યા ગયા પછી મ્હને ઘણું દુઃખ થયું. આજે તો ખાવું પીવું લગભગ છોડી દઇને અગાશીમાં બેસી રહી, પણ હમે હમારી અગાસીમાં કેમ ન આવ્યા? આખરે હુંજ ટેક તોડીને હમને પત્ર લખવા બેઠી છુ. હમે મ્હારા મનની વેદના નહી સ્હમજો તો બીજું કોણ સ્હમજશે, પ્રિયતમ? શું હમારી પ્યારી 'તરણી' જૂની થઇ જવાથી એટલો બધો અનાદર!

હમારીજ —તરણી.

કાગળ વાંચીને હૃદયનાથ બોલ્યા 'એ કોનો પત્ર છે ?'

'કોનો વળી, વચલી વહુનો.'

'આપણી વચલી વહુનો !'

'હા, હા, ત્હમારીજ વચલી વહુનો, રાંડ તરુણીનો, એ રાં–તો સત્યાનાશીએ છેવટે એજ કર્યું. કુળનું નામ બોળ્યું. હુંતો એ કુમારજાને કમ્હારનીએ ઓળખતી હતી. જ્હેનું કપાળ ફુટી ગયું ત્હેને વળી કાશી ગવન શાં પહેરવાં, અને પાન શાં ખાવાં ?'

સ્ત્રીની વક્તૃતાના સ્રોતને રોકીને હૃદયનાથ બોલ્યા 'શું તું બરાબર જાણે છે કે એ અક્ષર ત્હેનાજ છે ?'

'ત્હમારી વાતચીત સાંભળીને તો શરીરમાં આગ સળગે છે. આ વળી કાંઇ નવી વાત છે કે ? આજ ચાર વરસ થયાં એ કાળમુખી મ્હને પત્રો લખ્યા કરે છે તે હું એના અક્ષર ન ઓળખું તો બીજું કોણ ઓળખે !

'હશે–પણ હવે શું કરવું ?'

'શું કરવું' ! રાં–ને પકડીને, ઘરમાંથી કહાડી મુકો. કાશી મોકલાવી આપો.'

'લોક જાણશે તો !'

'સોદાના જાવામાં હવે બાકી શું રહ્યું છે ? ત્હમે કોના કોના મ્હોં બંધ કરશો ?'

સ્ત્રીના હાથમાં પત્ર પાછો આપીને હૃદયનાથ પાછો કેટલીવાર સુધી વિચાર કરવા લાગ્યા. લાંબો સમય વિચાર કરીને બોલ્યા. જો મ્હને તો તું કહે છે એવું લાગતું નથી. એવું તે વળી બની શકે !'

'ના રે, એવું તે કાંઇ બની શકે ! ત્હમે તો ભલા માણસ છો ! બધી સ્ત્રીઓને પોતાની બૈરીના જેવી સતીજ ગણો છો.'

હૃદયનાથ ના હોઠ ઉપર ક્ષણભરને માટે મૃદુ હાસ્ય છવાઇ રહ્યું. તે બોલ્યા 'જો, મ્હારી તો પુરી ખાત્રી થતી નથી કે વહુ પાપમાં ડુબી ગઇ છે. કદાચ તું કહે છે તે પ્રમાણે હોય તો પણ, હજી સુધી તો એ ધર્મચ્યુત થઇ નથી. હજી તો ફક્ત એની શરૂઆત થવા માંડી છે.'

'શરૂઆતજ થઈ છે, કેમ ? ત્હમે એમજ સ્હમજો છો કે ફક્ત કાગળ પત્રથીજ વાત અટકી છે ?'

'હા, હુંતો એવુજ ધારૂં છું.'

'ત્હમે તો ખરેખર ઓલીયા આદમી જણાઓ છો. સારૂં થયું કે ત્હમે વકીલ ન થયા. જરા આંખ ઉઘાડીને વાંચો તો ખરા કે પત્રમાં સ્પષ્ટ રીતે શું લખ્યું છે ?'

'શું લખ્યું છે ?'

'ત્ય્હારે ત્હમે વાંચ્યું શું ? કાગળમાં સ્પષ્ટ લખ્યું છે તે ત્હમને મળી ત્ય્હારે હું સારી પેઠે વાતચીત કરી શકી નહોતી. કેમ, હજુ પણ ફક્ત કાગળ વ્યવહારજ ચાલ્યો છે કે ! અરે, મેળાપ પણ થઇ ગયો છે અને બધુએ સત્યાનાશ વળી ચુક્યું છે.'

એટલામાં દાસીએ આવીને ઊંચે શ્વાસે કહ્યું 'મા, જરા ઝટ આવીને જુઓ તો ખરા, વચલી વહુની શી દશા થઇ ગઈ છે ?'

હૃદયનાથની વહુ દાસીની સાથે ચાલી ગઈ. હૃદયનાથ એકલા બેસીને નાના પ્રકારની ચિન્તા કરવા લાગ્યા. એમનો સ્વભાવ જરા થંડો હતો. ત્હેમનો ક્રોધ એકદમ ઉશ્કેરાતો

નહીં. કોઇપણ વાતમાં એકદમ ત્હેને વિશ્વાસ બેસતો નહી, પણ કોઇ પ્રકારે એક વખત એ જાગ્રત થયા અને કોઈ બાબત ઉપર એમનો અભિપ્રાય બંધાઇ ચુકયો તો પછી ગમે તે થાય તોપણ પોતાનો વિચાર બદલતા નહીં. પણ ભાઇના છોકરાની વહુ સંબંધી ત્હેમને અનેક વિચાર આવવા લાગ્યા. એ બાળા વિધવા છે. સંસારની અનેક પ્રકારની લાલચોમાંથી બચીને બ્રહ્મચર્ય સાચવી રાખવું એ ત્હેને માટે ઘણુંજ અઘરૂં છે. વળી તરંગિની ભણેલી છે. સ્ત્રીકેળવણીની વિરૂદ્ધમાં જે કેટલીક દલીલો ઉભી થાય છે ત્હેમાં એક દલીલ એ પણ છે કે સ્ત્રીઓને ભણાવીશું તો તેઓ પત્ર લખીને સમાજમાં અપવિત્રતાનો પ્રચાર કરશે. પોતાની આંખે એ દલીલ સાબિત થયેલી જોઇને હૃદયનાથ ઘણા આકુળ વ્યાકુળ થઇ ગયા. સ્ત્રીશિક્ષણ માટે ત્હેમને ઘણો તિરસ્કાર હોવાથી એ પ્રતિક્ષણે તરંગિની ઉપર ચ્હીડાવવા લાગ્યા. વિચાર્યું કે મ્હોટાભાઇને એ વાત કહેવી કે નહીં. નહીં કહું તો એનો ઉપાય થવાનો કાંઇ સંભવ નથી. અહીં તરંગિનીને રહેવા દેવી એ હવે કોઇ પણ પ્રકારે સલાહ ભરેલું નથી. હજુ તો લોકોમાં એ વાતની ખબર નથી ફેલાઈ પણ મામલો એટલી હદે પહોંચ્યો છે કે હવે ઝાઝો વખત વાત ઢાંકી રહે એમ નથી. પછી તો ન્યાત જાતમાં મ્હો બતાવવું મુશ્કેલ પડશે. છોકરાં છોકરીઓને પરણાવવા મારે પડશે. વળી વિચાર આવ્યો. તરણીને અહિંથી બીજે કહી મોકલી દેવામાં પણ શો ફાયદો? જ્યહાં જશે ત્હાંજ ઝખ મારશે '

રાતના આઠ વાગ્યે તરંગિનીની સાસુ નોતરા જઇ આવીને ઘેર પાછી આવી. તરંગિની એને પ્રાણ સમાન વ્હાલી હતી. તરંગિનીને તાણ આવ્યાના સમાચાર સાંભળીને એ કપડાં બદલ્યાં વગરજ સીધી ઉપર ગઇ જઇને જુએ છે તો હજુ એની મૂર્છા વળી નથી. દાસી અને દેરાણી ત્હેની માવજત કરી રહ્યા હતાં.

'હાય, આવું તો કદી થતું નથી. આટલી બધી વાર તો એની મૂર્છા કદી રહેતી નથી. આ શું થઇ ગયુ?' સાસુ બોલી ઉઠી.

'ક્યહારે મૂર્છા આવી, મૂર્છા આવ્યા પછી શા શા ઉપચાર કર્યા એ બધી વાતની તપાસ કરીને ત્હેની સાસુ બોલી ઉઠી 'ઘણું ખોટુ થયુ' દેરાણીને જરાક ધમકાવી નાંખીને ત્હેણે કહ્યું 'આટલીવાર સુધી દાસીને ભરોસે માંદા માણસને છોડી જવું એ સારૂ નહીં.'

દાસી બોલી 'બા, મ્હારી એકલીનું તે કેટલું જોર! હું એકલી અને કેટલીવાર સુધી પકડી રાખું? હાથ પગ ખેંચાવા લાગ્યા અને એ ધડાક કરતી નીચે ગબડી પડી. ત્યહારથી એના મ્હોંમાંથી થોડું થોડું લોહી નીકળે છે.

થોડીવારમાં તરગિનીના સસરા પણ ઘેર આવ્યા. ત્હેમણે પણ તરંગિનીના મંદવાડની બધી વાત યથેતિ જણાવવામાં આવી. બધી હકીકત સાંભળ્યા પછી ત્હેમણે હૃદયનાથને કહ્યું 'હૃદય! તું આટલીવાર શું કરતો હતો? ચાલ, ઝટ એનો કાંઇ ઉપાય કર. જોતો નથી કે ધીમે ધીમે આ કેસ ખરાબ થતો જાય છે.'

હૃદયનાથે બેપરવાઇ સાથે રોગીના ભેડામાં પ્રવેશ કર્યો. થોડીકવાર સુધી 'સ્ટેથેસકોપ' (હૃદય તપાસવાની નળી) થી તપાસ કરીને બોલ્યા 'પડી જવાથી એને છાતીના રક્તાશયમાં ઘા લાગ્યો છે.'

આખી રાત તરંગીનીની ચિકિત્સા અને સુશ્રુષા થતાં રહ્યાં.

( ૩ )

પ્રિયતમાના સ્વામીનું નામ અનંગમોહન હતું. ગરમીની રજામાં કોલેજ બંધ હોવાથી એ થોડા દિવસથી સાસરે આવ્યો હતો. તરંગિની સાથે પ્રિયતમાનાં સખીપણાં છે એ વાતની ખબર એને પ્રથમથીજ પત્નીના પત્રોદ્વારા મળી ચુકી હતી.

મેળાપને પહેલે દિવસે તો પ્રિયતમા અને અનંગમોહન પોતપોતાનાં સુખ દુઃખની વાતો કરવામાં રહ્યાં, એટલે તરંગિનીની ખબર પૂછવાનો અનંગમોહનને અવસર મળ્યો નહીં બીજે દિવસે રાત્રે દશ વાગે પ્રિયતમા સ્વામીની પાસે ગઇ ત્યારે બીજી ઘણી વાતચીત થઇ રહ્યા પછી અનંગ બોલ્યો 'ત્હારી તરંગિનીના કાગળો તો દેખાડ'

પ્રિયતમાએ કહ્યું 'એતો બતાવાય કે? એણે મ્હને મના કરી છે કે એ પત્રો કોઇને બતાવવા નહી.'

અનંગે કહ્યું 'ત્હારે મ્હારી ગણત્રી પણ 'કોઇ' માં થઇ કે? મ્હને તો એ કાગળો બતાવવા જ પડશે'

પ્રિયતમાએ કહ્યું 'પણ તે અગાઉ તરંગીની રજા લેવી પડશે.'

'અને એ રજા ન આપે તો?'

'ન આપે તો હું કેવી રીતે બતાવું?'

અનંગે ગુસ્સે થઇને કહ્યું 'ન દેખાડવું હોય તો ન દેખાડીશ. હું ત્હારે મનથી પારકો અને તરંગી ત્હારી પોતાની.'

એ વાતનું ખંડન કર્યા વગર પ્રિયતમા ચૂપ રહી.

બીજે દિવસે ત્હેણે જઇને તરંગિનીને બધી વાત કહી. તરંગિનીએ કહ્યું 'ના રે બા. હું ત્હારે પગે પડું છું. મ્હારા કાગળો તું કોઇને બતાવીશ નહીં.'

એ રાતે અનંગમોહને પોતાની સ્ત્રીને પૂછ્યું 'શું થયું? રજા મળી?'

પ્રિયતમાએ કહ્યું 'ના એનો કેમે કરી રજા આપતી નથી.'

આથી પ્રિયતમાના સ્વામીને ઘણું ખોટું લાગ્યું. આજકાલના સમયમાં લખતાં શરમ આવે છે કે, આપણો સ્વામી વત્સલ યુવક નાયક બાળકની માફક રોવા લાગ્યો.

હવે પ્રિયતમાની ધીરજ રહી નહીં. પેટીમાંથી કાગળોનું એક બંડલ બહાર કાઢીને સ્વામીને હાથમાં મુકતાં કહ્યું 'લ્યો. આ પત્રો વાંચવા હોય તો વાંચો. એમાં આટલુંબધું ખોટું લગાડવાની કાંઇ જરૂર નથી.'

કાગળોનું એ બંડલ દૂર ફેંકી દઇને અનંગ બોલ્યો 'જાઓ, મ્હારે ત્હમારા કાગળો નથી વાંચવા.'

આ અપમાનથી પ્રિયતમા ચમકિત થઇ ટેબલ ઉપર બેસી જઇને આંખે રૂમાલ દઇને રોવા લાગી.

થોડીવાર પ્રિયતમાને એ દશામાં બેસી રહેલી જોયાથી અનંગનો ગુસ્સો ઉતરી ગયો. સ્ત્રીની પાસે જઇને બોલ્યો 'જો, રડીએ નહીં' હો.'

પણ એથી તો પ્રિયતમા ઉલટી વધારે રોવા લાગી. અનંગે હવે અનેક પ્રકારે સ્ત્રીનો આદર કરીને તથા સાંત્વના આપીને ત્હેને શાન્ત પાડી. પત્રોનું બંડલ ઉપાડી લઇ,

એમાંથી પહેલા પત્રનું સરનામું જોઈને એ બોલ્યો ' તરંગિનીના અક્ષર તો ઘણા સરા છે. કેમ ખરૂંને ?'

' હા, અક્ષર તો મોતીના દાણા જેવા છે. જાણે કે કોઇ પુરૂષનાજ લખેલા હોય ને !'

' ઠીક તો તું એમાંથી બે ચાર સારા સારા પત્રો ચુંટી કહાડ હું તે વાંચીશ.'

પ્રિયતમાએ એક પત્ર કહાડી આપીને કહ્યું ' આ વાંચો.'

અનંગ જેટલીવાર એ પત્ર વાંચવામાં રોકાયો તેટલીવારમાં પ્રિયતમાએ બીજા બે ચાર પત્ર કહાડીને સ્વામીના હાથમાં મુક્યા.

અનંગ એકેએક બધા પત્રો વાંચીને કાંઇક વિચારમાં પડ્યો.

પ્રિયતમાએ પૂછ્યું ' શો વિચાર કરો છો ?'

અનંગે કહ્યું ' જો આજથી તું ત્હારી સખીની સાથે મ્હેનપણાં રાખી શકીશ નહીં.'

' શા સારૂ ?'

' કેમકે, આ બધા પત્રો એવા છે કે પહેલેથી મ્હને ત્હેં ખબર ન આપી હોત તો હું તો એમજ સ્હમજત કે આ પ્રેમ પત્રો છે.'

' તો શું બ્હેનપણીઓ એક બીજા ઉપર પ્રેમ રાખે એમાં દોષ છે ?'

' દોષ છે કે નહીં તે વિચારવાનું કામ નથી. મ્હારા સિવાય તું બીજા કોઇને ચ્હાહી શકે નહીં. કોઇપણ સખીના ઉપર તું આટલુંબધું હેત રાખે તો મ્હને મળવાના ત્હારા પ્રેમમાંથી એટલો અંશ ઓછો થાય. હું તો ત્હારા અનન્ય અને અવિભક્ત પ્રેમનો ભુખ્યો છું.'

પ્રિયતમા હસીને બોલી ' ત્હમે ગાંડા તો નથી થયા ?'

' જો વ્હાલી, આ ઠઠ્ઠા મશ્કરી કરવાની વત નથી. આ બધા કાગળો વાંચતાં મ્હારો જીવ કેવો થઇ ગયો હતો ! સખીઓ એક બીજી ઉપર આવા પત્રો લખે એ વિચાર તો મ્હને સ્વપ્નમાં પણ નહોતો આવ્યો.'

' એ મ્હને રોજ આવા પત્રો લખે છે અને હું ત્હેનો જવાબ નથી આપતી ત્હારે ગુસ્સે થાય છે.'

' ગુસ્સે થાય તો થવા દે.'

ખીને ત્હેણું કહ્યુ એનું રૂસણું કેવું છે એ જાણો છો ! એતો વાત વાતમાં રીસાઇ જાય એ સારૂં નહીં.' ...ક પત્ર લખ્યો હતો, ત્હેને હું ફુરસદ નહી મળવાથી જવાબ

દાસી બોલી ' બા, જે હમે બે જણીઓ અગાશીમાં મળતી હતી. એ દિવસે એ

સુધી પકડી રાખું ! હાય ' સંધ્યાકાળ સુધીએ અગાશીમાં ન આવી એટલે આજ સ્હવારે

પણે ... એના મ્હોંમાંથી ... ર ગઇ હતી. એ વખતે એ મ્હારી સાથે બિલકુલ બોલી

... મ્હને ... રમાં તરંગિનીન... ી છે. મ્હેં એને કહ્યું ' રીસાય છે શાની, બ્હેન તું જાણતી

... રોજ સ્હા... યથેતિ જવા ... મળતી નથી.' એ બોલી ' હા, હા, જાણ્યુ કે ત્હારા

... ન આવી, ... તું આટ... ને ફુરસદ મળતી નથી. હું રાંડીરાંડ અનાથ એટલે ચોવીસે

... મર એને ... ધીમે ... ભળીને મ્હને ઘણું ખોટુ લાગ્યું. હું ત્હાંથી ચાલી આવી.

... એ રીસ ... ફુરસદવાઇ સ...ી જાઉં. હું પણ બદલો વાળીશ, મ્હને કાંઇ રીસાતાં

આજ ... આવ્યો ..., એટલે ત્હેવાની નથી

* * *

મળસ્કું થયું એટલે આ દંપતિએ પાછી એની એ વાત શરૂ કરી હતી. એટલામાં પ્રિયતમાની માએ બારણુ ખખડાવીને બુમ પાડી 'પિરી'

પ્રિયતમાએ ઉઠીને બારણું ઉઘાડ્યું. માએ કહ્યું 'સાંભળ એક વાત કહું.'

માના કંઠસ્વર તથા ઉદાસ ભાવ ઉપરથી શંકાશીલ થઇને પ્રિયતમાએ પૂછ્યું 'શું છે મા, શું થયું છે?'

માએ ત્હેને બહાર બોલાવીને કહ્યું 'તરંગિની ઘણી માંદી છે. એની દાસી ત્હને બોલાવવા આવી છે.'

પ્રિયતમા રૂંધાયેલા શ્વાસે બોલી, 'શું તરણી માંદી છે? એને શું થયું? દાસી ક્હાં છે?'

'પેલા ભેડામાં બેઠી છે. આવ એ ત્હને બોલાવવા આવી છે.'

માએ કન્યાને બીજા ભેડામાં પ્રવેશ કરાવ્યો. તરંગિનીની દાસી ત્હાં ઉભી હતી. પ્રિયતમાને જોઇને એ રડતી રડતી બોલી 'બ્હેન, આજ વધારી વહુ માંદી છે: આજ એ બચે એમ લાગતુ નથી. ત્હને મળવા માગે છે. જ્હાં સુધી ભાન રહ્યું ત્હાં સુધી ત્હારૂંજ નામ રટયા કરતી હતી. ચાલ, જલ્દી ચાલ.'

આ ખબર સાંભળતાં વારજ પ્રિયતમાના હાથ પગ કાંપવા લાગ્યા. જનનીની આજ્ઞા લઇને દાસી સાથે એ તરંગિનીને ઘેર ગઇ.

પ્રિયતમા તરંગિનીના ઘરના બારણામાં પેઠી ત્હારે રડારોળનો અવાજ ત્હેને કાને પડયો. દાસીએ કહ્યું 'હાય! સત્યાનાશ વળી ગયુ! હાય! હાય! મ્હારી તરણી!'

પ્રિયતમા ત્હાંથીજ પાછી ફરીને ઢીલે પગે ઘેર આવી.

( ૪૦ )

એક માસ પછી હૃદયનાથ ઘરનાં સઘળાં માણસોને લઇને ભેરઠ પાછા આવ્યા. ઘેર ફક્ત એના મ્હોટાભાઈ રહ્યા. તરંગિનીની સાસુ પણ એ વખતે દિયેરજીની સાથે ગઇ હતી.

જ્યેષ્ઠ માસ હતો. મેરઠમાં દારૂણ તાપ પડી રહ્યો હતો. સૂર્યદેવ રૂદ્ર રૂપ ધારણ કરીને આખો દિવસ અગ્નિ વરસાવ્યા કરતા હતા. શહેરના રાજમાર્ગમાં દસ વાગ્યાથીજ લોકોની આવજા બંધ પડી જતી હતી. બપોરને સમયે સઘળી દુકાનો બંધ રહેતી. રાજમાર્ગ શૂન્ય નીરવ સ્મશાન જેવો લાગતો. ઑફિસો, કચેરીઓ વગેરેનું કામકાજ સ્હવારમાં થતું. સંધ્યાકાળના થોડા સમય અગાઉથી લોકો રસ્તામાં આવજા કરવા લાગતા.

એક અંધારી પરસાળમાં બપોરને સમયે, હૃદયનાથ સુતે સુતે ઊંઘી જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. આખા ઘરમાં એ પરસાળમાં સૌથી વધારે ઠંડક હતી, એટલે મધ્યાનકાળે ઘરનાં બધાં માણસો ત્હાંજ સુઇ રહેતાં. કમાડ અને જાળીઓ આગળ ખસની ટટીઓ લગાવી દીધી હતી. ત્હેના ઉપર પાણીનો છંટકાવ થઈ રહ્યો હતો. અંદર એક ચાકરનો છોકરો પંખો ખેંચી રહ્યો હતો.

હૃદયનાથની વહુ છોકરાંઓને હાલો ગાઇ રહી હતી. ત્હેની જેઠાણી સફેદ છો ઉપર ઓશીકું મુકીને સુતી સુતી દિયેર જોડે મંડા પહોરનાં ગપ્પાં મારતી હતી. એટલામાં તરંગિનીની વાત નીકળી. તરંગિનીનું નામ આવતાં ત્હેની સાસુ બોલી ઉઠી 'હાય! કેવી સારી વહુ હતી! કોને ખબર હતી કે આટલી ન્હાની વયમાં એ ચાલી જશે! શું એનું શાણપણ હતું!'

# નીલકંઠ બાબુનો પરિવાર*

અથવા

# વિભક્ત કુટુંબ.

અનુવાદકઃ—રા. નરહરિલાલ ત્ર્યંબકલાલ. ( એમ એ. એલ એલ. બી. ) ગોધરા.

૧

વયોવૃદ્ધ બાબુ **નીલકંઠરાય** આજ ઉદાસ ચ્હેરે પોતાના મકાનમાં એક ખુરશી ઉપર અક્કડ બેઠા હતા. તેમની આંખો સ્થિર દૃષ્ટિથી પાસેની જાળી બહારનાં ગુલાબના છોડ જોઈ રહી હતી, પણ તેમનું ચિત્ત અન્યત્ર હોવાથી એ સુંદરતાનો અનુભવ તેમને થતો નહતો. તે કંઈ ઉંડા વિચારમાં એવા તલ્લીન હતા કે તેમની એક પાંપણ સરખી પણ હાલતી નહિ અને જાણે એક કોતરેલી પ્રતિમા હોય તેમ તે બહારથી નિશ્ચેષ્ટ બેસી રહ્યાં હતા. પણ રાયબાબુના હૃદયમાં શાંતિ નહોતી. તેમની બહારની સ્થિરતા અને ગંભીરતાએ અંતરના ખળભળાટ ઉપર મહામહેનતે વિજય મેળવ્યો હતો અને અંદરનું તોફાન બહારની ગંભીરતાને પ્રસંગ મળતાં ધસડી જશે એમ સૂક્ષ્મ જોનારને સ્પષ્ટ માલૂમ પડતું હતું.

અને એ સૂક્ષ્મ જોનાર તેજ ઓરડામાં હાજર હતું. વૃદ્ધ રાયબાબુની વૃદ્ધ પત્ની દેવી ભાગીરથી તેમના તરફજ ક્યારનાં જોઇ રહ્યાં હતાં અને તેમનો અંતરમાં ચાલતા વિચારનું પૃથક્કરણ કરવા કંઇક સફળ પ્રયત્ન કરતાં હતાં.

*           *           *           *           *           *

નીલકંઠરાય બાબુના વડીલો મોટા જાગીરદાર હતા, અને નવાબી અમલમાં બુદ્ધિબળ અને પરાક્રમથી અનેક ઇનામીગામ તેમણે મેળવ્યાં હતાં. કંપની સરકારના અમલની શરૂઆતમાં એ કુટુંબના રાય હેમેન્દ્રકુમારે દ્રવ્ય તથા પ્રતિષ્ઠા સારી રીતે સંપાદન કર્યાં હતાં; પણ ત્યાર પછી એ કુટુંબની ધીમે ધીમે પડતી થતી ચાલી. માંહોમાંહેના કલહ તથા અવિચારી ખરચથી કુટુંબની સંપત્તિ છેક ક્ષીણ થઈ ગઇ. **નીલકંઠરાય** બાબુના પિતા મનમોહનરાયના વખતમાં એક મોટો કેસ ચાલ્યો અને માંહોમાંહે મમત એટલો વધી પડ્યો કે જે મીલકત સંબંધી તકરાર હતી તેના કરતાં દરેક પક્ષને બેવડો તેવડો ખરચ થઇ ગયો. શેષ રહેલાં ગામ અને મીલકત આ કેસને અંગે થયેલા દેવામાં વેચાઇ ગયાં. **નીલકંઠરાયને** વારસામાં માત્ર રાયગંજ રહ્યું. રાયગંજ કંઇ ગામ નહતું પણ રાયબાબુના વડવાઓએ આનંદ અને વિશ્રામ માટે કલકત્તાથી દશબાર માઇલને છેટે વિશાળ ફળદ્રુપ જમ્મા વેચાણ લઇ તેમાં એક સુંદર નાનો બંગલો બધાવ્યો હતો; અને આજુબાજુ નાનો બાગ કરી બાકીની જમીનમાં કેટલાક ખેડુતોને વસાવી જુદી જુદી જાતની ખેતી કરાવી હતી, અને આ જગ્યાનું નામ રાયગંજ રાખ્યું હતું નીલકંઠરાય બાબુના પિતાને રાય-

* Tit-Bits તા. ૬-૧૨-૧૩ ના અંકમાંની "The Family Council" એ નામની વાર્તાનો ફેરફાર અને વધારા સાથે અનુવાદ Tit-Bits ની વાર્તાઓનો અનુવાદ કરવા પરવાનગી મેળવેલી છે.

ગંજ ઘણું પ્રિય હતું અને તેથીજ તમામ મીલ્કત જતાં પણ રાયગંજ રાયકુટુંબમાં કાયમ રહ્યું હતું.

વડીલોએ આનંદને માટે ઉપાર્જિત કરેલી મીલ્કતમાંથી નીલકંઠરાયને જેમ તેમ ગુજરાન કરવાનું હતું. મનમોહનરાયના વખતમાંજ કુલીન અને શ્રીમંત કુટુંબની ભાગીરથી સાથે તેમનું લગ્ન થયું હતું. પડતી દશા છતાં નીલકંઠરાયનું લગ્ન મનમોહનરાયે ઘણી ધામ ધુમથી કરી પોતાની ઘટતી જતી પ્રતિષ્ઠાને ટકાવવા વ્યર્થ પ્રયત્ન કર્યો હતો. પરિણામે અનેક વરસોથી સંગ્રહ કરેલી કુટુંબ લક્ષ્મીના છેલ્લા અવશેષરૂપ દાગીના કલકત્તાના ઝવેરીઓને ત્યાં ચાલ્યા ગયા. ધણુએ ધારેલું કે દાગીનાના વેચાણની હકીકત ગુપ્ત રહેશે પણ વાએ વાત વિસ્તારી અને તે લેણદારોના કર્ણ સુધી પ્હોંચી. ફરીઆદ દાવા, હુકમનામાં, બજવણીઓ શરૂ થઈ ગઇ; અને રાયકુટુંબની તમામ મીલ્કત અને પ્રતિષ્ઠા ધસડાઈ ગઈ બાકી મનમોહનરાય રાયગંજને ચીવટાઈથી વળગી રહ્યા અને છેવટે કલકત્તાનું ઘર પણ ગયું ત્યારે રાયગંજમાં નિવાસ કર્યો મનમોહનરાયને પોતાની ગયેલી પ્રતિષ્ઠા અને પદવી ઘણી સાલતી હતી, એમનાં પત્ની રાયગંજ આવતા પ્હેલાં મરણ પામ્યાં હતાં અને પોતે પણ અનેક ચિંતાના ભારથી દબાયલા પોતાના મમત અને અવિચારીપણા માટે પસ્તાવો કરતા, પુત્રને મોટું નામ અને અલ્પ દ્રવ્યનો વારસો આપી રાયગંજ આવ્યાને વરસ થયા પ્હેલાંજ મરણ પામ્યા. સંતાનમાં માત્ર નીલકંઠરાયજ હતા.

તે વખતે નીલકંઠરાયની ઉમર બાવીશ વર્ષની અને ભાગીરથીની સત્તર અઢાર વરસની હતી. શ્રીમંતાઈમાં ઉછરેલાં આ યુવાન યુગલને ગૃહસંસાર નભાવતાં કંઈ કંઈ વિટંબના પડી પણ નીલકંઠરાય પિતાની આપત્તિ દેખી ઘડાયા હતા અને ભાગીરથી સુશીલ અને ગૃહકાર્યમાં નિપુણ હોવાથી પતિ પત્ની ટુંકી આવકમાં કરકસરથી ઘર ખરચ ચલાવતાં હતાં. ભાગીરથીના પિતા શ્રીમંત હતા પણ તે ચાર ભાઈની બ્હેન હોવાથી પ્રસંગોપાત્ મદદ વિના તે નીલકંઠરાય માટે કરી શકે તેમ નહતું.

નીલકંઠરાય સાધારણ અંગ્રેજી ભણેલા હતા અને પિતાના મરણ પછી આશરે પાંચેક વરસે, સસરાના પ્રયાસથી કલકત્તાની એક મોટી વેપારી કંપનીમાં તેમને નોકરી મળી. આવક વધી કલકત્તામા રહેવાનું થવાથી ખરચ પણ સાથે લાગું વધ્યું કંપનીના એક બે નોકરો બ્રહ્મસમાજી હોવાથી એ વાતાવરણની નીલકંઠરાય ઉપર પણ અસર થઈ અને બેચાર વરસે ભાગીરથી તથા તેના પિતાના વિરૂદ્ધ મત છતાં પોતે બ્રહ્મસમાજી થયા. પતિપ્રાણા સાધ્વી ભાગીરથી પિતાના ક્રોધને નહિ ગણકારીને પતિની સાથેજ રહી. થોડે વરસે પિતા મરણ પામ્યા અને જોકે ભાઇઓને એ બાબતમાં એટલો દુરાગ્રહ નહોતો છતાં એકવાર તુટેલો સંબંધ ફરી બરાબર સંધાયો નહિ.

મોટી પદવીવાળા બ્રહ્મસમાજીઓની લાગવગથી નીલકંઠરાયની આવકમાં સારો વધારો થયો પણ દેખાદેખી જીંદગીની જરૂરીઆતો ઘણી વધી પડી, અને રાયગંજની ઉપજ ઉમેરતાં પણ જમે ઉધારનું સરવાયું સરભર થવા માંડયું.

ભાગીરથીને સાત બાળક થયાં તેમાં ત્રણ બાળપણમાં ગુજરી ગયાં. સૌથી મોટી રમાનું લગ્ન એક સારા વેપારી સાથે થયું હતું. રમાને બે બાળક થયા પછી તેના પતિનું મૃત્યુ થયું. રમા ત્યાર પછી સાસરેજ રહી પોતાના ધણી શ્યામસુંદર બાબુની મીલકતની

વ્યવસ્થા કરતી હતી. લોકવાયકા પ્રમાણે આશરે દોઢ બે લાખનો જીવ કહેવાતો હતો રમાનો સ્વભાવ છાલકો ને મતલબી હતો.

રમાથી બે વરસે નાના મહેન્દ્રને ગ્રેજ્યુએટ થયા પછી નીલકંઠરાયે પાંચ હજાર રૂપિઆ ભરી Wilson and Kirk (વીલસન અને કર્ક) ની નામીચી સોલીસીટરની પેઢીમાં આર્ટીકલ્ડ ક્લાર્ક તરીકે રાખ્યો હતો સાત આઠ વરસ સુધી સોલીસીટરની પરીક્ષામાં નાપાસ થયાથી મહેન્દ્ર હિંમત હારી ગયો અને એજ પેઢીમાં કલાર્ક તરીકે રહ્યો ને ધીમે ધીમે managing clerk મેનેજીંગ કલાર્ક થવા પામ્યો. એનું લગ્ન લક્ષ્મી નામની એક વકીલની કન્યા સાથે થયું હતું. લક્ષ્મી વ્યવહાર નિપુણ, સાધારણ ભાષામાં કહીએતો બહુ પ્હોંચેલી અને પાવરધી સ્ત્રી હતી. રમા અને મહેન્દ્રના લગ્ન બ્રહ્મસમાજી કુટુંબોમાં પહેલા વિધિ પ્રમાણે થયાં હતાં તે સહજ સમજી શકાય તેમ છે.

મહેન્દ્રથી નાનો કિશોર ગ્રેજ્યુએટ થઈ અંગ્રેજી નિશાળમાં માસ્તર હતો. લલિતા એ સર્વથી નાની નીલકંઠરાયની લાડકી પુત્રી હતી. રાયબાબુ લાડમાં એને લીલી કહેતા હતા. લીલીનો કંઠ નાનપણથીજ ઘણો મધુર હતો અને કેટલાક મિત્રોની સલાહથી રાયબાબુએ એને સંગીતની ઉત્તમ કેળવણી આપી હતી. લીલી સ્વભાષા તેમજ અંગ્રેજી પણ સારૂં શીખી હતી. લીલીના તમામ લાડકોડ બાબુ હોંસથી પુરા કરતા, અને ખરચ સામુ જોતા નહિ. લીલીનો સ્વભાવ બહારસોયો અને રમતીયાળ હતો, કંઇક ઉછાંછળાતાનો પણ ભાગ ખરો. નાટકોની એ ઘણી રસિયણ હતી અને ભાગીરથી દેવીની મરજી વિરૂદ્ધ પણ સખીઓ સાથે ઘણીવાર નાટકોમાં જતી.

પોતાની પાંસઠ વરસની ઉમર સુધી રાયબાબુએ કલકત્તામાં રહી નોકરી કર્યા કરી પણ છેવટે નિરૂપાયે નિવૃત્ત થવુ પડયુ. રમા અને મહેન્દ્ર તો લગ્ન પછી જુદાંજ રહેતાં હતાં અને રાયબાબુ નિવૃત્ત થયા પછી કલકત્તાનો ખરચ ઉપાડવા અસમર્થ થવાથી રાયગંજ આવ્યા એટલે કિશોર પણ કલકત્તે બીજું નાનું ઘર લઇ રહ્યો.

લીલીની રાયગંજ આવવાની ખુશી નહોતી, એને નાટકનો છંદ લાગ્યો હતો અને સંગીતમાં પ્રવીણ હોવાથી એક્ટ્રેસ (નાટકની નાયિકા) થવાનું એને ઘણું મન હતું. કેટલાંક વરસથી "સરસ્વતી નાટયોદ્ધારક કંપની" નામની ઉત્તમ કંપની ઉભી થઇ હતી અને થોડા વખતમાં ઘણી પ્રસિદ્ધી પામી હતી. લીલીની એક સખીનો પતિ એ કંપનીમાં મેનેજર હતો અને તેણે ઉત્તેજન આપી લીલીનો ઉત્સાહ ઘણો વધાર્યો. છેવટે રાયગંજ જવાનો સમય સમીપ આવી લાગ્યો ત્યારે લીલીએ ઝંપલાવ્યું અને નાટક કંપનીમાં દાખલ થઇ. નીલકંઠરાય બાબુના ક્રોધનો પાર ન રહ્યો અને તેમણે "તારૂં કાળું કર, મારે ઉંમરે હવે પગ ન મુકીશ." કહી લીલીને ઘરમાંથી કાઢી મૂકી. અને બીજેજ દિવસે કલકત્તામાં રહેવું અસહ્ય લાગવાથી રાયગંજ આવતા રહ્યા. લલિતાને પિતા પર અત્યંત પ્રેમ હતો પણ એનામાં અભિમાન હતું, એને મન પ્રમાણિકપણે પોતાને મન પસંદ સ્વતંત્ર જીવન ગાળવામાં કશો દોષ દેખાતો નહિ, અને તેથી એ પણ કંઇ બોલ્યા વિના ક્રોધમાં ઘર મૂકી ગઇ. જે દિવસે બાબુ રાયગંજ ગયા તેજ દિવસે મીસ લલિતાએ નાટકના તખ્તા ઉપર પોતાનો ભાગ ભજવ્યો, અને કલકત્તાની પ્રજાનું મન હરણ કરી લીધું આ વખતે લીલીની ઉંમર અઢાર વરસની હતી.

લીલીની વર્તણૂકથી નીલકંઠરાય બાબુને સખ્ત ધા લાગ્યો અને ધડપણની અસર અપાટાબંધ વધવા લાગી. બ્રહ્મસમાજમાં પેઠા પછી નીલકંઠરાય બાબુની પ્રકૃતિ સાહેબ લોકનું અનુકરણ કરવાથી ખરચાળ થઇ હતી અને કંઈ રકમ એકઠી તે કરી શકયા નહતાં છોકરાંઓનાં લગ્ન, કેળવણી વિગેરે માટે ખરચો કરવા તેમણે થોડે થોડે રાયગંજની મીલકત ઉપર નાણાં ઉપાડયાં હતાં, અને તે દેવું ધીમે ધીમે વધતુંજ ગયું હતું. નીલકંઠરાય નિવૃત્ત થયા તે વખતે એ દેવું લગભગ વીશ હજાર રૂપિયાનું થવા જતું હતું. નિવૃત્ત થતી વખતે પેઢીના માલીકે એમની લાંબી નોકરીની કદરમાં પચીસ મહિનાનો પગાર એટલે સાડા સાત હજાર રૂપિયા બક્ષીસ આપ્યા હતા તે તથા બીજા થોડા પરચૂરણ ભેગા કરેલા પૈસા મળી દશ હજાર રૂપિયા ૭ ટકાને વ્યાજે રાયબાબુએ કલકત્તા સેન્ટ્રલ બેંકમાં મૂકયા હતા. રાયગંજના ગીરોદારને ચાર ટકા લેખે વ્યાજના આઠસેં ભરવાના હતા તે બેંકના વ્યાજના છસેં તથા રાયગંજની ઉપજમાંથી બસેં મળી નીલકંઠરાય પુરા કરતા હતા. રાયગંજની ઉપજ પણ લગભગ સાતસેં આઠસેં રૂપિયાની હતી એટલે વીશ હજારથી વધારે તેની કિંમત ઉપજે તેમ નહતું. ખરચાળ ટેવો છોડી દઈ અસલની માફક કરકસરથી આ વૃદ્ધ દંપતી હવે રાયગંજમાં રહેતાં હતાં. પાંચ વરસ આ પ્રમાણે વહી ગયાં અને પછી એકાએક આ દંપતી ઉપર ભયંકર આફત આવી પડી. કલકત્તા સેન્ટ્રલ બેંક તૂટી. કૃષ્ણદાસ ચૌધરીને રાયગંજ ઉપર ધીરેલા વીશ હજાર રૂપિયાનું વ્યાજ આપવાનું સાધન જતું રહ્યું. રાયગંજનો કબજો લઇ ચૌધરી બાબુ હવે આ વૃદ્ધ યુગલને ઘર બહાર કાઢી મૂકશે એમાં કંઇ સંશય ન રહ્યો. બેંક સંબંધી બહાર પડતી વિગતો ઉપરથી માલમ પડયું કે બેંકના વહીવટદારોએ બેંકને પૈસે સટ્ટો કરી જાતે કરોડપતિ થવાના મિથ્યા પ્રયત્ન કરી આખી બંગાલાની રૈયતને રડતી કકળતી ભૂખે મરતી કરી મૂકી હતી બેંકમાંથી એક પૈસો પણ પાછો મળવાની હવે આશા નહોતી અને ચૌધરી બાબુને વ્યાજના પૈસા ભરવાને થોડા દિવસજ બાકી રહ્યા ત્યારે છેવટે નીલકંઠરાયે શું કરવું તે મસલત કરવા પોતાના બે છોકરાં તથા રમાને બોલાવ્યાં. આજે સાંજે પાંચ વાગે કુટુંબ સમેલન હતું.

* * * * * *

વાંચનાર! બાબુ નીલકંઠરાય આજે એ વિચારમાં નિમગ્ન હતા. છોકરાંઓને બોલાવ્યાં હતાં ખરાં રમાની સ્વાર્થપરતા, મહેન્દ્રની નિર્માલ્યતા તથા કિશોરની નિર્ધનતા તે સારી પેઠે જાણતા હતા. પોતેજ યુરોપીયન ફેશન મુજબ કેળવણી છોકરાંઓને આપી હતી અને દેશકાળ વિરૂદ્ધ આચારવિચારનાં કડવાં ફળ તેમને ભાન પ્રત્યક્ષ થવાથી, જુની સંસ્થામાં પણ જાળવવા જેવા ઘણાક રૂઢિ નિયમ હતા એનું તેમને સ્મરણ થતું હતું.

૨

બારણું ખખડયું રાયબાબુએ તે તરફ નજર કરી કિશોર આવ્યો, "પિતાજી કેમ છે!" કહી એક ખુરશી ઉપર બેઠો. થોડીવારે રાયગંજના બાગના ઝાંપા આગળ રમાની ગાડી આવી મહેન્દ્ર પણ તે ગાડીમાંજ હતો. કિશોર બાયસીકલ રાખતો હતો એટલે રમાએ ગાડીમાં આવવાનું આમંત્રણ તેને કહાવ્યું નહોતું. રમાની ઉમર હાલ બેતાળીશ વરસની, મહેન્દ્રની ચાલીશ અને કિશોરની બત્રીશેક વરસની હતી. સોલીસીટરનો મૅનેજીંગ ક્લાર્ક હોવાથી રમાને મહેન્દ્રની ગરજ પડતી તેથી એ ભાઇ બ્હેનને સારૂં બનતું. કિશોર

ત્રણસેં રૂપિયાતો મહિનાની આખર થતાં સુધીમાં જણાતા પણ નથી, અને હવે મારીએ તબિયત લથડતી જાય છે, આગળ ઉપરનો પણ કંઇ વિચાર કરવો કેની."

મહેન્દ્રે પિતાના તરફ જોયું. રાયબાબુએ મોંઢા ઉપર થતો વિકાર એકદમ દાબી દઇ પ્હેલાંની માફક બારી બહાર ગુલાબના છોડ સામું જોવા માંડયું.

શું વૃદ્ધબાબુ આ વખતે પોતે અનેક કષ્ટથી ભેગા કરી પાંચ હજાર રૂપિયા Wilson and Kirk વીલ્સનને કર્કની પેઢીમાં ભર્યા હતા તેનો વિચાર કરતા હતા? શું તે પ્રેસીડન્શી કોલેજના ભારે ખરચનો વિચાર કરતા હતા? કે શું ચાલીશ વરસ ઉપર અનેક આશાના તરંગો બાંધી કલકત્તાના એક નાના મકાનમાં પોતે અને ભાગીરથી દેવી પોતાના પ્હેલા પુત્રનું લાલન કરતાં હતાં તે વિચાર કરતા હતા? પ્રભુ જાણે શું વિચાર કરતા હતા એમની મુખમુદ્રા તો પ્હેલાં જેવી સ્થિર ગંભીર હતી.

વળી મહેન્દ્ર બોલ્યો:—"મ્હેં ને લક્ષ્મીએ ઘણો વિચાર કરી જોયો, છેવટે નિર્ણય કર્યો કે આપણા કરતાં વિશેષ મદદ કરી શકે એવા બીજા છે—એમ બોલતાં મહેન્દ્રે રમા તરફ દૃષ્ટિ ફેંકી—અને અહીં આવતા પ્હેલાં હું વચનથી બંધાઇ ગયો છું કે હું મહિને પાંચ રૂપિયાથી વધારે નહિ આપી શકું."

નીલકંઠરાય બાબુની દૃષ્ટિમાં તિરસ્કાર સમાઇ શક્યો નહિ, પણ બ્હાર પડતામાંજ તેમણે તે દબાવી દીધો. બાજુપર બેઠેલી દેવી સિવાય બીજા કોઇએ તે જોયું નહિ.

રાયબાબુ મર્મમાં બોલ્યા "ઘણુંજ સારૂં! દીકરા, ઘણુંજ સારૂં! જ્યાં સુધી લક્ષ્મી તારી જોડે જોડાયલી છે ત્યાં સુધી તું દેવાળું નહિ કાઢે. દરિદ્રતા લક્ષ્મી તરફ નજરજ ન કરી શકે! લક્ષ્મી! વાહ! નામ પણ યથાર્થ છે. તારે હમેશાં એની સલાહ મુજબજ ચાલવું. તું તારા ધનને સાચવી રાખ. ધન વાવરવું તો સ્હેલ છે, મેલવવું મુશ્કેલ.

મહેન્દ્ર શરમાયો, નીચું જોયું પણ શું બોલવું તે સુઝયું નહિ. પાછો પેલીનો વિચાર આવ્યો. ધીમે રહી બોલ્યો, "પિતાજી, મને નથી લાગતું એમ નહિ, પણ જો મારૂં કહ્યાનુંજ—" એટલું બોલી અટકી ગયો.

રાયબાબુનો તિરસ્કાર હવે ઢંકાયો ના રહ્યો.

"શું છોકરા! તારા પોતાનાજ ઘરમાં તારૂં કંઇ નીપજતું નથી!" જરાવાર રહી વળી વૃદ્ધ બાબુ બોલ્યા:—"કંઈ હરકત નહિ, તું ત્હારે જા અને લક્ષ્મીને કહે કે તર પોપટ પેઠે તું શીખવેલો પાઠ ભણી ગયો."

આ કટાક્ષથી મહેન્દ્ર છોભીલો પડી ગયો, પણ ચૂપ રહ્યો.

ઉમાએ કિશોર તરફ દૃષ્ટિ ફેરવી અને બોલ્યા "કેમ કિશોર ત્હારે શું કહેવાનું છે. ઘરડાં માબાપને ભીખ માગતાં કરવાં છે કે કંઇ કરવાનું છે! ચાલ ત્હારે જે કંઈ ક્હેવાનું હોય તે ઝટ કહી નાંખ."

ભીંતપર ટંગાવેલી છબી તરફ જોતો જોતો કિશોર બોલ્યો "મોટાભાઇના ચોથા ભાગનું પણ હું કમાતો નથી. મારો શો આશરો! મહિને સિત્તેર રૂપિયા તે શા હિસાબમાં ને તેમાં હમણાં હરિહર બાબુના કુટુંબમાં મારે પીછાન થયું છે. બાબુનો વિચાર એમની કમળાને મારી વેરે દેવાનો જણાય છે ને કમળાનો પણ મારીપર પક્ષપાત છે, એટલે ખરચ વધતુંજ જાય છે, મારૂં મનેજ પુરૂં પડતું નથી."

ઉપજ કલકત્તાની હાયકોર્ટના જડજ કરતાં પણ વધારે હતી.

પરંતુ આ પાંચ વરસમાં લલિતાની દૃષ્ટિ ઉઘડી હતી. નાટકોની રમણીયતાથી તે મુગ્ધ થઇ હતી પણ ત્યાં ઘણી રમણીય ભયંકરતા પણ એના જોવામાં આવી. લલિતા પાંચ વરસ ઉપર હતી તેવીજ પવિત્ર અને નિર્દોષ આજે પણ હતી. પણ લલિતા વિશુદ્ધ રહી શકી હતી તેનું કારણ તેનામાં પોતાના કુળનું યોગ્ય અભિમાન હતું, પુષ્કળ મનોબળ પણ હતું. બીજું પોતાના ધંધામાં એણે એવી શ્રેષ્ઠતા મેળવી હતી કે બધાને એની ગરજ હતી એને કોઇની ગરજ નહોતી, તેથી એને ના પસંદ પડે, એનું મન દુઃખાય એવું આચરણ એની સાથે કરવા કોઈ હિંમત ધરતું નહિ. લલિતા નાટકની જીંદગીથી હવે કંઇક કંટાળવા માંડી હતી. સ્રીને સાહજિક કુટુંબવાસનાના અંકુર ધીમે ધીમે પ્રગટ થવા યત્ન કરવા લાગ્યા હતા.

લલિતાએ કાગળ વાંચ્યો, ફરી વાંચ્યો, ને રડી પડી. ઘણાં વરસથી તે રડી નહોતી. હૈયું ખાલી કરી વિચાર વમળમાં પડી. માતા પિતા ઘર સઘળું યાદ આવ્યું. બારણું ખખડયું ને કોઈ અંદર આવ્યું તે એને ખબર પડી નહિ.

"ઓહ ! મીસ લલિતા ! કેમ આજે કંઇ બહુ ઉંડા વિચારમાં પડી ગયાં છો !"

"કોણ, નલીની બાબુ ! તમે મને ખરી ચમકાવી મૂકી."

"માફ કરજો, પણ મારા મનમાં કે બારણું ખખડયું તે તમે સાંભળ્યું હશે." એમ કહી આવનાર પુરુષ ધી ઓનરેબલ સર નલિનીકાન્ત ઘોષ સામે એક ખુરશી પર બેઠા.

સર નલિનીકાન્ત કલકત્તાના એક મોટા જમીનદાર હતા, ઘણા શ્રીમંત હતા. વિલાયત જઇ બારીસ્ટર થઇ આવ્યા હતા પણ ન્યાયાસન આગળ ધંધો કરવાની એમને વૃત્તિ નહોતી, જરૂર પણ ન હતી. એમના પિતા ઘણા બાહોશ હતા અને તેમણે વ્યાપાર તથા શણની મીલોમાં દ્રવ્ય રોકી પુષ્કળ પૈસો પેદા કર્યો હતો. દશ વરસ થયાં તે મરણ પામ્યા હતા. બે પુત્ર નાનપણમાં મરણ પામવાથી નલિનીકાન્ત એમના કુળ વારસ હતા. નલિનીકાન્તે પિતાના દ્રવ્યને વધાર્યું પણ ખરૂં અને તેનો સન્માર્ગે વ્યય પણ કર્યો ને દાનવીરમાં પોતાની ગણના કરાવી. સરકારે તેમની સખાવતની કદર કરી સરનો મહાન્ ઇલકાબ તેમને આપ્યો અને ધારાસભામાં તેમને મેમ્બર નીમ્યા. હાલ નલિનીકાન્તનું વય પાંત્રીશ છત્રીશ વર્ષનું હતું. ત્રણ વરસ પ્હેલાં તેમની પત્ની પ્રસૂતિમાં મરણ પામી હતી. અણવિકસ્યું બાળક પણ મહિનો રહી મરણ પામ્યું. સર નલિનીકાન્તે ફરી લગ્ન ત્યાર પછી કર્યું ન હતું ઘણાં માગાં પાછાં વાળ્યાં હતાં. કેટલાક લોકો ધારતા કે એમની વૃત્તિ ફરી લગ્ન કરવાની નહોતી. એમના મિત્રો એમને યોગ્ય સ્રી જડતી નથી એમ ધારતા પણ ખરી વાત એ હતી કે-લલિતાના ગુણ અને રૂપથી એ લુબ્ધ થયા હતા. લલિતાની પવિત્રતાને દૃઢતાની એમણે અનેક વાત સાંભળી હતી, તેના કુટુંબની હકીકત પણ જાણતા હતા. લલિતા જે ખેલમાં ઉતરે તે દરેક ખેલ એ બનતાં સુધી ચૂકતા નહિ અને લલિતાનો પાઠ પૂરો થાય એટલે બાકીના ખેલની દરકાર કરતા નહિ. સર નલિનીકાન્તે એક ઓળખીતા મારફત લલિતા સાથે વાતચિતનો પ્રસંગ આણ્યો, અને તેના ઉત્તમ ગુણો પ્રત્યક્ષ નિહાળ્યા. તેઓ આબરૂદાર અને નીતિમાન્ સદ્ગૃહસ્થ હતા અને તેમણે થોડા પરિચય-પછી લલિતાને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. લલિતા પોતાના હૃદયને ઓળ-

પી શકી નહિ અને તેણે ના તો ન કહી પણ "એકટ્રેસને તમારા જેવાથી પરણી શકાય ?" કહી વાત હસવામાં ઉડાવી ત્યાર પછી અનેક વખત એનો એ પ્રશ્ન સર નલિનીકાન્ત પૂછતા પણ કંઇ કંઇ અવળા ઉત્તર લલિતા આપતી હતી.

સર નલિનીકાન્તે થોડીવારે કહ્યું:—

"લલિતા, લલિતા, હવે મને ઉડાવ્યા ન કર. તું મારી સાથે લગ્ન કરવા ખુશી છે કે નહિ તે મને સાચેસાચું કહી દે ! મશ્કરી કરવી જવા દે, એ હસવાની વાત નથી."

લલિતા આટલો વખત બારી બહાર જોતી હતી તેણે તેમના તરફ દૃષ્ટિ કરતાં બોલી: "આજે હું હસતી નથી, હું તો રડું છું."

બે ચાર આંસુ લલિતાના ગાલ ઉપર ટપકયાં.

"આજે આ શું ! કલકત્તાના આનંદની અધિષ્ઠાત્રી આંસુ પાડે છે." લલિતાએ જવાબ ના આપ્યો. સર નલિનીકાન્તને શું કરવું તે સૂઝયું નહિ. કંઇક ઉર્મિ આવતાં ઉઠયા લલિતાનો હાથ ઝાલ્યો તેના આંસુ લુછ્યાં ને હૃદય સરસી ચાંપી. લલિતા કંઇ બોલી નહિ. તેના હૃદયમાં તુમુળ યુદ્ધ ચાલતું હતું નાટકપરની પ્રીતિ સરી જતી લાગી. આબરૂદાર સદ્ગૃહસ્થની પ્રેમ પાત્ર ધર્મપત્ની થવામાં વિશેષ સુખ છે એમ તેને આજ પ્રથમ અનુભવ થયો.

ઘોષ બાબુએ લલિતાને હાથ ઝાલી એક સોફા ઉપર બેસાડી પોતે પણ બેઠા અને કહ્યું. "જે હોય તે મને બધું કહી દે." લલિતા આંખો લ્હોતી બોલી:—

"જો તમારે મારી સાથે લગ્ન કરવું હોય તો મારા કુટુંબ સંબંધી હકીકત પણ તમારે જાણવી જોઇએ."

સર નલિનીકાન્તનો આનંદનો પાર ન રહ્યો.

"ઓહો એજ કની, પણ મને એની કંઈ પરવા નથી. હું તારી સાથે પરણવા માગું છું તારા કુટુંબ સાથે નહિ."

લલિતા:—"એ તો હું જાણું છુંજ તો, પણ મારાં ઘરડાં માબાપથી મારા પતિએ શરમાવું જોઇએ નહિ. મારા પિતા, ઘણાજ સજ્જન છે. એમના જેવું જગતમાં કોણ છે.

નલિની—"કેમ હું પણ નહિ કે ?"

લલિતા:—"તે તો હવે આગળ ઉપર જણાય ત્યારે, પણ એમના જેવા હેતાળ પિતા જગતમાં થોડા હશે. સ્વાભાવિક રીતે હું એકટ્રેસ થઇ ત્યારે એઓ ઘણા ગુસ્સે થયા પણ મને એ બાબતનો કંઈ રોષ નથી, હવે લ્યો હું તમને બધું કહું છું એટલે મારા રડવાનું કારણ સમજાશે."

ટુંકાણમાં લલિતાએ બધી હકીકત કહી. અને પછી નિષ્ઠુર રમાનો લાગણી વિનાનો પત્ર વાંચવા આપ્યો.

નલિની બાબુએ કાગળ વાંચ્યો અને તારીખ જોઇ કહ્યું.

"અરે આ તો ગઇ કાલનો લખેલો છે. આજે તો ત્હારે ત્યાં જવાનું હતું."

લલિતા ચોંકી, ઘડીયાળ સામું જોયું તો સાડા પાંચ થઇ ગયા હતા, તેને ધ્રાસ્કો પડ્યો "હવે શું કરીશું !"

નલિની:—"કંઇ હરકત નહિ. હું મોટોર લાવ્યો છું આપણે દોઢ કલાકમાં તો રાયગંજ પ્હોંચી જઇશું."

લલિતા:—"અને આજનો ખેલ!"

નલિની:—"તારો પાઠ સરલા ભજવશે. મારી સાથે લગ્ન થયા પછી તો સરલાને તારા પાઠ ભજવવાનાજ છે તો આજથી તેને શરૂ કરવા દે. આજે મને સુખી કર્યો તેમ તેને પણ સુખી કર."

લલિતા:—"ત્યારે શું આ બધું જાણ્યા છતાં પણ તમારે હજી મારી સાથે લગ્ન કરવાની વૃત્તિ છે!"

નલિની:—"એ તે કંઇ સવાલ છે! ગાડી ન થા. લુગડાં પ્હેર, હું નીચે જઇ મોટર હાંકનારને સૂચના આપું છું."

૪.

નીલકંઠરાય બાબુ ચિંતાતુર ચ્હેરે હજી એજ ખુરશીપર બેઠા હતા. આવેશમાં તે બોલ્યા તો હતા કે હું દેવીને અનાથાશ્રમમાં જવા નહિ દઉં, પણ કંઇ માર્ગ જડતો ન હતો. જુવાનીઆ થોડે પગારે મળે એટલે સીત્તેર વરસના વૃદ્ધને નોકરીમાં પણ કોણ રાખે! ખરચ ઝાઝું અને કપડાંની ફેશન એટલે અલંકારનો પણ આ સમયે ખપ આવે એવો સંગ્રહ નહોતો રાખ્યો. આઠ દિવસ પછી ચૌધરીનો ગુમાસ્તો વ્યાજે લેવા આવશે, વ્યાજ નહિ અપાય તો રાયગંજ ખાલી કરવું પડશે. શું કરવું, કયાં જવું, એ વિચારમાં ને વિચારમાં કેટલો વખત ચાલ્યો ગયો તે ખબર ન પડી. સાંજ પડી ગઇ, અંધારૂં જરા જરા થવા માંડ્યું. દેવી ભાગીરથી પણ સામે બેઠાં હતાં. પચાસ વરસનાં સુખ દુઃખનાં સાગીવાં આમ બે કલાક સુધી બોલ્યા વિના બેસી રહ્યાં. બન્નેના હૃદયમાં નિરાશા હતી. વિચાર આવતા પણ કંઇ કહેવા જેવા નહિ એટલે ચૂપજ રહ્યાં.

એટલામાં બારણાં આગલ વસ્ત્રાલંકારનો ઝણઝણાટ થયો. ઉમરા બહાર સફેદ સાડી પ્હેરેલી રૂપ રૂપની રંભા જેવી કોઈ સ્ત્રી ઉભી હતી.

રાયબાબુ પ્હેલાં બોલ્યા "કોણ લીલી! લીલી! મારી લાડકી આટલે વરસે ઘેર આવી ખરી, આવ બેટા!" લીલીની આંખમાં આંસુ આવી ગયાં. રડતી રડતી માની કોટે વળગી પડી. દેવીની આંખમાં પણ શ્રાવણ ભાદરવાના પૂર આવ્યાં. રાયબાબુએ આંખમાં આવેલું આસુ બહાર પડે તે પ્હેલાં લુછી નાંખ્યું.

દશ મીનીટે લીલી બોલી:—"પિતાજી, મને આજે નમતે પ્હોરેજ રમાનો કાગળ મળ્યો તેથી વ્હેલા ન અવાયું. આવતાં આવતાં બાબુ કૃષ્ણદાસ ચૌધરીને ત્યાં જતી આવી. લ્યો. આ રહી એમની વીસ હજારની રસીદ અને રાયગંજના આ તમામ દસ્તાવેજ પાછા લ્યો. તમારી નાની લીલી કને લેવામાં અભિમાન ન કરશો."

લીલીએ કાગળો પિતાના ખોળામાં મૂકયા. રાયબાબુથી આંસુ ખાળા રોકાયાં નહિ. લીલી પણ પિતાને ખભે માથું મુકી પાછી ખૂબ રડી.

થોડીવારે બધાં સ્વસ્થ થયાં વાતચિતમાં કલાક નીકળી ગયો. રાયબાબુએ કહ્યું "લીલી! તું રૂપ અને ગુણમાં તારી માનો બરાબર આબેહુબ નમુનો છે."

બાબુ આગળ બોલવા જતા હતા પણ એટલામાં મોટરનો અવાજ સંભળાયો. બાગના દરવાજા આગળ મોટર ઉભી રહી.

દેવીએ કહ્યું " એ કોણ હશે ? આપણે ત્યાં તે કોણ આવ્યું હોય ?"

લીલીઃ—એ તો નલિની બાબુ હશે.

રાયબાબુ—નલિની બાબુ કોણ ?

લીલીઃ—ધી ઓનરેબલ સર નલિનીકાન્ત ઘોષ.

રાયબાબુઃ—કોણ તે પોતે ! ને આપણે ત્યાં શું કરવા આવે ?

લીલીએ શરમાતાં શરમાતાં કહ્યું એ તો કહેશે એજ આપને મેટે.

× × ×

મહિના પછી રાયગજમાં મોટી ધામધુમથી લગ્ન થયાં. તે દિવસે કલકત્તાની લોકપ્રિય સુંદરી મીસ લલિતા, લેડી નલિનીકુમાર ઘોષ થઇ.

લગ્નમાં રાયબાબુની ઇચ્છા મહેન્દ્ર, રમા તથા કિશોરને બોલાવવાની ન હતી. પણ માનું અંતઃકરણ કહ્યું કેમ કરે !

ભાગીરથીની ઇચ્છાથી ને લીલીના આગ્રહથી બધાંને આમંત્રણ કરવા નીલકંઠરાય બાબુએ અનુમતિ આપી.

વરકન્યા વળાવ્યા પછી આઠ દહાડે નીલકંઠરાય બાબુપર ટપાલમાં એક મોટું વજનદાર પરબીડીઉં આવ્યું. માંહિ પિતા માતાને કલકત્તે રહેવા આવવા લીલીએ આગ્રહ પૂર્વક પત્ર લખ્યો હતો. સાથે નીલકંઠરાયના પિતા મનમોહનરાયનું કલકત્તાવાળું ઘર રાયબાબુને નામે વેચાણ લઇ તેનો દસ્તાવેજ બીડયો હતો, તથા એક જુદા પાકીટમાં ત્રીશ હજાર રૂપિયાનો ચેક હતો.

લીલીને પતિગૃહે કંઇ વાતની કમીના નહિ હોવાથી તેણે પોતાનાં દ્રવ્યનો મોટો ભાગ માબાપના ઉપયોગ માટે આ રીતે વાપર્યો હતો.

વૃદ્ધ નીલકંઠરાય બાબુ અને ભાગીરથી દેવી હવે કલકત્તા અને રાયગંજ અવારનવાર રહેવા લાગ્યાં. પણ સર નલિનીકાન્તનો વારસ જનમવાથી કલકત્તાનું આકર્ષણ વધ્યું.

## ખરી દાન વૃતિ:

મારો સવાલ તો એ છે કે મારી થોડી આવકમાં હું રમા રમણને તેની મ્હોટી આવકને લીધે દાન શક્તિથી મળે છે તેટલું સુખ મેળવી શકું કે નહી ? હું ધારૂં છું કે મેળવી શકું. કારણ કે સન્તોષ દાનના પરિમાણ ઉપર નહીં પણ આપનારની શક્તિના અને તેના પ્રમાણ ઉપર આધાર રાખે છે. એક ગરીબ કારકુનને કોઇ દુઃખી માણસને પાંચ રૂપિયા આપતાં જેટલો સન્તોષ થાય તેટલો કદાચ મોટી ધર્મશાળા બનાવનારા શેઠીઆઓને પણ નહીં થતો હોય.

—મણિશંકર ર. ભટ્ટ કૃત 'હીરામાણેકની મોટી ખાણ'

# પિતાનો પ્રેમ.*

લેખકઃ રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી—કલકત્તા.

( ૧ )

જ્યોત્સના રહિત રાત્રિ હતી. માત્ર તારાઓનું અજવાળુંજ પૃથ્વીપટ પર પોતાનો ક્ષીણ પ્રકાશ ફેલાવતું. ચંદ્રમા દષ્ટિગોચર થતો નહોતો. એક પ્રકારની ભીષણ શાન્તિ સર્વત્ર પ્રસરી રહી હતી. દિવસે જાગૃત રહેતા દોષિત માનવભાવો—લોભ, લાલચ, અદેખાઇ, કપટ ઇત્યાદિ—આ સમયે સંપૂર્ણભાવે નષ્ટ થઇ ગયેલા—જણાતા હતા. સ્વયં રાત્રિ દેવી પણ શ્યામ વસ્ત્ર પરિધાન કરી જાણે શોકિત હોય એમ જણાતું હતું. સમયે સમયે ક્ષણિક અવાજો તે શાન્તિનો ભંગ કરતા, પણ પુનઃ પાછું સર્વ નિસ્તબ્ધ થઇ જતું.

જે સ્થળની આપણે વાત કરીએ છીએ તે સ્થળથી થોડે દૂર એક નાની નદી વહેતી હતી. તેનો "કલ્કલ્" અવાજ એક માત્ર ગીર શબ્દ જણાતો. આ સ્થળ સુમનપુર નામક વિશાળ શહેરની બહારનો ભાગ હોવાથી અન્ય સર્વ શૂન્ય જણાતું. સમસ્ત સુમનપુર શહેર અત્યારે ગાઢ નિન્દ્રામાં પડેલું જણાતું.

આવા શાન્ત સમયે તે કલ્કલવાહિની સરિતાને કિનારે એક ગરીબ જેવો દેખાતો વૃદ્ધ મનુષ્ય ચાલ્યો જતો હતો. શરીર પર તેણે ફાટેલાં તૂટેલાં વસ્ત્રો પહેરેલાં હતાં. ધોતીયું તદ્દન મેલું હતું. કોટ જીર્ણ અવસ્થામાં હતો, તેમજ તે કેવા રંગનો હતો તે કહેવું અશક્ય હતું. હાથમાં એક લાકડી હતી. માથે એક મેલો સફેદ કપડાનો ફેંટો જેમ તેમ વીંટાળ્યો હતો. ખાંધે એક મેલા કપડાની ઝોળી હતી. પગમાં જોડા પણ જેવી તેવી હાલતમાં હતા.

તેનું વય આશરે સાઠ બાસઠ વર્ષનું હશે. મુખ ઉપર કરચલી જણાતી હતી. લલાટ પહોળું પણ ચિન્તાઓની રેખાથી અંકિત હતું. તેનું શરીર હાલ મજબુત છે એમ કહી શકાય નહી, પણ તે અગાઉ મજબુત હશે તથા કાંઇક ભારી ચિન્તાના દબાણથી તે લેવાઇ ગયું હશે એમ તેને જોતાંજ વિચાર ઉત્પન્ન થતો.

તે સાવચેતીથી આમ તેમ જોતો ચાલતો હતો. સમયે સમયે ઝોળીને પોતાના વાંસાના એક ભાગ પરથી બીજા ભાગ પર ફેરવતો. બીચારાનો વાંકો વળી ગયેલ બળહીન વાંસો તે ઝોળીનો ભાર માંડમાંડ ઝીલતો હોય તેમ જણાતું. તે મક્કમ પગલે ચાલતો. કોઇક વાર દાઢીમાં હાથ નાખતો, કોઇકવાર અતી ઉંડો નિશ્વાસ નાખી આકાશમાં મંદ ના તારલાઓ પ્રતિ વક્ર દૃષ્ટિપાત ફેંકતો, કોઇવાર સન્મુખ વહી જતી શ્વેત. તરંગો નિહાળતો ઉભો રહી જતો અને કેમ જાણે તે તરંગોને ...કચિત્તે ઉભતો.

---

...ાં સિનેમેટોગ્રાફમાં એક ફીલ્મ જોયેલી તેની વસ્તુ (Plot) ના વાંચ ...ા વાર્તાનું વસ્તુ અનુકુળ પડતું બનાવી પણ લીધું છે તે સિવાય સ્વતંત્ર છે.

ચાલતાં ચાલતાં અર્ધોક કલાક થયો હશે, એટલે તે સરિતા કિનારો છોડી મેદાન જેવા દેખાતા ભાગમાં ચાલ્યો. રાત્રિને માટે વિશ્રાન્તિ લેવાનું સ્થળ ખોળી કાઢવા તે ઉત્સુક હોય તેમ જણાતું હતું; કેમકે તે સમયે લગભગ મધરાત થવા આવી હતી. તે ગાઢ શૂન્યતામાં તેના પગલાંનો પ્રતિધ્વનિ સ્પષ્ટ સંભાળાતો. ધીરે ધીરે તે માર્ગ કાપ્યે જતો હતો.

એટલામાં દૂર એક દિવો જણાયો ત્યાં કદાચ રાતની રાત ગુજારવાનું સ્થાન મળશે એ આશાએ તે વૃદ્ધ મનુષ્યે પોતાના પગ ઉપાડ્યા. ક્રમશઃ તે તે દિવાની સન્મુખ આવતો ગયો. છેક પાસે આવતાં એક ઝુંપડું જણાયું.

તેણે તે ઝુંપડાનો દરવાજો ધકેલ્યો ન ધકેલ્યો તેટલામાં તો તે ઉઘડી ગયો. ઉઘ-ડતાંજ તે વૃદ્ધ પુરૂષે શું જોયું ! એક માંદો માણસ તે ઝુંપડાની વચ્ચોવચ્ચ ઢાળેલી પાટ પર સુતો છે. તેના ઓશીકાં તરફ એક ઝાંખો દિવો બળી રહ્યો છે. તે મનુષ્યની આંખ છેક ઉંડી ગયેલી જણાય છે. તેના શરીરની નબળાઈનું તો પૂછવુંજ શું !

અંદર જતા પહેલાં તે વૃદ્ધ મનુષ્ય એક ક્ષણ વિચાર કરવા થોભ્યો, તેટલામાં તો તે બીમાર મનુષ્યે પોતાનો પાતળો સોટી જેવો હાથ પોતે ઓઢેલી ચાદરમાંથી બહાર કાઢી તેને પોતાની સન્મુખ આવવા ઈશારત કરી.

( ૨ )

તે બીમાર માણસની ઈશારત મુજબ તે વૃદ્ધ મનુષ્ય તે ઝુંપડામાં ગયો. જતાંજ પોતાને ખભેથી ઝોળી ઉતારી એક બાજુ મૂકી પોતાના ખભાનો ભાર ઓછો કર્યો. દૂર ખુણામાં પડેલી એક જીર્ણ જેવી બાજોઠ તે બીમાર માણસની પાટ સન્મુખ ઢાળી તે પર બેઠો.

તે જેવો બેઠો કે તરતજ તે બીમાર માણસે પોતાની બેસી ગયેલી નિસ્તેજ આંખો તેના ચહેરા તરફ ફેરવી. ફેરવતાં વારજ ચોંક્યો. તેને–આમ ચોંકેલો જોઈ તે વૃદ્ધ મનુ-ષ્યે પણ જરા સાવધાન બની તેના તરફ છુપો દૃષ્ટિપાત કરી લીધો, તો તેને પોતે ઓળ-ખતો હોય તેમ જણાયું. તે બીમાર માણસ પણ તેને પોતાને ઓળખવાથીજ ચોંક્યો હતો એમ તેણે અનુમાન કરી લીધું.

"આપને હું ઓળખતો હોઉં એમ જણાય છે." તે બીમાર માણસે ધીમેથી દબાતા અવાજે કહ્યું.

"મને !" તે વૃદ્ધ પુરૂષે અજાણ્યા થઈ પૂછ્યું.

"હા." તે બીમાર માણસે જવાબ આપ્યો.

"અસંભવ" તે વૃદ્ધ પુરૂષે કહ્યું.

"ના, આપનું નામ હરસુખરાય. કેમ, ચમક્યા કેમ ? તેમાં અજાયબ થવા જેવું કાંઈજ નથી. દાઢી લગાડી દેવાથી કાંઈ માણસ બદલાઈ જતો નથી."

તે વૃદ્ધ પુરૂષ સ્હેજ ગભરાયો હોય એમ જણાયું. પોતાનો ચહેરો તેણે નીચો વાળી લીધો.

"ગભરાશો નહીં" જરાવાર પછી કેશવે કહ્યું. "હું જાણું છું કે આપ કેદખાનામાંથી નાશી છુટયા છો. આપને તો ૫૬ર વર્ષની કેદની સજા થઇ હતી. તેને તો હજી બાર વર્ષ થયાં છે."

"ચૂપ, ભાઈ કેશવ, ચૂપ." તે વૃદ્ધ પુરૂષે ગભરાટથી આસપાસ નજર નાખી કહ્યું "તારી વાત સાચી છે. જો કોઇને કહીશ નહી, ગઇ કાલે રાત્રે લાગ મળતાં હું નાશી છૂટયો છું."

. તે બીમાર માણસે આ સાંભળી ડોકું ધુણાવ્યું. થોડીવાર પછી એક અતી ઉંડો નિશ્વાસ નાખ્યો. રાત્રિની સર્વાંશ નિરતબ્ધ શાન્તિમાં તે નિશ્વાસ શતગુણ થયેલો જણાયો. તેનામાં બળ નહોતું, તોપણ તે જેમ તેમ બેઠો થયો અને બોલ્યો—

". ભાઈ હરમુખરાય, મને ક્ષમા કરો."

"ક્ષમા?" હરસુખરાયે પૂછયુ "શાની ક્ષમા?"

"હાય!" તેણે પૂનઃ નિશ્વાસ નાખી કહ્યું "તમારી આવી દશા કરનાર હું જ નરપિશાચ છું. મેંજ તમને સમૃદ્ધ સ્થિતિમાંથી ગરીબ સ્થિતિમાં આણી મૂક્યા છે. તમને તમારાં વહાલાંઓથી વિખુટા પાડનાર પણ હું જ અધમાચરણી છું."

"શું? શું કહ્યું કેશવ?" વૃદ્ધ હરમુખરાય સ્હેજ ઉચ્ચ સ્વરે પૂછ્યું.

"ક્ષમા કરો, ક્ષમા કરો, હરમુખરાય" કેશવ કાલાવાલા કરતાં બોલ્યો.

"શાન્ત થઇ મારી વાત સાંભળો. જુઓ, ત્યાં પડેલા કોટના અંદરના ખીસામાં એક નાનકડી ચીઠ્ઠી છે, તે લઇને વાંચો એટલે આપને સમજાશે."

તે વૃદ્ધ પુરૂષ ત્વરાથી ઉઠયો. બનતી ઝડપે કોટ શોધી કાઢયો અને તેના અંદરના ખીસામાંથી એક ચીઠ્ઠી કાઢી, પાછો સત્વર બાજોઠ પર જેમ તેમ ગોઠવાઇ દીવાના મંદ પ્રકાશમાં પોતાની વૃદ્ધાવસ્થાને લીધે થયેલી નબળી આંખો વડે બરાબર ઉકેલવા યત્ન કરવા લાગ્યો. તે ચીઠી નીચે મુજબ હતી.—

મનહર મહેલ.
સુમનપુર તા. ૧૫-૧૨-૮૫.

ભાઇ કેશવ,

આપણે થયેલી વાતચીત મુજબ હવે-કામ પાર પાડવાનો વખત આવી પહોચ્યો છે. આજેજ રાત્રે હરમુખરાયના કારખાનાને તારી મદદથી આગ લગાડી અવશ્ય ભસ્મિભૂત કરવું છે; માટે રાત્રે દશ વાગે કારખાનાના પાછલા ભાગ તરફ મને મળજે. એજ.

લી. મનહરલાલ.

ચીઠી વાંચ્યા પછી તે વૃદ્ધની આંખો ક્રોધિત થઇ, તે બરાડી ઉઠયો "બસ, તેજ ૧૮૮૫ ના ડીસેમ્બરની ૫ દરમી તારીખ! હા! તેજ દિવસે રાત્રે મારા દીવાસળીના કારખાનાને આગ લાગી હતી, અને તે ભસ્મિભૂત થઇ ગયું હતું! શું તેં—કેશવ! તેં—આ કામ કર્યું?"

કેશવની આંખમા અશ્રુઓ આવ્યાં તેણે બોલવા પ્રયત્ન કર્યો, પણ જીભ ફુપડી નહીં. જાણે તેની જીભને કોઇએ તાળવા સાથે ચોટાડી દીધી હોયને!

જરાવાર પછી હરસુખરાયે પાછું ઉશ્કેરાઇને બોલવું ચાલુ રાખ્યું "પણ તેં કેવું કામ કર્યું ! મારૂં સર્વસ્વ તેં હરી લીધું ! કેશવ ! તે મારૂં ઘરબાર લીધું, મારી આબરૂ લીધી, મારી વહાલી પત્ની, મારી વહાલી પુત્રી એ સર્વે તેંજ મારી પાસેથી ખુંચવી લીધાં."

તેની આંખો વધારે ક્રોધિત થતી, અવાજ થરથરતો પણ વધારે ભયંકર થવા લાગ્યો. જાણે કેશવને તેજ ક્ષણે ગળું દાબી તે મારી નાખશે એમ જણાતું. સુમનપુરથી દૂર આવેલા આ એકાન્ત ઝુંપડામાં આવી શાન્ત રાત્રિએ તે બે જણ એકલાજ હતા. તેજ ક્ષણે તેનો પ્રાણ લેવાનો વિચાર તે વૃદ્ધના મગજમાં જન્મ્યો, હાથ સ્હેજ ઉંચો થયો, પણ તે ક્ષણ માત્ર માટેજ. ક્ષણ પછી જેટલી ત્વરાથી તે વિચારનો ઉદ્ભવ થયો હતો, તેટલીજ ત્વરાથી તે નાશ પામ્યો. ના, તેમ કરવાથી કાંઇ ફળ નહોતું. તેનો ઉંચો થયેલો હાથ નીચો પડ્યો. તેની છાતીના ધબકારાના અવાજ તે ઝુંપડાની ચારે દિશાએ અથડાવા લાગ્યા.

આટલા સમયમાં કેશવ કાંઇક સાવધ થયો, તે બોલ્યો "ભાઇ હરસુખરાય ! કોણ જાણે મને હમણાં છાતીમાં કાંઇક દુઃખે છે. મારો અંત હવે પાસે હોય એમ મને જણાય છે. ઇશ્વરે મારો ગુન્હો કબુલ કરાવવા માટેજ તમને અણી વખતે મારી પાસે મોકલેલા જણાય છે. ઇશ્વરી સજોગ અકથિત છે. ભાઈ ! મને માફ કરો. હું ઉભો થઇ તમારા ચરણ પકડી શકું તેમ નથી, પણ મેં મારી આખી જીંદગીમાં જે જે પાપો કર્યાં છે, તે આ સમયે નયન સન્મુખ તરી આવે છે."

તે વૃદ્ધે કાંઇ જવાબ આપ્યો નહીં, તેનું શરીર ધ્રુજતું હતું.—આંખોમાંથી ક્રોધ નાશ પામ્યો નહોતો, તોપણ તેણે તે શમાવ્યો. તે ચૂપ રહ્યો.

"ભાઇ ! હું જાઉં છું." કેશવે બીછાનામાં પડી જતાં કહ્યું. "મને અહીં બહુ દુઃખે છે ભાઇ હરસુખ ! મને...મા...ફ...ક...ર... ..."

પણ તેટલામાં તો તે પાપી મનુષ્ય આ જગતને ત્યાગી તે અનંતન્યાયી પિતા સન્મુખ પોતાના ગુન્હાઓ માટે ઉભો હતો.

કેશવને આ રીતે એકાએક મૃત્યુ પામેલો જોઈ અતી દુઃખી બની હરસુખરાયે તેના શરીર પર માથું ઢાળી બે છાના અશ્રુઓ પાડ્યાં. તે પાપી હતો, તેણેજ હરસુખરાયનું સર્વસ્વ હરી લીધું હતું, તેણેજ આજથી બાર વર્ષ પહેલાં તેના દીવાસળીના કારખાનાને આગ લગાડી હતી તેથી તેની વહાલી પત્ની અને પુત્રી નાશ પામ્યાં હતાં, તોપણ છેવટે તેણે પોતાનો વાંક ખુલ્લા દીલે કબુલ કર્યો તેથી હરસુખરાયને તેને માટે લાગણી થઈ આવ્યા વગર રહી નહીં.

( ૩ )

પાઠક ! વાર્તા આગળ લંબાવીએ તે પહેલાં કાંઇક પૂર્વની હકીકત જાણવી તારે જરૂરની છે.

આજથી બાર વર્ષ પહેલાં હરસુખરાય એક ધનાઢ્ય મનુષ્ય હતો. તેનું પોતાનું દીવાસળીનું કારખાનું હતું. તેની વાર્ષિક ઉપજ વીશથી ત્રીશ હજારની હતી. જેમ તે પૈસેટકે સુખી હતો તેમ ગૃહસુખ પણ તેને સર્વાંશે મળ્યું હતું. તેની પત્ની કાન્તા આદર્શ ગૃહિણી હતી. તેની પુત્રી મનોરમા તેની આંખોના નુર સમાન હતી. આવી આર્થીક સ્થિતિ

અને આવા ગૃહસુખના વિરલ મિશ્રણથી હરસુખરાય ઘણો સુખી હતો, પણ સુખ સર્વદા ટકતું નથી. તેજ શહેરમાં મનહરલાલ નામનો તેનો હરીફ પણ હતો. તેનું પણ દીવાસળીનું કારખાનું હતું. તેને હરસુખરાય સાથે હરીફાઇ ચાલ્યાજ કરતી. હરસુખરાય ઘણો નીચ પ્રકૃતિનો મનુષ્ય હતો. તેણે કેશવ સાથે મસલત કરી હરસુખરાયનું કારખાનું બાળી મૂકવાનો વિચાર કર્યો, કે જેથી તે પોતાની હરીફાઇ કરતો અટકે, તેમજ તેનો જડમૂળથી નાશ કરવા-તેણે એવા સાક્ષીઓ ઉભા કર્યા કે જેઓ કારખાનાના બળી ગયા પછી એવી સાક્ષી કોર્ટમાં આપે કે હરસુખરાયે પોતેજ કારખાનાને આગ-લગાડી હતી, કેમકે તેમાં તેને કાંઇ નફો થતો નહોતો. એટલે તેની ઇચ્છા વિમા કંપની પાસેથી રૂપિઆ મેળવવાની હતી. નફો થતો હતો તે હરસુખરાય કારખાનું બળી ગયા પછી સાબિત કરી શકે તેમ નહોતો, કેમકે તેના સર્વ ચોપડાઓ તેમાંજ બળી ભસ્મિભૂત થઈ જવાના હતા.

આખરે તે પાપી મનુષ્યે પોતાનો વિચાર પાર પાડયો. જે રાત્રે આગ લગાડવાની હતી તેજ દિવસે તેણે કેશવને અગાઉથી ચીઠ્ઠી લખી ખબર આપી હતી. ( જે ચીઠ્ઠી પાઠકો બીજા પ્રકરણમાં વાંચી ગયા છે. ) રાત્રે તેણે અને કેશવે મળી આગ લગાડી. કારખાનું તેમજ તેની સાથે જોડાએલું હરસુખરાયનું રહેવાનું મકાન ઉભય સળગ્યાં. હરસુખરાય જેમ તેમ બચ્યો, પણ તે આગમાં પત્ની તથા પુત્રી નાશ પામ્યાં.

વિમા કંપનીના માલિકને મનહરલાલે ભણાવી રાખ્યો હતો. તે અનુસાર તેણે હરસુખરાયે કાંઈ નફો ન થવાથી પોતાને હાથેજ કારખાનાને આગ લગાડી એવી મતલબનો હરસુખરાય પર આરોપ મુકયો. જૂઠા સાક્ષીઓ કપટી મનહરલાલે તૈયારજ રાખ્યા હતા. બીચારા હરસુખરાયને પંદર વર્ષની કેદની સજા થઈ. તેણે મહાકષ્ટે કેદખાનામાં બાર વર્ષ ગાળ્યાં. તે દરમ્યાન વારંવાર તેને પોતાની વહાલી પત્ની તથા પુત્રી યાદ આવતાં, તે ઇચ્છતો કે ભલે તે જન્મ સુધી કેદમાંજ રહે, પણ એકવાર માત્ર એકજવાર-તે પોતાની પત્ની તથા પુત્રીને જોઇ શકે તો કેવું સારૂં !

પણ તેની પત્ની તથા પુત્રી ઉભય આ મૃત્યુલોક ત્યાગીને ચાલ્યાં ગયાં હતાં.

બાર વર્ષ કેદખાનું ભોગવ્યા પછી એક રાત્રે લાગ મળતાં તે નાશી છુટયો. ભાગ્યા પછી પોતાનો દેખાવ પકડાઇ ન જવાય તે માટે બદલ્યો. દાઢી પહેરી લીધી, ફાટાં તુટાં કપડાં પહેર્યાં, જેથી તેને ભીખારી સમજી કોઇ તેના તરફ વિશેષ લક્ષ ન આપે. તેણે હવે પોતાની બાકીની જીંદગી ભીખ માગીનેજ પૂરી કરવાનો વિચાર કર્યો હતો.

( ૪ )

સવાર થતાં સુધી હરસુખરાય તેજ ઝુંપડીમાં સુઇ રહ્યો. સવારે ઉઠતાંજ જોયું તો કેશવના પાપી દેહ પર ભગવાન સૂર્યનારાયણ જાણે ક્રોધિત થઇ દૃષ્ટિ ફેંકતા હોય તેમ જણાયું. તેણે એક ખુણામાં પડેલા પાત્રમાંથી જળ લઇ હાથ મોં ધોઇ નાખ્યાં. આખી રાત તેને નિદ્રા આવી નહોતી, કેમકે તેનું ચિત્ત અસ્વસ્થ હતું.

હવે શું કરવું તેનો તેણે વિચાર કરવા માંડયો. કેશવનો અગ્નિ સંસ્કાર શી રીતે કરવો ?

પેલી ચીઠ્ઠી હવે તેના તાબામાં હતી. તેનાથી તે પોતાને નિર્દોષ-સાબિત કરી શકે તેમ હતું.

તેણે ક્ષણમાત્ર વિચાર કીધો. હવે શું કરવું ? તેના હૃદયમાં ધીરે ધીરે વૈરાગ્નિ પ્રદીપ્ત થવા લાગ્યો. કેશવ હવે મૃત્યુ પામ્યો હતો, પણ મનહરલાલ હજી જીવતો હતો. જે સ્થિતિમાં તેણે તેને લાવી મૂક્યો હતો તેવીજ સ્થિતિમાં હરસુખરાય હવે તેને લાવી શકે તેમ હતો. તેની પાસેની ચીઠ્ઠી સાબિત કરી શકે તેમ હતી કે તેના કારખાનાને આગ લગાડનાર તેનો હરીફ મનહરલાલજ હતો. બસ, તેના પર વેર લેવુંજ. શું તેણે તેનું સર્વસ્વ હરી લીધું નહોતું ?

બસ, હમણાંજ મનહરલાલ પાસે જવું તેની સન્મુખ જઇ પોતાને જાહેર કરવો. પેલી ચીઠ્ઠી બતાવી તેને કહ્યું કે કેશવ તો મરણ પામ્યો છે, પણ તું હવે છૂટી શકે તેમ નથી. તેને પાયમાલ કરવો. હા, તેમજ. તે તેને માટેજ લાયક હતો. તે મનુષ્ય નહોતો, પિશાચ હતો.

તે ઉઠ્યો, ઝુંપિડાની આસપાસ એક નજર ફેંકી, કેશવ પ્રતિ એકવાર જોયું. હા ! તેણેજ તેને આ સ્થિતિમાં આણી મૂક્યો હતો !

તેણે પોતાની ઝોળી ઉપાડી ખભે નાખી. લાકડી હાથમાં લીધી. ફેંટાને ઠીકઠાક કર્યો અને ધીમે પગલે તે ઝુંપડાની બહાર નીકળ્યો.

( ૫ )

સુમનપુરના જાહેર રસ્તા પર એક બાગની વચ્ચે એક મોટો સુંદર બંગલો આવેલો છે. આસપાસનો બગીચો પણ અતી રમણીય અને વિશાળ છે. તે અનેક પ્રકારના મનોહર વૃક્ષો, રમ્યવેલાઓ, સુગન્ધીદાર ફુલો અને રસમય ફળોથી પરીપૂર્ણ છે. કોઇ કોઇ સ્થળે લતાઓને રસિક દૃષ્ટિએ ગોઠવી મનોહર કુંજો રચેલી છે. કોઇક સ્થળે ઘટાદાર વૃક્ષોની શીતળ છાયા નીચે બાંકડાઓ ગોઠવેલા છે. સ્થળે સ્થળે ગ્રીષ્મભવન પણ દૃષ્ટિગોચર થાય છે. બાગમાં આવાં ગ્રીષ્મભવનો ( Summer Houses ) ની સંખ્યા વિશેષ નહોતી તોપણ જેટલાં ઉદ્યાનો હતાં તે અત્યંત આકર્ષક હતાં. બાગના મધ્ય ભાગમાં એક નાનું સુન્દર ઝરણ નિરંતર મંજુલ સ્વર જગાવતું વહે છે.

આ બગીચો સુમનપુરના પ્રસિદ્ધ ધનાઢ્ય મનહરલાલનો છે. તેણે છેલ્લાં પાંચ વર્ષોમાં દિવાસળીના ધંધામાં પુષ્કળ પૈસો પેદા કર્યો હતો. દિન પ્રતિદિન તેની સંપત્તિમાં વધારો થતો જાય છે.

આ બગીચામાં એક સ્હવારે આઠ વાગે આપણો વૃદ્ધ હરસુખરાય દાખલ થયો. તેના પહેરવેશ તથા દેખાવનું વર્ણન આ સ્થળે આપવાની અગત્યતા નથી, કેમકે તે પૂર્વવતજ છે. દાખલ થતાંજ તેણે આસપાસ નજર નાખી. આવો સુન્દર બાગ ! તેની વચ્ચે દેખાતું પેલું વિશાળ ગગન ચુમ્બિત મકાન ! આટલો અતુલ વૈભવ ! આ સર્વ વિચારોએ તે વૃદ્ધ મનુષ્યના હૃદયમાંના ક્રોધાગ્નિને વધારે પ્રજ્વલિત કર્યો. હા ! નીચ મનુષ્ય ! અધ-મથી મારૂં સર્વસ્વ હરી લઇ તું આજ ધનવાન થઇ બેઠો છે ! ઠીક છે, પણ યાદ રાખ કે પાપ છુપું રહેતું નથી. આજ તારી ઘડી ગણાઇ ચૂકી છે. આજ, થોડી ક્ષણ પછી, તું આ જગતમાં સર્વથી દુઃખી માનવી ગણાઇશ.

બાગમાં બે તરફ વૃક્ષોની લીલી હાર આવેલી હતી. વચ્ચે રેતી પાથરેલો નિયમિત રસ્તો હતો. તે પર હરસુખરાય ચાલ્યો. અહીં પણ તે ઘણી સાવધાનીથી આમ તેમ

અને આવા ગૃહસુખના વિરલ મિશ્રણથી હરસુખરાય ઘણો સુખી હતો, પણ સુખ સર્વદા ટકતું નથી. તેજ શહેરમાં મનહરલાલ નામનો તેનો હરીફ પણ હતો. તેનું પણ દીવાસળીનું કારખાનું હતું. તેને હરસુખરાય સાથે હરીફાઇ ચાલ્યાજ કરતી. હરસુખરાય ઘણો નીચ પ્રકૃતિનો મનુષ્ય હતો. તેણે કેશવ સાથે મસલત કરી હરસુખરાયનું કારખાનું બાળી મૂકવાનો વિચાર કર્યો, કે જેથી તે પોતાની હરીફાઇ કરતો અટકે, તેમજ તેનો જડમૂળથી નાશ કરવા-તેણે એવા સાક્ષીઓ ઉભા કર્યા કે જેઓ કારખાનાના બળી ગયા પછી એવી સાક્ષી કોર્ટમાં આપે કે હરસુખરાયે પોતેજ કારખાનાને આગ-લગાડી હતી, કેમકે તેમાં તેને કાંઇ નફો થતો નહોતો. એટલે તેની ઇચ્છા વિમા કંપની પાસેથી રૂપિઆ મેળવવાની હતી. નફો થતો હતો તે હરસુખરાય કારખાનું બળી ગયા પછી સાબિત કરી શકે તેમ નહોતો, કેમકે તેના સર્વ ચોપડાઓ તેમાંજ બળી ભસ્મિભૂત થઈ જવાના હતા.

આખરે તે પાપી મનુષ્યે પોતાનો વિચાર પાર પાડ્યો. જે રાત્રે આગ લગાડવાની હતી તેજ દિવસે તેણે કેશવને અજાણથી ચીઠ્ઠી લખી ખબર આપી હતી. ( જે ચીઠ્ઠી પાઠકો બીજા પ્રકરણમાં વાંચી ગયા છે. ) રાત્રે તેણે અને કેશવે મળી આગ લગાડી. કારખાનું તેમજ તેની સાથે જોડાએલું હરસુખરાયનું રહેવાનું મકાન ઉભય સળગ્યાં. હરસુખરાય જેમ તેમ બચ્યો, પણ તે આગમાં પત્ની તથા પુત્રી નાશ પામ્યાં.

વિમા કંપનીના માલિકને મનહરલાલે ભણાવી રાખ્યો હતો. તે અનુસાર તેણે હરસુખરાયે કાંઈ નફો ન થવાથી પોતાને હાથેજ કારખાનાને આગ લગાડી એવી મતલબનો હરસુખરાય પર આરોપ મૂકયો. જૂઠા સાક્ષીઓ કપટી મનહરલાલે તૈયારજ રાખ્યા હતા. બીચારા હરસુખરાયને પંદર વર્ષની કેદની સજા થઈ. તેણે મહાકષ્ટે કેદખાનામાં બાર વર્ષ ગાળ્યાં. તે દરમ્યાન વારંવાર તેને પોતાની વહાલી પત્ની તથા પુત્રી યાદ આવતાં, તે ઇચ્છતો કે ભલે તે જન્મ સુધી કેદમાંજ રહે, પણ એકવાર માત્ર એકજવાર-તે પોતાની પત્ની તથા પુત્રીને જોઇ શકે તો કેવું સારૂં !

પણ તેની પત્ની તથા પુત્રી ઉભય આ મૃત્યુલોક ત્યાગીને ચાલ્યાં ગયાં હતાં.

બાર વર્ષ કેદખાનું ભોગવ્યા પછી એક રાત્રે લાગ મળતાં તે નાશી છુટ્યો. ભાગ્યા પછી પોતાનો દેખાવ પકડાઇ ન જવાય તે માટે બદલ્યો. દાઢી પહેરી લીધી, ફાટાં તૂટાં કપડાં પહેર્યાં, જેથી તેને ભીખારી સમજી કોઇ તેના તરફ વિશેષ લક્ષ ન આપે. તેણે હવે પોતાની બાકીની જીંદગી ભીખ માગીનેજ પૂરી કરવાનો વિચાર કર્યો હતો.

( ૪ )

સવાર થતાં સુધી હરસુખરાય તેજ ઝુપડીમાં સુઇ રહ્યો. સવારે ઉઠતાજ જોયું તો કેશવના પાપી દેહ પર ભગવાન સૂર્યનારાયણ જાણે ક્રોધિત થઇ દૃષ્ટિ ફેંકતા હોય તેમ જણાયું. તેણે એક ખુણામાં પડેલા પાત્રમાંથી જળ લઇ હાથ મોં ધોઇ નાખ્યાં. આખી રાત તેને નિદ્રા આવી નહોતી, કેમકે તેનું ચિત્ત અસ્વસ્થ હતું.

હવે શું કરવું તેનો તેણે વિચાર કરવા માંડ્યો. કેશવનો અગ્નિ સંસ્કાર શી રીતે કરવો ?

પેલી ચીઠ્ઠી હવે તેના તાબામાં હતી. તેનાથી તે પોતાને નિર્દોષ-સાબિત કરી શકે તેમ હતું.

"આહા !" તે યુવક મગ્ન થતાં બોલ્યો "આ ઘડી કેવી સુખદાયક ? આજનો દિવસ કેવો આનંદનો ! અહો સરોજ ! પુરૂષને માટે યોગ્ય ગૃહિણી મેળવવા સરખું સુખ આ જગતમાં અન્ય શું હોઇ શકે ! કદાપિ નહીં. પ્રેમબંધન સમાન મજબુત બંધન આ જગતમાં અન્ય ક્યાં છે ! સરોજ ! તું જ મારૂં સર્વસ્વ છે. પણ ત્યાં જો, ભીમો આ તરફ આવતો જણાય છે. કદાચ મને પિતાજી બોલાવતા હશે. હું હવે જઇશ, પણ મારા હૃદયના નૂર ! આ પ્રેમીને ભૂલીશ નહીં હો."

"કદાપિ નહીં મારા પ્રાણ !" તે યુવતીએ ગદ્ગદ્ કંઠે કહ્યું.

પછી તેઓ ઉભય ઉઠયાં. તે યુવક ચાલ્યો ગયો. થોડીવાર પછી તે યુવતી પણ આમતેમ ફરી ચાલી ગઇ.

( ૬ )

તેઓના ગયા પછી વૃદ્ધ હરમુખરાય ઝાડની ઓથમાંથી બહાર આવ્યો, અને વિચાર કરવા લાગ્યો "આ શું ! આ મેં શું જોયું ? આવો નિર્ભય પ્રેમ આ જગતમાં મેં ક્યાંય જોયો નહી. અહો ! આ યુગલ કેવું સુખી હશે ! આ બાગમાં અરધો કલાક પહેલાં જ્યારે હું દાખલ થયો ત્યારે મારા હૃદયમાંની ક્રોધની જ્વાળા કેવી ભભુકતી હતી ! હવે, અર્ધા કલાક પછી, એક પવિત્ર અને નિસ્વાર્થી પ્રેમનું સુચારૂ દૃશ્ય જોઇને મારા હૃદયની તે જ્વાળા જાણે મંદ થઇ ગઇ હોય એમ જણાય છે. જાણે તે અગ્નિનું સ્થાન કોઇક અગમ્ય શિતળતાએ લીધું હોય એવો મને અનુભવ થાય છે. આવા ખરા હૃદયના નિસ્વાર્થી ઉદ્ગારો સાંભળી કોનું હૃદય દ્રવિત ન થાય ? અહા ! તે યુવકના વિચારો કેવા સારા ! કેવો સુંદર યુવાન છે ! વિદ્વાન તેમજ રસિક જણાય છે. પણ મારા હૃદયમાં આજે એક અન્ય નવીન ભાવનો ઉદ્ભવ થયો છે તે શું હશે ! તે યુવકના ગયા પછી જ્યારે યુવતી આમતેમ ફરવા મંડી ત્યારે હું તેનું મુખ બરાબર જોઇ શક્યો હતો. તે રમ્ય મુખ જોઇ મારા હૃદયને કાંઇક ધક્કો લાગ્યા જેવું થયું. જાણે હૃદયને કોઇક અગમ્ય ભાવનો સ્પર્શ થયો, જાણે તે યુવતીને હું ઓળખતો હોઊં, જાણે તેને મેં મારા પૂર્વ જીવનકાળમાં ક્યાંક દીઠેલી હોય, જાણે તેને અને મારે કેટલાક લાંબા વખતનો સબંધ હોય. તે પણ કેવો સબંધ ? ન તૂટે એવો. એ બધું શું ? મને જણાય છે કે કાંઇજ નહીં. આજ મારૂં હૃદય કેવળ પોચું થઇ ગયેલું જણાય છે, એટલે આવા પ્રકારના ભાવો તેમાં ઉત્પન્ન થતા હશે. પણ...ના. તે યુવતીનું મુખ જાણે મારા હૃદયમાં કોતરાઇ રહ્યું હોય તેમ હવે મને લાગે છે. તેનાં મનોહર નેત્રો મારાં નેત્રોને ઓળખી જઇ જાણે તેની સાથે પૂર્વકાળની અનન્ત સ્નેહથી ઉભરાતી વાતો કરતાં હોય તેમ જણાય છે. અહો ! આજ મારા હૃદયને શું થયું છે ? ક્રોધ જાણે લુપ્ત થયો છે, તેનું સ્થાન પવિત્ર ચીરકાલિન સ્નેહે લીધું છે. વિશાદ જાણે પરિભૂત થઇ ગયો છે, તેનું સ્થાન જાણે કોઇક પ્રકારના અપૂર્વ અને અગમ્ય આનંદે લીધું છે, આ બધું શાને ? આ સ્નેહ અને આ આનંદની ઉત્પત્તિ ક્યાંથી ! ભગવાન જાણે હું તો હવે અહીં વધારે વાર ઉભી રહીશ નહી. ચાલ જાઉં. ક્યાં ? મનહરલાલ પાસે જાઉં ? હા ! તે નીચે મારા સર્વસ્વનો નાશ કીધો તેનું વેર લેવાનું તો આ થોડીક ક્ષણ મારાથી ભૂલાઇજ ગયું. ચાલ, હવે હું જાઉં. તે પાપી મનુષ્યના પાપ ઉઘાડાં પાડી જગત્ સન્મુખ મને પોતાને નિર્દોષ સાબિત કરૂં. તેણે મારી જેવી હીન દશા આણી છે તેવી દશા તેની લાવું."

તેનું હૃદય ઉછળવા લાગ્યું. પણવાર પહેલાં જે હૃદય પવિત્ર અને કોમળ ભાવોથી

જોતો ચાલતો હતો. ચાલતાં ચાલતાં તે એક રમ્ય કુંજ પાસે આવ્યો. તેટલામાં તેને કાને કોઇ બે વ્યક્તિની વાતચીતનો સ્વર અથડાયો. સ્વાભાવિક ઉત્સુકતાથી હરસુખરાય ત્યાં થંભી ગયો, અને પાસેના એક ઝાડને ઓથે છૂપાઇ તેના પાંદડાઓમાંથી તે કુંજ તરફ નજર નાખતો, તથા તેઓની વાતચીત સાંભળતો ઉભો.

આશરે પચીસ વર્ષનો એક યુવક અને અઢારેક વર્ષની એક યુવતી એક બાંક પર બેસી વાતો કરતાં હતાં. હરસુખરાય જે બાજુએ છૂપાઈને ઉભો હતો તે બાજુએ તેઓ પીઠ ફેરવી બેઠેલાં હોવાથી તે વૃદ્ધ મનુષ્યને તેઓ જોઇ શકે તેમ નહોતું.

"સરોજિની! વ્હાલી! મારા હૃદય!" તે યુવક બોલી ઉઠયો, "પ્રેમ શી વસ્તુ છે તે મારા સમસ્ત જીવનમાં મેં આજ અનુભવ્યું. મારી આટલી વય મેં મુંબઇમાં અભ્યાસ કરવામાં વીતાડી હતી. હવે અહીં આવ્યા પછી માત્ર ચાર દિવસમાંજ મારા હૃદયે કાંઇક અનુભવ્યું છે. અહો મારા જીવન! અહો મારા સર્વસ્વ! મને જણાય છે કે માનવજીવનમાં પ્રેમ સમાન મીઠી વસ્તુ અન્ય નથી. સરોજ! સરોજ! તું શરમાઇને ભલે નીચું જો, પણ હૃદય હૃદયને આવકાર આપશે."

"સુમન્ત!" તે યુવતીએ લજ્જાશીલ થતાં નીચું જોઇ કહ્યું, "આપને હું શું કહું? હું કોણ છું, તેમજ મારા માતાપિતા કોણ છે તે અજાણ્યુંજ રહ્યું છે. આપના પિતાએ દયા લાવી નાનપણથીજ મારૂં પાલણપોષણ કીધું છે. આપની પદવી કઇ અને મારી પદવી કઈ? આપ સુમનપુરમાં સર્વથી વધારે ધનવાન ગણાતા મનુષ્યના એકના એક પુત્ર. હું કોણ? એક ભટકતી, માબાપ વગરની, અનાથ તેમજ આપના પિતાની ચીરઆશ્રિત. આપ શા માટે મારા તરફ આટલો પ્રેમ ધરાવો છો તે હું સમજી શકતી નથી.'

"સરોજ!" તે યુવકે ઉશ્કેરાઇને સ્હેજ ઉચ્ચ સ્વરે કહ્યું "તું ભટકતી? તું અનાથ? તું આશ્રિત? એ સર્વને મારા હૃદયના શુદ્ધ પ્રેમ સાથે શું કામ છે? મને એ તો કહે કે આ જગત્માં ભટકતું કોણ નથી? શું બધા સ્થિર થઇ અહીંજ રહેવાના છે? ના, સર્વને માટે–આ જગત્માંના પ્રત્યેક પ્રાણીને માટે–એક દિવસ એવો આવશે કે જ્યારે તેઓએ અહીંથી જવુંજ પડશે અહીંથી ગયા પછી તેઓ કયાં ભટકશે તે નિશ્ચિત નથી. ત્યારે તે બધા ભટકતા નહીં કે? અનાથ! આ જગત્માં અનાથ કોણ છે? તે મહાશક્તિવાન કૃપાળુ જગનિયંતા સર્વ માનવીની સાથે છે તો પછી અનાથ તે કોણ હોય? કોઇ નહીં, આ જગત્માં સર્વ અનાથજ છે. ચીરઆશ્રિત? કોની? મારા પિતાની? ના, ના, આ જગતના સર્વ માનવો માત્ર એક તે મહા પ્રભુનાજ આશ્રિત છે. એમ ન બોલ, એમ ન બોલ, સરોજ! તારાં એવાં વચનોથી મને દુઃખ ઉત્પન્ન થય છે."

ઝાડ પછવાડે છુપાયેલા હરસુખરાયના મુખમાંથી અસ્પષ્ટ ઉદ્‌ગારો નીકળી ગયા "ધન્ય, ધન્ય યુવક, ધન્ય. બાપ પાપી છતાં આ કેવો સુપુત્ર!"

"સુમન્ત!" સરોજિની હૃદયના ઉંડાણમાંથી બોલતી હોય તેમ જણાઇ "આપનું હૃદય કેવું ઉદાર છે? અહો પ્રભુ! આવાં મનુષ્યો આ જગત્માં કેટલાં હશે? મારા હૃદયેશ્વર! મારૂં જીવન સમસ્ત આપનુંજ છે. આ હૃદયમાં આપની મૂર્તિ હવે ચીરકાળને માટે સ્થાપિત થઇ છે. હું આપનીજ છું. સુમન્ત!"

ધરી "જો, ગરાબર જો નીચ મનુષ્ય! તારા હવે કેવા હાલ થશે તેનો વિચાર કર"

"હાય!" કપાળ ઉપર હાથ ઠોકી મનહરલાલે ઉંડે નિશ્વાસ મૂક્યો. "હરસુખરાય! મને બચાવો. મારો ગુન્હો હું કબુલ કરૂં છું"

'કદી નહિ, કદી નહી," હરસુખરાયે ઉચ્ચ સ્વરે કહ્યું "એમ બનશે નહી. તેં મારી કેવી દશા કરી છે? મારી સર્વ સંપત્તિનો તેં નાશ કીધો. મારી આબરૂ તેં ધુળમાં મેળવી, મારી વહાલામાં વહાલી પત્ની જેને હું પ્રાણથી પણ અધિક ચહાતો હતો તેને તેં મૃત્યુ શરણ કરી મારી પરમ પ્રિય પુત્રી જે નિર્દોષતાની પવિત્ર મૂર્તિ હતી તે મૂર્તિના તેં કટકે કટકા કર્યા! આ બધું શું હું ભૂલી જાઉં? ના, ના, હવે તને તારાં પાપી કર્મોનું ફળ બરાબર ચખાડીશ. જો, હમણાંજ જઈ પોલીસમાં જાહેર કરૂં છું. આ ચીઠ્ઠી જોઈએ તેટલી સાક્ષી પૂરશે'

મનહરલાલ આ સાંભળતાંજ સ્તબ્ધ બની ગયો. પોલીસને વાત જાહેર થતાં પોતાની કેવી સ્થિતિ થશે એ વિચારે કંપ્યો. તેણે તરતજ જઈ હરસુખરાયના પગ પકડ્યા.

"હરસુખરાય!" તે દયાજનક સ્વરે બોલ્યો "મને ક્ષમા કરો આપને જો ધનની ઇચ્છા હોય તો આપ કહો એટલું ધન આપું જે થઈ ગયું તે ન થયું થનાર નથી મારી એવી હીન દશા આણવાથી આપને કાંઈ વિશેષ લાભ થનાર નથી તે કરતાં આપને જોઈએ તેટલું ધન મારી પાસેથી લઈ આપની બાકીની જીંદગી સુખેથી વ્યતિત કરો."

"ધન!" હરસુખરાય તિરસ્કારસૂચક સ્વરે બોલ્યો "ધનને હવે હું શું કરૂં? એ ધન કોના સુખ માટે વાપરૂં? મારાં વહાલાંઓ ક્યાં છે કે હું ધનની ઇચ્છા રાખું? નીચ! તેંજ તે વહાલાંઓથી મને વિખુટો પાડ્યો છે બસ મારે ધન જોઈતું નથી વેર! વેર! મારે હવે વેર જોઈએ છીએ!"

"હરસુખરાય" મનહરલાલ કરગરી બોલ્યો 'જરા દયા લાવો મારો એકનો એક પચીસ વર્ષનો જુવાન પુત્ર છે તે તરફ તો જોઈને દયા લાવો. તે બીચારાના શા હાલ થશે?"

'જે અન્યને પોતાના વહાલાંઓથી વિખુટા પાડે છે તેણે સ્વતઃ પોતાનાં વહાલાંઓથી વિખુટા પડતાં શા માટે સંકોચાવું જોઈએ? ગમે તે થાય તોપણ હું મારૂં વેર લઈશ' હરસુખરાય દ્રઢતાથી બોલ્યો.

"ભલે હરસુખરાય! જેવી તમારી ઇચ્છા" મનહરલાલે નિરૂપાય બનતાં કહ્યું "પણ તે પહેલાં મારી એક વાત લક્ષપૂર્વક સાંભળો. આપની પુત્રી આગમાં બળી નહોતી ગઈ ભાગ્યવશાત્ તે બચવા પામી હતી આગ લાગ્યા પછી બે વર્ષે ખેડુતો પાસેથી તેને વેચાતી લઈ લીધી હતી, કારણ કે આપની એવી હાલત લાવવા માટે તે સમયે મને પશ્ચાતાપ થતો હતો અને એ આપની પુત્રી છે તો તેને પાળીપોષી મારા એ પાપનો કાંઈક કમ ઓછો કરૂં એમ મને વિચાર થયો તે મુજબ મેં તેને મારી પોતાનીજ પુત્રી પેઠે પાળીને મોટી કરી છે. તે વખતે તે આઠ વર્ષની બાળિકા હતી, હવે તે અઢાર વર્ષની યુવતી થવા આવી છે મેં તેને ભણાવી અને તેની સુખી રાખવા તે દરમ્યાન પ્રયત્ન કર્યો છે. મારા ઘરમાં તે મનોરમાને નામે નહીં પણ સરોજિનીને નામે ઓળખાય છે, કેમકે તે આપની પુત્રી છે એ વાત મારા સિવાય કોઈ જાણતું નથી તે મારા પુત્ર સુમન્તને ચહે છે, ને મેં તેના મુંબઈથી અભ્યાસ કરીને આવ્યા પછી ચાર દિવસ।

ટુંક મુદતમાંજ જોઇ લીધું છે. જો આપ પોલીસને ખબર આપી મારો નાશ કરશો તો આપની પુત્રી મારા પુત્રને કદાપિ પણ પરણવા પામશે નહિં તે ખાત્રી રાખજો, અને પ્રેમનું દુઃખ કેવું અસહ્ય હોય છે તેની કલ્પના કરજો. આપની એ વ્હાલી પુત્રી કે જેને માટેજ આપ આજ મારા પર વેર લેવા તત્પર થયા છો તે ઝુરી ઝુરીને કોણ જાણે કેવી સ્થિતિમાં આવશે, પણ જો આપ મને આ સમયે બચાવશો તો હું આપની પુત્રીના વિવાહ મારા પુત્ર સાથે કરી મારા મરણ પછી મારી સર્વ સંપત્તિ તે પ્રેમી યુગલને નામે ચઢાવી જઇશ. આ બે રસ્તામાંથી આપને ઇચ્છા પડે તે રસ્તો ગ્રહણ કરો. વધારે હું કાંઇ કહેતો નથી."

હરસુખરાય ક્ષણમાત્ર ચૂપ રહ્યો. તેને વેર લેવાની ઉત્કટ ઇચ્છા થઇ, પણ પોતાની પુત્રીના સુખ વિષે વિચાર આવતાં તે ઇચ્છા દબાઇ ગઇ આ સમયે તેના હૃદયમાં ભાવનાઓનું યુદ્ધ જાગ્યું. શું કરવું, કયો માર્ગ ગ્રહણ કરવો તે વિષે તે વિચારમાં પડ્યો; પણ આખરે પુત્રી પરના પ્રેમે વિજય મેળવ્યો. તેણે કહ્યું:—

"હા મનહરલાલ, તારી વાત ખરી છે. અહીં આવતાંજ બાગમાં મેં તેઓને પ્રેમ ભરી ગોષ્ટી કરતાં સાંભળ્યાં. સરોજિનીનું મુખ જોતાંજ મને એમ લાગ્યું હતું કે તે મારી પુત્રી છે, જા, નીચ મનુષ્ય! તને કોણ જાણે કયા પૂર્વજોના પુણ્યે આજે બચાવ્યો. ચાલ, આજથી આઠ દિવસમાં તે ઉભયને લગ્નની ગાંઠથી જોડી સુખી કર. અને તે પછી આ ચીઠ્ઠીના હું તારી નજર આગળ ટુકડે ટુકડા કરીશ. અહા! હું અહીં આવ્યો ત્યારે મારી વેર લેવાની કેવી પ્રબળ ઇચ્છા હતી! પણ મારે મારી પુત્રીનું સુખ જોવું જોઇએ. બસ, તું તેને સુખી કર. દૂરથી તેનું પ્રફુલ્લિત મુખ જોઇ હું આનંદ પામીશ. હું સ્વર્ગ આ જગત્માં ભીખારી રહી, છૂપે વેષે રખડતો રહી, મારૂં બાકીનું આયુષ્ય પુરૂં કરીશ; કારણ કે આ જગતનાં સુખની હવે મને ઇચ્છા નથી. બસ, મારી પુત્રીને સુખી જોઇ મારૂં હૃદય અતૂલ આનંદથી ઉભરાશે. અહા! મારી વ્હાલી પુત્રી મનોરમા! તને ક્યાં ખબર છે કે તારો પિતા આ ક્ષણે જે ઘરમાં તુંજ છે તેજ ઘરમાં ઉભો છે! તને ક્યાં ખબર છે કે તે તારા સુખને માટે પોતાની વેર લેવાની ઉત્કટ ઇચ્છાને દબાવી રાખે છે! ભલે ખબર હો કે ન હો, તું સુખથી રહે એટલે બસ. મનહરલાલ! આજથી આઠમે દહાડે આવી હું આ ચીઠ્ઠી ફાડી નાખી, મારી પુત્રીને છેલ્લીવાર નીરખી લઇ, હું આ જગતના અંધકારમાં અથડાવા ચાલ્યો જઇશ. વધારે મારાથી હવે બોલી શકાતું નથી. મારૂં હૃદય ભરાઇ આવ્યું છે."

તેણે પોતાની મલીન બાંયો વડે આંખમાં આવેલાં ઉષ્ણ અશ્રુ બિન્દુઓ લુછી નાખ્યાં અને ત્યાંથી મંદ પગલે ચાલ્યો ગયો.

સાવધ
ગાડી થઇ

(૮)

"અરે ઉપર્યુક્ત વર્ણવેલી વાતચીતને આઠ દીવસ વીતી ગયા છે. ગઇ કાલે રાત્રે સરોજિની
તારૂં ખસી જશે. લગ્નની ગાંઠથી જોડાઇ ગયાં છે.
ઝોળીમાંથી એક ત્રીજા હરસુખરાય મનહરલાલ પાસે આવ્યો, અને પેલી ચીઠ્ઠીના તેની આગ લગ કર્યા પછી ફરી બોલ્યો "મારૂં વચન મેં પાળ્યું છે, તારૂં વચન હવે તું પાળજે.
તે ચીઠ્ઠી હરસુખને ચીરકાળ સુખી બનાવજે. હવે તારે ભય રાખવાનું કાંઈ કારણ નથી

હું આજથી આ જગતના સર્વ અન્ધકારમય ભાગમાં અથડાઇશ, પણ તે માટે જતાં પહેલાં મારે મારી વ્હાલી પુત્રીનું મુખ એકવાર નીરખી લેવાની અતી ઉત્કટ ઇચ્છા છે તો તેને અહીં એકવાર બોલાવ."

તરતજ મનહરલાલે ચાકરને મોકલી સરોજિનીને ત્યાં તેડાવી.

"કેમ બાપુજી ! શું છે !" કહેતી સરોજિની અંદર આવી.

બાપુજી ! હરમુખરાયે વિચાર કર્યો "અહા ! તેનો ખરો બાપુજી અહીં તેની સામેજ ઉભો છે તે બીચારી જાણતી નથી. અહો ! કેવી નિર્દોષ મુર્તિ છે ! હું મારૂં વેર લેત તો આ બિચારીના શા હાલ થાત ! મેં સારૂં કર્યું કે તેને સુખી કરી

"અહીં આવ," મનહરલાલે માયાળુ સ્વરે કહ્યું "મેં તો તને સ્હેજ બોલાવી હતી. કેમ હવે તો તું રાજી થઇને બેટા !"

સરોજિનીએ શરમાઇ જઇ નીચું જોયું.

આ સમયે હરમુખરાયે મોં ફેરવી પોતાના આંસુઓ લુછ નાખ્યાં.

"આ કોણ છે બાપુજી ?" સરોજિનીએ હરમુખરાય તરફ જોતાં કહ્યું.

અહા ! પુત્રી પિતાને ઓળખતી નથી ! પુછે છે કે "આ કોણ છે ?". આ ભાગ્યની કેવી વિચિત્રતા !

હરમુખરાયે તેનો ઉત્તર આપવા પ્રયત્ન કર્યો પણ તેની જીભ તાળવાને ચોંટી રહેલી જણાઇ તેનું હૃદય ખેંચાવા લાગ્યું. એક પ્રકારનું અગમ્ય મહાયુદ્ધ તેના હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં આ સમયે મચી રહ્યું હોય તેમ જણાયું. અહા ! આજ તેની પુત્રી ! આજ તે પોતાની સન્મુખ ઉભી છે તોયે તે તેને "મારી પુત્રી" એમ કહીને વહાલ ભર્યા સ્વરે બોલાવી શકતો નથી. ઓ ! આ કેવી અસહ્ય સ્થિતિ.

તેની આવી હાલત જોઈ મનહરલાલે સરોજિનીને કહ્યું "બેટા હવે જવું હોય તો જા, સુખેથી આનંદ કર હવે તો તારા મનની હોંશ પુરી થઇ. એટલે તારે આનંદિત થવાનો વખત આવ્યો.

સરોજિની શરમાઇને મૃદુભાવે હસતી હસતી અને પોતાની આસપાસ બધે આછી આછી સ્મિતપ્રભા ચમકાવતી ચાલી ગઇ.

તેના ગયા પછી હરમુખરાયે કહ્યું "મનહરલાલ ! હવે હું જાઉં છું. મારી પુત્રીને સુખી જોઇ મારી આંખો ઠરી છે, અને હું તે મહાન જગતપિતા પાસે પ્રાર્થના કરૂં છું. કે તેને સદા સુખી રાખો આ જગતમાં હવે મને કોઇ વસ્તુની અભિલાષા નથી હું હવે વૃદ્ધ થયો છું. હું ગમે ત્યાં ભટકીશ અને ગમે તે રીતે મ્હારૂં દુઃખી જીવન ગુજારીશ."

આ સાંભળી મનહરલાલની આંખમાં આંસુઓ આવ્યાં તેણે અત્યંત નમ્રભાવે હરમુખરાયે પોતાની સાથે થોડુંક ધન લઇ જવા કહ્યું, પણ હરમુખરાયે દ્રઢભાવે તે લેવા ના કહી.

બસ, તે ત્યાથી ચાલ્યો ગયો. તે વૃદ્ધ પિતાને તે પછી કોઇએ સુમનપુરમાં ક્યાંય દીઠો નહીં. આ જગતના અંધકારમાં કોણ જાણે તે કયાંય અદ્રસ્ય થઇ ગયો હતો.

અહા ! પિતાપ્રેમનું આ કેવું ઉત્કૃષ્ટ ઉદાહરણ !

# ફૂલવાડી.

## માનસિક બળની જરૂર.

મુંબાઇની ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સભામાં ગં. સ્વ. જમનાં બ્હેન સક્કૈના પ્રમુખ પદ નીચે આપેલું ભાષણ.

લેખકઃ રા. રા. અમૃતલાલ સુન્દરજી પઢિઆર—મુંબાઇ.

માનવંત પ્રમુખ સાહેબ, અને વ્હાલી બહેનો—

ઇશ્વરકૃપાથી આપણા દેશની સ્ત્રીઓમાં અત્યારે કેળવણીની જાગ્રતિ થએલી છે. છાપાઓમાં આપણે વાંચીએ છીએ, કે, વરસોવરસ કન્યાશાળાઓની સંખ્યા વધતી છે. અને તેમાં અભ્યાસ કરતી કન્યાઓની સંખ્યા પણ બહુજ વધતી જાય છે. એટલું નહિ પણ સ્ત્રીઓ માટે હાઇસ્કૂલો થતી જાય છે. તથા ખાસ સ્ત્રીઓ માટે જુદી [illegible] ખોલવાના વિચારો પણ થઇ રહ્યા છે. અને એ માટે પણ કેટલાકો તરફથી [illegible] થાય છે. આ બધી બાબતો ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે આપણા [illegible] હવે આકેળવણી વધતી જાય છે.

કદિ કોઇ બાઇઓ ભણેલી ન હોય તો મા ભણેલી હોય છે, કોઇની બ્હેન હોય છે, કોઇની દીકરી ભણેલી હોય છે, કોઇની કાકી ભણેલી હોય છે, કોઇની [illegible] ભણેલી હોય, કોઇની માસી ભણેલી હોય છે, કોઇની સાસુ ભણેલી હોય છે, કોઇની [illegible] ભણેલી હોય છે, કોઇની બેનપણી ભણેલી હોય છે, અને કોઇની પાડોશણ ભણેલી [illegible] છે. એટલે તેઓની તરફથી પણ વિદ્યાભ્યાસ માટે કાંઇ કાંઇ જાણવાનું મળ્યા [illegible] અને અભણ સ્ત્રીઓના મનમાં પણ આડકતરી રીતે કેળવણીના સંસ્કારો પડ્યા [illegible]

એ સિવાય કોઇ બાઇને પોતાના પતિ તરફથી, કોઇને પોતાના ભાઇ તરફથી, કોઇને પોતાના બાપ તરફથી, કોઇને પોતાના [illegible] તરફથી, કોઇને પોતાના વરના [illegible]

જુદા હોય હોય છે. ભૂખ લાગે તે વખતના શબ્દો જૂદા હોય છે, અને બીજાં વાંદરાંઓને બોલાવવાં હોય તે વખતના ઉચ્ચાર જુદા હોય છે. પણ આપણે આ બધા ભેદો જાણતા નથી. તેને લીધે તેઓના અવાજમાં ચીં, ચીં કે ચું, ચું જેવું લાગે, એ જૂદી વાત છે. પણ ખરી રીતે જોતાં તેઓના દરેક ઉચ્ચાર જુદા જુદા હોય છે, અને બીજાં વાંદરાંઓ તે ઉચ્ચાર ઉપરથી તેઓના ભાવ સમજી શકે છે. આ બધું શીખવામાં મુશ્કેલી એ છે કે-પ્રથમ તો વાંદરાંઓ આપણી મરજી પ્રમાણે એના એ શબ્દો વારે વારે બોલતા નથી. અને બીજું એ કે, એક વખત સાંભળીને તેઓના જેવોજ ઉચ્ચાર કરતાં આપણને આવડતું નથી. તેથી એ પ્રોફેસરે વાંદરાંઓ પાળ્યાં અને તેમને જૂદી જૂદી લાગણીઓ ઉત્પન્ન થાય તેવા પ્રયોગો કર્યા અને એ બધી લાગણીઓ વખતે તેઓના મુખમાંથી જે જે શબ્દો નીકળે તે શબ્દો ફોનોગ્રાફમાં ઉતાર્યા. એ પછી તે ફોનોગ્રાફને ચાવી આપે ત્યારે એના એ શબ્દો પોતાની મરજી પડે એટલી વખત સાંભળી શકે, તેથી ઉચ્ચાર કરતાં તેને આવડી ગયા એ પછી વાંદરાંઓની આગળ તે એ શબ્દો બોલે ત્યારે વાંદરાંઓ તેનો કહેવાનો ભાવ સમજતાં હતાં આવી રીતે ફોનોગ્રાફની મદદથી તેણે વાંદરાંઓની ભાષા શીખી કાઢી બ્હેનો ! આવી રીતે જેને જ્ઞાન મેળવવું હોય તેને માટે આજના જમાનામાં બહુ અદ્દભુત સાધનો છે.

આપણા દેશના એક વિદ્વાનને જર્મન ભાષા શીખવાની ઇચ્છા થઇ, એ માટે જર્મન ભાષાના મુળાક્ષરો તથા પુસ્તકો મંગાવ્યાં, અને જર્મન ભાષાની ઇંગ્રેજી તથા સંસ્કૃત ડિક્ષનેરી મંગાવી. એટલે તે બધાંની મદદથી શબ્દોના અર્થ સમજતાં આવડ્યું. પણ જર્મન ભાષામાં શબ્દોના જેવા ઉચ્ચાર થતા હોય તેવા ઉચ્ચાર કરતાં આવડ્યું નહિ, તેથી ફોનોગ્રાફમાં જર્મન ભાષાના શબ્દોના ઉચ્ચાર મંગાવ્યા. એ ઉપરથી ઉચ્ચાર કરતાં શીખ્યા અને તેમને જર્મન ભાષા આવડી ગઇ.

## ફોનોગ્રાફથી ગુનાહ પકડાય છે

કોઇ શ્રીમતને ઘેર ફોનોગ્રાફ હતું. એ ફોનોગ્રાફમાં બોલેલું નોંધી શકાય તેવાં ભુંગળાં સહાયેલાં હતાં, અને તેને ચાવી દીધી હતી. એ વખતે તે ફોનોગ્રાફવાળા ગૃહસ્થે બીજા કોઇ ગૃહસ્થ માટે બહુ ખરાબ શબ્દો કહ્યા, તે શબ્દો એ ફોનોગ્રાફમાં ઉતરી ગયા. એ પછી તે ગૃહસ્થ ફોનોગ્રાફવાળા ગૃહસ્થને ત્યાં આવેલ, ત્યારે ફોનોગ્રાફ વગાડતાં તેમાંથી એ બદનક્ષીના શબ્દો સંભળાયા તે જોઇને ગૃહસ્થ અજબ થયો, અને તેણે કોર્ટમાં ફરીયાદી માંડી. એ વખતે પેલા ગૃહસ્થે કહ્યું કે, એના સાક્ષી કોણ ! મેં એમ કહ્યુંજ નથી. ત્યારે તે ગૃહસ્થએ જજને કહ્યું કે, એનું ફોનોગ્રાફ મારો સાક્ષી છે. પછી તે ફોનોગ્રાફ કોર્ટમાં મંગાવ્યું. તેમાંથી એ બદનક્ષીના શબ્દો સંભળાયા એટલે તે ફોનોગ્રાફવાળા માણસને શિક્ષા થઇ.

દક્ષિણ ધ્રુવની મુસાફરી કરવા કેપ્ટનસ્કોટ ગયા હતા. એ મુસાફરીના દેખાવો 'હાથમાં મુઠ્ઠીની અંદર સીનેમેટોગ્રાફમાં જોઇ શકાય છે હવે જુઓ કે-ક્યાં દક્ષિણ ધ્રુવ ! અને અને ક્યાં મુંબઇ ! તેમ છતાં દક્ષિણ ધ્રુવનો સમુદ્ર, ત્યાંના બરફના દેખાવો અને ત્યાંના ટેકરાઓ તથા બીજી વસ્તુઓ અહીં આપણે આપણી નજરે જોઇ શકીએ છીએ. એ શું જ્ઞાન વધારવાનું સાધન નથી. !

# ફૂલવાડી.

## માનસિક બળની જરૂર.

મુંબાઇની ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સભામાં ગ. ૨૧ જાનના બ્હેન સર્કના પ્રમુખ પદ નીચે આપેલું ભાષણ.

લેખક ના રા. અમૃતલાલ સુન્દરજી પઢિઆર—મુંબાઇ.

માનવંત પ્રમુખ સાહેબ, અને વ્હાની બહેનો—

ઇશ્વરકૃપાથી આપણા દેશની સ્ત્રીઓમાં અત્યારે કેળવણીની પ્રગતિ થયેલી છે તેથી છાપાઓમાં આપણે વાંચીએ છીએ, કે, વરસોવરસ કન્યાશાળાઓની સંખ્યા વધતી જાય છે. અને તેમાં અભ્યાસ કરતી કન્યાઓની સંખ્યા પણ બહુજ વધતી જાય છે. એટલુંજ નહિ પણ સ્ત્રીઓ માટે હાઇસ્કૂલો થતી જાય છે તથા ખાસ સ્ત્રીઓ માટે જુદી કોલેજ ખોલવાના વિચારો પણ થઇ રહ્યા છે. અને એ માટે પણ કેટલાકો તરફથી તૈયારીઓ થાય છે. આ બધી બાબતો ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે આપણા દેશમાં હવે સ્ત્રીકેળવણી વધતી જાય છે.

કદિ કોઇ બાઇઓ ભણેલી ન હોય તો મા ભણેલી હોય છે, કોઇની બ્હેન ભણેલી હોય છે, કોઇની દીકરી ભણેલી હોય છે, કોઇની કાકી ભણેલી હોય છે, કોઇની માશી ભણેલી હોય, કોઇની માસી ભણેલી હોય છે, કોઇની સાસુ ભણેલી હોય છે, કોઇની નણંદ ભણેલી હોય છે, કોઇની બેનપણી ભણેલી હોય છે, અને કોઇની પાડોશણ ભણેલી હોય છે. એટલે તેઓની તરફથી પણ વિદ્યાભ્યાસ માટે કાંઇ કાંઇ જાણવાનું મળ્યા કરે છે અને અભણ સ્ત્રીઓના મનમાં પણ આડકતરી રીતે કેળવણીના સંસ્કારો પડ્યા કરે છે

એ સિવાય કોઇ બાઇને પોતાના પતિ તરફથી, કોઇને પોતાના ભાઇ તરફથી, કોઇને પોતાના બાપ તરફથી, કોઇને પોતાના [illegible] તરફથી, કોઇને પોતાના વરના મિત્ર તરફથી, કોઇને પોતાના પાડોશીઓ તરફથી, એટલેને બીજા કોઇ વિદ્વાનો તરફથી નવા નવા વિચારો મળ્યા કરે છે એટલે મારી પુત્રીને સ્ત્રીઓને આગળ વધવાના ઘણા સાધનો છે

બ્હેનો! આ સિવાય જાઇશ, વધારે પુસ્તકોમાંથી પણ ઘણુંએ મેળવી શકાય

ગજ્જર, મગનબાઈ વિગેરે ઘણી બાઈઓનાં કામો જોઈને આપણું અંતઃકરણ રાજી થાય, અને એવી બાઈઓ બીજી ઘણીએ થાય એમ આપણે ઇચ્છીએ. પણ યાદ રાખજો કે, એવી બાઈઓ હજી બહુજ થોડી છે. અને એવી પરમાર્થી બાઈઓ જેટલી છે તેટલાથી કંઇ સંતોષ લઇ શકાય નહિ. પણ જ્યારે આપણી દરેક બ્હેનો પોતપોતાની ફરજ સમજતી થાય અને દરેક બ્હેનો પોતાનાથી બની શકતી કોઇકને કોઇક લાઇનમાં પણ ઊંચ હેતુ રાખીને કાંઇક શુભ કામ કરતી થાય ત્યારેજ આપણને સંતોષ થાય.

બ્હેનો! હવે માત્ર છાપાઓમાં નામ આવે તેથી રાજી થાય અને સભાઓમાં વખાણ થાય તે સારૂં કામ કરે, એવી બાઈઓથી કાંઈ વળવાનું નથી. અને એવી બાઈઓ આપણે માગતા નથી, પણ આપણે તો પોતાના શુદ્ધ અંતઃકરણથી કામ કરે, અને પોતાનુંજ સમજીને કામ કરે, તેવી બાઇઓ માગીએ છીએ. કારણકે જ્યાંસુધી માત્ર વિવેકને ખાતર કામ થાય, સારૂં દેખાડવાને ખાતર કામ થાય, દેખાદેખીને લીધે કામ થાય, અને નામ મેળવવા સારૂજ કામ થાય, ત્યાંસુધી એવા કામમાં કાંઈ બહુ દમ જેવું હોતું નથી. પણ જ્યારે અંતઃકરણનાં ઉમળકાથી કામ થાય, પોતાની ફરજ સમજીને કામ થાય, અને પોતાના આત્માની તૃપ્તિ માટેજ કામ થાય, ત્યારેજ ખરૂં કામ થાય છે. એ માટે અમેરિકાના પ્રેસીડેન્ટ લીંકનનો દાખલો જાણવા લાયક છે.

### અમેરિકાના પ્રેસીડેન્ટ લિંકનના વિચારો.

અમેરિકાનો પ્રેસિડેન્ટ લિંકન બહુ નામીચો અને સમર્થ માણસ હતો. તે ટાઈમ સાચવવાની બાબતમાં એટલો બધો ચોકસ માણસ હતો કે, તેને જોઇને ઘણા રાજદ્વારીઓ પોતાનાં ઘડિયાળો મિલાવવા મંડી પડતા હતા. મતલબ કે ત્રણ વાગે રાજસભામાં જવું છે તો બરાબર ત્રણજ વાગે જતો તેમાં એક મિનિટ પણ મોડું થતું નહિ. એટલે પ્રેસિડેન્ટ લિંકનને જોઇનેજ ઘડિયાળ જોયા વગર લોકો એમ સમજી જતા, કે, હવે ત્રણ બજ્યા. એથી પોતાનાં ઘડિયાળોમાં જો કાંઇ બેચાર મિનિટનો ફેર હોય તો તે ફેર કાઢી નાખવા માટે પ્રેસિડેન્ટ*લિંકનને જોઇને તેઓ પોતપોતાનાં ઘડિયાળના કાંટાઓ સરખા કરવા મંડતા હતા. એક વખત લિંકન સાહેબ રાજસભામાં પાંચ મિનિટ મોડા આવ્યા, અને જ્યારે આવ્યા ત્યારે તેઓનાં કપડાં કીચડથી ખરડાઈ ગયાં હતાં એ જોઇને રાજસભાના મેમ્બરોને એમ લાગ્યું કે, આજે પ્રેસિડેન્ટ સાહેબને કાંઇક અકસ્માત થયો જણાય છે. એમ ધારીને બધા લોકો તેને પૂછવા લાગ્યા કે, સાહેબ, આપને શું થયું? વાર કેમ લાગી? અને કપડાં આવાં ખરાબ કેમ થયાં છે?

ત્યારે લિંકન સાહેબે કહ્યું કે, હું અહિં આવતો હતો એટલામાં રસ્તામાં પાણીના એક ખાડામાં ડુક્કરનાં બચ્ચાંને પડેલું જોયું. તે બચ્ચું બહુ તરફડતું હતું તેથી મેં તેને એ ખાડામાંથી બહાર કાઢ્યું, તેથી મને આ કાદવ લાગેલો છે, અને તેથી જરાવાર લાગી છે, બાકી બીજું કાંઇ કારણ નથી. એ સાંભળીને બધા અમલદારો કહેવા લાગ્યા કે, ઓહો આપ તો બહુજ દયાળુ છો. ત્યારે પ્રેસિડેન્ટ લિંકને કહ્યું કે, નહિ, હું કાંઇ દયાળુમાં સમજતો નથી. ત્યારે એક મોટા સભાસદે કહ્યું કે, એક ડુક્કરનાં બચ્ચાં સારૂ આટલી બધી તસ્તી લીધી તે કરતાં વધારે દયા બીજી કઇ! ત્યારે લિંકને કહ્યું કે, મેં કાંઇ એ બચ્ચાંને ખાતર મહેનત લીધી નથી, પણ એ ડુક્કરને દુઃખી જોઇને મારો આત્મા અંદર-

જુના વખતમાં સુંદર લેકેટની અંદર પોતાના પતિની છબી રાખી તે લેકેટને છાતી ઉપર લેકેટો લટકાવીને ફરતી હતી? કહો કે નહિ. આવી રીતે જેમ જેમ દેશકાલ બદલાતો જાય છે તેમ તેમ આપણા દાગીનાઓમાં પણ ફેરફાર થતો જાય છે.

૫. બ્હેનો જ્યારે નવો જમાનો આવે છે ત્યારે કોઇ એકજ ચીજમાં ફેરફાર થતો નથી પણ દરેક ચીજમાં ફેરફાર થતો જાય છે, તેજ પ્રમાણે હાલના વખતમાં આપણા સહવાસો પણ બદલાયા છે. જેમકે, અસલના વખતમાં ઘણાં શહેરોમાં તથા ગામડાઓમાં એવી રીતી હતી કે, બ્રાહ્મણવાડામાં બ્રાહ્મણોજ રહે, વાણીઆવાડામાં વાણીઆઓજ રહે. અને કણબીવાડામાં કણબીઓજ રહે! પણ આજના વખતમાં હવે કોઇ એવું રહ્યું નથી. હવે તો મુંબઇના એકજ માળામાં જુદા જુદા ઘણા દેશના લોકો સાથે સાથે રહે છે. જેમકે, એકજ માળામાં કોઇ ઓરડીમાં મદ્રાસી રહે છે, કોઇ ઓરડીમાં ગુજરાતી રહે છે, કોઇ ઓરડીમાં કચ્છી રહે છે, કોઈ ઓરડીમાં બંગાળી રહે છે, કોઇ ઓરડીમાં પંજાબી રહે છે, અને કોઈ ઓરડીમાં મારવાડી રહે છે. એટલુંજ નહિ પણ, મરકીના વખતમાં લોકોને જ્યારે બહારગામ ભાગવું પડે છે ત્યારે બહારગામમાં ઝુંપડાઓ અગર બંગલાઓ પાસે પાસે હોય છે તેમાં એક બંગલામાં વાણીઆ રહે છે, તેની બાજુમાં વોહોરાઓ રહે છે, બીજી બાજુ પારસી રહે છે, અને ત્રીજી બાજુ અંગ્રેજ રહે છે અને ચોથી બાજુ બ્રાહ્મણો રહે છે. આવી રીતે આપણા સહવાસો ઘણા બદલાયા છે, એટલે હવે આપણે જુની સ્થિતિમાં રહી શકીએ તેમ નથી. હવે તો આપણને સમયને અનુસરતું થવું પડશે.

૬. જેમ સહવાસો બદલાયા છે તેમજ મુસાફરી પણ વધી છે. અસલના વખતમાં એક ગામથી બીજે ગામ જવું હોય તો તેમાં પણ બહુ મુશ્કેલી થઇ પડતી. કારણ કે રસ્તામાં બહારવટીઆઓ લૂંટી લેતા હતા. પણ હાલના વખતમાં આગબોટ વિગેરેની સગવડોને લીધે મુસાફરીનો શોખ લોકોની અંદર જાગેલો છે. અને તેનો લાભ આપણી બ્હેનોને પણ હવે મળવા લાગ્યો છે, આજે આપણી કેટલીક બ્હેનો વિલાયતમાં છે, કેટલીક બ્હેનો આફ્રિકામાં છે, અને કેટલીક બ્હેનો જેપાન વિગેરેમાં પણ છે. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે, આપણી સગવડો વધી છે અને આપણને આગળ વધવાનાં સાધનો વધ્યાં છે.

૭. બ્હેનો હવેના જમાનામાં આપણને નવી જાતનું વાંચન મળેલ છે. દુનિયાની દરેક ભાષાઓના જાણવાલાયક પુસ્તકોનું આપણી ભાષામાં ભાષાન્તર થાય છે. તેથી ઘણુંએ નવા વિચારો આપણને મળી શકે છે. પણ અસલના વખતમાં આપણી બ્હેનોને એવો લાભ મળી શકતો નહિ. બનતાં સુધી તેઓને ભણવાની તક મળતી નહિ, અને કદિ કોઇ બાઇ ભણેલી હોય તોપણ તે ભાગવત, ગીતા, રામાયણ કે બીજાં સ્તોત્રનાં પુસ્તકો વાંચ્યા કરવામાંજ રહી જતી. પણ તેઓને નવી જાતનાં પુસ્તકો વાંચવા મળતાં નહિ. પણ એ સ્થિતિ હવે બદલાઇ ગઇ છે. અને હવે તો આપણી બ્હેનોને છેલ્લામાં છેલ્લા વિચારોનાં ઊંચામાં ઊંચાં પુસ્તકો મળી શકે છે. માટે હવે તો જાગવાનો ને કામ કરવાનો વખત છે

૮. અસલના વખતમાં કોઇ બાઇઓ કાંઈ કામ કરવા માગે તો તેને કોઇ મદદ કરનારા નહોતા પણ ઉલટા તેને તોડીપાડનારા હતા. તેને બદલે હાલમાં એવો વખત છે

કે, બ્હેનો ! તમોને રસ્તો બતાવનાર ઘણાએ બંધુઓ તૈયાર છે, માત્ર રસ્તો બતાવનાર છે; એટલુંજ નહિ, પણ તમોને ઊંચકી લેનારા પરમાર્થી સજ્જનો પણ હાજર છે. જેમકે, તમે કાંઇક નાનું કામ કર્યું હોય તોપણ તેને બહુ મ્હોટું કરીને બતાવે એવા સજ્જનો છે. અને તમે જરાક ઉડી શકતા હોય તો તમોને બહુ ઉડવાનું બળ આપે તેવા માણસો છે. એટલે હવે તો તમોને આગળ વધવા માટે બહુજ સારી તક છે. છતાં પણ હજી કંઇ ચીજ બાકી રહી જાય છે કે જેને લીધે જેટલું આગળ વધવું જોઇએ તેટલાં તમે વધી શકતાં નથી ! બ્હેનો ! કઇ ચીજ તમને રોકી રાખે છે ! તે આપણે જાણવું જોઇએ. એ માટે વિચાર કરતાં મ્હને એમ જણાય છે કે, હવે તમારામાં ઘણી જાતની તૈયારી છે, પણ માત્ર એકજ ચીજની ખામી છે. એ ચીજ કઇ કે જેને લીધે આટલાબધા સાધનો છતાં પાછળ રહી જવાય ! બ્હેનો ! એ ચીજ માનસિકબળ છે અને માનસીકબળની ખામીને લીધેજ આપણા દેશની સ્રીઓ પાછળ રહી જાય છે. કારણ કે માનસિકબળ એટલે શું ! એ તમે જાણો છો !

## માનસિકબળ અને શાસ્ત્ર.

માનસિકબળ માટે વેદમાં એમ કહેલું છે કે, જ્યારે આ જગતની ઉત્પત્તિ થઇ ન્હોતી, જ્યારે પૃથ્વી થઇ ન્હોતી, જ્યારે આકાશ થયું નહોતું, જ્યારે ચાંદો સુરજ થયા ન્હોતા અને જ્યારે અગ્નિ, પાણી, પવન વિગેરે કંઇ પણ ચીજો થઈ ન્હોતી, ત્યારે સર્વ શક્તિમાન પરમાત્મા પોતે એકલાજ હતા. તેમને પોતાના મનમાંથી એવો વિચાર થયો કે, હું એક છું તેમાંથી બહુ થાઊં. એ માનસિકબળના સંકલ્પથી તેમણે આખી સૃષ્ટિ રચી, આવું અદ્દભૂત બળ મનમાં રહેલું છે. એમ સમજાવવા માટે આ દાખલો આપીને વેદો તથા પુરાણો આપણને એમ શીખવે છે કે, જો તમે ધારો તો માનસિકબળના જોરથી નવી સૃષ્ટિ રચી શકો તેમ છો. આટલુંબધું મનની અંદર બળ રહેલું છે. એટલે જેનામાં માનસિકબળ હોય તે માણસની પાસે બીજાં સાધનો બહુ ઓછાં હોય તોપણ તે ઘણું કામ કરી જાય છે. અને જેનામાં માનસિકબળ ન હોય તેના પાસે બીજાં ઘણાં સાધનો હોય તોપણ તે કંઇ કરી શકતા નથી. આ વાત બરોબર રીતે સમજવા માટે જગતના ઇતિહાસમાં મહાન પુરૂષોના જોઈએ એટલા દાખલાઓ તૈયાર છે. જેમકે.—

## ક્યાં શિવાજી અને ક્યાં ઔરંગજેબ ?

બ્હેનો, અહિં આવેલી ઘણી બ્હેનો મહારાજા શિવાજી મહારાજ વિષે કાંઇ કાંઇ વાતો જાણતી હશે, તેમ છતાં ટુંકામાં હું કહીશ કે, શિવાજી મહારાજ પોતાના બાપથી જુદા રહેતા હતા. તેઓને બહુ ભણતાં આવડતું ન્હોતું. અને તેઓની જાગીર માત્ર ચાળીશ હજાર રૂપિયાની હતી. અને દિલ્લીના બાદશાહ ઔરંગજેબનું રાજ્ય તે વખતે ચાળીશ કરોડ રૂપિયાની વાર્ષિક પેદાશવાળું હતું, એ સિવાય વિજાપુર તથા અહમદનગરના બાદશાહો પણ શિવાજીના દુશ્મનો હતા. અને ગમે તેમ કરીને શિવાજીને તોડી પાડવો તથા કચરી નાખવા માટે અનેક ઉપાયો કરી રહ્યા હતા. તેમ છતાંએ બધાંની સામે શિવાજી મહારાજ ટકી રહ્યા હતા. એટલુંજ નહિ પણ એ ત્રણે બાદશાહોને તેણે હંફાવ્યા હતા. અને તેમની પાસેથી કેટલીક મનમાનતી શરતો કરાવી લીધી હતી. હવે વિચાર કરો કે આ બધું કયા બળને લીધે થયું ! એ ત્રણે બાદશાહોના લશ્કર કરતાં શું શિવાજી મહારાજ પાસે વધારે

લશ્કર હતું નહિ ? ત્યારે એ બાદશાહો પાસે જેટલો ખજાનો હતો તે કરતાં શું શિવાજી પાસે વધારે ખજાનો હતો ? નહિ. અને તેમ છતાં ઘણી વખતે ને ઘણે ઠેકાણે શિવાજીની જ ફતેહ થતી. તેનું કારણ શું ? એનું કારણ એજ કે, તેનામાં માનસિકબળ હતું. અને તે પોતાના દેહની દરકાર રાખ્યા વિના પ્રભુને ખાતર કામ કરતા હતા; એટલે સાધનોના પ્રમાણમાં તેઓ ઘણુજ વધારે કરી શકતા હતા.

બ્હેનો, આવીજ રીતે આખા યુરોપને મુંજાવનાર અને ઘણાં વરસો સુધી ઘણી મ્હોટી મ્હોટી ફતેહો મેળવનાર મહાન નેપોલિયન બોનાપાર્ટ પાસે એવા શું સાધનો હતાં કે જેથી કરીને તેને આખા યુરોપને મુંજવી શકે ? યાદ રાખજો કે, તેની પાસે જેટલાં સાધનો હતાં તે કરતાં તેનામાં માનસિકબળ ઘણું વધારે હતું. અને એ બળને લીધેજ તે દરેક ઠેકાણે ફાવી જતો હતો. એક વખત એક મુલક જીતવા માટે તેણે પોતાના સરદારોને કહ્યું, ત્યારે કોઇએ કહ્યું કે, સાહેબ ત્યાં જઇ શકાય તેમ નથી. કારણ કે ત્યાં જવા માટે આલ્પસ પર્વત આડો આવે છે. તેનાં શિખરો હમેશાં બરફથી ઢંઢાએલાં રહે છે, અને એ પર્વત ઓળંગીને કોઇ જઈ શકતું નથી. ત્યારે નેપોલિઅને કહ્યું કે, આલ્પસ મારી આડો આવી શકે નહિ. હું તેની ઉપરથી પણ રસ્તો કરીશ. એ પછી તેણે આલ્પસ ઉપરથી રસ્તો કર્યો. અને તેનું લશ્કર આલ્પસની પેલીપાર ઉતર્યું. એ વખતે ત્યાંના લોકો તથા અમલદારો તો એમજ સમજતા હતા કે, નેપોલિયનનું લશ્કર આપણે ત્યાં આવી શકે તેમ નથી. અને જો પહાડ ફરીને આવશે તો તેઓને આવતાં ઘણા મહિનાઓ લાગશે. એમ સમજીને તેઓએ ઘટતી તૈયારી કરી નહોતી. એટલામાં આલ્પસ પહાડ ઉપર થઇને ઓચિંતું નેપોલિઅનનું લશ્કર આવી પડ્યું, અને એ મુલક જીતી લીધો. આમાં જોવાનું એ છે કે, નેપોલિઅનની અગાઉ કોઇપણ માણસને આલ્પસ ઉપરથી જવાની હિંમત થઇ ન્હોતી. કારણકે સહુ એમજ સમજતા કે, આલ્પસ ઉપરથી જઇ શકાયજ નહિ. પણ નેપોલિઅનમાં માનસિકબળ હતું, તેથી તેણે આલ્પસ જેવા મ્હોટા પહાડને પણ ગણકાર્યો નહીં. અને તેની ઉપરથી પણ પોતાના લશ્કર માટે રસ્તો કરી લીધો.

## નેપોલિયનનું માનસિકબળ.

નેપોલિઅનને એક ડૉક્ટરે એક વખત એમ પૂછ્યું હતું કે, સાહેબ, આપે આટલી બધી મોટી ફતેહો મેળવી તેનું કારણ શું ? તમારામાં એવી કઇ શકતી હતી કે જેને લીધે તમે આટલુંબધું કામ કરી શક્યા ? ત્યારે નેપોલિઅને કહ્યું કે, મેં મારા મનને એવી રીતે કેળવેલું છે કે, જે વખતે જે ચીજનો વિચાર કરવો હોય, તે વખતે હું તેજ બાબતનો વિચાર કરી શકું છું, અને બીજી બધી વસ્તુઓને એ વખતે હું મારા મનથી દૂર કરી શકું છું. જેમકે જ્યારે રાજકિય બાબતના વિચારો કરવા હોય ત્યારે હું એજ વિચારોમાં મારા મનને રોકી શકુંછું. એ વખતે બીજો કોઈપણ વિચાર મારા મનમાં દાખલ થતો નથી. તેમજ જ્યારે પ્રેમના વિચારો કરવા ત્યારે હું એવીજ એકાગ્રતાથી પ્રેમના વિચારો કરી શકું છું. એજ પ્રમાણે જ્યારે મને યુદ્ધના વિચારો કરવા હોય ત્યારે તેમાં પણ એવોજ તલ્લીન થઇ શકુછું. અને જ્યારે ઊંઘનો વિચાર કરૂં ત્યારે તુરત જે અરધી મીનીટની અંદર હું ઊંઘી શકું છું. આ બધું બનવાનું કારણ એ છે કે, મેં મારા માનસિકબળને કેળવેલું છે. એટલે મને એમ લાગે છે કે હારમોનિયમમાં

જેમ જુદી જુદી ચાવીઓ દાબવાથી જુદા જુદા પ્રકારના અવાજ નીકળે છે તેમજ મારાં મનમાં જૂદી જૂદી શક્તિઓનાં જૂદાં જૂદાં ખાનાં છે. એમાંથી જે વખતે જે જાતનું ખાનું ખોલવું હોય તે હું ખોલી શકું છું. અને જે ખાનાં બંધ રાખવાં હોય તે ખાનાં હું બંધ રાખી શકું છું. તેથી મને ફતેહ મળતી હતી

એ સાંભળીને તે ડાક્ટરને બહુ અજાયબી લાગી. અને નેપોલિયનની એ વાત તેના માન્યામાં આવી નહિ. તેથી તે ડાક્ટરે નેપોલિયનને કહ્યું કે, ત્યારે આપ સાહેબ હમણાં એક મિનિટમાં ઊંઘી શકશો ? નેપોલિયને કહ્યું કે, એમાં શું મોટી વાત ? લ્યો હું હમણાંજ ઊંઘી જાઉં છું. એમ કહી એજ વખતે અરધી મિનિટમાં તે ખુરસી ઉપર ઊંઘી ગયો. ડાક્ટરે એ જોઇને પોતાનાથી બની શકે તેટલા સાધનો વડે ખાત્રી કરી તેમાં તેને એમ જણાયું કે, નેપોલિઅન ભર ઉંઘમાં પડેલો હતો.

બ્હેનો ! માનસિકબળ આટલુંબધું કામ કરી શકે અને આટલીબધી હદસુધી ખીલવી શકાય છે. એટલુંજ નહિ, પણ બહુ થોડાં સાધનો હોય છતાં પણ માનસિકબળને લીધે બહુ મ્હોટી ફતેહ મેળવી શકાય છે. હવે તમારે તમારૂં માનસિકબળ વધે એવા ઉપાયો કરવા જોઇએ.

## મહારાણા પ્રતાપસિંહનું માનસિકબળ.

ચિતોડના મહારાણા પ્રતાપસિંહ વિષે તમે ઘણી વાતો સાંભળી હશે. અકબર જેવા સમર્થ બાદશાહ તેનો દુશ્મન હતો. એટલુંજ નહિ પણ પ્રતાપને નમાવવા માટે અકબરની ખાસ ઇચ્છા હતી. કારણકે જો પ્રતાપ નમે તો આખી ક્ષત્રી કોમ નમી ગઈ એમ કહેવાઇ જાય તેમ હતું. એ માટે પ્રતાપને નમાવવા સારૂ શહેનશાહ અકબરે બહુજ મોટી તૈયારીઓ કરી હતી અને પૈસાના જોરથી તથા લશ્કરના બળથી તેણે પ્રતાપને બહુ ખરાબ સ્થીતિમાં મૂકી દીધો હતો. તેમાં એક વખત તો એવો આવી ગયો હતો કે, જ્યારે મહારાણા પ્રતાપસિંહના શરીરમાં તલવાર, ભાલા, તીર વિગેરેના સાત જખમો થયા હતા તેનો માનીતો ઘોડો મરી ગયો હતો અને પોતાનાં બાયડી છોકરાં જંગલમાં હતાં, ત્યાં સુકી રોટલી પણ ખાવા મળતી નહીં, તેથી ઘાસનાં બીયાંના રોટલા બનાવીને ખાતા હતા. અને તે રોટલા પણ જંગલી બિલાડા ખેંચી જાય ત્યારે મેવાડના મહારાણા પ્રતાપસિંહનાં છોકરાંઓ રોટલાના ટુકડાવિના ટળવળતાં હતાં. એક તરફથી આવી સ્થિતિ હતી અને બીજી તરફથી અકબર બાદશાહ કહેવડાવતો હતો કે, માત્ર એમ કહો કે, હું હાર્યો, એટલે તમારૂં રાજ તમને પાછું સોંપવામાં આવશે અને તમારો માનમરતબો સારામાં સારી રીતે જાળવવામાં આવશે. પણ આટલી મુશ્કેલીઓ છતાં પણ પ્રતાપસિંહ અકબરને શરણે ગયો નહિ. હવે વિચાર કરો કે, આ વખતે પ્રતાપસિંહમાં કયું બળ હતું. બ્હેનો ! એ વખતે તેના મનમાં માનસિકબળ હતું. પોતાના કુળની લાજ રાખવા માટે અને પોતાના દેશની આબરૂ રાખવા માટે તેના જીગરમાં લાગણી હતી. તેને લીધે એનામાં અદ્ભૂત માનસિકબળ આવી ગયું, અને એ માનસિકબળને લીધેજ આવાં દુઃખોની વચ્ચે અકબર જેવા સમર્થ શહેનશાહની સામે ટકી શક્યો હતો.

બ્હેનો, માનસિકબળ એટલુંબધું કામ કરી શકે છે કે જેની કાંઇ હદજ નથી માનસિકબળવાળાઓ " ખાખરાને ખાડે બેલી વીલી શકે છે, " અને કોઇપણ જાતનાં મા-

ધનો ન હોય ત્યાં પણ માનસિકબળથી અનેક જાતનાં સાધનો પેદા થઇ જાય છે. ત્યારે છતાં સાધનોએ જો કાંઇપણ કામો ન કરી શકીએ ને પછાત રહી જઇએ તો એ કેટલી બધી મ્હોટી ભૂલ કહેવાય ! આવી ભૂલ ન થાય માટે બ્હેનો તમારામાં રહેલાં માનસિક બળને ખીલવો માનસિકબળને ખીલવો.

## મહાન ગ્લાડસ્ટનનું માનસિકબળ.

બ્હેનો ! વિલાયતમાં મહારાણી વિક્ટોરિઆના વખતમાં ગ્લાડસ્ટન નામે વિલાયતનો મોટો પ્રધાન હતો. તેનામાં અદ્ભૂત માનસિકબળ હતું એ બળને લીધેજ તે મહાન કામ કરી શકતા હતા. એને માટે એમ કહેવાય છે કે જ્યારે પાર્લામેન્ટ ચાલતી હોય ત્યારે ત્યાં બેઠે બેઠે તેઓ પોતાની મરજી પડે ત્યારે ત્યાં ઊંઘી જતા હતા, અને મરજી પડે ત્યારે જાગી ઊઠતા હતા. મતલબ કે જ્યારે તેઓને એમ લાગે કે, આ માણસના ભાષણુ-માં કાંઇ ખાસ સાંભળવા જેવું નથી, અથવા આ માણસનું ભાષણ આપણે અગાઉથીજ જાણી લીધેલું છે. તો એવે વખતે તેઓને જે દસ મિનિટ, વીસ મિનિટ કે અરધો કલાક ભાષણ કરવા માટે ટાઇમ મળેલો હોય તેટલો વખત તેઓ પોતે પોતાની ખુરશીમાં બેઠે બેઠે ઊંઘી જતા હતા અને જેટલી મિનિટે જાગવા પોતાના મન સાથે નિશ્ચય કરેલો હોય તેટલીજ મિનિટે પાછા જાગી ઉઠતા હતા. આટલોબધો તેમનો પોતાનો મન ઉપર કાબુ હતો. તેને લીધેજ તેઓ પ્રજામતને પોતાની તરફેણમાં મેળવી શકતા હતા તથા તેને લીધેજ તેઓ પાર્લામેન્ટમાં અને પ્રધાન મંડળમાં સર્વોત્તમપણું જાળવી શકતા હતા.

બ્હેનો, માનસિકબળને લીધે માણસોમાં અનેક પ્રકારની અદ્ભૂત ખુબી આવી જાય છે. માટે માનસિકબળને ખીલવવાની ખાસ જરૂર છે.

## સ્ત્રીઓમાં રહેલું માનસિકબળ.

બ્હેનો, પુરૂષોમાં જેમ આવું અદ્ભુત માનસિકબળ હોય છે તેમજ શુરવીર સ્ત્રીઓ, સતિ સ્ત્રીઓ, પતિવ્રતા સ્ત્રીઓ, અને પરમાર્થી સ્ત્રીઓના જીવનમાં પણ અતિશય માન-સિકબળ હોય છે. એ માટે સતિમંડળ વિગેરે ઘણાં પુસ્તકોમાં તમે વાંચેલું હશે. તથા ઘણીએ વાતો સાંભળેલી હશે એટલે એ માટે કાંઇ લંબાણ કરવાની જરૂર નથી. કારણ કે સતિ થઇને આગમાં બળી મરવું, અખંડ પતિવ્રત જાળવવું, અને હજારો માણસના લશ્કરમાં હથિયાર સજીને જવું, સેંકડો માણસોને કાપી નાંખવા, તથા બીજા બહાદૂર પુરૂષોને પણ પોતાના દાખલાથી બહાદૂરી આપવી એ શું માનસિકબળ વિના થાય છે ? બેશક, એમાં બહુજ માનસિકબળની જરૂર છે. તેમજ જે પરમાર્થી બાઇઓ હોય છે તેઓના જીવનમાં પણ ઘણુંજ માનસિકબળ હોય છે. એ માટે મુંબઇનો એક દાખલો જુઓ. જાનકીબાઇ નામે એક પરમાર્થી બાઇ હાલના વખતમાં ઘણુંએ પરમાર્થનાં કામો કરે છે. દરરોજ પચીસપચાસ સાધુઓને જાત્રા જવાની ટીકીટ અપાવે છે. તથા ઘણાએ ગરીબોને ધંધે લગાડે છે અને ઘણાએ ભિખારીઓને ખાવાનું અપાવે છે. તથા ઘણાએ બિમાર માણસોની તજવીજ રાખે છે. એ જાનકીબાઇ પાસે શું સારાં સાધનો છે ! તે બાઇ એક ગરીબ બ્રાહ્મણી છે. તેમ છતાં પોતાના માનસિકબળને લીધે તે પરમાર્થનાં ઘણાં કામો કરી શકે છે.

આપણાં પ્રમુખ સાહેબ ' જમનાબાઇ સકૈને જેટલાં સાધનો છે તેટલાં સાધનો શું આપણી બીજી ઘણીએ શેઠાણીઓને નથી ? બેશક, બીજી કેટલીક શેઠાણીઓને એ કરતાં પણ ઘણાં વધારે સારાં સાધનો છે અને તેમ છતાં પોતાનાં સાધનોના પ્રમાણમાં તેઓ કાંઇપણ કરી શકતાં નથી. અને જમનાબાઈ આટલુંબધું કામ કરે જાય છે. તેનું કારણ શું ? એનું કારણ જમનાબાઇમાં રહેલું માનસિકબળજ છે. માટે જો આગળ વધવું હોય, આપણી બ્હેનોને મદદ કરવી હોય, ભવિષ્યની પ્રજાને સુધારવી હોય, અને આત્માનું કલ્યાણ કરવું હોય, તો ' માનસિકબળ ' મેળવવું જોઇએ.

## માનસિકબળની ખામીને લીધે સ્રીઓની દશા.

૧. ઘણી બાઇઓ જાણે છે કે, રોવા કૂટવાની જરૂર નથી. અને રોજ રોજ મોહું વાળવાની જરૂર નથી. કારણકે ભગવદ્ ઇચ્છાથી જે બની ગયુ હોય તે શાન્તિથી સહન કરવું જોઇએ. એટલુંજ નહિ પણ ઘણીએ બાઇઓને કેટલેક પ્રસંગે આંખમાં આંસુ પણ આવતાં નથી છતાં પણ માત્ર રિવાજને ખાતર રોવા જવું પડે છે. એ વખતે જો જરાક મજબુતી રાખવામાં આવે અને થોડાંક માનસિકબળનો ઉપયોગ કરવામાં આવે તો રોવા કુટવાના જુલમમાંથી બચી શકાય છે, પણ આપણી બ્હેનોમાં એવું બળ નથી. તેને લીધે તેઓ જાણે છે કે,—આ વાત ગેરવાજબી છે, છતાં પણ તેઓ એ પ્રમાણે વરત્યા કરે છે. અને તે માત્ર એટલાજ કારણસર કે, છેડા લેવા નહિં જઇએ તો કોઇ આપણી વાતો કરશે. મતલબ કે વાતો કરવાના ભયને લીધેજ તેઓ પોતાને નથી ગમતું પણ છેડા લેવાનું કામ કર્યા કરે છે ! !

૨. ઘણી બાઇઓ એમ જાણે છે કે, આ લોકો પણ આપણી નાતનાજ છે. અને તેઓની સાથે ખાવાપીવાનો વહેવાર પણ આખી નાતને છે. છતાં પણ કાંઈ નજીવા કારણસર જુદાં જુદાં તડ પડી ગયાં છે અગર વિભાગ થઇ ગયા છે તેને લીધે તેઓ એક બીજામાં કન્યા આપતા લેતા નથી, પણ હવેના વખતમાં ટુંકી ટુંકી નાતોને લીધે સારા વર મેળવવાની બહુ મુશ્કેલી થઈ પડી છે. તેમજ ઘણી નાતોમાં સારી કન્યા મેળવવી પણ બહુ મુશ્કેલી પડે છે. તેથી ઘણાએ ડાહ્યા માણસોને એમ લાગે છે કે, આ બધા પેટા નાતના ભેદ કાઢી નાખવા જોઇએ. અને વાણિઆઓ પોતાને જાણે જમતાં બીજા વાણીઆઓ સાથે લગ્નનો વ્યવહાર રાખી શકે એવી છૂટ મુકવી જોઇએ. તેમજ બ્રાહ્મણો બ્રાહ્મણોની અંદર લગ્નની હદ વધારી શકે તેમ કરવું જોઇએ. અને આ વાત હવે ઘણી બ્હેનોને પણ વાજબી લાગે છે, છતાં પણ તેઓમાં માનસિકબળ નથી, એટલે તેઓ હિંમત રાખી શકતાં નથી તેથી પોતાની દીકરી દુ:ખી થાય તેમ છતાં પોતાની ટુંકી નાતમાંથીજ વર શોધ્યા કરે છે ને બહુ લાયક ન હોય તેવા માણસને પણ પોતાની પુત્રી આપી દેય છે. આ બધું માનસિકબળની ખામીને લીધે થાય છે.

૩. ઘણી બ્હેનો એમ સમજે છે કે, છોકરા તથા છોકરીઓનાં લગ્ન મ્હોટી ઉંમરે કરવાથી ફાયદો છે. કારણ કે ન્હાની ઉમરમાં લગ્ન કરવાથી છોકરાંઓના શરીરની તથા મનની ખરાબી થાય છે. માટે એ ખરાબીમાંથી તેઓને બચાવી લેવા સારૂ મોટી ઉંમરે તેઓનાં લગ્ન કરવાં જોઇએ. પણ માનસિકબળ ન હોવાને લીધે બીજી તરફથી આપણી

બ્હેનોને એમ ફિકર લાગે છે કે, આપણી નાતના લોકો આપણી વાતો કરશે, ને આપણી ચેષ્ટા કરશે. તે આપણાથી કેમ ખમી શકાય ? એ કરતાં ન્હાની ઉંમરમાં લગ્ન કરી નાંખવું એ સારૂં. એમ સમજી તે ન્હાની ઉમરમાં પોતાનાં છોકરાંઓનાં લગ્ન કરી નાખે છે. હવે વિચાર કરો કે, લોકોના બોલવાથી આટલુંબધું ડરી જવું ને પોતાનાં છોકરાઓની જીંદગી ટુંકી કરવી એ શું વાજબી છે ? નહિંજ. પણ અફસોસ કે માનસિકબળની ખામીને લીધેજ આવાં દુ:ખો ભોગવવાં પડે છે, ને પોતાના અંતઃકરણની વિરૂદ્ધ વર્તવું પડે છે.

૪. ઘણી બ્હેનો અભ્યાસના ફાયદા સમજે છે તેથી પોતાની પુત્રીઓને ભણાવવા ઇચ્છે છે, પણ જ્યાં અગીઆર બાર વર્ષની ઉંમર થાય એટલે છોકરીઓને નિશાળેથી ઉઠાડી લેય છે. અને તે એટલાજ કારણસર કે, આવડી બાર વરસની છોકરી નિશાળે જાય તે કાંઇ ઠીક કહેવાય નહિ. લોકો નાહક વાતો કરે. આવા ભયને લીધે તેઓ પોતાની પુત્રીઓના અભ્યાસને રખડવા દે છે. આવે વખતે તેઓ સમજે છે કે, અમારે ઘેર અમારી દીકરીઓનું અમે જેટલું રક્ષણ કરી શકીએ તે કરતાં સારી કન્યાશાળાઓમાં તેઓનું વધારે સારી રીતે રક્ષણ થઇ શકે છે. બીજું એમ પણ સમજે છે કે, ભણવામાં ફાયદા છે. અને ત્રીજું એમ પણ સમજે છે કે, હજી આ છોકરીને વધારે ભણાવવાની જરૂર છે. છતાં પણ જરાક માનસિકબળની ખામીને લીધે એ બધી બાબતો ઉપર પાણી ફેરવી દેય છે. અને લોકોની વાતોના ભયથી ડરી જઇ પોતાની છોકરીને શાળામાંથી ઉઠાડી લેય છે !!! હવે વિચાર કરો કે, આમ કરવું એ શું વાજબી છે ?

૫. કોઇ શાળામાં કોઇ સ્રીઓની સભામાં કે વનિતાવિશ્રામ જેવાં ખાતામાં જવાથી ફાયદો થાય છે, એમ ઘણી બ્હેનો હવેના વખતમાં સમજે છે. છતાં પણ પોતાની પડોશણો ટીકા કરે તે ટીકા ન ખમી શકાય તેને ખાતરજ એવાં શુભ ખાતાનો લાભ લેતાં તેઓ અટકી જાય છે તેથી યાદ રાખજો કે આ બધી ભૂલો ને આ બધી ખરાબીઓ માનસિકબળની ખામીને લીધેજ થાય છે.

૬. ઘણી બ્હેનોમાં લેખો લખવાની શક્તિ હોય છે, ઘણી બ્હેનોમાં ભાષણ કરવાની શક્તિ હોય છે. અને ઘણી બ્હેનોમાં કવિતા બનાવવાની શક્તિ હોય છે. પણ એ બધું બહાર પાડવાની તેઓમાં હિંમત હોતી નથી. તેથી તેઓ છતી શક્તિએ એટલામાં ને એટલામાંજ રહી જાય છે ને અંધારામાં રહી જાય છે. એમ ન થાય માટે હવે આપણી બ્હેનોમાં માનસિકબળ વધારવાની જરૂર છે.

૭. ઘણી બ્હેનોને બહુ સારી રીતે વાચતાં આવડે છે, અને વાચનનો શોખ પણ હોય છે. તથા ઘરમાં વાંચવાલાયક પુસ્તકો પણ હોય છે, છતાં પણ એ વાંચે તે ઘરની બીજી કોઇ બાઇને ગમે નહિ અગર કોઇ પડોશણ કહે કે, આતો ચોપડીઓજ વાંચ્યા કરે છે, ચોપડીઓ વાંચવામાં શું વળે ? આવી વાતો થાય કે ટીકા થાય તેથી ડરી જઇને પોતે વાંચવાનું બંધ કરે છે. અને ચોપડીઓને ઉંધાઇ ખાતી કબાટમાં નાખી મુકે છે. હવે વિચાર કરો કે, ઘરમાં પુસ્તકો હોય, વાંચતાં આવડતું હોય, પોતાને વાંચવાનો શોખ હોય, પોતાના પતિની પણ એવી ઇચ્છા હોય કે, વાંચો તો સારૂ તેમ છતાં માત્ર ફૈજી, કાકીજી, જેઠાણી, કે પાડોશણને વાંચવું ન ગમે તેને ખાતરજ વાંચવુ બંધ કરી દેવુ એ શું વાજબી છે ? નહિંજ. એ જરા પણ વાજબી નથી. અને તેમ છતાં માનસિકબળની ખામીને

લીધે આપણી હજારો બ્હેનોને એમ કરવું પડે છે. આવી સ્થિતિમાંથી તેઓ છુટે ને કાંઈક ઉત્તમ સ્થિતિ તેઓ ભોગવી શકે એમ હું પ્રચ્છું છું.

૮. ખાવાપીવાની બાબતમાં પણ માનસિકબળની ખામીને લીધે ઘણી જાતની અ-ડચણો ભોગવવી પડે છે. જેમકે, હવેના વખતમાં એવા વિચારો ફેલાતા જાય છે કે, બ્રાહ્મણો બ્રાહ્મણોથી અભડાય નહિ, તેઓ ખુશીથી એક બીજાનું જમી શકે. આવા વિચારો આગલ વધેલા માણસોમાં દાખલ થઇ ગયા છે. એટલુંજ નહિ પણ ઘણાં માણસો એ પ્રમાણે હવે વર્તવા લાગ્યા છે અને સમજુ બાઇઓને પણ એ વિચારો ગમતા જાય છે. એટલુંજ નહિ પણ તેઓ પોતાની નજરે જુએ છે કે, પોતાનો પતિ પોતાનો ભાઇ, પોતાનો બાપ, પોતાના દીકરા તથા બીજા આસપાસના સગાઓ એવી બાબતમાં ઘટતી છુટ લેય છે, છતાં પણ લોક લાજને ખાતર ઘણી બાઇઓ આવી બાબતમાં પોતાના પતિ સાથે મળી શકતી નથી અને તે પોતાનું અંતઃકરણ ના પાડે છે માટે નહિ, પણ લોકો વાતો કરે તેને ખાતરજ એવી છુટ લેતા અટકી જાય છે. આવી રીતે માનસિકબળની ખામીને લીધે દરેક પ્રસંગોપર કાંઇક કાંઇક મુશ્કેલીઓ લાગ્યાજ કરે છે. માટે એવી મુશ્કેલીઓમાંથી બચવા સારૂ હવે માનસિકબળને ખીલવવાની જરૂર છે.

૯. આવીજ રીતે વ્રત કરવામાં, દર્શન કરવામાં, અને રીતરિવાજોમાં માનસિક બળની ખામીને લીધે ઘણી જાતની અડચણો ભોગવવી પડે છે. પણ એ બધી બાબતોનું જો વર્ણન કરવા બેસીએ તો કાંઇ આરો આવે નહિ, માટે ટુંકામાં એજ કે, આ બધા દાખલાઓ ઉપરથી તમે સમજી શકશો કે, માનસિકબળની ખામીને લીધે અંતઃકરણની વિરૂદ્ધ વર્તવું પડે છે અને છતાં સાધનોએ ઘણી બાબતોમાં માનસિકબળની ખામીને લીધે વિનાકારણ હેરાન થવું પડે છે. એમ ન થાય તેને માટે માનસિકબળ વધારવાની જરૂર છે.

## સાધનો છતાં પાછળ પડવાનું પાપ.

બ્હેનો! આપણે ગૌહત્યા, બ્રહ્મહત્યા વિગેરે પાપોને પાપ સમજ્યા કરીએ છીએ પણ જે જાતનાં પાપો આપણે કદિપણ કરતાજ નથી તેવા પાપોને પાપ સમજ્યા કરવાં એમાં કાંઇ મોટી વાત નથી, અને એવાં પાપોથી કાંઇ ડરવાનું નથી. કારણ કે જે જાતનું પાપ આપણાં કોઇપણ લોકો કદિ પણ કરતાજ નથી તે પાપ કાંઇ આપણને નડી શકે નહિ. પણ જે જાતનાં પાપ આપણાથી વારવાર થઇ જાય છે, અને તેમ છતાં જેને પાપ તરીકે આપણે સમજતા નથી, તેવી બાબતોનું હવે તો ધ્યાન રાખવું જોઇએ. કારણકે હવે જમાનો બદલાયો છે. એટલે નવા જમાનાનાં નવાં પાપો આવતાં જાય છે, તેવાં પાપોથી આપણે બચવાની કોશિશ કરવી જોઇએ. અને એવા કામરૂપ મુખ્ય પાપ કયું? એ તમે જાણો છો! પાણીના સુંદર મ્હોટા ઝરાને વ્હેતો અટકાવી દેવો એ પાપ છે. સુંદર મ્હોટા આંબામાં મુખમોર આવેલો હોય અને તેમાંથી ઉંચી જાતની મીઠી હાફુસની કેરીઓ પાકવાની હોય, તેવા મોરને વિનાકારણ તોડી નાંખવો એ પાપ છે. અને કોઇ ઠેકાણે સોનાની ખાણ નીકળી પડી હોય તેને અદેખાઇને ખાતર દાટી દેવી એ પાપ છે, પણ બધાં પાપો કરતાં પણ માણસોમાં રહેલી દયા, પરોપકાર, શાન્તિ, ક્ષમા વિગેરે મહાન શક્તિઓને દાબી દેવી અગર તેને ખીલતી અટકાવી દેવી એ વધારે મોટું પાપ છે. અને અફસોસ કે પોતાના મનની નબળાઇને લીધે તથા માનસિકબળની ખામીને લીધે

આપણી કરોડો બ્હેનો પોતાની અંદર રહેલી આત્મિક શક્તિઓને દાબી નાખવાનું મહાન પાપ કરે છે. માટે એ મહાન પાપમાંથી આપણી બ્હેનોને છોડાવવાના આપણે ઉપાયો કરવા જોઇએ. અને એમ કરવું એજ સાચી સેવા છે. માટે આત્મિક શક્તિઓને દાબી દેવાના મહાન પાપમાંથી આપણી બ્હેનોને બચાવવા સારૂ આપણે આપણી બ્હેનોમાં માનસિકબળ વધે એવા ઉપાયો કરવા જોઇએ તથા તેઓમાંથી માનસિકબળ ઓછું કેમ થઈ ગયું છે તેનાં કારણો જાણવા જોઇએ.

## માનસિકબળની ખામી.

બ્હેનો, સ્ત્રીઓમાં માનસિકબળની બહુજ જરૂર છે, એ વાતની તો સહુને ખાત્રી થઇ ગઈ છે. એમાં હવે કાંઇ શંકા જેવું નથી. હવે જે મુદ્દાની વાત છે તે એ કે, સ્ત્રીઓની અંદરથી માનસિકબળ કેમ ઘટી ગયું? તેનાં કારણો આપણે જાણવાં જોઇએ. કારણકે જ્યાંસુધી રોગનું મૂળ પકડાય નહિ ત્યાંસુધી રોગ મટી શકે નહિ. તેમજ માનસિકબળ ઘટવાનાં કારણો સમજાય નહિ ત્યાંસુધી માનસિકબળને ખીલવવાના સાચા ઉપાયો મળી શકે નહિ. માટે સ્ત્રીઓમાંથી માનસિકબળ કેમ ઘટયું તેનાં કારણો આપણે જાણવાં જોઇએ. કારણકે, આપણે જાણીએ છીએ કે, આપણા દેશની પ્રાચીન કાળની સ્ત્રીઓમાં માનસિકબળ હતું. અને એ પછીના કેટલાક જમાનાઓમાં પણ આપણા દેશની સ્ત્રીઓમાં માનસિકબળ હતું. માત્ર હાલના વખતમાંજ એ બળ અતિશય ઘટી ગયું છે. માટે એ બળ ઘટી જવાનાં કારણો આપણે જાણવાં જોઇએ. એ સંબંધી વિચાર કરતાં મને એમ જણાયું છે કે.

૧. અસલના વખતમાં સ્ત્રીઓની અંદર બુદ્ધબળ ખીલવવાનાં સાધનો ન્હોતાં. કારણ કે, તે વખતે દેશમાં અંધાધુંધી ચાલતી હતી એટલે સ્ત્રીઓને શિક્ષણ આપવા માટે કન્યાશાળા જેવાં અભ્યાસ કરવાનાં જાહેર સાર્વજનીક ખાતાઓ નહોતાં.

૨. કદિ કોઇ સ્ત્રીઓએ પોતાના ઘરમાં થોડો ઘણો અભ્યાસ કર્યો હોય તોપણ તેઓને નવા વિચારો મળતા નહોતા. પણ માત્ર ગીતા, ભાગવત, રામાયણ, તથા થોડાંક સ્તોત્ર એટલુંજ વાંચવા મળતું હતું. દેશ પરદેશના નવા નવા વિચારોનાં પુસ્તકો હાલના વખતમાં મળે છે તેવાં કાંઇ એ વખતે મળી શકતાં નહિ. તેથી એ વખતની સ્ત્રીઓની અંદર સ્વતંત્રતાના નવા વિચારો આવી શકતા નહિ. એટલે તેઓનું માનસિકબળ ખીલી શકતું નહોતું.

૩. એ વખતમાં કદિ કોઇ બુદ્ધિશાળી સ્ત્રી હોય તોપણ લોકો તેને બહાર પડવા દેતા નહિ. પણ જેમ બને તેમ સ્ત્રીઓને ઘરમાં ને ઘરમાંજ ગોંધી રાખતા હતા, અને જો કોઇ સ્ત્રી બહાર પડવા માટે જરાક પણ માથું ઊંચકે તો તેને કચરી નાંખતા હતા. એટલે સ્ત્રીઓનું માનસિકબળ દબાયેલું રહેતું હતું. અને ઘણે ઠેકાણે તો તે બળ ઘટતું જતું હતું. પણ હાલના વખતમાં એ બધા સંજોગો બદલાઇ ગયા છે. એટલે હવે એ બળ પાછું વધી શકે તેમ છે.

૪. સ્ત્રીઓની અંદર દેખાદેખી કરવાનો સ્વભાવ છે, અને ખાસ કરીને પોતાના કુંટુંબની વૃદ્ધ સ્ત્રીઓના વિચારોની પાછળ પાછળ તેઓ દોરાય છે. એટલે તેઓનું શાસ્ત્ર ને તેઓના ગુરૂ તથા તેઓના સતસંગ, પોતાના કુટુંબની વૃદ્ધ સ્ત્રીઓમાં આવી જાય છે. અને મધ્યકાળની અંધાધુંધીના વખતની સ્ત્રીઓમાં કાંઇ માનસિકબળ નહોતું કે કંઇ

ગ્નાન નહોતું. પણ એ વખતમાં તો ઘણી જાતના નબળા વિચારો સ્ત્રીઓના મનમાં દાખલ થઇ ગયા હતા. એટલે તેઓને પગલે ચાલવાથી એવા નબળા વિચારોનો વારસો ચાલ્યો આવે છે. તેથી સ્ત્રીઓનું માનસિકબળ ખીલી શકતું નથી.

૫. સ્ત્રીઓની અંદર એક જાતનું કુદરતી બીકણપણું રહેલું છે. એટલુંજ નહિ પણ એ બીકણપણાને વધારે તેવા સંજોગો અસલના વખતમાં પણ ઘણા વધારે હતા. એટલે એવાં બીકણપણાંને લીધે જાહેર હિંમતથી સ્ત્રીઓ બહાર પડી શકતી નહિ, તેથી તેઓનું માનસિકબળ ખીલી શકતું નહિ.

૬. સ્ત્રીઓમાં ટીકા ખમી લેવાની શક્તિ બહુ ઓછી છે. પોતાની વાતો થાય એ તેઓથી ખમી શકાતું નથી. અને જ્યારે કોઇપણ બહાદુરીનું કામ કરવું હોય અગર લોકોથી જરાક આગળ વધી જઇને કામ કરવું હોય ત્યારે એવે પ્રસંગે ટીકા થયાવિના રહે નહિ. પણ એવી ટીકા સહન કરવાનું બળ ઘણી સ્ત્રીઓમાં નથી, તેને લીધે તેઓમાં માનસિક બળ ખીલી શકતું નથી.

૭. બધી સ્ત્રીઓની અંદર કોઇને કોઈ જાતનું વહેમપણું રહેલું હોય છે. કોઇને ધર્મ સંબંધી વહેમો હોય છે. કોઇને બચ્ચાંઓ સંબંધી વહેમો હોય છે, કોઇને વિદ્યા સંબંધી વહેમો હોય છે, કોઇને પોતાની રીતરિવાજોમાં કાંઇ વહેમો હોય છે, કોઇને કપડાં પહેરવામાં તથા કાંઈ વસ્તુઓ વાપરવામાં વહેમ હોય છે. અને કોઇને પોતાની તંદુરસ્તી સંબંધી કાંઇ વહેમ હોય છે. અને અજ્ઞાનદશામાં આવા વ્હેમો હોય તેમાં કાંઇ નવાઇ નથી. એટલે વ્હેમોને લીધે પણ માનસિકબળ ખીલી શકતું નથી.

૮. ધર્મસંબંધી સ્ત્રીઓની અંદર બહુજ સાંકડા વિચારો હોય છે, અને ઘણી બાબતોમાંથી તો સાવ પોલાણેપોલાણ ચલાવી રાખે છે, તેને લીધે પણ માનસિકબળ ખીલતું અટકી જાય છે.

૯. સ્ત્રીઓની સ્થિતિ પરાધીન છે. તેઓને બીજાઓના આધારે રહેવું પડે છે, અને બીજાઓ પોતાના સ્વાર્થને ખાતર સ્ત્રીઓને જેમ બને તેમ દાબમાં ને દાબમાં રાખે છે. તેને લીધે તેઓનું માનસિકબળ ખીલી શકતું નથી.

૧૦. સ્ત્રીઓને બહાર પડવા માટે અને આગળ વધવા માટે અસલના વખતમાં કાયદાની મદદ મળી શકતી ન્હોતી, તેથી સ્ત્રીઓનું મનાસિકબળ ખીલી શક્તું ન્હોતું, પણ હાલના વખતમાં સ્ત્રીઓને ઘણી બાબતમાં કાયદાની મદદ મળી શકે એમ છે, એટલે સ્ત્રીઓનું માનસિકબળ ખીલી શકે તેમ છે.

૧૧. સ્ત્રીઓની અંદર ખોટી નાજુકાઇ આવી ગએલી છે. અને તંદુરસ્તીના નિયમો જાણે નહિ કે પાળે નહિ તેને લીધે તેઓનાં શરીરમાં ઘણી જાતના રોગો ઘુસી ગયેલા છે. તેથી તેઓનાં શરીર નબળાં થઇ ગયેલાં છે. એટલે શરીરની શક્તિ ઓછી થવાથી પણ માનસિકબળ ઘટી જાય છે.

૧૨. લાજના રિવાજને લીધે તથા જનાનખાનાના રિવાજને લીધે પણ સ્ત્રીઓનું માનસિકબળ ઘટી ગયું છે. કારણકે લાજમાં પડ્યું રહેવાને લીધે પોતાનું ડહાપણ જણાવવાની તેઓને તક મળતી નથી. તેથી તેઓનું ડહાપણ તથા બળ કટાઇ જાય છે, અને

પછી ઓછું થઇ જાય છે. માટે સ્ત્રીઓમાં માનસિકબળ વધારવા સારૂ ખોટી લાજના રિવાજો બંધ કરવા જોઇએ. કારણ કે બ્હેનો ! યાદ રાખજો કે, લાજનો રિવાજ કાંઈ પ્રાચીન કાળનો નથી. પ્રાચીન કાળમાં તો આપણા દેશની સ્ત્રીઓ ખુલ્લે મોઢે રહેતી હતી. તેનો પુરાવો હજી પણ દક્ષિણ સ્ત્રીઓ ખુલ્લે મોઢે ને ખુલ્લે માથે રહે છે તે છે. પણ વચલા કાળમાં મુસલમાન રાજાઓના વખતમાં તેમના કેટલાક હલકી વૃત્તિવાળા સુબાઓ સ્ત્રીઓની ઉપર જુલમ ગુજરતા, તેને લીધે લાજનો રિવાજ દાખલ થયેલો છે. પણ હાલના વખતમાં એવું કાંઇ નથી. એટલે સ્ત્રીઓમાં માનસિકબળ વધારવા સારૂ લાજના રિવાજો ઓછા થવાની જરૂર છે.

૧૩. અસલના વખતમાં આપણા દેશની સ્ત્રીઓને બીજી દુનિયાં જોવાનાં સાધનો ન્હોતાં, તેને લીધે તેઓનું માનસિકબળ વધી શકતું નહિ. પણ હાલના વખતમાં તો આપણે જોઈ શકીએ છીએ કે, જાપાનની સ્ત્રીઓ કેવું ઉદ્યોગી જીવન ગાળે છે, અમેરિકન સ્ત્રીઓ કેમ નવિન વિચારોને જલદીથી પકડી લે છે, અને યુરોપની સ્ત્રીઓ પોતાની પ્રજામાં કેમ નવુ જીવન રેડે છે, એ આપણે જાણી શકીએ છીએ. અને એ બધું જોવાથી તથા સાંભળવાથી માનસિકબળ વધતું જાય છે.

૧૪. અગાઉના વખતમાં આપણા દેશની સ્ત્રીઓને હિંમત આપીને બ્હાર પાડનાર કોઇ માણસો ન્હોતા. પણ આજે તો ઘણા ભાઇઓ એમ ઇચ્છે છે કે અમારી બ્હેનો આગળ વધે તો સારૂં, ઘણા પતિ એમ ઇચ્છે છે કે અમારી પત્નિ આગળ વધે તો સારૂં અને ઘણાં માબાપો એમ ઇચ્છે છે કે, અમારી દીકરીઓ આગળ વધે ને સુખી થાય તો સારૂં. એટલે હવેના વખતમાં સ્ત્રીઓને આગળ વધારવા માટે અને તેનું માનસિકબળ ખીલવવા માટે ઘણા લોકોની મદદ મળી શકે તેમ છે. બ્હેનો તમને રસ્તો બતાવનારા બંધુઓ છે એટલુંજ નહિ, પણ જો તમારામાં જરાક જોર હોય તો તમોને ઊંચકી લે તેવા પરમાર્થિક સજ્જનો પણ હાલના વખતમાં ઘણાએ તૈયાર છે. અને તમારાં ન્હાનાં કામોને મોટાં કરીને બતાવે તથા તમારાં સારાં કામોને પણ બહુ સારા રૂપમાં બતાવે તેવાં બંધુઓ અત્યારે તૈયાર છે. એટલે તમને આગળ વધવા માટે અને તમારૂં માનસિકબળ ખીલવવા માટે તમારી પાસે બહુ મોટું મેદાન છે.

બ્હેનો ! આવાં આવાં ઘણાં કારણોને લીધે તમારામાં માનસિકબળ ખીલી શકે તેમ છે. કારણકે, આ બધી વાતો ઉપરથી હવે તમે સમજી શકયાં હશો કે, દેશકાલ બદલાયો છે અને સંજોગો બદલાયા છે. એટલે હવે તમારામાં બહુજ સહેલાઇથી માનસિકબળ આવી શકે તેમ છે. અને હવે તો એ બળને વધારીને જેમ બને તેમ લોકોપયોગી દેશ સેવાનાં કામો કરવાંજ જોઇએ. કારણકે હવે જમાનો એવો આવતો જાય છે કે, એકબીજાને મદદ કર્યા વિના આગળ વધી શકાશે નહિ અને એક બીજાને મદદ કર્યા વિના જીંદગી ટકાવી શકાશે નહિ. આ વાત યુરોપના લોકો બરોબર રીતે સમજે છે, તેથી ત્યાં સ્ત્રીઓ તથા પુરૂષો એકબીજાને મદદ કરવા માટે અતિશય મહેનત કરે છે. અને જીગરની લાગણીથી પરમાર્થનાં કામો કરે છે. એટલુંજ નહિ પણ તેઓ જાનવરો પાસે પણ એવાં કામો કરાવે છે. જેમકે—

## યૂરોપના પરમાર્થિ કુતરાઓ.

યૂરોપના કેટલાક દેશોમા બહુ બરફ પડે છે, બહુ ધુમસ પડે છે, અને ઓચિંતો વરસાદ વરસે છે, તથા કરા પડવા માંડે છે. એવા તોફાનમાં જે માણુસ સપડાઇ જાય તેઓના બહુ બુરા હાલ થાય છે. કારણકે ધુમસને લીધે રસ્તો દેખાતો નથી, અને બરફ પડવાને લીધે શરદી લાગી જાય છે, તથા વરસાદને લીધે કપડાં ભીંજાઇ જાય છે તેથી તેઓ જ્યાં હોય ત્યાંજ પડયા રહે છે. આવી સ્થિતિમાં જંગલમાં રહી ગયેલાં માણુસોને ગામના લોકો પણુ મદદ કરી શકતા નથી કારણકે એવાં તોફાનમાં કોઈ પણુ માણુસો જંગલમાં જઇ શકતા નથી. પણુ આવે વખતે જંગલમાં તોફાનમાં સપડાઇ ગયેલા લોકોને મદદ કરવા સારૂ કેટલાક મઠમાં પરમાર્થિક સાધુઓએ કુતરાઓ પાળેલા હોય છે. અને તે કુતરાઓને એવાં માણુમોની મદદ કરવાનું શીખવેલું હોય છે. એ કુતરાઓનાં ગળાં ઉપર દારૂની શીશી તથા પાંઉ બિસ્કુટ બાંધે છે, ને તે કુતરાને જંગલમાં છુટા મૂકે છે. એટલે જે ઠેકાણે માણસની ગંધ આવે ત્યાં કુતરાઓ પહોંચી જાય છે. અને બેશુદ્ધ થયેલા માણુસને પોતાનું માથું લગાડી લગાડીને તથા પોતાનાં નખોરીયાં ખુંચવી ખુંચવીને જગાડે છે. એટલે પેલો માણુસ તેના ગળામાં બાંધેલી શીશીમાંથી દારૂ પીએ છે, તેથી તેના શરીરમાં ગરમી આવી જાય છે. તે પછી તે ભૂખ્યો માણુસ ખાવાનું ખાય છે અને કુતરાની સાથે સાથે ચાલી ગામમાં પહોચે છે. અને જો કોઇ માણુસ વધારે બેશુદ્ધ થયો હોય અને કુતરાની મદદથી ન ઉઠી શકે કે ન આવી શકે તેમ હોય તો એ કુતરાઓ પોતાના શેઠને જઇને ખબર કરે છે કે, અમુક ઠેકાણે માણુસ પડેલો છે. એટલે તે સાધુઓ કુતરાની સાથે સાથે જાય છે, અને તે તોફાનમાં સપડાઇ ગયેલા માણુસને મદદ કરે છે.

બ્હેનો ! આવી રીતે આજના વખતમાં તો કુતરાઓ પાસે પણુ પરમાર્થનાં કામો કરાવવામાં આવે છે, ત્યારે આપણે ઉત્તમ મનુષ્ય થઇને, રૂડા ધર્મવાળા થઇને, અને ચોખ્ખી સમજણુવાળા થઇને, આવા અનુકૂળતાવાળા જમાનામાં પણુ જો કાંઈ સારાં કામો ન કરી શકીએ અને આપણા માનસિકબળને ન ખીલવી શકીએ, તો એ કેટલીબધી મોટી ભૂલ કહેવાય. ? એવી ખરાબીમાં ન પડયું રહેવાય. માટે તમારામાં કુદરતી રીતેજ રહેલાં માનસિકબળને ખીલવો, માનસિકબળ ખીલવો.—

## માનસિકબળ મેળવવાના ઉપાયો.

બ્હેનો ! સ્ત્રીઓની અંદરથી માનસિકબળ કેમ ગયું છે તે વાત બરોબર રીતે જાણી. હવે એ બળ પાછું કેમ મેળવાય તેના ઉપાયો આપણે જાણુવા જોઇએ. એ ઉપાયો માટે અનુભવી વિદ્વાનો એમ કહે છે કે, માનસિકબળ મેળવવા માટે પ્રથમ વિદ્યાભ્યાસ કરવો જોઇએ—કારણુ કે વિદ્યાભ્યાસથી અજ્ઞાન નાશ પામે છે, અને અજ્ઞાન નાશ પામે એટલે કેટલીક જાતનું બળ તો એની મેળે મેળે આવી જાય છે. માટે માનસિકબળ વધારવાનો પ્રથમ ઉપાય એ છે કે, કેળવણી વધારવી. કેળવણીથી માનસિકબળ વધી શકે છે એ વાત સાચી પણુ માત્ર સ્કૂલમાં બાળપણુમાં થોડાં વરસ ભણીએ એથી કાંઈ ખરી કેળવણી મળી જાય નહિ. પણુ સ્કૂલમાં જે કેળવણી મળી હોય તે તો માત્ર બીજરૂપે હોય છે. એ બીમાંથી ઝાડ બનાવવા માટે વાંચન જોઇએ, તે સારૂ સ્કૂલ છોડયા પછી ઘર આગળ

હમેશાં સારાં સારાં પુસ્તકો વાંચવાનો અભ્યાસ રાખવો જોઇએ. કારણકે માણુસોની જીંદગી સુધારવામાં પુસ્તકો પણ બહુ મદદ કરી શકે છે. અને સારાં પુસ્તકોની મદદથી પણ ઘણુંએ માનસિકબળ વધી શકે છે. બ્હેનો ! વાંચવું એટલુંજ કાંઇ બળ નથી પણ જે વાંચેલું હોય તેનો વિચાર કરવો જોઇએ, અને તેને પચાવવું જોઇએ. તથા તેને જીગરમાં ઉતારવુ જોઇએ. ત્યારેજ વાંચનની સાર્થકતા થાય છે. પણ એ બધું કરવા માટે જે વાંચેલું હોય તે ઉપર ફરી ફરીથી વિચાર કરવો જોઇએ. અને એમાંથી આપણી સ્થિતિને બંધ બેસતુ શું છે ? તથા હાલના વખતમાં એ સંબંધીમાં આપણે શું શુ કરી શકીએ તેમ છીએ। તેનો વિચાર કરવો જોઇએ. આવી રીતે શાન્ત ચિત્તે વિચાર કરવાથી માનસિકબળ વધી શકે છે. માનસિકબળ વધારવા માટે તથા જે અભ્યાસ કરેલો હોય, જે વાંચેલો હોય, અને જે વિચારેલું હોય તે બધું વાજબી છે કે કેમ ? અથવા એમાં કંઇ વસ્તુ નબળી છે ? અને કઇ વસ્તુ ખરેખરી કરવા લાયક છે ? તે સમજવા માટે સતસંગ કરવો જોઇએ. કારણકે, સતસંગથી જુદા જુદા મહાત્માઓના તથા વિદ્વાનોના અને પરમાર્થી સજ્જનોના અનુભવનો લાભ મળી શકે છે, એથી આપણી ભૂલો સુધરે છે, અને આપણામાં નવું માનસિકબળ આવતું જાય છે. માટે માનસિકબળને ખીલવવા સારૂ સતસંગની જરૂર છે. બ્હેનો, સતસંગ કર્યા પછી જે વધારે અગત્યની વાત છે તે એ કે, સતસંગમાંથી જે વાત સિદ્ધ થયેલી હોય, તે વાત અમલમાં મૂકવાની જ્યારે તક મળે ત્યારે એ તકનો તુરતજ લાભ લેવો જોઇએ. કારણકે યાદ રાખજો કે, તક કાંઇ વારેવારે મળતી નથી—અને એને જો હાથમાંથી જતી રહેવા દઇએ તો કાંઇ કામ થઇ શકતું નથી. માટે તક આવે કે તુરતજ તેને પકડી લેવી જોઇએ. એ માટે વિદ્વાનો એમ કહે છે કે, તકના આગલા ભાગમાં વાળનો ગુચ્છો છે. એ બાબતને જો પકડી લીધી હોય તો તુરતજ તે પકડાઇ જાય છે. પણ જો એને જરાક પણ જવા દઇએ તો તેના પાછલા ભાગમાં તાલ છે, એટલે તેને પકડી શકાતી નથી. માટે તક આવે કે તુરતજ તેને પકડવી જોઇએ તોજ કામ થઇ શકે છે. અને જેને એવી રીતે તકનો લાભ લેતાં ન આવડે અને હાથ આવેલી તક ખોઇ નાંખે તે માણુસ પાછળ રહી જાય છે. માટે માનસિકબળ મેળવવા સારૂ જે સારી તકો આવી મળે તેનો તુરતજ લાભ લઇ લેવો જોઇએ. તકનો લાભ લેવા માટે ગીતામાં કહ્યું છે તેમ જીવનો ગુરૂ જીવને બનાવવો. એટલે કે આત્માજ આત્માનો મિત્ર છે, અને આત્માજ આત્માનોજ શત્રુ છે. એમ સમજી આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો. મતલબ કે મારા બળથીજ આગળ વધવાનું છે. અને હું જો પાછળ રહી જાઉં તો હલકી નમાલી જીંદગી ગાળું તો તેનાં પરિણામો મારેજ ભોગવવાનાં છે. એમાં બીજા કોઇને કાંઇ લેવા દેવા નથી. માટે મારે મારી જીંદગીને સુધારવી જોઇએ, અને મારી જીંદગી સુધારવા સારૂ મારે માનસિકબળ મેળવવું જોઇએ. આવી રીતે પોતાના જીવનો ગુરૂ પોતાના જીવને બનાવવાથી માનસિકબળ મેળવી શકાય છે. જીવનો ગુરૂ જીવને બનાવીને પછી એવો વિચાર કરવો કે મારી જીંદગીનો હેતુ શું છે ? હું આ જગતમાં શામાટે આવેલ છું, શું માત્ર ખાવું, પીવું, લુગડાં ઘરેણાં પહેરવાં, સગાં વહાલાંમાં ફરવું, નાતોમાં જમવું, અને પછી વખત આવે મરી જવું તેને માટેજ મારો અવતાર છે ? નહિં, નહિં. એટલાજ માટે કાંઇ જીંદગી હોય નહિ. પણ જીંદગીની મોકાણ તો કાંઇક જૂદીજ છે. જીંદગીમાં જે અમૃત છે તે તો કાંઇક જૂદુંજ છે. અને તે એ કે, આ સંસારમાં સ્વર્ગ ભોગવવા માટે અમોને આ જીંદગી આપવામાં આવી છે,

એટલુંજ નહિ પણ અનંતકાળના મોક્ષધામના હરિની હજુરમાં સુખો ભોગવી શકીએ તેને ખાતર અમોને આ જીંદગી આપવામાં આવી છે. કારણકે જીંદગી એ ઉત્તમમ ઉત્તમ વસ્તુ છે. કોઇ બાદશાહ કદિ પોતાનું રાજ્ય આપી દે, તોપણ એક ક્ષણ પણ કોઇ તેને આયુષ્ય આપી શકે તેમ નથી. આવી અમૂલ્ય જીંદગી અમોએ મેળવી છે-માટે તેનો સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ. આવી રીતે જીંદગીના હેતુ સમજવાથી માનસિકબળ વધી શકે છે-માટે બ્હેનો, જીંદગીના હેતુઓ સમજો. જીંદગીના હેતુએ સમજ્યા પછી સવાલ એ છે કે, શું એ બધુ કરવાનું બળ આપણામાં છે? એન જવાબમાં મહાત્માઓ તથા શાસ્ત્રો કહે છે કે-હા, તમારા આત્મામા એવું બળ છે, કારણ કે જીવમા તે પરમાત્માનો અંશ છે. એટલે તેમા પરમાત્માની બધી શક્તિઓ રહેલી છે અને તેને પરમ કૃપાળુ પરમાત્માની પૂરેપૂરી મદદ છે, એટલુંજ નહિ પણ જો તે પોતાન અંદર રહેલો મલિનતાનો ભાગ કાઢી નાખે, ને આત્મરૂપે રહેતાં આવડે તો તે પોતે બ્રહ્મરૂપ છે. એ માટે આપણાં પવિત્ર શાસ્ત્રોમા એમ કહ્યું છે કે-જીવમાંથી શિવ થા શકે છે; અને નરમાંથી નારાયણ થાય છે. એ માટે નર નારાયણના મંદીરમાં નરની તથ નારાયણની બે મૂર્તિઓ સાથે રાખીને આપણને એમ સમજાવે છે કે, તમે પણ નારાયણન જેવાજ છો, અને જો ધારો તો તે રૂપ બની શકો તેમ છો. બ્હેનો! આટલુંબધું આપણ આત્મામાં બળ છે. અને અનંત બ્રહ્માંડના નાથના બળની તો વાતજ શું કરવી? જેણે આ પૃથ્વી બનાવી, જેણે ચાંદા સુરજ બનાવ્યા, જેણે આકાશ બનાવ્યું, અને જેણે આ બ્ર બ્રહ્માંડ બનાવ્યું તેના બળની તો વાતજ શુ? અને એવા સમર્થમાં સમર્થ પરમાત્માન આપણને સીધી રીતે મદદ મળી શકે તેમ છે. જો સીધી રીતે કામ કરતાં આવડે ત એની મદદ તો દરેક ઠેકાણે ને દરેક પળે તૈયારજ છે એટલે માનસિકબળ મેળવું ક કાંઇ મ્હોટી વાત નથી. આ બધી વસ્તુઓ જો બરોબર રીતે ખ્યાલમાં આવી જા અને જીંદગીના હેતુ, આત્માનું બળ, તથા પરમાત્માનું બળ, એ બધી બાબતો જો બરે બરો રીતે સમજાઇ જાય તો આપણે ધારી શકીએ નહિ, કે કલ્પી પણ શકીએ નહિ એટલુંબધું માનસિકબળ, ને આત્મિકબળ મેળવી શકાય છે-માટે વ્હાલી બ્હેનો! એ આત્મિકબળ મેળવો એને તમારાથી બની શકતી કોઇ પણ લાઇનમાં કાંઇક પણ શુભ કામો કરો, એજ મારી વિનતી છે. અને એવુ બળ પરમકૃપાળુ પરમાત્મા તમોને આ એમ મારી પ્રાર્થના છે. કારણકે જ્યારે સ્ત્રીઓમાં માનસિકબળ આવશે ત્યારેજ દેશન આબાદી થશે, ત્યારેજ સુધરેલી પ્રજાઓની સામે ટકી શકાશે, અને ત્યારેજ ભવિષ્યન પ્રજાનું ભલું થશે-માટે બ્હેનો! તમે માનસિકબળ મેળવો, માનસિકબળ મેળવો. જો તમા રામા કાંઇ પણ નવું બળ આવશે તો હું મારી મહેનત સફળ થયેલી સમજીશ, પ્રભુ તમોને તેવું બળ આપો. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## જ્ઞાનનો ભંડાર:

કહો ત્યારે શું ધનદોલતનું અનિશ્ચીત અને માયાવી સુખ મેળવવાની ઇચ્છા રાખી તે પાછળ રોકાઇ રહીને, તેને ખાતર ગ્રંથ સમાગમથી મળતા નિત્યના સંગાથ જ્ઞાનને અને સતત આનંદને મારે ગુમાવી દેવાં? ના, એમ બનશે નહી; ધનદોલતને મોટો ઢગ એકઠો કરવાની કાળજી તમારે રાખવી હોય તો ભલે રાખો; પણ હું તો મ્હા જ્ઞાનનો ભંડાર વધારવાનીજ ઇચ્છા અને કાળજી રાખીશ.

—'જીંદગીનો ઉપયોગ'માંથી ભાવાર્થ.

# કર્મક્ષેત્રઃ ચારિત્ર્ય અને ઉદ્યોગ.

## શ્રીયુત્ ગોપાળ કૃષ્ણ ગોખલે સી. આઈ. ઈ.

૧

લેખકઃ રા. રા. મોહનલાલ કરમચંદ ગાંધી.

( શ્રીયુત્ ગોખલેના જીવનની આ ટુંકી નોંધ એમની હયાતીમાં લખવામાં આવી હતી. )

" પ્રમાણમાં નાની ઉંમરના હોવા છતાં મી. ગોખલે દરેક વર્ગના હીંદીઓમાં માન્ય થઈ પડ્યા છે; એટલુંજ નહિં પણ એંગ્લોઈંડિઅનો પણ તેમની પ્રત્યે માનની નજરે જુએ છે. તેમની આટલી કીર્તિ, અસાધારણ સદ્‌ગુણો અને અમૂલ્ય દેશસેવાનું પરિણામ છે. તેમનાં જીવન ચરિત્ર કેટલીક જગ્યાએ લખાયાં છે, છતાં આ સ્થળે તેમની કારકીર્દિનો ટુંક હેવાલ આપવો યોગ્ય ગણાશે.

" તેમનો જન્મ એક ગરીબ મરાઠા બ્રાહ્મણ કુટુંબમાં સને ૧૮૬૬ માં કોલ્હાપુર ગામે થયો હતો. ત્યાંનીજ કોલેજમાં ભણીગણીને તેઓએ એફ. એ. ની પરિક્ષા પાસ કરી. ત્યાર પછી મુંબઈની એલફીન્સ્ટન કોલેજમાં ગયા અને ત્યાં ૧૮૮૪ માં બી. એ. ની પરિક્ષા પાસ કરી.

" આટલું ભણી રહ્યા પછી કોઈ ધંધામાં પડવાનો તેમને વિચાર કરવો પડ્યો, અને શિક્ષકનોજ ધંધો તેમણે પસંદ કર્યો. તે સમયમાં ડેક્કન એજ્યુકેશન સોસાયટી સારૂં કામ કરી રહી હતી. મી. ગોખલે તે મંડળમાં સામેલ થયા. આ મંડળે પુનામાં તેના હાથ નીચે ચાલતી ફરગ્યુસન કોલેજમાં રૂ. ૭૦ ને પગારે તેમને અર્થ શાસ્ત્રી અને ઇતિહાસ શાસ્ત્રી નીમ્યા. અહીં ૨૦ વર્ષ સુધી કેળવણી આપવાનું કામ કરવા મી. ગોખલેએ સોગન લીધા. આ પ્રતિજ્ઞા તેઓએ પાળી, આવા ખવાસના માણસોજ જ્યારે કેળવણીને કાજે પોતાની જીંદગી સમર્પણ કરે છે ત્યારેજ કેળવણી ફળદાતા નીવડે છે. અને અને છોકરાઓનાં સદ્‌વર્તન ત્યારેજ ઘડાય છે. મી. ગોખલેએ ફરગ્યુસન કોલેજમાં વીસ વર્ષ ગાળ્યાં તે દરમીયાન સભાઓમાં છાપાદ્વારા તેમનાં દર્શન બહુ થયા નહિં હતાં, છતાં ઘણાએ જુવાનોએ પોતાના મનને વિકાસવાનું તથા વર્તનને દ્રઢાવવાનું અગત્યનું ચોવણ તેમની પાસેથી તેજ વર્ષોમાં મેળવ્યું હતું

" મી. ગોખલે ફરગ્યુસન કોલેજમાં હતા તે દરમીઆન કેળવણીના કામ સિવાય બીજા કામમાં પણ ધ્યાન આપી રહ્યા હતા કોલેજમાં તેઓ દાખલ થયા તે અરસામાં મરહુમ મી. મહાદેવ ગોવિંદ રાનડેના સમાગમમાં આવ્યા હતા કે જેમનાવડેજ મુખ્યત્વે કરીને તેમનું ચારિત્ર ઘડાયેલ હતું ન્યા. રાનડેના પ્રવિણ હાથ તળે બાર વર્ષ કે તેથી વધુ વખત સુધી તેમણે અર્થ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. પરિણામે હિંદુસ્તાનમાં આજે આર્થીક સવાલો વિષે જેના શબ્દો આધારભુત ગણાય એવા થોડાક માંહેના મી. ગોખલે એક છે. મી. ગોખલે મરહુમ મી. રાનડે તરફ બહુ પુજ્યભાવ ધરાવે છે. અને તેમને પોતાના ગુરૂ તરીકે માને છે. ૧૮૮૭ માં મી. રાનડેની ઇચ્છાથી પુના સાર્વજનીક સભા તરફથી પ્રગટ થતાં ' ક્વાર્ટર્લી જરનલ 'નું અધિપતિપણું તેમણે સ્વીકાર્યું. તે પછી તેઓ

તજ તેઓ ડેક્કન સભાના ઓનરરી સેક્રેટરી નીમાયા. પુનાના એંગ્લો મરાઠી અઠવાડી પત્ર ' સુધારક ' ના પણ તેઓ અધિપતિ હતા. મુંબઇની પ્રોવીન્શીયલ કોન્ફરન્સના તેઓ ૪ વર્ષ સુધી સેક્રેટરી હતા. ૧૮૯૫ માં પુનામાં કોંગ્રેસ ભરાણી હતી તેના પણ તેઓ સેક્રેટરી નીમાયા હતા. જાહેર કામમાં તેમની સમજણ અને ઉત્કંઠા એટલાં તો પ્રખ્ય તીને પામેલાં કે તેમને ' દખણના ઉદય થતા તારા 'ની ઉપમા આપવામાં આવતી. આ તેમની કારકીર્દીને લીધે હિંદુસ્તાનના ખર્ચ વિષે વિલાયતમાં વેલ્બી કમીશન બેઠું હ તેની સમક્ષ જુબાની આપવા મુંબઇની પ્રજાએ મી. વાચ્છાની સાથે તેમને પણ ચું કાઢયા હતા. ત્યાં તેમણે કીંમતી જુબાની આપી હતી.

" ઈંગ્લાંડમાં તેઓ રહ્યા તે દરમીયાન હિંદુસ્તાનના મામલા સબંધી તેમણે કેટલાં ભાષણો આપ્યાં હતાં. પ્લેગના સબંધમાં મુબઇ સરકારે જે કારોબાર ચલાવ્યો હતો તથ તેમાં કામે રોકેલા સોલજરોએ જે કમકમાટ ઉપજાવે એવાં કામો કર્યાં હતા તેની સખ્ ટીકા છપાવી તેમણે ત્યાં બહાર પાડી હતી. તે પછી કેટલીક મુદત બાદ તેઓ મુબઇ ધારા સભાના સભાસદ ચુંટાયા. ૧૯૦૨ માં ફરગ્યુસન કોલેજમાંથી રૂ. ૨૫ નું પેનશ લઈ તેઓ ફારગત થયા તેજ અરસામાં વડી ધારાસભામાં મુંબઇના પ્રતિનિધી સ ફીરોજશાહ મહેતાની નાદુરસ્તીને લીધે તેમની જગ્યાએ મી. ગોખલેને ચુંટવામાં આવ્યા આ કામ તેમણે એવી તો સરસ રીતે બજાવ્યું કે ત્યારથી તે જગ્યા માટે તેઓ આજ સુધી ફરી ફરી ચુંટાયા કર્યા છે.

" વડી ધારાસભામાં મી. ગોખલેની ચુંટણી થઇ ત્યારથી તેમની કારકીર્દીમાં ન પ્રકરણ શરૂ થયું. સ્વદેશ સેવામાં તેમની ભારેમાં ભારે જીતના ઇતિહાસ રૂપે તે બન રહેલ છે. બજેટ વખતનાં તેમનાં પહેલાંજ ભાષણને કોઇ પ્રેરણા સમાન સમજે છે ત્યારથી બજેટ વેળા તેમનાં ભાષણો વિષે સહુ સુણી આતુરતા ધરાવે છે. વર્ષો વર્ષ તેમણે બતાવી આપ્યું છે કે ખરચમાં જે પુરતા બચાવ આવે છે તે જેટલી હોવી જોઇએ તેથી વધારે છે, તથા પ્રજાની આબાદી તેથી કેવી બીનપુરવાર રહે છે. વર્ષો વર્ષ તેમણે સરકારી ખાતાઓમાં હીંદીઓને વધારે પ્રમાણમાં નોકરી આપવામાં આવે એવી માગણી કર રાખી છે, લશ્કરી ખર્ચ ઓછો કરવા સારૂ તેમણે વર્ષો વર્ષ હિમાયત કરી છે, નીમક વેરો રદ કરવા વિષે તથા નહેર કામ અને ધંધા સબંધી કેળવણીને વધુ પ્રસારવા વિષે પણ તેમણે વર્ષો વર્ષ માગણી કરી છે, તથા મફત અને ફરજીઆત પ્રાથમીક કેળવણી દાખલ કરવા તથા એવા બીજા સુધારા કરવાને તેમણે વર્ષો વર્ષ આગ્રહ કર્યો છે. નીમક વેરામ ઘટાડો થયો છે તે ઘણે ભાગે તેમની હિમાયતથીજ.

" હિંદુસ્તાનના કેટલાક ઉંચામાં ઉંચા હોદ્દા ધરાવનારા અમલદારો તેમની સાથે મિત્રાચારી ધરાવે છે; અને તુમાખી વાઇસરોય લોર્ડ કરઝન પણ તેમને પોતાના સમોવ ડીઆ સામાવાળા તરીકે ગણતા હતા. તેણે કહેલું કે મી. ગોખલે સાથે પટા ખેલવા એ એક મજેહ છે. તેના સમાગમમાં આવેલા માણસોમાં મી. ગોખલે સઉથી બળવાન છે એવું પણ તેણે કહેલું સંભળાયું છે. જો કે કાઉન્સીલમાં મી. ગોખલે લોર્ડ કરઝનને કદી નમતું ન આપે એવા વિરોધી હતા, છતાં તેમની કાબેલીઅત અને ઉમદા વર્તન માટે

માનની નીશાની તરીકે તેણે સી. આઇ. ઇ. ના ખેતાબની નવાજેશ કરી હતી, અને તે નવાજેશ વેળા તેમને મુબારકબાદી આપનારો એક ખાનગી પત્ર પણ તેણે લખ્યા હતા.

" મી. ગોખલે કોંગ્રેસની હિલચાલમાં પ્રથમથીજ જોડાયા હતા. કોંગ્રેસની ઘણી ખરી સભાઓમાં તેઓ હાજર રહેલ છે અને ભાષણો કરેલ છે. તેમનું સહુથી વખાણવા લાયક ભાષણ ૧૯૦૪ માં મુંબઇની કોંગ્રેસની અંદર હોંદી તીજોરીની સીલીક ઉપર આપેલું તે હતું. તે ભાષણ સર હેનરી કોટનના કહેવા પ્રમાણે આખની સભામાં સાંભળવામાં આવેલા સરસમાં સરસ ભાષણની સરખામણી કરે તેવું હતું.

૧૯૦૫ માં વિલાયતની પ્રજાને હિંદુસ્તાનની રાજદ્વારી સ્થિતિથી વાકેફ કરવા મુંબઇની પ્રજાએ તેમને એક ડેલીગેટ તરીકે ત્યાં મોકલ્યા હતા. તે કામ તેમણે બહુ સંતોષકારક રીતે બજાવ્યુ હતુ. ૫૦ દિવસમાં તેમણે કંઇ નહિતો ૪૫ ભાષણો આપેલાં. હિંદુસ્તાનમાં બ્રિટીશ રાજ્ય વિષેનો પ્રજામત જાહેર કરવાની તેમની ખુબીથી ઘણા ખાહોશ અંગ્રેજો પણ તાજુબ થઇ ગયા હતા. તેઓ ઇંગ્લાંડથી ઉપડયા તે પહેલાં બનારસનાં પવિત્ર સ્થળમાં મળનારી કોંગ્રેસના પ્રમુખ ચુંટાઇ ચુકયા હતા. બનારસની કોંગ્રેસમાં તેમણે પ્રમુખપદેથી આપેલું ભાષણ અત્યંત સ્પષ્ટતા અને પ્રવીણતાનો નમુનો હતું, બનારસ કોંગ્રેસ પછી તેઓ તુરતજ પાછા વિલાયત ગયા અને આ વખતે તેમને લોર્ડ મોરલીની સાથે ઘણીએ મુલાકાતો થઇ. લોર્ડ મીંટોની નવી સુધારાઓની યોજના સંબંધમાં ૧૯૦૮ માં તેઓ ફરી વિલાયત ગયા હતા.

" મી. ગોખલેએ વારંવાર ભાર દઇને જણાવ્યું છે કે હિંદુસ્તાનના દરેક પ્રાંતમાંથી રાજદ્વારી કામ માટે દેહ અર્પણ કરે એવા કંઇ નહિ તો થોડાક માણસોએ નીકળી પડવાની બહુ અગત્ય છે. ખરૂં કહીએ તો સ્વદેશ સેવા એજ જેમની નેમ હોય એવા રાજદ્વારી સન્યાસીઓનો માર્ગ બનાવવો એ તેમની લાંબો વખત થયાં અભિલાષા હતી. આ અભિલાષા હાલમાં બહાર પડી છે. ' સર્વન્ટસ ઓફ ઇન્ડીયા સોસાયટી ' થી હિંદુસ્તાનની પ્રજા વાકેફ થઈ ગઈ છે. આ સોસાયટીના હેતુઓ ઘણા ઉમદા છે અને ભવિષ્યમાં આ દેશની ઉંચામાં ઉંચી સેવા કરવાને તે વધારે ને વધારે શક્તિવાન થતી જાય એમ સહુ ઇચ્છીશું.

" મી. ગોખલેની ભાષણ કરવાની રીત સંબંધી બે બોલ કહીએ. તેઓ કંઇ વકતા નથી. સાંભળનારાઓની લાગણી ઉશ્કેરવા તરફ તેઓ ખાસ લક્ષ રાખતા નથી પોતાની વાત સામાના મનમાં બરોબર ઉતારવી એજ તેમની નેમ છે. તેઓ ઝડપથી બોલે છે. ભરપુર આંકડા અને હકીકત એ તેમનો સરંજામ છે. તેમની સમજાવવાની શક્તિ બહુ તિક્ષ્ણ અને ઉત્સાહ ભરેલી છે. તેમની બોલવાની રીત સાદી પણ સફાઇદાર અને જોરાવર છે.

" મી. ગોખલે બહુ ઉત્સાહી સુધારક છે. તેઓ ' જ્ઞાન પ્રકાશ ' નામનું પુના ખાતે પ્રગટ થતું રોજીંદુ મરાઠી છાપુ પણ ચલાવે છે, ( અને તે વડે ) પોતાના સામાજીક અને રાજદ્વારી વિચારનો પ્રચાર કરે છે. તેમની રહેણી અત્યંત સાદી છે, ઉમ તપવાળી છે એમ કહી શકાશે. ખરૂં કહીએ તો મશહુર છાપાકાર મી. નેવીનસને કહ્યું છે તેમ એક ખરા

બ્રાહ્મણ તરીકે તેમણે તેમની જીંદગી ગરીબાઇ અને જ્ઞાનમાં હોમી છે. સાદી રહેણી અને ઉંચી કરણી એ ઘણી પુરાતની હીંદી રીતીના આથી વધારે સારા નમુના બીજા નહીં હશે.

" મી. ગોખલેનાં છેલ્લાં મોટા કામોમાં કેળવણીનું બીલ તથા હીંદી મજુરોની ફર જ્યાત ગુલામગીરી બંધ કરાવવાનો પ્રયાસ છે. કેળવણીનું બીલ વાઇસરાયની ધારાસભા આગળ ગયું હતું. બીજાં પ્રજાકીય બીલોની જે દશા મી. ગોખલેના બીલની થઇ છે, છતાં તેમને હીંદના બધા ભાગ અને બધી કોમ તરફથી એટલો ટેકો મળ્યો છે કે તે એકત્ર બળની સામે સરકાર લાંબા વખત સુધી થઇ શકશે નહિ.

" આ દેશમાંથી ગીરમીટ બંધ થઇ તેને માટે આપણે મી. ગોખલેના ઘણા આ- ભારી છીએ. પોતે ઘણાં કામમાં ગુંથાયલાં હોવા છતાં અને માંદા હોવા છતાં આ સ- વાલનો કેટલો સરસ અભ્યાસ કર્યો છે તે જાણવાને હીંદની ધારાસભામાં તેમણે આપેલું ભાષણ આરસી સમાન છે.

" ગીરમીટના સવાલ ઉપરાંત આપણી તકલીફો તરફ તેમણે ધ્યાનપુર્વક નજર રાખેલી છે અને સત્યાગ્રહની લડતમાં કીમતી મદદ આપી છે. આપણા તરફની તેમની લાગણી વધીને એટલે સુધી પહોંચી છે કે તેમણે આ દેશમાં આવી આપણી સ્થિતિ જાણવા નક્કી કર્યું છે.

" માતૃભુમિની સેવામાં પોતાની આખી જીંદગી અર્પણ કરનાર માનવંતા ગોખલેના જેવા બાહોશ અને તેજસ્વી બનવું આપણા હાથમાં નહિ, પણ તેમની પેઠે પોતાના કામ- માં એકતાર થવાનું આપણામાંના દરેકના હાથમાં હોઇ શકે છે. મી. ગોખલે પોતે જે માને છે તેમાં એકતાર છે તેથીજ આખો દેશ અને મિત્ર બધા તેમને એક સરખી રીતે માન આપે છે. આ જીવન ચરિત્ર વાંચવામાં આવ્યા પછી, ' તેઓ દીર્ઘાયુ બનો અને તેમની છાપ આપણા હૃદયમાં કદી ઝાંખી ન પડો. ' એવું આપણે ઇચ્છીશું. અસ્તુ !

---

શ્રીમાન માણસઃ

જે માણસના મનમાં પરમાર્થની મહાન્ ભાવના હોય, જે માણસ જ્ઞાનના ઉપાસક હોય, જે માણસ પોતાના બધુંઓની સેવા કરતા હોય, જે માણસ કાંઇક નવી નવી શોધ કરતા હોય, જે માણસ જગતને આગળ વધારવા પોતાના સ્વાર્થનો ભોગ આપતા હોય, જે માણસ બીજાઓના કલ્યાણને ખાતર કષ્ટ સહન કરતા હોય, જે માણસ નીચે પડી રહેલાઓને ઉંચે ચડાવતા હોય, જે માણસ દેશની દોલત વધારતા હોય એમ જે માણસ પોતાના અંતરાત્માને સંતોષ થાય તેની રીતનું ઉત્તમ જીવન ગાળતા હોય, તે માણસોને હું મ્હોટા માણસો સમજું છું.

—'નવા યુગની વાતો' ભાગ ૨ જો.

૨.

[ પ્રો, પટવર્ધનના " માસિક મનોરંજન " માં આવેલા જીવન ચરિત્ર ઉપરથી 'વસન્ત' માટે રા. રા. જીવનલાલ અમરશીએ કરેલાં ભાષાન્તરમાંથી મહત્વના ઉતારા અહિં પ્રકટ કરવામાં આવ્યા છે. તે માટે માસિક મનોરંજન તથા વસન્તના વિદ્વાન તંત્રીઓનો તેમજ પ્રો. પટવર્ધન અને રા. જીવનલાલનો ઉપકાર માનવા અમે રજા લઈએ છીએ. —તંત્રી, સુ. સુ ]

**મૃત્યુને લીધેજ મનુષ્યની ખરી કિંમત થાય છે**

જીવનની બળતી જ્યોતિએ જેના ખરા સો ટચના ગુણ દૃષ્ટિગોચર થવા નાહ દીધા તેના તે ગુણ મૃત્યુના ઘોર અંધકારે પ્રકાશમાં આણ્યા છે, અને તેની ખરી સ્થિતિ આખા જગતમાં જાહેર કરવાનું શ્રેય મૃત્યુએ મેળવ્યું છે. ઘણે પ્રસંગે પહેલાં પ્રસિદ્ધિમાં આવેલા મનુષ્યના પણ ખરેખરા ગુણ અને ખરેખરી કામગીરી–યોગ્યતા–તેના મૃત્યુ પછીજ સમજાય છે. જે જાહેરનામા (ઢંઢેરા)–ને હિંદુસ્તાનનો 'સુવર્ણપટ' કહે છે, તે ૧૮૫૭માં પ્રસિદ્ધ થયું, ત્યારે તેમાંના ઉચ્ચ તત્ત્વનું, ઉદાર ધ્યેયનું સમદૃષ્ટિનું અને ન્યાયનીતિનું પુરસ્કર્તૃત્વ તે વખતના મુખ્ય પ્રધાનનેજ મળ્યું હતું. પરંતુ મૃત્યુએ ખરી હકીકત બાહેર પાડીને તેનું ખરૂં શ્રેય પરલોકવાસી વિક્ટોરીઆ મહારાણીનું મહારાણીને આપ્યું; અને એ રાજકરણી સ્ત્રીના ખરા હૃદયની ઓળખાણ હિંદુસ્તાનની પ્રજાને કરાવી. પારલોકવાસી ગોપાળરાવ ગોખલેના સંબંધમાં પણ તેમજ નહી બને એમ શા ઉપરથી કહેવાય ? તેમના ઘણાખરા ગુણાવગુણ લોકોને—સામાન્ય જનસમૂહને અગોચર હતા તે હવે–તેઓ આ લોક છોડીને ગયા પછી–સમજાશે કે સમજાવા લાગ્યા છે. હિંદુ, મુસલમાન, યાહુદી, પારસી, જૈન, લિંગાયત, સ્માર્ત, વૈષ્ણવ, દેશી, ખ્રિસ્તી, અને એંગ્લો ઇંડિયન: સર્વેને ગોપાળરાવના મૃત્યુથી પોતાને ભારે હાની થઈ, એમ લાગવા માંડયુ છે, એ નિ:શંક છે. પરંતુ ગોપાળરાવ જીવતા હતા ત્યારે તેમને સર્વેએ એક સરખી રીતે પોતાના ગણ્યા હતા કે ? તેમ હોત તો મરણની પાંચ સાત દિવસ પહેલાંજ 'અમે તમારો જીવ લઇશું' એવી ધમકીના પત્રો તેમને કેમ મળ્યા હોત ? તેમ હોત તો ચાર પાંચ વર્ષ ઉપર તેમને પીસ્તોલ[illegible]ઓનો પ્રયત્ન થયેલો કહેવાય છે, તેમ શા માટે થાત ? અર્થાત્ ગોપાળરાવ [illegible] અને લોકમાન્યની પણ ખરી ઓળખાણ તેમની હયાતીમાં કોઇને પડી નથી. [illegible]યાતીમાં તે કોઇએ તેટલે અંશે પડતી નથી. તે ગયા, મૃત્યુએ તેમને આપણામાંના ખેંચી લીધા, તેમની જગા ખાલી પડી, ત્યારે પછીજ તેની ખરી યોગ્યતા અને ખરી કિંમત આપણને પણ સમજાઇ, એમાં ના કોણ કહેશે?

× × ×

૨.

**માબાપ.**

કૃષ્ણરાવ ને [illegible] (ગોપાળવના પિતા અને માતા) એ બન્ને તેમના [illegible] જમાનામાં અલ્પાયુષીજ મરણ પામ્યાં હતાં એમ કહેવું [illegible] કૃષ્ણરાવના પિતા ૧૮૮૯ ની સાલ સુધી જીવતા હતા, અને મરણ વખતે તેમની ઉંમર ૭૭ વર્ષની હતી; પરંતુ કૃષ્ણરાવની જીંદગી માત્ર ૪૨ વર્ષમાં ખલાસ થઇ કારકુનીથી આરંભ કરીને કૃષ્ણરાવ પોતાના કામની ચોખવટથી અને હોશીયારીથી કાગલના ફોજદાર સુધી પહોંચ્યા હતા. તે સન

[illegible] ઉ . . . [illegible]કીકત એ તે [illegible] ભરેલી છે. [illegible] વાં[illegible]રિ[illegible] જોઇએ

૧૮૭૪ ની સાલમાં મરણ પામ્યા. કૃષ્ણરાવના પિતાની પ્રકૃતિ ઘણે ભાગે નીરોગી હતી, તોપણ વૃદ્ધાવસ્થામાં તેમને દમનો રોગ થયો હતો. તે પ્રમાણમાં જોતાં કૃષ્ણરાવને બહુ અલ્પાયુષ્યમાંજ રોગે ઘેરી લીધા. ચાળીશી પુરી થતાં પહેલાંજ તેમને મધુમેહનો વિકાર લાગુ થયો હતો, અને આગળ બહુમૂત્રનો વિકાર થતાં તેથીજ તે મરણ પામ્યા. કૃષ્ણરાવનો સ્વભાવ તેમના વડિલ પ્રમાણે ખર્ચાળુ હોવાથી તેમણે પૈસો બીલકુલ એકઠો કર્યો નહોતો.

કૃષ્ણરાવનું કામ ચોખ્ખું ને સ્વભાવ ટેકી હતો. તેમને કારણ વગર કોઇ એક અક્ષર પણ કહે તો તે સહન થતું નહિ. આવે પ્રસંગે તે પોતાના ઉપરીની પણ શરમ રાખતા નહિ. એક વખતે તેમના ઉપરી તેમના કામની તપાસણી માટે આવેલા, ને પાંચ દસ માણસની રૂબરૂ કાંઇક વધારે પડતું બોલ્યા. પોતાનું કામ બરાબર હોવા છતાં ઉપરી વધારે પડતું બોલે, ને તે વળી ઘણા માણસોની સમક્ષ, તે કૃષ્ણરાવથી સંખાયું નહિ. તે વાઘની પેઠે ધુરકીને ઉપરીના ઉપર ધસ્યા. પાસેના માણસોએ તેમને ઝાલી રાખી શાન્ત કર્યા, એ વાત જુદી! પરંતુ આ પછીથી તેમના ઉપરીની તેમની ઉપર જે સારી લાગણી થઇ, તે છેવટ સુધી કાયમ હતી તેમના ટેકીલા સ્વભાવને લીધે તેમની ઉપર તેમના ઉપરીનો અતિશય વિશ્વાસ બેઠો હતો.

કૃષ્ણરાવની સ્ત્રી સત્યભામાબાઇ મોટા મનની અને સત્ત્વશીળ હતી એ સ્વભાવે ઘણી ગરીબ ને દેવભોળી હતી. કદી કોઇને વધારે પડતું બોલવું કે ખરાબ જવાબ દેવો એ તે સમજતીજ નહોતી. પોતાનું કામકાજ મુંગે મોઢે કર્યા કરવું, પોતાનો સંસારવ્યવહાર બડબડાટ કર્યા વગર ચલાવવો, અને બ્રાહ્મણાદિને સંતુષ્ટ રાખી આ મનુષ્યજન્મનું સાર્થક કરવું, એટલુંજ તે જાણતી હતી. કોઇનું કાંઇ વધારે ઓછું હોય તો પેટમાં રાખવું, અને કોઇની સાથે બોલાચાલી ન કરતાં થતા આઘાત શાંતપણે સહેવા, અને ત્યાં સુધી સર્વની સાથે સલુકાઇથી વર્તવું. એવી તેની વૃત્તિ હતી. તે વખતના જમાના પ્રમાણે તેમને કક્કાનું એ જ્ઞાન નહોતું, પરંતુ તેમની સ્મરણશક્તિ બહુ વિલક્ષણ હોવાનું કહે છે. તેમની પતિનિષ્ઠા કેવી હતી એ એક નાનકડી વાત ઉપરથી જણાશે. કૃષ્ણરાવ મરણ પામ્યા પછી આ સાધ્વી સ્ત્રીએ તેમનું એક પીતાંબર પોતે મરતાં સુધી પોતાની પાસે સાચવી રાખ્યું હતું. આ વાત ક્ષુલ્લક લાગે છે, પરંતુ સત્યભામાબાઇની સાત્વિક નિષ્ઠાની, પતિ વિષેના પૂજ્યભાવની, અને તેમની સામાન્ય ધાર્મિક વૃત્તિની આ મજબુત સાક્ષી છે!

**માબાપના વિશેષ ગુણ.**

પોતાના પૂજ્ય માણસોની કોઇ વસ્તુ આ પ્રમાણે સંઘરી રાખવાની પદ્ધતિ હાલમાં જો કે બહુ નજરે પડતી નથી, પરંતુ પતિના મૃત્યુ પછી તેના વિરહ દુઃખનું વર્ણન કરનારાં કાવ્યો લખે કે તેના ગુણાનુવાદ ગાવા માટે ગ્રન્થ લખે તોપણ આ સાદી બાબતથી સાદા, સરળ ને પ્રેમાળ હૃદયનું જે ચિત્ર આંખ આગળ ખડું થાય છે તે એ કાવ્યો કે ગ્રન્થોથી થવાનું નહિ. પતિપ્રત્યેની નિષ્ઠાથી તેની હલકામાં હલકી વસ્તુનું પણ જે મૂલ્ય વધે છે, તે રૂપીઆથી કે મહોરોથી આંકી શકાતું નથી. આવા અસ્ફુટ પ્રેમની મહત્તા જાતિ અનુભવથીજ સમજી શકાય તેવી છે. વિલક્ષણ બુદ્ધિવાળાને આ બાબત ભલે તેવી હલકી અને ગાંડાઇ ભરેલી લાગે; પરંતુ પ્રેમાળ હૃદયને અત્યંત ઉંડી અને પવિત્ર મનોવૃત્તિની આ સાક્ષ અત્યંત પૂજ્ય લાગવી જોઇએ. અને ગોપાળરાવને તેવી લાગતી હતી

પણ ખરી. તેમણે પણ પોતાની માએ પૂજ્યભાવથી સાચવી રાખેલું પોતાના વડિલનું ધોતીઉં તેટલાજ પૂજ્યભાવથી સંભાળી રાખ્યું હતું.

(તેમના) અને તેમનાં પત્નીના કેટલાક મુખ્ય મુખ્ય ગુણ છેવટે લક્ષમાં રાખવા એ ઠીક છે. કૃષ્ણરાવ દૃઢનિશ્ચયી, સ્વાભિમાની, પ્રામાણિક, અને પ્રસંગ આવે કોઇની પરવા ન કરનારા ટેકદાર હતા તેમના સ્વભાવમાં કંઇક તામસીપણું હોવાથી તેનું નાનપણનું નામ "વાઘોબા" મોટપણે પણ કેટલેક પ્રસગે અન્વર્થક થતું. સત્યભામાબાઇ ગરીબ, મહેનતુ, સત્ત્વશીળ, નિષ્ઠાવન્ત, અને પ્રેમાળ હતાં. તેમની સહનશીળતા ને ધાર્મિકવૃત્તિ ભારે હતી. તેમની સમજ પ્રમાણે પૂજ્ય માણસો વિષે તેમના મનમાં આદર અતિશય રહેતો. આ દમ્પતીના આ ગુણોનું મિશ્રણ તેમના પુત્રમાં ખેમાનુમ રીતે કેવું થયું હતું તે આગળના તેમના જીવનવૃત્તાન્ત ઉપરથી જણાઇ આવશે.

૩.

જન્મ.

કૃષ્ણરાવ કાગલમાં હતા તોપણ સત્યભામાબાઇ સુવાવડ માટે તામનમળાજ જતાં એમ જણાય છે. માત્ર ગોપાળરાવના પ્રસંગે તે પોતાને પિયેર–કોતળુક–હતાં. ત્યાં ઓકને ઘેર એટલે તેમના મોસાળમાં ગોપાળરાવનો જન્મ તા. ૯ મી મે સન ૧૮૬૬ ના રોજ થયો. જન્મ વખતે આ બાળક ભવિષ્યમાં આખા ભરતખંડના ભૂષણરૂપ થશે એમ કોઇને પણ લાગ્યું હશે ? કોંકણના એક ખુણામાં આવેલું નાનકડું ગામડું ! પરંતુ આજ એ ગામડાની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડીજ કહેવાશે ! ભરતખંડમાં ખુણે ખોચરે આવાં નરરત્નો કેટલાંએ ધુળમાં ઢંકાઇ રહ્યાં હશે ! એ જ્યાંસુધી જગતની નજરે ચઢ્યાં નથી, અને ધુળમાંથી બહાર નીકળી શક્યાં નથી, ત્યાંસુધી તે હોય કે ન હોય એ સરખું જ !

માના ગુણની અસર–પાપભીરુતા.

ગોપાળરાવની મા અતિશય પાપભીરૂ હતી, અને તેનો આ ગુણ નાનપણમાંજ ગોપાળરાવનામાં ઉતર્યો હતો. તે મરાઠી નિશાળમાં ભણતા તે વખતની એક વાત સાંભળવામાં આવી છે તે ઉપરથી આની પ્રતીતિ થાય છે. તે ત્રીજા કે ચોથા ધોરણમાં હતા ત્યારે ગણિતનો એક દાખલો ઘેરથી ગણી લાવવા શિક્ષકે વર્ગના છોકરાઓને લખાવ્યો. બીજે દિવસે જોતાં વર્ગમાંના ઘણા ખરા વિદ્યાર્થીઓને તે દાખલો આવડ્યો નહોતો; માત્ર ગોપાળરાવનો ખરો હતો. આથી મહેતાજીએ તેમને પહેલો નબર આપ્યો, ને તેમનાં વખાણ કરી શાબાસી આપી, બીજા વિદ્યાર્થીઓને ઠપકો આપ્યો. મહેતાજીએ પોતાનાં વખાણ કર્યાં તે સાંભળતાં ગોપાળરાવને રોવું આવ્યું ! તે ડસકાં ભરવા લાગ્યા, ને તે કેમે કર્યાં રહે નહિ ! મહેતાજીને કે બીજા છોકરાઓને આનું કારણ સમજાયું નહિ. છેવટ મહેતાજીએ ગોપાળરાવને પોતાની પાસે બેલાવી મમતાથી પૂછ્યું, "ગોપાળ, તું કેમ રૂવે છે ? તને શું થયું છે ? તારો દાખલો ખરો છે, તું પહેલે નંબરે આવ્યો છે: આ જોઈ બીજા છોકરાને રોવું આવે, પણ તું કેમ રૂવે છે ? તને વાઈ થાય છે ? છાનો રહે–રોઈશ મા."

પણ મહેતાજીના આ મમતા ભર્યા સાન્ત્વનથી તેમનું રોવું ઘટવાને બદલે ઉલટું વધી પડ્યું. અને તે મહેતાજીને પગે પડીને બોલ્યા, "મારે પહેલો નંબર નથી જોઇતો ! એ

જગાએ મારાથી બેસાતું નથી. ખરી રીતે તે નંબર મારો નથી! મારી પાટીમાંનો દાખલો ખરો છે, પણ તે મેં ગણેલો નથી. પેર બીજા પાસે તે ગણાવ્યો હતો. મેં છેતરપીંડી કરી હતી. હું શાબાસીને લાયક ન છતાં મને મળે છે, તે મને જોઈતી નથી. મારાથી તે સંભળાતી નથી. મારી ઉપર દયા કરો, ને મને આ હમાદી માટે માફ કરો."

ગોપાળરાવના ડસકાં અને તેની સાથે સાથેજ તેમના મોઢામાંથી નીકળતી આ હકીકત, તેમને થતો ભારે પશ્ચાત્તાપ, એ 'સઘળુંજ વિલક્ષણ' હતું. ખરેખર એ વખતે સર્વેને આ વિલક્ષણ લાગ્યું

ન્યાયાન્યાયબુદ્ધિનો આ અત્યંત સૂક્ષ્મ કાંટો, નીતિભાવનાની આ અલૌકિક કોમળતા, અને અત્યંત તીવ્રપણે મનને વ્યાપી નાખનારી આ પાપભીરૂતા, આટલી નાની ઉમરમાં અને આવી પરિસ્થિતિમાં કેટલાં બાળકોમાં મળી આવશે? ગમે તે પ્રકારે ઉંચો નંબર મેળવ્યો, કે મહેતાજીનો ઠપકો ન મળ્યો એટલે થયું, એવીજ વૃત્તિ ઘણુંખરાં છોકરાંની હોય છે, તેવી આ બાળકની નહોતી, એજ તેનું વિશેષત્વ બીજાથી જુદો પાડનારો તેનો આજ ગુણ. આને લીધેજ આ છોકરો અનન્યસાધારણ અને અદ્વિતીય હતો. એમ સિદ્ધ થાય છે. બાળક ગોપાળનામાં દૃશ્ય થયેલી આ પાપભીરૂતા નામદાર ગોપાળરાવનામાં છેવટ સુધી તેવીજ ટકી રહી હતી—કદાચ વધારેજ વધી હતી. તેમના આયુષ્યક્રમમાંના કેટલાક ગૂઢ બનાવોનું અને અગમ્ય લાગણી બાબતોનું રહસ્ય આમાંથીજ મળી આવવા જેવું છે. 'અમુક પ્રસંગે નામદારે એમ કેમ કર્યું?' એવા સવાલ પ્રમાણિકપણે પુછનારા તે નામદારના ધર્મમિત્રોમાં અને મહારાષ્ટ્રમાંના બીજા ઘણા છે. એવાઓને તેમના સવાલનો જવાબ તે નામદારના નાનપણની ઉપર આપેલી આ એક સામાન્ય વાત ઉપરથી ઘણે ભાગે મળશે.

અંગ્રેજી શાળાનો અભ્યાસ અર્ધોપર્ધો થયો એટલામાંજ આ બેઉ બાળકો ઉપર દુર્દેવનો કોપ થયો. સન ૧૮૭૮ માં કૃષ્ણરાવ માંદા પડયા, અને અંતુ- કૃષ્ણરાવનું મૃત્યુ. મૂત્રના દરદથી માત્ર બેતાળીસમા વર્ષેજ તેમના જીવનનો અંત આવ્યો. સાધારણ ગરીબ સ્થિતિના કુટુંબ ઉપર ઘર ચલાવનાર મુખ્ય પુરૂષનું મરણ એટલે આકાશ તુટી પડયા જેવુંજ! સત્યભામાબાઈ એકલાં પાસે વધારે પૈસા ન મળે. બે દીકરા પણ તેનું શિક્ષણ હજી પુરૂં થયું નહોતું. તે સિવાય ચાર નાની દીકરીઓ. આ નબાપાં છોકરાંની સંભાળ ઉપાડી પડેલી બિચારી સત્યભામાબાઈ એકલી કેવી રીતે રાખે? છોકરાનું ભણતર પુરૂં શી રીતે કરાવે? માથા ઉપરનું છત્ર અચાનક ઉડી જવાથી તેમને હવે આધાર ક્યાં મળે? કૃષ્ણરાવના સગા ભાઈ અંતાજીપંત કોકણમાં જેમ તેમ ઘર સંભાળીને રહેતા હતા. તેમને આ ભ્રાતૃવિયોગ અસહ્યજ થયો. તોપણ તેમણે આ પ્રસંગે શોક સમાવીને પોતાનું કર્તવ્ય બજાવ્યું વિષ્ણુ પરશરામ નામના એક ગૃહસ્થની મદદથી કૃષ્ણરાવની પાછળ તેમના મોટા દીકરાને કાગળકરે ૫ દર રૂપીઆની કારકુનની નોકરી આપી. ગોપાળની કોલ્હાપુરમાં ભણવાની સગવડ થઈ, અને સત્યભામાબાઈ તથા છોકરીઓને અંતાજીપંતે પોતાને ગામ તેડી જઈ પોતાને ઘેર રાખી આ પ્રમાણે ઉંમરના તેરમા વર્ષે ગોપાળ અને અઢારમા વર્ષે ગોવિંદ નબાપા થયા.

અંતાજીપંત કૃષ્ણરાવના સગા ભાઇ. તે બે ભાઇઓમા જુદાઇ જરા પણ નહોતી એ ખરૂં; તથાપિ અંતાજીપંતની કે કૃષ્ણરાવની સાંપત્તિક સ્થિતિ બહુ સારી નહોતી. ગામની ખોતી-મુખીપણા—માં તેમનો ફક્ત એક પૈસા જેટલો હિસ્સો હતો. તેટલા ઉપર તે જેમ તેમ કરીને કોંકણમાં ગુજરાન ચલાવતા. પરંતુ ગોપાળને ભણવા સારૂ પૈસા તેનાથી મોકલી શકાતા નહોતા. અર્થાત્ ગોપાળના શિક્ષણનો બધો ભાર ગોવિંદ ઉપર-ગોપાળરાવના ' મોટાભાઇ ' ઉપર-પડ્યો, ને તે તેણે ઘણા પ્રેમ તથા હોંશથી ઉપાડી લીધો. તેનું પોતાનું ધ્યાન ભણવા તરફ પ્રથમથીજ નહોતું, તેથી તેને નોકરી લેવી પડી તે માટે કાંઇજ લાગ્યુ નહિ. પરતુ ગોપાળ કાળજીથી અભ્યાસ કરનારો છે, તેને શીખવાની હોંશ છે, તેની ઉપર શિક્ષકોની લાગણી છે, તે આશાવન્ત છે, એમ તે સમજ્યા હતા. અને પોતાનું શિક્ષણ પુરૂં ન થયુ તો ખેર, પણ ગોપાળરાવનું તો પુરૂં કરવુંજ, એવો મોટાભાઇએ પોતાના મનમા દૃઢ નિશ્ચય કર્યો. વંશપરંપરાગત મોટાઇનું બી તેમનામાં હતું. તેમનો ગોપાળરાવ ઉપર પ્રેમપણ તેવોજ હતો, અંતાજીપંત ને કૃષ્ણરાવની જોડીનો નમુનો ગોવિંદ—ગોપાળની આંખ આગળ પહેલાંજ હતો. તેથી અંતરના પ્રેમને બળવાન બનાવ્યો અને ગોપાળને પુરેપુરો વિદ્યાભ્યાસ કરાવવો, એટલુંજ પોતાનું ઇતિકર્તવ્ય મોટા ભાઇને લાગવા માંડ્યું. મોટાભાઇ ફક્ત અઢાર વર્ષના—છોકરવાદ ઉંમરના હતા; છતાં તેમના પ્રેમ અને મોટા મને પુખ્ત અનુભવી ગૃહસ્થના કરતાં વધારે ઉત્સાહ અને નિશ્ચય મનામાં ઉત્પન્ન કર્યાં ગોપાળનું ભણતર પુરૂ થતાં સુધી ગોવિંદને પોતાના સુખનો કે શાન્તિનો વિચાર પણ સુઝ્યો નહિ. તેમને માસિક પંદર રૂપીઆ ફક્ત મળતા હતા. તેમાંથી તે પોતાનું તમામ ખર્ચ નભાવીને ગોપાળને દર મહીને આઠ રૂ. મોકલતા ભાઇના ભવિષ્યમાટે કેટલીક કાળજી ! મોટાભાઇએ આ વખતે આટલી કાળજી—ચિંતા રાખી ન હોત, નુકસાન વેઠ્યુ ન હોત, કર્યો તેવો સ્વાર્થત્યાગ કર્યો ન હોત, તો કોણ જાણે ગોપાળરાવનું શિક્ષણ ત્યાંથીજ પુરૂં થયું હોત, ને આ અભાગી હિંદુસ્તાનનું કેટલુંએ નુકશાન થયુ હોત ! પણ તેમ થવાનું નહોતુંજ ગોપાળના હાથે જે મહાન્ કામો થવાનાં હતાં, તેની ઝાંખી કલ્પના પણ તે વખતે તેમના મોટાભાઇને નહિ હોય, તોપણ કેવળ ભ્રાતૃપ્રેમને લીધેજ તેમણે પોતાના ભાઇ ગોપાળ માટેજ સમજીને જે કાંઇ કર્યું તેનો ભારે ઉપકાર ગોપાળ ઉપર તો થયોજ—તે કદી ભૂલ્યા નહોતા-પરંતુ આખા હિંદુસ્તાન ઉપર પણ તેમણે ઉપકારનો ભારે બોજો લાદ્યો છે, એમાં કોણ ના કહેશે ?

મોટાભાઇ પોતાના પેટમાંથી કાઢીને પોતાના વિદ્યાભ્યાસ સારૂ પૈસા મોકલે છે એની ગોપાળને પણ સારી પેઠે સમજ—કિંમત હતી. ગોપાળ તેર વર્ષની ઉંમરનું બાળક હતું, પરંતુ તે પણ નાની ઉંમરમાં પોતાની ગરીબાઇ સમજીને વર્તતા. પોતાનું માસિક ખર્ચ આઠ રૂપીઆ ઉપર ન થાય તે માટે તે બહુજ કાળજી રાખતા તેનનું ખર્ચ ઠરાવ્યા કરતાં વધારે ન થાય તેટલા સારૂ મ્યુનીસિપાલિટીના ફાનસ પાસે બેસીને તે કેટલીક વખત અભ્યાસ તેમજ બીજું કામ કરતા. આવી રીતે સરસ્વતીદેવીની ઉપાસના કર્યા પછી તે પ્રસન્ન કેમ ન થાય ?

મોટાભાઇની કાળજી.

ગરીબાઇના દર્શનનો દાખલો.

તે સમયના ઘણાખરા મોટા માણુસોના જીવનચરિત્રમાંથી આજ બોધ મળે છે. તેમના વિદ્યાર્થીઅવસ્થાના દિવસો ગરીબાઈના કડક સપાટામાં ગયા હતા, તેથીજ તે આટલી બધી યોગ્યતાએ પહોંચ્યા હશે કે કેમ ? મહિને વીસ વીસ-પચીસ પચીસ રૂપીઆ ફક્ત પોતાના રોજના ચાલુ ખર્ચ સારૂ મગાવનારા વિદ્યાર્થીઓ આજકાલ દરેક કૉલેજમાં હોય છે. પાલક સંસારનું ગાડું ગમે તેમ ચલાવે, પોતાના સુખનો ને કેટલીક વખત તો જરૂરીઆત ચીજોનો પણ ત્યાગ કરે, અને છોકરાના ખર્ચ માટે વીસ વીસ-પચીસ પચીસ રૂ. દર મહિને મોકલે; અને છોકરાઓ સીનેમા જોવામાં, ચાહ કૉફી, કોલ્ડડ્રીંક ઢીચવામાં અને નાટકશાળામાં ' વન્સમોર ' ની તાળીઓ પાડવામાં દંગ થઇ મહાલે, આવું બહુએ બને છે ! વડિલો સ્વાર્થ ત્યાગ કરે છે, પણ તેનું પરિણામ શું ? છોકરાનો સ્વાર્થ અને પરમાર્થ એ બન્નેનો ત્યાગ-ભોગ ! આ દેશના તરુણ ગરીબ વિદ્યાર્થીઓ ગોપાળરાવના તે વખતના વર્તનની નકલ કરશે ? પોતાની નજર આગળ તે દાખલો રાખશે ?

ગોપાળરાવ મોજી વિદ્યાર્થીમાંના નહોતા તે પોતાની ગરીબી સમજતા, ને પોતાના મોટાભાઇ પોતા માટે ઘણું કષ્ટ વેઠે છે; કાળજી રાખે છે, ને અડચણો ભોગવે છે, માટે આપણે પણ બને તેટલો ઓછો ભાર તેમની ઉપર નાંખવો, એ વિષે તે હમેશાં કાળજી રાખતા, તે જે વીશીમાં જમતા ત્યાં જમવાના બે દર હતા. એક સાડાચારનો ને બીજો ચાર રૂ. નો સાડાચાર રૂપીઆ આપનારને દહીંદૂધ મળતું, ને ચારવાળાને દહીંદૂધ મળતું નહિ. ગોપાળરાવ બીજા વર્ગમાં જમતા આવા ભોજનનો ગોપાળરાવને કેટલો કંટાળો આવતો હશે ! બીજાઓ સુંગ્રાસ અન્ન ખાય ને પોતાને તે ન મળે, એ જોઇ તેમને પોતાની ગરીબાઇ માટે કેટલું લાગતું હશે ! પણ તે તેમણે કદી બહાર જણાવા દીધું નથી. આવી ગરીબાઇ છતાં તે કદી કોઇ સાથે લાચારીથી વર્ત્યા નથી. ગોખલે કુટુંબમાંનો તેમના વડિલો સ્વાભિમાન અથવા માનીપણાનો ગુણ તેમનામાં આ ઉંમરે પણ હતો.

એક વખતે વીશીમાં જમતી વખતે બોલતાં બોલતાં "દહીં લાવ રે-દહીં" એમ કહી તેણે વીશીવાળાને બૂમ પાડી. વીશીવાળાને શું ? તેનામાં માણુસાઇ થોડીજ હોય છે? ધુરકીને તેણે જવાબ આપ્યો, " ચાર રૂપરડી આપે છે ને વળી દહીં ખાવા માગે છે ! દહીં ખાવું હોય તો સાડાચાર રૂપીઆ પડે છે !" પોતાની ભૂલ ગોપાળરાવના સમજવામાં આવતાં તે શરમીંદા જેવા થયા. પણ સ્વભાવ રહ્યો માની, એટલે "વધારે પૈસા લે પણ દહીં આપ" એમ કહી તેમણે તે વખતે દહીં લીધું. તે વખત ગયો; પણ વીશીવાળાના શબ્દોથી પોતાનું અપમાન થયા જેવું તેમને જે લાગ્યું હતું તે કાંઇ મનમાંથી ગયું નહોતું. તે વિષે મનમાં રોવાવા લાગ્યું, ફક્ત આઠ આના માટે ઘણા માણસમાં આવું અપમાન થવા ન દેવું એવું તેમણે નક્કી કર્યું, અને બીજાજ દિવસથી તેમણે વીશીવાળાને કહી દીધું કે. " હું સાડાચારના દરમાં જમીશ. મને આજથી તે દરનું પીરસતો જજે."

આ પ્રમાણે વીશીવાળા તરફથી થતું અપમાન દૂર કર્યું; પણ આઠ આના વધારે તેને આપવાના તે આપવા કેવી રીતે ? મોટાભાઈ તરફથી આઠ રૂપીઆ આવે તેમાં બધું પતાવવાનું તે માટે તેમણે એક યુક્તિ કાઢી. તે ચાર રૂપીઆમાં જમતા ત્યારે ( ખાડા ) પડેલા દિવસના પૈસા કાપતા નહિ. પણ બીજા જમનારા પડેલા દિવસના પૈસા કાપીને હિસાબ ચુકવતા. સાડાચારના દરમાં જમવા લાગ્યા ત્યારથી તેમણે પણ પડતર દિવસના

થઇ જતાં તેમની આ તૈયારી છોકરાઓ જાણી ગયા હતા તેથી તેઓ મઝાની ખાતર તે-મની પાસે પુસ્તકમાના અમુક ભાગ કપાટાબધ ગોદે બોલાવતા !

તેમની મરજી વિરૂદ્ધ સહેજ પણ થાય તો તે ગુસ્સે થઇ જતા, એવું ઘણી વખત બનતું કોઇ વખતે તો ક્ષુલ્લક બાબત ઉપરથી પણ તે બધા ગુસ્સે થતા કે મારામારી સુધી વાત જતી—તેમની ને તેમને ખીજવનારાની વચ્ચે હાથચાલાકી પણ ચાલતી ! છેવટે ગોપાળરાવ ત્રાસીને ત્યાંથી જતા રહે ! વિશેષત 'પોતાને અમુક વિષય ફક્ત્તાણાના જેટલો સારો આવડતો નથી' એમ તેને લાગતું હોય તે માણસ આવીને "અરે જા રે ! તું શું એમાં મારી બરોબરી કરવાનો છે ?' એવું કહે એટલે થયુ ! ગોપાળરાવને બહુજ ખોટું લાગે તે લાલચોળ થઇ જાય, ને ત્યારથી એવી સખત મહેનત કરવા મંડે કે પોતાના કરતા સરસ થતા સુધી છોડે નહિ ! અમુક વિષય પોતાના કરતાં બીજાને સારો આવડે છે, પોતાને તેવો આવડતો નથી, એ વિચાર તેમનાથી સહન થતો નહિ, તે સાધ્ય કરી લેતાં સુધી તેમને ચેન પડતું નહિ માત્ર અભ્યાસમાંજ શું પણ રમતમાં એ પણ એમ જ ! ક્રિકેટ, ટેનિસ, શેતરંજ, ગજીફા, વગેરે તમામ રમતો પોતાને સારી પેઠે આવડે છે, એમ સિદ્ધ થવુ જોઇએ ! પોતે અમુક કામમાં બીજાથી પછાત છે એવુ કહેવરાવવા નો પ્રસગ તેમને સહેવાતો નહિ તેમનું આ સમયનું ચીડીઆપણું, હઠીલાઇ, ત્રાસિકપણું એ સર્વે, પાછળી તેમના ઉતાવળીઆપણાનો ઉલ્લેખ થયો છે તેનુંજ એક નવુ રૂપાન્તર હતું તેમના સ્વભાવની આ ખોડ છેવટ સુધી ઓછા વધતા પ્રમાણમાં કાયમ હતી ખા-નગી વર્તનમાં આ બાબતનો અનુભવ ઘણાને થયો છે આગળ ઉપર તેમને આ સમજાયું હતું અને તે દૂર કરવાનો—છેવટે કમી કરવાનો—તે પ્રયત્ન કરતા એટલુંજ નહિ પણ તે ઘણી વખત ઉતાવળીઆપણાથી બનેલા બનાવનું નિરાકરણ કરવાનો પણ પાછળથી પ્રયત્ન કરતા અમુક "કાગળ હમણાંજ ટપાલમાં નાખજે." એમ નોકરને કહીને ગો-પાળરાવ કામમાં વળગે કે બહાર જાય ને પછી જુએ તો કાગળ ટેબલ ઉપર પડયો હોય એટલે તે ઘડીએ તો નોકર ઉપર ખુબ ગુસ્સે થાય નોકરને ઘણો ઠપકો દે. પણ પાછળથી તેમને પસ્તાવો થાય કે 'બિચારા નોકરને મે બહુ વધારે પડતું કહ્યું !' તુરતજ નોકરને બોલાવે ને કહે, "ગગારામ તને મે ઘણું કહ્યુ તે માટે મને ખોટું લાગે છે. પણ તું આવી બેદરકારી કેમ કરે છે ?" આવુ હમેશાં બનતું નાનપણનો 'ગોપ' મોટપણના 'નામદાર ગોપાળરાવ' માં ઘણે અંશે કાયમ હતો

**ડેક્કન કૉલેજમાં ટપાલનો કાગળ.**

એક દિવસે ટપાલવાળાએ 'ગોખલે'ની અટકનો એક પત્ર કૉલેજમા આપ્યો પછી થોડે દિવસે તે પત્રની તપાસ ટપાલખાતા તરફથી થઇ એ પત્ર ગોપાળરાવનો નહોતો ને ગોપાળરાવને તે બાબત ખબરે નહોતી પણ તપાસ કરવા માટે કૉલેજના વસતિગૃહના સુપરિન્ટેન્ડેન્ટ ઉપર ટપાલ ખાતા તરફથી લખાણ આવ્યુ. કૉલેજમાં પોસ્ટ ખાતામાંનો 'મારા વિશ્વાસઘાત[રજા] લઇને શીખતો હતો તે આ તપાસનું સ્વરૂપ સમજી ગયો. એ પત્ર ઇન્કવા-મને કહેશો[?]ક્ષનો સિપાઇ પોતાનું કામ બરાબર કરે છે કે નહિ, તેની ખાત્રી માટે [અ]ધિકારીએજ ગમે તેવુ નામ લખીને રવાના કર્યો હતો. 'અમુક નામનો [કોઇ] ગોવિંદ[?]ા છે ? ને તેને અમુક દિવસે એક પત્ર મળ્યો છે ?' એ વિશે પોસ્ટખાતાની ત-

પાસ થઈ ગયા, ત્યારે જણાયું કે એ નામનો ગોખલે કોઈ કૉલેજમાં નહોતો. હવે કરવું શું? ટપાલવાળો વૃદ્ધ ઘણા દિવસનો જુનો હતો. 'એ નામનો વિદ્યાર્થી અહીં નથી ' એવો જવાબ લખી મોકલે તો પેલા ટપાલના સિપાઈનું પેટ ફુટે—રોજી તૂટે છે. છેવટે એવો વિચાર થયો કે ગોપાળરાવ ગોખલે એમ લખી આપે, કે "એ પત્ર મારો સમજીને મારા મિત્રોએ લીધેલો—તેમને મારા આખા નામની માહિતી ન હોવાથી તેમ થયું—અને તે મને મળતાંજ મારો નથી એમ સમજી મે ટપાલની પેટીમાં પાછો નાખી દીધો હતો પછી તેનું શું થયું તેની મને ખબર નથી." વસતિગૃહ સુપરિન્ટેન્ડેન્ટે આ પ્રમાણે લખી આપવા ગોપાળરાવને જણાવ્યું, ને ગોપાળરાવે તે બિચારા વૃદ્ધ ટપાલવાળાની દયા ખાઈને તેમ લખી આપ્યું.

આ વાત અહીં આપવાનું ગોપાળરાવના કેટલાક ભક્તોને ઠીક નહિ લાગે, એવી બીક છે, તથાપિ આ વાત ખરી છે, ને તેમના તે વખતના સ્વભાવનો ગુણદોષ દર્શાવનારી છે. તેમનું હૃદય સહેજમાં દ્રવનારૂં હતું, અને કેવળ અમૂર્ત નીતિતત્વના જોરે દવેલા હૃદયની પ્રેરણા કેટલેક વખતે તેમનાથી દાબી શકાતી નહોતી ખરૂં જોતાં તેમણે જે લખી આપ્યું તે શબ્દશઃ સત્ય હતું એમ કહેવાશે નહિ: તથાપિ સ્થૂલરૂપે તેમાં કંઈક સત્ય હતું. ટપાલના સિપાઈએ ગોખલેના નામનો કાગળ કૉલેજમાં આપ્યો હતો, એ તો ખરૂંજ. તે નામનો ગોખલે કૉલેજમાં હતો કે નહિ એની તપાસ કરવાનું તેના ધ્યાનમાં આવ્યું નહિ જી. કે. ગોખલે હતા; કે જી. ડી. ગોખલે હતા તે તરફ તેનું લક્ષ ગયું નહિ. પણ તેટલા ઉપરથી તેણે તે પત્ર જેનો તેને પહોંચાડ્યો નથી એમ સિદ્ધ થતાં તેને નોકરીમાંથી પાણીચું પકડાવાની બીક હતી. તેણે પોતાનું કામ કર્યું નહોતું, એમ તો નહિજ. પણ તે જેટલી ચોકસાઈથી કરવું જોઈએ તેટલી ચોકસાઈથી કર્યું નહોતું, એટલુંજ. ' ઘરડો થયેલો—વેર તેનાં કચ્ચાંબચ્ચાં હશે, બરતરફ થશે તો તેના શા હાલ થશે ? ' આ હૃદયદ્રાવક વિચાર આગળ લખી આપવાના મજકુરમાં શબ્દશઃ સત્ય તપાસવાનું ગોખલેને સુઝયુંજ નહિ. આમાં પરદુઃખની માત્ર કલ્પનાથીજ વિહ્વલ થનારી અનુકંપાનીજ તેમના મન ઉપર છાપ પડી હતી એ ઉઘાડું છે. સત્યવક્તાનો ધર્મનો કાંટો હાથમાં લઈ તોળી જોતાં આમાં તેમની ઉપર અસત્યવિધાનનો દોષ આવે છે, એ ઉઘાડુંજ છે. પરંતુ આવી પરિસ્થિતિમાં તેમનું આ વર્તન શાસ્ત્ર-યોગ્ય કહેવાય કે નહિ એ ઠરાવવાનું ઘણું મુશ્કેલ નથી લાગતું ! માણસની કૃતિ ગમે તેવી ક્ષુલ્લક હોય, તોપણ તેના મૂળમાં રહેલા કારણની કે પ્રેરણાની જાળ એટલી સંકીર્ણ હોય છે, અને તેમનું પરસ્પર તારતમ્ય ઠરાવવાનું એટલું દુષ્કર હોય છે, કે છેવટે કૃતિ કરતી વખતે તેમના હૃદયમાં જે પ્રેરણા પ્રબળ થઈ, અને જે કારણ તેનું નિમિત્તરૂપ થયું, તે ઉપરથી એ કૃતિ સારી કે ખોટીનો નિર્ણય કરવો પડે છે. આ દૃષ્ટિબિન્દુએ ગોખલેની ઉપરની કૃતિને કયા વર્ગમાં મૂકવી ? તે ગમે તે વર્ગમાં મૂકાય, પણ આ ઉપરથી તેમના સ્વભાવનો એક મુખ્ય ગુણ આપણી આગળ પ્રકટ થયો છે, એટલું તો સત્ય. તેમનું હૃદય બહુજ કુણું એકદમ દ્રવનારૂં હતું. અને તેમની કૃતિ ઉપર જે તે વખતે મનમાં પ્રબળ થયેલી પ્રેરણાની છાપ પડતી. ઘણીક વખતે તેમનું વર્તન વખતના ગુણ કે

થયાં હતાં; તેથી તેમનો નિકટ સહવાસ થયા પછી મનના મૂળ રંગમાં સહેજ પણ ફેરફાર થયો એ અપરિહાર્ય હતું. આ બે વર્ષમાં તેમનો ટિળક-આગરકર સાથેનો પરિચય ઠીક વધ્યો. તેમના કહેવાથી તેઓ કયારેક કેસરી-મરાઠામાં લખતા પણ ખરા. કેસરીમાં 'વર્તમાનસાર' લખવાનું કામ તેમણે કેટલાક દિવસ કર્યું હતું. એમ કહેવાય છે. દેખવામાં ક્ષુલ્લક લાગતું આ કામ પણ ગોપાળરાવે ઘણી ચોકસાઈથી ને કાળજીપૂર્વક કર્યું હતું. પણ તેમનું વલણ મરાઠીના કરતાં ઇંગ્રેજી તરફ વિશેષ હતું. ઇંગ્રેજી બોલવામાં ને લખવામાં નામના મેળવવાની મહાત્વાકાંક્ષા આજ વર્ષમાં તેમનામાં ઉદ્ભવેલી હોવાથી 'મરાઠા'માં ઇંગ્રેજી લખવાનું તેમને વધારે પસંદ પડતું. અને તે વખતની એટલે ૧૮૮૬-૮૭ ની સાલના 'મરાઠા'માં તેમની કેટલીક લેખમાલાઓ પ્રસિદ્ધ થઇ હતી, એમ સમજાય છે. તેમાંની એક લેખમાલા વિશે આજ આપણને નવાઇ લાગે તેવું છે 'યુરોપમાંનું સર્વરાષ્ટ્રીય મહાયુદ્ધ General War in Europe' એ નામની તેમની એક લેખમાળા. તે વખતે 'મરાઠા' માં પ્રસિદ્ધ થયાની, ને તે બહુ લોકપ્રિય થયાની દંતકથા તે સમયના લોકોને મોઢે સાંભળી છે.

એ વખતે ટિળક, આગરકર, આપટે, નામજોશી, ધારપ, ગોળે, એટલા ડેક્કન એજ્યુકેશન સોસાઇટીના-દક્ષિણ વિદ્યાપ્રસારક મંડળીના-લાઇફ મેંબર હતા. પરંતુ તેમના ટિળક-આગરકરના વિશેજ ગોપાળરાવને વિશેષ આદર, વિશેષ ભક્તિ, ને વિશેષ પૂજ્યભાવ હતો. પૈસા કે પોતાના મોજશોખ તરફ વધારે લક્ષ ન આપતાં, ઐહિક વૈભવના મોહપાશમાં વધારે ન પડતાં, વિદ્યાદાન જેવુ ને બીજી રીતે જ્ઞાનપ્રસારના જેવું લોકકાર્ય કરાય તો વધારે સારૂં, એવું ગોપાળરાવના મનનું વલણ થવામાં વિશેષે કરીને આગરકરનો સહવાસજ કારણરૂપ હતો, એમ સ્પષ્ટ દેખાય છે. તથાપિ આ વખતે ૧૮૮૪ ને ૧૮૮૬ની સાલમાં ગોપાળરાવ ટિળક-આગરકર એ બન્નેના એકનિષ્ઠ ભક્ત હતા, એ લક્ષમાં રાખવું જોઇએ.

**ડેક્કન એજ્યુકેશન સોસાઇટીમાં જોડાણું.**

સન ૧૮૮૫ માં પૈસા પેદા કરવા, પોતાની નામના કાઢવી, ને આગળ પડતા થવું, એ ગોપાળરાવની મહત્ત્વાકાંક્ષા હતી; અને તે પૂર્ણ કરવાનાં સાધનો મેળવવા સારૂ તેમણે એકસરખી ખટપટ કરવા માંડી હતી. કાયદાનો અભ્યાસ ને ઇંગ્રેજી સારે ખાસ મહેનત, એ તેમની બેવડી ખટપટ ચાલુ હતી. ૧૮૮૫ ની આખરે 'જ્યુરિસ્પ્રુડન્સ'માં પાસ થયા પછી ગોપાળરાવને લાઇફ મેંબરોમાંના કેટલાકોએ, 'આગળ તમે શું કરશો ? અમારી સોસાઇટીમાંજ સામેલ કેમ થતા નથી ?' એવી રીતે ઉપર ઉપરથી તજવીજ કરવા માંડી આ મંડળીનું લક્ષ બનતી તજવીજે જુવાન ને હોંશિયાર માણસોને પોતાની સોસાઇટીમા સામેલ કરવાનું હતું. કૉલેજમાં નવા વર્ગો વધારી તેને પૂર્ણ કૉલેજ કરવાનું મંડળીના મનમાં હતું; પરંતુ તે માટે પોતાના થયેલાં માણસોની જરૂર હતી ગોપાળરાવ જેવા ઉછરતા, ઉત્સાહી ને તેજસ્વી યુવાન ગૃહસ્થને પોતાનામાં સામેલ કરી શકાય તો તજવીજ કરી જોવી, એમ એ મંડળીને લાગતાં તે પ્રમાણે તેમણે ધીમે ધીમે દાણો દાબવાનો પ્રયત્ન ચલાવ્યો હતો.

ટિળક આગરકરની મંડળીમાં તેમની સાથે બેસવું એ ઘણું મોટું માન છે, તે પો-

તાને આપવાનું એ મંડળીના મેંબરોના મનમાં આવશે, એવો ગોપાળરાવને ખ્યાલ પણ નહોતો. એલ્ એલ્. બી. થવું, ઈંગ્રેજી ઉત્તમ બોલવાની ને લખવાની ટેવ પાડવી, ને પોતાનું નામ કાઢવું, એટલોજ વિચાર તેમના મનોરાજ્યમાં રમણે તો મહાલતો હતો. મંડળીમાંના કેટલાકોએ કરેલી ઉપરની તજવીજથી એક નવાજ વિચાર–મહેમાને તેમાં પ્રવેશ કર્યો. ૧૮૮૬ની શરૂઆતમાં આ મહેમાન કાંઇ બહુ ફાવી ન શક્યો, તોપણ તે તેમના મનમહેલમાં દાખલ થઈ શક્યો હતો. ટિળકના કહેણથી આ મહેમાનને એવડું બળ મળ્યું. તેમ છતાં હજી સુધી ગોપાળરાવના મનમાં એ મહેમાન માટે બહુ લાગણી થઇ નહોતી. સન ૧૮૮૬માં ગોપાળરાવનો ને આગરકરનો સહવાસ ઘણો વધ્યો. વિવિધ વિષય વિશે, જીવનના કાર્યભાગ વિશે, જન્મસાર્થક્ય વિશે, ભારતીઓના સાંપ્રતના કર્તવ્ય વિશેઃ વગેરે જુદા જુદા પ્રશ્નો સંબંધી ગોખલે આગરકરને અનેક પ્રસંગે વાતચીત થવા લાગી, તેના પરિણામે આગરકરના અન્ત કરણની છાપ ગોખલેના અન્તઃકરણ ઉપર વધારે પડવા લાગી. આગરકરના અન્તઃકરણની સરળતા, નિરપેક્ષતા, અને સાધુતા ગોપાળરાવના સમાન ધર્મ હૃદય ઉપર પ્રતિબિંબિત થયા વિના રહી નહિ; ને તેમના વિશેની ગોખલેની પૂજ્યબુદ્ધિ દરેક પ્રસંગે વધ્યા વીના પણ રહી નહિ, જ્યારે જ્યારે ગોખલે મુંબઇ જતા ત્યારે ત્યારે તેમનુ પટવર્ધન સાથે આ વિશે બોલવું થતું. ડે. એ. સોસાઇટીના લાઇફ મેંબર થવાનો પોતાનો વિચાર થાય છે, એમ ગોપાળરાવ તેમને કહેતા જેમ જેમ આગરકરનો સહવાસ વધતો ગયો તેમ તેમ આ વિચાર દૃઢ થતો ગયો, એમ પટવર્ધન કહે છે. એટલુંજ નહિ. પણ આગરકરે તેમનું મન તે તરફ વાળ્યું, એમ ગોપાળરાવ પટવર્ધનને કહેતા. છેવટે તેમણે એ વિચાર કાયમ કર્યો ને ૧૮૮૬ ના અંતમાં તેઓ ડે. એ. સોસાઇટીમાં જોડાયા.

આ મંડળીમા સામેલ થતાં પહેલાં તેમના મનમાં જે વિચારોની ગડમથલ થતી હતી તેમા મુખ્ય કહીએ તો, ' તેમ કરવાથી મોટાભાઇના ઉપકારનો બદલો વાળવાનુ પોતાનાથી ન બને, ' એ હતો. સન ૧૮૭૫ થી ૧૮૮૪ આખર સુધી ગોપાળરાવના વિદ્યાભ્યાસનો બધો ભાર તેમના મોટાભાઈ ઉપર પડ્યો હતો, ને તેમણે બન્ધુપ્રેમને લીધે આનંદથી તે ઉપાડ્યો હતો. હવે કાયદાનો અભ્યાસ કરીને એલ્ એલ્. બી. થવુ, પૈસા મેળવવા ને મોટાભાઇનું દેવું વાળી આપવું, તેમને સહાયક થવું, એવું ગોપાળરાવના મનમાં હતું. આ વિચારથીજ શિક્ષકની નોકરી સ્વીકાર્યા પછી પોતાના ખર્ચ માટે ૧૫-૨૦ રાખીને બાકીના બધા મોટાભાઈને મોકલી આપતા હતા ગોપાળરાવ પૈસા કમાય, તેમજ સત્તા, અધિકારને હોદ્દાવડે જનસમાજમાં તથા સરકારમા પ્રસિદ્ધિ મેળવે એવી અપેક્ષા તેમના મોટાભાઇની હોય એ સાહજિક છે. તેમની ઇચ્છા ' ગોપાળરાવે ડે. એ. સોસાઇટીમાં દાખલ ન થવું ' એવી હોય તો તેમનો દોષ ગણાય નહિ. સોસાઇટીના જીંદગી પર્યંતના સભાસદ થઇને શિક્ષણના પ્રસારદ્વારા લોકસેવા કરવાની મહત્ત્વાકાંક્ષા ગોપાળરાવની પણ મૂળની નહોતી; તેમજ ટિળક–આગરકરના સહવાસથી તે જન્મ પામ્યા પછી મોટાભાઈની નિરાશા થશે એ વિચાર તેમને ત્રાયક થયેલો હોવો જોઇએ. તેમણે પોતાના મનથી તેમ કરવાનો નિશ્ચય કર્યા પછી પણ મોટાભાઇની સંમતિ ને પરવાનગી મેળવવાની ખટપટ તેમને કરવી પડી. કોલ્હાપુરમાંના કેટલાક પ્રતિષ્ઠિ ને વજનદાર ગૃહસ્થો માર્ફત એ મંજુરી મેળવી આપવાની

થયાં હતાં; તેથી તેમનો નિકટ સહવાસ થયા પછી મનના મૂળ રંગમાં સહેજ પણ ફેરફાર થયો એ અપરિહાર્ય હતું. આ બે વર્ષમાં તેમનો ટિળક-આગરકર સાથેનો પરિચય ઠીક વધ્યો. તેમના કહેવાથી તેઓ ક્વારેક કેસરી-મરાઠામાં લખતા પણ ખરા. કેસરીમાં 'વર્તમાનસાર' લખવાનું કામ તેમણે કેટલાક દિવસ કર્યું હતું. એમ કહેવાય છે. દેખવામાં ક્ષુલ્લક લાગતું આ કામ પણ ગોપાળરાવે ઘણી ચોકસાઇથી ને કાળજીપૂર્વક કર્યું હતું. પણ તેમનું વલણ મરાઠીના કરતાં ઇંગ્રેજી તરફ વિશેષ હતું. ઇંગ્રેજી બોલવામાં ને લખવામાં નામના મેળવવાની મહાત્વાકાંક્ષા આજ વર્ષમાં તેમનામાં ઉદ્ભવેલી હોવાથી 'મરાઠા'માં ઇંગ્રેજી લખવાનું તેમને વધારે પસંદ પડતું. અને તે વખતની એટલે ૧૮૮૬-૮૭ ની સાલના 'મરાઠા'માં તેમની કેટલીક લેખમાળાઓ પ્રસિદ્ધ થઇ હતી, એમ સમજાય છે. તેમાંની એક લેખમાલા વિશે આજ આપણને નવાઇ લાગે તેવું છે 'યુરોપમાંનું સર્વરાષ્ટ્રીય મહાયુદ્ધ General War in Europe' એ નામની તેમની એક લેખમાલા તે વખતે 'મરાઠા' માં પ્રસિદ્ધ થયાની, ને તે બહુ લોકપ્રિય થયાની દંતકથા તે સમયના લોકોને મોઢે સાંભળી છે.

એ વખતે ટિલક, આગરકર, આપટે, નામજોશી, ધારપ, ગોળે, એટલા ડેક્કન એજ્યુકેશન સોસાઇટીના-દક્ષિણ વિદ્યાપ્રસારક મંડળીના-લાઇફ મેંબર હતા. પરંતુ તેમના ટિળક-આગરકરના સિવાય ગોપાળરાવને વિશેષ આદર, વિશેષ ભક્તિ, ને વિશેષ પૂજ્યભાવ હતો. પૈસા કે પોતાના મોજશોખ તરફ વધારે લક્ષ ન આપતાં, ઐહિક વૈભવના મોહપાશમાં વધારે ન પડતાં, વિદ્યાદાન જેવું ને બીજી રીતે જ્ઞાનપ્રસારના જેવું લોકકાર્ય કરાય તો વધારે સારૂં, એવું ગોપાળરાવના મનનું વલણ થવામાં વિશેષે કરીને આગરકરનો સહવાસજ કારણરૂપ હતો, એમ સ્પષ્ટ દેખાય છે. તથાપિ આ વખતે ૧૮૮૫ ને ૧૮૮૬ની સાલમાં ગોપાળરાવ ટિળક-આગરકર એ બન્નેના એકનિષ્ઠ ભક્ત હતા, એ લક્ષમાં રાખવું જોઇએ.

**ડેક્કન એજ્યુકેશન સોસાઇટીમાં જોડાણું.**

સન ૧૮૮૫ માં પૈસા પેદા કરવા, પોતાની નામના કાઢવી, ને આગળ પડતા થવું, એ ગોપાળરાવની મહત્ત્વાકાંક્ષા હતી; અને તે પૂર્ણ કરવાનાં સાધનો મેળવવા સારૂ તેમણે એકસરખી ખટપટ કરવા માંડી હતી. કાયદાનો અભ્યાસ ને ઇંગ્રેજી માટે ખાસ મહેનત, એ તેમની બેવડી ખટપટ ચાલુ હતી. ૧૮૮૫ ની આખરે 'જ્યુરિસપ્રુડન્સ'માં પાસ થયા પછી ગોપાળરાવને લાઇફ મેંબરોમાંના કેટલાકોએ, 'આગળ તમે શું કરશો ? અમારી સોસાઇટીમાંજ સામેલ કેમ થતા નથી ?' એવી રીતે ઉપર ઉપરથી તજવીજ કરવા માંડી આ મંડળીનું લક્ષ બનતી તજવીજે જુવાન ને હોશિયાર માણસોને પોતાની સોસાઇટીમાં સામેલ કરવાનું હતું. કૉલેજમાં નવા વર્ગો વધારી તેને પૂર્ણ કૉલેજ કરવાનું મંડળીના મનમાં હતું; પરંતુ તે માટે પોતાનાં થયેલા માણસોની જરૂર હતી. ગોપાળરાવ જેવા ઉછરતા, ઉત્સાહી ને તેજસ્વી યુવાન ગૃહસ્થને પોતાનામાં સામેલ કરી શકાય તો તજવીજ કરી જોવી, એમ એ મંડળીને લાગતાં તે પ્રમાણે તેમણે ધીમે ધીમે દાણો દાબવાનો પ્રયત્ન ચલાવ્યો હતો.

ટિળક આગરકરની મંડળીમાં તેમની સાથે બેસવું એ ઘણું મોટું માન છે, તે પો-

ગોપાળરાવના સાર્વજનિક ચરિત્રનો અહીં આરંભ થાય છે. અહીં સુધીની તેમની દિનચર્યા ઉપર સ્વ-પરતાની છાપ હતી તેઓ જે કાંઈ કરતા, જે કાંઇ વાચતા, જે લખતા, જે બોલતા, તેનો ઉગમ સ્વ. પોતા વિશેની આકાંક્ષામાંથી થતો હવેથી વિશ્વપરતાની છાપ તેમની દિનચર્યા ઉપર થોડે થોડે પડવાની શરૂઆત થઇ. તેમના લૌકિક વ્યવહારનું પ્રેરક કેન્દ્ર આજ સુધી 'સ્વ' હતું, તે હવે 'સ્વ'સ્થાનથી ખસવા લાગ્યુ તેમને ખરો ઉપનયન સંસ્કાર અત્યારેજ થયો. આધ્યાત્મિક જનોઇ અપાઈ, એમ કહેવાય, અથવા ઉપનયનની તૈયારી થઈ, તેમનો બીજો જન્મ થયો. તેમને આજ સુધી–કદાચ પછી બે ત્રણ વર્ષ સુધી પણ–પૈસાની જે ભારે કિંમત લાગતી તેનું મહત્વ ઉત્તરોત્તર કમી થવા લાગ્યું, તે સહેલાઇથી તેમના હૃદયથી છુટવા લાગ્યુ જેમ જેમ તે છુટવા લાગ્યુ, તેમ તેમ તે જાણી જોઇને તેમની પાસે આવવા લાગ્યા !

આ વખતે ઇગ્રેજી માટેની તેમની મહેનત સતત ચાલુજ હતી, એ પાછળ કહી ગયા છીએ. આજ અરસામાં ગોપાળરાવે 'અંકગણિત' લખવાની શરૂઆત કરી ૧૮૮૮ ની આખર ને ૧૮૮૭ ની શરૂઆતમાં તેઓ 'અંકગણિત' લખતા હતા. તે પુરૂ થયા પછી તેમણે રિળટને બતાવ્યુ. રિળટે તે પસંદ કરીને 'છપાવો' એમ કહેવાથી તેમણે તેની પહેલી આવૃત્તિ બહાર પાડી. ઇગ્રેજી અંકગણિત સર્વાંશે તેમણેજ લખેલું હોઈ તેનું સર્વ શ્રેય તેમનેજ ઘટે છે, તેમાં બીજા કોઇનો હિસ્સો નથી. તેમનુ આ ગણિત એટલુ લોકપ્રિય થયું કે થોડીજ મુદતમાં તેની નવી આવૃત્તિ થઈ એટલુજ નહિ, પણ આગળ તે 'મેકમીલન કંપની' એ છાપવા રાખ્યુ, ને તેનો પ્રચાર આખા હિંદુસ્તાનમાં તથા બીજા દેશોમા થયો, ને તેનુ ઉત્પન્ન ગોખલેને વર્ષાસન જેવુ મળવા લાગ્યુ

**ગોપાળરાવનાં બે લગ્ન**

ગોપાળરાવના લૌકિક કે સાર્વજનિક ચારિત્રની શરૂઆત કરતાં પહેલાં તેમની એક ખાનગી બીનાનો ઉલ્લેખ કરી દેવાનુ ઠીક લાગે છે. ગોપાળરાવનું પહેલું લગ્ન તેમની મરજી વિરૂદ્ધ થયું હતું. ૧૮૭૯માંજ તેમના કાકા અંતાજીપંતે કૃષ્ણરાવને તે બાબત લખ્યું હતું; પરંતુ તે વખતે કૃષ્ણરાવે 'તે હજી ભણે છે, તેની એકાદ પરીક્ષા થઇ ગયા પછી જોઇશું' એમ લખી સંભાળ્યું હતું. દરમિયન કૃષ્ણરાવ મરણ પામ્યા, એટલે વડિલનો કારભાર અંતાજીપંતનેજ મળ્યો. તેમણે ૧૮૮૦ માં ગોપાળરાવનાં લગ્ન કરી નાંખ્યાં ! તદન નિરૂપાયે ગોપાળરાવને આ લગ્ન કરવું પડ્યું 'વડિલનો અનાદર ન કરવો,' એ વૃત્તિને લીધેજ તેઓ ચતુર્ભુજ થયા ! પાછળથી આ લગ્ન તેમના મનને બહુ ખાચતું હતું; અને આ બાબતમાં તેમનું મન એટલુ ખાટુ થયું હતું કે આ લગ્નની કે સ્રીની કોઇ વાત કાઢતું તો તે તેમને ગોઠતું નહિ. આ સ્રી પ્રથમથીજ પાંડુરોગી હતી, એમ કહે છે. તે નજર આગળ પણ ન જોઇએ એમ તેમને થયું હતું. બીજી બાબતમાં બહુ કોમળ મનના ગોપાળરાવ આ વિષયમાં અત્યંત હઠીલા થયા હતા ! આ સ્રી વિશે એક વખત જે તુચ્છકાર તેમને થયો તે કદી ગયો નહિ. ગોપાળરાવના સારા ગુણો જેટલા દૃઢ હતા તેટલાજ તેમના દુરાગ્રહ કઠણ હતા. એક વખત તેમના મનમાં બંધાયેલી હઠ કાઢવી બહુ દુષ્કર થઇ પડતી તેમાં પણ મોટપણના દુરાગ્રહ એક કાળે વિચારથી બદલાવી શક્ય હોય, પરંતુ નાનપણના બંધાયેલા આગ્રહ ફરવા લગભગ અશક્યજ ! આ સ્રી ઉપર તેમને પ્રીતિ નહોતી, એટલુંજ નહિ પણ તેનું નામ પણ તેમને ગમતું નહિ !

નાનપણમાં લગ્ન કરનારાં માબાપોનાં હાથે કેટલા બધા દીકરા—દીકરીની જીંદગીને આ પ્રમાણે નુકસાન થતુ હશે ! જે કાર્ય મોટપણે પોતાની મેળે કરવાનુ તે માબાપો પોતાને માથે લઇને પુષ્કળ વખત પોતાનાં સંતાનોના સંસારને અને તેટલાજ માટે જીંદગીને—ધુળધાણી કરી નાંખે છે ગોપાળરાવની ઇચ્છા વિરૂદ્ધ થયેલા આ લગ્ન વિશેની લાગણી બદલવામાં સાવિત્રીબાઇના ગુણની મદદ ભવિષ્યે ભાગ્યેજ મળી હેત ! મરજી વિરૂદ્ધ સ્ત્રી ગળે વળગાડેલી, ને તે વળી રોગી ! આ લગ્ન સંબંધ સર્વ રીતેજ તેમને રૂ સહ થયો હતો તેમના સ્વભાવમાં ચીડીઆપણાનાં મૂળ મજબૂત થવામાં લગ્નની આ નાજુક બીના પણ ઘણે અંશે કારણરૂપ થયેલી હોવી જોઇએ બીજા છોકરાઓએ વગર સમજે કરેલી ઠઠ્ઠા—મશ્કરીનુ પરિણામ આવી સ્થિતિમાં અત્યંત વિપરીત થવુ અસંભવિત નથી

ગમે તેમ હોય, ૧૮૮૬ ની સાલ સુધી ગોપાળરાવને લગ્નસુખ બીલકુલ મળ્યુ નહોતું આ સ્થિતિ તેમનાં ભાભી ગોવિંદરાવની સ્ત્રીથી સ્ત્રીસ્વભાવાનુસાર સહેવાઇ નહિ ગોપાળરાવ હમેશાં કાઇને કાંઇ ઉદ્યોગમાં ગૂંથાએલા હોયજ તેથી તેમને તે સ્થિતિનુ બહુ લાગ્યા જેવુ જણાયુ નથી, પરંતુ તેમના ભાભીને ને પછી મોટાભાઇને આ સ્થિતિ જણાતાં તેઓ બહુ દુખી થવા લાગ્યાં. તેમને શું ? તે જુના વિચારનાં—લૌકિક દ્દષ્ટિથી જોનારાં ! તેમને ગોપાળરાવનો સંસારવ્યવહાર એકદમ કેમ પસંદ પડે ? ગોપાળરાવને વૈવાહિક સુખ મળે તે માટે તેમણે બનતી ખટપટ કરી જોઇ પ્રથમના લગ્નથી તેમ થવુ તદ્દન અશક્ય લાગ્યું, એટલે તેમણે ગોપાળરાવને બીજું લગ્ન કરવાનો આગ્રહ કરવા માંડ્યો ગોપાળરાવના મનમા તેમ કરવાનું નહોતું, પણ પ્રથમની સ્ત્રી સારી થઇને સંસાર ચલાવતી નહિ થાય એવો ડાક્ટરે ચોખ્ખો અભિપ્રાય આપવાથી, અને પોતાના માટે આટલી કાળજી તથા ચિંતા કરનારી ભાભીનુ મન દુખાવુ એ જીવ ઉપર આવવાથી ગોપાળરાવ બીજી વાર લગ્ન કરવા કબુલ થયા, ને તેમનાં બીજીવારના લગ્ન ૧૮૮૭ ના મે મહિનામાં થયાં કન્યા નાનીજ હતી.

૬.

**માધવરાવ રાનડેની પહેલી મુલાકાત.**

કૉલેજનું કામ પરવારીને, ઇંગ્રેજી ઉપર ખાનગી મહેનત કરવા છતા પણ ગોપાળરાવના સામર્થ્યને જોઇતું કામ પહોંચતું નહિ તે એક પળ પણ નકામી જવા દેતા નહિ રજાનો એક કલાક પણ ફોગટ જવા ન દેતા તે વખત માટે કાંઇ કામ માગી લેતા, ને કદાચ કાંઇ કામ ન હોય તો લાઇબ્રેરીમાં જઇ તેની વ્યવસ્થા કરવા લાગતા ગપાટક મારવા કે શિક્ષકોની રૂમમાં જઇ લખી બેસવાનુ તેમને કદી પસંદ નહોતું ગોખલેની કાર્યશક્તિને વધારે કામ જોઇતું હતું તે તેમને જલદીજ મળી આવ્યું સન ૧૮૭૦થી ૧૯૦૦સુધીની મહારાષ્ટ્રની ઘણે ભાગે સામાજિક, રાજકીય, ઔદ્યોગિક વગેરે હીલચાલનુ ઉગમસ્થાન એકજ સ્થળે હતું સૂતેલા દેશને જગાડવો ને તેના ગતવૈભવને શોભે તેવુ કામ તેના હાથે થવા જેટલું સામર્થ્ય તેને પ્રાપ્ત થાય, તે માટે અહર્નિશ પ્રયત્ન કરનારો એક પુરૂષ તે વખતે હતો ક્યાં શુ આવ્યુ છે, શુ ચાલવા જેવુ છે. શુ છે ને શુ જોઇએ છે, આપણા લોકોનુ બાકી રહેલુ સામર્થ્ય કેટલું છે, તે વધારવાનો ઉપાય કયો છે, ચાંપ ક્યાં લાગે છે તેમાંથી છુટવા માટે કેવા પ્રયત્ન થવા જોઇએ, ક્યા કામ માટે કયાં માણસ યોગ્ય છે, કોની પાસે કયુ કામ કરાવી લેવુ સૂતેલો દેશ જાગૃત થાય

એટલે તેના છિન્નભિન્ન થઇ પડતા સામર્થ્યને કબજે રાખી કયા રસ્તે વાળવુ, આપણે કોણ છીએ, કયાં છીએ, આપણે થવુ શુ, જવુ છે કયા, અને આજનો વખત કેવો છે વગેરે અનેક પ્રશ્નોનું અનેક રીતે પર્યાલોચન કરી કાલદેશવર્તમાનની તુલના કરી, દેશમાંના સર્વ ખટપટનું, હીલચાલનું, ઉદ્યોગનુ, સન્સ્થાનું ને મંડળોનું ધોરણ યોગ્ય દિશાએ વાળવુ અને બદરમાંથી ઉપડેલા આપણા દેશના વહાણને દરીઆની કે વ ટોળીઆની મરજી પ્રમાણે વહેવા ન દેતાં તેને ધીમે ધીમે કિનારે પહોચાડવુ એ અત્યત મુશ્કેલ પરતુ તેટલુંજ અવશ્યનું કામ પોતાનુ-પૂર્વજોનુ દેવુ—ઇશ્વરનું દેણુ સમજી અન્ત કરણપૂર્વક નિખાલસ પણે કરનારી એક વિભૂતિ દેશના સુભાગ્યે મહારાષ્ટ્રમાં જન્મી હતી રાવસાહેબ રાનડેની સોબતમાં રહેવાનું, તેમની આજ્ઞા પ્રમાણે કામ કરવાનું, તેમના શિષ્ય તરિકે તેમના ચરણમ રહી શિખવાનું, જેમનું ભાગ્ય હોય તે ધન્ય ! આવા ધન્યમાંના ધન્ય ગોખલે જલદીજ થવાના હતા

આગરકર ને ગોખલેનો સહવાસ ને સ્નેહ ઉત્તરોત્તર દૃઢ થતો ગયો. આગરકરે ગોખલેના કેટલાક વિશેષ ગુણ જાણી લીધા હતા તેમનો ઉત્સાહ, કામ કરવાની હોંશ, ઉમેદ, ઉચ્ચ મનોવૃત્તિથી પ્રેરિત થવાનો તેમના હૃદયનો ધર્મ, તેમની હિંમતને ગુરૂજન વિશે આદર, એ તેમના ગુણ રાવસાહેબ રાનડેને જણાય તો તેમની ઉત્તમ કદર થાય, ને તેમના સહવાસથી ગોખલેની ઉપયુક્તતા બહુ વધે, તથા તેમના હાથે કામગિરી થાય, એમ આગરકરને લાગ્યુ તેમણે એક વખતે રાવસાહેબ સાથે વાતમા ને વાતમાં ગોખલે વાત કરી તરુણ ઉછરતા માણસોને સાર્વજનિક કામમાં ઉપયોગમાં લેવા, ને તેમનામાં હોય તેટલું કર્તૃત્વ દેશના કામમાં વપરાવવુ, એ રાવસાહેબની ખુબી-કળા હતી તેમણે આગરકરે કહેલું નામ ધ્યાનમાં રાખ્યુ ને પોતાના મિત્ર [ હાલ પરલોકવાસી ] આબા સાહેબ સાઠેને ગોખલેને મળવાનુ કહ્યું આબા સાહેબનો ને ગોખલેનો મરતા સુધી અ-કૃત્રિમ પ્રેમ હતો આગરકરને ગોખલે આ વખતે શનીવારપેઠમાં તાંબેના વાડામાં ભાડે રહેતા હતા કામ કરવાનુ એક સસ્થામાં ને બેસવા ઉઠવાનુ પણ એક વાડામાં એ રીતે બન્નેનુ સાહચર્ય હતું આ એકજ વાત શરૂઆતમાં આગરકર ને ગોખલેએ બેનું રહસ્ય કેટલું હતું તેની સાક્ષી પુરે છે. આબા સાહેબ ગોખલેને રાનડે પાસે તેડી ગયા, અને પોત પોતાના પ્રમાણમાં અલૌકિક એ બેઉ પુરુષની—આ અલૌકિક ગુરૂની ને આ અલૌકિક શિષ્યની—તેમણે મુલાકાત કરાવી

આ પહેલી મુલાકાત વખતે થયેલી વાતચીત અને ગુરૂની શિષ્ય ઉપર ને શિષ્યની ગુરૂ ઉપર પડેલી છાપ જો આજ જગતને જણાવી શકાત તો કેવી મઝા પડત ! આખી રાત આંખો મીચીને પડી રહેલા સૂર્યકમળની ને તેને વહાલથી જગાડનારા રવિકરની એ મુલાકાત કેટલી હૃદયગમ થઈ હશે ! જગતમાં આવુ ક્વચિતજ બને છે ! અન્યથા—બીજે વખતે બંધ રહેનારાં હૃદયના કમાડ પોતાના સમાનધર્મના સ્પર્શવડે ખુલ્લાં કરનાર પરસ્પર સાપેક્ષ જીવોની મુલાકાત એકમેકની સાર્થકતા ! આ જગતમાંનાં ઘણાંખરાં માણસો પોતાના સમાધર્મી જોડીદારને શોધવા સસારની અફાટ અટવીમાં, વસન્તઋતુની ઉષ્ણ હવામાં આમતેમ ભ્રમણ કરનારા પક્ષીઓની પેઠે ભટકતા આપણે જોઈએ છીએ આપણા હૃદયનાં કે બુદ્ધિનાં કમળ ખીલાવનારી જાદુ જેની પાસે હોય તેનો ને આપણો ભેટોજ થતો

નથી. તેથી આપણામાંના ઘણાખરા આવે છે ને જાય છે- જન્મે છે ને મરે છે—પણ તેમના અન્તર્યામીનો વિકાસ થતો નથી ખાણમાં દટાઈ રહેલા રત્નોની પેઠે કે ભ્રમરનો ગણગણાટ થતો ન હોય તેવી જગાએ ખીલેલાં પુષ્પોની પેઠે તેનો અંતર્યામી વૃથા જાય છે ‘ સેફ્ટી ’ દિવાસળી પ્રમાણે ચિચ્છક્તિ ( ચૈતન્યની શક્તિ ) નું પણ છે તે બીજે કયાંય ઘસવાથી સળગે તેવી હોતી નથી અનુરૂપ ધર્મની પેટી ઉપર ઘસવાથીજ તે સળગે, તે વગર ભાંગી જાય પણ સળગે નહિ ! અનુરૂપ ધર્મની પેટીનો ને આ ચિચ્છક્તિનો સંપર્ક યોગ્ય રીતે થાય, એટલે તે એકદમ સળગી ઊઠે છે. ગોખલેરાવનું તેજ પ્રમાણે થયું ઉનાળાના તાપથી સૂકાઈ ગયેલી ને આર્દ્ર મેઘની વૃષ્ટિ માટે વાટ જોતી મોં પસારી રહેલી ભૂમિ પ્રમાણે સત્કાન્તિ વિભૂતિના દર્શન કે સ્પર્શ માટે ઉત્કંઠિત થયેલું તેમનું હૃદય હતું અભિમાન કે પોતાની યોગ્યતાની અઘટિત કલ્પનાથી તેમની બૌદ્ધિક કે આધ્યાત્મિક દૃષ્ટિ બંધ થઇ નહોતી સદ્ગુરૂનો પ્રસાદ ગ્રહણ કરવા અને તે ફળદ્રુપ થવા સારૂ જોઇતી પૂજ્યબુદ્ધિ ને સાદર શ્રદ્ધા તેમનામાં પૂર્ણ હતી તેમનું અંતરંગ હજી મલિન થયું નહોતું તેની ઉપર જે છાપ ઉઠાવવી હોય તે સારૂ ઊઠે, એવી તેમની શુદ્ધ મુગ્ધ સ્થિતિ હતી પોતાના હાથે કાંઇક કામ થાય, ને પોતે સજ્જનસમાજમાં માન્ય થાય, એ તેમની મહત્વાકાંક્ષા હતી, અને તે પૂર્ણ કરવા માટે જીવની પણ દરકાર કર્યા વિના શ્રમ કરવાની ઇચ્છા ને ટેવ હતી. શરીરપ્રકૃતિ પણ તેમની મહત્વાકાંક્ષાની સામે અડચણરૂપ થાય તેવી નહોતી શિષ્યમાં જોઇતા ઘણાખરા ગુણ ગોખલેમાં હતા, અને ગુરૂનામાં તે બધા ગુણને વધારવાનું, તેને ઉત્તરોત્તર અધિકાધિક શુદ્ધ—ઉન્નત કરવાનું, ને તેનો બને તેટલો ઉપયોગ કરી લેવાનું, સામર્થ્ય હતું મળે તેટલું ગુરૂ પાસેથી લેનાર શિષ્ય, ને માગે તેટલું આપનાર ગુરૂ, એવી આ ગોખલે—રાનડેની જોડી હતી તે જામી ત્યારથીજ ગોખલેની સાર્વજનિક કામની શાળા ઉઘડી આ શાળામાં તેમણે તેર ચૌદ વર્ષ સુધી શિક્ષણ લીધું !

ડે એ સોસાઇટીને માટે એ વર્ષો બહુ ધમાલનાં હતાં ૧૮૮૨—૮૩માં ટિળક—આગરકર ડોંગરીના તુરંગમાં હતા બન્ને એકજ ઓરડીમાં રહેતા ને તેમને સાદી શિક્ષા હોવાથી એક બીજા સાથે બોલતા—વાદવિવાદ કરી શકતા તેમને લખવા વાચવાનું મળતું ત્યાં આ બન્નેનો અતિશય નિકટ સંબંધ થવાથી એકબીજાના સ્વભાવની ભિન્નતા એકમેકને અનુભવમાં આવી એક બીજાના ખાંચખુંચ, રાગ-દ્વેષ હઠ-દુરાગ્રહ, વગેરે સારી પેઠે સમજાયાં, અને ડેક્કન કૉલેજમાં ન્યુ ઇંગ્લિશ સ્કૂલ કાઢવાનો વિચાર કરવાથી, ને પછી બે વર્ષ સુધી મહાન્ ધ્યેયની પાછળ લાગવાથી અને એકજ દેશ-કાર્યની સિદ્ધિ માટે મથવાના આવેશમાં ગર્ક થયેલા હોવાથી, એકમેકના સ્વભાવમાંનું સારાપણુંજ એકબીજાને દેખાતું. શિક્ષણપ્રસારના કાર્ય પુરતું તેમનામાં મતસાદૃશ્ય હોવાથી બેઉમાંના તીવ્ર ભેદ એક બીજાના લક્ષમાં બહુ આવ્યા નહોતા પણ ડોંગરીના તુરંગમાં રાત દિવસ સાથે રહેવાથી ને ઘણી બાબત સંબંધી ખુલ્લા દિલથી વાતચિત થતી હોવાથી ‘ બાંધી મુઠી ’ ઉઘડી ગઈ ! મતસાદૃશ્યની સાથે મતભેદ ને સ્વભાવભેદ પણ સારી રીતે જણાઈ આવ્યો. પહેલાં એકમેક વિશે જે કેવળ આદર હતો, તે જતો રહ્યો, અથવા ઘણોક ઓછો થયો, તથાપિ સ્કૂલના કામમાં મતભેદને કે સ્વભાવને બહુ અવકાશ આપ્યા વિના વર્તવાનો ને વ્યક્તિ વ્યક્તિમાંનો મતભેદ સામાન્ય કામ વખતે ભૂલી જવાનો સખ્ત પ્રયત્ન થવા આ

ગરકર તરફથી થતો હોવાથી ટિળક-આગરકરનો તટે અંદર અંદર ધુધવાનો હશે, પ
તેથી સોસાયટીને પ્રથમ બહુ અંશે સોસવું પડયું નથી. પણ ૧૮૮૯ની સાલથી એ ઝઘ
સોસાઇટીમાં દાખલ થવા લાગ્યો. ટિળકપક્ષ ને આગરકરપક્ષ એવા સોસાઇટીમાં બે પડે
પડી ગયા. આ ઝઘડાની બધી હકીકત કહેવાથી તેનાં કારણો જણાવવા ને તેનું ગોખલે
ના ચરિત્ર ઉપર થયેલું પરિણામ યથાયોગ્ય રીતે કહેવા હાલ અવકાશ નથી; એ એક,
તેમાં હાલની હયાત એક મોટી સંસ્થાનો તથા વ્યક્તિનો સંબંધ આવે છે એ બીજ
બાબત. આથી એ વિશે અહીં વિસ્તાર ન કરતાં એટલુંજ કહેવું બસ થશે કે, આનું પ
રિણામ કેસરી, મરાઠા, આર્યભૂષણ છાપખાનું વગેરેની નવી વ્યવસ્થામાં દેખાઈ આવ્યુ
આગરકરનો કેસરી સાથેનો સંબંધ તૂટયો, ને ૧૮૮૮ના બીજેજ દિવસે "સુધારક" ન
જન્મ થયો. સોસાઇટીમાં બે પક્ષો પડવાથી સ્કૂલ ને કૉલેજની વ્યવસ્થામાં ગરબડ થવ
લાગી. વખતસર વર્ગમાં શિખવવા જવું, પરીક્ષાના કાગળો તપાસવા વગેરેમાં અવ્યવસ્
થવા લાગી. આજ અરસામાં સાર્વજનિક સભાના તંટા સોસાઇટીમાં ચાલુ થયા. પ. વા
. લક્ષ્મણ રામચન્દ્ર વૈદ્યનો સંસ્કૃત કોષ આર્યભૂષણ છાપખાનામાં ને પ. વા. વામન શિ
વરામ આપ્ટેનો કોષ જ્ઞાનવૈભવમાં છપાતો હોવાથી, છાપખાનાના માલિકોની તકરારે
સોસાઇટીમાં દાખલ થઇ. શારદાસદન ને સંમતિવયના બીલે સમાજમાં
પુનામાં કોલાહલ મચાવી મુકયો; ને તેનો ફટકો સોસાઇટીની સ્કૂલ તથા કૉલેજને પ
લાગ્યો. છેવટે ટિળકપક્ષ ને આગરકરપક્ષ બન્ને સાથે રહે એ અશક્ય થઇ પડયું,
છેવટે ટિળકપક્ષને ધીમે ધીમે સોસાઇટીમાંથી ખસી જવું પડયું.

આ ઝઘડો લગભગ ત્રણ વર્ષ સુધી પહોંચ્યો હતો, તેથી ગોપાળરાવને અનેક રીત
ત્રાસ થયો, તોપણ તેથી તે ગભરાયા નહિ. તે પહેલાં ઈંગ્લિશ શિખવતાજ હતા. હ
વર્ષ દોઢ વર્ષ તેમને ગણીત પણ શિખવવું પડયું. ટિળક જવાથી ગણિત શિખવવાનું કા
તેમને માથે પડયું તે તેમણે ૧૮૯૧ સુધી કર્યું. પછી તેમણે સર્વેનું મન વાળીને તેમ
સોસાઇટીમાં લીધાથી ગણિત તેમને આપ્યું ને ગોખલે પાસે ઇંગ્રેજી, અર્થશાસ્ત્ર ને ઇંગ્લાં
ડનો ઇતિહાસ એટલા વિષયો રહ્યા.

આ કામનો બોજો માથે પડયો, તેજ વખતે સાર્વજનિક સભાના સેક્રેટરીનું કા
તથા ત્રૈમાસિકના સંપાદકનું કામ પણ ગોપાળરાવનેજ સોંપાયાં. રાનડે અને ગોખલેન
મુલાકાત થયા પછી તેમની પાસે બહારનાં કામો આવવા લાગ્યાં, રાનડેએ પ્રથમ ગોખ
લેને ત્રૈમાસિક માટે એક અંગ્રેજી લેખ લખવાનું કહ્યું. તેમણે તે લખીને આપ્યો. તે
વાંચીને રાવસાહેબે કહ્યું. "ચાલશે. છાપખાનામાં આપો."

આ વખતે ગોખલેને કેટલો આનંદ થયો હશે! લેખ તૈયાર કરવાની તેમના ગુરૂન
પદ્ધતિ ઘણી મહેનતવાળી હતી. સરકારી રીપોર્ટ, બ્લ્યૂ બુકો, રેડ બુકો, ગ્રીન બુકો, સભાનાં
પ્રોસિડિંગ્સ વગેરે વાંચવા આપીને તેમાંથી સાર કાઢી લાવવાનું તે કહેતા. અને તે ઠીક
હોય તો 'ઠીક છે' કહેતા, ને પસંદ ન પડે તો 'રહેવા દો, મૂકો,' એટલુંજ કહેતા.
પસંદ પડે તો વિશેષ પ્રશંસા કરતા નહિ; કે પસંદ ન પડે તો ગુસ્સે થઇને વધારે બો
લતા નહિ, પણ પોતેજ તે ફરીને લખી કાઢતા. શરૂઆતમાં મેમોરિયલ એટલે સરકાર
તરફ મોકલવાની લોકમતપત્રિકા તૈયાર કરવાનું આપતા. તે તૈયાર થઇ આવે એટલે

ઘણી વખત તેમાંનાં પાનાંનાં પાનાં કમી કરી પોતે નવું લખતા ભાષા કડક, ટાયલા જેવી કે વિશેષ આલંકારિક હોય તો તે બદલતા ને કહેતા, "જોર વિચારમાં જોઇએ, ભાષામાં નહિ

રાનડે ગોપાળરાવ પાસેથી કામ સખત કરાવતા, ને વખતસર પુરૂં કરાવી લેવામાં ઘણી કાળજી રાખતા. તેમાં કોઇપણ બહાનું સાંભળતા નહિ મંદવાડનું બહાનું પણ ચાલતું નહિ ! 'તાવ આવ્યો હતો,' 'માથું દુખતું'તું,' એવું બહાનું કહ્યું હોય તો રાવસાહેબ કહે, "ઓસડ લેવાથી તાવ ઊતરશે કે દુખતું મટશે, પણ બુધવાર ગયો તે કાંઇ ફરી આવવાનો છે ? " બુધવારે ગોખલેએ પોતાનું કામ તૈયાર કરીને લઇ જવું, ને રાવસાહેબે તે તપાસી જે કહેવા કારવવાનું હોય તે કહેવું, એમ ઠર્યું હોય એવું આ ઉપરથી લાગે છે. કામના સંબંધમાં રાવસાહેબનું પોતાનું વર્તન જેવુંજ બીજાનું પણ જોઇએ એવી તેમની અપેક્ષા હતી આગળ આવેલું કામ ગમે તે અડચણ આવે તોપણ તેને ન મણકારતાં પુરૂં કરવું, એ તેમની પદ્ધતિ હતી કામ પહેલું ને ખાવું પીવું, ઉંઘવું, વિશ્રાન્તિ લેવી, એ પછી ચહાનો પ્યાલો તેમના ટેબલ ઉપર કલાકના કલાક પડ્યો પડ્યો ઠંડો થયા કરતો એ ઘણાના જાણવામાં હશે કામ પહેલું ને બીજી બધી બાબત પછી કામ કરનાર માણસને વિસામો જોઇએ, એ બીજે પ્રસંગે તેમને કબૂલ હતું માંદા પડ્યા હોય ત્યારે તે કહેતા કે "શ્રમ બહુ ન કરવો વિસામો લેવો વર્ષના ૧૧ મહિનાજ છે એમ સમજવું " પરંતુ તેમનું આ કહેવું માત્ર કહેવા પુરતુંજ રહેતું ! તે જાતે કદી તેમ વર્તતા નહિ અવિશ્રાન્ત શ્રમ કર્યા કરતા, અને બીજા પાસે પણ તેવીજ રીતે શ્રમ કરાવતા. વિશ્રાન્તિ મળવા દેતા નહિ !

આ પ્રમાણે ગોખલેએ રાનડે પાસે પાંચ વર્ષ ઉમેદવારી કરી તેમની સાથે સીધો સંબંધ ૧૮૯૩ સુધી—રાનડે પુનામાં હતા ત્યાં સુધી હતો પછી કાગળપત્રનો સંબંધ હતો વચ્ચે વચ્ચે ગોખલે તેમની પાસે જતા ત્યારે સાક્ષાત્ સંબંધ થતો

૧૮૮૭—૮૯ની સાલમાં ગોપાળરાવને ક્રિકેટ રમવાનો શોખ હતો, સુધારકમાં ક્રિકેટ વિશે જે લેખ આવતા તેનું કારણ ગોપાળરાવને ક્રિકેટ વિશેનો પ્રેમ ગોખલેને છેવટ સુધી બુદ્ધિબળ, ગંજીફો, પત્તા વગેરે રમતો પ્રિય હતી વચ્ચે કેટલાંક વર્ષ તે બિલીયર્ડ પણ રમતા રમતમાં પણ પોતે હોંશિયાર થવું જોઇએ એવી તેમની ઇચ્છા હતી

સોસાઇટીમાં આટલીબધી ખેંચતાણ ચાલતી ત્યારે ગોપાળરાવનું બહારનું—સાર્વજનિક સભાનું કામ જોરમાં ચાલતું હતું તેમના મનમાં હવે સ્વાર્થત્યાગની પ્રેરણા કેવી થઇ હતી તેનું એકજ દૃષ્ટાન્ત અહીં આપીએ છીએ.

**સ્વાર્થ ત્યાગનો પહેલો પ્રસંગ.**

૧૮૮૮માં રા. સા. રાનડેની સાથે તેમનો સંબંધ થતા સાર્વજનિક સભાનું ત્રૈમાસિક ચલાવવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું, ને તે બદલ મહિને ચાળીસ રૂ તેમને આપવાનું ઠર્યું હતું પરંતુ આગરકરના દાખલાથી નિષ્કામવૃત્તિથી લોકસેવા કરવાનું, તેમજ પૈસા પેદા કરવા તરફ દૃષ્ટિ ન રાખતા ઉપયુક્ત કામ કરવાનું તત્વ તેમના અંતરમાં ઠસ્યું હતું તેથી સંપાદકના કામ બદલ સાર્વજનિક સભા તરફથી આપવાનો ઠરાવેલો પગાર લેવાનું તેમણે ના પાડી ને મફત કામ કર્યું આની તે વખતે ઘણા લોકોને અજાયબી લાગી કેમકે તે વખતે પૈસા સંબંધી તેમની સ્થિતિ બહુ સારી નહોતી નાનપણથીજ તેમના ઘરના માણસો કેવી મુશીબત વેઠીને

ઘરસંસાર ચલાવે છે, એ હમણાં સુધીની હકીકતમાં ઘણીવાર આવી ગયું છે. ગોખલે સ્કૂલમાં શિક્ષક થયા પછી તેમને બીજાં કામ કરીને પુરૂં ખર્ચ કરવું પડતું, એ આપણે જાણીએ છીએ. તેમના મોટાભાઈનું કુટુંબ મોટું હતું. તે એટલું કે એક વખતે તેને ગોપાળરાવને પરોક્ષ રીતે એવું સૂચવવાની જરૂર પડી હતી કે, તે ભણવાનું મુકી દઇને નોકરી લઇ પોતાને મદદ કરે તો સારૂ. આમ છતાં તેમણે સાર્વજનિક સભાનો ઠરાવેલો પગાર ન લીધો, એ વાત તે વખતે અત્યંત મોટાઇભરી હતી.

સ્વાર્થત્યાગબુદ્ધિની શરૂઆત અહીંથી થઈ. લોકસેવાના કાર્ય માટે ઉદ્યોગ કરવો તે બદલાથી કરવો નહિ, એવું તત્ત્વ તેમના મનમાં ઠસ્યાનો આ પહેલો પુરાવો છે, અને સ્વ-પરાયણ વૃત્તિની ઉપર વિશ્વપરાયણ વૃત્તિનું જોર થવાની શરૂઆત થયાંની આ નિશાની છે. અહીંથી આ વૃત્તિનો વિકાસજ થવા લાગ્યો. સાર્વજનિક સભાના ત્રૈમાસિક બદલ ઠરેલો પગાર ગોપાળરાવે ન લીધો એ સાંભળીને તે સમયના કેટલાક વૃદ્ધ માણસોને એટલી નવાઇ લાગી ને ગોખલે વિશે એટલો આદર ઉત્પન્ન થયો, કે, તેમાંના એક ગૃહસ્થ પ. વા. દામોદર જનાર્દન ગોખલે ખાસ ગોપાળરાવને ઘેર ગયા, ને તેમણે અન્તઃકરણના ઉદ્‌ગાર કહ્યા કે, "ગોપાળરાવ, સાબાસ છે તમને. આ ઉમરે આટલી નિષ્કામવૃત્તિ તમારામાં છે એથી મને બહુ કૌતુક થાય છે. તમારા હાથે આવીજ રીતે દેશકાર્ય થતાં રહો!" આ ઉદ્‌ગારથી ગોપાળરાવને તે સમયે કેટલું ઉત્તેજન મળ્યું હશે ને કેટલો સંતોષ થયો હશે!

**કોંગ્રેસમાં પહેલું ભાષણ.**

રાષ્ટ્રીય સભા (નેશનલ કોંગ્રેસ)ની ૧૮૮૫માં સ્થાપના થઈ ત્યારે તેનું કાર્ય કે સ્વ-રૂપ વગેરેની ગોખલેને બહુ માહિતી નહોતી. પરંતુ ૧૮૮૮ની સાલથી સાર્વજનિક સભાના એક કારભારી તરીકે અને રાનડેના હાથ નીચે કામ કરનાર તરીકે તેમનો સંબંધ રાષ્ટ્રીય સભા સાથે જોડાવા લાગ્યો. રાનડેના ઉત્તેજનથી તેમને રાષ્ટ્રીય સભામાં ચર્ચાવાના વિષયોનો અભ્યાસ કરવો પડતો ૧૮૮૯માં મુંબઈમા રાષ્ટ્રીય સભાની બેઠક થઈ, તેનું કેટલુંક કામ—ગૌણપણે—ગોખલેના હાથે થયું. એ બેઠકમા પ્રસિદ્ધ મહાપુરૂષ પ. વા ચાર્લ્સ બ્રૅડલૉના આગમનથી વિશેષ ધમાલ થઇ હતી–વધારે મહત્ત્વ આવ્યુ હતું. આ જ બેઠકમાં ગોખલેનું એક નાનકડું ભાષણ થયું. રાષ્ટ્રીય સભામાંનુ તેમનું આ પહેલવહેલું ભાષણ. આ ભાષણ બહુ મહત્ત્વનું નહોતું, તોપણ તે પોતાનાથી બરાબર રીતે થયું તેથી ગોખલેને ઘણો સંતોષ થયો; અને રાષ્ટ્રીય સભાના દરવાજા સુધી પોતાનો પ્રવેશ થયો તે માટે તેમને ધન્યતા લાગી. તે વખતે ગોખલેની ઉંમર ફક્ત ત્રેવીસ વર્ષની હતી. ઉમરના એકવીસમા વર્ષે પાર્લામેન્ટના સભાસદ થતાં પિટને પણ આ પ્રસગે ગોખલેને જેટલો આનંદ ને સંતોષ થયો તેટલો થયો નહિ હો! ટિળક-આગરકર, કેસરી, મરાઠા એ વર્તમાનપત્રો, ન્યુ ઇંગ્લીશ સ્કૂલ, ફર્ગ્યુસન કૉલેજ,—એ પુરૂષ ને આ સંસ્થાઓ ચારજ વર્ષ પહેલાં તેમને મહાન્ લાગતી હતી, અને તળેટીમા ઉભો રહેનારો બાળક અર્ધા ડુંગર ઉપર ચઢી ગએલા આગળનાઓને જે આદરથી–આશ્ચર્યથી જુએ તેજ રીતે ગોખલે તેમની તરફ જોતા હતા. એ વખત કેટલો જલદી જતો રહ્યો! ૧૮૮૯ ના અત પહેલાં ગોખલે એ સસ્થાઓના ચાલકોમાં જઇને બેઠા!

૧૮૮૫ માં ગોપાળરાવ સાર્વજનિક કામ વિશે અને પ્રસિદ્ધ પુરુષો વિશે કેટલા અજ્ઞાન હતા, તે બતાવનારી એક વાત પુનામાંના ઘણાઓ જાણે છે. હિરાબાગમાં ન્યુ ઇંગ્લીશ સ્કુલમાં કાંઇક સમારંભ હતો. દરવાજા ઉપર ગોખલેને રાખવામાં આવ્યા હતા. આવનારા ગૃહસ્થોની ટિકિટો જોઇને અંદર જવા દેવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું. રા. સા. રાનડે આવ્યા ત્યારે તેમને તેમણે રોકીને તેમની પાસે ટિકિટ માગી! રાનડે પાસે ટિકિટ નહોતી. એટલામાં પ. વા. આબા સાહેબ સાઠે આગળ આવીને તેમને અંદર તેડી ગયા, ને ગોખલેને સમજુતીના બે શબ્દો કહ્યા.

**રાષ્ટ્રીય સભામાં પ્રવેશ.**

૧૮૮૭ માં તે રાનડેના હાથ નીચે કામ કરવા લાગ્યા. તેમને ક્યારેક ક્યારેક તો એટલુંબધુ કામ કરવું પડતું કે સુવાનો પણ વખત મળતો નહિ! પબ્લિક સર્વિસ વિશેનું એક મેમોરિયલ લખવાનું હતું તે ગોખલેએ સતત બાવીસ કલાક બેસીને પુરું કર્યું! વચ્ચે દેહધર્મે જે ખલેલ પહોંચાડી હોય તેજ બસ! ત્રણ કે ચાર વર્ષમાં ગોખલેનાં પગલાં સાર્વજનિક કામમાં એટલાં આગળ વધ્યાં કે ૧૮૮૯ માં રાષ્ટ્રસભાના વક્તાઓમાંના એક તેઓ થયા. તેમના પૂર્વાશ્રમમાં તે જેમ દરવર્ષે એકેક ડગલું આગળ ભરતા ને ૧૮૮૬ ના ઑગસ્ટ સુધી એક સરખા આગળ વધતા હતા તેજ પ્રમાણે તેમના આ દ્વિતીયાશ્રમમાં પણ તે ઝપાટાબંધ આગળ વધતા હતા. ૧૮૯૦ માં કલકત્તાની રાષ્ટ્રસભામાં તેમનું ઘણું મહત્વનું ભાષણ થયું, ને રાષ્ટ્રસભાના આગેવાનો ઉપર તેની ઘણીજ છાપ પડી. આ એક આશાજનક રાજકીય પુરુષ થવાનો છે, એવા ઉદ્ગાર ઘણાઓએ તે વખતે કાઢ્યા. આ સભાના અધ્યક્ષ સર પીરોજશાહ મહેતા હતા, તેમની નજરમાં પણ તે તુર્તજ આવી ગયા.

આ પ્રમાણે રાષ્ટ્રસભા સાથે ગોપાળરાવનો સંબંધ બંધાયો પણ હજી રાષ્ટ્રસભામાં તેમને સ્વતંત્ર સ્થાન મળ્યુ નહોતું; તોપણ પોતાના વિષયનો યોગ્ય અભ્યાસ કરીને મુદ્દાસર બોલનારામાંના તે એક છે, એટલું તો તેમણે આટલામાંજ સ્થાપિત કર્યું હતું. ૧૮૯૧ ની સાલમાં નાગપુરની રાષ્ટ્રસભામાં તેમણે જે ભાષણ કર્યું હતું તે આ ચરિત્રલેખક ( પ્રો. પટવર્ધન ) ને હજી સુધી સાંભરે છે. આ વખતનું ભાષણ લખેલું હતું. લખ્યા સિવાય સાર્વજનિક રીતે ભાષણ કરવુ નહિ, એવુ રાનડેનું કહેવુ હતું, એમ કહે છે. ગોખલેનો તો તેવો નિયમ હોવો જોઇએ એમ જણાય છે ૧૮૮૬ થી આ પ્રમાણે સાર્વજનિક કામોમાં ગોખલેનો સરખો વિકાસ થવા લાગ્યો. તેમનું આ બાબતનું શિક્ષણ અધિકાધિક પરિપક્વ થતું ગયુ. સરકારી રિપોર્ટ વગેરેમાંથી પોતાના વિષય–મુદ્દાના સમર્થનાર્થે માહિતી કેવી રીતે તારવી કાઢવી, તે બિનચૂક કેવી રીતે રજુ કરવી, વગેરે દૃષ્ટિબિન્દુથી તેમનું અધ્યયન શરૂ હતું.

૧૮૯૨ ને ૯૩ એ બન્ને વર્ષોમાં ગોખલેનો રા. સા. રાનડે સાથે સાક્ષાત્ સંબંધ હતો. રાષ્ટ્રસભા સંબંધના, હિંદુસ્તાનના સામાન્યહિત સંબંધના ને મુંબઈ પ્રાંતના સ્થાનિક હિતના સવાલ વિષે દરરોજ સાંજે સાર્વજનિક સભાના દિવાનખાનામાં ચર્ચા થતી. ત્યાં તે વખતના ઘણાખરા આગેવાન ને વિચારી ગૃહસ્થો મળતા રા. સા. રાનડે ત્યાં ઘણું કરીને દરરોજ જતા, ને તેઓ ઘણી બાબતો સંબંધી માહિતી આપતા. હિંદુસ્તાન ને બીજા દેશમાં તફાવત શું છે, હિંદુસ્તાનમાંની રાજકીય હિલચાલોનુ સ્વરૂપ બીજા દેશોની

તેવી હિલચાલના કરતાં જુદું કેમ ? બીજા દેશોએ સ્વીકારેલા માર્ગે આપણને કેટલા ઉપયોગી થશે ને કેટલા નહિ થાય, આયર્લેંડ ને હિંદુસ્તાનનું કેટલુંક સાદશ્ય હોવા છતાં હિંદુસ્તાનને આયર્લેંડ જેવી હિલચાલો કરવાનું ઈષ્ટ કેમ નથી—વગેરે વિષયો સહેજ વાતચિતમાં નીકળે ને તે સંબધી સૌ પોતપોતાના વિચારો દર્શાવે, છેવટે એ બધા વિચારોનું એકીકરણ કરીને રાનડે ઘણીક નવીન માહિતી આપે કોઈ કોઈ દિવસ નવું વાંચવા જેવું પુસ્તક તુરતમાંજ પ્રસિદ્ધ થયુ હોય તો તેમાંના સિદ્ધાન્તનું મન્થન થાય આવા મન્થનથી નીકળેલું નવનીત—માખણ હમેશાં ભારે ગુણકારી હોય છે. સરકારના હેતુ વિશે શંકા કરવી એ બરાબર નથી. સરકારની સાથે લડવું તો તે સરકારના માર્ગે, તેમણે પ્રસિદ્ધ કરેલા આંકડાવડે, તેમના કાયદાવડે, ને તેમણે માન્ય કરેલા તત્ત્વોને આધારેજ, લડવું જોઈએ. ટીકા કરવી તે વિજય મેળવવાના કે ફજેતી કરવાના હેતુથી નહિ, પણ ન દેખાયેલી બાજુ દર્શાવવા ને વિષયનો પુરેપુરો વિચાર થવા સારૂજ ટીકા કરવી. સરકારનાં કૃત્યો વિશે પોતાના વિચાર પ્રકટ કરવા તે લોકદષ્ટિથી તેમાં શો ફેરફાર કરવો જોઈએ, એ સરકાર આગળ રજુ કરવું, એ કેવળ તેવા ફેરફાર કરાવવા માટે નહિ; પરંતુ લોકોને વિચાર કરતા કરવા, ને હળવે હળવે લોકમત કેળવવામાં તેનો ઉપયોગ થાય છે એટલા માટે. સાર્વજનિક સવાલોનો અભ્યાસ ને ઊહાપોહ કરવાનો તે પોતાની દષ્ટિથી; અને સરકાર વિશે જે બોલવાનું કે કરવાનું તે સાધાર ને વિચારમાં બેસતું આવે એવી રીતે; વિચાર ક્ષુબ્ધ થાય એવી રીતે નહિ. પોતાનો ઉદ્દેશ ખાત્રી કરી આપી મત ફેરવવાનો જોઇએ; બીજવવાનો કે આયંબાથીનો ન જોઇએ. સરકારની અડચણો શી છે તે ધ્યાનમાં રાખીને તેમાંથી માર્ગ સૂચવવાનું કામ લોકના આગેવાનોનું હોય છે. વગેરે અનુભવસિદ્ધ ને પુખ્ત તત્ત્વો આ વર્ષમાંજ ગોખલેના મનમાં ઠર્યાં. ૧૮૯૨ ની પહેલાંનાં તેમનાં ભાષણો ને લેખમાં બહુ તફાવત છે. તેમની ભાષાનું કઠોરપણું ને વિચારનું કડકપણું ધીમે ધીમે કમી થતું હતું. જુવાનીની વૃત્તિને લીધે ઉત્પન્ન થતી અધીરાઈ તેમના લેખો ને ભાષણોમાં આ પહેલી હતી તે કમી કમી થતી ગઇ. હિંદુસ્તાનની રાજકીય પ્રવૃત્તિનું ધોરણ તેમના મનમાં હળવે હળવે સ્થિર થતું હતું. મહૂડા બીલ વિશે તેમણે લખેલા લેખમાં ને ૧૮૮૯–૯૦ માં સુધારકમાં પ્રસિદ્ધ થયેલા તેમના લેખમાં ભાષા, વિચારસંકલના, ને એકંદર વલણ, વગેરેમાં કેટલું બધુ અંતર છે !

સન ૧૮૯૨–૯૩–૯૪ માં ગોપાળરાવને કૉલેજમાં શિખવવા ઉપરાંત ડે. એ. સોસાયટીનુંજ બીજુ એક કામ કરવાનું આવ્યું. ૧૮૮૦ થી ૧૮૮૮ સુધી સોસાઈટીની સ્કૂલ માટે ને પછી કૉલેજ માટે ફંડ ભરાવવાનું ૫ વા. નામજોશી પાસે હતું. સરકાર, બીજી સંસ્થાઓ કે લોકો સાથે સોસાયટી સંબધી જે કાંઇ ખટપટ કરવી પડે તે પણ નામજોશીજ કરતા. એ કામમાં જોઇતી ખુબી ને પ્રસંગાવધાન તેમનામાં હોવાથી કમિટીએ એ કામ તેમની ઉપર નાખ્યું હતું. તેમણે દક્ષિણ મહારાષ્ટ્રમાંના ને મહારાષ્ટ્રમાંના સંસ્થાનિક તથા ધનિક લોકો તરફથી લગભગ પોણો લાખ રૂપીઆ એકઠા કર્યા હતા. પરંતુ ફર્ગ્યુસન કૉલેજને વધારી તે પુરેપુરી આર્ટ્સ કૉલેજ કરવાની પરવાનગી મળવાનાં ચિહ્નો જણાતાંજ ગામની બહાર કૉલેજ માટે એક મકાન બાંધવાની વ્યવસ્થા કરવી પડી તે માટે ફંડ ભરાવાની જરૂર હતી. પરંતુ આજ અરસામાં અન્તઃકલહ સળગી ઉઠવાથી ૧૮૯૦—૯૧ માં ફંડ ભરાવવાનું કામ થયુંજ નહિ, એમ કહી શકાશે. ૧૮૯૨ માં બધુ

શાન્ત થઈ ઠેકાણે પડયું ટિળકપક્ષમાના કેટલાક નીકળી ગયા, કેટલાક શાંત થયા, ને તટસ્થ હતા તે આગરકરના પક્ષમાં તેટના પુરતા ભળ્યા એકંદરે પડેલી ફાટ પુરાઈ ગઈ ટિળક રાજીનામુ આપીને નીકળી ગયા જે વૃક્ષ વાવવામાં ટિળકનો મુખ્ય ભાગ હતો, તેની સાથેનો સબધ તોડવાનો પ્રસગ તેમણે સ્વીકાર્યો !

ટિળક નીકળી ગયા પછી નામજોશી કૉલેજનુ કે બહારનુ કામ નવિ જેવુજ કરવા લાગ્યા આથી તેમનુ કામ ગોખલેને માટે પડ્યુ સામાન્ય રીતે રાજકીય બાબતની હિલચાલમાં ગોખલેજ વિશેરે કરીને હમણાં પડતા તેથી બહારના જગતમાં—વિશેષે કરીને મુબઈ ગુજરાત, કાઠીઆવાડ, વરાડ, વગેરેના આગેવાનોમાં ગોખલે જેટલા પ્રસિદ્ધ થયા હતા તેટલા બીજા કોઈ થયા નહોતા, તેમની સાથે ગોખલેનો જેટલો સબધ બધાયેનો તેટલો બીજા કોઈનો બધાયો નહિ હોય આ સિવાય ગોખલેને બીજી એક બાબત અનુકૂળ એ હતી કે, સામાજિક સવાલોને લીધે ઉત્પન્ન થયેલા તટામા તે સમયે ગોખલે બહુ સડોવાતા નહિ, તેથી તેમના વિષે લોકમત કલુષિત થયુ નહોતું ત્રીજુ ગોખલેના ઉપર વાગ્દેવી જેટલી પ્રસન્ન હતી તેટલી બીજા કોમ ઉપર—તે વખતે પણ નહોતી. આ સર્વે કારણોને લીધે નામજોશીનુ તમામ કામ ગોખલે ઉપર પડ્યું સોસાઇટીના સેક્રેટરીનુ કામ બહુનેક તેમનેજ કરવુ પડતું બહાર ફરીને લોકો તરફથી સોસાઇટી માટે મદદ મેળવવાનુ કામ પણ તેમનીજ પાસે આવ્યુ તે માટે તેમને આખા ઇલાકામાં ફરવુ પડ્યુ જુદા જુદા લોકો પાસે યાચના કરવી પડી તેમ કરતા તેમને લોકો તરફથી કેટલુ અપમાન, અવહેલના, અપશબ્દ, સહેવા પડ્યાં હશે એ તેવુ કામ કરનારનેજ સમજાય તેવુ છે ! કૉલેજ ચાલતી હોય ત્યારે શિખવવાનુ કામ કરે ને રજા પડતાંજ સોસાઇટીની ઝોળી ખભે ભરાવીને ફડને માટે ગામોગામ ફરે, આ પ્રમાણે સતત ત્રણ ચાર વર્ષ સુધી ચાલ્યુ હતું. પણ તેમણે એ કષ્ટનો ત્રાસ માન્યો નહોતો. સોસાઇટીને ગોખલેનો આવી રીતે ઉપયોગ થવા લાગ્યા પછી હવે સોસાઇટીમાં તેમની પ્રતિષ્ટા વધે, ને નાના છતાં તેમાંના વડિલ તરિકેનુ માન તેમને મળવા લાગે તેમાં નવાઈ છે કે ?

આજ અરસામા તે પ્રાન્તિક કૉનફરન્સના સેક્રેટરી થયા કૉનફરન્સના કૉંગ્રેસ જેવી સસ્થાના સેક્રેટરીને કરવુ પડતુ કામ કેટલી મહેનતનુ, કેટલા વ્યવસાયનુ ને કેટલુ જોખમનુ છે તેની કલ્પના બહુ થોડાનેજ હશે, તેમાં ફાટફુટ થઈને અદરખાનેથી ગોટાળો થવા લાગે ત્યારે તો હદજ થાય ! મુંબઈ ઇલાકાની પ્રાન્તિક પરિષદ્ કેટલાક વર્ષોથી બધ પડવાનાં જે કારણો છે, તેમાંના કલહપ્રિય લોકોના સળવળાટને લીધે કામમાં ને જોખમમાં થયેલો વધારો એ એક મોટુ ને મુખ્ય છે આ કામ ગોખલેએ આ પછી ત્રણ ચારવર્ષ સુધી કર્યુ આ વર્ષો ગોખલેના આયુષ્યમાના કામથી ભરેલાં વર્ષોમાંનાં હતાં આ સર્વ ભાર ઉપાડતાં પણ તેમની શક્તિ ખુટી નહિ એટલુંજ નહિ પણ એ સર્વ ઉપાડીને તેમાં તે ઉત્તરોત્તર વધારે નિષ્ણાત ને મજબુત થતા ગયા

આ ૭ વર્ષમાં ગોખલેના સાર્વજનિક ચરિત્રની કેટલી બધી વૃદ્ધિ થઈ ! તે સાર્વજનિક સભાના ત્રૈમાસિકના સપાદક થયા, પછી સભાના સેક્રેટરી થયા, ફર્ગ્યુસન કૉલેજમાં ઈંગ્રેજીના, પછી ઈંગ્રેજીના ને ગણિતના, પછી ઈંગ્રેજીના ઇતિહાસના ને અર્થશાસ્ત્રના અધ્યાપક થયા તે સુધારકપત્રના અગ્રેજી સપાદક ચાર વર્ષ સુધી હતા નૅશનલ કોંગ્રેસના પણ તે ચુસ્ત પુરસ્કર્તા થયા હતા

૧૮૮૮-૧૮૯૩ સુધીનો સ્વભાવ ને વિકાસ.

લૌકિક દૃષ્ટિએ ગોપાળરાવની આ જે ચઢતી થઈ તેના કરતાં તેમની આંતરવૃદ્ધિ બહુ મોટી થઈ. ટિળક-આગરકર વિશે તેમને આદર ને પૂજ્યબુદ્ધિ પ્રથમની હતી. તેનું રૂપાન્તર થઈને ટિળક વિશેનો આદર ઓછો થયો, તે આગરકર વિશેનો વધ્યો. પૈસા પેદા કરીને પોતાના ઘરના માણસોનું-વડિલ બન્ધુ, વિશેષે કરીને ભાભી, મા વગેરે-નું કષ્ટ કમી કરવુ. અને પોતે પણ કીર્તિને સંપત્તિવડે મોટા માતબર થવું, એ ઈચ્છા નાશ પામી ને પૈસા વિશેની બેફાળજી, તથા પ્રસંગે પગ ઉપર કુહાડો મારી લેવાની તૈયારી, એ તેને બદલે સ્થાપિત થઈ આપણા લોકોનો, ને તેમની ઉન્નતિ માટે કરવાના કામનો વિચાર પહેલો ને બીજા બધા વિચાર પછી, એવી વૃત્તિ થઈ. સિવિલસર્વિસનો, ઇંજીનિયરનો કે વકીલ-બૅરિસ્ટરનો લોભ જતો રહીને શિક્ષણપ્રસારનો અને લોકમત સંવર્ધનનો માર્ગ પસંદ થયો; સાર્વજનિક કલ્યાણના કામ આગળ પોતાના દુઃખની કિંમત લાગે નહિ, એમ થયું ઇંગ્રેજી ભાષા બરાબર તાબામા આવી, ને તેનો ઉપયોગ કરતાં બહુ કડક શબ્દોના કરતાં અર્થગર્ભ શબ્દોવડે સાધવાનું રહસ્ય હસ્તગત થયુ. પોતાના પક્ષની પેઠેજ સામા પક્ષનું કહેવુ પણ શાન્તપણે સાંભળી—વિચારી જોવાની ને તે સબંધી આદરબુદ્ધિ રાખવાની ટેવ પડી. પોતાનું અપમાન, પોતાના મનોવિકાર, ગળી જઈને હાથમાં લીધેલુ લોકકાર્ય કરતા રહેવાનું વ્રત પાળવાનું શિક્ષણ મળ્યુ, અને પરસ્પર વિરુદ્ધ બાબતમાંથી પણ બાંધછોડનો માર્ગ કાઢવો ઇષ્ટ લાગવા માંડ્યો. તેમને સાસુ થવા પહેલાં વહુની અવસ્થામાં સખત નિયમોમાંથી પસાર થવું પડવાથી લૌકિક વ્યવહારમાં ને સાર્વજનિક કામમાં પોતાના ઉતાવળીઆપણાને કબજે રાખવાનો પ્રયત્ન કરવો પડ્યો. આ પ્રમાણે ગોપાળરાવનો વિકાસ આ પાંચ છ વર્ષમાં થયો. આટલો વિકાસ આટલી થોડી મુદતમાં થયાનું કેટલાકના જીવનચરિત્રમાંથી મળશે ?

**૧૮૮૮—૧૮૯૩ ઘરની સ્થિતિ.**

તેમની ખાનગી વર્તણુંકના સંબંધમાં મુખ્ય વાત એ છે કે ગોપાળરાવ પુનામાં હવે સહકુટુંબ રહેવા લાગ્યા. તે વખતે તેમની સાથે તેમની મા, પત્ની અને બીજાં કેટલાંક સગાં રહેતાં હતાં. બહારના કામકાજમાં ગોખલે એટલા રોકાએલા રહેતા હતા કે તેથી ઘર સંબંધી બાબતમાં તે છેક અલુપ્ત છે એમ લાગે, અને એક દૃષ્ટિએ જોતાં એમ હતું પણ ખરૂં. દરેક ઝીણી બાબતમાં જાતે ધ્યાન આપવું ને કામ કરવું એવું ઘરરખુ બાબતનું ધોરણ આપણે સ્વીકારીએ તો તે તેમને પોતાને લાગુ પડશે નહિ સરકારી રીપોર્ટોમાંના ઝીણા ઝીણા આકડા સાથે આંખો ફોડયા પછી અને માથું ફોડયા પછી ઘરનો આના પાઈનો મેળ મેળવવાનું કામ તેમનાથી બની શકતું નહોતું, અને તેની તેમને ફીકર પણ થતી નહોતી; પરંતુ તે ઘર સંબંધમાં બીનલક્ષી હતા અથવા બેપરવા હતા, એમ કહેવાય નહિ. સને ૧૮૯૧ માં તેમને ત્યાં પુત્રનો જન્મ થયો, પણ તે પંદર દિવસમાં ગુજરી ગયો. એ અરસામાંજ તેમની માનું મૃત્યું થયું. તે વખતે તેમને કેટલું ખોટું લાગ્યું હશે—દુઃખ થયું હશે તે જેઓ જાણતા હશે તેઓ ગોપાળરાવ ઘરની બાબતમાં બેપરવા હતા એમ કહી શકશે નહિ. વડિલ પ્રત્યે સન્માન અને ઘરનાં માણસો પ્રત્યે મમતા તેમનામાં ઘણી હતી, તેમનાં માતુશ્રી ગુજરી ગયાં તે વખતે ને શનિવારપેઠમાં ભાટવડેકરના વાડામાં રહેતા હતા. માતાના મરણ પછી જ્યારે જ્યારે તે એ વાડામાં જતાં

પોતાની મા જે ખોલીમાં મરણ પામી હતી તે ખોલીમાં જઈ સાષ્ટાંગ નમસ્કાર કરતા માનની આ વૃત્તિ વિશેષે કરીને ન્હાને અને માને મોટા થયા પછી કેટલા લોકોમાં કાયમ રહે છે ?

સને ૧૮૮૩ ના સપ્ટેમ્બર માસમા તેમની મોટી પુત્રી કાશીબાઈનો જન્મ થયો. પહેલા પુત્રના મૃત્યુથી તેમનું મન એટલું દુખાયુ હતું કે પુત્રી એક બે મહિનાની થઇ ત્યાં સુધી ગોપાળરાવ તેમના માટે કેટલી ચિંતા રહેતી અને રોજ ઘેર આવ્યા પછી બહુ લાગણી પૂર્વક તેની તબિયતની પૂછપરછ કરતા "બધાં ઠીક છે" એમ જાણ્યા પછી તેમનો જીવ સ્વસ્થ થતો, ને ચહેરો કેવો પ્રફુલ્લ થતો—આનંદિત થતો—તે નજરે જોવાનીજ જરૂર છે જેણે જોયુ હોય તેના મનનેજ તેની બરાબર કલ્પના આવે. કાશીબાઇ વર્ષેકની થઇ હશે તેટલામાં તે માંદી પડી તેને ઘણોજ તાવ આવ્યો એથી ઘરના બધાં માણુસો સહેજ ગભરાયાં તે વખતે ગોપાળરાવના જીવને જે ઉદ્વેગ થયો, તેની કલ્પનાજ કરવી મુશ્કેલ છે! કલાકે કલાકે પોતે નીચે આવે કાશીબાઈના શરીરે હાથ લગાડી જુએ અને 'કેમ છે? શું થયું?' એવું ઘરના માણુસોને પૂછવા લાગે, છોકરાંઓની પ્રકૃતિ સબંધી આટલી ચિંતા થાય તે ગૃહસ્થ ઘરગથ્થુ બાબતમાં ખેપરવા હતા એવું કોણ કહી શકે! એટલું ખરૂં કે, ગૃહસૌખ્યની દૃષ્ટિથી કેટલાક ભાગ્યશાળી પુરૂષો પ્રમાણે ઘણો વખત એ—છોકરાંની સાથે હસવું, બોલવું, ગપ્પાં મારવાં, વાતો કરવી, વખતે ઘરના કામમાં મદદ કરવી, એવું કાંઈ તે કરતા નહિ કારણ એક તો આવી રીતે ગુમાવવા માટે તેમને વખત નહોતો અને બીજુ કોને માલુમ? સુખી સંસારનું જે કલ્પનાચરિત્ર તેમના મનમાં હશે તેને મળતું આવે તેવુ અહિં કદ નહિ હોય! કદાચિત પોતાના ને ઘરના માણસોના મનના વિકાસમા જમીન અસ્માનનો અંતર હોવાથી બધાને સારૂ લાગે, બધાનું મન રિઝવે, એવો વિષય તેમને મળતો નહિ હોય! કદાચ આ બાબતમાં તેમનાં મનના દ્વાર તે વખતે ઉઘડ્યાં નહિ હોય!

ગોપાળરાવની આર્થિક સ્થિતિ આ વખતે બહુ ખરાબ નહોતી ૧૮૮૬ પછી જેટલી તે સુધરી તેટલી હજુ જો કે સુધરી નહોતી, તોપણ મહિના રૂ ૪૦) પગારના, ને વર્ષ આખરે સરકારી મદદમાંથી રૂ ૪૦૦), અને શિરાળકર કંપની પાસેથી ગણિતના પુસ્તક બદલ જે થોડુ ઉત્પન્ન મળતું તે, બધુ મળીને બહુ તાણ ન પડતા એમનો સંસારવ્યવહાર ઘણી સારી રીતે ચાલતો તે ઘણા કરકસરીઆ હોત, જરૂર જેટલુંજ ખર્ચ કરતું, જરૂર વગર એક પાઈ પણ ન ખર્ચવી એવા નિશ્ચયથી તેઓ રહેત, તો આ વખતે તેમની પાસે કંઈ બચત ખઈ, પરંતુ ગોપાળરાવનો સ્વભાવ ઘણો ખરચાળ હતો કોઈને પૈસા ન આપવા એવું કહેતાં તેમના જીવ પર આવતું પોતાની આગળ આવેલા યાચકને કંઈ પણ આપ્યા વગર પાછો કાઢવો એવું તેમનાથી બનતું નહિ મનુષ્ય ગમે તેટલા નવા મતનો હોય, નવા વિચાર પ્રમાણે વર્તનારો હોય તોપણ જુની રીતિ ને વિચારનુંજ અવશિષ્ટ તેના મનમાં, મતમાં ને આચરણમા રહે છે તે દૂર કરવાનો ગમે તેટલો સખત પ્રયત્ન કરવા છતાં પણ તે ન જાય એમ નથી, પણ એવા પ્રયત્ન કરવાનુ તેમના મનમાં આવતું નથી. એમાનીજ ઉપરની વૃત્તિ હતી કોઈ માગવા આવ્યો કે તેને આપવુ જોઇએ અને ઘણી વખત તો તે સારી રીતે આપવુ, એવો ગોપાળરાવનો સ્વભાવ હતો. તેથી

તેમને જેટલું મળતું તેટલું ખલાસ થતું ! કાંઇ બચાવ થઇ સંગ્રહ થતો નહિ. તેમ છતાં જો કંઇ બચે તો તે પોતાની ભાભીના ઘરેણાં કરવા સારૂ ફાગલ મોકલી આપતા. દિયર ભોજાઇની વચ્ચે આટલી માયા અને આટલો પ્રેમ જવલ્લેજ જોવામાં આવે ! દિયરના શિક્ષણ સારૂ થતું ખર્ચ આંખના કણા જેવું સમજે ને બને તે રીતે તે કમી કરવા માટે પોતાના પતિને સનાવનારી ભોજાઇઓ જોઇએ તેટલી હોય છે. દિયરને સારૂ જે ખર્ચ થાય છે તે આપણું જાય છે, અને પારકાને માટે જાય છે, એવુ ઘણી ભાભીઓને મનમાં લાગે છે. પણ ગોપાળરાવની ભાભી ઘણાજ મોટા મનવાળી હતી. ગોપાળરાવના સંબંધમાં પારકાપણું એવું તેણે કદી કર્યું નથી. કોઇ વખતે ગોવિંદરાવનું મન ફરે. એવડા મોટા કુટુંબનું ખર્ચ કાઢતાં કાઢતા તે ગુંચવાય, પૈસાની ટાંચ પડે એટલે કોઇક વખત તે એમ બોલી જાય કે, હવે ગોપાળરાવે ભણવાનું બંધ કરવું જોઇએ; પણ ગોપાળરાવની ભાભીના મનમાં એવું કદી પણ આવ્યું નથી. "તમારા ભાઈ ભલે ભણે, પૈસા ન હોય તો મારી નાની નાની જે જણશો છે તે વેચીને પણ હું આપીશ," એવું તે કહેતી, અને ખરેખર એક પછી એક એમ સઘળા દાગીના તેણે આપ્યા. પોતાની ભાભીના વેચાયેલા બધા દાગીના તેને પાછા મળે, અને તે ઉપરાંત તેને જોઇએ તેટલા નવા કરાવી તે સઘળા પોતાની ભાભીએ પહેરેલા પોતે નજરે જુએ, એમ ગોપાળરાવને થતું; અને જે કંઈ પોતાની પાસે બચે તે પોતાની ભાભીને માટે પોતાના ભાઇ તરફ મોકલતા. આ બાબતમાં તેમની ભાભીના વખાણ કરવાં કે ગોપાળરાવનાં વખાણ કરવાં ? કે બંનેનાં કરવાં ?

**ફર્ગ્યુસન કૉલેજમાં ખોટ.**

૧૮૯૫ ની સાલમા ગોખલેની કસોટી થાય તેવી બીજી પણ પુષ્કળ બાબતો બની હતી. ૧૮૯૨ની સાલમાં ફર્ગ્યુસન કૉલેજના તે વખત સુધીના પ્રિન્સિપાલ વામન શીવરામ આપ્ટેનો દેહાંત થયો. તેથી કૉલેજના હાલહવાલ થયા ખરા, પણ ૧૮૯૫ની સાલમાં સોસાઈટીના બીજા બે કર્તાંમુખ્ય પુરૂષો ગુજરી ગયા તેથી ભારે ખોટ પડી. ઇંગ્રેજી કાવ્યનાટ્યમય શીખવવાના કામમાં યુરોપીઅન પ્રોફેસરોને પણ ટક્કર મારે-પાછા હઠાવે તેવા પ્રો. કેળકર આ વર્ષે પહેલા ગુજરી ગયા—અને ગોખલેનું કૉલેજમાંનું કામ વધીને રાષ્ટ્રસભાના કામમાં ગરદીમાં બીજો વધારો થયો. પ્રો. કેળકરને ગુજરી ગયાને મહિનો થયો ન થયો એટલામાં આપ્ટેની પછી પ્રિન્સિપાલનું કામ કરનાર આગરકર પણ મૃત્યુના મુખમાં સપડાઈ ગયા. આગરકરનો ને ગોખલેનો સ્નેહ અને ઋણાનુબંધ વિશેષ હતો. હમણાં હમણાં ગોખલે રાજકીય કામમાં વિશેષ ગુંથાવાને લીધે આગરકરનો અને તેમનો પહેલાં પ્રમાણે નિકટ સહવાસ થયો નહોતો. પરંતુ આગરકર તરફ તેમની પહેલાંના જેવીજ હજુ પણ પૂજ્યબુદ્ધિ હતી. આગરકરનું જીવનકાર્યનું ક્ષેત્ર મર્યાદિત હતું. સામાજીક અન્યાયના સંબંધમાં સમાજને જાગૃત કરી સમાજનો આધ્યાત્મિક અધિકાર વધારવાના કામમાંજ આગરકરનો શ્રમ થયાં કરતો. ગોખલેના કાર્યક્ષેત્રનો ઘેરાવો વિશાળ હતો. તેની વ્યાપકતા પણ મોટી હતી. તેમ છતા પણ આગરકરનું કામ જે સ્ફુર્તીથી અને જે એકનિષ્ટ ભક્તિથી થતું હતુ, જે અભિમાન અને જે જોર તેમના અંતઃકરણમાં રમી રહ્યાં હતાં, અને જેનો સંચાર પોતાની કલમની મદદથી મહારાષ્ટ્રના અંતઃકરણમાં ઉત્પન્ન કરતા હતા તે સ્ફુર્તિ, તે એકનિષ્ટ ભક્તિ, તે અભિમાન અને તે જોરથી ગોખલેને સપ્રેમ આ-

ર્ય થતું, અને તેમની આગળ તે હજુ છોકરા-બાળક પ્રમાણે વર્તતા.

**વિલાયતનો પહેલો પ્રવાસ.**

આવી સ્થિતિમાં ગોપાળરાવ આ દેશમાં નહોતા, આ વખતે તે ઇંગ્લાંડ હતા હિંદુસ્તાન અને ઇંગ્લાંડ આ બે દેશના સામાજિક ખર્ચની વહેચણીના સબંધમાં પુષ્કળ વખત વાંધો પડતો હિંદુસ્તાનનો વહીવટજ આંધળો છે, બેસુમાર ખર્ચ થાય છે, એવી તકરાર વખતો વખત સાંભળવામાં આવતી હિંદુસ્તાનમાં ગરીબાઇ વરસો વરસ વધતી જાય છે, એવો આક્રોશ થતો, અને લશ્કરી ખર્ચનો બોજો હિંદુસ્તાન ઉપર દુ સહ છે, એવુ વારવાર બોલવામાં આવતું તે ઉપરાત કંપની સરકારે વખતમા હિંદુસ્તાનના જેવી વખતો વખત ચોકસાઇ થતી તેવી તપાસણી સરકારે હિંદુસ્તાનનો વહીવટ પોતાને હસ્તક લીધો ત્યાર પછી થઇ નહોતી આ સર્વ કારણોને લીધે હિંદુસ્તાન સરકારની સાંપત્તિક આવક જાવકની તપાસ સારૂ ૧૮૯૭ ની સાલમા એક રૉયલ કમીશન નીમ્યુ હતું તેની આગળ સાક્ષી આપવા માટે મુંબાઈ તરફથી પ્રો. ગોખલેની નીમણુક થઇ, મી વાચ્છા સરખા કસાયેલા આંકડાશાસ્ત્રીની સાથે પ્રો ગોખલે વિલાયત જવાના હતા, તેથી તેમની ઉપર જવાબદારી ઘણી મોટી નહોતી તે હજુ નાના હતા, તથાપિ આખા હિંદુસ્તાનનો પક્ષ તેમને સભાળવવાનો હતો કમિશનમાં નિમાએલા ગૃહસ્થો હોશિઆર હતા તેમની દૃષ્ટિ ગમે તેટલી નિષ્પક્ષપાત હોય તોપણ તે અંગ્રેજજ, હિંદી દૃષ્ટિવાળા તો તેમા દાદાભાઇ નવરોજી એકજ હતા આવા કમિશન આગળ હિંદુસ્તાનના સર્વ સાંપત્તિક વહીવટ સબધમાં સાક્ષી આપવા માટે તૈયારી કેટલી કરવી જોઇએ, આંકડાનો અભ્યાસ અને માહિતી કેટલી જોઇએ, અને સર્વ બાબત તેમજ ઝીણી ઝીણી હકીકત આખ આગળ કેવી રમી રહેવી જોઈએ, આની કલ્પના આવુ કામ જેની ઉપર પડે તેનેજ હોઈ શકે. ગોખલે વેલ્બી કમીશન આગળ આપવાની સાક્ષી માટેની તૈયારી ત્રણ મહિનાથી એક સરખી કરતા હતા. તે કરતી વખતે તે અરસામાં તેમને પુનેથી મુંબાઇ, મુંબાઇથી સોલાપુર, સોલાપુરથી પુના અને પુનાથી મુંબાઈ એમ કેટલીક વખત મુસાફરી કરવી પડી. આંકડાનો મેળ મેળવવા સારૂ અનેક ગ્રંથો ને પુસ્તકો જોવા પડ્યા અને બધી તરફ લક્ષ આપવા સારૂ કેટલો ઊહાપોહ કરવો પડ્યો!

ગોપાળરાવની તૈયારી ઉત્તમ પ્રકારે થઇ હતી રાવસાહેબ રાનડેએ પોતાના મનની ખાત્રી કરી લીધી અને તેમણે મોટી ઉમેદ અને આનદ સાથે તેમને રવાના કર્યા રાવ સાહેબ રાનડેએ વાવેલા બીનું વૃક્ષ થઇને તેને પહેલી વખત ફળ આવવાનો આ સમય હતો ગોખલેની સાક્ષી ઉત્તમ પ્રકારની થશે, [illegible]ની તેમને ખાત્રી લાગતી હતી. રાવસાહેબનો આશીર્વાદ લેઇ ગોખલેએ હિંદુ[illegible]આવા વિલાયત તરફ પ્રયાણ કર્યું

છેવટે ગોખલેની એક વખત [illegible] તેમની ઉલટ-તપાસ પણ થઇ ગઇ, અને તે 'ભયકર દિવ્ય'માંથી ગોખલે નિ[illegible]રા થઇ બ્હાર નીકળ્યા! આખુ ઇંગ્લંડ ચકિત થયુ હિંદુસ્તાનના બીજા પ્રાંતોને નવો [illegible]પુરૂષ મળ્યાથી અભિમાન સહિત આનદ થયો, અને મુંબઇ ઇલાકામાં, મુંબઇમાં, પુ[illegible] કેટલો હર્ષ ફેલ્યો આનદ થયો તેનું શી રીતે વર્ણન થઇ શકે? અમે તો નાચવાજ[illegible]ગ્યા! ગોખલેને પોતાને જેટલી શાબાસી લાગી નહિ હોય, તેટલી અમને-પુનાવાસ[illegible] લાગી, અને તેમના ગુરુનુ અત કરણ આનદથી

ગદ્‌ગદિત થયું. " શાબાસ, ગોખલે શાબાસ ! " એવું આખું મહારાષ્ટ્ર એક અવાજે ગર્જના કરવા લાગ્યું ! પણ હાય !

પ્લેગને પાછળ મુકીને ગોખલે વિલાયત ગયા, પણ તેણે ત્યાં જઇ તેમને સપડાવ્યા ! પાછળ કહ્યાં તે કારણોથી સરકારે સદ્‌ભાવથી યોજેલા ઉપાયોથી પુના અને મુંબઇના લોકો ત્રાસ પામી ગયા. પુનામાં તો લોકોના મનની સ્થિતિ એટલી બેતાલ થઈ કે, કેટલાક યુવાન માણસોનું મગજ ફરી ગયું દુ:ખથી મગજ બહેર મારી ગયું. અને હૃદયમાં સળગેલી આગ બહાર નીકળવાની રાહ જોઇ રહી ! અને પુનામાં પ્લેગની વ્યવસ્થા કરવાને નીમાયેલા અધિકારીના ખુનના રૂપમાં તે બહાર પડી ! ખૂન જ્યુબિલિની રાત્રે એક ઠેકાણે આનંદોત્સવ શરૂ હતો તેજ વખતે બે બ્રિટિશ અમલદારના ખૂન થયાં અને જ્યાં ત્યાં હાહાકાર થઇ ગયો ! બધા લોકોના મોં પરથી નૂર ઉડી ગયું ! લોકો ત્રાસ પામ્યા હતા—દુર્દશા થઇ હતી—ખિન્ન થયા હતા. તોપણ અધિકારીનાં ખૂન થયાની વાત સાંભળી તેઓ ભયભીત બન્યા. આ બધા હિંદી માણસો હતા એ લક્ષમાં રાખવા જેવી બાબત છે. તેમને ખૂન મારામારી વગેરે હમેશાં અશુભ—ખરાબજ લાગે છે.

**પ્લેગ કરણમાં ગોખલેની માફી.**

ગોખલે તે વેળા ઇંગ્લાંડમા હતા. પુનાના પ્લેગના બંદોબસ્તનું પૂર્વ સ્વરૂપ તેમણે જોયું, ન જોયુ, એટલામાં તેમને હિંદુસ્તાનનો કિનારો છોડવો પડ્યો હતો, તોપણુ ખાસ પુનાના તે વખતે તે જાતેજ ત્યાં હતા. જેથી જે તે " આ શુ થયુ ? " એમ તેને પૂછવા લાગ્યા તે શું જવાબ આપે ? તેમને પ્રત્યક્ષ માહિતી શી હતી ? તેમને આ સંબંધમાં માત્ર પુનાથી નવ ગૃહસ્થોના ખાનગી પત્રો મળ્યા હતા, અને સુધારકનો એક અંક મળ્યો હતો. ખાનગી પત્રોમાં, પુનામાં ભયંકર જૂલમ અને અત્યાર ચાલે છે, માલમિલકત અને સ્ત્રીઓની આબરૂ ભયમાં છે, શરીરે રોમાંચ થાય તેવી અને મોઢેથી બોલતાં શરમ આવે તેવી અનન્વિત વર્તણુંક પ્લેગના બંદોબસ્ત નિમિત્તે ઇંગ્રેજ સોલજરોના હાથે થાય છે; આવી આવી હૃદયદ્રાવક હકીકત તેમાં લખેલી હતી. આ પત્ર લખનારાઓમાં પ્રોફેસર, વકીલ, મરાઠી લેખક વગેરે જૂદા જૂદા આબરૂદાર ગૃહસ્થો હતા. તેમણે લખેલી હકીકતમાં ખોટાપણું નહીં હોય એવી ગોખલેની સમજ હતી; પરંતુ તે પત્ર ખાનગી હતા, અને સાર્વજનિક ઉપયોગ કરવાને વાસ્તે જેટલી ચોક્કસ માહિતી જોઇએ તેટલી તેમાં નહોતી. ત્યારે ગોખલેએ શુ કરવું ? જે તે તેમની પાસે પુનાની સ્થિતિની પૂછપરછ કરતા. બે બ્રિટીશ અમલદારનાં ખુનને લીધે સંતાપીને સરકાર કોઇ પણ જૂલમી ઉપાયનું અવલમ્બન કરશે, એવો ભય હિંદુસ્તાનના હિતચિંતકોને ઉત્પન્ન થયો અને તેમના અને ગોખલેના વિચારથી એમ ઠર્યું કે, પત્રો જો કે ખાનગી છે, તોપણ તેમાંના મજકુરના આધારે પુનાની સ્થિતિ સંબંધે કાંઇક માહિતી ગોખલેએ વર્તમાન પત્રમાં પ્રગટ કરવી. તે પ્રમાણે તેમણે કર્યું, અને શો ચમત્કાર ! ઘડીઆળના લોલકની માફક પ્રજાજનનો ક્ષોભ બંધ થઇ તે સોલ્જરો અને તેમને હુકમ કરનાર મુંબઇ સરકારની ઉપર ઉતરી પડ્યો ! સ્ત્રી જાતિના સંબંધમાં અંગ્રેજનું અંતઃકરણ ઘણુ કોમળ હોય છે. કેટલાક સોલ્જરો તરફથી સ્ત્રીઓપર જુલમ થાય છે એમ પોતાની ઉપરના ખાનગી પત્રોથી માલુમ પડે છે એવુ ગોખલેએ પ્રગટ કર્યું કે મુંબઇ સરકાર પર બ્રિટિશ લોકો નારાજ થયા, અને ઇંગ્લંડથી

મુંબઈ સરકારપર આની એકદમ તપાસ કરવાના તાર આવ્યા. મુંબઈ સરકારે પાંચ પ્રશ્નવાળી પત્રિકા પુનાના આથરે પાંચ મે ગૃહસ્થોને મોકલી, 'અત્યાચારનો પુરાવો કોઈની પાસે છે ? છેવટે કાને સાંભળેલી માહિતી પણ કોઈને છે ?' એવી તામડતોબ તપાસ કરી અને તે સંબંધમાં કોઇની પાસેથી પુરાવો ન મળ્યાથી ગોખલેનું કૃત્ય, ફક્ત દુષ્ટપણાથી રચવામાં આવેલું-તદ્દન ખોટું છે, એવુ તારના ઉત્તરમાં મુંબઇ સરકારે જણાવ્યું.

પણ આટલુ થવામાં જે વખત લાગ્યો, તેટલામા સંતાપનો પહેલો ઉભરો શાંત થયો હતો, પહેલાંનો ક્રોધ ઉતરી ગયો હતો, અને જે બનાવ બન્યો છે તેનો શાંત મનથી વિચારવાનું ઇંગ્રેજ લોકોને શકય થયું હતું હવે ગોખલેની સ્થિતિ કફોડી થઇ. 'જુઠાણું જુઠું વિધાન' કરવાનો તેમનાપર આરોપ આવવાથી વેલ્બી કમિશન આગળ તેમણે આપેલી ઉત્તમ સાક્ષીપર પાણી ફર્યા જેવું થયું તે ઘણા દિલગીર મનથી પાછા આવવા ત્યાંથી નીકળ્યા, તેઓ એડન આવ્યા, તેવામાં તેમના હાથમાં તેમના મિત્રોના કેટલાક પત્રો આવ્યા. 'મહેરબાની કરીને અમારાં નામ કહેશો નહિ. એવી તેમાં ઘણીજ નમ્રતાથી વિનતિ કરી હતી એમ કહેવાય છે. પરંતુ પોતે કરેલાં કૃત્યોની સર્વ જવાબદારી પોતેજ માથે લેવી, બીજા કોઇનું નામ દેવુ નહિ, એમ ગોપાળરાવે પહેલેથીજ નક્કી કર્યું હતું.

ગોખલેની આગબોટ બંદર આવતાંજ પોલિસ કમિશનર તેમને મળ્યા. તેમણે તેમને ચોખ્ખું કહ્યુ કે, "કિનારાપર પહોંચ્યા પછી તમારા વિધાન સંબંધમાં પુરાવા વગેરેની તપાસ કરીશું ત્યાં સુધી તે સંબધે કાંઇ બોલવાનું નથી."

ગોખલે ઉતરીને રાનડેને ઘેર ગયા કે રાનડે બોલ્યા, "ગોપાળરાવ, વિલાયતમાં શું શું રાજકીય કામ કર્યાં ?"

પોલિસ કમિશનર મળ્યાની હકીકત કહેતાંજ તેમની સાથે જે,જે વાત થઈ તે તરતજ લખી રાખવાની કહી રાનડે કામે વળગ્યા. ગોખલેએ તેમ કર્યાં પછી પુરાવો-પુરાવો મળી શકે છે કે કેમ તેની તપાસ કરી. પત્ર લખનારા કે નહિ લખનારામાંથી કોઇ પુરાવો આપવા તૈયાર નહોતા. પુષ્કળ મહેનત કરી જોઇ. છેવટે પોતાના કહેવાની તરફેણમાં ફક્ત સાક્ષી આપવા કોઇ તૈયાર છે કે કેમ તે તેમણે જોયું. પરંતુ કોઈ આગળ આવે નહિ. બધા ગભેગળ્યા જેવા થઇ ગયા હતા ! હવે કરવું શું ? બ્રિટિશ સિપાઈઓની આબરૂપર અને દાનતપર સઘળા યુરોપના રાજ્યમાં નાલેશી થાય એવો તેમણે જે આરોપ મુકયો હતો તે સાબીત કરવા જોઇતો પુરાવો મળતો નથી, તો પછી કરવુ શુ ? પુરાવા વગરનું કલંક એમને એમ રહેવા દેવાથી અન્યાય—અનીતિનુ પાપજ થાત. પુરાવાથી તે આરોપ સિદ્ધ થઇ શકે તેમ છે પુરાવાથી તે આરોપ સિદ્ધ કરી શકાત છેવટે ફક્ત સહેજસાજ પુરાવો પણ આગળ આવત તોપણ ઠીક હતુ પરંતુ તેમાંનું કાંઈજ બનતુ નહોતું ! ગોખલે અસ્વસ્થ થયા. તેમના મનમાં ગભરાટ થયો. પુરાવો ન છતાં પોતે એક મોટા વર્ગની જગત આગળ બેઆબરૂ કરી એવુ તેમના મનમાં ખુંચવા લાગ્યું

હવે આનો તોડ કેમ કાઢવો ? એક રસ્તો હતો. સરળ પ્રમાણિકપણે પોતાની ભૂલ કબૂલ કરવી અને જેમને અન્યાય થયો છે તેમની માફી માગવી. આજ સારો રસ્તો હતો. રાવસાહેબ રાનડેએ આજ રસ્તો ગ્રહણ કરવાનું તેમને કહ્યું અને ગોખલેને પણ તે પસંદ પડયો.—અરેરે ! આખા જગત્ આગળ કરેલું વિધાન માથું નીચું કરી તેજ જગત

આગળ પાછું ખેંચી લેવું અને પોતે ભૂલ કરી એવું જગત્ આગળ કબુલ કરવું! આ કેટલી અપકીર્તિ! કેટલી નાલાસી પણ સરલપણું પ્રિય હોય તો તેજ રસ્તે જવું એ જરૂરતું હતું. ગોપાળરાવનું મત તેમને તેમજ કહેવા લાગ્યું અને કેવળ સાર્વજનિક સરળપણાને અને લૈકિક ન્યાયબુદ્ધિને સર્વ માન આપવું, લોકો હસે તેની દરકાર ન રાખવી, એવું ગોખલેએ છેવટે નક્કી કર્યું; અને કોઇપણ શરત વિના માફીનો પત્ર પ્રસિદ્ધ કર્યો.

ગોપાળરાવના આ કૃત્યથી હિંદુસ્તાનમાંના એક વર્ગના લોક સખત ટીકા કરવા લાગ્યા તેમના મનથી માફી માગવી એટલે બાયલાપણું! વસ્તુતઃ પોતાના શબ્દ પાછા ખેંચી લેવાથી થતી માનહાનિ ઉઘાડી દેખાતી હતી છતા પણ સરલ અને ન્યાયાચરણ કરવું, અને જેમને અન્યાય કર્યો હોય તેમની ખુલ્લા દીલથી માફી માગવી એમાં ગોખલેનું પોતાનું અસાધારણ ધૈર્યજ દેખાઇ આવ્યું! ધક્કો મારવામાં જોઇતા ધૈર્યના કરતાં જગતના ટેમના બળથી ભ્રષ્ટ માર્ગે ચાલવામાં જોઇતા ધૈર્યના કરતાં, જગત ઉલટા પણ સરળ માર્ગે જવામા સેંકડો વધારે ધૈર્ય જોઈએ છે! આમ કરનારા પુરૂષો શૂર અને વીરમાંના વીર હોય છે! ગોખલેએ પોતે શૂર હૃદયના સરળ અને આબરૂદાર ગૃહસ્થ હતા, એમ આ કૃત્યથી જગતને બતાવી આપ્યું, અને પ્રતિપક્ષની આબરૂને પોતાના ધક્કો લાગવાનો સંભવ નથી એ સાબીત કરી આપ્યું. સાધારણ માણસોને અને કુટિલ નીતિને રસ્તે ચાલનારા માણસોને તેમનું આ કૃત્ય પસંદ પડ્યુ નહિ. પણ તેની ગોખલેને દરકાર નહોતી. ઇંગ્લાંડમાં સાર્વજનિક વ્યવહારની જે ઉચ્ચતમ પરંપરા છે, તેને સર્વ રીતે અનુરૂપ થાય તેવું આ વખતનું ગોખલેનું વર્તન હતું, અને લૈકિક ચળવળની શુદ્ધતાને જેઓ ચાહનારા છે, એવા ઘણા લોકો તરફથી આ વખતે તેમને અભિનંદન મળ્યું. આ દેશમાંથી તેમજ ઇંગ્લાંડમાંથી ઘણા અગ્રેસર માણસોના તેમની પર પ્રશંસાપત્રો આવ્યા અને સમસ્ત સમજુ જગતની દૃષ્ટિથી તેમની કિંમત વધી. આ મનુષ્ય શુદ્ધ વર્તનના, સરલ અન્તઃકરણના અને પ્રતિપક્ષ સંબંધી ઉદાર ધોરણ ગ્રહણ કરનારા છે, એવી સરકારની અને ઉદાર મનના મનુષ્યોની ખાત્રી થઇ. કોઈપણ હલકી દૃષ્ટિથી કામ કરનારને તે જ્યાં નીચે પડયા એમ લાગતું, તેમાં તે ખરેખર ચઢવા લાગ્યા! હું પડું છુ તે ઉઠવા સારૂ અને અટકું છુ તે ચઢવા સારૂ એ ગોખલેના આયુષ્યમા સાબીત થવાનો હવે આરંભ થવા લાગ્યો. ટુંકી દૃષ્ટિવાળા અને કુટિલ વર્તનવાળા લોકોને તેમની આ માફી એટલે અધઃપાત લાગ્યો. પરંતુ તેજ તેમના તથા હિંદુસ્તાનના ઉત્કર્ષનો પાયો છે, એવું આગળ સિદ્ધ થયુ ગોખલેના સંબધમાં સરકાર પક્ષનો જે આગળ પૂર્ણ વિશ્વાસ બેઠો તેનું મૂળ કારણ તેમની આ માફીજ હોય એમ લાગે છે.

૭

**મુંબઇની ધારાસભામાં.**

૧૯૦૦-૧૯૦૧. એ બે વર્ષ ગોખલે મુંબઇની ધારાસભામાં સુંટી કાઢેલા પ્રજાકીય સભાસદ હતા, અને તેમનું ત્યાંનું કામ સઘળાને ઘણું પસંદ પડયું હતું. તે પોતાની આગળ આવેલા કાગળ પત્રનો બારીક રીતે અભ્યાસ કરતા, બહારથી પણ શાન્તિથી જોઇતી માહિતી મેળવતા, અને સરકારના કામપર આધાર સાથે જોરથી ટીકા કરતા. વસુલત અને દુષ્કાળ નિવારણ એ બે બાબતમાં તે વખતની સરકાર પ્રજાની હાલત સંબંધમાં

વિશેષ પર્વા કરતી નહોતી, એવું દેખાય છે એ કારણ કૌન્સિલમાં બે બાબત વિશેની પ્રજાકીય સભાસદોની ખૂબ ટીકા થતી. આ કૌન્સિલમાં જમા ખર્ચના અંદાજના ખરડા પર ગોખલેના પહેલા ભાષણમાં દુષ્કાળ નિવારણ પદ્ધતિપર અને વહીવટપર બહુ જોરની ટીકા થઈ હતી. આ ધારાસભામાં તેમનાં આશરે ૮ ભાષણ થયાં તેમાં ઉત્તમ ભાષણ કહીએ તો તે Land Revenue Amendment Bill (લેન્ડ રેવન્યુ એમેન્ડમેન્ટ બીલ) ઉપરનું છે સરકાર તરફથી આ બીલ રજુ કરતાં એવું કહેવામાં આવ્યું હતું કે, "આ બીલથી રૈયતની સ્થિતિ સુધરશે—શાહુકારની સત્તા કમી થશે" "આમાથી એવું કાંઈ પણ થનાર નથી સરકારની ત્રીજોરીમાં જમીનનું મહેસુલ ઝપાટાબંધ વસુલ કરવામાં માત્ર તેનો ઉપયોગ થશે, અને તેથી સર્વ જમીનની માલીક સરકાર એ તત્વ ફક્ત પરોક્ષપણે સ્થાપિત થશે સરકાર તરફ મત ઘણા પ્રમાણમા છે, પણ તેનો ઉપયોગ લોકપક્ષની પાયમાલી કરવામાં થવો ન જોઇએ." વગેરે મુદ્દા ગોખલેના ભાષણમાં હતા મહેતાની સૂચના "બીલનો વિચાર થોડા દિવસ મોકુફ રાખવાની" હતી તે સૂચનાને ગોખલેનો ટેકો હતો તેમના ભાષણની છાપ સર્વા ઉપર ઘણી સારી રીતે પડી તથાપિ મહેતાની એટલે લોકપક્ષની સૂચના ઉડી ગઈ. ત્યારે લોકનિયુક્ત સભાસદો કૌન્સિલ છોડીને ચાલ્યા ગયા તે બીલ પાસ થતાં હાજર રહી આપેલો મુંગો ટેકો—અનુમતિ—આપણે આ પવા નહિ અને સરકાર તથા લોકપક્ષનો આ બીલની બાબતમાં કેટલો તીવ્ર મતભેદ છે તે બતાવવો, તેટલા સારૂ લોકનિયુક્ત પ્રતિનિધિઓએ ધારાસભામાંથી ઉડી જવાનો માર્ગ સ્વીકાર્યો. બીલ પસાર થયું. પરંતુ ગોખલેના ભાષણનું પરિણામ એટલું થયું કે તે ખરી રીતે પાસ થતાની સાથેજ નિષ્ફળ થયા જેવું લાગ્યું, એમ એક યુરોપીઅન ગૃહસ્થે ઉદ્ગાર કાઢયાનું કહેવાય છે. એ ભાષણ થયાને બીજે દિવસે પ્રિન્સિપાલ સેલ્બી સાહેબનો અભિનંદનપત્ર તેમની ઉપર આવ્યો તેથી ગોપાળરાવને ઘણો સંતોષ થયો.

૧૮૯૭ ની સાલમાં ઇંગ્લાંડથી પાછા આવ્યા પછી ગોખલેના મનમાં ઈંગ્લાંડમાં રહીને હિંદુસ્તાન પ્રીત્યર્થ કામ કરવું, પછી ફાવાય તો પાર્લમેન્ટમાં દાખલ થવું અને ત્યાં હિંદમાતાની ફરીઆદો રજુ કરવી, એવું પુષ્કળ વખત આવતું "અહીં કરવાનું કામ પૂરૂં થયું કે ? અહીં કરવાના કામનો હજુ ડુંગર પડેલો છે ! પાયો ખોદીને માટીની ટોપલીઓ ઉચકી જવાનું કામ હજુ કરવાનું છે. તે કોણ કરશે ?" એવો રાનડે આનો ઉત્તર આપતા "જંગલો કાપીને જમીન સાફ કરવાનું કામ પહેલું થવું જોઇએ તે કરવાને રાત દિવસ કામ કરનાર માણસો જોઇએ. અમારા જેવા લોકો તેને ઉપયોગી નથી અવકાશનો વખત દેશકાર્યમાં આપે શું વળવાનું ? દેશકાર્ય એજ મુખ્ય વ્યવસાય મનમા ધરનારા અને એકનિષ્ઠાથી તેજ એક કામ રાત્રિ દિવસ કરનારા માણસો હોવા જોઇએ. તેમને કરવાનું કામ હજુ જોઇએ તેટલું છે" "આવડો વિસ્તારિ દેશ અજગર જેવો પડયો છે તેને સાફ સાફ કરી સજીવન કરવાની જરૂર છે"

"પાર્લામેન્ટનું કામ એટલે દેવળનો કળશ ચડાવવાનું છે. પહેલા પાયો પૂરો, પથ્થર બેસાડી ભીંતો ચણો, એટલે તે આપોઆપ થશે" આવા ઉદ્ગાર રાવસાહેબના મુખમાંથી ગોખલે પાસે વારવાર નીકળતા, ને ગોખલેના મનમાં તે ઉતરતા. આનું પરિણામ એવું થયું કે ગોખલેને હવે બીજા કામ કરતાં દેશની રાજકીય ઉન્નતિનું કામ વિશેષ

મહત્ત્વનું લાગવા માંડયું. કૉલેજના કામની મહત્તા ઘટી ગઈ, ખરૂં કહીએ તો ૧૮૯૫ પછીનાં તેમનાં કૉલેજનાં ભાષણો એટલે અધિકારી પુરૂષની અધિકારી વાણીનો સહજ સુંદર વિલાસજ માત્ર થતો. તે સાંભળવાને વિદ્યાર્થીનાં મન આતુર રહેતાં હતાં. પરીક્ષાને વાસ્તે છોકરાઓ તૈયાર કરવાનાં કારખાનાંઓનું પોતાનાં વ્યાખ્યાન મનોહર અને ઉદાત્ત હોવાને લીધે રૂપાન્તર થયું અને તે શીખવતા હતા. તે વર્ગમાં જ્ઞાનનો સત્ર ચાલુ હોય ત્યારે જાણે સરસ્વતીદેવી પોતેજ સેવા કરવા આવી છે. અને તે અહીંઆ આવીને જ્ઞાનના ધનની લુંટ ચલાવી રહી છે એવું લાગતું પણ ગોખલેનું લક્ષ હવે વિશાળ કાર્યક્ષેત્રમાં રોકાયું. તેમને નાના વર્ગમાં અકળામણ થવા લાગી. કામ કરવાની લાલસા મોટી થઇ, દૃષ્ટિનું ક્ષેત્ર વધ્યું અને કૉલેજમાંથી છૂટા થઇ, સર્વથી ચઢીઆતું દેશકાર્ય કરવાનો વિચાર તેઓ કરવા લાગ્યા.

એટલામાં ગોપાળરાવના ગુરૂ રા. સા રાનડે એકાએક દેહાંત થયા, અને તેમનું કામ આગળ ચલાવવાનું સર્વાંશે ગોખલેને માથે પડયુ. રાનડે સ્વર્ગસ્થ થયા તે વખતે આખા હિંદુસ્તાનમાં અંધકાર વ્યાપ્યા સરખું લાગ્યું. દેશમાંના સર્વે આગેવાનોએ એકત્ર થઇ તેમનાથી જેટલો બને તેટલો તેમના કર્તૃત્વનો ઉપયોગ કરી દેશકાર્ય ઉપાડી લેવું, અને પ્રત્યેકમાં જેટલા સારા ગુણો હોય તેટલા આગળ કરી સાર્થક થાય તેમ કરવું, પરિસ્થિતિના પૂર્ણ વિચાર કરી લોકોનું પગલું બીજી બાજુએ પડવા ન દેવું, અને કદી પણ ફુટ પડવા દેવી નહિ, અંદર અંદર સમજીને કાર્ય પાર પાડવુ, એવી તેમની વૃત્તિ હતી. તેને લીધે, અને અલૌકિક બુદ્ધિમત્તાને લીધે રાનડે સઘળા હિંદુસ્તાનના અગ્ર મનુષ્ય તરીકે લેખાતા હતા. તે દેવલોક પામ્યા એટલે સર્વ રૂપજ ફરી ગયા જેવું ગોખલેને થયું ! સ્વયંપ્રકાશ ગયો અને સળગાવેલા દીવાના પ્રકાશથી કામ નભાવવાનો પ્રસંગ આવ્યો ! સૂર્ય અસ્ત પામ્યો ને માર્ગ દેખાતો બંધ થયો. આ અનર્થે ગોખલે કેટલાક દિવસ સ્તંભિત થઇ ગયા; પરંતુ તેમના ગુરૂની વાણી તેમના કાનમાં ગણગણવા લાગી. " કામના ડુંગરા પડેલા છે. કોદાળી પાવડા લેઇ કામે લાગો. " આ તેમના શબ્દથી ગોપાળરાવના જીવને ચેન પડતું નહોતું " રાત દિવસ દેશકાર્યનો એકજ વ્યવસાય કરનારા માણસો જોઇએ, " આ રાનડેનું વાક્ય ફરી ફરી સાંભરતું અને " મારે ગુરૂની ઇચ્છા પૂરી કરવી " એવો ગોખલેએ ઉત્તર આપ્યો. ફર્ગ્યુસન કૉલેજ છોડી સ્વતંત્રપણે દેશ માટે જીવન અર્પણ કરવાનું તેમણે નક્કી કર્યું, અને ૧૯૦૨ની સાલમાં તેઓ કૉલેજમાંથી રજા લઇને બહાર પડયા.

**વાઇસરૉયની ધારાસભામાં.**

આજ અરસામાં હિંદુસ્તાન સરકારની ધારાસભામાં સર ફિરોઝશાહ મહેતાએ પોતાની જગો ખાલી કરી, અને તે જગાએ મુંબઇ ઇલાકા તરફથી ગોખલેની નિમણુંક થઈ હિંદુસ્તાનની ધારાસભામાં વાદવિવાદની નવી દિશા મહેતાએ શરૂ કરી હતી અને ધારાસભામાં લોકનિયુક્ત સભાસદોના કામમાં તેમણે નવો જુસ્સો દાખલ કર્યો હતો—' નવો પવન ' ભર્યો હતો. તે પછી ગોખલે ધારાસભામાં બિરાજ્યા, અને બજેટપરના પોતાના પહેલાજ ભાષણથી તેમણે મહેતાને પણ પાછળ મૂકયા. સરકારી તિજોરીમાંની સિલક એટલે કર વાજબી કરતાં વધારે વસુલ થાય છે તેનો પુરાવો છે; રૈયતપર કરનો બોજો ડોક મરડાઇ

જાય તેવો ભારે છે; અને હિંદુસ્તાનની આબાદી થાય છે એવું જે સરકારી અધિકારી વર્ગનું કહેવું છે તે સત્ય નથી આ ત્રણ મુદ્દા ગોખલેએ પોતાના ભાષણમાં સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો, અને તે નામદાર આગળ અધિકારી વર્ગના હમેશની રીતિ ફાવશે નહિ એમ સિદ્ધ થયું.

હવે પછી ગોખલે અને લૉર્ડ કર્ઝન સાહેબ એ બન્નેના હાથ ભેગા થવાની શરૂઆત થઈ, અને આ બન્ને પહેલવાનની દરસાલની કુસ્તી જોવા લોક આતુર થવા લાગ્યા. જમા ખર્ચના ખરડાપર ગોખલેનું ભાષણ એટલે જાણે દીવાળી દશેરાનો તહેવાર એવું લોકોને લાગવા માંડ્યું! સરકારી ખરડામાંની ખુંચખાંચ અચૂક રીતે બહાર કાઢવામાં, વહીવટનું ધોરણ લોકોને અનુકૂળ થાય તેવું કરવાનો માર્ગ સૂચવવામાં અને એકંદર રિયાસતના કલ્યાણ સાધનનો ખરો માર્ગ દોરી બતાવવામાં ગોખલેના આ ભાષણની બરાબરી કરે એવાં બીજાં ભાષણ આપણામાં મળશે નહિ. લૉર્ડ કર્ઝન જેવા કામકરા કાબેલ માણસને સુદ્ધાં તેમની ટીકાનો ઉત્તર આપવા વર્ષ વર્ષ લેવો પડતો; તેમ કરતાં પણ ગોખલેનું કહેવું સપ્રમાણ ઉડાવી દેવાતું બનતું નહોતું. તેમના આ વર્ષના ભાષણનું પરિણામ તે પછીના વર્ષના બજેટમાં ખાત્રીથી દેખાવા લાગ્યું.

બીજી બાબતોમાં પણ કર્ઝન સાહેબના એકતંત્રી-કંઇક અંશે સુલતાની-ધોરણમાં સબળ વિરોધ ગોખલેને કરવો પડ્યો. યુનિવર્સિટીનો કાયદો, ઑફીશીઅલ સિક્રેટ્સ્ઍક્ટ, વગેરે પ્રશ્નોપર પ્રજાપક્ષની બાજુ રહી ગોખલેએ જબરી લડત ચલાવી. તેમની લડતનો તે વખતે ઉપયોગ થતો નહોતોજ; તેમ છતાં પણ તેમને પોતાનું કામ ઘણી હિંમતથી ડહાપણથી, નિયમિતપણે, અને તેવીજ ટેકથી કરવું પડ્યું અને તે હમેશાં કરતા હતા.

**૧૮૯૭ થી ૧૯૦૪ સુધીનાં સાત વર્ષની કામગીરી.**

૧૮૯૭ થી ૧૯૦૪ સુધી ગોખલે રાષ્ટ્રીયસભામાં બોલ્યા નહોતા. ૧૮૯૭ સાલમાં તેમને બોલવા દીધા નહોતા! ખરી રીતે જોતાં વેલ્બી કમિશન આગળ બજાવેલી કામગિરી બદલ રાષ્ટ્રીયસભામાં તેમને અભિનન્દન આપવું જોઇએ તે તો બન્ધૂએજ રહ્યું, તેમના જોડીદારનો પણ આભાર સરખો માન્યો નહિ. પોતાના રાષ્ટ્રની પોતાના સંબંધમાં થયેલી ગેરસમજ બાબત ગોખલેને ઘણું લાગ્યું, અને એકનિષ્ઠાથી કામ કર્યા કરી એ ગેરસમજ દૂર કરે ત્યારેજ ફરીથી રાષ્ટ્રસભામાં બોલવું એવોજ જાણે તેમણે નિશ્ચય કર્યો! આ ૭ સાત વર્ષમાં તેમણે બહાર પુષ્કળ કામ કર્યું. એટલુંજ નહિ પણ રાષ્ટ્રસભાના અગ્રેસરોને રાષ્ટ્રસભા સબંધમાં વખતો વખત સલાહ આપતા; પરંતુ રાષ્ટ્રસભામાં ભાષણ કર્યું નહોતું. તોપણ દેશનું કામ આ વર્ષમાં ગોપાળરાવે કેટલુંએ કર્યું હતું. પુનાની મ્યુનિસિપાલિટીના અધ્યક્ષનું કામ તેમણે વચ્ચે કર્યું હતું. કર્ઝન સાહેબની કૌન્સિલમાં તેમના વહીવટના દોષ બતાવી મીઠા ઉપરનો કર કમી કરાવી, અને શિક્ષણ પાછળ ઉત્તરોત્તર વધારે ખર્ચ કરવા સરકારને ફરજ પાડી, તેમણે દેશનું અંતઃકરણ પોતાના જેવું કરી લીધું હતું તેમાં પણ ફર્ગ્યુસન કૉલેજમાં અધ્યાપક હતા ત્યારે પોતાની મહેનતથી પોતાને સારૂ જે પોણોસો રૂપિયા તેમને દર મહિને મળતા, તે મેળવવાનું પણ હવે તેમણે છોડી દીધાથી, કૉલેજમાંથી મળતા ત્રીસ રૂપિયાના પેન્શન પરજ સંતોષ માની પોતાને વાસ્તે કાંઇ કમાવું નહિ, પોતાને વાસ્તે કંઇપણ મહેનત કરવી નહિ,

જે કમાણી થાય તે સ્વદેશ અર્થે વાપરવી, જે દુઃખ વેઠવું તે સ્વદેશનું કાર્ય કરવાને સારૂ વેઠવું એવું વ્રત તેમણે ધારણ કર્યાથી—એટલે તેમના પૂર્ણ નિસ્વાર્થપણાથી રાષ્ટ્રના હૃદયમાં તેમને હવે કાયમનું સ્થાન મળ્યું. ગોખલેની માનસિક ઉન્નતિ અપ્રતિહત ચાલતી હતી. ૧૮૮૭ની સાલથી તેમનો સ્વાર્થત્યાગનો વિકાસ થતાં થતાં ૧૯૦૫ની સાલમાં તેનું પૂર્ણ સન્યાસનું સ્વરૂપ પ્રાપ્ત થયું. અને ગોખલે એક અર્થે સ્વદેશના કાર્ય માટે રાત્રિ દિવસ કામ કરનાર ' સંન્યાસી ' બન્યા

૧૯૦૫ની સાલમાં ગોપાળરાવની ઉપર કામનો બોજો પહેલાંનાં બધાં વર્ષોના કરતા વધી પડયો હતો. વાચ્છાની સામે રાષ્ટ્રસભાના સન્માન્ય સેક્રેટરી તે હતાજ. વાઇસરોયની કૌન્સિલમાં ' વૅલિડેટીંગ ઍક્ટ ' જેવા કાયદાની સામે જેટલો બને તેટલો વિરોધ દર્શાવવાનું કામ તેમનેજ માથે પડયુ હતું. હિંદી લોકોને ઉંચા હોદ્દા આપવાના કામમાં બ્રિટિશ સરકારની ઉદારતાની બરોબરી કદી કોઇપણ જગાએ થઇ નથી, એવું બતાવવા સારૂ પાછલા વર્ષમાં હિંદુસ્તાનની સરકારે એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો હતો, તેમાં ગણત્રીનું અને આંકડાનું કુટિલપણ સાબીત કરવા સારૂ સરકારી રીપોર્ટમાંથી અને આંકડાના કોઠામાંથી જરૂર જેટલા આંકડા શોધી કાઢયા હતા. બીજી તરફ રાનડેના સ્મારકને માટે ફંડ એકઠું કરવાનું હતું. ત્રીજી તરફ બ્રિટિશ કોન્ગ્રેસ કમિટિ અને તેણે ચલાવેલુ વર્તમાનપત્ર 'ઇન્ડીઆ ' ની નાડીઓ બંધ થવાનો વખત આવ્યો હતો, તેને સંજીવની ઔષધનો ઘુંટડો પાવા સારૂ હિંદુસ્તાનમા તે પત્રના ગ્રાહક મેળવી આપવાનું કામ હાથ લીધુ હતું રાનડેના એક વખતના શબ્દ ઉપરથી ને 'દેશના સેવક' એ સંસ્થાનું વૃત્તાન્ત વાંચી જે વિચારનો ઉદ્ભવ તેમના ચિત્તમાં થયો હતો, તેને જીવન્ત સ્વરૂપ આપી તેમણે 'ભારત સેવક સમાજ' ( સર્વન્ટ ઑફ ઇંડિયા સોસાઇટી ) આ વર્ષના જૂન મહિનાની બારમી તારીખે સ્થાપન કર્યું હતુ; તેનો ભાર પણ તેમના પરજ પડયો હતો. પહેલાંની રાષ્ટ્રીયસભાએ દરેક પ્રાંતમાંથી પ્રતિનિધિ વિલાયત મોકલવાનું ઠરાવ્યું હતું, તે પ્રમાણે મુંબઇ તરફથી તેમને ઇંગ્લાંડ જવાનું હતું. આ સઘળા કામની ભરતીમાં બનારસની સ્વાગત કમિટિએ "અમારે તો ગોખલેજ અધ્યક્ષસ્થાને જોઇએ " એવો તે વખતે આગ્રહ કર્યો, અને તેમને રાષ્ટ્રસભાના અધ્યક્ષસ્થાને ચુંટી કાઢયા.

આખા હિંદુસ્તાનમાં યુવાન માણસોનાં મન આ પ્રમાણે વમળમાં પડેલાં હોવાથી રાજકીય હીલચાલ સીધી રીતે ચલાવવાનુ મુશ્કેલ થઇ પડયું. સર બી. ફુલર—બી. ઈમર્સન જેવા પદ્ધતિવાળા અધિકારીઓને લીધે અડચણોમાં ઉમેરો થયો, અને ચોખ્ખા સ્વરાજ્ય સિવાય તરવાનો ઉપાય નથી એવી એકસરખી બૂમ પડવા લાગી. આવી સ્થિતિમાં સરકારે કેટલાક અગ્રેસરોને પકડી કેદ કરવા, ' સિડિશન ' નો કાયદો વિશાળ કર્યો, સભાઓ ભરવામાં પ્રતિબંધ કર્યો, પોલિસના હક વધાર્યા. વગેરે કૃત્યથી પ્રજાજનનાં મન બેવડાં કલુષિત થયાં. આવી વિકટ પરિસ્થિતિમાં ગોખલેને હિંદુસ્તાનનો પક્ષ ઇંગ્લાંડના લોકો આગળ રજુ કરવાનો હતો. આવી વિકટ સ્થિતિમાં રાષ્ટ્રસભાનું નામ તેમને કાયમ રાખવાનું હતું. એ સઘળું તેમણે કર્યું. આશરે પચાસ દિવસની અંદર ઇંગ્લાંડમાં તેમણે પીસ્તાળીસ સભામાં ભાષણો કર્યા, તેમાં બંગાળ સંબંધી સ્થિતિની હકીકત તેમને કહેવી પડતી હતી. પણ સામાન્ય રીતે બ્રિટિશ સરકારે શું કર્યું

છે અને હાલ તુરત શું કરવાનું છે ? હિંદુસ્તાનને હમણાં શું જોઇએ છીએ ? તે આપવા માટે તેની કેટલી લાયકાત છે ? આ પ્રશ્નનો તેમને વિચાર કરવો પડયો. ગોપાળરાવને આ સંબંધમાં કેટલીએ તૈયારી કરવી પડી. દરેક સભામાં કોઇને કોઇ માણસ આ સંબંધમાં સવાલ કરતું. તેમને તેના મનનું સમાધાન કરવું પડતું હતું. તેમનું ભાષણ હમેશાં મધુર, મધ્યમ અને વ્યાવહારિક દૃષ્ટિથી ભરેલું થતું. તેને લીધે તેના ભાષણનું ઇંગ્લાંડમાં સારૂં પરિણામ આવ્યું. આ ભાષણો કરવામાં તેમને એટલો શ્રમ પડયો કે તેમનું ગળું દુખવા લાગ્યું અને આગબોટ પરજ શસ્ત્રક્રિયા કરાવવી પડી.

તેવી સ્થિતિમાં ગોપાળરાવ હિંદુસ્તાનમાં આવ્યા. અને રાષ્ટ્રસભાના અધ્યક્ષ થવા માટે બનારસ ગયા. રાષ્ટ્રસભાનું આ બેઠકનું કામ ઘણું વિકટ હતું, કર્ઝનશાહીને લીધે ઘણા અગ્રેસરોનું મન ગુંચવાયું હતું. તથાપિ જે કંઇ વિદેશી તે બધું ત્યાજ્ય એમ ઠરાવવું એ ગાંડપણ છે, એવું ડાહ્યા મગજવાળા પુરૂષોને લાગતું. ગોખલેનું આ વખતનું ભાષણ ઘણું દક્ષતાભર્યું હતું. તેમાં કર્ઝન અને ઔરંગઝેબ વચ્ચે મુકાબલો હતો. બંગાળાના ભાગલા કરવામાં ભૂલ થઇ છે, એવું બતાવ્યું હતું. બંગાળી લોકોએ બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો એ વાજબી છે, એવું પ્રતિપાદન કર્યું, 'સ્વદેશી' ના વ્રતનું ઉદારપણું સ્પષ્ટ કર્યું હતું, રાષ્ટ્રસભાના ઉદ્દેશ સ્પષ્ટ શબ્દોમાં કહ્યા હતા. અને રાષ્ટ્રસભાએ કયા રાજકીય સુધારાપર પોતાનું સઘળું બળ એકત્ર કરવાનું તે બતાવ્યું હતું. આ ભાષણમાં ગોખલેના ચાર ગુણ સ્પષ્ટપણે દેખાતા હતા. તેમનું નિડરપણું, સર્વ પક્ષને સંભાળવાની તેમની હાથોટી, પવન કઇ દિશામાં વાય છે તે પારખવાની તેમની શકિત, અને સ્વદેશના ઉત્કર્ષ સંબંધી કાળજી એ તેમના પ્રત્યેક વાકયમાં ભરેલાં હતાં.

૧૯૦૬ ની સાલમાં લૉર્ડ મીન્ટોની કારકિર્દીમાં ગોપાળરાવનું પહેલું ભાષણ જમા ખર્ચના ખરડાપર થયું. તેથી મિન્ટો સાહેબપર ઉત્તમ છાપ બેઠી. 'જમીન પરનો કર ઓછો કરો, અખતરા ખાતર કોઇ કોઇ ઠેકાણે ખેડુતોને ઋણમુક્ત કરો, અને પછી જમીન વેચવાનો તેમનો હક્ક મર્યાદિત કરો, ઇજીપ્તમાં છે તેવી ખેડુતોની પેઢીઓ બેંકો ઉભી કરો, નહેરોમાં સુધારો કરો, શાસ્ત્રીય પદ્ધતિએ ચાલતી ખેતીને ઉત્તેજન આપો, ઉદ્યોગ ધંધાના શિક્ષણમાં વધારો કરો, પ્રાથમિક શિક્ષણ ફરજીઆત અને મફત કરો, આરોગ્ય વધારનારાં કામો હાથમાં લ્યો, આ બધી તેમની માગણીઓ હતી. પહેલાંની કારકિર્દીમાં બ્રિટિશની સત્તાના સ્વરૂપ વિષેની, આદર્શની અને સાધ્ય વિષયની કલ્પના યુવાન વર્ગના લોકોમાં ફરી ગઇ છે, અને ઇંગ્લંડે પ્રથમ કરેલાં મોટાં કાર્યો સંબન્ધી વિચારમાં તેમનું મન કબજે રાખવાની શક્તિ રહી નહિ. આ વખતે દાબી દેવાની નીતિથી કામ થવાનું નથી એ ઉઘાડું છે. રાજસત્તા માણસોથી પારકી હોય, પણ અન્તઃકરણમાં, વૃત્તિમાં તો તે સ્વદેશી હોવી જોઇએ. સરકારને હરેક બાબતમાં અમારા હિતાહિતની ફીકર વિશેષ છે, અને અમારી ઇચ્છા અમારા મત માટે સરકારને દરકાર છે એવું અમને લગાડે એવી સરકાર જોઇએ. એવું તેમણે તે વખતે કહ્યું હતું.

૧૯૦૬ ની સાલમાં ગોખલે ફરીથી ઇંગ્લંડ ગયા. આ વખતે તેમનો વિચાર પાર્લેમેન્ટના વજનદાર મેમ્બરોને મળી અને રાજમંત્રીઓને છુટા છુટા ખાનગી રીતે મળી હવે હિંદુસ્તાનને શા સુધારા જોઇએ છીએ, તે તેમના મનપર બેસાડવાનું હતું. પણ બંગાળમાં

સર બી. ફુલર તથા તેના હાથ નીચેના અધિકારીઓના વહીવટથી બંગાળ વધારે ખળભળ્યું અને બંગાળના સંબંધમાં કેટલીક સભામાં ગોખલેને બોલવું પડ્યું. ખાસ મોર્લી સાહેબ સાથે તેમને પુષ્કળ વખત મળવું થયું. સર બી. ફુલરને પાછા બોલાવ્યાથી ખળભળાટ કાંઈક ઓછો થયો.

૧૯૦૬ સાલની રાષ્ટ્રસભા મોટી મુશ્કેલીથી પાર પડી. ૧૯૦૭ સાલના ગ્રહણનો વેધ તેને અત્યારથી લાગ્યો હતો. 'નિર્ભેળ સ્વરાજ્ય' અથવા 'નિઃશેષ બહિષ્કાર' નો પક્ષ બંગાળમાં ઘણા જોરમાં હતો. તેમણે રાષ્ટ્રસભા પાસે બહિષ્કારનો ઠરાવ પસાર કરાવી લીધો. તે ઉપર બોલનારા એક ગૃહસ્થે તેની વ્યાપ્તિ શાળા માણસો વગેરે સર્વને કર્યાથી ગોખલેને ઉઠીને તેમને કહેવું પડ્યું કે, જે ઠરાવ છે તે ફક્ત બ્રિટિશ માલ પૂરતોજ છે. ૧૯૦૫ ની સાલથી રાષ્ટ્રસભામાં ફાંટા પડયા હતા, તે ફાંટા ભેગા કરવાનો પ્રયત્ન અશક્ય હતો. ગોખલેએ બનારસની બેઠકમાં ફક્ત ફાંટાનો દિવસ દૂર કર્યો—લંબાવ્યો. રાષ્ટ્રસભાની બોટ તે વખતેજ ખડક સાથે અથડાઈને ફુટી જવાની હતી, તે તેટલા પૂરતું તેમણે સાંધું કર્યું હતું કલકત્તાની બેઠકમાં પક્ષભેદ વિશેષ સ્પષ્ટ થયો. નવા પક્ષનું જોર ત્યાં ઘણુંજ ચાલ્યું, અને એ કામ હમણાંજ હાથથી ગયું એમ પુષ્કળ માણસોને લાગ્યું. ગોખલેને ઘણીજ ચિંતા થવા લાગી. મતભેદના કરતાં માર્ગભેદજ ભયંકર થયો. દાદાભાઇ નવરોજી જેવા ગૃહસ્થની અધ્યક્ષસ્થાનની આજ્ઞા લોપવી ભાષણો સાંભળવાં નહિ, સભામાં તોફાન મચાવવું, આવા માર્ગનું અવલંબન કરવાનું નવા પક્ષે કર્યું. સંખ્યાનું બળ ન હોય એટલે જીભના બળપરજ જોર રાખવું પડે છે. તેવું તેમણે કર્યું. જ્યાં સુધી મતભેદનો તોડ ધોરણ અને સભ્ય માર્ગે થતો ત્યાં સુધી તેમને બીવાનું નહોતું, પરંતુ તે બેતાલ થયું તો થઇ રહ્યું ! રાષ્ટ્રસભાનું આવી બન્યું ! આ કારણથી રાષ્ટ્રસભાના એકનિષ્ઠ કાર્યવાહકોની ચિંતા અને ભીતિ સકારણ હતી એવું આવતે વર્ષે દેખાયું.

૧૯૦૭ ની સાલમાં ગોખલેએ ઉત્તર હિંદુસ્તાનમાં વ્યાખ્યાનમાલાનું કામ કર્યું. ૧૯૦૬ ની રાષ્ટ્રસભામાં જે જોયું તેથી તેમને ઘણું ખરાબ લાગ્યું. પણ કેવળ ચિંતાગ્રસ્ત થઇ બેસી રહ્યાથી શું થવાનું હતું ? ઉત્તર હિંદુસ્તાનમાં ફરી યુવાન વર્ગને ઉદ્દેશીને હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિ સંબંધમાં વ્યાખ્યાન આપવાં, અને યુવકોના વિચારોને ઇષ્ટ માર્ગે વાળવા, એવો તેમણે વિચાર કર્યો. હિંદુ મુસલમાન બન્નેએ તેમને ઘણીજ મહેનત આપી હતી. અને આ પ્રાન્તમાંજ તે વિશેષ પડી હતી.

પોતાના ભાષણોને સારૂ ગોખલે ફેબ્રુઆરી મહીનામાં નીકળ્યા. તેમના વ્યાખ્યાનનું એટલું પરિણામ આવ્યું કે તે જ્યાં ગયા ત્યાં એકાદ રાજાને જેવું માન મળે તેવું તેમને માન મળ્યું, અને મુસલમાનના મનને પણ સંતોષ થયો એટલુંજ નહિ પણ તેમના પોતાના મનમાંનો અસંતોષ ઘણો કમી થયો.

સુરતની રાષ્ટ્રસભામાં તોફાન થયું અને હિંદુસ્તાનમાં જગાએ જગાએ હાંસી થઇ. રાષ્ટ્રસભા નામશેષજ થવાની—મરી જવાની, પણ કાર્યવાહકોએ સમયસૂચકતા વાપરી આવેલા પ્રસંગનો ઉકેલ કાઢયો. આ પ્રસંગે ગોપાળરાવને અતિશય ખરાબ લાગ્યું. આપણે કયાં છીએ ને શું કરીએ છીએ એ આપણને કયારે સમજાશે ! દેશના યુવકોનો જુસ્સો, ઉત્સાહ અને ઉગ્ર વૃત્તિ એ સઘળાનો ખોટે રસ્તે ઉપયોગ થાય તો દેશનું ભવિષ્ય કેવું.

થાય ? વગેરે વિચારથી તેમનું મન કાયર થયું ભારે કષ્ટથી તેમણે અમાવાસ્યાનો અંધકાર દૂર કરી મનને શાન્ત કર્યું, અને પાછા પોતાને કામે લાગ્યા તથાપિ ત્યારથી રાષ્ટ્રસભાના સંબંધમાં તેમને કોઇ પણ દિવસ નિરાંત લાગી નહિ. છેવટ પર્યન્ત જાગૃત મનવાળા માબાપની પેઠે રાષ્ટ્રસભા સંબંધમાં તેઓ અતિશય જાગૃત રહેતા, અને પોતાના એકે પણ કૃત્યથી તેને નુકસાન ન પહોંચે, તે માટે કાળજી રાખવા લાગ્યા. ૧૯૦૮ ની સાલના બજેટપરના ભાષણમાં તેમણે ફરીથી સરકારને ઈસારો કર્યો કે રાજ્યકારોબારમાં સુધારો કરવાનો છે તે જલદીથી કરો, આ વખત અણીનો છે, વખતસર સુધારો જાહેર કરી લોકોનો અસંતોષ અને નિરાશા દૂર નહિ કરાય તો કેટલી અડચણ ઉત્પન્ન થશે, તે અત્રે કહેવું મુશ્કેલ છે લૉર્ડ મિન્ટોનું હૃદય સહાનુભૂતિથી ભરેલું હતું, તોપણ તેમનામાં પોતાનું જોર જેટલું જોઇએ તેટલું નહોતું તેટલા માટે જે કરવુ તેમાં જે લાગે તે તરત કરી નાંખવુ એવુ તેમના હાથે થતું નહોતું કર્ઝન સાહેબની ધમધમાટ અને ડહાપણનો ડોળ તેમનામાં નહોતો. તે કારણથી જે કરવુ તે જોઇ વિચારને સંજોગો તપાસી કરવુ એવુ તેમના સંબંધમાં બનતું

ગોખલેની માગણી પ્રમાણે ૧૯૦૮ ની સાલના પાછલા ભાગમાં સરકાર તરફથી સુધારો જાહેર થયો, પણ તે સુધારો જાહેર થતો હતો તે શુમારમા હિંદુસ્તાનનું રાજકીય વાતાવરણ બદલાવા લાગ્યું બિપિનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ, વગેરેના ભાષણ અને લેખથી નવા પક્ષનો અને યુવાન વર્ગનો અસંતોષ બળવત્તર થયો. પંજાબમાં થએલી હકીકતથી લાલા લજપતરાય અને અજીતસિંહ બન્નેને પકડવામાં આવ્યા મદ્રાસ તરફ એક ગામમાં તોફાન થયુ, મૈમનસિંગમાં મુસલમાનના ધર્મના ઝનુનથી કાંઇ અનન્વિત બાબત થઈ, રાજકીય અગ્રેસરોમાં વધારે ફુટ દેખાવવા લાગી અને આખા હિંદુસ્તનમા આકાશ એટલુ કાળું લાગવા માડ્યુ, કે વીજળીનો ગોળો ક્યાં પડશે તેની કોને ખબર એવો ભય લાગવા માંડ્યો. અરાજકપથવાળાનાં તત્ત્વ હિંદુસ્તાનમાં પ્રસર્યાં, બૉમ્બ આ દેશમા આવ્યા અને તેથી ભયંકર સ્વરૂપ દેખાવા લાગ્યુ.

૧૯૦૮ થી ૧૯૧૪ એ વર્ષોમા ગોખલેના માથા પર કામનો બોજો ભરચક હતો. 'અધિકાર વિભાગણી' કરવાને તેમણે એક કમિશન માગ્યુ હતું તે મળ્યુ, અને તે આગળ તેમની સાક્ષી થઇ જે સુધારો અમલમા આવ્યો, તે ઘણુખરૂં તેમની મહેનતનાજ પ્રતાપે તેમા મુસલમાનો માટે કરેલી વ્યવસ્થા હાલ પૂરતી પણ માન્ય કરવા માટે હિંદુ અગ્રેસરોના મન તેમને મનાવવાં પડ્યાં, વધતી જતી મોઘવારીની તપાસણી કરવા સારૂ એક કમિટિ નીમવાની આવશ્યકતા તેમણે સરકારને બતાવી આપી. આ સઘળામા ગોખલેનું મોટુ કામ મફત અને ફરજીઆત કેળવણી સારૂ આખા હિંદુસ્તાનમાં ચળવળ કરી તેના જોરપર હિંદુસ્તાન સરકારની કૅાન્સિલમાં એક ઠરાવ લાવી સરકારનું શિક્ષણ વિષયનું ધોરણ બદલવા જેવુ છે, એ હતું ગોખલેએ કૅાન્સિલ આગળ ઠરાવ મૂક્યો, ત્યારે કરેલા ભાષણની તૈયારી ઘણી સચોટ કરી હતી તેમના ભાષણથી વિરૂદ્ધ પક્ષના માણસોની પણ ખાત્રી થઇ કે તત્વત માગણી બરોબર છે ઠરાવ પાસ થયો નહિ, પણ શિક્ષણ પ્રસાર સારૂ મંજુર થવાની રકમ દર વર્ષે વધવા લાગી અને શિક્ષણ સંસ્થાઓને સરકારી વહેચણી મોકળે હાથે થવા લાગી

આ વખતે કેટલાક દુરાગ્રહી યુવાન વર્ગ તરફથી થતા અત્યાચાર અને તેથી દાબી દેનારા ધોરણના કાયદા થયા તેથી ગોખલેના મનને ઘણો સંતાપ થયો. તે કાયદાની વિરૂદ્ધ પડવાનું તેમને જરૂરનું હતું પણ દેશમાં ચાલનારા અત્યાચારથી તેમના હાથ બંધાયા સરખા હતા. તેમ છતાં તેમણે પોતાનો ઉદ્યોગ ચાલુ રાખ્યો. રાજકીય ઘટનામાં તેમના પ્રયત્નને લીધે ઘડાએલા સુધારામાં કૌન્સિલમાં વધારો, બિનસરકારી સભાસદોનું પ્રાન્તિક કૌન્સિલોમાં આધિક્ય હોવાનું ઉદારપણું, કૌન્સિલમાં સ્વતંત્રપણે ઠરાવ લાવવાનો હક અને વિશેષમાં રાજ્યવહીવટી મંડળમાં એક હિંદી સભાસદનો પ્રવેશ, એટલી બાબત વિશેષ મહત્વની છે. હિંદુસ્તાનની રાજ્યઘટનાના ઇતિહાસમાં આ સુધારાને લીધે ગોખલેનું નામ કાયમ રહેશે એમાં તલ માત્ર શંકા નથી. બીજો ઇષ્ટ સુધારો તેમના પ્રયત્નથી થયો, તે એ કે સ્ટેટ સેક્રેટરીની કૌન્સિલમાં એક હીંદી સભાસદની નિમણૂક.

સરકારી દફતરમાં દાખલ થનારી આ બાબતો કરતાં જેનો કોઇ પણ દફતરમાં ઉલ્લેખ થાય નહિ એવી ગોખલેએ પુષ્કળ બાબતો કરી છે. આ પૈકી વિશેષ મહત્વની મુસલમાન ભાઇઓના રાજકીય ધોરણની દિશા પોતાની કોમને માટે હતી તે બદલી રાષ્ટ્ર માટેની કરી તે છે. મુંબઈની સભામાં નામદાર આગાખાને સ્પષ્ટ કહ્યા પ્રમાણે 'મોસ્લેમ લીગ'ના ઉદ્દેશ અને હેતુઓનો રાષ્ટ્રસભાના ઉદ્દેશ અને હેતુઓ સાથે મેળ બેઠો તેનું માન નામદાર ગોખલેને આપવું જોઇએ. પોતે હિંદુ નથી મુસલમાન નથી એમ એમણે જાહેર કર્યું; ગોખલેની વૃત્તિનું, તેમની શુદ્ધ સ્વદેશભક્તિનું અને નિસ્વાર્થ રાષ્ટ્રસેવાનું પરિણામ મુસલમાન ભાઇઓ પર ઘણું થયું, અને ગોખલે તેમના અગ્રેસર છે એવું લાગવા માંડ્યું. મોર્લે મિન્ટોની સુધારણા સારૂ ઇંગ્લંડમાં જો કાંઇ તેમના મનમાં ખળતું હોય તો તે એ કે હિન્દુસ્તાનમાં કોમ કોમ વચ્ચેના વૈમનસ્યને લીધે રાષ્ટ્રીય કાર્યને થનારી અડચણ ! સર્વ હિન્દુસ્તાનના એક મતનો ટેકો એટલે કેટલું સામર્થ્ય ! પણ તેજ હિન્દુસ્તાનમાં રાજકીય બાબતમાં અનેક મત અને અનેક પંથ થવાથી રાષ્ટ્રકાર્ય લંગડું પડી જાય છે, ને કોઇને કાંઇજ મળતું નથી એ પગલે પગલે વળગી તેમના અનુભવમાં આવવા લાગી. આથી હિંદુ–મુસલમાનમાંજ શું પણ રાષ્ટ્રસભા સંબંધી ઉપસ્થિત થયેલા બે પક્ષોમાં પણ દેખાતી ફાટફૂટ દેખાવી ન જોઇએ, સર્વેએ એક વાવટા નીચે એક થવું, ને જે કાંઇ મેળવવાનું તે એકતાથી મેળવવું; એમ તેમને બહુ લાગતું. દક્ષિણ આફ્રિકામાની લડાઇ વિશેની તજવીજ કરવા ગોખલે ત્યાં ગયા હતા, ત્યારે પણ તેમને ત્યાં આજ લાગ્યુ હતું.

'પબ્લિક સર્વિસ કમિશન'માં કામ કરતાં હિંદી કમિશનર તરીકેની સત્તાથી બીજા કમિશનરો સાથે તેને કેટલું લઢવું પડ્યું, અને આખા હિન્દુસ્તાનની તરફેણમાં જે મત લાવવો જોઇએ તે વિરૂદ્ધ આ મહિ માંહેની લઢાઇને લીધે બીજા કમિશનરો પાસે આવનારા આક્ષેપોનું ખંડન કરવું તેને કેટલું કઠણ પડ્યું એની જેમને કલ્પના હશે તેમને ગોખલેનો અંદર અંદરની લડાઇ દૂર કરવા કેટલા પ્રયાસ કરવો પડતો હશે તે જૂદું કહેવાની જરૂર નથી. તેમને મૂળથીજ પક્ષભેદ પસંદ નહોતો; પણ હમણાં ૧૯૦૮થી ૧૯૧૪ સુધીમાં વર્ષોમાં પણ તેથી થનારી રાષ્ટ્રીય ગતિ બીજી કોઇ બાબતથી થતી નથી એવી તેમની ખાત્રી થતી ગઇ, અને તેને લીધે હિન્દુ મુસલમાનોની રાજકીય ચળવળની દિશા એક થવી જોઇએ એટલા સારૂ તેમની ખટપટ શરૂ હતી. તેજ પ્રમાણે રાષ્ટ્રસભાના સંબંધમાં અંદર અંદર પડેલી તકરારો

રાષ્ટ્રસભાના મુખ્ય ધોરણોને ધક્કો ન પહોચાડતાં જેટલી જલદીથી બંધ થાય તેટલી જલદીથી બંધ કરવી એવી તેમની ઉત્કટ ઇચ્છા હતી. અને પોતાની તરફથી તેવી ખટપટને હમેશાં ચાલુ રાખતા હતા. પણ ભાવીના મોઢા આગળ કોણ ડાહ્યું છે ! ફાટ સાંધવા જે ખટપટ કરી તેથી ઉલટી ફાટ વધવા લાગી અને તે ફુટફાટના ફટકારાથી તેમનો અંત હમણાંજ થવાનો, આના જેવો હિન્દુસ્તાનનો નાશ હજુ પૂરો થયો નહિ એવુ કહેનારી બીજી કયી બાબત છે ?

તેમની પૂર્ણ થએલી છેવટની કામગિરી એટલે દક્ષિણ આફ્રિકામાંની લડાઇમાં છે. તેમનાપર સરકાર પક્ષનો પૂર્ણ વિશ્વાસ હોવાથી અને શક્ય અને અશક્ય અને અશક્યનો વિચાર તેમના આગળ હમેશાં રહ્યાથી તેમને ત્યાંની લડાઇનો સમાધાનકારક નિકાલ લાવવાનો માર્ગ સહેલાઇથી કરતાં આવડયો. ત્યાંના ગોરા વસનારાઓની દૃષ્ટિ તથા હિંદી રહેવાશીઓની દૃષ્ટિ એ બન્નેની એકતા કરી સમાધાનની દિશા તેમણે નિશ્ચિન્તપણે બતાવી દીધી. તેમની આ કાર્યપદ્ધતિ સરકાર અને લોક બન્નેએ કબુલ કરી છે.

૧૯૧૪ના ઑકટોબરની શરૂઆતમાં ઇંગ્લંડમાં દાક્તરોએ ગોપાળરાવની નવી પ્રકૃતિ સંબંધમાં ભીતિ દર્શાવી હતી. એટલુંજ નહિ. ઘણું તો તમે હવે છ મહિના કાઢશો, આવું પણ તેમણે તેમને કહ્યું હતું, આશરે પંદર વર્ષ પહેલાં આગબોટની કૅબિનના બારણાનો તેમના હૃદયને જે ધકકો લાગ્યો એજ તેમના મૃત્યુની પ્રથમ સૂચના હતી ! ત્યારથી તેમના હૃદયનું દુઃખ કોઇ દિવસ વધારે થતાં થતાં આખરે તે ઘણું વધી ગયું. તે દરમ્યાન તેમને મધુમેહ વધ્યો, અને શરીર આ કારણોથી અંદરથી ગળાતું જતાં તેમની ઉત્કટ સ્વદેશભક્તિથી તેમનાથી સ્વસ્થ બેસી ન રહેવાથી મીણબત્તી બે તરફથી બળવા માંડે તે પ્રમાણે તેમની અવસ્થા થવા માંડી. તેમ છતાં પણ ગોપાળરાવનું આશાવંતપણું જબરૂં ! કમિશનનું કામ પણ પોતે પૂરૂં કરવું, અને લડાઇ પછી બધા દેશોએ મળીને શરૂ કરવાની પ્રગતિની દિશા ઠરાવવી એવું તે પોતાના મનમાં કહેતા હતા. પણ ઉપયોગ શું ! આ લોકનું સુખ જોયુ. હવે ત્યાં જઇને કહેવું એ પ્રમાણે બોલતાં ગોપાળરાવ તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૧૫ ને રોજ રાતના દશ ને વીસ મિનિટે પોતાનો દેહ ત્યાગ કર્યો.

૧૮૮૯ ની સાલમાં ગોખલેનો સાર્વજનિક ચળવળના પ્રદેશમાં પ્રવેશ થયો ત્યારથી તેમનો તે દિશાનો એકસરખો વિકાસ થવા લાગ્યો. ૧૮૮૯ ની સાલ પહેલાં તેમણે વકીલ થવું, પૈસા કમાવા અને પોતાનું અને પોતાના ઘરનું લૌકિક દૃષ્ટિએ નામ કાઢવું એટલુંજ લાગતું હતું. આ ઉપરથી એમ માલમ પડશે કે તે સાલ પહેલાં ગોખલે કેવળ પોતાનાજ સ્વાર્થ પૂરતોજ વિચાર કરનારા હતા, તે બદલાઇ અને સર્વ રીતે પોતાના સ્વાર્થ સંબંધમાં બેફીકર થયા અને દેશનાજ સંસારમાં ઘડાએલા સંન્યાસી થયા. ૧૮૮૯ સાલમાં ન્યુ ઇંગ્લીશ સ્કુલમાં ફક્ત શિક્ષક એટલે કામ કરનાર ગોખલે ૧૯૧૫ સાલમાં અંગ્રેજ શહેનશાહના હુકમથી, બ્રિટિશ ઇન્ડીઆમાં સર્વ સરકારી ખાતાના કારભારની તપાસ કરી તેમાં હિંદી પ્રજાજન સંબંધમાં થનારા અન્યાય અને દેખાતી વિષમતા દૂર કરવાનુ કામ કરતા હતા. ૧૮૮૯ સાલમાં અંગ્રેજી ભાષાપર મહેનત લેનાર ગોખલે વીશમા શતકના પહેલા દસકામાં પોતાના ભાષણોની શ્રેષ્ઠતાથી, માધુર્યથી, ઔચિત્યથી અને અર્થસૌભાગ્યથી

જન્મથી અંગ્રેજી બોલનારને પણ ચકિત અને આનંદિત કરતા હતા. ૧૮૮૭ની સાલમાં રાનડેના હાથથી સાર્વજનિક પ્રશ્નોના અભ્યાસનો પાઠ લેનાર ગોખલે ૧૯૦૫ ની સાલથી સાર્વજનિક કામની શાળા ચલાવીને સુમારે ચોવીશ યુવકોને સ્વદેશકાર્ય સારૂ તૈયાર કરતા હતા. ૧૮૮૬ની સાલમાં શિક્ષકનું કામ ફક્ત નિર્વાહને સારૂ કરનાર ગોખલે ૧૯૧૦ની સાલમાં શિક્ષણ સિવાય રાષ્ટ્રને તરવાનો ઉપાય નથી, એમ સમજી સર્વત્ર મફત અને ફરજીઆત કેળવણીને સારૂ પ્રયાસ કરતા હતા. ૧૮૮૬ની સાલમાં ટિળક આગરકર તરફ આદર તથા પૂજ્ય ભાવથી જોનારા ગોખલે ૧૯૦૮ની સાલથી પુના-મુંબઈમાં તો શું પણ હિન્દુસ્તાનમાં આખા બ્રિટિશ સામ્રાજ્યમાં, આદર અને પૂજાનું સ્થાન થયા. ૧૮૮૭ની સાલમાં રાજકીય ચળવળનો પહેલો પાઠ શિખનાર ગોખલે પછીથી બ્રિટિશ બાદશાહતમાં મુખ્ય અને મોટા મુત્સદીઓમાં અને રાજકારભાર કરનાર પુરૂષોમાં જઈને બેઠા તેમણે આ વિકાસ જોયો, દરવર્ષે પાછલા વર્ષ કરતાં સારૂં કરતા ગયા. તેમની સાર્વજનિક કામની પાચરી, દાનત, આસ્થા અને કર્તવ્યપરાયણતા અખંડ વધતી ગઈ તે જોયુ, એટલે નામદાર ગોખલેનું ચરિત્ર સામાન્ય બુદ્ધિના યુવક વર્ગને સ્ફૂર્તિ આપનાર થવું જોઈએ.

ગોપાળરાવના સ્વભાવની, ભાવનાઓની આવીજ રીતે ઉન્નતિ થતી ગઈ. તેમનું હૃદય મૂળથી કોમળ હતું. તે આગળપર એટલું કોમળ થયુ કે કુતરાં બિલાડાંની દુર્દશા પણ તેમનાથી જોઈ શકાતી નહોતી. ગોપાળરાવ ટપામાં બેસીને જતા હતા, તેવામાં ભાડાની ગાડી કુતરાપર આવી ગઈ અને કુતરૂં બરાડા પાડવા લાગ્યું. " ભાઇ, જલદી જા, આ કુતરાને ઇસ્પિતાલમાં પહોંચાડી વ્યવસ્થા કરી આવ. " આ પ્રમાણે કહી પોતે પોતાને ત્યાં તે વખતે રહેતા તાત્યા વૈદને દોડાવ્યો ત્યારે તેમને ચેન પડયું. આ કોમલતા વધતાં વધતાં આખા ભારતવર્ષની સ્થિતિથી તે વિહ્વલ થવા લાગી, અને તે થોડા પણ કમી થઇ એટલે મહેનત કર્યા સિવાય તેમને એક દિવસ પણ ચેન પડતું નહીં. તેમની દેશ સેવામાં પહેલાં કેવળ મહત્વાકાંક્ષાથી શરૂઆત થઇ, પણ તે આગળપર ધીમે ધીમે શુદ્ધ થતાં થતાં, ૧૯૦૫ પછી નિર્મળ, એકનિષ્ટ થઇ અને તેમની સ્વદેશ ભક્તિ પવિત્ર અને એકરસ થઇ.

સામાજીક બાબતમાં ગોપાળરાવ બહુ પડયા નહોતા. એટલુંજ નહીં પણ ૧૮૮૭ની સાલમાં પહેલી સ્ત્રી જીવતાં બીજી સ્ત્રી કરી હતી; પણ ત્યારથી સામાજીક બાબતમાં તેમની આન્તરૂબાહ્ય કેટલી ઉન્નતિ થઈ? બ્રાહ્મણ કુલનું તેમનું અભિમાન હતું, તે જઇને " **હું હિન્દુ નથી, મુસલમાન નથી, પણ શુદ્ધ હિન્દી છું** " એવું તે સ્પષ્ટ કહેવા લાગ્યા. સામાજીક બાબતમાં ને બીજા કરતાં ઘણા આગળ વધેલા હતા. નિકૃષ્ટ જાતિ સંબંધમાં તેમનું મન કેટલું બળતું હતું, તેનો પુરાવો તેમના એક ભાષણમાં છે અને નિકૃષ્ટ વર્ગની ઉન્નતિ સારૂ ચાલેલી ખટપટના અહેવાલમાં બધે મળશે.

સ્ત્રીવર્ગની ઉન્નતિના બધા પ્રયત્નોમાં ગોપાળરાવની મદદ હતી. પ્રો. કર્વેના આ શ્રમને તથા મહિલા વિદ્યાલયને તેમની કેટલી મદદ હતી, તે તે સંસ્થાના ૧૯૧૪ના અહેવાલમાં પ્રો. કર્વેએ નિવેદન કર્યું છે. તેમની મોટી પુત્રી કાશીબાઈ તથા ન્હાની પુત્રી ગોદૂબાઈ હજુ અવિવાહિત છે, કુમારી કાશીબઇ બી. એ. ના વર્ગમાં છે. કુમારી ગોદૂબાઇનું શરીર નબળું રહે છે. તેમ ન હોત તો તેમનું શિક્ષણ આગળ વધ્યું હોત. આ બાબતથી ગોપા-

ભરાવ સ્ત્રીશિક્ષણના કેટલા હિમાયતી હતા તેનો પુરાવો મળે છે સુશિક્ષિત સ્ત્રીને તેઓના તરફથી કેટલું માન મળતું તે સૌભાગ્યવતી સરોજીની નાયડુ જેવીએ લખ્યુ છે તે સામાજીક સભામાં અને હિલચાલમાં આગળ ભાગ લેતા નહિ, એ વાત તેમના કોમળ અને મોટા મનની સાક્ષી પૂરે છે. દરેકે દરેકના કામમાં હાથ આપવો તેમનો મત હતો અને તે પ્રમાણે રાજકીય કાર્યોમાં તેમણે આત્મસર્વસ્વ અર્પણ કર્યું હતું, અને બીજું એક પત્ની જીવતાં છતાં બીજી કરવાના સસર્ગથી સામાજીક સુધારાના પવિત્ર અને શુદ્ધ કાર્યની હાનિ થવાને માટે કાંઇ તક ન આપવી એવું તેમને લાગતું આ બાબતમાં તેમની કેટલી ઉન્નતિ થઇ હતી ! પહેલી સ્ત્રી પગુ અને નાપસદ હતી, તેથી ૧૮૮૭ સાલમાં બીજું લગ્ન કરવા તૈયાર થનાર ગોખલેની ૧૮૦૦ સાલમાં બીજી પત્ની દેહાન્ત થઈ તે વખતે સુમારે તેઓ ચોત્રીસ વર્ષના છતા પછી અવિવાહિત રહેવાનો નિશ્ચય કરે છે, અને ૧૮૮૬ ની સાલમાં કરેલી ભૂલ બદલ પ્રાયશ્ચિત્ત એટલે પોતાનેજ અપાંક્ત ઠરાવી સામાજીક બાબતમાં અજ્ઞાતવાસ ભોગવે છે અને વિવાહ લાયક ઉમ્મર છતાં ત્યાર પછી મરણ પર્યન્ત અવિવાહિત રહી પહેલાંની ભૂલનો બદલો આપવાનો પ્રયત્ન કરે છે, એ કેટલી આધ્યાત્મિક મોટાઇ અને ઉન્નતિ !

ગોપાળરાવની નિરપેક્ષતા પણ તેજ પ્રમાણે વધવા લાગી. ૧૮૮૬ ની સાલમાં તે પોતાની ભણી માટે પોતાના ઘણા ખરા પૈસા કોલ્હાપુર મોકલીશ, એમ વિચાર કરતા હતા, તેમ છતાં ૧૯૦૫ ની સાલથી જે કાંઇ મળે તે બધુ 'સર્વન્ટસ ઑવ ઇન્ડીઆ સોસાયટી' ને અર્પણ કરે છે. પબ્લિક સર્વીસ કમિશનનું કામ કરવાને અને રાષ્ટ્રસભામાં પક્ષનું સમેલન કરવાનો પ્રયત્ન કરીને બીજા પક્ષના ઘા વેઠીને છેવટે તેમણે પ્રાણ ત્યાગ કર્યો. નિષ્ઠુર દૈવે તેમને આરભથી તે છેવટ પર્યન્ત ત્યાગ કરવા સા.જ જાણે જન્મ આપ્યો હોય ! મરણબિછાના પર પણ તેમને પોતાનું છેવટનું અને પસદ પડેલું કામ અધુરૂં મૂકીને જાઉ છુ એમ લાગ્યુ ! નૈતિક દ્દષ્ટિથી જે મનોવિકારનું તેમના સ્વભાવમાં નાનપણથી પ્રાબલ્ય હતું તે ઓછુ કરતાં કરતાં છેવટે તેને તેમણે કેટલું કાબુમાં આવ્યુ હતું ! જરા પણ મન વિરૂદ્ધ વાત થઇ કે સતાપ પામનારા અને વાઘ પ્રમાણે તરાપ મારનાર ગોખલે નોકર સુદ્ધાંને મોઢેથી બોલતાં ઓશીઆળા થતા, અને વિચાર કરી 'સદ્ગુરૂ' એમ બોલતા, એક થાંભલે માથુ ટેકવી ઉભા રહેવા લાગ્યા. સ્વભાવમાં ચીડિયાપણું, સંતાપ તેમણે એટલાં ઓછાં કર્યાં હતાં કે ખાનગી સહવાસમાં જે ગોખલેની સામે એક ઘડી પણ શાતપણાથી રહેવાય નહીં, તેજ તે ગોખલેની સામે તેજસ્વી અને માની યુવક વર્ગ દિવસના દિવસ આનદથી વખત પસાર કરવા લાગ્યો, આત્મસમેલનની આટલી જબરી તપશ્ચર્યા તેમના ગુરૂ સિવાય બીજે કયે ઠેકાણે જોવામાં આવશે ?

આ પ્રમાણે ગોખલેનું ચરિત્ર એ પરિશ્રમથી, સત્સગથી, સારા પ્રસગનાં મદદથી અને આધ્યાત્મિક શુદ્ધતાથી માણસની પાયરી કેવી ચઢતી જાય છે તેનું સચોટ ઉદાહરણ છે. અતઃકરણની ઉદ્દામ વૃત્તિને દાબી દઇને અને બધનોના વળ શાન્તપણાથી સહન કરવાથી આત્માની મુક્તિ સાધ્ય થાય છે, એ ગોખલેએ યુવકવર્ગ આગળ પોતાનાજ જીવનથી સિદ્ધ કરી બતાવ્યુ છે.

અન્યાય થાય, હકની નુકસાની અને અધિકારનું ગુમાન થાય એટલે યુવાન વર્ગનું

લોહી ઉછળે છે, પોતાની ફાળોને સ્થાન ન મળે એટલે જુવાનીનો ઉત્સાહ બેફાટ થાય છે, જે પોતાને હોવું જોઇએ તે બીજાને મળે છે એમ જોયું એટલે તેજસ્વી યુવાનોનો રોષ બેહદ થાય છે, પોતાને જોઇએ તેટલું ઉચે ચઢવાનું નથી મળતું તો જીવન્ત ચૈતન્યનો પ્રવાહ ખોટે માર્ગે વળી જાય છે, એ સઘળું ગોખલે સમજતા હતા. યુવાનોના મનનું ઉતાવળાપણું અને અસંતોષ તેમને સંપૂર્ણપણે માલૂમ હતો. તેમના પોતાના હૃદયની ધડપડ પણ એક વખતે તેવીજ હતી. પરંતુ તે ઉકળતું લોહી, તે બેહદ ઉત્સાહ, તે બેહદ રોષ, તે ખોટે માર્ગે વહેનારો ચૈતન્યનો પ્રવાહ, એ બધાને અંકુશમાં લાવી લગામ નાખવી જોઇએ, નહી તો રાષ્ટ્રનું ગાડું ક્યાં જઇ અથડાશે તેનો નિયમ નહીં! રોષથી દ્વેષ વધે છે, અને સંતાપથી અન્યાય થાય છે. દ્વેષ અને અન્યાય એ બેના યોગથી રાષ્ટ્રકાર્ય સાધવું અશક્ય છે. ન્યાય અને પ્રેમ એજ વ્યક્તિના અને રાષ્ટ્રના ઉદ્ધારના પાયા છે. જે છે તે ઉલટાવી નાખી ઉધાડા પાડ્યા કરતાં અને મહાભૂતોના પ્રક્ષોભથી ચીડાવા દેવાના કરતાં, જે છે તે ધ્યાનમાં લઇ તેને સારે રસ્તે લાવવું તેમાં સર્વ બળ, આપણે સર્વ ઉત્સાહ, આપણે સર્વ રોષ રાખવા જોઇએ. સોયનો ઘા સહન કર્યા સિવાય દેવપણું કેમ આવશે? હમણાં ધીરજ રાખવી જોઇએ. દમ રાખીને, ખબરદારીથી, પણ શાન્તિથી ઉદ્યોગ કરવો જોઇએ. ઉદ્યોગ ધૈર્ય આગળ કોઈ પણ જાતની અડચણ ઉભી રહી શકતી નથી. હિંદ માતાનું ઋણ આપણા સર્વના શિરપર છે. તેનું ભોક્તૃત્વ મોટું છે. પણ તે ભોક્તૃત્વનું, તે જબરા સંચિતનું પોતાના પુણ્યસંચયથી, એકનિષ્ઠ સેવાથી, અનન્ય ભક્તિથી ક્ષાલન કરી તેનું સૌભાગ્ય ઉજ્વલ કરવાનું તેના પુત્રના હાથમાં છે. એ વખતનું કામ છે. હાલ ફક્ત તેનો પાયો પુરવાનો છે. ટોપલીઓ ઉચકી જવાનું કામ આજ આપણે કરવાનું છે. મજુર પ્રમાણે મહેનત કરવાની છે. તે મહેનત આપણા પૂર્વજોને સારૂ, આપણા સ્વદેશ સારૂ અને આપણી સંતતિ સારૂ આપણે શાન્ત–દાન્ત મતમાં રહેલી વૃત્તિથી અને આવતી કાલપર દૃષ્ટિ રાખી કર્યાં જવું, આગળના આગળ! પરમેશ્વરે આપણને એક શાળામાં મૂક્યા છે. બ્રિટિશ સરકારનો અને આપણો સંબંધ પરમેશ્વરી યોજનાથી ઘડાયો છે. આ શાળાની શિસ્ત ન તોડતાં અહીંઆં આપણે તપશ્ચરણ કરવું જોઇએ. આપણે જે શિખવાનું છે તે આળસ તજી દઇને શિખવું અને કર્તવ્યઆચરણથી ગુરૂને પ્રસન્ન કરી તેમનો પ્રસાદ અર્થાત્ આત્મોદ્ધારનો માર્ગ સાધ્ય કરી લેવો એ આપણું કામ છે. એ જો આપણે કરીશું નહીં, ઉતાવળથી અથવા મનોવિકારને વશ થઇ, દ્વેષ અથવા મત્સરના આવરણથી શાળાની શિસ્ત તોડી અને પોતાનાજ પગ ભાગ્યા અને માથાં ફોડ્યાં તો આત્મઘાત થશે. તેવો આત્મઘાત કરશો નહીં. કાળ અનન્ત છે, ભાગ્ય મોટું છે અને આપણા ભારતીયોના હાથમાં ફેરફારમાં અને મનુષ્યજાતિના વિકાસમાં મહત્વનો કાર્યભાગ ભજવવાનો છે. તે ઉંચકતાની તૈયારી કરવા સારૂ નિરપેક્ષ–નિઃસંતાપ દેશસેવાનું વ્રત ધારણ કરો અને પાછળનાનો માર્ગ શોધી કાઢી આગળ પગલાં ભરો! સેવા—સેવા—સ્વદેશની સેવા કરો! આ જ ગોખલેનો હિન્દુસ્તાનને સંદેશો છે. તે સંદેશો સાંભળો, તેમાં લખેલું વલણ અંગીકાર કરો, ઉચ્છૃંખલપણું તજી દો, આપણી વૃત્તિને નિયમમાં લાવો, અને તેમણે સ્થાપન કરેલા 'ભરતભૂમિના સેવા મંડળ' ને કાયા–વાચા–મને કરીને મદદ કરો. પ્રેમ અને ન્યાય, આ બન્નેના આશ્રયથી એક થાઓ. આના જેવું ગોખલેનું બીજું સ્મારક શું થઇ શકશે?

---

# बालमित्र.

## બાલવિનોદઃ કૂટ પ્રશ્નો.

સંપાદકઃ શ્રીયુત્ જ. રે. જાની.—રાજકોટ.

[" શ્રીયુત્ જાની લખે છે કે, આ કૂટ પ્રશ્નોના સંગ્રહાર્થે હું એક બે ગામ ફર્યો છું. બની શકે તેટલા પ્રાપ્ત કીધા છે. હજુ પણ વધારે મેળવવાને યત્ન કરૂં છું. બનશે તેટલા મેળવી આપ તરફ મોકલી આપવામાં આવશે."

ત્હેમનો સાહિત્ય પ્રેમ તથા ઉત્સાહ અભિનન્દન યોગ્ય છે. આ પત્ર ઉપરની મમતા માટે અમે ત્હેમનો ઉપકાર માનીએ છીએ. આવા સંગ્રહોમાં કેટલુંક ન સમજાય ત્હેવું અને કેટલુંક ખામીવાળું અથવા અપૂર્ણ જણાય, એ સ્વાભાવિક છે. તેથી એવા દોષો અને ન્યૂનતાઓ દૂર કરવા વિદ્વાન્ વાચક વર્ગને વિનંતિ છે.

—તંત્રી, સુ. સુ]

(૧)

સવાલ—અજા સાહેલી તા રિપુ
તા જનુની ભરથાર;
તા પતિ પતિકુ સમર લે,
દિનમાં દસ દસ વાર.

જવાબ—પરમેશ્વર.

(૨)

સ—જલ સુત તા સુત તા સુતા, તા વાહન ભક્ષે જેહ;
તા માતા ભગિની પતિ, નિશદીન રટીએ તેહ.

જ—શ્રી વિષ્ણુ.

(૩)

સ—ખાટ ખટુકે, ખાટે કડાં, ખાટે બેઠાં દો જણાં;
ભાગે સોપારી ને, ચાવે પાન, એ જણા,
વચ્ચે બાવીસ કાન.

જ—રાવણ અને મંદોદરી.

(૪)

સ—આભા મંડળમાં ઘર કરૂં, તારા ઘોડે તરૂં,
તેણુ બચલાને ખાસ ગઈ, તેની રાવ કુણ
પાસ કરૂં. ?

જ—સમળી.

(૫)

સ—પઢતો પણ પંડિત નહિ, [illegible]ઘો પણ નહિ ચોર;
ચતુર હોય તો ચેતજો, મા[illegible]ો પણ નહિ મોર.

(૬)

સ— બરે ફાળ પણ મૃગ નહિ,
નહિ સસલો નહિ શ્વાન;
મોં ઉચું પણ મોર નહિ,
સમજો ચતુર સુજાણ.

જ—દેડકો.

(૭)

સ—સારિંગે સારિંગ ગ્રહ્યો, સારિંગ આયો ધાય;
કુળકો સારિંગ જો રખું, તો મુખકો
સારિંગ જાય

જ—મયૂર (મોર)

(૮)

સ—સુંદર વર્ણું ને શ્યામળું, વણુ માર્યું રવે;
ચતુર હોય તે ચેતશે. મૂરખ ગોથાં ખાશે.

જ—ભમરો.

(૯)

સ—પગથી મોટું પુચ્છડું, માથાથી મોટી આંખ;
ચતુર હોય તો ચેતજો, રાજા ભોજ કરે વિચાર.

જ—ટીડકું. [તીડ.]

(૧૦)

સ—ધન મુખું ને ચામડું, તેને નામે નામ.
ચતુર હોય તો ચેતજો, ગુંચવાય આખું ગામ

જ—ધનેડું

(૧૧)

સ–ચાર પગ પણ ઢોર નહિ,
લાંબી પુછડી પણ મોર નહિ;
રાતુ માથું પણ કુકડો નહિ,
પંખીની જાતમાં ઢુંકડો નહિ.

જ–કાકીડો.

(૧૨)

સ–નારીએ નર વધારીઓ, નારી નરને પેટ;
ચતુર હોયતો સમજી લેજો, બેઠી છાયા હેઠ.

જ–ફુંધાઈ.

(૧૩)

સ– કાળી સાંઠી તેને છાંટી.
એને ડંકે તે ભલો માટી.

જ–નાગ.

(૧૪)

સ–૭ પગનું ધુંધું ગુણું, નામ લેતાં જુઓ,
નામ લહીને કહું છું ભાઇ, જુઓ, જુઓ, જુઓ.

જ–જુઓ.

(૧૫)

સ–નાનકડી છોકરી રાજાને રોવડાવે.

જ–વિંછી.

(૧૬)

સ–મથા રાણાની દીકરી, ચપા રાણે ઝાલી;
હથા રાણાને પાદર આવી, નખે રાણે મારી.

જ–જુ.

(૧૭)

સ–ઇંડું હતું તહીં બોલતું, બચ્ચુ બોલે નહિ;
બબ્બે જુગ વહા ગયા, બ્રહ્માને માલૂમ નહિ

જ–નાળીએર.

(૧૮)

સ–ઉંચી નારી ઉજળી, નદીએ ન્હાવા જાય;
પહિરે દિવા બળે, ચોરે ચોટલા ગુંથાય.

જ–ભીંડી.

(૧૯)

સ–જળમાં પેશી ઘર કરે, જળમાં પેશી ન્હાય;
મસ્તક વાઢે ના મરે, તેની આંખો ફોડે
જીવ જાય

જ–ગેરડી.

(૨૦)

સ–વાંકું ને વળી નવ ધાઈ, ધીને નામે નામ;
ચતુર હોય તો સમજી લીયો, મૂરખ કરે
વિચાર.

જ–ઘીસોડું.

(૨૧)

સ–સુવરના જેવી દાતરડી, બકરાના જેવા કાન;
માથે કાળી ટોપી છે, પીળો જેનો વાન.

જ–કેસુડાં.

(૨૨)

સ–વણ દંતાળે વાવીએ, વણ પાણીએ થાય.
ચતુર હોય તો ચેતજો, મૂરખ ગોથાં ખાય.

જ–વણ. (કપાસ)

(૨૩)

સ–બાપે બેટી જન્મી, બેટીએ જન્મ્યો બાપ;
ચતુર હોય તો સમજી લીઓ, બેટી ભલી
કે બાપ!

જ–કેરી.

(૨૪)

સ–સો આંબા, સો આંબલી; બસો બીજાં ઝાડ;
ડોર વગરનું પાંદડું, રાજા ભોજ કરે વિચાર.

જ–ડુંગળી.

(૨૫)

સ–સોનાની ડાબલીને લવિંગનું ઢાંકણું.

જ–કેરી.

(૨૬)

સ–એક જાતી'તી સારે કામે,
એને ભુંડે કામે બાળી;
હેઠ પાણી, ઉપર દેવતા,
વચ્ચમાં લહી એને બાળી.

જ–હુક્કાની બજર.

(૨૭)

સ– પિયુ જાજો શહેર પાટણ,
વોરજો હરદરને હીર;
એક ચીજ એવી વોરજો,
તેને માથે ચાર સીંગ.

જ–લવિંગ.

(૨૮)

સ-અઢી માસની નાની નારી, કેડમાં નાનું બાળ;
ચતુર હોય તે ચેતશે, મૂરખ કરે વિચાર.

જ-મકાઇ.

(૨૯)

સ-ભેંસ વીવાણી પાડો પેટમાં,
દૂધ દરબારમાં જાય;
ચતુર હોય તો સમજી લીયો,
મૂરખ ગોથાં ખાય.

જ-કેરી.

(૩૦)

સ-નગરમાં નાગી ફરે, વનમાં પ્હેરે ચીર;
તે તમે લાવજો, મારી સગી નણંદના વીર.

જ-સોપારી.

(૩૧)

સ-જેને ઘેર પવન ન સંચરે,
જેની છાયાએ ન બેસે કોય;
તે ફળ તો મોકલાવજો,
મારે એકાદશી વ્રત હોય.

જ-કાકડી

(૩૨)

સ-ઉભો નર નીંદ્રા કરે, ટાઢ, તડકો ખાય,
જેની મુછે મોતી નીપજે, તમે ચતુર કરો-
ની વિચાર.

જ-ઘઉં.

(૩૩)

સ-ચાંચાળું ને ચીપટળું, રણ જંગલમાં થાય;
મુસલમાન મારે, અને હિંદુ તેને ખાય

જ-તલ.

[૩૪]

સ-સમાણુસનું ધાટવેલ, કમાણુસ શું પડ્યું,
તાણીને બાંધી ત્હેની ગાંસડી, ભાંગીને
ભુકો કર્યું.

જ-નાગરવેલનાં પાન.

(૩૫)

સ-તીખાં ને તનમનીયાં, કેળું વર્ણ પાન;
એ અરથ વર્તે એને, આલું વીરમગામ.

જ-મૂળો.

[૩૬]

સ-આંસ લીલા વાંસ, ગમર ગાજે,
મોતી પાકે, રાજા લાવે, અને
રાણી ચાખે.

જ-ડોડો. [મકાઇ.]

[૩૭]

સ-વાડી કરીને વાળીએ, નહિ લીલાનો ભાગ;
ગાડું ભરીને લાવીએ, એને જગત બધુંએ
ખાય.

જ-મીઠું.

(૩૮)

સ-સો આંબા, સો આંબલી, બસો બીજાં ઝાડ;
ફળ વચ્ચાળે પાંદડું, રાજા ભોજ કરે વિચાર.

જ-કુઓ [એ નામની વનસ્પતી થાય છે.]

[૩૯]

સ-કાળું ને કદરામણું, ખાતાં લાગે ભુંડું;
એ અરથ વરતો નહિ તો તમ માથે
પાપનું કુંડું.

જ-અરીઠું.

[૪૦]

સ-હડ હુમકી, લીલી ફુમકી, ગમર ગાજે,
મોતી પાકે, રાજા લાવે ને રાણી ચાખે.

જ-ગોળ.

[૪૧]

સ-કહ્યું છું ને કહી સંભળાવું, નથી ફાર ફેર;
એક ચીજ એવી મોંઘી, કે લાખ રૂપીએ
શેર.

જ-લાખ.

[૪૨]

સ-નદી કાંઠે નેહરો, ગુંદા જેવડું ગામ;
કુંવારી છોડીને ત્રણ દીકરા; અને પરણ્યાનું
શું કામ.

જ-મકાઇ.

[૪૩]

સ-ગરમ દેશની છોકરી, માથે રાખે ટોપલી;
પેટમાં રાખે છોકરો, તેની કિંમત પા દોકડો.

જ-ખારેક.

[૪૪]

સ—આડું નાખું, પાડું નાખું, પાડાનો પગ
વાઢી નાખું, ત્હોય પાડું દુઝે.

જ—થોર.

[૪૫]

સ—ધોળું ને ધમક દીસે, લદ્દી ચડ્યું તોલે;
ચતુર હોય તે ચેતશે, મૂરખ ગોથાં ખાશે.

જ—એલચી.

[૪૬]

સ—સોપારી જેવડું સારંગડું,
તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન ગળ્યાં,
એક ધરતીને બીજું આભ.

જ—આંખની કીકી.

[૪૭]

સ—ચડ, ચડ, કરે તો ચડે નહિ;
આડમાં કહે તો આડે ?

જ—ઓઢ.

[૪૮]

સ—દુધે ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
ઘોડા પીએ, હાથી પીએ, પીએ સગ લોકાય;
એક ઉડતું પક્ષી ના પીએ, દેખો સાહેબજાદી
ચતુરાય.

જ—માતાનાં સ્તન [થાન.]

[૪૯]

સ—વેંત જેવડી વરખડી, હાથ હાથ જેવડાં ફુલ;
કાચાં કેળાં ઉતરે, પાકયા પછી મૂલ.

જ—કુંભારના હામ.

[૫૦]

સ—નદી કાંઠે દેડક બોલે, માથે વાળી ભરી;
ચતુર હોય તો ચેતજો, મૂરખ વાત વદી.

જ—હુકો.

[૫૧]

સ— માથે મારે, મોઢે ચણે,
મૂખમાં નો આવે દાણો;
એ અરથ વરતો,
નહિતર જીવતર ખોયું જાણો.

જ—સુતારનો વિંધણો.

[૫૨]

સ—૭ પગની ચરકલી, બે તાજ દુઝે;
પેટ વચ્ચે પુંછડી, એનું કાંઇ સુઝે ?

જ—ત્રાજવાં.

[૫૩]

સ—રણુવગડામાં બીલીયો બાભરે.

જ—ચીચોડો.

[૫૪]

સ—એક નરે નરને ગળ્યો, તેથી શોભે તન;
એકતો ઉત્તમ જનપણો, સમજો તમે
સજન.

જ—ડગલો.

[૫૫]

સ—હું જાતો'તો, તમે આવતા'તા,
ગામના ઘુઘરા વાગતા'તા;
તમે સાંભળતા'તા ?

જ—રવાઇ. (છાસ કરવાની.]

[૫૬]

સ—માથા કેરો ગોફણો, હૈયા કેરો હાર;
દીનો કર્યો દીકરો, એને રાત્રે કર્યો ભરથાર.

જ—સાડલો.

[૫૭]

સ—આપ વીયાણી ગોદરે, વાછડું વાડા માંય;
દોનારી ફુલે પારણે, તેનાં છોરાં લરકર માંય.

જ—અંકુર.

[૫૮]

સ—પંક લપેટણુ સીતા હરણુ;
રાજા, નહિ રે લંકાપતિ રાવ,
જીસ કારણ કૈરવ હણ્યા,
તમે મુલવી મંગાવો મારા નાથ.

જ—સાડલો.

[૫૯]

સ—અંગ કાળું દંત ઉજળા,
ચાલે ઘુમ્મર ચાલ;
સાસુ, વહુ ને દીકરી,
એ ત્રણેનો એક ભરથાર

જ—ચુડલો.

[૬૦]

સ—નારી પણ નિર્બળ નહિ,
કાળા પણ નહિ કોલ;
વસે દરે પણ સાપણ નહિ,
ઉત્તર એનો બોલ.

જ—તલવાર.

[૬૧]

સ—ચાર તસુનું છોડીયું, જઇ ભરાવ્યું કુંડે;
ચતુર હોય તો ચેતશે, મૂરખ ગોથાં ખાશે.

જ—ધંટીની પાટલી.

[૬૨]

સ—દો નારીને દો વેનણાં, નરને નામે નામ;
એ આવી બાઇ, તારે ઘેર હું જાચવા,
મારે તેનું પડયું છે કામ.

જ—ખાટલો.

(૬૩)

સ—અરથ અરથામણી, ને સો ઘોડે દામણી.

જ—રેંટીઓ.

[૬૪]

સ—પથ્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અરધું અંગ ફરે ફુદડી, એનું એહું સહુકો
ખાય.

જ—ઘંટી.

[૬૫]

સ—આઠ કટકે નર નીપજે, નારી દો નર ચાર;
એ વચ્ચે બે નપુસક રહ્યા, ચતુર કરો વિચાર

જ—ખાટલો.

[૬૬]

સ—એક નારી દો ધાધરા, તેમાં નાડાં છો;
માથે ફરકે પુંછડી, એનો અરથ કહો.

જ—ત્રાજવાં.

[૬૭]

.કેની દીકરી તેજબાઇ નામ;
પ્હેરે પટોળાં ને ભાગે છે ગામ.

જ—તરવાર.

[૬૮]

સ—અધાર વનમાં એક વાવડી,
સુંદર નાળું ચાર;
પંખી જનાવર પાણી પીએ,
સાં બેસે જનાવર બે.

જ—કોસ.

[૬૯]

સ—આભ વિન ચાંદો ઉગીયો,
જળ વિણ બુડયો હંસ;
થડ વિનાનો ચંપો મોરીયો,
જોવા ગઇતી મોરા કંથ.

જ—આભલું.

[૭૦]

સ—પાણી થકી નીપજે, પાણી અડે જીવ ન
ચાલો જઇએ સખી તેને બાળ
તો અદકી આવરદા થાય

જ—કાચો ઘડો.

[૭૧]

સ—એક જનાવર જેવું, જે પુછડે પાણી પી

જ—દીવો.

[૭૨]

સ—અગ્નિ કુંડમાં નીપજે, ભમર કુંડમાં ન્હા
ચતુર હોય તો સમજજો, ફુલ વેલાને ન

જ—દીવો અગર દીવડો.

[૭૩]

સ—હાલતાં દઇએ, ચાલતાં દઇએ,
સુઇએ ત્યારે ધામાયે દઇએ.

જ—કમાડ.

[૭૪]

સ—ગઢ કોઠાને કાંગરે, પથરા ચોડી ભરે;
એક નારીને કારણે, લાખો જીવ મરે.

જ—પાણી

[૭૫]

સ—ભમે ભમે પણ ભમરો નહિ;
ઊકરમાં જનોઈ પણ બ્રાહ્મણ નહિ.

જ—ઝંટીઓ. [અપૂર્ણ.



એક પવિત્ર તીર્થનુ સ્થળ.

બાલકોનો અંક.

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરરત્ન ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો.–" સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને કર્ત્તવ્યોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બનેઃ કુટુમ્બના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે, સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડુબતા બાન્ધુના આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશનાં હૃદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમયો કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ–એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. " ]

વર્ષ ૧૨ મું. ] મે–૧૯૨૫. [ અંક ૯.

## સ્ત્રીનું ખરૂં કર્તવ્ય–બાલ કેળવણીઃ

સંસારના બંધારણ પ્રમાણે છોકરાંને અમુક વય લગી ઉછેરીને મોટાં કરવાં, તેમને નિરોગી ને સાજાં તાજાં બનાવવાં, તેમની બુદ્ધિને વેલાની પેઠે સારે રસ્તે ચઢાવવી, તેમની મનકામનાઓને સારે માર્ગે દોરવી, અનિતિના દુર્ગંધ માર્ગોનો તેમના મનમાં અણગમો કરાવવો, ને દેશભક્તિને સ્વદેશ સેવાના મોટા ધાર્મિક પંથ ઉપર તેમને નાનપણથી વાળવા, આ બધું સ્ત્રીજાતનું મોટું કર્તવ્ય છે. સ્ત્રી એ જગતની માતા છે; ને પરમાત્માએ સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિને સ્ત્રી પાસે જાળવવા ને ઉછેરવા સોંપી છે, આ વાત પ્રત્યેક નાની કે મોટી સ્ત્રીએ અહર્નીશ સ્મરણમાં રાખવી આપણે નાના બાળકને જેવાં કરીશું તેવો સંસાર થશે, ને આપણા દેશની ભવિષ્યની ચડતી કે પડતી કરવી આપણા હાથમાં છે, એવું હરેક સ્ત્રીએ સાચું અભિમાન રાખવું. હિંદની બધી સ્ત્રીઓ જો પરમાત્માની પ્રેરણાથી એકી વખતે એવુ ધારે કે આપણા દેશને આપણે એક પેઢીમાં ઉત્કૃષ્ટ બનાવવો છે તો તેઓ તેમ કરવાને શક્તિ ધરાવે છે. તેઓનામાં એટલું બળ છે, તે બળ વાપરવાનો માર્ગ તેઓ સમજે ને તેનો ઉપયોગ તેઓ કરે તો આખા મુલકમાં લીલાલહેર જયજયકાર થઈ જાય.

—દિ. બ. અંબાલાલ સાકરલાલ.

# काव्यकुंज—बालकाव्यो.

## પંખીડું.

લેખકઃ—શ્રીયુત "પ્રેમયોગી."

પરોઢીએ ન્હાનું પંખીડું,
ઉઠી માને કે'વા લાગ્યું;
માતા! ઉડવા દે મુજને,
માતા! ઉડવા દે મુજને.

બચ્ચા! ન્હાના ઢોબ જરી,
ન્હાની પાંખ થવા દે મ્હોટી;
માનું કે'વું ધ્યાન ધરી,
શીખ્યું થોડી વાર પછી.

જ્યારે મ્હોટી પાંખ થઈ,
શીખ્યું તે ના ધેર પછી;
ફફડાવી પાંખો ઉડયું તે,
નવું ઘર કર્યું રહેવાને *

---

## ખંત અને હેત.

લેખકઃ શ્રીયુત "પ્રેમયોગી."

ત્હમે પ્રિય બાલો! કરો કામ જ્યારે,
પૂરા ખંતથી–હેતથી તે કરો રે;
ચ્હે જે ચઢી ટેકરા રોય જાવા,
નહી ત્હેમને ટેકરા કુદવાના.

પગો સ્થિર રાખી ઉભા જે રહે છે,
વળી તાકી આકાશ સ્હામે જુએ છે,
કહો કેવી રીતે ચઢે ટેકરા તે?
કરે જે ન કામો પૂરા પ્રેમથી તે?

* ઉપેન્દ્ર ઉપનામ.

## મેઘધનુષ્ય.

લેખકઃ શ્રીયુત ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

નદી ઉપર નાવો ચાલે,
દરીયા પર વહાણો ચાલે;
પણ આકાશે ચાલે તે—
વાદળ તેથીય સુન્દર છે.

દીસતા પૂલો બહુ નદી પર,
લાગે તે નિશ્ચય સુન્દર;
પણ પેલાં ઝાડો ઉપર—
દીસતું મેઘધનુ મનહર;

આકાશ તણો પૂલ તે છે,
તેને પૃથ્વી સહ જોડે;
કયપિ એવો પૂલ ન દીઠો,
સહુથી આ સુન્દર અધિકો.

---

## મ્હારો ઘોડો.

લેખકઃ શ્રીયુત "પ્રેમયોગી".

જુઓ છે આ મ્હારો ઘોડો!
કેવો છે તે સુંદર પોળો!
હંમેશાં હું સ્વારી કરૂં છું,
બહુ દોડાવું, બહુ કૂદાવું.

આડું અવળું જોતાં કોઈ,
તે પરથી હું જાઉં પડી;
વ્હાલો ઘોડો ઉભો રે'છે,
મોટી નજરે તે જૂએ છે.

પડવાથી હું ડરતો ના,
પાછો કુદી બેસું, હા;
કરવું તેમાં ના ડરવું,
કરવું તે પુરૂં કરવું

## ચંદા.

લેખકઃ—શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ.

ચંદા પેલી ચઢી આકાશ
મુજને નિરખે કરતી હાસ ।
હસતી ચંદા મુજને ગમે.
નદીજળે પડીને જે રમે.

ચંદા જાગે આખી રાત્ય,
દિવસે તો સંતાડે જાત્ય.
ચંદા દિવસે કાં સંતાય ?
દીસે તો કાં રોતી જણાય ?

ચંદા પડીને તરુમાં રસે
હિંદોળા લેતી શી હસે ।
પવન મીઠાં હાલેડાં ગાય,
ચંદા પછિ જળમાં સૂઈ જાય.

માડી ! મુજને ચંદા ગમે;
ધન્ય જેહ ચંદાશું રમે.
ચંદા સંગે રમવા જાઉં;
હેની પેઠે હિંદોળા ખાઉં.

## કામ પુરૂં કરો.

લેખકઃ—શ્રીયુત " પ્રેમાત્મન ".

કરવું તવ કામ પુરૂં કરવું,
રમવું તવ પૂર્ણ પણે રમવું;
સુખનો શુભ માર્ગ ખરેખર આ,
કહું છું ત્હમને સત્ વાત, સખા !

કરજો સઉ કાર્ય ત્હમે ખતે,
પુરૂં તે કરજો ધરી હર્ષ દિલે;
અધુરૂં કદી કામ કરો ન ત્હમે,
ન બરાબર થાય કહું ત્હમને.

વખતે બસ એકજ કામ કરો,
પણ તે જ બરોબર પૂર્ણ કરો;
શુભ નિયમ છે વધુ આ જ, અહા !
સમજુ જન સર્વ કહેછ, સખા !*

* ઇન્ગ્લીશ ઉપરથી.

## તારાઓ.

લેખકઃ—શ્રીયુત ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

પવન વહે તેથીય ઉંચે,
વાદળથી પણ અધિક ઉંચે,
જુઓને ત્યાં આકાશે—
તારાઓ ભાઈ! શું કરે?

સૌ સૌ નીજ ઉજાસ ધરી—
નીજ સ્થાને રહેતા ઝળકી:
પ્રભુની ઈચ્છા અનુસરવા—
અજવાળું તે અર્પી રહ્યા.

## સાચના સિપાઈ.

લેખકઃ—શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ

અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ,
સાચ અમારી તરવારે ને,
સાચની બાંધી સવાઈ*:
અમે સાચના સિપાઈ.

સાચ અમારા લડવૈયા તે
લડશે સાચ લડાઈ:
સુણો અમારાં બ્યૂગલ વાગે,
સાચની હાક ઝવાઈ:
અમે સાચના સિપાઈ.

જુઓ અમારી ધજા ફરહરે,
સાચની લહેરો વાઈ:
આમે સાચનું લશ્કર સઘળે
આવો ત્હમેય ભાઈ:
અમે સાચના સિપાઈ.

* સવાઈ—ગરાદી લોકની પાઘડી.

# પ્રાર્થના.

લેખક: શ્રીયુત "પ્રેમયોગી".

(શાર્દૂલવિક્રીડિત.)

ચાલો આપણુ સર્વ આજ ભણીએ
ઉમંગ ધારી નવો,
પ્યારૂં મંગળ નામ લેઈ પ્રભુનું
પાયે ગુરૂને નમો.

વ્હાલા હે પ્રભુ! આપજે સુમતિ તું
શ્રદ્ધા અનેરી અને,
મ્હારા આ ગુરૂદેવની મુજ પરે
પ્રીતિ અધિકી બને.*

---

# મેંઢુ.

લેખક: શ્રીયુત "પ્રેમયોગી".

(ગઝલ)

૧.

કહે ન્હાના પ્રિય મેંઢા! ત્હને કોણે બનાવ્યું છે?
ત્હને કોણે બનાવ્યું તે, કહી તું કેમ શકશે કે?
દીધી આ જીંદગી રૂડી, અને તુને ચરાવે છે,
લીલુંછમ ઘાસ ઉગેલું, ખીડામાં ને ઝરા કાંઠે.

ત્હને વસ્ત્રો તરિકે જો, સુંવાળું ઊન આપ્યું છે,
અહા કેવી સુકોમળ "બેં", ત્હને વાણી દીધેલી છે!
રૂડા આનંદના પડઘા બધી ખીણો મહિં પાડે,
કહે ત્યારે મધુર મેંઢા! ત્હને કોણે બનાવ્યું છે?

૨.

પ્રિયે ન્હાના મધુર ઘેટા! ત્હને બાપુ કહીશ હું તે—
ત્હને જેણે બનાવ્યું તે, સુકોમળ તુજ જેવો છે.
અને ઘેટા તરિકે તે, જગતને દર્શનો દે છે;
બહુ છે તે દયાળુ ને, બહુ માયાળુ પણ તે છે.

વળી મ્હારા સરિખું તે, બને છે બાળ રે ન્હાનું;
મધુરૂં બાળ હું ન્હાનું, મધુરૂં પ્રિય તું મેંઢુ.
સહુ, હું—તું—અને સર્વે, પ્રભુનાં ભિન્ન રૂપો છે,
પ્રભુનાં સર્વ આભારી, પ્રીતેથી વંદીએ ત્હેને. †

---

* આમોદની એડવર્ડ ઇંગ્રીશ સ્કુલના વિદ્યાર્થીઓ માટે ખાસ તૈયાર કરેલી. † ઇંગ્રેજી ઉપરથી.

# वार्तालहरी.

[ સુન્દરી સુબોધ—ઈનામી હરીફાઈને અંગે અહિં પ્રકટ કરેલી બાલવાર્તાઓ મળી હતી. ત્હેના બે ભાગ પાડવામાં આવ્યા છેઃ ૧—બાલિકાઓએ લખેલી, અને ૨—બાલકોએ લખેલી. વાર્તાઓ યોગ્યતાના અનુક્રમમાં ગોઠવેલી છે. આ હરીફાઇનો નિર્ણય માર્ચ-એપ્રિલના સુન્દરી સુબોધમાં આવી ગયો છે.

-તંત્રી સુ. સુ. ]

## ईनामी बालवार्ताओः

### ૧. બાલિકાઓએ લખેલી.

### જગદીપ.

( ઇંગ્રેજી ઉપરથી )

લેખકઃ—બ્હેન શ્રી પ્રેમલીલા સુમન્તભાઈ-અમદાવાદ.

( ઉમર—વર્ષ ૧૨. )

એક ગામમાં એક લાકડાં કાપનાર રહેતો હતો, તેને સાત છોકરા હતા. પહેલા બે, દસ વર્ષના, બીજા બે નવ વર્ષના, ત્રીજા બે આઠ વર્ષના, અને સાતમો એક ૭ વર્ષનો હતો. સૌથી ન્હાનો છોકરો જ્યારે ન્હાનો હતો, ત્યારે તે તેના બાપના અંગુઠા જેટલો હતો. તેનું નામ જગદીપ હતું. આ લાકડાં કાપનાર બહુ ગરીબ હતો, અને જ્યારે દુકાળ પડ્યો ત્યારે તો તે બહુજ ગરીબ હાલતમાં આવી ગયો.

એક દહાડો બધા છોકરાઓ સુઈ ગયા હતા, ત્યારે તેમનાં બાપ અને મા વાત કરતાં બેઠાં હતાં. બાપે કહ્યું કે, "હું આ છોકરાઓનું પોષણ નહીં કરી શકું. કાલે હું તેમને જંગલમાં મુકી આવીશ." તેમની માએ બહુ ના કહી, પણ તેણે ના માન્યું. આ બધી વાત જગદીપે સાંભળી હતી. તે સવારમાં વ્હેલો ઉઠ્યો ને નદીઉપરથી પુષ્કળ ધોળા કાંકરા લઇ આવ્યો. જ્યારે તેમનો બાપ તેમને જંગલમાં લઈ ગયો, ત્યારે તે રસ્તામાં કાંકરા વેરતો વેરતો ચાલતો હતો. બધા જંગલમાં પહોંચ્યા કે તરત તેમનો બાપ ચાલી ગયો. બાપને જતો રહેલો જોઈને છોકરાઓએ રડવા માંડ્યું. પણ જગદીપે કહ્યું "મેં રસ્તામાં કાંકરા વેર્યા છે ને તે ઉપરથી આપણે રસ્તો શોધી શકીશું." પછી તેઓ ચાલતા ચાલતા ઘર આગળ આવ્યા.

એમની મા ઘરમાં ખુબ રડતી હતી. એટલામાં કોઇને ઘેરથી ખાવાનું આવ્યું. તેથી તેણે કહ્યું, "આ ખાવાનું હવે કોણ ખાશે!" એટલામાં એકદમ પેલા છોકરાઓએ અંદર આવી કહ્યું કે, "અમે ખાઇશું." આથી તેમની મા બહુ ખુશી થઇ.

વળી પાછું થોડા દહાડા રહીને એક રાત્રે તેમના બાપે કહ્યું કે, "હું આ છોકરાઓનું પોષણ નહીં કરી શકું કાલે હું તેમને જંગલમાં મુકી આવીશ." આ વાત જગદીપે સાંભળી, પણ આ વખતે નદીએ જઇ શક્યો નહીં એટલે તેને ખાવાને જે રોટલો આપ્યો હતો, તે તેણે રાખી મુક્યો, પછી જ્યારે તેમનો બાપ તેમને જંગલમાં લઇ ગયો, ત્યારે તે રસ્તામાં રોટલાના કકડા વેરતો વેરતો ચાલ્યો. પછી તેઓ જંગલમાં પહોંચ્યા કે તરતજ

તેમનો બાપ જતો રહ્યો. બધા છોકરાઓએ રડવા માંડ્યું પણ જગદીપે કહ્યું કે, " મેં રોટલાના કકડા વેર્યા છે." પણ પછી તેણે ઝાડપર ચઢી જોયું, તો બધાં પક્ષી રોટલાના કકડાં ખાઇ જતાં હતાં. હવે રસ્તો ન જડવાથી જગદીપે બીજી બાજુ જોયું તો તેણે એક દીવો દીઠો. તેઓ તે તરફ ગયા.

ત્યાં તેઓએ જોયું તો એક મોટો મ્હેલ હતો. તેમણે તેનું બારણું ઠોક્યું એટલે એક સુંદર સ્ત્રીએ તે ઉઘાડ્યું. તેણે કહ્યું, " આ રાક્ષસનું ઘર છે, તે તમને મારી નાંખશે માટે અહિંથી જતા રહો." પણ જગદીપે બહુ કાલાવાલા કર્યા, એટલે તેમને એક પલંગ તળે સંતાડી દીધા થોડીક વાર પછી રાક્ષસ ઘરમાં આવ્યો ને કહેવા લાગ્યો કે," અહીં કોઇ માણસ છે." એમ કહી તેણે સાતે બાળકોને પલંગ તળેથી ખેંચી કાઢયાં. રાક્ષસે કહ્યું કે " મને અત્યારે આ છોકરાઓ રાંધી આપો." પણ તેની સ્ત્રીએ કહ્યું કે " આજે તો તેઓ ભુખ્યા છે, તેથી તેમને હું સારૂં ખાવાનું આપીશ."

પછી રાત પડી, એટલે તેમને રાક્ષસની સાત કુંવરીઓના ઓરડામાં સુવાડયા ને તેમને રાતે પહેરવાની ટોપીઓ પહેરાવી. રાતમાં જગદીપ જાગ્યો અને પોતાની અને બીજા ૭ ભાઇની ટોપીઓ કાઢીને સાત કુંવરીઓને પહેરાવી અને કુંવરીઓના મુગટ પોતે તથા પોતાના ભાઇઓને પહેરાવ્યા. એટલામાં રાક્ષસ આવ્યો અને જેમને માથે ટોપી હતી તેમને છોકરાઓ જાણીને કુંવરીઓનાં માથાં કાપી નાંખીને તે પોતાના પલંગ ઉપર જઇ સુઇ ગયો.

જગદીપે પછી પોતાના ભાઇઓને જગાડયા અને તેઓ નાશી ગયા.

સવારમાં રાક્ષસે કહ્યું કે, "મને પેલા છોકરાઓ રાંધી આપો. મેં તેમને મારી નાખ્યા છે."આથી તેની સ્ત્રી જોવા ગઇ પણ તરતજ તેણે એક કારમી ચીસ પાડી. આ ચીસ સાંભળી રાક્ષસ દોડી આવ્યો અને જોયુ કે તેણે પોતાનીજ છોકરીઓનાં ડોકાં કાપેલાં હતાં ને પેલા છોકરાઓ નાશી ગયા હતા. રાક્ષસે પોતાના પગનાં બુટ મંગાવ્યાં. તે બુટમાં એવો ગુણ હતો કે એક પગલામાં એક પર્વતપરથી બીજા પર્વત સુધી કુદી શકાય. તેણે તે બુટ પહેર્યાં અને પેલા છોકરાઓને પકડવા નીકળી પડયો. રસ્તામાં તેને ઉંઘ આવી એટલે એક ટેકરી પર તે સૂઇ ગયો. તેજ જગાએ પેલા સાતે છોકરાઓ સંતાયલા હતા. તે પર્વત તળેથી જગદીપ બ્હાર નીકળ્યો અને તે રાક્ષસનાં બુટ કાઢીને પોતે પહેર્યા તે બુટ એવાં હતાં કે જે પ્હેરે તેને બેસે. આ બુટ પહેરીને તે પોતાના બધા ભાઇઓને વારા ફરતી ઉપાડીને પોતાને ઘેર લઇ ગયો ને માબાપને બધા છોકરાઓ મળ્યા. પણ જગદીપ એક રાજાને ઘેર ગયો. ત્યાં તેને ગામ ઉપર દેખરેખ રાખવાનું કામ મળ્યું, તે તેણે બહુજ સારી રીતે બજાવ્યું.

એક રાજાને ઘેર તેની કુંવરી સુભાષિણી નામે હતી તેનો સ્વયંવર કરવાનો હતો. તે કુંવરી ઘણી સુંદર અને બહુ ગોરી હતી. તેની આંખ કાળી, વાળ લાંબા કાળા અને સુંવાળા હતા. તેની ભમર કાળી હતી અને તેના દાંત દાડમની કળી જેવા, તથા નાક પણ બહુ ઘાટદાર હતું.

જગદીપ તે સ્વયંવરમાં ગયો હતો. દેશ દેશના રાજકુંવરો વરવાની ઇચ્છાએ ત્યાં આવ્યા હતા પણ આખરે-જગદીપનાં રૂપ અને ચાલાકી સાંભળી રાજકુમારીએ જગદી-

પના ગળામાં વરમાળ આરોપી. આથી બીજા રાજાઓ નિરાશ થઇ પાછા ચાલ્યા ગયા. જગદીપ અને રાજકુંવરીને રહેવાને તે રાજાએ એક ભવ્ય મહેલ બંધાવી આપ્યો. એક વખતે તે રાજા ઉપર દુશ્મન ચઢી આવ્યો. આ લડાઇ ઘણીજ મોટી થઇ અને જગદીપે સામા રાજાને માર્યો. તેથી જગદીપની બાજુ જીતી. તેની બહાદુરી જોઈ રાજાએ તેને રાજ્ય આપ્યું કેમકે તેને એકે પુત્ર નહતો. તેઓ સુખેથી રહેવા લાગ્યાં.

આ વાતની ખબર જગદીપનાં માબાપને થઈ અને તે સાંભળી તેઓ ઘણુંજ ખુશી થયાં. જગદીપે તેમને સુખ અને આરામમાં રાખ્યાં ને પોતાના ભાઇઓને કામધંધે લગાડયા.

---

# વિક્રમ.

લેખકઃ બ્હેન શ્રી સૌદામિની રમણભાઈ—અમદાવાદ.
( ઉમર-વર્ષ ૧૧. )

એક વખતે એક બેટમાં એક રાજા રાજ્ય કરતો હતો. તેને તેર છોકરાઓ હતા. તેમાંના મોટા બાર છોકરા આબાદ રાજા જેવાજ દેખાતા હતા. રાજા સારો દેખાતો નહતો તેરમો છોકરો તેની માતા જેવો હતો. તેની માતા ગોરી અને સુંદર દેખાતી હતી. રાજાને સહુથી નાનો છોકરો બીલકુલ ગમતો નહોતો અને રાજાનો એના ઉપર પ્રેમ પણ નહતો. તેથી તેના ભાઇઓ પણ તેની સાથે વાત કરતા અથવા રમતા નહિ. આથી તેને આખો દિવસ એકલાં બેસી રહેવું પડતું. પણ તેની માતા તેને અતિશય ચાહતી હતી.

આખરે જ્યારે તે નાનો છોકરો જેનું નામ વિક્રમ હતું તે સોળ વર્ષની ઉંમરનો થયો, ત્યારે તેના બાપે તેને બોલાવીને કહ્યું કે,—" હવે તું ગમે તે દેશમાં જઇ તારૂં ભવિષ્ય ખોળી કઢાડજે. તું આજ સાંજ સુધીમાં મહેલ છોડી ચાલ્યો જા. " આ સાંભળી તેના ક્રુર ભાઇઓએ એક બીજાના સામું જોઇ હસીને તાળીઓ પાડી.

આ સાંભળીને છોકરાઓની મા બોલી કે, " તમે આવા નાના, સુંદર, અને ડાહ્યા બાળકને દૂર દેશમાં પોતાનું ભવિષ્ય ખોળી કઢાડવા તદ્દન એકલો મોકલવા કયાં તૈયાર થાવ છો !" રાજાએ ચીડાઈ ને કહ્યું કે "પ્રજા તેને બહુજ ચાહે છે. અને તે રાજ્ય સોંપવાનું ધારે છે, માટે મારે તેને મોકલી દેવો છે."

રાજાએ કહ્યું, " હવે તમારે એ બાળકથી જુદાં રહેવાની ટેવ પાડવી જોઇએ. " આ કારણથી રાણીને ઘણુંજ દુઃખ લાગ્યું અને તેની આંખમાંથી આંસુ નીકળવા માંડયાં. વિક્રમે ચુંબન કરી પોતાની માતાને કહ્યું કે, " મા, તારાં આંસુ લુછી નાંખ. છેલ્લી સલામ. હવે આપણે મળીશું કે નહિ તે તો ઈશ્વર જાણે. પણ હું તને વચન આપુ છું કે હું મારો બનતો પ્રયત્ન કરી તને કોઇ દિવસ પાછો મળવા આવી જઇશ. " એમ કહી તે પોતાની માતાને ભેટયો અને રાજમહેલ છોડી ચાલતો થયો.

રસ્તામાં જતો હતો, તેવામાં વચ્ચે એક નાનું સરખું બંદર આવ્યું, તે બંદરને કિનારે થોડાં ઘણાં વહાણ ઉભાં હતાં તેમજ થોડાં ઘણાં નાનાં નાનાં ઘર હતાં, તેમાં ખલાસીઓનાં અને મચ્છી લોકોનાં ઘર સિવાય બીજું કાંઇજ નહતું. વિક્રમને આ નાના ગામડામાં

પોતાની જીંદગી ગાળવાનું ઠીક લાગ્યું, તેથી તેણે ત્યાં એક નાનું સરખું ઘર લીધું હવે તેની પાસે થોડાકજ પૈસા રહ્યા, અને હજી તો આખી જીંદગી ગાળવાની હતી, તેથી તેણે ખલાસીની નોકરીમાં રહેવાનો વિચાર કર્યો.

બીજે દિવસે સવારે તે વહાણોના કપતાન પાસે ગયો, અને પુછ્યું, "મને તમારી નોકરીમાં રાખશો ?" તેણે કપતાનને પોતાના નાનપણની બધી વાત કહી. આ સાંભળી તેણે ઘણી ખુશીથી હા કહી. વિક્રમ બાપડો રાજાનો કુંવર હતો પણ તેને દસ રૂપિઆની નોકરીમાં રહેવું પડતું, ફાટેલાં કપડાં પહેરવાં પડતાં, અને બાજરીના રોટલા ખાવા પડતા હતા. આખરે રાજકુમાર વિક્રમને નોકરીમાં રહ્યા ને બે વર્ષ થઇ ગયાં એવામાં થોડાંક વહાણો રાજકુમારના બાપના દેશમાં ગયાં અને ઉતારૂઓને ઉતારી તથા માલ મૂકી આવી પાછાં આવ્યાં.

રાજકુમારે તે વહાણોના ખલાસીને પુછ્યું કે "મારા કુટુંબની શી ખબર છે ?" વહાણવટીઓએ કહ્યું "બહુજ દિલગીરીની ખબર છે. તમારા પિતા મરણ પામ્યા છે. અને તમારાં માતા ગુમ થઈ ગયાં છે, તે જડતાંજ નથી. આ કારણને લીધે આખું ગામ બહુજ દુઃખી થઈ ગયુ છે. અને ત્યાં એક "બમબલ" નામના પક્ષીનું ઇંડું જે બહુ મોટું છે અને તેમાં કંઇક જાદુ છે, તેને લીધે આમ બન્યું છે. જો એ ઇંડાને કોઇપણ ભાગી નાખે, તો તમારી માતા જડે એમ છે. આખા ગામના માણસો આવીને ભાગવાનો ઘણોએ પ્રયત્ન કરે છે પણ કોઈથી એ ઇંડું ભગાતું નથી. તારા બારે ભાઇઓએ પણ કાંકરા, પથરા, લાકડીઓવડે તે ભાગવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પણ તે તો ભાગતુંજ નથી. બધા લોકો રાત દિવસ ત્યાંના ત્યાંજ ઉભા રહે છે."

આ વાત સાંભળી વિક્રમની મરજી એમ થઈ કે હું તે ભાગું પણ મારે ત્યાં જવું જોઇએ. અને તે માટે રજા લેવી પડે. પણ તે મળે કે નહિ ? પછી તેણે કપતાનને કહ્યું "મને મહેરબાની કરી થોડા દિવસની રજા આપશો ?" તેણે કહ્યું, "હા." આથી રાજકુમારની ખુશીનો પાર રહ્યો નહિ. અને તે બીજા ખલાસીઓ સાથે વહાણમાં બેસી જવા નીકળ્યો. ત્યાં ગયો ત્યારે તેણે પેલું મોટું ઇંડું ત્યાં પડેલું જોયું. બધા ખલાસીઓએ વારાફરતી [illegible] ભાગવાનો પ્રયત્ન કર્યો. પણ બધા નિષ્ફળ ગયા. રાજકુમાર પાસે એક તરવાર સિવાય બીજું [illegible] નહોતું

પણ આખરે વિક્રમે [illegible]ની તરવાર ઇંડા ઉપર એવા જોરથી મારી કે તરતજ તે ભાગી ગયું. અને તેમાંથી એ [illegible]મબલ" પક્ષીનું બચ્ચું નીકળ્યું. તે તદ્દન કદરૂપું હતું. તેનું માથું રાજકુમારે તરવાર[illegible]પી નાંખ્યું. એટલે તેમાંથી તેની માતા નીકળી આ જોઇ જે લોકો અહિંયા ઉભા [illegible] તેઓ તો બહુજ આશ્ચર્ય પામ્યા.

આ "બમબલ" નામના [illegible]નું ઇંડું બહુજ દુઃખની નિશાની છે. આ દેશમાં ફરીથી એવું ઇંડું પડયું નહતું.

રાજકુમાર વિક્રમ આખ[illegible]જા બન્યો. અને તેની મા સાથે સુખેથી રહ્યો. અને બીજા બાર ભાઇઓને વિક્રમના [illegible]રીઓએ કેદમાં પૂર્યા.

——

# કિસા ગોતમી.

( " નુપૂર ઝંકાર " માંના એક કાવ્ય ઉપરથી )

લેખક: બ્હેન શ્રી જેમન બ્હેન મોહનલાલ દવે.—સુરત.
( ઉંમર વર્ષ ૧૨. )

એક વખત એક યુવતી પોતાના મરણ પામેલા પુત્રના શબને લઇ મહાત્મા સિદ્ધાર્થ ( ગૌતમ બુદ્ધ ) પાસે આવી, ને તેને નમન કરીને બોલી કે " હે મહારાજ સિદ્ધાર્થ ! આપે મ્હને કહ્યું હતું કે હું ત્હારા પુત્રને ઉગારીશ. મ્હારો પુત્ર રમતો રમતો તરૂકુંજમાં ગયો, ત્યાં તેની પાસે એક સાપ આવ્યો. તેને તેણે પકડયો અને તેની સાથે તે રમવા લાગ્યો અને તેને ચીડવવા લાગ્યો. એટલે સાપ તેને કરડયો તેથી તે લીલો લીલો થઇ ગયો. મ્હેં જેને પુછ્યું તે બધાંએ કહ્યું કે હવે તે જીવશે નહીં. ઓ મહારાજ ! તમે એવી દવા બતાવો કે જેથી મ્હારૂં કરમાયલું પુષ્પ ફરીથી ખીલે "

ત્યારે સિદ્ધાર્થ ભગવાને કહ્યું કે "હે બ્હેન ! તું એક તોલો કાળી રાઇ લઈ આવ. પણ જે ઠેકાણે કોઈ મરી ન ગયું હોય તેવે ઘેરથી લાવજે. " આ સાંભળીને પેલી બાઈ રાઇ લેવા ગઈ પણ પોતાને જેવી રાઇ જોઇએ છીએ તેવી રાઇ ન મળવાથી તે પાછી વ્હીલે મોઢે સિદ્ધાર્થ પાસે આવી અને બોલી કે "હે મહારાજ ! હું મારા શીતળ થયેલા પુત્રને લઇ ઘેર ઘેર નીચે પ્રમાણે કહીને ફરી.

" ઓ ભાઇ ! દયા આણીને એક તોલો કાળી રાઈ આપો તો હું આ મ્હારા પુત્રરૂપી કરમાયલા ફુલને ફરી ખીલવું. " જેને જેને ઘેર હતી તે સર્વેએ આપી પણ જ્યારે મ્હેં પુછ્યું કે, " ભાઇ ! આ ઘરમાં નર, નારી, કે છોકરાં અથવા દાસ, દાસી કોઇ મરી ગયું છે ? " ત્યારે ઉત્તર મળ્યો કે " બ્હેન ! શી વાત પુછે છે ? અહીં તો ઘણાએ મરી ગયાં છે, અને પછાડી થોડાં રહ્યાં છે. " પછી મ્હે આભાર માનીને રાઇ પાછી આપી અને આગળ બીજે ઠેકાણે જઇને પણ પાછી હું કહેવા લાગી કે " ઓ ભાઇ ! દયા આણીને એક તોલો કાળી રાઇ આપો તો હું મ્હારા પુત્રરૂપી કરમાયલા ફુલને ફરી ખીલવી શકું. " મ્હારા ઉપર દયા આવવાથી તેણે મ્હને તોલો કાળી રાઇ આપી; ત્યારે મ્હેં પુછ્યું કે " આ ઘરમાં નર, નારી, કે છોકરાં અથવા દાસ દાસી કોઇ મરી ગયું છે ?" ત્યારે ઉત્તર મળ્યો કે " રાઇ તો આ રહી, પણ હમારો દાસ મરણ પામ્યો છે. " ત્યાંથી મ્હેં રાઈ ન લીધી અને આગળ ચાલી. ત્યાં પણ મ્હેં ઉપર પ્રમાણે કહ્યું, ત્યારે ઉત્તર મળ્યો કે " રાઈ તો આ રહી, પણ અહીં ઘરધણી મરણ પામ્યો છે. " ત્યાંથી મ્હેં રાઇ ન લીધી અને આગળ ચાલી ગઇ. વળી પાછી હું પુછવા લાગી કે " કોઇ તોલો કાળી રાઇ આપશો ? જો દયા લાવીને તોલો કાળી રાઇ આપો તો હું મ્હારા પુત્રરૂપી કરમાયલા ફુલને ફરી ખીલવું." ત્યારે મ્હને એક બાઇ એ રાઇ આપી. ત્હેને મ્હેં પુછ્યું કે " બ્હેન ! આ ઘરમાંથી કોઇ મરી ગયું છે ? " ત્યારે ઉત્તર મળ્યો કે " બ્હેન ! જેણે આ રાઇ વાવી તેજ મરણ પામ્યો છે. " ત્યારે મ્હેં રાઇ પાછી આપી દીધી.

" ઓ મહારાજ સિદ્ધાર્થ ! મ્હને એક પણ ઘર મૃત્યુ વગરનું જડતું નથી. તેથી થાકીને હું પાછી ત્હમારી પાસ પુછવા આવી છું કે મ્હને એવી રાઈ ક્યાંથી મળશે ? "

ત્યારે સિદ્ધાર્થ ભગવાન બોલ્યા કે " બ્હેન ! જગતમાં મૃત્યુ વગરનું કોઇપણ ઘરજ નથી. માણસ માત્રને મરણ તો છેજ નામ તેનો નાશ. ન્હાનાં, મોટાં, રાય, રંક, સર્વે મોડાં કે વ્હેલાં મૃત્યુને આધીન થયા વગર રહેતાં નથી. જે દુઃખ માટે તું આટલો બધો શોક કરે છે, તે ત્હારી એકલીનું નથી; પણ ઘેર ઘેર જોવામાં આવે છે ! કાળના સપાટામાંથી કોઈ પણ બચી શકતું નથી. માટે દુનીયાંના ક્ષણિક સુખની આશક્તિ રાખવી નહી અને જે વસ્તુ સાધારણ છે તેનો શોક કરવો નહીં. " એવો ઉત્તમ ઉપદેશ આપ્યો ને તેને જ્ઞાનના માર્ગે ઉપર ચડાવી.

---

## ભાગ્ય અને લક્ષ્મી.

લેખકઃ બ્હેન શ્રી કુસુમ ચન્દ્રવદનરામ મુન્શી—સુરત.

ભાગ્યદેવી (નશીબ) અને લક્ષ્મી (ધન) બે જણા એકઠાં રહેતાં હતાં. તે બે જણ એક દિવસ વાત કરતાં કરતાં લઢી પડયાં. એવી ગંભીર લડાલડપર આવ્યાં કે તેનો તરત અંત આવે એમ ન્હોતું. ભાગ્ય કહે કે હું મોટી; અને લક્ષ્મી કહે કે હું મોટી. એટલામાં એક કઠીઆરો (ભારાવાળો) લાકડાં લઇ જતો હતો. ત્યારે લક્ષ્મીએ તેને બોલાવ્યો અને તેને કહ્યું કે "ભારો નાંખી દે." ત્યારે કઠીઆરાએ પુછયું—"ભાવ કર્યા વગર કે ? " ત્યારે લક્ષ્મીએ કહ્યું કે " તને ચાર સોના મહોર આપીશ. "

એટલે તરત તેણે ભારો નાંખી દીધો. પછી લક્ષ્મીએ ચાર સોના મહોર તેને આપી બીજે દિવસે તે ભારો લઇ પાછો આવ્યો. ત્યારે લક્ષ્મીએ તેને પાછો બોલાવ્યો. તેણે ભારો નાંખી દીધો અને પુછ્યું કે શુ આપશો. ? ત્યારે લક્ષ્મીએ કહ્યું કે " એક જડાવ હાર આપીશ. " પછી લક્ષ્મીએ તેને જડાવ હાર આપ્યો. પાછો બીજે દિવસે ભારો લઇ આવ્યો ત્યારે પાછો લક્ષ્મીએ બોલાવ્યો. તેણે ભારો નાંખી દીધો અને પુછ્યું કે શું આપશો ? ત્યારે લક્ષ્મીએ કહ્યું કે " એક સોનાની ગદા આપીશ." પછી પાછો તે ભારો લઇ આવ્યો ત્યારે ભાગ્યે તેને બોલાવ્યો. ભાગ્યે કહ્યું કે " ભારો નાંખી દે. " ત્યારે તેણે તે નાંખી દીધો. પછી ભાગ્યે તેને બે પૈસા આપ્યા તે લઇ ચાલતો થયો. પછી પાછો બીજે દિવસે આવ્યો ત્યારે ભાગ્યે તેને પાછો બોલાવ્યો. ભાગ્યે કહ્યું કે " ભારો નાંખી દે " એટલે તેણે ભારો નાંખી દીધો. પછી ભાગ્યે બેઆની આપી તે લઇને ચાલતો થયો. વળી પાછો તે બીજે દિવસે આવ્યો. ત્યારે ભાગ્યે બોલાવ્યો અને ભાગ્યે કહ્યુ કે ભારો નાંખી દે. ત્યારે તેણે ભારો નાંખી દીધો અને પુછ્યુ કે શું આપશો ? ભાગ્યે ત્યારે તેને કહ્યુ કે " ચારઆની આપીશ. " પછી તે ચારઆની લઇ ચાલતો થયો. પછી લક્ષ્મીએ ભાગ્યને કહ્યું કે " જો તારી પાસે તો ભાવ કરાવ્યો પણ મારી પાસે કંઈ ભાવ કરાવ્યો ? "

કઠીઆરો પેલી ચાર સોના મહોર લઇ જતો હતો, ત્યારે તે પાણી પીવાનો થયો. તેની નજીક તળાવ હતું તેમાં તે પાણી પીવા ગયો. એટલામાં તેના હાથમાંની ચાર સોના મહોર હતી તે પાણીમાં પડી ગઇ અને તે એક માછલી ગળી ગઇ. બીજે દીવસે જડાવ હાર લઇને તે જતો હતો તે એક સમડી આવીને ઉચકી ગઇ. પછી ત્રીજે દિવસે ગદા

લઇને ઘેર ગયો. ત્યાં બારણું તાળું હતું. તેથી ગદાને એક જાળીમાં મૂકી તેની વહુને તેડવા ગયો. એવામાં તેના ઘર સામું સુથાર કામ કરતા હતા તે ગદા ઉચકી ગયા !

હવે પાછો એ ભાગ્ય અને લક્ષ્મીને ઘેર ગયો અને કહ્યું કે " બધું મારૂં જતું રહ્યું. " પછી ભાગ્યે કહ્યું કે " પેલી ચાર આનીની એક માછલી લઇને તેને કાપી નાંખ." તેણે માછલી વેચાતી લીધી અને કહ્યું તેમ કર્યું એટલે તેમાંથી ચાર સોના મહોર નીકળી. એટલે તે રાજી થયો અને પોતાનો વાડો હતો ત્યાં ઝાડ આગળ બેસીને બીડી પીતો હતો, એવામાં ઝાડ ઉપરથી હાર લઇ ગઇ હતી તે સમડીએ હાર નાંખી દીધો. એટલે તે બોલ્યો કે "હવે મેં જાણ્યું, હવે મેં જાણ્યું." એટલે પેલા સુથારે ગભરાઇને ગદા પણ નાંખી દીધી. એટલે તે બહુજ હરખાયો. પછી તેણે એક હવેલી કરાવી અને તેણે સીપાઇ સપરા અને પહેરાવાળાઓ રાખ્યા. અને તે બહુ પૈસાદાર થયો. પછી તે પરણ્યો અને તેને પુત્ર જન્મ્યો. હવે તે સુખેથી રહેવા લાગ્યો.

પછી એક વખત લક્ષ્મી અને ભાગ્ય તેને મળવા આવ્યાં. તે લોકોને સીપાઇએ કહ્યું કે " ખડા રહો. " અને પેલા કારભારીને પૂછી આવ્યો. એટલે તેણે કહ્યું કે " આવવા દો." પછી લક્ષ્મી અને ભાગ્ય હવેલીમાં આવ્યાં. એટલે પેલાએ તેમને બે આસન આપ્યાં અને તેના ઉપર બેસવાનું કહ્યું. પછી તેમની સામું બેહાથ જોડી તે ઉભો રહ્યો. પછી ભાગ્યે અને લક્ષ્મીએ કહ્યું કે " તું કેમ પાછો ન આવ્યો ? " ત્યારે તેણે બનેલી સઘળી હકીકત કહી. પછી લક્ષ્મીએ તેને ધન પૈસો પુષ્કળ આપ્યાં. અને પેલાએ તેમને માન સહિત વિદાય કીધાં. આ જોઇને લક્ષ્મીએ કહ્યું કે, ' ભાગ્ય, તું મોટી છે. "

## ચાર રોટલા.

લેખકઃ બ્હેન શ્રી રૂદ્રિકા મનવહનરામ મુન્શી—સુરત.

એક છોકરો અને તેની મા, એમ બે જણ એક ઘરમાં રહેતાં હતાં. તેઓ ગરીબ હતાં. છોકરો કમાતો ન્હોતો તેથી તેની મા તેને ચીખામણ આપતી અને કમવા જવા કહેતી. એક વખત તેણે તેની માને ચાર રોટલા કરી આપવા કહ્યું. માએ તેને રોટલા કરી આપ્યા એટલે તે કુવા પાસે ગયો અને આસપાસ મુકીને તે બોલ્યો. "એક ખાઉં, દો ખાઉં, તીન ખાઉં, આખો કુવો ગળ જાઉં !" કુવાએ કહ્યું કે " બાપુ, મને ગળતો નહી હું તને કંઇ સારી ચીજ આપીશ. " પછી કુવાએ એક બકરી આપી અને બકરીને એમ કહેવાનું કહ્યું કે બકરી બકરી સોનેકી લીંડી કાઢ. એટલે તેણે ખરેખર સોનાની લીંડી કઢાડી. તે પછી પોતાનો ભાઇબંધ કે જે મુસલમાન હતો તેને ત્યાં ગયો અને કુવાએ બકરી આપી હતી તે બતાવી. પેલા મુસલમાને છાનામાના પેલી બકરી લઇ લીધી અને તેને બદલે એક બીજી બકરી આપી. પછી તે ઘેર ગયો અને માને પેલી બકરી બતલાવી અને બકરીને કહ્યું કે " સોનેકી લીંડી કાઢ " પણ તેણે તો કાઢી નહી. ત્યારે તેને બહુ મારી તો છાણની લીંડી કાઢી.

પછી તેણે મા પાસે ફરીથી ચાર રોટલા લીધા. માએ રોટલા આપતી વખતે બહુ આનાકાની કરી પણ છોકરાએ બહુ આજીજી કરી ત્યારે આપ્યા. હવે તે પાછો કુવા પાસે ગયો અને ઉપર પ્રમાણે રોટલા ગોઠવીને બોલ્યોઃ " એક ખાઉં દો ખાઉં, તીન ખાઉં, આખો કુવો ગળ જાઉં !" કુવાએ કહ્યું કે " મને ગળતો નહી. હું તને બીજું કંઇ આ-

પીશ." પછી તેણે એક ટોપલો આપ્યો. અને ટોપલાને એમ કહે કે "ટોપલા ટોપલા પકવાન ભરજા.' એટલે ટોપલો પકવાનથી ભરાઈ જતો. તે પાછો પેલા દગાખોર દોસ્તાર પાસે ગયો અને તેને ટોપલો બતાવ્યો. એટલે પેલા દોસ્તારે ખરો ટોપલો લઇને બીજો આપ્યો. પછી તે મા પાસે ઘેર ગયો અને ટોપલો માને બતાવ્યો. પછી ત્યાં બોલ્યો હતો, તેમ બોલ્યો; પણ પેલા દોસ્તારે લઇ લીધો હતો એટલે તે ભરાયો નહી આથી તે પાછો વીલો પડી ગયો.

પાછા મા પાસે રોટલા માગ્યા. માએ કહ્યું કે "તું રોટલાનો દુરઉપયોગ કરે છે તેથી હું તને નહી આપું" પછી તેણે બહુ આજીજી કરી ત્યારે માએ કહ્યું કે "આ વખત આપીશ. હવેથી નહી આપું" એમ કહીને આપ્યા એટલે તે કુવા પાસે ગયો. અને ઉપર પ્રમાણે ગોઠવીને પહેલાંની પેઠે બોલ્યો, ત્યારે કુવાએ એને એક કુતરો આપ્યો, અને કહ્યું કે એમ કહેજે કે "કુતરા કુતરા વઢ." એટલે તે લડી પડશે. પછી પાછો તે દોસ્તારને ઘેર ગયો. અને કુતરાને જેમ કહેવાનું કહ્યું હતું તેમ કર્યું. એટલે પેલો કુતરો પેલો દગાખોર દોસ્તાર હતો, તેના ઉપર ચઢી બેઠો. અને કેમે કર્યો ઉતરે નહી. ત્યારે તેણે કહ્યું કે "ભાઈ, તું મારા ઉપરથી કુતરાને ઉતારે તો હું તારી બધી ચીજ આપી દઉં." પછી પેલો કુતરો ઉતરી ગયો અને બધું પાછું મળ્યું. પછી તે લઇ પોતાની મા પાસે ગયો.

મા જાણતી હતી કે તે કમાઇ આવ્યો હશે. તેથી તેણે કહ્યું કે રોટલા તો બાર થવા, પણ તું કાંઇ કમાઇ લાવ્યો નહી ! પછી દોસ્તારે બધી ચીજો જે આપી દીધી હતી તે છોકરાએ બતલાવી અને બકરીને કહ્યું કે "સોનાની લીંડી કાઢ." એટલે તે બકરીએ ખરખર સોનાની લીંડીઓ કાહાડી. પછી ટોપલાને કહ્યું કે "ટોપલા, ટોપલા, પકવાન ભરજા." એટલે ટોપલો પકવાનથી ભરાઇ ગયો. પછી કુતરાને કહ્યું કે "કુતરા કુતરા, લડ." એટલે તે લડી પડયો. આ જોઇને મા બહુ રાજી થઈ. પછી પેલા છોકરાએ કહ્યું કે "આપણે આખું ગામ જમાડીએ અને રાજાજીને પણ જંમા તેડીએ." માએ હા કહી એટલે બધાને નોતરાં દીધાં. બધાએ કહ્યું કે "જોઇએ તો ખરાં કે શું જમાડે છે !" પછી બધાં તો આવ્યાં પણ કંઇ રંધાતું જોયું નહી એટલે બધા બેઠા. એટલે પતરાળાં મંડાઇ અને બધા અબોટીઆં પહેરી જંમા બેઠા. છોકરાએ ટોપલાને કહ્યું એટલે ટોપલો પકવાનથી ભરાઇ ગયો એટલે પછી તે પીરસવા મંડયો. બધા તો વિસ્મય પામ્યા કે "આ બધું કયાંથી લાવ્યો હશે ?" પછી બધા જમી રહ્યા એટલે પાનના બીડાં નાખ્યાં ને પછી પેલી બકરીને કહ્યું એટલે તેણે ખરખર સોનાની લીંડીઓ કહાડી. તે બધાને પાંચ પાંચ આપી અને બધાને વિદાય કીધાં પણ રાજાજીને વિદાય કીધા નહી. પછી કુતરાને રાજાજી સાથે લડવાનું કહ્યું એટલે તે કુતરો લડી પડયો પછી રાજાએ કહ્યું કે "હું તને અડધું રાજ્ય આપું ... પુછયું કે, બધી વસ્તુઓ આપે ?" છોકરાએ હા કહી. પછી તેણે બધી વસ્તુ... કરાવ્યો પણ ... ચારઆની ... રાજાજી વિદાય થયા. અને તેમણે છોકરાને અડધું રાજ્ય અને તે ઉપ... (ભેટ) આપ્યાં. વળી ખાવા પીવાનું ... મહોર લઇ જવેજો પણ આપી પછી મા દીકરો સુખ-લોકોએ એટલું ભરી આ... પાણી પી બધુ કમાયો. હવે તારે શાર વહુ આ-ચેનમાં રહ્યાં. પછી માએ ... ગઇ અને તે ચો ઘણી હોશીઆર અને ભણેલી હતી તે ધીમે. પછી રાજા... સમડી આવીને રવા લાગ્યા.

પરણાવી અને

# સાધુ અને વીંછી.

લેખકઃ બ્હેન શ્રી ઉર્મિલા શિવપ્રસાદ પંડિત.—કોટા.

( ઉમ્મર વર્ષ ૮ )

એક દહાડો એક સાધુ નદીમાં નાહી રહ્યો હતો. એણે પાસે જોયું તો એક વીછી પાણીમાં તણાતો હતો. વીછી એ વખત સુધી જીવતો હતો. સાધુ ઘણો દયાળુ હતો. વીંછીને તરતો જોઈ ને એને દયા આવી તેથી સાધુએ વીંછીને ઉંચકીને પાળપર મેલવાને ઇચ્છયું. પણ એજ વખતે વીંછીએ એને ડંખ મારી દીધો. વીંછી કરડયો એટલે સાધુ રોઇ ઉઠયો અને દરદથી ગભરાઇ ગયો. એટલે સુધી કે વીછી એના હાથમાંથી પાછો પાણીમાં પડી ગયો અને તણાવા લાગ્યો. સાધુ ઘણો દયાળુ હતો. એને પાછી દયા આવી ગઈ. અને વીંછીને પાછો ઉપાડી લીધો વીંછીએ પોતાના સ્વભાવ પ્રમાણે પાછો ડંખ માર્યો. પણ આ વખતે સાધુએ એના ડંખને સાહી લીધો ને ઝટ એને પાળપર છોડી દીધો. આધો ઉભો ઉભો એક માણસ આ બધી હકીકત જોઇ રહ્યો હતો. એણે સાધુની પાસે આવીને કહ્યું કે "તમે આવા ખરાબ જીવ ઉપર શું કરવા દયા લાવો છો ? તે ઉપકાર જાણવાને બદલે આપને ડંખ મારે છે." સાધુએ જવાબ આપ્યો કે "ભગવાને મારો ને વીંછીનો સ્વભાવ અલગ અલગ બનાવ્યો છે. મારો સ્વભાવ દયા લાવવાનો છે ને એનો ડંખ મારવાનો. વીંછીને દુઃખમાં જોઇને મારાથી ન રહેવાણું. મેં એના બચાવને માટે એને નીકાળવાનું ઇચ્છયું પરન્તુ ત્યારે એણે ડંખ મારીને મને રોવડાવી દીધો, ત્યારે હું ગભરાઇ ઉઠયો ને મેં એને ત્યાંજ છોડી દીધો. પણ એ વખતે મેં વીચાર્યું કે " જુઓ, મરણ વખત સુધી પણ વીંછી ડંખ મારવાની કુટેવ નથી છોડતો એ કેટલી શરમની વાત છે ! માણસ થઇને હું પણ જરા દુઃખ ભુલી જાઉં. " એમ વીચારીને મને દયા આવી ગઇ ને તેને પાછો કાઢીને પાળપર મુકી દીધો.

છોકરીઓ, તમે આ સાધુની કહાણીને કોઈ દીવસ ના ભુલતાં. તમે એની જેમ હમેશાં ભલાઈ કરતી રહેજો. જે તમારી સાથે દુષ્ટતા કરે છે, દુષ્ટ માણસ પોતાની દુષ્ટતા નથી છોડતો, ત્યારે સારા માણસોએ પણ પોતાની સાધુતા કોઇ દીવસ ન છોડવી જોઈએ.

---

# દેવદત્ત અને રાક્ષસ.

લેખકઃ બ્હેન શ્રી ઇન્દુમતી ભોગીલાલ—જમણ઼ુ.

( ઉમ્મર વર્ષ ૯ )

એક બાઇ હતી તેને દેવદત્ત કરીને દીકરો હતો. એક દિવસે દેવદત્તને દેવદત્તની માએ આંખમાં આંસુ લાવી કહ્યું કે " તું પૈસા બહુ ઉડાવી નાખે છે એટલે હવે આપણી પાસે કંઇ રહ્યું નથી. પણ આ એક ગાય રહી છે તે વેચી આવ " ત્યારે દેવદત્તે કહ્યું કે " હવે નહી ઉડાવું. " એમ કહી તે ગાય વેચવા ચાલ્યો. રસ્તામાં તેને એક ખાટકી મળ્યો. તેણે દેવદત્તને કહ્યું કે મારે ગાય લેવી છે. એમ કહી તેણે એક જાતના બી દેવ-

દત્તને દેખાડયાં. આથી દેવદત્ત લોભાણો અને તેણે તે બી લઈ ગાય આપી દીધી. દેવદત્ત બી લઇ ઘેર આવ્યો અને તે બી પોતાની માને દેખાડયાં આવાં બી લઈ ગાય વેચી, તેથી તેની માને દેવદત્તપર ઘણોજ ગુસ્સો ચઢયો. એટલે તે બી તેણે વાડામાં નાખી દીધાં અને વાળુ કર્યા વગર રીસાઇ સુઇ ગયાં. સવાર પડીને વાડામાં જોયુ તો તે બીનું એક મોટુ ઝાડ ઉગ્યું હતું. તે ઝાડપર દેવદત્ત ચડવા લાગ્યો. તે થોડેક છેટે ગયો એટલે તેની માએ કહ્યું કે " હવે ઉતરી જા. " તોયે દેવદત્ત ચડવા મંડયો તે થોડેક છેટે ગયો. ત્યાં તેને એક વનદેવતા મળી. તેણે દેવદત્તને કહ્યું કે " તેં તારા બાપને જોયો છે ? " ત્યારે દેવદત્તે કહ્યું કે " ના. " એટલે વનદેવતાએ કહ્યું કે " તારા બાપને આંહીથી થોડે છેટે એક રાક્ષસ રહે છે, તેણે લુટી મારી નાંખ્યો હતો ત્યારે તું નાનો હતો. તે તારી માને પણ મારતો હતો પણ તારી માએ બહુ કાલાવાલા કર્યા તેથી તેણે તારી માને ન મારી નાંખી, માટે તું તે રાક્ષસને મારે તો સારૂં. " એટલે દેવદત્તે કહ્યું કે " ઠીક મારીશ. " એમ કહી તે થોડે છેટે ગયો. ત્યાં એક મોટો બંગલો આવ્યો, તેના બારણામાં એક બાઇ ઉભી હતી. તેને દેવદત્તે કહ્યું કે ' બાઇ, બાઈ, મને રાખીશ ? " એટલે તે બાઈ એ કહ્યું કે " તું આંહીથી ચાલ્યો જા. આંઇ એક મોટો રાક્ષસ રહે છે તે તને મારી નાખશે માટે તું આંહીથી ચાલ્યો જા." એટલે દેવદત્તે બહુ કાલાવાલા કર્યા તેથી તે બાઇ તેને શણગારેલા ઓરડાની વચ્ચે થઇને રસોડામાં લઇ ગઇ ત્યાં તેને જમાડયો. દેવદત્ત હજી જમીને ઉઠવા જાય છે એટલામાં ધમ ધમ રાક્ષસનાં પગલાં ઓરડામાંથી આવતાં જણાયાં. એટલે તે બાઇએ દેવદત્તને એક મોટા લોઢાના ખાલી ચુલામાં સંતાડી મૂકયો. એવામાં રાક્ષસ આવ્યો અને બાને કહ્યું કે " તાજાં માંસની કયાં ગંધ આવે છે ! " એટલે તે બાઇએ કહ્યું કે ઘતો આજ આપણે નવા કેદીઓને પકડયા છે તેની આવતી હશે. " એટલે રાક્ષસે સાચું માન્યું, અને જમવા બેસી ગયો. પછી તે ઉઠયો ત્યારે તેણે એક કુકડી મંગાવી અને એક દારૂનો શીશો મગાવ્યો પછી તેણે કુકડીને કહ્યું કે " મુક." એટલે તેણે એક સોનાનુ ઇંડું મુકયું. પછી દારૂ પીને તે સુઇ ગયો અને જેમ તોપ ફુટતી હોય તેમ ઘોરવા મંડયો " એટલે દેવદત્તે હળવેથી ચુલાનુ બારણું ઉઘાડી બાર નીકળી પેલી કુકડી લઇ તે ઘેર નાસી આવ્યો અને તે કુકડી માને દેખાડી ને ઇંડાં પણ મૂકાવ્યાં. પછી તેમાંથી થોડાંક ઘર કરાવ્યાં. પછી સાત આઠ મહીના પછી પાછો દેવદત્તને વિચાર થયો કે" હવે પાછો રાક્ષસને ઘેર જાઉં તો સારૂં. " એવો વિચાર કરી તે ગયો અને તેજ બંગલાના બારણામાં પેલી બાઇ ઉભી હતી તેને દેવદત્તે કહ્યું કે " બાઇ, બાઈ, મને રાખશો ! " ત્યારે તે બાઇએ કહ્યું કે 'તારા જેવો એક ધુતારો આંહિં આવી અમારે ઘેરથી એક કુકડી લઇ ગયો હતો માટે હવે તને નહીં રાખું. " ત્યારે દેવદત્તે બહુ કાલાવાલા કર્યા. ત્યારે તેને શણગારેલા ઓરડાની વચ્ચે થઇને તેને રસોડામાં લઇ ગઈ. તેને ત્યાં જમાડયો. દેવદત્ત જેવો હજી ઉઠવા જાય છે કે ધમ ધમ રાક્ષસનાં પગલાં ઓરડામાથી આવતાં જણાયાં એટલે આ બાઇએ એક ઉનામણીઆના મોટા હાંડામાં તેને સંતાડી મૂકયો. એવામાં રાક્ષસ આવ્યો અને કહ્યું " તાજા માંસની કયાં ગંધ આવે છે ? " ત્યારે તે બાઇએ કહ્યું કે "આજ સવારે કાગડા કયાંકથી માંસ લઇ આવ્યા છે," ત્યારે તે બધે જોવા મંડયો. એમ કરતાં

કરતાં તે ઉનામણીઆના હાંડા આગળ ગયો અને તેના ઉપર હાથ અડાડ્યો. તેથી આ બાઇને બીક લાગવા માંડી એટલે તેણે કહ્યું કે "હાલો, થાળીમાં જમણ પુરું છે તે ઠરી જાશે." તેથી રાક્ષસ જમવા બેસી ગયો. પછી તે જમીને ઉઠ્યો અને પછી એક રૂપીયાની કોથળી તેણે મંગાવી અને એક દારૂનો શીશો મંગાવ્યો. પછી તે રૂપીયા ગણી દારૂનો શીશો પી સુઇ ગયો અને જેમ દરિયાનાં મોજાં ઉછળતાં હોય તેમ તે ઘોરવા મંડ્યો. એટલે દેવદત્તે તે ઉનામણીઆનું બારણું ઉઘાડી તે બહાર નીકળ્યો. પેલી રૂપીયાની કોથળી લઇ તે ઘેર આવ્યો. અને તેની માને દેખાડી પછી એમાંથી થોડાક નોકરો રાખ્યા અને તે કોથળી રાખી મુકી પછી ૭ સાત મહીના પછી તેને પાછો વિચાર થયો કે "હવે પાછો રાક્ષસને ઘેર જાઉં તો સારૂં." એવો વિચાર કરી તે ત્યાં ગયો. પછી તેણે તે બાઈને કહ્યું કે "બાઇ, બાઇ, મને રાખીશો." ત્યારે તે બાઇએ કીધુ કે "તારા જેવા બે ધુતારા અહિં આવી અમને ઠગી ગયા છે માટે હવે તને નહી રાખુ." પછી તેણે બહુ કાલાવાલા કર્યા ત્યારે આ બાઈ તેને ઘણુંગારેલા ઓરડાની વચ્ચે થઇને રસોડામાં લઇ ગઇ. દેવદત્ત જેવો હજી ઉઠવા જાય છે કે રાક્ષસ આવ્યો તેથી આ બાઇએ દેવદત્તને એક મોટા ઓરડામાં સંતાડી મૂક્યો. પછી રાક્ષસે કીધુ કે "તાજાં માંસની કયાં ગંધ આવે છે?" એટલે આ બાઈ એ કીધુ કે "ઇતો બીજે કયાં આવતી હશે" આથી રાક્ષસે સાચું માન્યું અને તે જમવા બેસી ગયો. પછી તે જમીને ઉઠ્યો એટલે પછી દારૂનો શીશો મંગાવ્યો અને એક સારંગી મંગાવી. પછી સારંગીને કીધું કે "બજાવ." એટલે મહિંથી સારા સારા સુર નીકળવા માંડયા. પછી દારૂ પી તે સુઇ ગયો. પછી દેવદત્ત કમાડ ઉઘાડી બહાર નીકળ્યો ને સારંગી લઈ લીધી. હવે ઈ સારંગી એવી હતી કે તે પોતાના ધણી પાસે હોય અને બીજું કોઇ લઇ જાય તો તે પોતાના ધણીને તે ખબર કરે. એટલે આ સારંગીએ "શેઠ, શેઠ." એમ બૂમ પાડવા માંડી. હવે રાક્ષસ જાગ્યો અને દેવદત્ત વાંસે દોડ્યો. એટલે દેવદત્તે પોતાની માને બૂમ પાડી કહ્યુ કે "કુહાડી લાવ, ઝટ લાવ." એટલે તેની માએ કુહાડી આપી. ત્યાં તો રાક્ષસ ઝાડની ટોચપર આવી ચડ્યો હતો. એટલે દેવદત્તે કુહાડીથી તે ઝાડ કાપી નાખ્યું. એટલે તે રાક્ષસ હેઠે પડી મરી ગયો. પછી દેવદત્ત સુખેથી રહ્યો. પછી વનદેવતા દેવદત્તને ઘેર આવી અને દેવદત્તની માને કહ્યું કે "મેં તારા દીકરાને સઘળી વાત કહી હતી અને તેથીજ તે રાક્ષસનો નાસ થયો છે. તારા દીકરાને હાથે તે મરવાનો હતો તેથી હું રાક્ષસને ઘેર રહી હતી."

## વચનામૃતો.

| | |
|---|---|
| ૧. સદા સત્યનો જય છે, સત્યથીજ સુખ પમાય છે. | ૧૦. પ્રમાણિક રહી સઘળું કામ બોલવું. |
| ૨. વિવેક રૂપી વસ્ત્રો ધારણ કરો. | ૧૧. જે કાંઇ જાણતા હોઇએ તે બીજાને શીખવવું. |
| ૩. સર્વદા ઈશ્વર સ્મરણ કરવું. | ૧૨. સ્વચ્છતા અને સાદાઈ રાખવી. |
| ૪. પ્રાત:કાલે વહેલા ઉઠવું, દિવસે ઉઘવું નહિ. | ૧૩. લખવા વાંચવાનો ઘણોજ અભ્યાસ પાડવો. |
| ૫. માતપિતા તથા ગુરૂની સેવા કરવી અને આજ્ઞા પાળવી. | ૧૪. સંતોષી બાલક સૌને ગમે. |
| ૬. વિદ્યાભ્યાસમા આળસ કરવી નહિ. | ૧૫. સદ્‌ગુણીની સોબત સુખદાયક છે. |
| ૭ ભાઇ, બહેન, સગાં વહાલાં, મિત્રો પર પ્રીતિ રાખવી. | ૧૬. દરેક કામ કાળજી અને સંભાળ રાખી કરવું. |
| ૮. સૌની સાથે સ્નેહથી વર્તવું | ૧૭. પોતાનાં વખાણ બીજા આગળ કરવાં નહિ. |
| ૯. ઓછું બોલવું પણ સારૂં બોલવું. | ૧૮. કંઇ કામ કરવાં પહેલાં વિચાર કરવો. |
| | ૧૯. દરેક બાબતમાં નિયમિતપણું રાખવું. |
| | ૨૦. સંપીલું બાલક સદા સુખી હોય છે. |

રા. હરીલાલ ચુનીલાલ કૃત 'બાલ-સન્મિત્ર.'

## ૨. બાલકોએ લખેલી.

# કંઠી.

લેખક-બાઇશ્રી દેવેન્દ્ર રણછોડલાલ મજમુદાર—વડોદરા.
(ઉમ્મર વર્ષ ૧૩.)

૧.

પવિત્ર કાશીમાં રામાનુજાચાર્ય નામે એક મહાત્મા હતા. તેમની અખંડ સેવામાં અનેક શિષ્યો રહેતા. એ પોતાના શિષ્યો આગળ કથા કરતા. તેમનો એક બ્રાહ્મણ શિષ્ય મધુકરી માગી લાવતો એમાંથી ઠાકોર સામગ્રી તૈયાર કરી, પ્રભુને થાળ ધરી સૌ પ્રસાદ લેતા. એ શિષ્ય ભિક્ષા માગવા જતાં ગુરૂની આજ્ઞા લેતો; અને ગુરૂ કહે એટલાં ઘર ફરતો. એક દીવસ સાધુ ધ્યાનમગ્ન હતા; એમને જગાડવાનું શિષ્યને ઠીક ન લાગ્યું. તેથી એ આજ્ઞા લીધા વગર ભિક્ષા માગવા નિકળ્યો ને પાંચ સાત ડગલાં ચાલ્યો, એટલામાં વાદળાં ચઢી આવ્યાં, વાવાઝોડું થયું અને ભારે વરસાદ તુટી પડ્યો. તેથી એ એક વણીકની દુકાનના ઓટલા આગળ લપાઇને ઉભો. થોડીવારે દુકાનદારે તેને ઓળખ્યો, કે રામાનુજસ્વામીનો આ શિષ્ય છે. નક્કી એ ભિક્ષા સારૂ આવ્યો હશે. આપણો પણ ઠીક યોગ આવ્યો. આજે હું ભિક્ષા આપીશ. વરસાદ બંધ પડ્યો એટલે શિષ્યે ચાલવા માંડ્યું. વણીકે ભિક્ષા આપવાની ઇચ્છા જણાવી. એટલામાં એક ચમાર સીધું લેવા આવ્યો; શિષ્યને જોઇને તેને સાંભર્યું કે રામાનુજસ્વામીને ત્યાં સામગ્રી પધરાવવાનો તેનો મનોરથ હતો ચમારે વણીકને સીધું આપવા કહ્યું. ને તેના પૈસા આપવા માંડ્યા થોડી રકઝક પછી વણીકે સીધું આપ્યું તે લઇ શિષ્ય મંદીરમાં ગયો. અને સામગ્રી તૈયાર કરી પ્રભુને થાળ આરોગાવી.

દરરોજ પ્રભુ સાક્ષાત આવીને જમતા પણ આજ તેમ થયું નહિ. ગુરૂએ પુછ્યું "આજ કોણ ભિક્ષા લાવ્યું છે? અને ક્યાંથી આવ્યું છે?" પેલા શિષ્યે કહ્યું "વણીકને ત્યાંથી, ગુરૂદેવ!" ગુરૂ શિષ્ય સાથે વણીકને ત્યાં ગયા. પેલો ચમાર હજી ત્યાંજ હતો. ગુરૂએ પુછ્યું-"સીધુ કોણે આપ્યુ છે?" ત્યારે ચમાર બોલી ઉઠ્યો કે "સીધું તો વણીકને ત્યાંનુજ છે, પણ પૈસા મે આપ્યા છે. મેં પહેલાં એક ગાય ચોરી આણી હતી, તેને મારી નાંખી. તેથી મને તાવ આવ્યો એટલે મેં બાધા રાખી કે હું મહારાજના મંદીરમાં એક દીવસનું સીધું આપીશ. તે ગાયના ચામડાના જે પૈસા આવ્યા તેનું મે સીધું અપાવ્યું હતું" ગુરૂને આથી ક્રોધ ચઢ્યો અને કહ્યું કે "ઓ દુષ્ટ, તેં ગૌહત્યા કરી માટે તને શાપ આપું છું કે ગાયને જેટલાં રૂવાં હતાં તેટલાં વર્ષ સુધી તું નર્કમાં પડીશ." અને શિષ્યને પણ શાપ દીધો કે "તેં ચમારની સામગ્રી ઠાકોરજીને ધરી તેથી તું પણ ચમાર થઇશ" આથી એ શિષ્ય, કર્મનિષ્ઠ બ્રાહ્મણ હોવા છતાં ચમાર અવતર્યો તેનું નામ રોહિદાસ પડ્યું.

૨.

રોહિદાસને પૂર્વજન્મનું ભાન રહ્યું હતું, તેથી તે મુખેથી રામરટણ કર્યાજ કરતો. એક દીવસે પોતાના ગુરૂ શિષ્યો સાથે જતા હતા તે વખતે રોહિદાસ ચામડાં કમાવતો

હતો, ત્યાંથી ઉઠીને એકદમ દોડ્યો. આથી શિષ્યોએ કહ્યું " આ શું ? આ ચામડીઆને અહિં કયાં આવવા દો છો ?" પણ ગુરૂએ કહ્યું કે "એને આવવા દો." રોહિદાસ ચરણે પડ્યો. ગુરૂએ મંત્ર આપ્યો. આથી તે ઘણોજ ભક્તિવાન થઇ ગયો. રોહિદાસની વાત જ્યાંને ત્યાં થઈ રહી હતી. આ વખતે એક ઝાલારાણાની સ્ત્રી ત્યાં થઇને જતી હતી. તેણે આ પ્રમાણે સાંભળ્યું ને મનમાં વિચાર કર્યો કે ગુરૂ તો એ ચમારનેજ કરવો. એટલામાં રોહિદાસ ત્યાંથી માથે ચામડાનો ભારો ચઢાવી, મુખમાંથી "રામ,રામ." બોલતો જતો હતો. રાણી તેને ચરણે પડી અને કહ્યું કે "તમે મારા ગુરૂ થાઓ ને મને કંઈ બાધા એટલે મને જ્ઞાન થાય." ત્યારે રોહિદાસે કહ્યું કે "કંઠી બાંધે કંઈ ભક્તિ આવતી નથી. પણ એતો ફક્ત ઓળખાણ આપે છે કે આ માણસ કયા ધર્મનો છે. ખરૂં કલ્યાણ કરનાર તો સત્ય, નીતિ ને ભક્તિજ છે."

૩.

આ બાબતમાં રોહિદાસે એક દૃષ્ટાંત આપ્યું કે "કોઈ ગામમાં સઘળા દુર્ગુણનો ભરેલો એક અધર્મી વસતો હતો. તે ખરાબ રીતે વર્તતો હતો. તેથી ગામમાં ત્રાસ વર્તી રહ્યો હતો. તે ગામમાં એક મહાત્મા કથા કહેવા આવ્યા. તે મહાત્મા એવી સરસ કથા કહેતા કે ત્યાં શ્રોતાજનો એક હજાર ઉપરાંત એકઠા થતા હતા. બે ચાર દિવસ પછી થોડા માણસોએ પેલા દુષ્ટને સમજાવવા માંડ્યું પણ કાંઈ વળ્યું નહિ. પણ એ આગ્રહ, થોડા દિવસ સુધી ચાલુ રહેવાથી તે માણસનું હૃદય પીગળ્યું ને એક દિવસે તે કથા સાંભળવા ગયો. એને ત્યાં આવેલો જોઇને બધા લોકોએ ઘોંઘઘ મચાવી મુકયું. આથી મહાત્માએ કહ્યું, "કેમ આજે આ શાનો ગરબડાટ છે ?" એટલામાં એક માણસ ઉભો થઇને બોલી ઉઠયો કે, "આ માણસ ઘણો ખરાબ છે, અને અમે બધા સદ્દગુણી છીએ." એટલે મહાત્માએ કહ્યું કે "તમે બધા બહુ પવિત્ર છો, ત્યારે કથા સાંભળવા શું કામ આવો છો ?" આથી પેલા દુષ્ટ માણસને લાગ્યું કે આણે મારૂં ઉપરાણું લીધું તેથી આનેજ ગુરૂ કરવા એવો વિચાર થયો. તેથી તેણે પુછ્યું કે "ભાઈ, ગુરૂ કરવામાં શું ખર્ચ થાય ?" ત્યારે ગુરૂએ કહ્યું કે "સવા રૂપીઆથી તે સવાલાખ રૂપીઆ સુધીમાં જેટલું કરે તેટલું થાય."

તે પછી પેલાએ પુછ્યું કે "તમે મારા ગુરૂ થશો ?" ગુરૂએ કહ્યું, "હા કાલે સવા રૂપીઓ લેતો આવજે." પેલા માણસે મનમાં વિચાર્યું કે " સવા રૂપીઓ ગુરૂને આપીશું અને બાર આનાની કાતર લાવીશું. જે વખતે બધા લોકો કથા સાંભળવામાં લીન થયા હશે તે વખતે તેમની પાઘડીના તોરા કાપી લઇશું." બીજે દિવસે પેલો માણસ સવા રૂપીઓ લાવ્યો. તે વખતે ગુરૂએ તેને મંત્ર આપ્યો ને શીખામણ આપી કે "આજથી તારાથી ચોરી નહિ કરાય,–જુગાર નહિ રમાય,–પરસ્ત્રી સામી કુદૃષ્ટી નહિ થાય,–છળ કપટ પ્રપંચ નહિ થાય,–જુઠું નહિં બોલાય." પેલાએ કહ્યું કે, "મારાથી બધા દુર્ગુણ સાથે નહિ તજાય. પણ પહેલો એક પછી બીજો એમ ધીરે ધીરે તજી શકું." ત્યારે ગુરૂએ કહ્યું કે "તારે સદા સાચું બોલવું."–ત્યારે પેલા માણસે કહ્યું, "પ્રાણ જાય પણ અસત્ય ભાષણ નહિ કરૂં."

ઘેર જઇ પોતાની સ્ત્રીને કહ્યું " આજ મેં ગુરૂ કર્યા છે, તેમણે મને એક મંત્ર આપ્યો છે કે " સદા સાચું બોલવું " સ્ત્રીએ કહ્યું કે, " અસત્યની પછાડી સઘળાં દુઃખ તથા પાપ રહ્યાં છે અને સત્યની પછાડી સઘળાં સુખ અને પુણ્ય રહ્યાં છે, માટે જો તમે સાચુ બોલશો તો નક્કી આપણે સુખી થઇશુ "

એક વખતે તે માણસને ચોરી કરવાનો વિચાર થયો ને ચોરી કરવી તો રાજાને ત્યાંજ કરવી તેથી તે ત્યાં ચોરી કરવા જતો હતો એટલામાં તેને એક માણસ મળ્યો. તે પણ ચોર હતો, તેથી બન્ને જણે બડધો અડધ વહેચી લેવાનો વિચાર કર્યો. રસ્તામાં તેમને રાજા મળ્યો, જે છુપે વેશે નગરચર્ચા જોવા નીકળ્યો હતો. પેલા બે ચોરોએ તેને પુછ્યું કે " તમે કોણ છો ? " ત્યારે રાજાએ કહ્યું–" હું પહેરેગીર છુ તમે કોણ છો ? " ત્યારે પેલા સાચા ચોરે જવાબ દીધો કે ' અમે ચોર છીએ " ત્યારે રાજાએ કહ્યું–હું પણ ચોર છુ તમે જ્યાં જતાહો ત્યાં મને તેડી જજો કહો ક્યા જવું છે ?" સાચા ચોરે કહ્યુ–" રાજાના ભંડારમાંથી મહોરોની પેટીઓ ઉપાડવી છે. " રાજાએ કહ્યુ, " ત્યાં તે ચોરી થાય ? ત્યાં તો ઉઘાડી તરવારથી ચોકીદાર ફરે છે. કંઈ જીવનું જોખમ કરવુ છે કે શું ? " સાચા ચોરે કહ્યુ કે " તમે બે જણ દૂર ઉભા રહેજો ને હું પેટીઓ આણી આપીશ " સાચો ચોર ભંડારના ઓરડા પાસે આવી ઉભો ચોકીદાર ફેરા માર્યા કરે છે. સાચા ચોરે પોતાનું કુંચીઆળું કાઢી એક પછી એક કુંચી બેસાડી જોઇ તાળાનો અવાજ થવાથી ચોકીદારે ભડકીને પુછ્યુ, " કોણ છે ? " સાચા ચોરે જવાબ આપ્યો કે " ચોર છે " ચોકીદારે વિચાર્યું કે જો ચોર હોય તો મારા ભય જથી નાસી જાય ને સામો જવાબ આપી શકે નહિ માટે કોઇ ઓફીસર હશે. નાણાનો ખપ પડયો હશે માટે લેવા આવ્યા હશે પાસે આવી ચોકીદારે પુછ્યુ, "કેમ મહેરબાન, ઉઘાડવુ છે ? જમાદાર સાહેબની પાસેથી કુંચી લાવુ ?" ચોર કહે " હા લાવ. " પછી તાળુ ઉઘાડયું ને મહોરોની ત્રણ પેટીઓ લીધી ચોકીદારને કહ્યું " એક પેટી મારે માથે ચઢાવ ને બે મારા ખભા ઉપર મુક. " સીપાઇએ તે પ્રમાણે કર્યું ને ચોર રસ્તે પડયો ને પેલા બે જણા ઉભા હતા ત્યાં જઈ દરેકને એકેકી પેટી લઇ જવા કહ્યું. રાજા કહે " ભાઈ, રસ્તે પડવાની વાત ન કરો. ત્રણ જણા ત્રણ રસ્તે પડીશું ને એકાદ ઝલાયો તો પુરી કમબખ્તિ ! આ પેટીઓ પાસેના તળાવ આગળ દાટો ને કાલે મધ-રાતે ત્રણે જણા એકઠા થઇ ખોદી લઈશું " તેના વિચાર પ્રમાણે સર્વેએ કર્યું

રાજા સવારમાં વહેલા ઉઠી નીત્ય કર્મ પરવારી, દીવાનને બોલાવી દરબાર ભરી બેઠા રાજાએ પ્રધાનને કહ્યું, ' જાઓ, ભંડારમા પેટીઓ ગણી જુઓ " પેટીઓ ગણી તો ત્રણ ઓછી થઈ પ્રધાને એક પેટી પોતાને ઘેર મોકલાવી દીધી પછી રાજાને કહ્યું કે " ચાર પેટીઓ ઓછી થઈ છે ' તેથી પ્રધાને ભંડારના બધા સીપાઇઓને ધમકાવીને પુછ્યુ કે " કહો પેટીઓ કોણે ચોરી છે ? " એટલામાં સાચો ચોર ત્યાં થઇને જતો હતો તેણે કહ્યુ કે " ચોરી મે કરી છે. " સવાલ–" શુ ચોર્યું છે ? " જવાબ– " મહોરોથી ભરેલી ત્રણ પેટીઓ ચોરી છે " સવાલ–" પેટીમાં મહોરોજ છે ? " જવાબ–" મહોરો હોય કે બીજુ ગમે તે હોય પણ મે તો મહોરો જાણીને લીધી છે " સવાલ–" પેટીઓ ક્યાં છે " જવાબ–" તળાવ આગળ દાટી છે " સવાલ–" ત્યાં

કેમ દાઢી છે ?" જવાબ-" અમે ત્રણ જણ ભાગીઆ છીએ તેમાં એકે કહ્યું પકડાઇએ તો માર્યા જઇશું, માટે દાઢી છે. ' રાજાએ કહ્યું, " જા, બીજા એને બોલાવી લાવ. ચોરે કહ્યું " હું તેમને ઓળખતો નથી. " પછી રાજાએ કહ્યું કે " તેં જ્યાં આગળ પેટીઓ મુકી હોય તે જગા આ માણસોને દેખાડ. " પેલા ચોરે જગા દેખાડી ને પેટીઓ હાજર પણ થઇ. રાજાએ કહ્યું "ચોથી પેટી ક્યાં ગઇ ? " ચોરે કહ્યું "હું ચોથી પેટીની વાત જાણતો નથી." રાજાએ કહ્યું કે " જાઓ પ્રધાનનું ઘર જપ્ત કરો. " એટલે પ્રધાનના ઘરમાંથી પેટી નીકળી. એટલે રાજાએ કહ્યું કે " તમારી પ્રધાનની ચાલતી આવેલી પેઢીના તમે છો માટે તમારાં ઘરબાર લુંટાવતો નથી પણ આજથી તમને રજા આપુ છું. અને તમારાવાળી જગા ઉપર આ સાચા બોલનારા ચોરને રાખું છું. " રાજાએ ચોરને કહ્યું કે " ભાઇ આજથી તમે મારા પ્રધાન. " ત્યારે ચોરે કહ્યું કે " આ બધો મારા ગુરૂનો પ્રતાપ. " પછી રાજા અને નવો પ્રધાન બન્ને ગુરૂને મળવા ગયા. ત્યાં પેલા નવા પ્રધાને કહ્યું કે " હે ગુરૂજી ! જુઓ આ તમારી કંઠીના પ્રતાપ. " ત્યારે ગુરૂએ કહ્યું " એ કંઠીના પ્રતાપ નથી પણ એ તારી સત્ય વાણીના પ્રતાપ છે. કંઠીનો અર્થ એ છે કે કંઠમાંથી થતા ઉચ્ચારનો વિચાર કરવો, સદા પ્રભુનું સ્મરણ કરવું. "

પછી કંઠી બાંધી અન્યાય આચરે તો હરિ કેમ રાજી રહે ?

કંઠી બાંધી કંઠ, કપટનાં કામ કરે છે,<br>
કંઠી બાંધી કંઠ, જીભથી જુઠ ઝરે છે;<br>
કંઠી બાંધી કંઠ, શાસ્ત્રની ધાર ધરે છે,<br>
કંઠી બાંધી કંઠ, રામાનાં હૃદય હરે છે.<br>
કંઠી બાંધી કંઠમાં, ધાક ન ધારી નામની;<br>
બાપુ કહે બુદ્ધિ વાપરી, કહો કંઠી શા કામની !

---

## હરણ અને ભીખારી.

લેખકઃ. બાળકી. ચાસ્કલાલ. વજેરાલ. માસ્તર-પાઠક..

( ઉંમર વર્ષ-૧૩. )

એક દિવસ એક ભીખારી બજારમાં પુંજાના ઢગલામાંથી અનાજના દાણા ભેગા કરતો હતો, તેવામાં તેને એક રૂપીઓ જડયો. તે લઇને તે ધર્મશાળામાં ગયો અને ઉંઘી ગયો. પછી બીજે દિવસે સવારમાં એક માણસ હરણ લઇને વેચવા જતો હતો, તેને પેલા ભીખારીએ બોલાવીને પુછ્યું કે " ભાઇ, આ હરણ તું મને એક રૂપીઆ માટે આપીશ ? " ત્યારે તે હરણવાળાએ હા કહી અને હરણ આપી ચાલતો થયો. હવે તે ભીખારી દરરોજ પોતે જે અનાજ ભેગું કરે તેમાંથી પેલા હરણને થોડું ખવરાવે અને બાકીનું પોતે ખાય. આવું ત્રણ દિવસ સુધી ચાલ્યું. ચોથે દિવસે રાત્રે હરણે તેના ધણીને ઉઠાડયો અને કહ્યું કે " શેઠ સાહેબ, ! તમે માંડ માંડ તમારૂં ગુજરાન ચલાવી શકો એટલુંએ અનાજ ભેગું કરતા નથી. છતાં પણ મને એમાંથી ભાગ આપો છો, એ ઠીક કહેવાય નહિ. માટે તમે

જો મને રજા આપો તો હું દિવસે ચારો ચરી આવું અને સાંજે પાછો આવું ?" ભીખારીએ તેમ કરવાની તેને રજા આપી.

એક દિવસ હરણે ચરતાં ચરતાં કંઇક ધોળું ધોળું જોવમાં અર્ધું દટાએલું જોયું, તેથી તે ત્યાં આગળ ગયું તો એક અમૂલ્ય હીરો તેના જોવામાં આવ્યો. તે લઇને તે એક સુલતાનને ત્યાં ગયો અને તેના આગળ તે હીરો મૂક્યો અને થાક ખાવા બેઠો. હવે તે સુલતાને તેને પુછ્યું કે " તું આ હીરો ક્યાંથી લાવ્યો છું ?" ત્યારે તેણે કહ્યું કે "મારા સુલતાને આ તમારા તરફ ભેટ તરીકે મોકલ્યો છે. અને તમારી પુત્રીને પરણવાની ઇચ્છા રાખે છે." સુલતાને "હા પાડી." અને હરણે આઠ દીવસમાં આવવાનું વચન આપ્યું. હરણ પોતાના ધણીપાસે આવ્યો અને સઘળા સમાચાર કહ્યા. આઠ દિવસ પછી ભીખારી અને હરણ બન્ને સુલતાનને ત્યાં જવા નીકળ્યા. શહેરની નજદીક આવતાં એક ઝરા આગળ ભીખારીને બેસાડીને તે હરણ સુલતાનના મહેલમાં ગયો. અને કહ્યું કે " મારા સુલતાન રસ્તામાં આવતાં એક ઝરામાં પડી ગયા છે, એથી એમનો પોષાક ભીનો થયો છે. માટે બીજો પોષાક આપો" સુલતાને તેને પોષાક, ઘોડો, અને ચંદનની લાકડી આપી. તે લઇ હરણ ભીખારી પાસે ગયો. અને તેને સુલતાનના મહેલમાં તેડી ગયો. ત્યારપછી તે તે ભીખારીનું લગ્ન સુલતાનની દીકરી સાથે થયું. બીજે દિવસે હરણે સુલતાનને કહ્યું કે " હું મારા શેઠનું ઘર વ્યવસ્થિત કરવા માટે જાઉં છું. હું આઠ દિવસમાં પાછો આવીશ." પછી તે એક મોટા શહેરમાં ગયો. એક સુંદર ઘર જોયું; તે ઘરના બારણા આગળ એક મોટું દર હતું. તે ઘરમાં એક ડોશી રહેતી હતી. તેણે તેને જતું રહેવાને કહ્યું. પણ તે ગયો નહિ. પછીથી તે ડોશીએ કહ્યું કે " આ ઘર તો એક દુષ્ટ સાત માથાવાળા સાપનું છે, તે તને ખાઈ જશે." ત્યારે હરણે જવાબ વાળ્યો કે " તે મને ખાય તે પહેલાં મારે તેને મારવાની યુક્તિ શોધવી જોઇએ." તે સાંભળી ડોશીએ તેને છુપાઇ રહેવા સમજાવ્યો; અને બોલી કે " જો પેલો સાપ આવે." ત્યારે હરણે ડોશીને પોતાના પગે એક તરવાર બાંધવા કહ્યું, ડોશીએ તરવાર બાંધી તેટલામાં સાપે દરના કાણા આગળ રહીને એક ડોકું ઘરમાં ઘાલ્યું કે તરતજ હરણે તે કાપી નાખ્યું. આવી રીતે તેનાં સાતે ડોકાં કપાઇ ગયાં પેલી ડોશી હરણના કામથી સંતોષ પામી અને તેને ગરમ પાણીથી નવરાવ્યો અને તેનો થાક ઉતારી ખવડાવી પીવડાવી આનંદ કર્યો. પછી હરણ પોતાના શેઠને તેડવા ગયો. અને તેડી લાવીને આ નવા ઘરમાં રહેવા કહ્યું. તે વખતે સુલતાનની કુંવરીએ તે હરણને તેણે કરેલી ઉત્તમ વ્યવસ્થા માટે શાબાશી આપી. પણ પેલા ભીખારીએ પોતાની મગરૂરીમાં તે હરણ તરફ નજર પણ ન કરી.

એક વખત એવું બન્યુ કે તે હરણ માંદું પડ્યું તેથી પેલી ડોશી, ભીખારી, કે જે આ વખતે સુલતાનની પદ્વીએ પહોંચ્યો હતો તેની પાસે ગઇ. અને બધી હકીકત જણાવી. ત્યારે તે સુલતાને તેને થોડા ગુવાર આપવા કહ્યું. તેથી ડોશી દીલગીર થઇ પાછી ગઇ. પણ હરણની દયા આવવાથી ફરીથી તે આવી ત્યારે સુલતાન દારૂ પીતો હતો તે વખતે ડોશીએ કહ્યું કે હરણ ઘણો માંદો છે. ત્યારે સુલતાને જવાબ આપ્યો કે " તું તારા કાનમાં રૂચા ખોસ કે જેથી હરણ કહે તે તું સાંભળી શકે નહિ." થોડીવાર પછી એવી ખબર આવી કે હરણ મરી ગયું છે ! ત્યારે સુલતાને તેને કુવામાં ફેંકી દેવાનો હુકમ

આપ્યો. પણ પેલી કુંવરી ( સુલતાના ) ને દયા આવી, તેથી તેણે પોતાના બાપને એક કાગળ લખ્યો અને કાગળ પહોંચતાંજ સુલતાન ઘોડાપર સવાર થઇને આવ્યો અને હરણુ દાટવા માટે હુકમ આપ્યો.

આ બનાવ બન્યો તે રાત્રે સુલતાન ( પેલો ભીખારી ) તથા સુલતાના સૂતાં હતાં. તે વખતે સુલતાનાને સ્વપ્ન આવ્યું કે તે તેના પિતાના મહેલમાં પોતાનાજ શયનગૃહમાં સુતી હતી. પણ જાગ્યા પછી જોવા લાગી તો તેને માલુમ પડ્યું કે તે સ્વપ્નું નહોતું. પણ સત્યજ હતું. તેજ વખતે સુલતાનને પણ સ્વપ્નું આવ્યું કે તે બજારમાં પુંજાના ઢગલામાંથી દાણા ભેગા કરે છે. જાગીને સાવધ થતા તેણે પણ જાણ્યું કે તે સ્વપ્નું નહોતું પણ સાચુંજ હતું !

---

# મહાત્મા મરૂત્ત.

લેખક ભાઈશ્રી નટવર એમ વીમાવાળા—સુરત.

( ઉમર વર્ષ ૧૪. )

કરન્ધમ, મરૂત્તના દાદા પછી મરૂત્તના પિતાશ્રી અવક્ષિતે ગાદીપર બેસવાની ના કહેવાથી કરન્ધમે મરૂત્તને ગાદી આપી પોતાની પત્ની વીરા સાથે તેણે વનમાં તપ કરવાને પ્રયાણ કર્યું.

મરૂત્તની માતુશ્રીનું નામ ભામા હતું. એ ભામાએ કોઈ કારણસર કોઇક સમયે નાગને બચાવવાનું વચન આપ્યું હતું.—

મરૂત્ત શાંતિપૂર્વક રાજ્ય ચલાવતા હતા, એટલામાં એક સમય ઋષિઓનું ટોળું તેમની પાસે આવી પહોંચ્યું. ટોળું ઘોંઘાટ કરતું આવતું હતું, તેને મરૂત્તે આવકાર આપી પૂજન અર્ચન કરી પુછયું:

"હે મહાદેવો ! આપના આગમનથી મારી આ રંક ઝુંપડી અતિ પવિત્ર બની છે. આપ કૃપાકરીને આપના આગમનનું કારણ જણાવશો ?"

ઋષિઓ પોકાર કરી ઉઠયા.

"અરે ! અમારૂં રક્ષણ કરતો નથી ! તારૂં કર્તવ્ય શું છે તે તું જાણતો નથી ! તારા દાદાએ તને ગાદીએ ન બેસાડયો હોત તો સારૂ ! તારા જેવા પુરૂષો કૂળને લાંછન લગાડે છે."

"પરન્તુ પ્રભો ! કૃપાકરી મારો શો દોષ છે તે તો જણાવો" મરૂત્તે અતિ નમ્રતાથી પૂછયું.

"અરે ! અમને નાગો આવીને કેટલા હેરાન કરે છે તેનું તને ભાન છે ? મદ સમયે આવી અમને તેઓ અત્યન્ત દુ:ખ દે છે ! હવે તો અવધિ થઇ છે. જો તું તેમને સજા કરવાના ઉપાય સત્વર નહિ કરે, તો અમે તને બાળી મૂકીશુ."

"પ્રભો ! કૃપા કરી શાન્ત થાઓ. ચાલો હું જોઉં છું કે એ નાગ તમને કેવી રીતે પીડે છે !"

એ પ્રમાણે કહી મરૂત્ત શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇ ઋષિઓ સાથે વનમાં ગયો. અને અગ્ન્યાસ્ત્ર મૂકી નાગોને તેણે બાળવા માંડ્યા. નાગો અતિ પોકાર કરવા લાગ્યા તેથી કરૂણાવાન થઇ કરન્ધમે પણ મરૂત્તને તેમ કરતાં અટકાવા કહ્યું. પણ મરૂત્ત અટક્યો નહિ. ત્યારે કેટલાક નાગો ભામા પાસે ગયા અને રક્ષણ માગ્યું. ભામાએ વચન આપ્યું હતું એટલે ના કહેવાય તેમ નહતું. આથી એણે પોતાના પતિ અવિક્ષિતને પુત્ર મરૂત્તને સમજાવવા મોકલ્યા.

અવિક્ષિતે જઇ મરૂત્તને ખૂબ સમજાવ્યો પણ તે સમજ્યો નહિ. તેણે કહ્યું "પિતાશ્રી ! આપને નમન કરૂં છું. હું જાણું છું કે પિતાની આજ્ઞા પાળવી એ પુત્રનો ધર્મ છે. પરન્તુ હું મારા કર્તવ્યથી દૂર રહી શકીશ નહિ. પિતાની આજ્ઞા હું પાળું પરન્તુ તે મને મારા રાજ્યકર્તા તરીકેના ધર્મથી વિમુખ કરતી હોવાથી હું તે પાળી શકીશ નહિ."

ઋષિઓ બોલ્યા " શાબાશ છે."

પરન્તુ હવેનો પ્રસંગ વિકટ આવ્યો. અવિક્ષિત લડવા તૈયાર થઈ ગયો તે સમયે પણ મરૂત્તે પાછી પાની કરી નહિ અને તે દ્રઢજ રહ્યો. અને પોતાના પિતા સાથે લડવાને તે પણ તત્પર થયો.

આ વખતે હાહાકાર થઇ ગયો. કરન્ધમે ઉભયને અટકાવ્યા અને પછી નાગને સમજાવ્યા.

તે પછી નાગોને પાતાળમાંથી અમૃત લાવવા મોકલવામાં આવ્યા. અમૃત આવતાંજ મરણ પામેલ મુનિકુમારોને જીવતા કરવામાં આવ્યા. અને બધી રીતે સર્વેની સમજુતિ થઇ.

---

## સાત રાણીનો છોકરો.

લેખકઃ ભાઈશ્રી નવનીતલાલ રૂપશંકર શાસ્ત્રી,–વડોદરા.

(ઉંમર વર્ષ ૧૩.)

એક રાજાને સાત રાણીઓ હતી, પણ તેને છોકરૂં નહોતું. એક દિવસે તેને ત્યાં કોઇ બ્રાહ્મણ આવ્યો. અને તેણે વરદાન આપ્યું કે " જા બચ્ચા, તારી સાત રાણીઓમાંની એકને છોકરો થશે." રાજા ઘણો ખુશી થયો અને શહેરમાં આ ખબર સાંભળી ઉત્સવની તૈયારીઓ થવા માંડી. રાણીઓ પણ ખુશી આનંદમાં રહેવા લાગી, અને તેમની સર્વ ઇચ્છાઓ પુરી પાડવામાં આવતી હતી. રાજાને શિકારનો શોખ હતો તેથી એક દિવસ તેણે શિકાર કરવા જવાનો વિચાર કર્યો. રાજાને રાણીઓએ કહાવ્યું કે અમને ખરાબ સ્વપ્નાં આવ્યાં છે. માટે તમે ઉત્તર દિશા તરફ જશો નહિં. રાજાએ તેમ ન કરવાનું વચન આપ્યું ને જંગલમાં ગયો. ત્યાં ત્રણે દિશાઓમાં કશું મળ્યું નહિ તેથી તે રાણીઓને આપેલું વચન ભૂલી જઇ ઉત્તર તરફ ગયો. ત્યાં પણ પહેલાં કશું મળ્યું નહિં. પણ પછી એક રૂપાળા સોનાની શિંગડીઓ ને રૂપાની ખરીઓવાળી હરણી દેખાઈ. રાજાએ તેને ઘેરવા માંડી પણ હરણી રાજાના માથા પરથી કુદકો મારીને નાશી જવા

મંડી. રાજાએ તેની પુંઠ પકડી. પણ હરણી તો નાશીજ ગઈ. રાજા ઘણો દોડતાં થાકી ગયો હતો અને તેના સિપાઇઓ પણ પાછળ રહી ગયા હતા. તેથી તેણે એક ઝુંપડી આગળ ત્યાં જઇ એક ઘરડી ડોશી રૂ કાંતતી હતી તેની પાસે પાણી માગ્યું. ડોશીએ રાજાને પાણી આપવા પોતાની છોકરીને બુમ પાડી. છોકરી પાણી લઈને આવી તે એવી તો રૂપાળી રત્ન જેવી હતી અને એવી તો રૂપરૂપનો ભંડાર હતી કે રાજા તો મોહજ પામી ગયો. તેણીએ રાજા આગળ પ્યાલો ધર્યો. રાજાએ જોયું કે જે હરણીની પુંઠ પકડી તે હરણીજ આ રૂપાળી છોકરી હતી તેણે તેને પોતાને ઘેર આવવાની બહુ વિનંતી કરી. પણ તે છોકરીએ રાજાની સાત રાણીઓની આંખો માગી. રાજાએ રાણીઓની આંખો કહાડી લઇ તેમને એક કેદખાનામાં પુરી અને પેલી છોકરીને ચૌદ આંખો આપી. છોકરીએ પોતાની માને આંખો આપી અને માએ હાર કરી તેને કોટમાં ઘાલ્યો. છોકરી રાજાની રાણી થઇ તેને મહેલે ગઇ.

એટલામાં જે આંધળી રાણીઓને કેદમાં પુરી હતી, તેમાંની નાની રાણીને છોકરો આવ્યો. રાણીઓને તે છોકરો બહુ કામમાં આવવા લાગ્યો; કારણકે તે મોટો થયો કે તરતજ તેણે કેદખાનામાં કાણું પાડયું અને બહાર બીજા છોકરાઓની સાથે રમવા જતો. છોકરો એવો રૂપાળો હતો કે બધાને વહાલો લાગતો. તે મીઠાઈ લાવીને રાણીઓને આપતો. એક વખત તેણે બહાર જતાં જતાં પેલી નવી રાણીના બંગલા આગળ કબુતર ઉડતાં હતાં તેમાંના એકને મારી નાખ્યું. આથી રાણીએ તે છોકરાને ઓળખી કાઢ્યો અને તેને મારી નાખવાની ઇચ્છાથી એક ઘડાના ભાગેલા કકડાપર "આ છોકરાને મારી નાખજે." એવું લખી તેણે એ છોકરાને કહ્યું કે "હું તને ઓળખું છું. તારી માને માટે આંખો જોયતી હોય તો આ ઘડાના કકડા ઉપર લખેલું મારી માને બતાવજે." પછી પેલા છોકરાને પોતાની માની એંધાણી આપી. છોકરો રસ્તામાં જતાં જતાં એક શહેરમાં આવ્યો ત્યાં રાજાની છોકરી તેનાપર મોહી પડી અને પરણવાની માગણી કરી. છોકરાએ બધી વાત કહી અને આંખો લઇ આવ્યા પછી પરણવાનું વચન આપ્યું છોકરી ભણેલી હતી તેણે પેલા શબ્દો વાંચ્યા. તેથી તેણે એક બીજો તેવોજ કકડો લઇ તે પર પેલા અક્ષરના જેવાજ અક્ષરે લખી આપ્યું કે "આ છોકરાની સારી પરોણાગત કરી માગે તે આપજો" છોકરો ડોશી પાસે ગયો. લખેલું વાંચીને ડોશી બરબડતી બરબડતી બોલી કે "એક આંખ તો ખોવાઇ ગઇ તેર આંખો લઇ જા." છોકરાએ તેર આંખો લઈ જઇને પોતાની બધી માઓને આપી દીધી. નાની માને કહ્યું "મા! તું એક લે." આવી રીતે તેણે આંખો ગોઠવી. પછી તે રાજકુમારીને પરણવા ચાલ્યો. ફરીથી પેલી નવી રાણીએ એને જોયો અને એને લખી આપ્યું કે "આને મારી નાંખજો." છોકરાને એવું સમજાવ્યું કે "તને એક એવી ગાય મારી મા આપશે કે તે આખો દહાડો દુધ આપ્યાજ કરશે." છોકરો ગયો ને રાજકુમારીને પેલું લખેલું વંચાવ્યું. રાજકુમારીએ ફરીથી ગાય આપજો એવું લખી આપ્યું. છોકરો ડોશી પાસે ગયો અને ચીઠી બતાવી ડોશીએ બરબડતા બરબડતાં ગાય કયાંથી લેવી તે જગા બતાવી. છોકરાએ પુષ્કળ રક્ષકોની ચોકીમાંથી જઇને પણ ગાય લીધી. અને પોતાની માને આપી. હવે રાણીઓ પુષ્કળ દુધ પીએ અને વધે તે કેદખાનાના સિપાઇઓ મારફત વેચી દે. તેથી તેમની પાસે બહુ પૈસા,

એ પ્રમાણે કહી મરૂત્ત રાજ્યાસનથી સજ્જ થઇ ઋષિઓ સાથે વનમાં ગયો. અને અગ્નાસ્ત્ર મૂકી નાગોને તેણે બાળવા માંડયા. નાગો અતિ પોકાર કરવા લાગ્યા તેથી કરૂણાવાન થઇ કરન્ધમે પણ મરૂત્તને તેમ કરતાં અટકાવા કહ્યું. પણ મરૂત્ત અટકયો નહિ. ત્યારે કેટલાક નાગો ભામા પાસે ગયા અને રક્ષણ માગ્યું. ભામાએ વચન આપ્યું હતું એટલે ના કહેવાય તેમ નહતું. આથી એણે પોતાના પતિ અવિક્ષિતને પુત્ર મરૂત્તને સમજાવવા મોકલ્યા.

અવિક્ષિતે જઇ મરૂત્તને ખૂબ સમજાવ્યો પણ તે સમજ્યો નહિ. તેણે કહ્યું "પિતાશ્રી! આપને નમન કરૂં છું. હું જાણું છું કે પિતાની આજ્ઞા પાળવી એ પુત્રનો ધર્મ છે. પરન્તુ હું મારા કર્તવ્યથી દૂર રહી શકીશ નહિ. પિતાની આજ્ઞા હું પાળું પરન્તુ તે મને મારા રાજ્યકર્તા તરીકેના ધર્મથી વિમુખ કરતી હોવાથી હું તે પાળી શકીશ નહિ."

ઋષિઓ બોલ્યા "શાબાશ છે."

પરન્તુ હવેનો પ્રસંગ વિકટ આવ્યો. અવિક્ષિત લડવા તૈયાર થઈ ગયો તે સમયે પણ મરૂત્તે પાછી પાની કરી નહિ અને તે દઢજ રહ્યો. અને પોતાના પિતા સાથે લડવાને તે પણ તત્પર થયો.

આ વખતે હાહાકાર થઇ ગયો. કરન્ધમે ઉભયને અટકાવ્યા અને પછી નાગને સમજાવ્યા.

તે પછી નાગોને પાતાળમાંથી અમૃત લાવવા મોકલવામાં આવ્યા. અમૃત આવતાંજ મર્ણ પામેલ મુનિકુમારોને જીવતા કરવામાં આવ્યા. અને બધી રીતે સર્વેની સમજુતિ થઇ.

---

# સાત રાણીનો છોકરો.

લેખકઃ ભાઈશ્રી નવનીતલાલ રૂપશંકર શાસ્ત્રી.—વડોદરા.

(ઉંમર વર્ષ ૧૩.)

એક રાજાને સાત રાણીઓ હતી, પણ તેને છોકરૂં નહોતું. એક દિવસે તેને ત્યાં કોઇ બ્રાહ્મણ આવ્યો અને તેણે વરદાન આપ્યું કે "જા બચ્ચા, તારી સાત રાણીઓમાંની એકને છોકરો થશે." રાજા ઘણો ખુશી થયો અને શહેરમાં આ ખબર સાંભળી ઉત્સવની તૈયારીઓ થવા માંડી. રાણીઓ પણ ખુશી આનંદમાં રહેવા લાગી, અને તેમની સર્વે ઇચ્છાઓ પુરી પાડવામાં આવતી હતી. રાજાને શિકારનો શોખ હતો તેથી એક દિવસ તેણે શિકાર કરવા જવાનો વિચાર કર્યો. રાજાને રાણીઓએ કહાવ્યું કે અમને ખરાબ સ્વપ્નાં આવ્યાં છે. માટે તમે ઉત્તર દિશા તરફ જશો નહિં. રાજાએ તેમ ન કરવાનું વચન આપ્યુ ને જંગલમાં ગયો. ત્યાં ત્રણે દિશાઓમાં કશું મળ્યું નહિ તેથી તે રાણીઓને આપેલું વચન ભૂલી જઇ ઉત્તર તરફ ગયો. ત્યાં પણ પહેલાં કશું મળ્યું નહિં. પણ પછી એક રૂપાળી સોનાની શિંગડીઓ ને રૂપાની ખરીઓવાળી હરણી દેખાઈ. રાજાએ તેને ઘેરવા માંડી પણ હરણી રાજાના માથા પરથી કુદકો મારીને નાશી જવા

મંડી. રાજાએ તેની પુંઠ પકડી. પણ હરણી તો નાશીજ ગઈ. રાજા ઘણો દોડતાં થાકી ગયો હતો અને તેના સિપાઇઓ પણ પાછળ રહી ગયા હતા. તેથી તેણે એક ઝુંપડી આવી ત્યાં જઇ એક ઘરડી ડોશી રૂ કાંતતી હતી તેની પાસે પાણી માગ્યું. ડોશીએ રાજાને પાણી આપવા પોતાની છોકરીને બુમ પાડી. છોકરી પાણી લઇને આવી તે એવી તો રૂપાળી રત્ન જેવી હતી અને એવી તો રૂપરૂપનો ભંડાર હતી કે રાજા તો મોહજ પામી ગયો. તેણીએ રાજા આગળ પ્યાલો ધર્યો. રાજાએ જોયુ કે જે હરણીની પુંઠ પકડી તે હરણીજ આ રૂપાળી છોકરી હતી તેણે તેને પોતાને ઘેર આવવાની બહુ વિનતી કરી. પણ તે છોકરીએ રાજાની સાત રાણીઓની આંખો માગી. રાજાએ રાણીઓની આંખો કહાડી લઇ તેમને એક કેદખાનામાં પુરી અને પેલી છોકરીને ચૌદે આંખો આપી. છોકરીએ પોતાની માને આંખો આપી અને માએ હાર કરી તેને ડોટમાં ઘાલ્યો. છોકરી રાજાની રાણી થઇ તેને મહેલે ગઇ.

એટલામાં જે આંધળી રાણીઓને કેદમાં પુરી હતી, તેમાંની નાની રાણીને છોકરો આવ્યો. રાણીઓને તે છોકરો બહુ કામમાં આવવા લાગ્યો; કારણકે તે મોટો થયો કે તરતજ તેણે કેદખાનામાં કાણું પાડ્યું અને બહાર બીજા છોકરાઓની સાથે રમવા જતો. છોકરો એવો રૂપાળો હતો કે બધાને વહાલો લાગતો. તે મીઠાઈ લાવીને રાણીઓને આપતો. એક વખત તેણે બહાર જતાં જતાં પેલી નવી રાણીના બંગલા આગળ કબુતર ઉડતાં હતાં તેમાંના એકને મારી નાખ્યું. આથી રાણીએ તે છોકરાને ઓળખી કાઢ્યો અને તેને મારી નાખવાની ઇચ્છાથી એક ઘડાના ભાગેલા ઠકડાપર "આ છોકરાને મારી નાખજે." એવું લખી તેણે એ છોકરાને કહ્યું કે "હું તને ઓળખું છું તારી માને માટે આંખો જોયતી હોય તો આ ઘડાના કકડા ઉપર લખેલું મારી માને બતાવજે." પછી પેલા છોકરાને પોતાની માની એંધાણી આપી. છોકરો રસ્તામાં જતાં જતાં એક શહેરમાં આવ્યો ત્યાં રાજાની છોકરી તેનાપર મોહી પડી અને પરણવાની માગણી કરી. છોકરાએ બધી વાત કહી અને આંખો લઇ આવ્યા પછી પરણવાનું વચન આપ્યું છોકરી ભણેલી હતી તેણે પેલા શબ્દો વાંચ્યા. તેથી તેણે એક બીજો તેવોજ કકડો લઇ તે પર પેલા અક્ષરના જેવાજ અક્ષરે લખી આપ્યું કે "આ છોકરાની સારી પરોણાગત કરી માગે તે આપજો." છોકરો ડોશી પાસે ગયો. લખેલું વાંચીને ડોશી બરબડતી બરબડતી બોલી કે "એક આંખ તો ખોવાઇ ગઇ તેર આંખો લઇ જા." છોકરાએ તેર આંખો લઈ જઇને પોતાની બધી માઓને આપી દીધી. નાની માને કહ્યું "મા! તું એક લે." આવી રીતે તેણે આંખો ગોઠવી. પછી તે રાજકુમારીને પરણવા ચાલ્યો. ફરીથી પેલી નવી રાણીએ એને જોયો અને એને લખી આપ્યુ કે "આને મારી નાંખજો." છોકરાને એવું સમજાવ્યું કે "તને એક એવી ગાય મારી મા આપશે કે તે આખો દહાડો દુધ આપ્યાજ કરશે." છોકરો ગયો ને રાજકુમારીને પેલુ લખેલું વંચાવ્યું. રાજકુમારીએ ફરીથી ગાય આપજો એવું લખી આપ્યું. છોકરો ડોશી પાસે ગયો અને ચીઠી બતાવી ડોશીએ બરબડતાં બરબડતાં ગાય ક્યાંથી લેવી તે જગા બતાવી. છોકરાએ પુષ્કળ રક્ષકોની ચોકીમાંથી જઇને પણ ગાય લીધી. અને પોતાની માને આપી. હવે રાણીઓ ખુબ દુધ પીએ અને વધે તે કેદખાનાના સીપાઇઓ મારફત વેચી દે, તેથી તેમની પાસે ઘણું [illegible]

થવા લાગ્યા. પાછો પેલો છોકરો ફરીથી પરણવા આવ્યો. પેલી નવીરાણી હવે ઘણી ગુસ્સે થઈ ફરીથી તેને મારી નાંખવાની ચીઠી પોતાની મા ઉપર લખી આપી. છોકરો ફરીથી પોતાની રાજકુમારી પાસે ગયો અને પેલું લખેલું બતાવ્યું. રાજકુમારીએ પાછું તે લખેલું સુધારી આપ્યું અને છોકરો ડોશી પાસે ગયો. ત્યાંથી ઘણી ઉપયોગી વસ્તુઓ મળી તે લઈને પાછો આવ્યો. રાણીઓએ હવે પોતાના છોકરાનું ધામધુમથી પેલી રાજકુમારી સાથે લગ્ન કર્યું. રાજકુમારીએ નવી રાણી રહેતી હતી તેવો મ્હેલ બધાવીને રાજાને મીજબાની આપી. ત્યાં બધી વાત જાહેર થઇ ગઈ. રાજાએ પેલી રાણીને મારી નંખાવી અને પોતાની સાત રાણીઓ અને છોકરા તથા રાજકુમારી સાથે આનંદથી તે રહેવા લાગ્યો

# નારદ અને માયા.

લેખકઃ—ભાઈશ્રી ત્ર્યંબકલાલ લખમીચંદ શાહ—લીંબડી.

નારદે એકવાર શ્રીકૃષ્ણને કહ્યું કે "ભગવાન્! મ્હને "માયા" બતાવો. ભગવાને તેમ કરવા હા કહી. પછી થોડા દિવસ વીત્યા બાદ બન્ને જણ જંગલમાં મુસાફરી કરતા હતા એવામાં શ્રીકૃષ્ણે નારદને કહ્યું કે 'મ્હને પાણીની તૃષા લાગી છે અને તેને લીધે મ્હારા પ્રાણ નીકળી જાય છે. માટે તારીદે જઈને કોઈ જગ્યાથી પાણી લઈ આવ." નારદે તે હુકમ તરત અમલમાં આણ્યો. થોડે દુર એક ન્હાનું ગામડું હતું તેમાં પેસી નારદે એક ઘરનાં બારણા ઠેલ્યાં. તુરત દ્વાર ખુલ્યાં અને વીજળી પેઠે એક બાળા ઝબકી ઉઠી. નારદ તેજમાં અંજાઇ ગયો મૂઢ માફક થઇ ઉભોજ રહ્યો. પોતે પાણી લેવા આવ્યો છે, પોતાના ગુરૂના પ્રાણ જાય છે, એ વાત વીસરીજ ગયો અને તે બાળાની સાથે પ્રેમમાં પડ્યો. કેટલોક વખત ગયા પછી તે બન્ને પરણ્યા અને ઘર સંસાર માંડ્યો. બાર વર્ષે ત્હેમણે અમન ચમનમાં ગુજાર્યાં. જર-જમીન-જોરૂ-અને છોરૂ-સર્વમાં મજાહ પડી; એવામાં જબરી રેલ આવવાથી ગામ તણાયું નારદ પણ તણાયો ત્હેના એક હાથમાં સ્રીને મજબુત પકડી રાખી હતી, બીજા હાથમાં બે બાળકો ઉંચકી રાખ્યાં હતાં -એક છોકરૂં ખભા ઉપર રાખ્યુ હતું અને આવી દશામાં ભાઈ સાહેબ પુર સાથે બાથોડિયાં મારતા તણાતા હતા! જરા આગળ વધ્યાને પાણી ઉંડું અને જોસબંધ વ્હેતું આવ્યું, ત્હાં ખભા ઉપરનું બાળક ત્હેમાં ખરી પડયુ અને નારદે નિરાશાની ચીસ પાડી. એ બાળકને બચાવવા જતાં હાથમાંનાં બન્ને બાળકો પડી ગયાં અને તેની દૃષ્ટિ આગળથી સપાટા બધ તણાઈ ગયાં. આખરે ત્હેની મનહારિણી પ્રિયા પણ તણાઇ ગઇ અને ત્હેને બચાવવા જતાં તે પોતેજ તણાયો! તે એક કિનારા ઉપર પાણીનાં મોજાંથી અફળાઇને મહાદુઃખી અવસ્થામાં બેઠો, અને વ્હાલાંઓના મૃત્યુના શોકમાં ગોથાં ખાવા લાગ્યો. એવામાં પાછળથી જરા ખખડારો થયો અને અવાજ સંભળાયો. "બેટા! ક્યાં છે જળ! તું મ્હારા માટે જળ લેવા ગયો હતો અને હું અહીં રાહ જોઇ બેઠો છુ. અડધા કલાક સુધી ત્હેં શું કર્યું! અડધો કલાક! માત્ર અડધોજ કલાક! બાર વર્ષ વીતી ગયાં; અને સ્રી પરણ્યો અને ત્રણ છોકરાં ઉછેર્યાં, તોપણ હજી અડધો કલાક! અને આજ "માયા!" ન ઓળખતા હો તે ઓળખી લેજો. એ—જેનો ભેદ ન પમાય તેની "માયા!"

# ભ્રાતૃભાવ.

લેખકઃ ભાઈશ્રી મોહનલાલ પી. આસર—અમરેલી.

( ઉંમર વર્ષ—૧૨. )

મુંબઈ ઇલાકામાં ગોવા નામે શહેર છે. તે પૉર્ટુગાલના લોકોને તાબે છે. સોળમા સૈકામાં પૉર્ટુગાલથી એક વહાણ ગોવે જવા ઉપડયુ. તેમાં આસરે ૧૨૦૦ માણસો હતા. કેટલાક દિવસ સુધી તે વહાણ કિનારે કિનારે ચાલ્યા પછી ભરદરીયે હંકાર્યું. એવામાં એક દહાડો સુકાનીની ગફલતને લીધે તે એક ખડક ઉપર અથડાયુ તેથી સઘળાને લાગ્યું કે નિશ્ચે મોત આવ્યું. તેમાંથી બચવાના ઇરાદાથી કૅપ્ટને વહાણની સાથે બાંધેલી એક હોડી છોડવાનો હુકમ આપ્યો, અને દરિયામા મુકી તેમાં થોડું અનાજ ભરાવ્યું. પછી ઓગણીસ માણસોને લઈને તે પોતે તેમાં કુદી પડયો ને હોડી હંકારી. પેલું વહાણ સમુદ્રને તળીએ બેઠું. ચાર પાંચ દિવસ પછી કૅપ્ટન મરી ગયો. તેની જગોએ એક નવો કૅપ્ટન નીમાણો આ નવા કૅપ્ટનને માલુમ પડયું કે અનાજ થોડું રહ્યુ છે તેથી અનાજ બચાવવાને માટે તેણે ઠરાવ કર્યો કે હોડીમાંના માણસોના નામની ચીઠી કરવી, અને તે કાઢતાં દર ચોથી ચીઠીમાં જેનું નામ આવે તેણે પાણીમાં કુદી પડવું. ઉપર પ્રમાણે ચીઠી કાઢતાં ત્રણ માણસ મોતને શરણ થયા. ચોથી ચીઠી તે દેશના ગૃહસ્થના નામની હતી. તે કુદી પડવાની તૈયારીમાં હતો એટલામાં તેના નાનાભાઈએ વિનંતી કરી કે "તમારે બદલે મને મરવાની આજ્ઞા આપો. કારણકે તમારી પાછળ છોકરાં તથા સ્ત્રી છે, જે તમારા ઉપર આધાર રાખે છે. અને મારી પાછળ કોઇ નથી." નાનાભાઈનું બોલેલું સાંભળીને મોટાભાઈની છાતી ભરાઇ આવી. અને તેણે ઉત્તર આપ્યો કે "તું મારો નાનો ભાઈ છે તો મારે બદલે મરવા દેવાનું હું કેવી રીતે કબુલ કરૂં? હજી તેં સંસાર માંડયો નથી અને તારા કોડ તે પુરા કીધા નથી. વળી નિયમ પ્રમાણે ચીઠીમાં મારૂં નામ નીકળ્યું છે. માટે મારેજ મરવું ઘટે છે." આટલું કહ્યા છતાં પણ નાનાભાઈએ માન્યું નહિ. અને મોટાભાઈને તે બાઝી રહ્યો.

નાનાભાઈનો આટલો પ્રેમ જોઈ બધા છક થઇ ગયા અને મોટાભાઈને સમજાવ્યો. તેથી તેણે આગ્રહ છોડી દીધો અને નાનાભાઇને મરવાની રજા આપી. તે બે ભાઇઓ છુટા પડયા. કે બીજા લોકોએ હોડીપરથી નાનાભાઇને હડસેલી મૂકયો. હવે એવું બન્યુ કે તે ધર્મ બજાવનાર ભાઈ પાણીમાં પડયો તોપણ મરણ પામ્યો નહિ. તેનું કારણ એ કે દુરથી જમીન દેખાવા લાગી હતી એટલે હોડીમાંના લોકોને દયા આવી અને મહેનત કરી ઉંચકી લીધો. તેને જોઇ મોટાભાઇના આનંદનો પાર રહ્યો નહિ.

# બાલ–પ્રવાસ.

[ સુન્દરી સુબોધ-ઇનામી હરીફાઇઓને અંગે. બાલકો તરફથી પ્રવાસ વગેરેનાં વર્ણન માગવામાં આવ્યાં હતાં. હેમની જિજ્ઞાસા તથા અવલોકન અને વર્ણન કરવાની શક્તિ ઉત્તેજિત થાય, એ આવા પ્રયાસનો હેતુ છે. મળેલાં લખાણ બાલકોનાં હોય, હેમાં ઘણી ન્યૂનતા રહે એ સ્વાભાવિક છે. છતાં આવા પ્રયાસના નમૂના દાખલ, યોગ્યતાના અનુક્રમમાં, તે લેખો અહિં પ્રકટ કરવામાં આવ્યા છે. ખાસ હરીફાઈનો નિર્ણય આ અંકની શરૂઆતમાં આપવામાં આવ્યો છે.

—તંત્રી, સુ. સુ.]

## ઈનામી અહેવાલ.

### ૧ બાલિકાઓએ લખેલા.

## દ્વારિકાની મુસાફરી.

લેખક:—બ્હેનશ્રી શારદા ચીમનલાલ સેતલવાડ—મુંબાઇ.

(૧૯૧૩ ના ડીસેંબર માસમાં મારા કુટુંબનાં કેટલાંએક માણસો સાથે હું દ્વારકાની જાત્રાએ ગઇ હતી. તે વખતે મુસાફરીમાં મને ઘણોજ આનંદ પડેલો તથી તેના બધા બનાવ તથા દેખાવની નોંધ મેં ડાયરીમાં રાખી હતી. આ નોંધ ત્યાર પછી મારી પાસે પડી રહી હતી. ત્યાર બાદ સુન્દરી સુબોધમાં ઇનામી હરીફાઇની ખબર મારા વાંચવામાં આવી એટલે એ ડાયરીને આધારે આ દ્વારકાની મુસાફરીનું વર્ણન લખી મોકલ્યું છે.)

"દ્વારકા જવાના બે રસ્તા છે. એક આગગાડીનો, અને બીજો આગબોટનો આગગાડીનો રસ્તો અગવડવાળો [illegible] અને હમ્મેશાં [illegible] અમે આગબોટને રસ્તે ગયાં હતાં. શનીવાર, તા. ૨૭ ડીસેંબર ૧૯૧૩ ને દિવસે [illegible] આગબોટ ઉપડવાની હતી. [illegible] [illegible] હવે બધાં ગભરાયાં હતાં. [illegible] બધો સામાન બાંધી દીધો હતો. ત્યાર [illegible] ફેરફાર કર્યો હતો, તે [illegible] કપડાં પહેરીને બધાં બંદર પર ગયાં. [illegible] અમને [illegible] [illegible] હોડીનો એક નાનો ધક્કો [illegible] [illegible] ના શોકમાં [illegible] જવા માટે એક નાની હોડીમાં [illegible] જગા લેવા [illegible] સંભળાયો. "[illegible] આગબોટમાં બેસી શકત. કારણ કે [illegible] કર્યું? [illegible] [illegible] રાહ જોઇ [illegible] કિનારા સુધી આવી શકે. અને નાનું છોકરું [illegible] કલાક! ભાર [illegible] હતું. અમારા વર્ગમાં બીજા કોઇ [illegible] અંધારો કલાક! [illegible] નહતી પહેલાં તો અમે અમારી [illegible] તે ઓળખી [illegible] એ–જેનો ભેદ ન પમાય તેવી [illegible] બધો દેખાવ જોવાને વખતે [illegible] સરસ દેખાતો હતો. પહેલાં

તાજમહાલ હોટેલ નજરે પડી. તેની સાથેજ કોલાબાની દીવાદાંડી દેખાતી હતી. બીજાં બધાં મકાનો પણ નાનાં નાનાં અને સુંદર દેખાતાં હતાં. અમારી પાસે નાનું સરખું દુરબીન હતું, તેમાંથી આ બધો દેખાવ જોવાની ઘણીજ મઝા પડતી હતી. પણ સૌથી વધારે મઝા તો અમને અમારો બંગલો જોવાની પડી. અમારો બંગલો દરીયા કિનારે હોવાને લીધે દુરબીનમાંથી જણાઇ આવતો હતો. પછી તો તુતક ઉપર ઘણો પવન લાગવાથી હમે સર્વ કેબીનમાં ગયા. અને ત્યાં પાનાં વગેરે રમીને વખત ગાળ્યો. સાંજે આગબોટ ઝોલાં ખાવા લાગી, તેથી હમારામાંનાં કેટલાએકને મોળ આવવા લાગી, પણ સારે નશીબે હું બચી ગઇ. આ કારણથી તેઓને ખાવાની પણ રૂચી રહી નહોતી. બાકીનાં જેઓને રૂચી હતી તેઓ રાતનું ભોજન લઇ, અમે બધાં સુઇ ગયાં.

બીજે દિવસે એટલે રવીવાર તા. ૨૮-૧૨-૧૩ ને દીવસે સ્હવારના પહોરમાં ૭ વાગે વેરાવળ આવ્યું અને સ્ટીમર ત્યાં ઉભી રહી. ખરેખર ! ત્યાંનો દેખાવ એવો સરસ લાગતો હતો અને મકાનો એવાં તો સુંદર દેખાતાં હતાં કે તે બધાંનું વર્ણન કરી શકતી નથી. ત્યાંથી સ્ટીમર ઉપડી તે દસ વાગતે માંગરોળ ઉભી રહી. માંગરોળી સોપારી આવે છે, તેજ માંગરોળ આ હશે. ત્યાંથી સ્ટીમર આગળ ચાલી એટલે હમે બધાએ ભોજન લઇ લીધુ. તથા આરામ લીધો અને રમ્યાં. ત્યાર પછી બપોરે ત્રણ વાગતાં જાણીતું ગામ પોરબંદર આવી પહોચ્યું. અહીંનો દેખાવ પણ ઘણો સરસ લાગતો હતો પોરબંદરની દીવાદાંડી અને બીજાં મકાનો બહુ સુન્દર દેખાતાં હતાં. મેં દુરબીનમાંથી કૃષ્ણ પરમાત્માના સખા સુદામાનું મંદીર જોયુ. પોરબંદર મોટું ગામ હોવાને લીધે આગબોટ ત્યાં બે કલાક ઉભી રહી. પછી આગબોટ ત્યાંથી ઉપડી અને રાત પડતાં હમે સર્વ જમીને સુઇ ગયાં.

બીજે દિવસે એટલે સોમવાર તા. ૨૯-૧૨-૧૩ ને રોજ સવારનાં પહોરમાં દ્વારકા આવ્યું. અહીં કાંઇ મુંબાઇનાં જેવી ગોદી નહતી. તેથી આગબોટ કિનારાથી ઘણી દુર ઉભી રહી હતી. અમારે પહેલાં તો હોડીમાં ઉતરવું પડયું. અત્યારે દરીયો તદન શાંત હતો. હજી અજવાળું થયું નહોતું, તેથી તારાનો આછો આછો પ્રકાશ પડતો હતો. હોડી કિનારાની પાસે આવી લાગતાં ત્યાં છગછગમાં પાણી હોવાને લીધે અમે બધાં ગામમાંથી આવેલી ખુરસીઓમાં બેઠાં અને મજુરોએ તે ખુરસીઓ ઉપાડી લઇ કીનારે મુકી. અમે સર્વેએ મુંબાઇવાળા શેઠ પુરશોતમ માવજીની ધર્મશાળામાં ઉતારો લીધો. આ ધર્મશાળા કિનારા પર છે અને ઘણીજ સગવડવાળી છે.

ઉતારાની ગોઠવણમાંથી પરવાર્યા પછી અમે સર્વે ગોમતીમાં નાવા ગયાં. શીયાળાનો દીવસ હતો તેથી પાણી ઠંડાં હતાં અને ટાઢ પણ ઘણી હતી. ત્યાંથી અમે દરશન કરવા ગયાં. પહેલાં શંકરાચાર્યની બેઠક જોઈ અને ત્યાંથી રણછોડજી ગયાં. રણછોડજીનું મંદીર ઘણું ભવ્ય છે. તેને ૫૬ પગથીયાં છે. આ મંદીરની અંદર જુદા ભાગમાં શ્રીકમજી અને પ્રદ્યુમનજીની મુરતીઓ છે અને પુરશોત્તમ ભગવાનની પણ મુરતી છે. વળી એક ભાગમાં પાતાળમાં રહેલા કામેશ્વર મહાદેવ પણ હતા. આ બધાંનાં દરશન કરી અમે પાછાં ઘેર ગયાં. ત્યાં ભોજન લીધું તથા રણછોડજીના મંદીરમાંથી પ્રસાદ આવ્યો હતો તે લીધો. બપોરે

આરામ લઇને ત્રણેક વાગતાં શેઠ પુરશોત્તમનો મહેલ જેવો બંગલો જોવા ગયાં. આ બંગલો ઘણોજ સરસ રીતે બાંધેલો છે. તેની આસપાસ વીશાળ બાગ છે. બંગલામાં તેમનાં માતા, પીતા તથા સ્વર્ગસ્થ પત્નીનાં સુંદર પુતળાં છે. વળી ઘોડાપર બેઠેલા શીવાજી મહારાજનું પુતળું પણ ત્યાં ઘણી સંભાળથી રાખવામાં આવેલું છે. પછી અગાશીમાં જઇને સૂર્યાસ્તનો સુંદર દેખાવ અમે જોયો. ત્યાર પછી રાત્રે દરશન કરી આવીને પછી અમે નીદ્રાવશ થયાં.

બીજે દિવસે એટલે મંગળવાર તા. ૩૦-૧૨-૧૩ ને દિવસે બેટમાં જવાનું ઠરાવ્યું હતું. દશેક વાગતાં અમે ગાડીઓમાં નીકળ્યાં અને બેએક કલાકે કિનારે આવી પોચ્યાં. ત્યાંથી હોડીમાં બેસીને બેટ જવાનું હતું. હોડીમાં ઘણીવાર લાગી અને તે વખતમાં ગોર મહારાજે રણછોડજીની કાચી મુરતી કેમ નીકળી તે વીષે વાત કહી. પછી અમારી હોડી બેટના કિનારા પર આવી ત્યાં પ્લેટફોર્મ જેવું હોવાને લીધે ઉતરવાની ઘણી સારી સગવડ હતી. અહીં અમે ધર્મશાળામાં ઉતારો લીધો હતો. તેમાં વાસણ, ગોદડાં વગેરેની સારી સગવડ હતી. જમ્યાવાર પછી અમે ગામ જોવા તથા દરશન કરવા ગયાં. ત્યાં બે તળાવો છે, એક શંખદ્વાર અને બીજું રણછોડ તળાવ. ત્યાં દ્વારકાનાથનું મોટું મંદીર છે. આ મંદીરમાં દેવકીજીની તથા શ્રીકૃષ્ણની પટરાણીઓની પણ મુરતીઓ હતી. અહીં અને બીજે દરશન કરીને સાંજનાં ઘેર ગયાં.

બીજે દિવસે એટલે બુધવાર તા ૩૧-૧૨-૧૩ ને રોજ પણ અમે બેટમાં હતાં. તે દિવસે પણ ઘણે ઠેકાણે દરશન કર્યાં અને ઘણી જગાઓ જોઇ. બપોરે બોટમાં બેસીને દ્વારકા ગયાં.

બીજે દિવસે એટલે ગુરૂવાર તા. ૧-૧-૧૪ ને દિવસે વળી પાછા દ્વારકામાં દરશન કર્યાં અને ઇસ્પીતાલ વગેરે જોવા ગયાં. એક બ્રાહ્મણે પંદર વરસથી મુનીવ્રત લીધું હતું તેને જોવા અમે ગયાં હતાં. તેની ઝુંપડી માટીની હાથીનાં આકારની જરા જોવા લાયક હતી. આ પ્રમાણેજ શુક્રવાર અને શનીવાર પણ હમે દ્વારકામાં ગાળ્યા અને ઘણાં દરશન કર્યાં, ઘણી જગાઓ જોઇ, તથા બીજો ઘણો આનંદ કર્યો.

ત્યારપછી તા. ૪-૧-૧૪ ને રવીવારને દિવસે અમે સ્ટીમર "શેતરંજી"માં બેસીને પાછા મુબાઇ આવવા નીકળ્યાં દ્વારકાં જતી વખતે બધી મુસાફરીનો હેવાલ વીગતવાર લખ્યો છે તેથી આ વખતે તે ફરીથી લખતી નથી. પણ એક વાત જરા લખવા જેવી [illegible]ારે અમે અરધે રસ્તે આવ્યાં અને બરદરીયામાં હતાં ત્યારે સ્ટીમરમાં કાંઇ સંચો [illegible]ને અટકી અને હમે બધાં [illegible]જ ગભરાયાં. અમને તો એમ લાગ્યું કે હવે [illegible]જ અટકશે કે [illegible] પણ સ્ટીમરના બાહોશ કપ્તાને તથા બીજા માણ[illegible] [illegible]વારમાં [illegible] ભાગ સમો કર્યો અને અમારા બધાનાં જીવમાં

# મુંબાઈ.

લેખકઃ બ્હેનશ્રી સુલોચના ભવાનીદાસ મોતીવાળા.–મુંબઈ.

મુંબઈ બેટ હિંદુસ્તાનની પશ્ચિમે આવેલો છે એમાં જોવા લાયક સ્થળોનાં નામ નીચે પ્રમાણે છેઃ વેધશાળા, ટાઉનહૉલ, રાજાબાઈ ટાવર, ટંકશાળ, ક્રાફર્ડ માર્કીટ, મેડહાઉસ, મ્યુનીસિપાલટીની ઓફીસ, બોરી બંદરનું સ્ટેશન, યુનિવર્સિટીહોલ, સેક્રેટેરીએટ, હાઈકોર્ટ, વિક્ટોરિયા ગાર્ડન અને તેમાનું મ્યુઝીયમ, એલફીસ્ટન કોલેજ, પોષ્ટ ઓફીસ, ટેલીગ્રાફ ઓફીસ. સર જમસેદજી જીજીભાઈ આર્ટ સ્કુલ, અંજુમાન ઈસલામ સ્કુલ, ગોકલદાસ તેજપાલ હોસ્પીટાલ, યુરોપીયન જનરલ હોસ્પીટાલ, નેટીવ જનરલ લાયબ્રેરી, તાતાપેલેસ, તાજમહાલ હોટેલ તથા વિક્ટોરિયા અધશાળા, એ ઉપરાત પરેલ તેમજ વાલકેશ્વરનો સરકારી મહેલ, એ ઉપરાંત બીજી ઘણી શોભાયમાન ઇમારતો છે. અને જૂદે જૂદે ઠેકાણે મુકેલાં મરહુમ મહારાણી, ગવર્નરોનાં અને લોકપ્રિય શહેરીઓના પુતળાં જોવા લાયક છે.

મુંબઈ શહેર મુંબઈ ઇલાકાની રાજધાની છે અને એ વેપારનું મુખ્ય મથક છે. એનું બંદર ઘણું સુંદર છે. એનું નામ પાલવા છે. મુંબઈના બારામાં ધારાપુરી નામનો બેટ આવેલો છે. એ બેટ પથ્થરમાં કોતરી કાઢેલી મુર્તીઓને માટે પ્રખ્યાત છે. એમાં રામ, ભરત, અને દત્તાત્રીની મુર્તીઓ આગળ હતી, પણ હમણાં ખંડીએરો છે. મુંબઈ શહેર હુન્નર અને ઉદ્યોગને માટે પ્રખ્યાત છે. પૃથ્વીપરના ઘણા લોક અહિં વસે છે. ચીન, જાપાન, અફગાનીસ્તાન, વગેરેના લોકો તેમજ બંગાળા, મદ્રાસ, પંજાબ, સિંધ, મારવાડ, વગેરેના લોકો અહિં જોવામાં આવે છે. તેમનું આવવાનું મુખ્ય કારણ વેપાર છે. ગવર્નર સાહેબ ડિસેંબરથી માર્ચ સુધી મુંબઈમાં રહે છે. અને એમનું રહેવાનું મલબાર હીલ ડુંગરપર છે. મુંબઈમાં ન્યાયની અદાલત હાઈકોર્ટ છે. લોકોને ચોખ્ખું પાણી પહોંચાડવાને સારૂં વિહાર તથા તુળસી તળાવ બંધાવ્યાં છે શહેરમાં વિજળીના બળથી ટ્રામ ચાલે છે અને ગ્યાસના દીવા કરવામાં આવે છે. મુંબઈના બહારના લોકોને આવજાવ કરવા સારૂં રેલવે છે. મુંબઈમાં હજારો કારીગરો પોતાના ઉદ્યમવડે ગુજરાન ચલાવે છે પણ મોટો ઉદ્યમ સુતર કાંતવાનો છે. તેથી મીલોમાં હજારો માણસોની રોજી ચાલે છે. મુંબઈના બારાનો વિસ્તાર મોટો છે. હિંદુસ્તાનમાં સૌથી મોટાં બંદરોમાંનું તે એક છે. અહિંયા આગબોટો અને વહાણો જથાબંધ રહે છે. બારૂં જમીનથી ઘેરાયલું હોવાથી તોફાનમાં પણ વહાણો જથાબંધ સલામત રહે છે. લોકોનો મોટો ભાગ મુંબઈના બીજા ભાગમાં વસતો હોવાથી આવજા માટે ટ્રેનોને લીધે બહુ સગવડ છે. વેપારને માટે પણ રેલવેની મોટી સગવડ છે. આ બેટ સમુદ્રની વચ્ચે આવેલો હોવાથી ઘણી ગરમી કે ઠંડી પડતી નથી. અહિંયાં ભાષા ઇંગ્રેજી, મરાઠી, ગુજરાતી કે ઉર્દુ બોલાય છે. પણ સરકારી કામકાજમાં ઇંગ્રેજી ભાષા બોલાય છે. આ ઉપરાંત બીજી ભાષાઓ પણ બોલાય છે, કેમકે પરદેશથી વેપારીઓ મોટી સંખ્યામાં વેપાર માટે આ જગ્યાએ આવે છે. કેળવણી માટે આ શહેરમાં ઘણા સારાં વિદ્યાલયો છે. વિધવાઓને રહેવાને સારૂં અહિંયા કેટલાક આશ્રમો છે તેમનો એક વનિતાવિશ્રામ છે. આ બેટ સપાટ છે પણ આસપાસ નીચા ડુંગરાઓ છે. મુંબઈનો આકાર લગભગ ત્રીકોણ છે. મુંબઈમાં મોટી ઇમારતો,

ઓફીસો, તથા વેપાર હુન્નરના તથા કેળવણી ખાતાંઓ અને ઘણી વસ્તી છે. તેથી એને મુંબઈ શહેર કહે છે.

મમ્માદેવી અથવા મુમ્બાદેવીપરથી આ શહેરનું નામ મુંબાઇ પડ્યું છે. કંપનીએ પોતાના હાથમાં આ બેટ લીધા પછી એણે એને એક મોટું શહેર બનાવી દીધું છે. પરદેશ જોડે મુંબઇનો વેપાર ૮૭ કરોડ રૂપીયાનો છે. તે ઉપરથી તમને ખ્યાલ આવશે કે તે કેટલું અગત્યનું સ્થાન છે. પરદેશથી માલ અહિં આવે છે, અને પરદેશ અહિંઆનો માલ જાય છે. આ બેટમાં વરાળયંત્રથી ચાલતા કાંતવાનાં અને વણવાના સંચા ૮૫ કરતાં વધારે છે, રેશમી અને ગરમ કાપડ પણ મીલોમાં વણાય છે. જેમ મુંબઇ અને અમદાવાદ વચ્ચે જલદીથી સંદેશો મોકલવા તારના દોરડાં નાંખેલા જોવામાં આવે છે, તેમજ મુંબઈ અને દુરનાં શહેરો જેવાં કે લંડન વગેરે તરફ સંદેશો મોકલવા સારૂ, દરીયામાં તારનાં દોરડા નાખેલાં છે.

મુંબઇ ઇલાકામાં ઉંચી કેળવણીનું મુખ્ય સ્થાન મુંબઇ છે. અને ઇલાકાના જુદા જુદા ભાગમાંથી છોકરાઓ કેળવણીને માટે અહિં આવે છે. મુંબઇમાં અંજીર, ચટકું, પેર, કેરી, વગેરે ફુટો થાય છે. અને શાકભાજી પણ થાય છે મુંબઇમાં ફરવાનાં સ્થળો પાલવા બંદર, તુલસી તલાવ, વિક્ટોરિયા ગાર્ડન, ચોપાટી, વગેરે છે. વિક્ટોરિયા ગાર્ડનનું મ્યુઝીયમ ઘણું જોવા લાયક છે અને તેમાં મરેલાં પ્રાણીઓને માટીથી સ્વચ્છ બનાવી શોભાયમાન દેખાય તેમ ગોઠવેલાં હોય છે.

---

# ગિરનારની યાત્રા.

લેખકઃ બ્હેનશ્રી ઇન્દુમતી ભોગીલાલ.—જસદણ.

મારા ભાઇના બાળમોવાળા ઉતરાવવા સારૂ રાજકોટથી અમે બધાં જુનાગઢ ગયાં હતાં. સાંજે પાંચ વાગે જુનાગઢ પોંચ્યા હતાં, ત્યાં રાત રહી વળતે દિવસ સવારમાં ટાંગા ભાડે કરી ગીરનાર જવા ઉપડ્યાં. અમે આસપાસનો દેખાવ જોતાં ચાલતાં હતાં. ભરથરીની ગુફા આવે છે ત્યાં ભરથરીની તથા ગોપીચંદની મુર્તીનાં દર્શન કરી અમે આગળ ચાલ્યાં. દેખાવ બહુ સારો હતો. મીઠો પવન આવતો હતો ઝાડવાં પણ ચારે તરફ આવી રહ્યાં હતાં. પછી અમે સુવાવડી પરબ આવ્યાં. ત્યાં દર્શન કરી અમે ત્યાંથી ચાલ્યાં. થોડીકવાર પછી અમે ભાગી પરબ આવી પોંચ્યાં. ત્યાં થોડીકવાર રોકાણાં. ઠંડું પાણી પી પાન, સોપારી ખાઇ વિસામો લીધો, ત્યાંથી પછી અમે જરાક છેટે ચાલ્યાં. ત્યા ગૌમુખી ગંગા આવે છે. પણ અમે ત્યાં ન જાતાં પરબારાં અંબાજી ગયાં. ત્યાં જઇ મારા ભાઇના બાળમોવાળાની લટ કપાવી માતાને પગે લગાડયો. અમે એક પડખે જુની જેવી ધર્મશાળામાં ગયાં. ત્યાં નાસ્તો કરી ચા પીધો, પછી અમે ગૌમુખી ગંગા ગયાં. ત્યાં પાણીની ગાયના મોઢામાંથી પાણી પડતું હતું, તેનું આચમન લીધુ. ત્યાં બે મોટા ચોકખા પાણીના કુંડ છે તેમાં બધું પાણી જાય છે. ત્યાં કેટલાક શીવનાં દેરાં છે ને જાત્રાળુ સારૂ એક ધર્મશાળા છે. તેમાં અમારે ઉતરવાનો વિચાર હતો પણ તે જગ્યા બીજાએ રોકી હતી, તેથી અમે પાછાં ઉપરકોટ આવ્યાં અને ત્યાં જઇ રસોઈ કરી. અહીં અમે બધાં ઠેકાણાં જોઇ આવ્યાં પછી ત્યાં રાત રહી વળતે દિવસ ગીરનાર ઉતરવા માંડ્યાં દેખાવ ગઇ કાલ જેવો જોવા જેવો હતો.

બાલકોનો અંક. (ચાલુ)

# સુન્દરી સુબોધ.

વર્ષ ૧૨ મું. ]　　　　　જુન ૧૯૧૫.　　　　　[ અંક ૧૦

## વાલ પ્રવાસ.

૧. બાલિકાઓએ લખેલા [ ચાલુ ]

### પુનાની મારી મુલાકાત.*

લેખક: બ્હેનશ્રી નાથીબ્હેન ત્રિ. મહુવાકર.–મુબાઇ.

ગયા વર્ષમાં ઈસ્ટરની રજા ગાળવા હું અમારા બધા કુટુંબ સાથે પુને ગઈ હતી. માર્ચ મહિનામાં એક રાત્રે અમે બોરીબંદરને સ્ટેશને ગયા. અમારી સાથે મારા પિતાના મિત્રનું કુટુંબ હતું. તેમાં મારી એક બેનપણી હતી, જેને જોઇને મને ઘણો આનંદ થયો. સ્ટેશન ઉપર પેસેન્જરોની ઘણીજ ધમાલ હતી. રાત્રીનો સમય હોવાથી અમે ઘાટોવાળા પ્રદેશનો દેખાવ જોઇ શક્યા નહિ પ્રભાતમાં અમે પુને પહોંચ્યા. પુના પેશ્વાઓની રાજધાની તરીકે મશહુર છે. હજીપણ તે દક્ષિણનું મુખ્ય મથક છે, અને ઘણી રેલ્વેઓનું જંકશન છે. ત્યાં જોવાનાં ઘણાં સ્થળો છે. ત્યાંની હવા નિરોગી અને ખુશનુમા છે. ઘણા માણસો હવા ફેર કરવા ત્યાં જાય છે મુંબઇ ઇલાકાનો ગવર્નર ચોમાસામાં ત્યાં રહે છે.

પુનામાં સ્કુલો, કોલેજો, હોસ્પીટલો, સરકારી ઓફીસો તથા ઘણાં જાહેર મકાનો છે. પુના બે ભાગમાં વહેચાએલું છે—શહેર તથા કેમ્પ સોલજરોનાં રહેઠાણો તથા મુંબઇના લોકોના બંગલાઓ કેમ્પમાં આવેલાં છે. અમે પહેલે દિવસે "સોલ્જર ગાર્ડન" ( Empress Garden ) જોવા અમારા મિત્રો સાથે નીકળ્યાં. અમે ધારતાં હતાં કે તે બગીચો નજદીકમાં હશે પણ પછી અમને માલમ પડયું કે અમારા ધારવામાં ભૂલ થઇ હતી. રસ્તામાં અમે સોલ્જરોનાં રહેઠાણો તથા ઘોડાની સરતનું મેદાન જોયું. કેમ્પના રસ્તાઓ સુંદર તથા વિશાળ હતા, અને બંને બાજુએ આવેલાં મોટાં વૃક્ષોની છાયા રસ્તા

* આ અને સાથેનો લેખ પાછળથી મળેલા હોવાથી ઉત્તમતાના ક્રમ પ્રમાણે ગોઠવાયલા નથી.
—તંત્રી. સુ. સુ.

ઉપર પડતી હતી. મુંબઇના જેવો ઘોંઘાટ તથા દોડાદોડી ત્યાં હતાં નહિ. સઘળે સ્થળે શાંતિ પ્રસરી રહી હતી. સુંદર કમ્પાઉન્ડ અને બગીચાવાળા, નાજુક બેઠા ઘાટના બંગલાઓ રસ્તાની બંને બાજુએ આવેલા હતા આ સઘળું જોયા બાદ અમે સોલ્જર ગાર્ડનમાં પહોંચ્યા. બગીચો ઘણો શાંત અને દેખાવ એકાંત તથા રમણીય હતો કલાકોના કલાકો ગાળતાં કંટાળો આવે નહિ, પરંતુ ઘણો આનંદ ઉપજે તેવો હતો, જુદી જુદી જાતનાં પક્ષીઓ ત્યાં આવનાર મનુષ્યોને શાંતિ આપવા મધુર ગાયન ગાઇ રહ્યાં હતાં. અમે બગીચો અને તેની અંદરમાં જુદી જુદી જાતનાં નાનાં મોટાં વૃક્ષો અને જેને વાસ્તે પુના વખણાય છે, તેવાં મોટા કદનાં સુંદર ગુલાબો જોયાં. અમે થોડો વખત બગીચામાં હર્યાં ફર્યાં તેવામાં અંધારૂં થઈ ગયું તેથી પાછાં ફર્યાં. નસીબજોગે અમને બે ખાલી ટાંગા મળી ગયા; તેમાં બેસીને અમે અમારે મુકામે સહી સલામત પહોંચ્યા. પુનાની હવા ખુશનુમા અને નિરોગી હોવાથી અમને રાત્રે મીઠી નિંદ્રા આવી.

બીજે દિવસે સાંજના અમે ટાંગામાં બેસીને પાર્વતીનું મંદિર જોવા ગયા. આ પુરાણું મંદિર જે વખતે પેશ્વાની રાજધાની પુનામાં હતી તે વખતનું બંધાવેલું છે. આશરે સોથી દોઢસો વર્ષ ઉપર તેઓની જાહોજલાલીનાં વખતમાં પેશ્વા મહારાજ હાથીની અંબાડીપર બેશીને પાર્વતી દેવીના મંદિરનાં દર્શન કરવા આવતા. તેથી હાથી ટેકરી ઉપર ચ્હડી શકે તેવા પહોળાં અને મોટાં પત્થરના આશરે ત્રણસેં પગથીયાં બંધાવેલાં છે. કેટલાક પરમાર્થી ગ્રહસ્થોએ ટેકરી ઉપર ચ્હડતાં થાકી ગએલાં માણસોને વચમાં આરામ લેવાને વાસ્તે જુદે જુદે ઠેકાણે બાંકડા મુકાવેલાં છે. આ ટેકરી ઉપર શંકરના વડીલ પુત્ર કાર્તિક સ્વામીનું મંદિર છે, જ્યાં સ્ત્રીઓને દર્શન કરવા જવાની મના છે, પાર્વતીનાં દર્શન કર્યાબાદ ઉપરની અગાશીમાં ગયા ત્યાંથી પુના શહેરનો અતિ સુંદર અને મનોરંજક દેખાવ દેખાતો હતો. કોઇ પણ દુઃખી મનુષ્યને પોતાનું દુઃખ બે ઘડી વિસારી કુદરતની શોભામાં ભાગ લેવાનું મન થયા વગર રહે નહિ. અમને ત્યાંથી ઘેર જવા જરા પણ મન થતું હતું નહિં; કારણકે ત્યાંની તાજી હવા અને શાંતિ અનુભવતાં કોઇને પણ તે જગા છોડી જવા ગમે નહિ ત્રીજે દિવસે અમે બન્ડ ગાર્ડન (Bund Garden) જોવા ગયા. પહેલાં સર જમશેદજીએ ત્યાંના ગરીબ લોકોને નિરંતર પાણી મળે, તેટલા વાસ્તે એક લાખ રૂપીઆ ઉપરાંતનો ખર્ચ કરીને આ બગીચાની પાસેની નદીમાં બન્ધ બંધાવીને એક સાર્વજનીક પુણ્યનું કામ કર્યું છે.

અમે એક દિવસ પ્રભાતમાં ટાંગામાં બેસીને સિંહગઢનો પ્રખ્યાત કિલ્લો જોવા ગયાં. આ ઐતિહાસિક કિલ્લો પુનાથી આશરે વીસ માઇલ દૂર આવેલો છે. એને પુના સાથે પાકી સડકથી જોડેલો છે. પુનાની આસપાસની જમીન ફળદ્રુપ હતી. અમે રસ્તામાં મુળા અને મીઠા નદીનો સંગમ તથા પાણીની નહેરો જોયાં. કિલ્લાની આસપાસનો પ્રદેશ રમણીય તથા નાની નાની ટેકરીઓથી ભરપુર હતો. સિંહગઢનો કિલ્લો આશરે બે હજાર ફુટ ઉંચો છે. અને ટેકરીપર ચ્હડતાં ચ્હડતાં થાકી ગયાં તેથી જ્યારે અમે ઉપર પહોંચ્યા ત્યારે પહેલાં તો થોડો વખત આરામ લીધો. ત્યારબાદ કિલ્લો જોવા નીકળ્યાં. સિંહગઢને ફરતી મજબુત પહોળી દિવાલ બંધેલી છે અને ઘણાં વર્ષો વિતવાથી કોઇ કોઈ જગ્યાએ તૂટી ગએલી છે. શિવાજી મહારાજે આ કિલ્લો લીધો હતો અને ત્યાં

ઘરકર ગોઠવ્યુ હતું. ઇતિહાસમાં આ કિલ્લાની જે જાહોજલાલી તથા અમલપતા વિષે વાંચવામાં આવે છે તે સાથે સરખાવતાં અમને આ કિલ્લો તદન ઉજ્જડ અને એકાંત લાગ્યો. હાલમાં કેટલાકો એક હવા ખાવાની જગ્યા તરીકે આ કિલ્લાનો લાભ લે છે. અને રહેવાને વાસ્તે તેઓએ કેટલાક છુટા છવાયા બંગલાઓ બંધાવ્યા છે. ત્યાં દેવકુંડ નામનો એક સ્વચ્છ મીઠા પાણીનો ઝરો છે. હવા માથેરાનની જેવી ખુશનુમાં છે. જો કે ત્યાંના જેવી ઝાડપાનની ઘટા અહિંઆ નથી. કિલ્લા ઉપરથી દુર નજર કરતાં આસપાસની ખીણો તથા ખેતરોનો રમણીય દેખાવ નજરે પડે છે.

અમે ૭ દિવસ મજામાં ગાળીને મુંબઇ તરફ રવાને થયાં. વળતી મુસાફરી વખતે દિવસનો સમય હોવાથી અમને પશ્ચિમઘાટની શોભા જોવાની તક મળી પર્વતોની અંદર ઇજનેરોએ રેલ્વે જવાનાં સંખ્યાબંધ બુગદાઓ (Tunnels) કોતરેલા છે જે અમે પસાર કર્યા.

---

# ડાકોરની જાત્રા.

લેખક: બ્હેનશ્રી નદગૌરી છોટાલાલ સેતલવાડ—અમદાવાદ.

એક વખત હમે પુનમે ડાકોર જાત્રા કરવાં ગયાં હતાં. હમે અમદાવાદથી ૭ વાગ્યાની સવારની ગાડીમાં બેઠાં. નવેક વાગે આણુંદ પહોચ્યાં. ત્યાંથી ડાકોરની ગાડીમાં લગભગ સાડા દશ વાગે અમે ડાકોર પહોચ્યાં અને હાથીખાને અમારે ઉતારે ગયાં. ત્યાં અમારો સામન મુકી પહેલાં ગોમતીજીમાં નહાવા ગયાં. ગોમતીજીને સામે કિનારે રણછોડજીનું મંદિર છે. રણછોડજીનું મંદિર અને ગોમતીજી એ બેની વચ્ચે મીઠાઇ અને કંઠીઓવાળાની દુકાનો છે. ગોમતીજીમાં પુલ બાંધેલો છે, તેમાં ભગવાનના પગલાં છે. તે પુલ ઘણો સુંદર દેખાય છે. ગોમતીજીમાં કોઈ કોઈ ઠેકાણે બે ત્રણ વાંસ ઉંડું પાણી છે, એવું અમે સાંભળ્યું છે. તેમાં મગર પણ રહે છે. ગોમતીજીમાં કોઇ વખતે કમળનાં ફૂલ થાય છે. ગોમતીજીમાં બીજે કિનારે હનુમાનજીનું દહેરૂં છે. કિનારે ઉભા રહીને જોઇએ તો ગોમતીજીનો દેખાવ બહુ રમણીય દેખાય છે. અમે ત્યાં નાહીને રણછોડજીનાં દર્શન કરવાને ત્યાં ગયાં. પણ દેખાવ ઘણોજ સુંદર દેખાતો હતો. મંદિરમાં પેસતાં ખુલ્લી જગો છે ત્યાં અને ઓટલે પથ્થર જડેલા છે. અંદર પેસતાં બારણાં પાસે અને મંદિરમાં આરસપહાણ જડેલા છે. ત્યાં નાના નાના બે ઓટલા છે. ઓટલા પાસે બે નાના કઠેરા છે. ઓટલા પાસે પુજારીઓ તહેવારને દિવસે ગાગેર લઈને બેસે છે. તેમાં લોકો જેને જેટલા નાંખવા હોય તેટલા પૈસા નાખે છે. પુનમને દિવસે રણછોડજીને કડાં, કંઠીપો, પગમાં ઝાંઝર વગેરે ઘણાં અલંકારો પહેરાવેલા હતા, તેની શોભાનો પારજ નહોતો વળી પુનમનો ભારે મુગટ પહેરાવેલો હતો. તે સીવાય સુશોભિત વાઘા પહેરાવેલા હતા, એક હાથમા મોરલી હતી, તેને ઘણીજ રૂપેરી બાંધેલી હતી. ત્યાં દર પુનમે કેટલાક માણસો રણછોડજીનાં દર્શન કરવા જાય છે. અને આસો મહિનાની પુનમે મોટો મેળો ભરાય છે. ત્યાંથી અમે સાંજે પાછાં આવ્યા હતા. ગાડીમાં બહુજ ભીડ હતી.

---

## ૨. બાલકોએ લખેલી.

# કણોદની જાત્રા.

લખાવનારઃ ભાઇ પ્રફુલ્લવદન લીનકરરાય સૈયદ.

લખનારઃ રા. રા. લીનકરરાય અચરતલાલ સૈયદ, બી. એ.–અમદાવાદ.

[ આ અહેવાલ મારા પુત્રે આપ્યો છે. તેની ઉંમર માત્ર આઠજ વર્ષની હોવાથી તે જાતે લખી શક્યો નથી, પણ મને તેણે લખાવેલું તે પ્રમાણે મેં માત્ર લખી લીધેલું છે. તે ગુજરાતી બીજા ધોરણનો અભ્યાસ કરે છે. તેની ભાષામાં કે શૈલીમાં મેં જરાપણ સુધારો કર્યો નથી, એ હું પ્રતિજ્ઞાપૂર્વક લખું છું. તમો જો અહેવાલ છાપો તો નીચેની બાબતની સૂચના કરવા કૃપા કરશો.

આ જાત્રા કણોદમાં ભરાય છે. તે અધિક વૈશાખમાંજ ભરાય છે. આવો અધિક વૈશાખ ૧૯–૧૯–વર્ષે આવે છે તેથી–તેમાં આ વખતે ૪૬ વર્ષે આવ્યો તેથી–નર્મદા કિનારે કણોદની આ જાત્રાનું મહાત્મ્ય વિશેષ ગણાયું હતું. કહે છે કે ત્યાં બાણાસુરે શિવજીનું તપ કરેલું તેથી તે પુરૂષોત્તમ માસમાં એક દિવસ નદીમાંથી શિવનું મોટું બાણ નીકળે છે. આ બધાં કારણોથી નર્મદા નદી કાંઠે કણોદની જાત્રાનું મહાત્મ્ય અધિક ગણાય છે. આ જાત્રા લખનાર બાળકે આશરે ૮–૧૦ કુટુંબનાં માણસો સાથે આ અધિક વૈશાખમાં કરી હતી. લીનકરરાય અચરતલાલ. ]

અમદાવાદથી હમે દોઢ વાગ્યાની ગાડીમાં નીકળ્યા. ભરૂચ સાત વાગ્યે ઊતર્યા. પછી હમે નર્મદા મીલમાં પહોંચ્યા. ત્યાં મારા દાદા ઇજનેર છે. તેમને ત્યાં રાત ને બીજો દહાડો આખો રહ્યા. રાતે હમે કોઇ જમ્યા ન હતા. પણ ચાહ પીને ઊંઘી ગયા. સવાર પડી એટલે ઊઠીને દાતણપાણી કર્યાં પછી ચાહ પીધો. પાનસોપારી ખાધાં. પછી હમારી જોડે જેટલા બધા હતા તેમને બધાને હમે મીલ બતાવવા લેઇ ગયા. મીલમાં એક મોટું એનજીન હતું. તે એનજીનમાં એક પૈડું હતું તે ૨૨ ફુટ મોટું હતું, અને તે મજબુત લોઢાનું હતું. પછી ત્યા ઊભા હતા અને જોતા હતા, એટલામાં એક યુરોપીયન આવ્યો, તે ત્યાંનો ઓફિસર હતો. તેણે લઇને ચાંપ દબાવી એટલે પૈડું એકદમ ઊભું રહ્યું. એટલે પછી એ પોતાની ઓફિસમાં ગયો. પછી હમે બધા નીચે ઉતર્યાં ત્યાં આગળ રૂનો એક સંચો હતો. રૂની ગાસડી લાવ્યા. બારીમાં મુકીને પછી બધું રૂ કાઢીને એક સંચામાં નાખ્યું તે રૂ બહુજ ખરાબ હતું. પછી તેમણે પૈડું ફેરવ્યું એટલે હમે બધાએ જોયુ તો એનાથી સહેજસાજ સારૂં રૂ ત્યાં માલમ પડયું પછી ત્રીજામાં જોયુ તો એનાથી પણ સારૂં દેખાયું, પછી ચોથામાં જોયુ તો વળી એનાથીએ સારૂં નીકળ્યું. પછી પાચમામાં જોયું તો તે ચોખ્ખું–બિલકુલ કચરા વિનાનુ હતું.–તે લોકોએ લઇને ગાંસડીમા નાંખ્યું. અને બાંધીને ગાસડી લારીમાં નાખી પછી મીલ જોઇને હમે બધા બહાર નીકળ્યા. ને બગલામાં આવ્યા. ને પછી હમે આવેલા હતા એટલે મારા દાદાએ શિખંડ મંગાવ્યું તે હમે કોઇ દહાડે નહોતું ખાધુ એવું સરસ હતું. પછી હમે જમીને બહાર આવીને બેઠા, ને હમારા દાદા ઉપર જઇને ખાટમાં સુઇ ગયા. ને હું મારા મામા જોડે પત્તાં રમવા બેઠો પછી મારા દાદા ઊઠયા ને મીલમાં ગયા. પછી

સાંજે હમે બધા નાના છોકરાંઓ બોલબેટ રમવા માંડયા. પછી રાત પડી. અને સવારે હમે ખાધેલું તેથી કેટલાક જમ્યા નહિ, ને તેમણે ચાહ પીધી. ને હમે થોડુંક જમ્યા. પછી ફોનોગ્રાફ વગાડયું ને પછી હમે બધા સુઈ ગયા.

બીજે દહાડે સવારે ઊઠયા. ને બે ગાડાં આવ્યાં હતાં એટલામાં પાછળથી ત્રીજું ગાડું આવ્યું. એમાં પછી હમે બેઠા. પછી ગાડું હંકાવ્યું, કણોદ આવ્યાં. ત્યાં મોટો મેલો ભરાયો હતો. ને લોકો બહુ હતા. ને મંદિરો બહુ હતાં તે હમે બધાંએ જાણ્યું કે આ બધી દુકાનોજ છે. એમ ધારીને હમે એને મેળો ગણ્યો હતો. પછી હમે આગળ આવ્યા. ત્યાં આગળ એક મોટું ટેકરા જેવું હતું. ને જાણે નીચે ખાડો ઉંડો–ખીણ હોય જાણે–તેવામાં નર્મદા નદી વહેતી હતી. ત્યાં ખોદેલું હતું, ( ઢાળ માર્ગ કરેલો હતો ) તેના ઉપર થઇને હમે નીચે ઊતર્યા. ત્યાં એક સામે હોડી હતી તે સ્ટીમર જેવી હતી. પછી અમે નાહ્યા. ત્યાં આગળ લોકો કહે છે કે નદીમાંથી બાણ નીકળે છે કારણ કે ત્યાં અગાડી બાણાસુરે તપ કરેલું હતું પછી નાહીને હમે કપડાં પહેર્યાં. ને મંદિરમાં દર્શન કર્યાં અને હમે શુકલતીરથ જવાને નીકળ્યા.–ને ગાડામાં બેઠા. શુકલતીર્થ પહોંચ્યા.

અહિં એક શુકલને ઘેર ઊતર્યા. તે હમને ઓળખતો હતો. ને પછી હમને વિચાર આવ્યો કે અહિં આટલાં મંદિરો છે ને નાહેલા છીએ. દર્શન કરી આવીએ અને નદીએ ફરી આવીશું, નહાવું કરવું નથી કેમકે નાહેલા છીએ. એટલે નદીએ ફરવા ગયા. હમે નાનાં નાનાં છોકરાં હતાં તે કપડાં કાઢીને નદીમાં સુઈ ગયા. તેથી મોટા મોટા ઊભા રહ્યા હતા કે આપણે તો નથીજ નહાવું, એટલે હમે નાનાં નાનાં છોકરાંઓએ કહ્યું કે આહા ! આહા ! કેવું પાણી ચોખ્ખું છે ! કણોદમાં આપણે નાહ્યા ત્યાં તો કાદવ કીચડ હતો ને અહિંયા તો જોયું તો ચોખ્ખું પાણી કાદવ બીલકુલ નહિ. એટલે હમને તો નહાવાની બહુજ મજાહ પડી. ને હમને મોટાં કહે કે ચાલો હવે બહુ થયું. બહાર નીકળી જાઓ. એટલે હમે બધાએ કહ્યું, હમે આનું પાણી ચાખી લઇએ. એમ કરતાં કરતાં વાર કરતા હતા. એટલે પછી મોટાને પણ નહાવાનું મન થઇ ગયું. એ પણ કપડાં બદલીને નહાવા બેઠાં પછી હમે બધા કપડાં પહેરીને ઘેર ગયા. ત્યાં આવીને ચાહ બનાવેલો હતો. ને ભરૂચમાંથી હમે બટાકા ને મમરા ભાતું લીધું હતું તે હમે કાઢીને ખાધું.

પછી હમે ગાડીમાં બેઠા એટલે બધા કહે કે ગાડીપર જે લુગડું નાંખેલું છે. તે હવે આપણે કાઢી નાખીએ. પણ એક જણ જે રસોઇઓ હતો તે બોલ્યો કે કાઢીશું તો આપણા ઉપર ધૂળ પડશે. એટલે પછી હમે અડધે આવ્યા કે એક દેવતા જેવો કે સિંહની આંખ જેવા જંતુઓ જોયા. તેથી હમને બધાને થયું કે આ તો ઉડતા દીવાઓ તો નહિ હોય ને એ આપણા ઉપર પડશે તો આપણું ગાડું બળી જશે. એટલામાં જે પહેલું ગાડું હતું તેમાં હમારાં ફોઇ ને બધાં બેઠેલાં હતાં તે ગાડું બહુ દોડવાથી ખાડામાં ઊતરી ગયું. પીપળાના ઝાડની જોડે ઘસડાઇ ગયું પછી ઘણી મહેનતે અડધો પોણો કલાક થયો ત્યારે બહાર નીકળ્યું. પછી હમે ચાલવા માંડયા. પછી હમે દીવા કર્યા નહોતા, તેથી ગાડાને અને હમને પોલીસે ઊભા રાખ્યા ને દીવા કરાવ્યા. પછી હમે આગળ ચાલ્યા એટલે મીલ આવી. પછી એક જોતીષ કરીને એક નાનો છોકરો હતો તેને હમે સવારમાં ઉંઘતો મુકીને ગયા

હતા, તેથી તે આખો દિવસ રડ રડ કરતો હતો; હમે આવ્યા એટલે તે હમારી જોડે રમવા લાગ્યો, ને જાત્રાની વાત હતી તે ભૂલી ગયો.

પછી હમે સવારની ટ્રેનમાં ભરૂચથી બેઠાં, ને આણંદ ઊતર્યા, ને ડાકોરની ટ્રેનમાં બેઠા. ડાકોર દર્શન કર્યા, ત્યાં મહાદેવમાં એક બાવાની ઓરડી હતી તેમાં હમે રહ્યા. ને બીજે દહાડે ટ્રેનમાં બેઠા ને આણંદ આવ્યા. આણંદથી પાંચની ટ્રેનમાં હમે બેઠા ને રાતે સાત વાગે અમદાવાદ પહોંચ્યાં ને મારા ભાઇને મળ્યા ને જાત્રાની બધી ગમ્મતની વાત કરી.

---

# ગોકુળ મથુરાની યાત્રા.

લેખકઃ ભાઇ સુમન્નલાલ ત્રિકમલાલ લાખિયા.--અમદાવાદ.

તા. ૧૪-૩-૧૫ ના સહવારમાં અમે મથુરાં જવા સારૂ વડોદરેથી નીકળ્યાં અમારો ડબ્બો રીઝર્વ્ડ હોવાથી બીજા ઉતારૂઓની અમને ગરબડ નડી નહી. અમારે દોઢ દિવસ ગાડીમાં ગાળવાનો હતો. ગોધરાના સ્ટેશન પછી ચાહ મળતી નથી એવું લાગે છે. કારણ કે મોટાં સ્ટેશનોએ દુધ હોય છે પણ કોઇ ચાહ વેચતું નથી. દાહોદથી ભાયા બદલાય છે ને ત્યાંથી આગળ પથ્થરની બાંધણીનાં સ્ટેશનો હતાં. રતલામનું સ્ટેશન લાલ પથ્થરની બાંધણીનું બાગ ને ફુવારાવાળું સાધારણ સુંદર છે. રાતે સાડા આઠ વાગે કોટાનું સ્ટેશન આવ્યું. તે શહેર મોટું ને જોવા લાયક છે. સ્ટેશન પણ ઘણું સારૂં છે પણ અહિં દુધ ન મળ્યું. બીજે દિવસે સવારે ૧૧ વાગે અમે ભરતપુર આવ્યાં ત્યાંસુધી અમને દુધની તંગી રહી. ભરતપુર મોટું જંકશન છે. ત્યાંનો કિલ્લો જોવાલાયક છે. અહિં ટ્રેન એક કલાક સુધી ઉભી રહે છે. ત્યાં મારાં ફોઇ તથા વડીઆઇએ સ્નાન કર્યું. પ્લેટફોર્મપર અમે ચાહ કરી. ત્યાંના ઉતારૂમાં કોઇ ગુજરાતી હતું નહી તેથી બીજા ઉતારૂઓ અમને ચાહ કરતાં જોઇ અજાયબ પામ્યા. ત્યાંથી બાર વાગે ઉપડતી ટ્રેન મથુરાં જંકશન દોઢ વાગે આવી પહોંચી.

મથુરાનાં ત્રણ સ્ટેશન છે. મથુરાં શીટી, મથુરાં જંકશન અને મથુરાં કેન્ટોનમેન્ટ (કેમ્પ) તે સાધારણ પથ્થરની બાંધણીનું છે. ત્યાં આગળ વિકટોરીઆ કે સીગ્રામ મળતાં નથી. પણ ટપ્પા મળે છે. અમે તેમાં બેસી શેઠ મંગળ ગીરધરની ધર્મશાળામાં ઉતર્યાં. તે સાધારણ બાંધણીની છે તેમાં બહુ ચોકખાઇ જળવાય તેમ નથી, પણ તેને સાચવનાર સારો છે. ઉતારૂઓને સગવડ સારી આપે છે. અમે ત્યાં જઇ સામાન ગોઠવી યમુના સ્નાન કરવા નીકળ્યા. યમુનાજીને રામઘાટ, શ્યામઘાટ, ઠકુરાણીઘાટ, વગેરે મળીને ૧૨ ઘાટો છે. તેમાં મુખ્ય વિશ્રામઘાટ છે યાત્રાળુઓ તથા ગામવાસીઓને માટે એ ઘાટ મુખ્ય છે. અને ઘણેભાગે બધા ત્યાં સ્નાન કરે છે ત્યાં સવારે ને સાંજે ૭ વાગે યમુનાજીની આરતી થાય છે. અહિં જાત્રામાં મુખ્ય દેવી યમુનાજી છે. બીજા મંદિરો તેને અંગે છે. ચોબાઓનું જોર ઘણું હોય છે. સ્ટેશનપરથીજ ચોપડાઓ લઇ પાછળ પડે છે અને મુકામપર પણ એક પછી એક ચોબાઓ આવે છે. તેઓનું ગુજરાન યજમાનપરજ ચાલે છે. ઘણા ભાવીક જાત્રાળુઓ તેઓને ઘણો પૈસો આપે છે અને તેઓ મોટેભાગે પૈસાવાળા

હોય છે. તેમની બૈરીઓ હોજલ પાળે છે. બૈરીઓનું માન ઘરમાં ઘણુંજ જળવાય છે. ચોબાઓ હાથે કામ કરે છે તે કોઇના હાથનું રાંધેલું જમતા નથી. દુધપાકને અપવિત્ર માને છે પણ ઘીમાં તળેલી પુરીઓ વગેરે ગમે તેના હાથનું ખાય છે. ત્યાં આપણી માફક દુધનું કરવાનો રિવાજ હોતો નથી. તેઓ યમુનાજીના પાણીને દુધ માને છે. ઘણા ચોબાઓ ગુજરાતી ભાષા જાણે છે.

યમુનાનું પાણી મીઠું ને લીલું લાગે છે. ત્યાં વધારે કપડાં ધોવા દેતા નથી. યાત્રાળુઓને પહેલે દિવસે સ્નાન કરાવતી વખતે પ્રાયશ્ચિત સ્નાન કરાવે છે અને રૂપીઓ દક્ષણા તથા નાળીએર લે છે. યમુનાનું લીલું પાણી, ચારે તરફ ફરતા ઘાટોની બાંધણી, પાસે આવેલાં મંદિરોના "જય જયકાર," અને લોકોની ભુમો આરતીનો પ્રકાશ પાણીપર પડી ઘણો આનંદ ઉપજાવે છે; ને ભક્તિભાવ પણ ઉત્પન્ન થાય છે. "પરિક્રમા" કરતી વખત પડી ગએલાં મંદિરો ઘણાં જોવામાં આવે છે. મથુરાં શહેરમાં પણ એવાં મંદિર ઘણાં છે, પણ તે નવાં બાંધેલાં છે. પથ્થરની મુર્તીનાં છે. મથુરાંની સામે આવેલા કિનારે દુર્વાસા ઋષીનો આશ્રમ છે. અમે સાંજે હોડીમાં બેસીને ત્યાં ગયા હતા. પાછા ફરતાં યમુનાની આરતીનો વખત હતો. તે વખતે પાઇ પાઇના દીવા મુકવાનો રીવાજ હોય છે તે પ્રમાણે અમે પણ કર્યું. બીજું ત્યાં યમુનાજીને શણગાર ધરાવવાનો રીવાજ હોય છે અને જાત્રાળુઓ તે પ્રમાણે કરે છે. તેમ નથી કરતા તો ચોબાઓ કનડે છે. યમુનાજીને યમનાં બ્હેન શ્રીનાથજીનાં પત્ની ગણવામાં આવે છે. તેમના ત્રણ શણગાર શ્રીનાથજીમાં ધરાવે છે અને એક શણગાર મથુરામાં ધરાવે છે. આરતીનો ઓછામાં ઓછો સવા રૂપિયો લે છે.

મથુરાંમાં બે દિવસ રહી અમે ગોકુળ દાઉદજી ગયા હતા. ત્યાં ટાંગામાં બેસીને જવાય છે. ને તેના ભાડાના બે રૂપિયા લેવામાં આવે છે. ટાંગામાં ત્રણ માણસ બેસાડે છે. નવું અને જુનું એવા ગોકુળના બે ભાગ છે.

જુના ગોકુળમાં કૃષ્ણની બાળલીલાની નીશાનીઓ તથા પડી ગયેલાં મંદિર ઘણાં છે. ત્યાં આસીપુતના મંદિરમાં પેસતાં પહેલાં હસવું પડે છે, જોકે મુર્તી એવી છે કે જોતાં હસવુંજ આવે. વળી ત્યાં ૮૪ થાંભલાના મહેલનું મંદિર છે. તેને મુગ નંદરાયનો મહેલ ગણે છે. તે ટેકરીપર છે. બધા મંદિર કરતાં અહીં આવવાથી અને ટેકરીપર ઉભા રહી પડી ગયેલાં મકાનો અને દેખાતી રમણે રેતી જોનાં બાળભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માની બાલક્રીડા આપણી નજર આગળ તર્યા કરે છે. આ મહેલમાં ૮૪ થાંભલા પુરા નથી. એ ૮૪ થાંભલામાં થાંભલે થાંભલે દેખાવે છે. આથી પરમેશ્વર રાજી એવી માન્યતા છે. અહિંના લોકો બહુ નિર્ધન જણાય છે. ત્યાંથી દાઉજી (બળદેવજીનું) મંદિર એક માઇ દુર છે. ત્યાં નાવાનું ક્ષીરસાગર સરોવર છે ત્યાં આહીર લોકની વસ્તી છે. તે પણ ગરીબ હોય છે. મથુરાની માફક દાઉદજીમાં આહીર લોકો કંટાળો આપે છે. યમુનાની માફક ક્ષીરસાગરમાં સંકલ્પ કરાવે છે ત્યાં પણ રૂ. ૧| લે છે. અને મંદિરમાં જવા કાનરૂ કરે છે.

બીજે દિવસે અમે વૃંદાવનમાં ગયાં. એમાં પણ ગોકુળની માફક જુનું ને નવું એવા બે ભાગ છે. તેમાં લક્ષ્મીચંદ શેઠનું મંદિર છે, તેમાં સોનાનાં પતરાંથી જડેલો થાંભલો છે,

ત્યાંથી થોડે દુર બંસીબટનો ચોક છે. અને તે ચોકના મંદિરમાં ભાવીક યાત્રાળુઓ બંસી ભેટ કરે છે. અહિં ઓછામાં ઓછા બે આના લે છે. વૃંદાવનમાં નાનાં મોટાં મળીને લગભગ ૫૦૦૦ મંદિર છે, એને રાધાકૃષ્ણ, રાધાવલ્લભ, એવા નામ આપે છે. ગામની બાંધણી ગલીઓના આકારે છે. તે ગલીઓને કુંજગલી કહે છે, અને ત્યાંના ભિખારીઓ "રાધેશ્યામ" ના ઉચ્ચાર કરતા યાત્રાળુઓની પાછળ ફર્યા કરે છે. ત્યાં આરસના પથ્થરથી બાંધેલું મોટા બાગવાળું ગોપાળજીનું મંદિર છે, તેના ઉપલા ચોકપર હાથ કાપી નાખેલા શેઠને ગુમાસ્તાનાં ચિત્રો છે. અને વૃંદાવનમાં યમુનાના કિનારાપર કાળીનાગનું મંદિર છે. યાત્રાળુઓ પરિક્રમા ફરતાં એક મહિનો લાગે છે. મથુરામાં યાત્રાનાં વાસણો અને ચાવલ વખણાય છે અને પ્રસાદી તરીકે સાકરીઆ ચણા અને પેંડા બહુ ખપે છે. આપણો બશેર હોય તો ત્યાંનો એક શેર થાય. અહિં માંકડાંનું જોર બહુ હોય છે.

બીજે દિવસે આગ્રાફેર્ટ (કિલ્લો) જોવા સારૂ નીકળ્યા ત્યાં જતાં સીકંદ્રા નામનું ગામ આવે છે ત્યાં અમે ઉતર્યા. તેમાં અકબર બાદશાહની કબર છે. તે કબર પર બારદવાનના રાજાએ રૂ. ૧૯૦૦ ખરચી એક ફાનસ કરાવ્યું છે. ભોમીઓ બતાવવા આવે છે, તેને બક્ષીસ આપવી પડે છે. કબરપર ફરતો ઘુમટ છે. ભોમીયો "અલ્લા હો અકબર" કહી બાંગ પોકારે છે તે અવાજ પાંચેક મિનિટ સુધી રહે છે. તેમાં કોતરણી સારી છે. તેની દીવાલોપર ઉર્દુ ભાષામાં લેખ છે. કબરપર ધુપ માટે પૈસા આપવામાં આવે છે. તેને ચોથે માળે બાદશાહ તથા રાણીની નકલી કબરો છે, ત્યાં કળશ છે તે અસલ સોનાના હતા પણ હાલ ગીલીટના છે. અમે ત્યાંથી આગ્રાફોર્ટ જોવા સારૂ ગયા પણ લડાઇને લીધે તે બંધ હોવાથી અમે તાજમહેલ જોઇ પાછા ફર્યા આખી દુનીઆમાં સરસ ને જોવા લાયક સ્થળ તાજમહેલ છે. એવું ચોપડીઓ જોઇ ઇતિહાસમાં આવે છે, તે નજરે જોવાનો પ્રસંગ આવવાથી અમે આનંદ પામ્યા તેનો ચોક સગે મરમરના પથ્થરનો છે. તેની આજુબાજુ બાગ છે. તેમાં દરેક જાતનાં ફુલો છે. તાજમહેલની ચાર બાજુએ મીનારા છે અને પાસે થઇને યમુના નદી વહે છે; તેથી દેખાવ સુંદર લાગે છે. તેમાં રાણી મુમતાજમહાલ અને શાહજહાન બાદશાહની કબરો છે. કહેવાય છે કે પહેલાં ત્યાં હીરા માણેક જડેલાં હતાં પણ હાલ કાચની તકતીઓ જડેલી જણાય છે. તોપણ ઘણુંજ સુંદર લાગે છે. બાદશાહ કરતાં રાણીની કબર એક વેંત નીચી છે, તે સફેદ લાગે છે. તાજમહાલ હમણાંજ બંધાવ્યા હોય નહી તેવો લાગે છે. તે જોઇ અમે પાછાં ફર્યાં ને મથુરાં આવ્યાં. બીજે દિવસે અમદાવાદ ભણી નીકળ્યાં પણ રસ્તામાં જયપુર જોવા ઉતર્યાં. તે ઘણું સુંદર ને સરસ છે ત્યાંની બાંધણી, બાગ, મ્યુઝીયમ, વગેરે જોવા લાયક છે. ત્યાંની કોતરણી વખણાય છે.

અમે બીજે દિવસે અજમેર ઉતર્યાં. ત્યાંથી પુષ્કરરાજ જઇ આવ્યાં. પુષ્કરાજમાં બ્રહ્માએ તપ કર્યું હોવાથી તે પવિત્ર ગણાય છે. તે પહાડામાં આવેલું છે, ત્યાં તળાવ છે તેમાં નાહવાનું પુણ્ય ગણાય છે. પછી અજમેરથી બીજે દિવસે અમદાવાદ આવી પહોંચ્યાં.

---

# ઋષભ દેવની યાત્રા.

લેખક: ભાઇ સાકરલાલ વ્રજલાલ શાહ—પાદરા.

હું મારા મોટાભાઇ તથા મારાં ભાભી સાથે ઋષભનાથની યાત્રા કરવા સારૂ નીકળ્યો. મારા ગામથી નજીકનું સ્ટેશન વડોદરા ત્રણ ગાઉજ દુર હતું એટલે અમો સર્વ ત્યાં આવી ગાડીમાં બેઠાં. મારો હર્ષ આ દિવસે ઘણોજ હતો કારણ કે મને મુસાફરીનો શોખ હતો અને સારૂં સારૂં જોવાનું મળશે એમ ધારતો હતો. વડોદરાથી અમારી સાથે મારા મોટા ભાઇના એક મિત્ર તથા તેમની પત્નિનો સંગાથ થયો વચમાં અમે રતલામ મુકામ કર્યો. અહિં બે ધર્મશાળા છે. એક હિંદુ, અને એક મુસલમાની, અમો હિંદુની ધર્મશાળામાં ઉતર્યાં સાંજે જમી અમે શહેરમાં ફરવા માટે ગયાં. ધર્મશાળા સ્ટેશનની પાસેજ છે. શહેર સ્ટેશનથી લગભગ બે માઇલ દુર છે. શહેરનો કોટ તથા ત્યાંનો રાજમહેલ પણ જોવા લાયક છે. સાથે ત્યાંના હમ અને ગજરા કાતરૂ પણ સંભાળવા જેવા છે મારા મોટાભાઇના મિત્રને એક ગરીબ જેવો માણસ આવીને કહેવા લાગ્યો કે "ભાઇ મારે એક માણસને અગ્નિ સંસ્કાર કરવાને થોડા પૈસા જોઇએ છે તો આપવા મહેરબાની કરશો.", તે ભાઇ તેને કંઇક આપવા માટે ગજવામાંથી કોથળી કાઢવા જતા હતા, તેવામાં કોઇક સદ્‌ગૃહસ્થે પાસે આવી અમને તરતજ ત્યાંથી જતા રહેવા સુચવ્યું. અમો સર્વે થોડેજ દુર ઉભા હતા ત્યાં તે આવી પહોંચ્યા પાછળથી તપાસ કરતાં જણાયુ કે પેલો માણસ ગરીબ નહિ પણ કોઇ ઠગ હતો અને તેની દાનત કોથળી ઝુંટાવી નાસી જવાની હતી. આવા દાખલા રતલામમાં સાધારણજ હોય છે. શહેર જોઇ અમો લગભગ બપોરના બાર વાગે ધર્મશાળામાં પાછા આવી જમી પરવારી, બે વાગ્યાની ગાડીમાં ચીતોડ જવા નિકળ્યા. ચીતોડ રાતના નવ વાગે પહોંચ્યા. ચીતોડનો ગઢ જોવાલાયક છે.

બીજે દિવસે સવારમાં ઉદેપુર જતી ગાડીમાં બેઠા અને લગભગ દસ વાગે ત્યાં પહોંચ્યા. સ્ટેશન અને શહેર વચ્ચે લગભગ અઢી માઇલનું છેટું છે. અમે શહેરના દરવાજાની બહાર એક ધર્મશાળા છે ત્યાં ઉતરેલા હતા શહેરને ફરતો કોટ છે જે ઘણોજ જોવાલાયક છે. શહેરની કેટલીક બાજુએ ડુંગરોની હારો નજરે પડે છે. ઉદેપુર શહેર જુની બાંધણીનું છે અને આપણને ઘણો ગંભીર અને રમણીય દેખાવ આપે છે. આપણા ગુજરાતનાં મકાનોમાં બારી અને મકાનની ભીંત એક લાઇનમાંજ હોય છે, ત્યારે ત્યાં દરેક ઘરની બારીઓ બહાર પડતી જોવામાં આવે છે. પછી અમે રાણા સાહેબનો મહેલ જોવા ગયા..તે બધા શહેરથી ઘણી ઉંચી સપાટી ઉપર છે અને બહુ મોટો છે. આ મહેલથી થોડે દુર એક મોટું સરોવર છે, તેની વચમાં એક મહેલ છે તે પણ ઘણો જોવાલાયક છે. તે મહેલમાં ખાસ જોવાનું એ છે કે કેટલાક ખંડમાં છએ બાજુએ બીલોરી કાચ જડેલા છે અને દરેક બાજુ મોટા આરસા જેવી હોય છે એટલે કેટલીક વખત આપણે બારણું કયાં છે તે પણ ભુલી જઇએ છીએ મહેલ જોવા માટે હોડીમાં બેસીને જવુ પડે છે. તે પછી ઉદેપુર શહેરનાં બજાર જોઇ અમારે મુકામે પાછા આવ્યા.

બીજે દિવસે સવારમાં ટપ્પા (બે ઘોડાની ગાડી) ભાડે કરી અમો સર્વ આનંદ

કરતા કરતા રૂષભદેવ જવા નીકળ્યા. ત્યાં રેલ્વે નથી એટલે ટપ્પા ભાડે કરવા પડે છે. ટપ્પાનું ભાડું લગભગ દસ રૂપીયાથી તે પંદર સુધી થાય છે. ઉદેપુરથી કેશરીઆજી ૩૬ મૈલ દુર છે અને રસ્તો ડુંગરામાં અને ચઢાવ ઉતારનો છે. કોઇ કોઇ વખત એટલે ઉંચે ચઢવાનું આવે છે કે આપણને તો બીચારા બળદ અને ઘોડા કેમ કરી ચઢતા હશે તે સમજાયજ નહિ. આમ કરતાં અમે તીડી નામની ચોકીએ આવી પહોંચ્યા. તીડી ઉદેપુરથી લગભગ ૨૦ માઇલ દુર છે. રસ્તામાં થોડે થોડે અંતરે ચોકીઓ આવે છે. અને ત્યાં ચોકીના એક માણસ દીઠ લગભગ એક આના જેટલું આપવું પડે છે. રાત તીડીમાં ગાળ્યા પછી સવારે અમો આગળ જવા માટે નીકળ્યા. અને બપોરના લગભગ ૧-૨ વાગે રૂષભદેવ પહોંચ્યા.

ભગવાનનાં દર્શન કરી આવી ત્યાં ધર્મશાળા છે તેમાંની એક ઓરડીમાં મુકામ કર્યો. સાંજના જમી પરવારી અમો સર્વ મંદિરે ગયા, તે વખતે રૂષભદેવ ભગવાન અમને એક વૃદ્ધ પુરૂષ જેવા દેખાતા હતા આરતી થવાની તૈયારી હતી. ઘણા જાત્રાળુઓ ભેગા થયા હતા. આરતીનું કાર્ય પુરૂ થયા પછી હંમેશના રીવાજ મુજબ ભજન કીર્તન થવા માંડયાં બધે આનંદ વ્યાપી રહ્યો. બીજે દિવસે સવારમાં અમે પાછા મંદિરમાં ગયા. મંદિરમાં પેસવાનો દરવાજો ઉગમણા મુખનો છે. અને શ્રી ભગવાનનું મુખ પણ પૂર્વ દિશા તરફનુંજ છે. અંદર પેઠા કે તરત એક બીજો દરવાજો આવે છે. ત્યાં જવા માટે થોડાં પગથીયાં ચઢવાં પડે છે. તે પહેલાં અમે ડાબા હાથે વળ્યા અને નહાવાની સગવડ હતી ત્યાં નાહી ધોઇ સ્વચ્છ કપડાં પહેરી પુજાને માટે તૈયાર થયા. આ બાજુમાં પાર્શ્વનાથનું દહેરૂં છે અને વૈષ્ણવમાર્ગીઓની પણ કેટલીક મૂર્તિઓ છે. તે જોતાં જોતાં અમે અંદર ગયા. અંદર પેસતાંજ દરવાજો છે તે પર હંમેશાં ચોઘડીઆં વાગે છે. પુજાનો વખત થયો એમ અમને ચોઘડીઆંના વાગવા પરથી માલમ પડયું. અંદર જતાં પગથીયાં ચઢી ત્રણ ખંડ ઓળંગવા પડે છે. હવે અમો શ્રી રૂષભનાથની મૂર્તિ પાસે આવી પહોંચ્યાં. અત્યારે ભગવાન એક બાળક જેવા દેખાતા હતા. ભગવાન દિવસમાં ત્રણ રૂપ બદલે છે. સવારમાં બાળકનું, બપોરે યુવાનનું અને સાંજે વૃદ્ધ મનુષ્યનું રૂપ ધારણ કરે છે. પ્રભુની પુજા કર્યા પછી અમે સર્વ બહાર આવ્યા. મંદિરની અંદર પણ પ્રભુના મંદિરની આજુબાજુ બાવન દહેરાં છે. ત્યાં પુજા કરવા અમો સર્વ ગયા. આ બાવન દહેરાંના સમુહને " બાવનજંજાળી " કહે છે. ત્યાં પુજા કર્યા પછી મંદિરમાં જે જે દેવ દેવીઓની મૂર્તિઓ છે તે સર્વની અમે પુજા કરી. ખાસ જોવા જેવું એ છે કે હિંદુસ્થાનના દરેક ધર્મની એકાદ મૂર્તિ તો અહિંજ છેજ. ગામના તથા આજુબાજુના સર્વ લોકો શ્રી રીખવ ( રૂષભ ) નાથ ભગવાનનાજ ભક્ત છે. મુસલમાન તથા નીચ લોકો શિવાય સહુને અંદર આવવા દે છે. એમ કહેવાય છે. કે એક વખતે એક મુસલમાન રાજાએ મહારાજની મૂર્તિનું ખંડન કરેલું અને તેના નવ કકડા થએલા. તે વખતે મહારાજે તેમના એક ભક્તને સ્વપ્ન આપ્યું કે " તું મારી મૂર્તિ નવ દીવસ ભોંયમાં ભંડાર અને નવમે દિવસે તું ભોંયમાંથી કહાડીશ એટલે મૂર્તિ આખી થઇ જશે. " તે ભક્તે મૂર્તિ નવમે દિવસે કહાડવાને બદલે આઠમે દિવસે કહાડી;—તેથી અદ્યાપિ પણ મહારાજના ડાબા હાથ પર એક સાંધો સ્પષ્ટ જણાય છે. આવી આવી અનેક લોક વાયકા ત્યાં ચાલે છે. ભગવાનના સામા અને "બાવનજંજાળી"

ની ધાર્ઇનમાં ભગવાનના પિતા નાભી રાજા અને તેમનાં માતુશ્રી મારૂદેવી એક હાથીપર બેઠેલાં છે. અને એવી વાત ચાલે છે કે હાથી એ સૂંઢ વાળેલી છે તેની અંદર થઈ જે નીકળે તેણે કંઇ પાપ કર્યું નથી અથવા તે પાપ મુક્ત થયો, એમ ગણાય. ત્યાર પછી અમો ધર્મશાળામાં આવ્યા.

જમી પરવારી ધુળેવ નગર જોવા નીકળ્યા. આ ગામની પૂર્વે ઉદેપુર જવાનો રસ્તો છે, ઉત્તરે તથા પશ્ચિમે ડુંગરા છે, દક્ષિણે બે જોવાલાયક કુંડ છે. તે કુંડમાં અખંડ પાણી રહે છે. મોટા કુંડમાંથી પાણી નાના કુંડમાં આવે છે. હજુસુધી કોઇ વખત કુંડમાંનુ પાણી ખૂટ્યું હોય એમ સાંભળ્યું નથી. એ કુંડનું નામ સૂરજ કુંડ છે. મહારાજની ધારા પુજા મોટા કુંડના પાણીથી થાય છે. તેથી તે કુંડમાં કોઇને પગ બોળવા દેવામાં આવતો નથી તેમજ નાહવા દેવામાં પણ આવતો નથી માત્ર નાના કુંડમાંજ નાહવા દેવામાં આવે છે. ગામને ફરતો કોટ છે. તે પણ ઘણો રમણીય લાગે છે. ગામથી પાએક માઇલ દૂર મહારાજનાં પગલાં છે. ત્યાં એક ઝાડ છે. ત્યાં આગળ મહારાજ પહેલવહેલા આવ્યા હતા એમ કહેવાય છે. પાસે એક મોટી બેસવાની જગા બંધાવેલી છે. ત્યાં ફાગણ વદિ ૮નો વરઘોડો આવે છે. આ દિવસ મહારાજનો જન્મ દિવસ હોઇ ઘણા ઠાઠમાઠથી પસાર કરવામાં આવે છે. ગામ ઘણું નાનું હોવા છતાં એક નાનકડા શહેર જેવો દેખાવ આપે છે. ગામમાં મંદિરને લગતો એક મોટો બાગ પણ છે. ગામ આજુબાજુની જમીનથી ઘણી ઉંચી સપાટીપર છે. ત્યાં હંમેશાં એટલે ત્રણે રૂતુમાં જાત્રાળુઓ ચાલુજ હોય છે. અહિંથી અમે સર્વ પાછા વળ્યા.

---

## ભાવનગરથી મહુવા.

લેખકઃ ભાઇ રમણલાલ ગંગાદાસ પટેલ.—ભાવનગર.

લગનસરા ચાલતી હતી. અમારે ભાઈના મિત્રના લગ્નમાં તળાજે થઇને મહુવા જવાનું હતું તેથી સવારે વહેલા ઉઠી સીગરામ ગાડીમાં વહેલા નીકળી પડયા. શિયાળાની ઠંડી સખ્ત હતી. હું ગાડીમાં કામળી ઓઢી એક ખુણે બેઠો હતો. અડધા કલાકમાં અમે ભાવનગરને દૃષ્ટિ બહાર મૂક્યું.

પ્રાતઃકાળનો સમય, પવનની ઠંડી અને ઉત્સાહક લેહેરો. રમણીય તરૂલતા, નિર્મળ આકાશ, લીલાં ક્ષેત્રો, પક્ષિઓનું કલ્લોલપણું, વગેરે મનને આનંદિત કરતા હતા. અમારી ગાડી હળવે હળવે આગળ ચાલતી હતી. ગાડીમાંથી બહાર જુવે ત્યારે પવનના સુસવાટા જબરા લાગતા હતા. મધ્યાન્હ કાળે અમે ત્રાપજ આવી પહોંચ્યા. સૂર્યનો તાપ હવે અસહ્ય લાગતો હતો. ટીમણ કરી લીધા પછી અમે બે વાગે નીકળ્યા. ખેતરોમાં મોલ આવી ગયો હતો. ખેડુતો બેઠા બેઠા લલકારતા હતા.

સાયંકાળ થયો હતો. દુરથી દેખાતું તળાજાનું શહેર ટેકરી ઉપર આવેલું હોવાથી બહુ રમણીય લાગતું હતું. લગભગ સાત વાગે અમે ત્હેની સમીપ આવી પહોંચ્યા. આ શહેરની પાસે નદી વહેતી છે. અમે અમારા મિત્રને ત્હાં ઉતારો કર્યો હતો.

પ્રાતઃકાળે ગામની જાણીતી જગ્યાઓ જોવા ' ' શહેર ... રાજ

તોની રાજધાની હતી એમ કહેવાય છે. આ શહેરનો વિસ્તાર અસલ મોટો હશે એમ આસપાસની જમીન ઉપરથી જણાઇ આવતું હતું.

આ શહેરનો આકાર વીજળી જેવો ત્રિકોણ છે. ત્હેને બે કોટ છે. જે બંન્ને જીર્ણ થઈ ગયા છે. ત્હેને મુખ્ય દરવાજા ત્રણ છે. ૧. ઉત્તર તરફનો નદીનો દરવાજો. ૨. દક્ષિણ દિશાનો ગારખીનો દરવાજો અને ૩. પૂર્વ તરફનો મકાતનો દરવાજો. હાલ આ શહેર ભાવનગર સ્ટેટને તાબે છે. તેની વસ્તી ઠીક ઠીક છે. તળાજા અને શત્રુંજયા (શેત્રુંજી) નદીઓનો સંગમ શહેરથી અર્ધા માઇલને છેટે પંચનાથ મહાદેવ પાસે થાય છે. આ શત્રુંજયા નદીને જૈન ધર્મમાં મહા પવિત્ર માની છે. કેટલાક રોગો આના પાણીથી જાય છે. શહેરના બજારના રસ્તા સાધારણ છે. ભાવનગરના જૈન ગૃહસ્થ તરફથી એક ધર્મશાળા યાત્રાળુને વાસ્તે અહિં બંધાય છે. ટેકરીની જુદી જુદી ગુફાઓ, ભોંયરાઓ, જાતજાતની વનસ્પતિ વગેરે જોઇને મન ખુશ ખુશ થઇ જાય છે. ટેકરી બહુ ઉંચી નથી. આશરે બસો કે ત્રણસો ફીટ ઉંચી હશે. આ જગ્યાથી પાલીતાણાનું સુંદર શહેર અને પાલીતાણા પાસે આવેલો શેત્રુંજો ડુંગર જોઇ શકાય છે. ઢોળાવોના ભાગમાં ફરસબંધી બાંધી બબ્બે ટપ્પા મુકેલા છે. તેથી યાત્રાળુને ટેકરી ચઢવા ઘણું સુગમ થઇ પડે છે. ત્હાંથી આગળ ચાલતા આંબલીનાં જુનાં વૃક્ષ પાસે અવાય છે. આ જગ્યાથી આગળ ઘણા દર્શનીય સ્થળો આવે છે.

એભલ મંડપ—આ ટેકરી ઉપરની ગુફાઓને ભોંયરાં કહેવામાં આવે છે. તે વિશાળ આમલીના વૃક્ષ પછી એક મોટી ગુફા આવે છે. તેને ગુફા કરતાં મ્હોટો ઓરડો કહેવો જોઇએ. કારણ કે તે ચોખુણ મ્હોટા ઓરડાની જેવોજ છે. આ ઓરડાને લોકો એભલ મંડપથી ઓળખે છે. આ ઓરડાની લંબાઇ લગભગ ૮૦ થી ૮૫ ફુટની છે અને પહોળાઇ ૬૦ ફુટની છે. એની સ્થિતિ અને કારીગરી જોતાં એમ અનુમાન કરી શકાય છે કે તે કોઇ મ્હોટા રાજાએ પ્રાચીન સમયમાં કોતરાવ્યો હશે. એ ઓરડામાં થાંભલા કોરીને કમાનો કરી જણાય છે. આ ઠેકાણે એવા તો ત્રીસ કે છત્રીસ સ્થાન છે. આ બધા જૈન સાધુઓને તપશ્ચર્યા કરવા વાસ્તે કોતરી કાઢેલા છે એમ લોક વાયકા છે. એભલ મંડપનું નામ પડવાની નીચે પ્રમાણે દંત કથા ચાલે છે—જ્યારે ત્રીજો એભલ ગાદી નશીન થયો ત્યારે વલ્લભીપુર અથવા હાલનું વળા શહેર તેના કબજામાં હતું. તે શહેરની ૪૦૦ કન્યાઓને તેણે એકી સાથે કન્યાદાન દીધું, તે વાસ્તે બંધાવેલો હતો. એ મંડપની પશ્ચિમ બાજુએ બે ઓરડીઓ અને ઉત્તરાભિમુખની ઓરડી છે. ત્હાં આગળ એક કુવો આવે છે, જેને લોકો ઘીનો કુવો કહે છે.

ભોરમેડી—એભલ મંડપની ઉપલી બાજુ તરફ ભોરમેડી નામનું ભોંયરૂં આવે છે. ત્હાં જવાનો રસ્તો ઘણો વિકટ છે. તેની પશ્ચિમ તરફ ચંપેલીનાં ભોંયરાં આવે છે. આ ભોંયરાંમાં ઘણું અંધારૂં રહે છે તેથી તેને "ભુલવણીનાં ભોંયરાં" પણ કહેવામાં આવે છે. બીજી તરફ ખોડીયારનું સ્થાનક આવે છે. આ ખોડિઆરના બાવાને રાજ્ય તરફથી બસો રૂપીઆનું વર્षાસન અપાય છે. માતાજીની મુર્તિ કોરી કાઢેલી જણાય છે. પાસેના ઓરડામાં શિવનું સ્થાનક આવે છે. આ જગ્યા પાસે એક પથ્થર આવે છે. જેને લોકો

"ચુસીઆ પહાણા" નામે ઓળખાય છે. આગળ ચાલતાં નરસિંહ મહેતાની નિશાળ આવે છે. ત્હેમાં હનુમાન તથા ગણપતિની મૂર્તિઓ છે, તથા નરસિંહ મહેતાનાં પગલાં છે. છે. એનું દ્વાર પૂર્વાભિમુખ છે. આ જગ્યાની લંબાઇ ૧૦ અને પહોળાઈ ૮ ફુટ છે. એક પુજારી રાખવામાં આવ્યો છે. અહીં પગે લાગ્યા પછી અમે ગોપનાથના ભોંયરા પાસે આવ્યા. પછી નરસિંહ મહેતાની બેઠક આવે છે આની વચમાં દેરાણી જેઠાણીનાં ભોંયરાં આવે છે. પછી પગથીઆં ચઢતાં હાથીઆ સોડનું ભોંયરું આવે છે. અહીંથી બીજે રસ્તે થઈને તાલધ્વજ દેવના સ્થાનકે જવાય છે પગથીઆં ચઢતાં આગળ એક દરવાજો આવે છે. ત્હેમાં પેસતાં એક મ્હોટું મેદાન આવે છે ત્યહાંથી દાતારની જગ્યાએ જવાય છે. આ ઠેકાણે પીરનું સ્થાન હોવાથી મુસલમાન લોકો ઘણા ભાવથી પુજે છે. આગળ ચાલતાં મેદાનને બીજે છેડે સાચાદેવનું આરસપહાણનું દેહેરૂં આવે છે. આ દેહેરાની પૂર્વ બાજુએ બીજી ન્હાની ૭ દેહેરી આવે છે. આગળ ચાલતાં છેલ્લું દેહેરૂં ચૌમુખજીનું આવે છે.

આ સ્થાનેથી મહુવા સુધીનો રમણીય પ્રદેશ, શત્રુંજય પર્વત હસ્તિગિરીની ટેકરી, તલાજા અને શત્રુંજ્યા નદીનો સંગમ, સમુદ્રને ભેટતી શત્રુંજ્યા નદી, વગેરે આનંદજનક દેખાવ પરમેશ્વરની અકળિતકળાનું ભાન કરાવતાં હતાં. લગભગ ૧૦ વાગે ઘેર પાછા ફર્યા. પછી સાયંકાળે પંચમનાથ મહાદેવનાં દર્શન કરવા ગયા. આ સ્થળ બહુ રમણીય છે. શહેરમાં દરબારી ઉતારો, નવી કન્યાશાળા, જુમામસ્જીદ, દુલજાભવાનીનું સ્થાન, નવી બાંધણીનાં મકાનો, વગેરે પણ જોવાલાયક છે.

બીજે દિવસે સવારમાં વહેલા નીકળ્યા. અને બપોરે અમે મહુવા પહોંચ્યા. ભાદરોડને ઝાંપે જતાં રસ્તામાં આવેલો મહારાજા સાહેબનો સુંદર બંગલો, અને તેની આસપાસ આવી રહેલી વાડીઓ, નાળીએરીનું વન, વચમાં નદી આ સર્વ આપણે જાણે કાશ્મીરમાં હોઇએ તેમ સુન્દર લાગતું હતું આ શહેર ભાવનગર સ્ટેટમાં બીજું શહેર છે. ત્હેની વસ્તી લગભગ ૨૫૦૦૦ ની છે. બજારના રસ્તા પહોળા છે. અહીંઆ હાઇસ્કુલ, ધર્મશાળા, હોસ્પીટલ, ન્યાયકોર્ટ, છોકરાઓની ગુજરાતી નિશાળ વગેરે જોવાલાયક છે. અહીંઆ માલની ઉથલ પાથલ જબરી ચાલે છે. મહુવા બંદરને લીધે આ લાદીમાં ચઢતું જાય છે. મુખ્ય વસ્તી કપોળ અને ખોજાનીજ છે. સાંજે ભવાનીમાતાને મંદિરે ગયા. અને બીજે દિવસે દરબારી ઉતારો, નદીના તટ ઉપર આવેલા બંગલા વિગેરે જોયું. રમણીય ભૂતનાથ મહાદેવનું મંદિર જે લગભગ અર્ધા માઇલ ઉપર આવેલું છે, ત્યહાં પણ અમે દર્શન કરવા ગયા હતા. શહેરમાંથી થોડાં પાકાં નાળિએરો લીધાં, અહિંના લાકડાનાં રમકડાં વખણાય છે અહિંથી દરિયા રસ્તે અમે પાછા ફરવાના હતા. આહિંનું બંદર બાંધેલું નથી, તેથી હોડીમાં બેસી સ્ટીમર "કાવેરી" પર ગયા. ને લગભગ એક વાગે ઉપડી અને અમે ભાવનગર સવારે પહોંચી ગયા.

---

## દીલ્હી.

લેખક: ભાઇ નટવરલાલ ગોરધનદાસ—અમદાવાદ.

હમે સવારના સાત વાગે દીલ્હી સ્ટેશન પહોંચ્યા. દીલ્હીનું સ્ટેશન ઘણુંજ મોટું છે તથા ત્યાં ઘણી ગાડીઓ ભેગી થાય છે. હમે ઉતારે જઇ ન્હાઇ ધોઇ જમ્યા. મારા મામાના ખાસ આગ્રહથી હમે અહીં દીલ્હી જોવા ઉતર્યા હતા. નવેક વાગે ગાડીમાં હું,

વસંદાની કોઠી, જેમાં હાલ યુનિયન હાઈસ્કુલ છે, તેમાં મુકામ કર્યો. મુકામ બહુ સારો હતો. સ્કુલમાં એક કુવો હોવાથી અમને પાણીની સગવડ દુર થઇ હતી. આ યુનિયન હાઇસ્કુલનું મકાન વલંદાઓએ બંધાવેલું છે. મકાનમાં એક ભીંત ઉપર વલંદાનો કોરેલો 'સન્ડાયલ' ( Sundial ) છે. આ સુર્યના પડછાયાથી વખત જાણવાનું એક સાદું ઘડીઆળ છે. ભરૂચ શહેરના રસ્તા સીધા, સપાટ, નથી. પણ ઉંચા નીચા છે. શહેર પણ ઉચું નીચું છે. રસ્તા ઘણાજ સાંકડા છે, પરંતુ પત્થરથી જડેલા છે, એટલે બહુ ખરાબ નથી. ભરૂચ શહેરનો આકાર પગ અને પુછડા વિનાના ઉંટ જેવો છે.

સંધ્યાકાળ થયો કે તરતજ નર્મદા નદી ઉપર ફરવા નીકળ્યા. તે દિવસે અખાત્રિજ હતી અને નદી પુર જોસમાં વહેતી હતી. પવન પણ પુરજોસમાં વાતો હોઇ આનંદ આપતો હતો. નદી કાંઠે એક ઉંચો કોટ છે. બીજે દિવસે સવારે અમે જૈન દેરાસરોમાં અમે દર્શન કર્યાં. દેરાસરો એક જગ્યામાં આવેલા હોવાથી દેવળોના જુથને 'દેલવાડા' નામે ઓળખીએ તો ખોટું નથી. જેટલી ભરૂચ શહેરમાં વસ્તી છે તેનાથી ચારગણી દેરાસરમાં મૂર્તિઓ છે. ત્યાંથી અમે કબીરપુરામાં આવેલા જૈન દેરાસરમાં દર્શન કરવા ગયા. પછી ત્યાંથી સિદ્ધિવિજય મહારાજને વંદના કરવા ગયા

તેમનો મુખ્ય ઉપદેશ એ હતો કે "ધર્મપર દષ્ટિ રાખજો." ત્યાંથી પાછા ફરી મુકામપર ગયા. સાંજના વેજલપુરના દેરાસરમાં દર્શન કરવા ગયા. તેની ભીંતો ઉપર પહેલાં ઘણું સુંદર ચિત્રકામ હતું, પણ હાલ આરસની તકતી જડી દીધેલી છે. ભરૂચ શહેર નર્મદા નદીપર આવેલું છે. જોકે શહેરમાં બહુ ધમધોકાર વેપાર ચાલતો નથી અને જોકે બહુ પૈસાદાર શહેર નથી, તોપણ ભરૂચ એક સુખી શહેર છે. અહિંનાં હવા પાણી સારાં છે. અહિંની અનાર્ય જાતની વસ્તિમાં તળાવીઆ નામની જાત છે. એમની બાયડીઓ કાછડા મારે છે. અહિંના ઘણાખરા લેકો ભરવી પાઘડી પહેરે છે.

ભરૂચની ટ્રેનમાં બેસી ઝગડીઆ જવા ઉપડયા. ભરૂચ સ્ટેશન છોડયું કે તરતજ નર્મદા નદીનો લાંબો પુલ આવ્યો એને ઈંગ્રેજીમાં ( Golden Bridge ) કહે છે. અહિંથી દરીઓ ૨૦ માઇલ દૂર છે. અંકલેશ્વર સ્ટેશને બે વાગે પહોંચ્યા.

ત્યાંથી રાજપીપળા સ્ટેશન રેલ્વેની ટ્રેનમાં બેસી ઝગડીઆ પાંચ વાગે પહોંચ્યા. સ્ટેશનથી ગામ પોણો માઇલ દૂર છે. ઝગડીઆમાં જૈન શ્વેતાંબર ધર્મશાળાના ઉપલા માળમાં મુકામ કર્યો. ધર્મશાળાની વચમાં જૈન દેરાસર છે અહિંની પ્રતિષ્ટા થઇ ગઈ છે, પરંતુ દેરાસરનું કામ ચાલે છે, દેરાસરમાં કોતરકામ જ્યાં ત્યાં નજરે પડે છે. વળી ધર્મશાળામાં પાણીની સગવડ માટે એક નળ રાખેલો છે. સુરતના કોઇએક શેઠીઆએ એક બગીચો પ્રતિમાજીને ફુલ ચડાવવાને માટે રોપાવ્યો છે. બગીચાની અંદર એક કુવો છે અને આ કુવામાંથી ટાંકીમાં પાણી લઇ જઈ ધર્મશાળામાં પાણી પહોચાડાય છે.

ઝગડીઆ એક તાલુકાગામ છે. વસ્તી ૧૦૦૦ માણસોની છે. આ ગામ શ્રાવકોનું પવિત્ર અને મોટું જાત્રાનુ સ્થળ છે. અહીંનાં હવાપાણી સારાં છે. ધર્મશાળામાં ૨૦-૫-૧૫ તારીખે રા. રા. વીરજીભાઇ ચતુર્ભુજની લાયબ્રેરી ખોલવામાં આવી હતી, અને જ્ઞાન પદની પુજા ભણાવવામાં આવી હતી. એની સ્થાપના થઇ તેના નિમિત્તે એક બાઈએ

ધર્મશાળાના માણસોને જમણ જમાડયું હતું તેમાં અમે પણ હતા. સાંજના ફરવા નીકળ્યા હતા. રસ્તામાં "પાળીઆ" જોયા ગામનો કોઇ બહાદુર માણસ ગામનું રક્ષણ કરતાં મરી જાય છે, ત્યારે જે જગાએ તે મરી જાય છે તે જગાએ એક પત્થર દાટવામાં આવે છે. જે સ્થિતિમાં તે મરી ગયો હોય તેવીજ સ્થિતિમાં તેમનું ચિત્ર તે પાળીઆ ઉપર ચિત્રવામાં આવે છે અને નીચે તેમાં લેખ લખવામાં આવે છે.

બીજે દિવસે સવારે કબીરવડ જવાને નીકળ્યા. અહીંથી ૨૬ માઇલ દૂર આવેલી નર્મદાનદીએ ગયા. બોટમાં બેસી કબીરવડના ટાપુએ ગયા. તરતજ મને નર્મદાશંકર કવિની આ વડ વિષેની લીટીઓ યાદ આવી.

" શુરો ભારયો ઝાંખો, દૂરથી ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઉભો, નિરભયપણે એક સરખો."

હોડીમાંથી ઉતરી થોડુંએક ચાલ્યા એટલે કબીરવડ આવ્યો. નર્મદાશંકરે એમની કવિતામાં વર્ણવેલી બાબતોમાં કબીરવડ પહેલાં હતો તેવો નથી. ૩૦ વરસ પહેલાં વડની ઘરા બહુ હતી. બીજા ઝાડો બહુ નહતાં. હાલ તો એનાથી ઉલટું જ-ઘરાં બહુ ઓછી, આસોપાલવનાં ઝાડો બહુજ ઉગી નીકળ્યા છે. બધા વડનાં ઝાડો જુદાં જુદાં રોપ્યાં હોય એવું લાગે છે. વડની નીચે કબીરની મૂર્તિ છે. વડોની વચમાં એક કબીરનું દેવળ છે. પંદર મિનિટ અહીંઆ આરામ લીધા પછી બોટમાં બેસી ઝગડીઆ ઉપડી ગયા ઝગડીઆમાં ૪ દિવસ રહીને અંકલેશ્વર ગયા. ત્યાંથી પારડી સાંજના ગયા. સ્ટેશન ગામથી ૨ માઇલ દૂર છે. ગામમાં જઇને હાલ નવી બંધાવેલી નવી ધર્મશાળામાં મુકામ કર્યો. ધર્મશાળા તળાવ ઉપર આવેલી છે, અને ધર્મશાળાની પાછળજ કુવો હોવાથી પાણીની અડચણ પડતી નહોતી. બીજે દિવસે સવારમાં પારડી ગામમાં ફરવા નીકળ્યા. આવતી વખતે પારડીના જુના કિલ્લામાં થઇને આવ્યા. હાલ આ કિલ્લાના ફક્ત ખંડેરો છે. કિલ્લામાં ફક્ત મામલતદારની કચેરી છે.

બીજે દિવસે સવારમાં પારનેરાનો કિલ્લો જોવા ગયા. પારડીથી પારનેરા ગામ ૪ માઇલ દૂર છે. ત્યાંથી ડુંગરપર ચઢવાને પગથીઆં કરેલાં છે. ડુંગર ચઢયા ત્યાં કેટલીક તોપો દાટી દાધેલી છે. કિલ્લામાં ટાંકાં પણ છે. કિલ્લા ઉપર ઉભા રહીને આજુબાજુના દેખાવો નિહાળ્યા. એક બાજુ દરીઓ હતો રેલ્વે સડકપર દોડતી આગગાડીઓ, નદીઓ, વહેળા, એમના પર બાંધેલા પૂલો વગેરે નજરે પડતું હતું. અહીંઆં પેશ્વાના વખતમાં એક લડાઇ થઇ હતી. એનો આખો અહેવાલ નવરાત્રિના બોલમાં આવી જાય છે. કિલ્લામાં આજીરાને બંધાવેલું (જેનો જીર્ણોદ્ધાર સુરતવાળા કેટલાક સદ્ગૃહસ્થોએ કરાવેલો છે.) દહેરૂં હજુ છે. પર્વતપરથી ઉતરી મુકામપર ગયા.

પારડી તાલુકાનું મુખ્ય ગામ પાર નદીપર આવેલું છે. એની વસ્તી ૫૦૦૦ માણસની છે. અને ગામ સીધુ વસેલું છે, તેમાં ગલી ખુંચીઓ નથી હતા ઝગડીઆ જેવી ઠંડી નથી, અહીંના લોકો મુખ્યત્વે વાણીઆ, આરબો, અને બ્રાહ્મણો નાતમાં જમની વખતે પીતાંબર પહેરે છે. ઘસ, બાવળ, ગંડેરી તથા અનાજનો મુખ્યત્વે વેપાર ચાલે છે. અહીંઆ અનાર્ય જાતોમાં લોકોમાં ઢોડીઆ, દુબલા, તથા નાયકા છે. આ લોકો લંગોટી મારે છે, અને તેમની બાયડીઓ કાછડા મારે છે. હાથથી કાંડા સુધી ચુડા તથા

પગથી ઢીંચણ સુધી કડાં પહેરે છે. પારડી ત્રણ દિવસ રહી ભગવાડા જવા ઉપડયા. ભગવાડા પારડીથી ૬ માઇલ દૂર છે. રસ્તામાં ઉદવાડા સ્ટેશન આવ્યું. ઉદવાડા પારસીઓનું પવિત્ર સ્થળ છે. ત્યાં પારસીઓની મોટી અગીઆરી છે. ઉદવાડા સ્ટેશન પાસે કેટલીક ડુંગરીઓ છે, તેમાંથી સુરંગોવડે પત્થર ખોદી કાઢવામાં આવે છે, અને સીધી ડુંગરી સુધી રેલ્વે સડક બાંધેલી છે.

ભગવાડામાં ફક્ત જોવા લાયક ડુંગરી કિલ્લો છે. અમે ડુંગરી કિલ્લો જોવા ગયા. જ્યારે તાર ( Telegraph ) નહતા તે વખતે એમ કહેવાતું હતું કે આ કિલ્લો ખબર આપવાના કામમાં આવતો હતો. આગળના પેશ્વા રાજાઓએ એવી ગોઠવણ કરી હતી કે એક કલાકની અંદર પોતાના આખા રાજ્યની ખબર મેળવી શકતા. હાલ કિલ્લાનો ઘણોખરો ભાગ તોડી નાંખવામાં આવ્યો છે. ડુંગરની ટોચપરથી અમે આજુબાજુના દેખાવો જોયા. દરીઆ, દમણ, ખુરશીઓ ડુંગર ( જ્યાં ફીરંગી લોકો અને મરાઠા લોકો વચ્ચે લડાઈ થઈ હતી ) પારનેરા ડુંગર, ઉદવાડાની ડુંગરી વગેરે ધ્યાનપૂર્વક નીહાળ્યા. અહીંઆ અડધો કલાક બેસીને નીચે ઉતરી પડયા. ઉદવાડાની ડુંગરી માફક અહીંઆની ડુંગરીમાંથી પણ સુરંગો ફોડી પત્થરો ખોદી કહાડે છે.

ભગવાડા એક નાનું ગામ છે. એક સુશોભિત જૈન મંદિર છે. અહીંઆ દશેક શ્રાવકના ઘરો છે. ઘણાખરા મારવાડી છે. આ ગામ કોલક નદીપર આવેલું છે. આ નદીનું પાણી સ્વચ્છ તેમજ મેલ કાપનારૂં છે. અહીંઆ બે દિવસ રહી દમણ જવા ઉપડયા.

ભગવાડાથી દમણ ૫ માઇલ દૂર છે. રસ્તામાં અંગ્રેજી જકાતખાનું સ્થાપેલું છે. પણ અમારી પાસે જકાત જેવું કાંઇ પણ નહી હોવાથી તેથી બીલકુલ વાર ખોટી થયા ન હતા. દમણમાં આવીને ત્યાંની ધર્મશાળામાં ઉતર્યા. હોડીમાં બેશી મોટા દમણ ગયા. દમણમાં નાના કોટને "ફોર્ટી" કહે છે અને મોટા દમણમાં કોટને ફોર્ટ કહે છે. નદીને પેલે કાંઠે ઉતર્યા પછી અમે 'રોમન કેથોલિક' ખ્રીસ્તીઓનું દેવળ જોવા ગયા. ફોર્ટીના દરવાજા ઉપર એક પાદરીનું ( ખ્રીસ્તિ ) પુતળું છે. નીચે ક્રોસપર લટકાવેલા ઈસુખ્રીસ્તનું પુતળું છે. અંદરના માણસો પગે લાગીને બહુ ચુપચુપ શાંતિથી પ્રાર્થના કરતા હતા. કોઇ પણ એક શબ્દ બોલતું ન હતું. મુખ્ય પાદરીએ મેરીનું પુતળું તથા બીજા કેટલાક માણસોએ ક્રોસ હાથમાં લઇને વરઘોડો કાઢયો. વરઘોડો અંદર ગયો અને પાદરીઓ પીયાના સાથે પ્રાર્થના કરવા લાગ્યા. પછી અમે કિલ્લો જોવા ગયા. કિલ્લો ઘણો પાંચખુણીયોવાળો છે. નાની દમણની ફોર્ટીની માફક કિલ્લો હાલ પડતો છે. કિલ્લામાં હાલ પણ કેટલીક જુના વખતની તોપો છે. કિલ્લાને ફરતી ખાઇ છે. કિલ્લાને ઉંડે દીવાદાંડી છે. પછી અમે વહાણમાં બેસી સામે કિનારે જઇ મુકામપર ગયા.

બીજે દિવસે અમે વિશ્વકર્માનું મંદિર જોવા ગયા. તેમાં વિશ્વકર્માની મૂર્તિ છે. તેની સાથે બીજી પાંચ શિલ્પીઓની મૂર્તિઓ છે તે મૂર્તિઓ, મનુ, મયા, ત્વષ્ટા, દૈવજ્ઞી, અને શિલ્પિના નામથી ઓળખાય છે. આ દહેરામાં એક વિદ્વાન મહારાજ છે. પછી અમે દરીઆ કિનારે ફરી આવી ઘેર આવ્યા દમણ પોર્ટુગીઝ સરકારનું બંદર છે તેનો મુખ્ય ગવર્નર જનરલ ગોવામાં રહે છે, અને ગવર્નર દમણમાં રહે છે. આ બંદર વેપારને માટે ઘણું ઉત્તમ સ્થળ છે. હાલ દમણમાં દુધની બહુ અછત છે.

ત્યાં આઠ દિવસ રહી દમણરોડ સ્ટેશનેથી ગાડીમાં બેશી અમે બધા અમદાવાદ પાછા આવ્યા.

# પારનેરનો પ્હાડી કિલ્લો.

લેખક: ભાઈ નટવર એમ. વીમાવાળા–સુરત.

પારનેરની મુસાફરી કરવા જનાર અમે પાંચ મિત્રો હતા. ટ્રેનમાં બેશી અમે વલસાડ આવી પ્હોંચ્યા.

સવારના ચાર સાડાચાર વાગે ઉઠીને અમે પારનેર તરફ પ્રયાણ શરૂ કર્યું વલસાડથી ૩૬ માઇલ દૂર પારનેરનો ડુંગરી પ્હાડ આવેલો છે તેની તળેટીમાં આવી પ્હોંચ્યા. તે પછી અમે ચઢવા માંડ્યુ. ત્યાં બધાં પગથીઆં બનાવી દીધેલાં છે. તેની પ્હોળાઇ ત્રણ ચારેક ફુટ હતી અને આસપાસ બે બાજુએ હતી. છેવટે અમે ઉપર ચઢી રહ્યા તો એક દ્વાર આવ્યું. તેમાં પેસીને અમે દેવીનું મંદિર હતું તેની પાછળના ભાગમાં ગયાં. અને ત્યાંની ઓટલીપર બેઠા. ત્યાંથી દૂરનો અને પાસેનો દેખાવ અત્યંત રમ્ય લાગે છે. ત્યાંની હવા પણ સુન્દર અને શીતળ છે. ( આ ડુંગર ઉપરથી શું શું દેખાય છે તે ત્રીજી ચોપડીમાંના એક પાઠમાં વર્ણવેલું છે. ) અમે બેઠા હતા ત્યારે એક ગાયનું ટોળું અમને નાના નાના ચાલતા પત્થરા જેવું લાગ્યું ત્યાંથી આગગાડી જતી દેખાઇ જે પણ એનો પ્રમાણુમાંજ નાની દેખાતી. રમ્ય અને લીલાંછમ સુન્દર વૃક્ષોનો સમૂહ પણ ન્હાનો દેખાતો હતો. થોડીવાર પછી અમે પાછા ફરવા નીકળ્યા. અહિં પડેલી તોપો, ભીંતોના ટુકડા વગેરે આગલા જમાનાની કારીગરી બતાવતા હતા. એ દુર્ગ બાજીરાવનો બંધાવેલો કહેવાય છે. ત્યાં એક ભોંયરૂં છે. એ સુરંગ પાર નદીની નીચેથી લીધેલી છે. તે પછી અમે એક ગુરસબંદી જેવા ભાગમાં આવ્યા. અહિં ખડચંપાના વૃક્ષની હેઠળ, પત્થરના ગચીયાઓ વચ્ચે એક માતાની મૂર્તિ છે. છેક અંધારામાં તે આવેલી છે. અમે તેનાં દર્શન કર્યાં. પછી અમે સાથે લીધેલું ખાવાનું છોડી ખાઇ લીધુ, પરંતુ વાવોનું પાણી દુર્ગંધીમય અને બગડેલું હોવાથી તે ન પીધુ. દેવીમંદિરની સામે એક બીજું મકાન જેવું છે તેને એક બારી છે. ( બધું પત્થરનું જ છે. ) પાસેનાં પગથીઆંથી અન્દરના ભાગમાં જવાતું હોવાથી અમે ત્યાં ગયા અમારી સાથેના વિદ્યાર્થીએ અમને એક વાત કહી કે–થોડા સમયપર એક જોગી યોગી અહિં સમાધિ લગાવી બેઠો હતો. અને પોતે કાંઇ ન ખાવાનો ડોળ કરતો હતો, પણ થોડા દિનમાં એનું પોકળ ફુટી જવાથી એ જતો રહ્યો. ત્યાંય એક મૂર્તિ છે. બે ત્રણ ગોખલાઓ પણ છે અને એક મનોહર અને અનુપમ કૌશલ્યનું દર્શન આપતુ ભોંયરૂં છે. તે પેલા પ્રથમના ભોંયરા સાથે મળતું હશે એમ લાગે છે.

પછી અમે પાછા ફર્યા. પેલા દ્વાર પાસે ચાંદપીર હતા તે જોઇ અમે નીચે ઉતરવા માંડ્યું. પગથીયાં આશરે ૨૦૦–૨૫૦ હશે.

પાછા ફરતાં એક મકાનમાં જૂની રીતનો કોશ કુવો ચાલતો હતો તે જોવા ગયા. એમાં ડોલનુંજ હેરડુ બનાવીને તેનાથી પાણી બ્હાર નીકળીને ઢલવાઈ જતું હતું.

તીથલ જવાની તૈયારી કરી. તીથલ હવાનું સ્થાન છે અને વલસાડથી થોડે દૂર છે. બે ગાડી જોડાવી અમે ત્યાં ગયા।

તીથલ અત્યન્ત મનોરમ અને સુન્દર સ્થાન છે. સન્ધ્યાનો સમય અને દરીઆનો

પ્રદેશ, પછી આનંદનું શું પૂછવું ! ઘેર જઈને જમીને અમે સૂઈ ગયા.

સવારના અમે ઔરંગા નદીએ ન્હાવા ગયા. નદી બહુજ છીછરી અને બહુજ ખારાં પાણીની છે. તે વલસાડ શહેરથી આશરે એકાદ માઈલ દૂર છે.

પછી આવીને ચ્હા પીધા પછી અમે સ્ટેશને ગયા. હિસાબ કરતાં અમે ગણ્યું કે દરેકે ૭ આનામાં મુસાફરી કરી હતી રૂ. ૧ ભાડું જુદું. ત્રણ દિવસે અમે ઘેર આવ્યા.

---

# આફ્રિકાની મુસાફરી.

લેખકઃ ભાઈ ઇન્દુવદન કીસનલાલ પંડ્યા.—કલોલ.

મારા પિતાજીને બ્રિટીશ પૂર્વ આફ્રિકામાં આસિસ્ટંટ સ્ટેશન માસ્તરની જગા મળવાથી આઠ વર્ષની વયે મારે તેમની સાથે ત્યાં જવુ પડ્યું હતું. પ્રથમ અમે મુંબાઇ ગયા કારણ કે ત્યાંથી સ્ટીમરમાં બેસીને આફ્રિકા જવાનું હતું ત્યાં અમે લગભગ પંદર દિવસ રહ્યા હતા. ત્યાં ફરીને મેં નવી નવી ચીજો અને નવાં નવાં સ્થળો જોયાં હતાં. પછી જવાને દિવસે સવારે લગભગ ૮-૯ વાગે અમે બંદરપર ગયા. ત્યાં અમારી ડાક્ટરી તપાસ થઈ. પછી અમે ટીકીટો વગેરે લઇ સ્ટીમરમાં બેઠા. લગભગ ૧૧ વાગે સ્ટીમર ઉપડી. ઉપડતી વખતે બધાં સગાં વહાલાંઓને મૂકીને જતાં મને ઘણીજ લાગણી થઈ હતી અને તેવીજ દશા બીજા મુસાફરોની પણ થઈ હતી. એમ કરતાં કરતાં સાંજ પડી તેથી અમે સાંજનો બધો વખત સ્ટીમરની રચના જોવામાં અને આથમતા સૂર્યનાં રંગ બેરંગી કિરણો સમુદ્રપર પડતાં ત્યારે તે પાણીપર રંગો થતા હતા તે જોવામાં ગાળ્યો. પાણીમાં મુસાફરી કરતાં છેક ૭ મે દિવસે એક બંદર આવ્યું તેથી સ્ટીમર ત્યાં ઉભી રહી. મારા પિતાશ્રીને પુછતાં જણાયું કે તે પોર્તુગીઝનું સંસ્થાન હતું. ત્યાં બેએક કલાક સુધી સ્ટીમર ઉભી રહી. ત્યાર પછી સ્ટીમર ઉપડી અને ૧૪ મે દિવસે સવારે "લામુ" નામનું બંદર આવી પહોંચ્યું. ત્યાંથી માલ લેવાનો હતો તેથી સાંજ સુધી ઉભા રહી અને ઉપડી. પંદરમે દિવસે સવારે અમારે ઉતરવાનું બંદર નામે મોંબાસા આવી પહોંચ્યું તેથી સ્ટીમરે બારામાં લંગર કર્યું. અમે એક નાના વહાણમાં અમારો સામાન લઇ બેઠા અને વહાણ બંદર તરફ હંકાવરાવ્યું. થોડીવારમાં બંદર પાસે ઉતરવાની જગ્યાપર વહાણ આવી પહોંચ્યું તેથી સામાન લઇ અમે બંદર ઉપર ટીકીટ આપી અમારી ઉતરવાની જગ્યાએ જવાને માટે ગાડી ભાડે કરી અમે ગાડીમાં બેઠા અને ગાડી ચાલી. તે ગાડીને બળદ અગર ઘોડા જોડ્યા નહોતા પણ ગુચ્છાવાળા વાળવાળા, હોઠ લબડતા અને પગે ઘુઘરા બાંધેલા હબસી લોકો ઝપાટાબંધ તે ગાડી ખેંચી જતા હતા. આગળ બે જણ ખેંચતા હતા, અને બીજા બે પાછળથી ઠેલતા હતા. પાંચ સાત મિનિટમાં અમારે ઉતરવાનું ઠેકાણું આવી પહોંચ્યું તેથી અમે ત્યાં ઉતર્યા અને બીજે દિવસે નૈરોબી (મારા પિતાજીને નોકરી મળી હતી તેથી ત્યાં) જઇ પહોંચ્યા.

હું ત્યાં નિશાળે દરરોજ ભણવા જતો હતો. નિશાળમાં રંગની મેળવણી ત્યાંના હબસી લોકોની ભાષા અને બીજું કુદરતી જ્ઞાન વિગેરે વિષયો બબ્બે કલાક સુધી શીખવતા હતા. ત્યાંની ભાષા ઘણીજ વિચિત્ર છે. જો આપણે પાણી પીવું હોય તો ત્યાંની બો-

ડીમાં એમ કહેવું પડતું કે–" મીમીના માજીના કુલા." ખાવું હોય તો,–"મીમીના કુલા." એમ કહેવું પડતું.

આ પ્રમાણે નૈરોબીમાં આઠેક માસ પસાર થઇ ગયા તેવામાં મારા પિતાશ્રીની બદલી નેકોરૂ થઇ. અને ત્યાંથી બે માસ પછી માજીગાસુંબી થઇ. ત્યાંથી મારા પિતાજીએ બદલી કરાવી તેથી કિલિન્ડીની થઇ. કિલિન્ડીનીમાં નિશાળ નહોતી તેથી મારે દરરોજ ગાડીમાં બેસીને મોંબાસાની નિશાળમાં ભણવા જવું પડતું. ત્યાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે જુદી જુદી જાતની ભાષાઓ વિગેરે શીખવતા હતા. પણ ત્યાં મને ભણવાનું ફાવતું નહતું. કારણ કે દરરોજ ગાડીઓમાં ધક્કા ખાવા ગમતા નહી. કિલિન્ડીનીમાં મારા પિતાશ્રીના એક મિત્ર હિંદુસ્થાન આવવાના હતા. તેથી તેમની સાથે મને મોકલવાની તજવીજ કરી. અને અમે મુંબાઇ આવવા માટે ઉપડયા.

દશેક દિવસ દરીઆમાં રહ્યા પછી સ્ટીમરે મુંબાઇના બારમાં લંગર કર્યું. આ વખત વહેલા પહોંચ્યા કારણ કે અમે જે સ્ટીમરમાં બેઠા હતા, તે મેલ સ્ટીમર હતી.

---

## જગન્નાથજીની યાત્રા.

લેખક: ભાઇ બાબુભાઇ જમનાદાસ શ્રોફ.–વડોદરા.

મારે આ વર્ષમાં અધિક વૈશાખ માસમાં જગન્નાથજીની યાત્રા કરવાનો પ્રસંગ આવ્યો હતો. હમે વડોદરેથી પંજાબ મેલમાં સવારના પાંચ વાગતે બેઠા. તે રાતના આઠ વાગતે મથુરાં આવ્યા. મથુરાંથી નાની ગાડીમાં બેસી રાતના બાર વાગે હાથરસ આવ્યા. હાથરસથી હાવરા ( કલકત્તા ) જતી એક્સપ્રેસ ટ્રેનમાં બેસી રાતે ગયાજી આવી પહોંચ્યા. ગયામાં શ્રાદ્ધ કરવાનું હતું તેથી ત્રણ દિવસ રહ્યા. ત્યાં કાંઇ બહુ જોવા લાયક નથી. તથાપિ શ્રાદ્ધ કરવાના મુખ્ય સ્થળ તરીકે પ્રસિદ્ધ છે. ત્યાંથી કલકત્તા ગયા. હમે રાતના ગયાજીની નવ વાગતે બેસી સવારે નવ વાગતે હાવરા સ્ટેશને આવી પહોંચ્યા અને ધર્મશાળામાં ઉતર્યા. ત્યાંથી બપોરે કલકત્તા જોવા નીકળ્યા. હાવરાથી પૂલ ઓળંગીને કાલીઘાટ જતી ટ્રામમાં, બેઠા. કાલીઘાટ એ ગરીબ લોકોથી વસાયેલો લત્તો છે. પણ તે ભાગ દેવીકાળીના મંદિરને લીધે અતિશય પ્રસિદ્ધ છે. મંદિરની બાંધણી કાંઇ બહુ વખાણવા લાયક નથી. પણ દેવી કાળીની મૂર્તિનો દેખાવ એટલો તો ભયંકર છે કે જોકે તે એક ફકત મુર્તિ છે તોપણ જ્યારે મને તે યાદ આવે છે ત્યારે હજી ગભરાટ લાગે છે. ત્યાંથી હમે પાછા ફરી મોટી મોટી કંપનીની પેઢીઓ, હાઇકોર્ટ, કરન્સી ઓફીસ, પોસ્ટ ઓફીસ, વખણાયેલા લોર્ડ ડેલહાઉસી, અને જનરલ ઓક્ટ્રામનાં પુતળાંઓ આવે છે, તે વિગેરે જોયું. એમ ફરતાં ફરતાં સાંજે ધર્મશાળામાં આવી પહોંચ્યા.

અહીંથી જગન્નાથજી જવાને રાતના નવ વાગે મદ્રાસ મેલમાં બેઠા તે મેલમાંથી રાતના બાર વાગતે ખડગપુર ઉતર્યા અને ત્યાંથી પુરી જવાની ટ્રેનમાં બેસીને સવારના નવ વાગતે પુરી ઉર્ફે જગન્નાથજીમાં આવી પહોંચ્યા. પુરી શહેર દરીઆ કિનારાપર આવેલું છે.

પ્રદેશ, પછી આનંદનું શું પૂછવું ! ઘેર જઈને જમીને અમે સુઇ ગયા.

સવારના અમે ઔરંગા નદીએ ન્હાવા ગયા. નદી બહુજ છીછરી અને બહુજ ખારા પાણીની છે. તે વલસાડ શહેરથી આશરે એકાદ માઈલ દૂર છે.

પછી આવીને ન્હા પીધા પછી અમે સ્ટેશને ગયા. હિસાબ કરતાં અમે ગણ્યું કે દરેકે ૩ આનામાં મુસાફરી કરી હતી રૂ. ૧ ભાડું જુદું. ત્રણ દિવસે અમે ઘેર આવ્યા.

---

# આફ્રિકાની મુસાફરી.

લેખકઃ ભાઈ ઇન્દ્રવદન કીસનલાલ પંડ્યા.—કલોલ.

મારા પિતાજીને બ્રિટીશ પૂર્વ આફ્રિકામાં આસિસ્ટંટ સ્ટેશન માસ્તરની જગા મળવાથી આઠ વર્ષની વયે મારે તેમની સાથે ત્યાં જવું પડયું હતું. પ્રથમ અમે મુંબાઇ ગયા કારણ કે ત્યાંથી સ્ટીમરમાં બેસીને આફ્રિકા જવાનું હતું ત્યાં અમે લગભગ પંદર દિવસ રહ્યા હતા. ત્યાં ફરીને મેં નવી નવી ચીજો અને નવાં નવાં સ્થળો જોયાં હતાં. પછી જવાને દિવસે સવારે લગભગ ૮-૯ વાગે અમે બંદરપર ગયા. ત્યાં અમારી ડાકટરી તપાસ થઇ. પછી અમે ટીકીટો વગેરે લઇ સ્ટીમરમાં બેઠા. લગભગ ૧૧ વાગે સ્ટીમર ઉપડી. ઉપડતી વખતે બધાં સગાં વહાલાંઓને મુકીને જતાં મને ઘણીજ લાગણી થઈ હતી અને તેવીજ દશા બીજા મુસાફરોની પણ થઇ હતી. એમ કરતાં કરતાં સાંજ પડી તેથી અમે સાંજનો બધો વખત સ્ટીમરની રચના જોવામાં અને આથમતા સૂર્યનાં રંગ બેરંગી કિરણો સમુદ્રપર પડતાં ત્યારે તે પાણીપર રંગો થતા હતા તે જોવામાં ગાળ્યો. પાણીમાં મુસાફરી કરતાં છેક ૭ મે દિવસે એક બંદર આવ્યું તેથી સ્ટીમર ત્યાં ઉભી રહી. મારા પિતાશ્રીને પુછતાં જણાયું કે તે પોર્તુગીઝનું સંસ્થાન હતું. ત્યાં બેએક કલાક સુધી સ્ટીમર ઉભી રહી. ત્યાર પછી સ્ટીમર ઉપડી અને ૧૪ મે દિવસે સવારે "... નામનું બંદર આવી પહોંચ્યું. ત્યાંથી માલ લેવાનો હતો તેથી સાંજ સુધી ઉભા... ઉપડી. પંદરમે દિવસે સવારે અમારે ઉતરવાનું બંદર નામે મોંબાસા આવી... સ્ટીમરે બારામાં લંગર કર્યું. અમે એક નાના વહાણમાં અમારો સામાન... વહાણ બંદર તરફ હંકાવરાવ્યું. થોડીવારમાં બંદર પાસે ઉતરવાની જ... પહોંચ્યું તેથી સામાન લઇ અમે બંદર ઉપર ટીકીટ આપી અમારી... જવાને માટે ગાડી ભાડે કરી અમે ગાડીમાં બેઠા અને ગાડી ચા... ગર ઘોડા જોડયા નહોતા પણ ગુચ્છાંવાળા વાળવાળા... બાંધેલા હબસી લોકો ઝપાટાબંધ તે ગાડી ખેંચી જતા... હતા, અને બીજા બે પાછળથી ઠેલતા હતા. પાંચ સાત ... આવી પહોંચ્યું તેથી અમે ત્યાં ઉતર્યા અને બીજે ... મળી હતી તેથી ત્યાં) જઇ પહોંચ્યા.

હું ત્યાં નિશાળે દરરોજ ભણવા જતો હતો. નિશાળમાં રંગની... લોકોની ભાષા અને બીજું કુદરતી જ્ઞાન વિગેરે વિષયો અમને શીખ... વતા હતા. ત્યાંની ભાષા ઘણીજ વિચિત્ર છે. જો આપણે પાણી પીવું હોય તો

ઉત્કંઠ મહાદેવથી પાંચ ગાઉને છેટે કેદારનાથ મહાદેવ આવેલા છે. કેદારનાથમાં એક ધર્મશાળા છે. ત્યાં વાઘ તથા સાપ વગેરે જનાવરોની બહુ બીક છે, તેથી જેને મુકામ કરવો હોય તે તેરનારમાં મુકામ કરે છે. આ સ્થળ બહુ જોવાલાયક છે. કેદારનાથ મહાદેવની પાછળ ડુંગર છે, તેમાંથી ઝાંઝરી નદી નીકળે છે. અને કેદારનાથના શિવલિંગને નવડાવી ત્યાંથી વહી જાય છે. આ દેખાવ બહુ સુન્દર અને જોવા લાયક છે. ઝાંઝરી નદીનો ધોધ પડે છે, ત્યાં પુષ્કળ ઝાડો આવેલાં છે.

# અમદાવાદનું વર્ણન.

લેખકઃ ભાઇ શાંતિલાલ છબીલદાસ સાંકલીયા.—અમદાવાદ.

ગુજરાતનું મુખ્ય શહેર અમદાવાદ છે, તેને લોકો રાજનગર નામથી પણ ઓળખે છે. આ ઠેકાણે પહેલાં કરણાવતી નામે નગરી હતી. ને પાટણના સોળંકી રાજા કરણે ઇ. સ. ૧૧ મા સૈકામાં આશાવળનાં આશા ભીલને જીત્યા પછી વસાવી હતી. ઇ. સ. ૧૪૧૨ માં અહમદશાહ નામના મુસલમાન બાદશાહે આ જગોએ એક કિલ્લો બાંધી તેનું નામ અમદાવાદ પાડ્યું. એકવખત જ્યારે અહમદશાહ શિકાર કરતો હતો ત્યારે તેણે એક સસલાંને અને પોતાનાં શિકારી કુતરાંને લડતાં જોયાં આ દેખાવ જોઈ રાજાએ અનુમાન કર્યું કે જ્યારે અહીંનું નાનું સસલું કુતરાં સાથે લડે છે તો ત્યાંના માણસો કેટલાં જોરાવર હોઇ શકે? "જબ કુત્તેપર સસા આયા, તબ બાદશાહને શહેર બસાયા."

આ શહેરની પશ્ચિમે સાબરમતી નદી આવેલી છે. ત્યાંથી આગળ આવતાં એક કિલ્લો છે, જેમાં ભદ્રકાળી માતાની મૂર્તિ છે; માટે તેને ભદ્રનો કિલ્લો એ નામથી ઓળખે છે. શહેરની પૂર્વ દિશા તરફ રેલ્વે સ્ટેશન છે. શહેરની દક્ષિણે એક જોવા લાયક કાંકરીયુ નામે તળાવ છે, તેની વચ્ચે એક સુંદર બગીચો છે; તેને નગીનાવાડી કહે છે. ઉત્તર દિશા તરફ શાહીબાગ અને લશ્કરી કાંપ આવેલો છે. શહેરની તંદુરસ્તી વિગેરેની તપાસ મ્યુનીસીપાલીટી રાખે છે. તેની તરફથી રસ્તા ઉપર વીજળી દિવાઓ નિયમીત થાય છે, પાણી છંટાય છે, વિગેરે. આ શહેરમાં ઉદ્યોગી કારખાનાં ઘણાં છે. અને વણાટ કામની મીલો છે. વેપારને લીધે શહેરની વસ્તી ઘણી વધી છે. લગભગ અઢી લાખ માણસ અહીં રહે છે. શહેરનાં જોવા લાયક મકાનોમાં સૌથી શોભાયમાન અને પ્રખ્યાત જુમામસીદ તથા બાદશાહ અને રાણીના હજીરા, ભદ્રનો કિલ્લો, ગાયકવાડની હવેલી, દુધેશ્વરની ટાંકી (વોટર વર્કસ) વિકટોરીયા બાગ, માનવબાગ, કાંકરીઉ તળાવ, શાહઆલમનો રોજો, નેસરખેજનો રોજો, ગુજરાત કોલેજ, સ્વામીનારાયણનું મંદિર અને હઠીભાઇનાં દેહરાં વિગેરે છે. જુમામસીદ ઘણું મોટું અને વિશાળ મકાન છે. એમાં કારીગરી પણ સારી છે. એની પાસે બાદશાહનો અને રાણીનો એમ બે હજીરા છે. તે પણ જોવા લાયક છે. ભદ્રના કિલ્લામાં હાલ સરકારી ઓફિસો તથા પોષ્ટ ઓફિસ છે. પાસે ભદ્રકાળી માતાનું મંદિર છે. નદી કિનારે એલિસબ્રીજ (પુલ) આગળ વિકટોરીઆ બાગ આવેલો છે. તે ઘણો મોટો અને સુંદર છે. તેમાં વિકટોરીઆ રાણીનું સુંદર બાવલું બેસાડેલું છે.

ગાયકવાડની હવેલીમાં પોલીસખાતું રહે છે. દુધેશ્વરની ટાંકી (વોટર વર્કસ) પણ જોવાલાયક છે. અહિંની ટાંકી ઘણી મોટી અને ઉંચી છે અને આખા શહેરમાં પાણી પહોંચાડે છે. માધવબાગ સારંગપુર દરવાજા બ્હાર આવેલો છે તેમાં પણ રા. બ. રણછોડલાલ છોટાલાલનું સુન્દર બાવલું બેસાડેલું છે શાહઆલમનો રોજો ખાસ જોવાજોગ છે એમાં મોટી કબરો તથા કોતર કામ બહુ સારૂં છે. એની અંદર પથ્થરની જાળીઓ છે સરખેજનો રોજો શહેરથી થોડે દૂર આવેલો છે તેની અંદર પણ કોતરકામ બહુ ઉત્તમ છે. દીલ્હી દરવાજા બહાર શેઠ હઠીભાઇનું જૈન દેવાલય છે તે પણ બહુ જોવા લાયક છે અહીંથી સીધી સડક કાંપમાં જાય છે. ત્યાં ભીમનાથનું મંદિર અને ઓવારો આવેલો છે ત્યાંથી આગળ જતાં કાંપમાં હનુમાન આવે છે. અને દરેક ચોમાસામાં (શ્રાવણ માસમાં) ઘણા મેળા ભરાય છે. આ ઉપરાંત દર ગુરૂવારે ખાસ કરીને બજાર ભરાય છે.

---

## તાજમહાલ.

ठ. आनंदजी मूलजी पांधी तरफथी भेट.

# સુન્દરી સુબોધ—

## સચિત્ર માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,-આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત,-તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: ખાણી-પીવાણામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, બાળકો,-સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનનું ખરૂં દેશહિત છે.

સુન્દરી સુબોધ:   પુસ્તક ૧૨.-અંક ૯-૧૦.   મે-જુન ૧૯૧૫.

## બાલ કાવ્યો.

### કોયલ બ્હેના.

લેખક:-શ્રીયુત અરદેશર ફ. ખબરદાર.

( સાખી )

મીઠી કોયલડી મધુ બોલ રે મ્હારી કોયલ બ્હેના !
ત્હારા કિલકિલિયા કલ્લોલ રે મ્હારી કોયલ બ્હેના !

ત્હારા અંતરમાં આનંદ રે મ્હારી કોયલ બ્હેના !
ત્હારા ઉર ઉભરાતા છંદ રે મ્હારી કોયલ બ્હેના !

ઝીણા ઝીણા ઉડે નભ મેઘ રે મ્હારી કોયલ બ્હેના !
તેવા ત્હારી પાંખોના વેગ રે મ્હારી કોયલ બ્હેના !

મીઠી ઘંટડી વાગે દૂર રે મ્હારી કોયલ બ્હેના !
તેવા લાગે સરતા તુજ સૂર રે મ્હારી કોયલ બ્હેના !

લીલે પાંદડે જેમ ઢંકાઈ રે મ્હારી કોયલ બ્હેના !
પ્રસરાવે પરિમલ ભાઈ રે મ્હારી કોયલ બ્હેના !

એવી ત્હારી સરે સુરધાર રે મ્હારી કોયલ બ્હેના !
ઘડી પોઢી ઝીણું ટહુકાર રે મ્હારી કોયલ બ્હેના !

# વન.

લેખકઃ-શ્રીયુત્ ન્હાનાલાલ દ. કવિ.

ઉગ્યો સૂરજ જો ! લીલુડા વનમાં રે,
ઉગ્યો ઉગ્યો સરવર ગિરિવરને તટે.
જાગ્યાં ઘોર ઘટાઓનાં પંખેરૂ રે,
જાગ્યાં જાગ્યાં મેના પોપટ મોરલા

ધણ લઇ ચાલ્યા વનમાં બાલ ગોવાળો રે,
ગાયો જઇ ચારશે રે આઘી સીમમાં;
આંબાની મંજરીઓ ખાતી કોયલ રે,
વસન્તની વાંસલડી સરિખી બોલશે.

(-મા છોડીશ તું આજે ત્હારી વેણું રે,
પ્રભુનાં ગીત વનવનથી વહી ત્હને વધાવશે )

વૈશાખે વંટોળ ઉન્હા ધખ વાશે રે,
ધૂળનાં વાદળ રચશે વનના વાયરા;
બળતાં કિરણોના વરસાદ વરસશે રે,
બળશે ધરતી, બળશે પ્રાણી, પાંદડાં.

વિયોગ શો કંઇ ધોમ ધખે આકાશે રે,
સુકવશે સૃષ્ટિ, રસ અમિ સીંચશે.

કડવી લીમડિયોની મીઠી છાયા રે,
થાકેલા ગોવાળનો થાક ઉતારશે.
નમતો પ્હોર થશે ને સૂરજ નમશે રે,
વાદળિયા સરવરમાં લહરો આવશે.

પોઢયા શાયકા આળસ મરડી ઉઠશે રે,
ઉઠીને વગાડશે ચતરંગ વાંસળી.
આઘી આઘી ઓમાં ચરતી ગાયો રે,
વાંસલડી સુણી ઉભશે, ને વળી આવશે.

---

# બાળુડો. !

લેખક.–શ્રીયુત "પાદરાકર."

( ઝીણા ઝરમર વરસે મેહ.—રાગ. )

બ્હેન ! વાત એક રૂડી રૂપાળી. રે બાળ મ્હારો બાળુડો !
એની આંખલડિ અમિયાળી,— રે બાળ મ્હારો બાળુડો !

ઝીણી ઝીણી નજરોએ આછુ આછુ જોતો—
કાળજડાં હરી લેતો રે—
દાડેમ કળીશા દાંત બિરાજે—
ઝીણું ઝીણું હસી દેતો—રે બાળ મ્હારો બાળુડો !

ન્હાનકડી નાજુકડી પગલી—
( જાણે ) અળતાથી રંગેલી રે !
કુમ કુમ વેરે ઘર આંગણું ભરી દે !
નાચની મચાવે જ્યારે હેલી !—રે બાળ મ્હારો બાળુડો !

સખી રે, સજાવુ રૂડાં ઝભલાંને વાઘા !
શોભંતો રૂપાળો રે—
મોર પીછાંની એની ટોપી ભરેલી !—
નર્યો કનૈયો કાલો !—રે બાળ મ્હારો બાળુડો ! !

પ્રભુ બાળકના મરકલડેથી—
વરસે ઝરમર મોતી રે !
પ્રભુને સંભારૂ મ્હારા બાળુડીઆમાં—
પ્રભુના રૂપને જોતી રે !—બાળ મ્હારો બાળુડો ! !

ખાવા પીવાનું એને ભાન મળે નહીં !
હસતી પુતળી રૂપાળી રે !
જીવન બગિચે જાણે ખુલી રહેલી—
ગુલાબ ફુલની કળી !—રે બાળ મ્હારો બાળુડો ! !

બાળુડો નર્યો ગાંડો ઘેલો !
પોપટ સરખો બોલે રે !
વારી જાઉં વાર હજાર નંદનીઓ—
ડોલાવે ને ડોલે રે !—બાળ મ્હારો બાળુડો !

# વસંત હાલરડું.

લેખકઃ શ્રીયુત " રસિક. "

( ભાખી )

હાલર તણે હુલામણે
ઝુલાવું બાળુડું મ્હારૂં પારણે. ટેક.
આંજું નિંદર નેણુ-ખામણે. ઝુલાવું.
રૂપાળું ઉંઘતી પાંપણે,
જોઈ જોઈ જાઉં વારી ઓવારણે. હાલર.
કોટિક વારૂં કામને,
નયણે નિંદરને ચીંઆમણે. હાલર.
ફૂલે પ્રફુલ મ્હેક ફાગણે,
ફૂલબાગ ઝૂલે પમરતો આંગણે. હાલર.
આંજ્યાં રૂડાં નેણ કાજળે,
ભૃંગ જાણે અંબુજ અડે ભામણે. હાલર.
ગાતી કોયલ કંઠ-કામણે,
હીંચોળે મ્હોરો આંબો રળિયામણે. હાલર.
લ્હેરી ઝૂલે ઝાડ પાંદડે,
ઝૂલે અલબેલી વેલ બારણે. હાલર.
રઢિયાળી નિંદ રિસામણે,
વીનવું માનિનિ નેણુ-મનામણે. હાલર.

કહિં ચમચમતાં, કહિં તમતમતાં, ખદતાં સંકટ ખમતાં;
ભીંડી ભૂસહ ભાવે ભમતાં, ગેલ કરે મન ગમતાં.

અહિં અથડાતાં, તહિં પછડાતાં, કચડાતાં ભચડાતાં;
કહિં મચડાતાં, કહિં લથડાતાં, રગડાતાં સપડાતાં.

અંગ ઉચકતાં, થડક થડકતાં, લ્હેરે હેઠ લટકતાં;
વારી પકડતાં, ભારિ ભટકતાં, જતાં ન લેશ અટકતાં.

તૂટી તડૂકતાં, બહુ બબડતાં, ઘાટ ઘણેરા ઘડતાં;
પૂર પરસ્પર નડતાં લડતાં, પૂંઠ પકડતાં પડતાં !

ધમ ધમ ધમ ધો ધો ધો કરતાં, એમ ઉદક ઉતરતાં;
શોર મચાવી, જંગ જમાવી, સરિતામાં સંચરતાં !!

---

# 'મા' ના પાંડ.

લેખકઃ શ્રીયુત—કેશવ હ. શેઠ.

ના ભૂલું તુજ પાંડ  જનેતા ! ના ભૂલું—
એવું ફરી ફરી જગમાં, બીજે ન મળે ત્હારાં લાડ—
ભલે મિત્ર પત્નીના વ્હાલપ દોરે સ્વર્ગને દ્વાર,
જન્મ હેત તો ત્હારાં પણ મા ! વત્સલતા તુજ ગાઢ:—
ભાંડુ પિતાની છાયા, એ અઢળી તૃષ્ણા હરનાર;
હૃદય વિલાસીની એકજ તું: તૃષ્ણા હર કલ્પનું ઝાડ.—
ઉછેરવા અમૃત પાયાં મા ! બચપણમાં વણુ સ્વાર્થ;
પ્રાણથી અદકાં રક્ષણ કરતી સહી તાપ ને તાઢ—
અમી ભરેલા હૈડાંની મા ! વ્હાલપ ઘેલી ગાળ;
બોલ કોડીલા, બચિયો રસભર ! બહૂ બહૂ એવું યાદ—
એ દિવસો ! એ હેત ! અને મા ! હડીલી અમારી રાઢ !—
નમન નમાવે–ઋણિ બનાવે ! ઋણ વાળે સુત માંડ !
માડી ! તુજ પાર વગરના પાંડ—

---

## ન્હાનાં ન્હાનાં ભુલકાં !

લેખકઃ શ્રીયુત " પાદરાકર. "

ન્હાનાં ન્હાનાં ભુલકાંને, આછા આછા વાળ !
ફુલ જેવા ભુલકાંને, ભવ્ય ભાવિમય ભાલ ! !
ન્હાનાં ન્હાનાં ભુલકાંને, ન્હાનાં ન્હાના કાન !
બોલે કે ન ચાલે ત્હોયે, માની ઓળખાણ ! !
ન્હાનાં ન્હાનાં ભુલકાંને, લાકડાની ગાડી !
રડે કે પડે તો ઝટ, લાવો મારી માડી ! !
ન્હાનાં ન્હાનાં ભુલકાંને, ચાંદલીઓ બહુ વ્હાલો !
આકાશેથી ઉખેડીને, ગજવામાં ઘાલો !
ન્હાનાં ન્હાનાં ભુલકાંને, મોટાં મોટાં માન !
ફુલ જેવું ભુલકું, દે પ્રભુતાનું ભાન ! ! !

---

## રમતા રામ.

લેખક—શ્રીયુત " લલિત. "

અમે તો સદાય રમતા રામઃ
અમારો ધર્મ એજ આરામ !— અમે૦
બ્રહ્મચર્યનું તેજ અમોમાં ઝગમગતા ઝળકાવે રામઃ
સંતસંગથી પંથ સત્યને
પળતાં ઉર ઉછળે અભિરામ... અમે૦

---

## જોગીઓનાં બાળ.

લેખકઃ શ્રીયુત ન્હાનાલાલ દ. કવિ.

અમે જોગીયોનાં બાળ !
ગેરૂ ધરીને ધરાવશું ભીને પાઈ દઈશું કાળ !... અમે૦
ધોળ્યા ચાંદાને ધોળ્યા સૂર્યને, ધોળ્યા દીવસ અને રાત,
ધોળી ધોળીને સોમ સાર્યો, છલકે આ અમ પાત્રઃ
પાત્ર ધર્યું મુખ જગતને... અમે૦
શોકને મોહ સરી પડ્યાં, લાધ્યાં સ્નેહ ને કલ્યાણ,
ઝોળી ભરો ભરી લ્હાણીઓ-અમને ચાખવાની આણ;
થાળ ભરી જગ પાઈયા.... અમે૦

---

# વાલ વાર્તા.

## દીવાસળીની પેટી.

### અથવા દેશસેવાનું ફળ.

લેખકઃ શ્રીયુત "હરિ"—અમદાવાદ

ધોરી રસ્તે થઈને એક લડવૈયો કૂચ કરતો હતો " લેફ્ટ, રાઇટ ! "—ડાબો, જમણો—" લેફ્ટ, રાઇટ ! "—એમ લશ્કરી નિયમ પ્રમાણે તેના પગ ઉપડે જતા હતા. તેની પીઠે સામાનનું એક પોટકું હતું, અને તેની કેડે એક તરવાર લટકતી હતી. તે પોતાના દેશને માટે દુશ્મનોની સામે લડવા ગયો હતો, અને દુશ્મનોને હરાવીને પોતાના ઘર તરફ પાછો વળતો હતો.

તે રસ્તે ચાલતો હતો, તેવામાં સામેથી આર્યમાતા હિંદ દેવી રૂમઝુમ કરતાં તેને મળ્યાં. આપણો આ બહાદુર લડવૈયો તેમની નિત્યપૂજા કરતો હતો. તેમનાં દર્શનથી પોતાને ભાગ્યશાળી માનીને તેમના પગ આગળ ઘુંટણીયે પડ્યો અને તેમને પ્રણામ કરીને તેમના પગની રજ તેણે પોતાના માથે ચઢાવી સ્નેહથી માતાએ તેને કહ્યું, " મ્હારા બચ્ચા અને બહાદુર લડવૈયા ! તું મ્હને ઘણો વ્હાલો છે. તારાં માતાપિતા અને સગાંવ્હાલાંને છોડીને અને દુનિયાની મોજમઝાને દૂર ફેંકી દઈને, તું મ્હારી ખાતર તારા જીવના જોખમે પણ દુશ્મનોની સ્હામે લડવા ગયો હતો, તેથી હું તારાપર ઘણી પ્રસન્ન થઇ છું. તારે જે વરદાન જોઇતું હોય તે ખુશીથી મ્હારી પાસેથી માગી લે. " આ શબ્દો બોલતાં બોલતાં હિંદ દેવીએ તેને જમીનપરથી ઉઠાડી તેને માથે પોતાના હાથ મૂક્યા.

બહાદુર સૈનિક ખુશી થઇ બોલ્યો " માજી ! મ્હેં તો મ્હારી ફરજ બજાવી છે; તે છતાં જો તમે મ્હારાપર રાજી થયાં હો તો હું સુખમાં જિંદગી ગાળી શકું એટલો પૈસો મ્હને આપો "

માતા બોલ્યાં, " તથાસ્તુ બેટા ! તું સ્હામેના પેલા ઝાડને જુવે છે ? તે અંદરથી પોલું છે. તું તે ઝાડ ઉપર ચઢ ત્યાંથી તને એક બાકોરૂં જણાશે તેમાં થઈને તું અંદર ઉતરજે. ત્હારી કેડે દોરડું બાંધીને અંદર જજે; એટલે જ્યારે ત્હારે ઉપર આવવું હશે ત્યારે તે પકડીને તું ઉપર આવી શકીશ. "

લડવૈયાએ આતુરતાથી પૂછયું, " એ તો ખરૂં, પણ ત્યાં અંદર ગયા પછી મ્હારે શું કરવાનું છે ? તે મ્હને કહો. "

દેવીએ કહ્યું, " ત્હને ત્યાંથી જોઇએ એટલું ધન મળશે. ઝાડના પોલાણમાં ઘણે નીચે ઉતર્યા પછી જ્યારે તું જમીન ઉપર આવી પહોંચીશ ત્યારે ત્હને એક વિશાળ ઓરડો જણાશે અને તેની અંદર ત્રણસો દીવાઓનો પ્રકાશ પડતો પણ તું જોઇશ. તે ઓરડાની અંદર ત્હને ત્રણ બારણાં જણાશે; આ સર્વે બારણાં ત્હારાથી ઉઘડી શકશે, કારણ કે તેમને તાળાં વાસેલાં નથી. પ્હેલું બારણું ઉઘાડીને તું જોઇશ તો ત્હને એક ન્હાની ઓરડી

પોતાને માટે ઉત્તમ પોષાક ખરીદી આણ્યો, અને ચકચકીત બુટ પણ લીધાં. શહેરમાં તે હવે એક પૈસાદાર અને ગૃહસ્થ માણસ તરીકે પ્રખ્યાત થઇ ગયો. લોકો તેને મળવાને આવતા, અને શહેરમાં જે જે જોવાનું હતું તે સંબંધી વાતો કરતા. તેઓ રાજાની દીકરી સુંદર અને મનોહર રાજ્યકુંવરીની વાત કહેવાનું પણ ભૂલી જતા ન્હોતા.

લહવૈયાએ પૂછ્યું, "મ્હારે તે રાજ્યકુંવરીને જોવી છે, મ્હને તે ક્યાં મળશે?"

તેઓ કહેતા, "કોઇ દિવસ પણ તમે તેને જોઈ શકશો નહિં. તે એક મ્હોટા ત્રાંબાના બનાવેલા કિલ્લામાં રહે છે, અને તેની આગળપાછળ એક મ્હોટી ઉંડી ખાઈ છે. રાજા સિવાય ત્યાં કોઈને જવા આવવાની છુટ નથી. રાજાએ તેના વિષે એવી ભવિષ્યવાણી સાંભળી છે કે તે એક સાધારણ સિપાઇ સાથે પરણશે. રાજાને આ વાત પસંદ પડતી નથી અને તેથી કિલ્લામાં તે રાજ્યકુંવરીને પૂરી રાખી છે.

કુંવરીને જોવાનું લહવૈયાને ઘણું મન હતું; પણ ત્યાં જવાની તેને પરવાનગી મળી નહિં. હવે, તે પોતાનો સઘળો વખત આનન્દમાં અને સુખશાંતિમાં ગાળવા લાગ્યો. તે નાટકો જોવા જતો, ગાડીમાં બેસીને રાજાના બાગમાં ફરવા જતો, અને ગરીબ લોકોને પોતાનાથી બને તેટલી પૈસા આપીને મદદ કરતો. આ તેનું પરોપકારનું કામ ઘણું સારૂં હતું; તે બરોબર જાણતો હતો કે ગરીબ લોકોને કેવાં દુઃખ પડે છે, અને તેથી તેમને સ્હાય આપવાને તે હંમેશાં તત્પર રહેતો. તેને ઘણા મિત્રો થયા, તે સઘળા કહેતા કે તું ઘણો સારો માણસ છે, અને તું સાચેસાચો એક સદ્‌ગૃહસ્થ છે. આ બધાથી તેને ઘણું સુખ થતું. પણ તેનું ધન હંમેશ ચાલે તેમ ન્હોતું; દરરોજ તે ઘણું ખર્ચ કરતો અને ગરીબને દાન આપતો, અને તે કંઈ કમાતો ન્હોતો, તેથી થોડાં વર્ષોમાં તેનું ધન ખૂટી ગયું, અને છેવટે તેની પાસે ફક્ત બે રૂપીઆ રહ્યા. પોતાના બંગલા છોડી દઈને તેણે એક ન્હાની ઓરડી ભાડે રાખી, અને સઘળું કામ પોતાની જાતે તે કરવા લાગ્યો. બુટ તે પોતે સાફ કરતો અને લુગડાં પણ પોતાને હાથેજ ધોતો. સઘળા મિત્રો તેને છોડીને જતા રહ્યા; કોઈ તેની ખબર પૂછવા આવતું ન્હોતું. એક અંધારી રાત્રીએ તેની પાસે એક મીણબત્તી ખરીદવાને માટે પાઇ સરખીએ ન્હોતી, તેવામાં તેને પેલી દીવાસળીની પેટી યાદ આવી, અને ડોશીએ જે કહ્યું હતું તે પણ સાંભળી આવ્યું તે પેટીની અંદર એક ન્હાની મીણબત્તી હતી એ તેને યાદ હતું.

પેટીને અર્ધા ખૂણી હતી ત્યાંથી શોધી કાઢી, અને દિવાસળી સળગાવીને તે જેવો મીણબત્તી સળગાવવા જાય છે, તેવામાંજ બારણું એકદમ ઉઘડી ગયું, અને ચ્હાના પ્યાલા જેવડી મોટી આંખવાળો કુતરો ત્યાં દાખલ થયો અને પૂછ્યું, "સાહેબ! શો હુકમ છે? તમારે શું જોઇએ છે?"

લહવૈયો અજાયબ થઇને બોલી ઉઠ્યો, "વાહ, વાહ; આ પેટી તો ઘણી મઝાની છે; મ્હને જે જોઇએ તે લાવી આપે એવી છે."

તેણે કુતરાને કહ્યું, "મ્હારે થોડા પૈસા જોઇએ છે, માટે લાવી આપ."

કુતરો તરતજ ત્યાંથી જતો રહ્યો, અને થોડી મિનિટમાં મ્હોઢામાં ત્રાંબાનાણાંની એક મ્હોટી કોથળી લેઇને તે પાછો આવ્યો. દીવાસળીની પેટીના શા ગુણ છે, અને તે કેટલી ઉપયોગી છે, તેનું ભાન તેને હવે આવ્યું. જો તે એક વખત દીવાસળી ઘસતો તો

ત્રાંબાનાણાંની પેટી ઉપર બેઠેલો કુતરો ત્યાં આવતો; જો બે વખત ઘસતો તો. રૂપાનાણાંની પેટી ઉપર બેઠેલો કુતરો ત્યાં આવતો; અને જો ત્રણ વખત ઘસતો, તો સોનાનાણાંની પેટી ઉપર બેઠેલો, મ્હોટી 'ટાવર' જેવી આંખોવાળો કુતરો ત્યાં આવી પહોંચતો. હવે પાછું લડવૈયા પાસે ઘણું ધન એકઠું થયું; તે પાછો બંગલાઓમાં રહેવા ગયો, સારાં સારાં લુગડાં પહેરવા લાગ્યો, અને તેના મિત્રો પહેલાંનું ઓળખાણ કાઢીને તેને પાછા મળી ગયા.

થોડા મહિના પછી આપણા આ બહાદુર લડવૈયાને એવો વિચાર આવ્યો કે કોઈ પણ માણસ આ સુંદર રાજ્યકુંવરીને જોઈ શકે નહિં એ તો ઘણું વિચિત્ર છે. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો, " સઘળા કહે છે તો ખરા કે આ કુંવરી ઘણી ખુબસુરત છે; પણ તેથી શું ! કોઈ તેને જોઈ શકે નહિં તો પછી તેનું સૌંદર્ય સઘળું નકામું છે. શું હું એને કોઈપણ પ્રકારે નહિ જોઈ શકું !.........હાં, હવે યાદ આવ્યું; પેલી દીવાસળીની પેટી ક્યાં ગઈ! " પેટી શોધી કાઢીને દીવાસળી સળગાવતાંવારનેજ ત્યાં પેલો પ્હેલો કુતરો—ન્હાના પ્યાલા જેવડી મ્હોટી આંખોવાળો ત્યાં આવી પહોંચ્યો.

તેણે કુતરાને કહ્યું, 'અત્યારે જો કે મધ્યરાત્રિ થઈ છે, તોપણ રાજ્યકુંવરી જોવાની મ્હને ઘણી ઇચ્છા થઈ છે, અને તેથી તું તેને અહિં લઈ આવ. "

કુતરો તરતજ ત્યાંથી અલોપ થઈ ગયો, અને લડવૈયો આમતેમ જુએ એટલીવારમાં તો તે રાજ્યકુંવરીને લેઈને પાછો આવ્યો. રાજ્યકુંવરી તેની પીઠ ઉપર ઉંઘતી હતી; તે એટલી રૂપાળી હતી, કે તેને જોતાંવારજ કોઈપણ કહી શકે કે તે એક રાજાની કુંવરીજ છે. તેને જોઈને લડવૈયો ઘણો રાજી થયો, અને મનમાં ઉભળકો થઈ આવ્યાથી રાજ્યકુંવરીને એક ચુમી લીધી, કુતરો પછી તેને લેઈને પાછો જતો રહ્યો. બીજે દિવસે સવારમાં, જ્યારે પોતાના માબાપ—રાજા રાણી સાથે રાજ્યકુંવરી જમવા બેઠી હતી, ત્યારે તેણે પોતાના સ્વપ્નાની સઘળી વાત તેમને કહી. કુતરો તેને આવીને લેઈ ગયો, એક મ્હોટા બંગલામાં તે ગઈ, ત્યાં લડવૈયાએ ચુમી લીધી—વગેરે વાત તેણે કહી.

રાજા રાણી ઘણાં અજાયબ થયાં બીજે દિવસે રાતે એક ઘરડી સ્ત્રી તે ત્રાંબાના કિલ્લામાં રાજ્યકુંવરીની પથારી પાસે તપાસ રાખવાને માટે છાનીમાની રાખવામાં આવી, જેથી ખરી વાત શું છે તે જણાઈ આવે.

ફરીથી રાજ્યકુંવરીને જોવાને માટે બીજી રીતે લડવૈયાને ઘણી આતુરતા થઈ, અને તેથી કુતરાને તેને તેડી લાવવાને ફરીથી મોકલ્યો. અને કુંવરીને જેમ બને તેમ જલદીથી લાવવાનો હુકમ કર્યો. કુતરાને રાજ્યકુંવરીને લઈ જતો જોઈને, પેલી ડોસી છાનીમાની ઉતાવળે પગલે તેની પાછળ ચાલવા લાગી. એક બંગલા પાસે આવી પહોંચતાં કુતરો તેમાં દાખલ થયો, એટલે એંધાણી સારૂ તે બંગલાના બારણા ઉપર ડોસીએ ચાક વતી એક સાથીયો કર્યો, અને પછી ત્યાંથી પોતાને ઘેર જઈને તે સુઈ ગઈ. કુતરો રાજ્યકુંવરીને પાછો મુકવા જતો હતો તેવામાં બારણા ઉપર સાથીયો જોઈને, એવા સાથીયા શહેરના દરેક ઘરના બારણા ઉપર તે કરી આવ્યો, જેથી લડવૈયાનું ઘર જડે નહિં.

બીજે દિવસે સ્હવારમાં વ્હેલા ઉઠીને રાજા અને રાણી પેલી ડોસીને સાથે લેઈને, તથા બીજા કેટલાક સીપાઇઓ સાથે રાખીને, લડવૈયાનું ઘર શોધવાને બ્હાર

શહેરના પ્હેલા ઘર પાસે આવી પહોંચતાં રાજા બોલી ઉઠ્યો, "આ રહ્યું પેલું ઘર"

"ન્હોય, મ્હારા વ્હાલા! એ ઘર તો આ રહ્યુ" રાણીએ બીજા ઘરના બારણા તરફ હાથ કરીને કહ્યું

"એ ઘર આ રહ્યું, આ રહ્યું, પેલું રહ્યુ!" એક પછી એક સર્વે જણ પોતાની આગળપાછળમાં દરેક ઘર ઉપર સાથીયા જોઈ બોલી ઉઠ્યાં

હવે આગળ તપાસ કરવી એ નકામુ હતુ પણ રાણીએ એક બીજો ફીરસો લડાવ્યો અને તેમાં તે ફતેહમંદ થઈ ફક્ત ગાડીઘોડે બેસીને ફરવાનુંજ તે જાણતી ન્હોતી, પણ દરેક વાતનુ તેને જ્ઞાન હતું અને દરેક કામ કેમ કરવુ એ તે જાણતી હતી. પોતાની સોનાની કાતર લેઇને સોનેરી દોરાથી એક રેશમી લુગડાની ન્હાની તેમજ સુશોભીત કોથળી તેણે બનાવી, અને તે કોથળીમાં ઘઉંનો લોટ ભરીને કુંવરીની કોટમાં તે કોથળી બાંધી દીધી પછી તે કોથળીમાં એક ન્હાનુ કાણું પાડયુ, કે જેથી કુંવરી જ્યાં જ્યાં જાય ત્યાં સઘળે કોથળીમાંથી લોટ વેરાય બીજી રાતે કુતરો પાછો ત્યાં આવ્યો અને કુંવરીને લડવૈયાના બંગલામાં લેઈ ગયો. લડવૈયો તેને ઘણો ચ્હાતો હતો, અને પોતે વિચાર કરતો કે જો હું રાજકુમાર હોત, તો આ કુંવરીને પરણી શકત ત્યાંના કિલ્લાથી તે લડવૈયાના બંગલા સુધી કોથળીમાંથી લોટ વેરાતો હતો તે કુતરાએ જોયો નહિ. વળી જે બારીમાં થઇને કુતરો રાજ્યકુંવરીને અંદર લેઈ ગયો હતો ત્યાં આગળ પણ લોટ વેરાયો હતો. બીજે દિવસે સ્હવારે રાજા રાણીએ ઘણી સહેલાઈથી લડવૈયાનુ મકાન શોધી કાઢયુ, અને તેને પકડીને જેલમાં પૂરી દેવામાં આવ્યો અરેરે! જ્યાં લડવૈયાને પૂરવામાં આવ્યો હતો ત્યાં ઘણું અંધારૂં હતું અને સઘળે ભયાનક ભાસતું હતું આવતા જતા લોકો તેને કહેતા, "આવતી કાલે તને ફાંસી દેવામાં આવશે." આ શબ્દો સાંભળીને તેને ઘણું દુ:ખ થતું, અને વળી વધારામાં તે પોતાની દીવાસળીની પેટી પણ ઘેર ભૂલીને આવ્યો હતો બીજે દિવસે સ્હવારે લોઢાના ન્હાના જાળીયામાંથી તેણે જોયુ તો જણાયું કે શહેરનાં સઘળાં માણસો તેને જ્યાં ફાંસી ચઢાવવાની હતી, ત્યાં વ્હેલાં વ્હેલાં દોડતાં જતાં હતાં ત્યાં ઢોલ વાગતાં હતાં એ તેણે સાંભળ્યાં, અને સીપાઇઓ ત્યાં કુચ કરતા હતા એ પણ તેણે જોયુ મોચીનો છોકરો દોડતો દોડતો લોકોની પાછળ જતો હતો, તેનો જોડો નીકળી ગયો અને જે જાળીમાં થઇને લડવૈયો બહાર શું બને છે એ જોતો હતો ત્યાં આગળ ભીંતની પાસે તે જોડો આવીને પડયો લડવૈયાએ તેને પાસે બોલાવીને કહ્યું, "અલ્યા, ભલા છોકરા, આટલી બધી ઉતાવળ કરવાની ત્હારે જરૂર નથી હું જ્યાં સુધી ત્યાં નહિ આવુ ત્યાં સુધી તારે ત્યાં કંઈ જોવાનુ નથી જો તુ મ્હારે ઘેર દોડતો દોડતો જઇને ઓરડામાંના ગોખલામાં મ્હારી એક દીવાસળીની પેટી પડી છે તે લઇ આવે, તો હું તને પાંચ રૂપીઆ આપીશ"

પાંચ રૂપીઆ મળશે એ આશાથી છોકરો તેને ઘેર દોડતો જઈને પેલી પેટી લઇ આવ્યો અને લડવૈયાને તે આપી. હવે આગળ શું બન્યુ તે આપણે જોઇશું શહેરની બહાર ફાંસી તૈયાર કરવામાં આવી હતી, અને તેની આગળ પાછળ સીપાઇઓ અને હજારો લોકો ઉભા હતા એક બાજુપર ન્યાયાધીશ અને તેની સભા બેઠી હતી તેની સ્હામે એક સુશોભીત રાજ્યગાદી ઉપર રાજા રાણી બેઠાં હતાં. લડવૈયાને એક નીસરણી ઉપર ચઢા-

વવામાં આવ્યો; પણ તેને ગળે ફાંસો દેવાની તૈયારી થતી હતી એવામાં રાજા તરફ ફરીને તે બોલ્યો કે " ફાંસી દેતા પહેલાં ગુન્હેગારની નિર્દોષ માંગણી ઘણીવાર પૂરી પાડવામાં આવે છે; આ સંસારમાંથી હું હવે જવાનો છું તેથી છેલ્લીવારની મ્હને એક બીડી પીવા દો." ( જો કે ખરીવાત પૂછાવો તો તે કોઈ દિવસ પણ બીડી પીતો ન્હોતો. ) આવી નમ્ર અને કહેલી માંગણી બાબત રાજા ના પાડી શક્યો નહિં. લડવૈયાએ એક, બે, ત્રણ એમ દીવાસળી ઘસી અને તરતજ ત્રણે કુતરા ત્યાં ઉભેલા જણાયા. કુતરાઓને તેણે કહ્યું, " હવે તમે મ્હને સહાય કરો કે જેથી મ્હને ફાંસીએ ચઢાવવામાં આવે નહિ."

ન્યાયાધીશ અને સઘળા સભાસદો ઉપર ત્રણે કુતરાઓ જોસબંધ તુટી પડયા; એકને પગથી પકડીને, બીજાને નાકથી પકડીને—એમ જુદી જુદી રીતે કુતરાઓએ તેમને હવામાં ઉંચે ઉછાળ્યા અને નીચે પડતાંવારનેજ તેમના કુચા નીકળી ગયા અને મરી ગયા.

રાજાએ કહ્યું, " મ્હને આ કુતરાઓ જરાએ ઇજા કરશે નહિં." પણ સૌથી મ્હોટા કુતરાએ તેને અને રાણીને પકડયાં. સઘળા સીપાઈઓ અને લોકો બ્હીકથી ધ્રુજવા લાગ્યા અને ધીમે ધીમે બોલ્યાં " બહાદુર લડવૈયા ! તમે અમારા રાણી અને રાજાને છોડો અને તમને રાજ્યકુંવરી અમે પરણાવીશું."

રાજા રાણીને તરત છુટાં કરવામાં આવ્યાં. તેમણે પણ લોકોની માગણી કબૂલ કરી અને લડવૈયાનેજ પોતાની પછી રાજા તરીકે જાહેર કર્યો. હવે બધાં સાથે રાજાની ગાડીમાં બેઠાં. કુતરાઓ આગળ ચાલીને 'ખમ્મા, ખમ્મા !' ના અવાજ કરવા લાગ્યા, અને ન્હાના છોકરાઓ તેમની આંગળીઓવતી સીસોટીયો વગાડવા લાગ્યાં, અને સીપાઈઓ હારબંધ કુચ કરવા લાગ્યા. રાજકુંવરીને કિલ્લામાંથી બ્હાર કાઢવામાં આવી, અને તે લડવૈયાને ઘણી ખુશીથી પરણી. લગ્નની મીજબાનીઓમાં કુતરા ત્યાંને ત્યાં હાજર રહેતા, અને તેમનાથી લોકો ઘણા બ્હીતા અને દૂર રહેતા.

---

## નાગકન્યા.

લેખકઃ રા. રા. પ્રભાકર જે. દવે.—વીરમગામ.

૧.

વિલાસપુર કરીને એક મોટું નગર હતું ત્યાં દિલીપસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. રાજા બહુ ભલો ન્યાયી અને પ્રજાની દાઝ જાણનાર હતો. પ્રજા તેના ન્યાયી અમલથી કોઇ પણ પ્રકારના ભય વગર પોતાનો ઉદ્યમ કર્યે જતી હતી. આ નગરમાં અઢારે વર્ણો વસે છે. એક સુથારની છોકરી અને એક લુહારની છોકરી, એ બંનેને સહીપણાં હતાં. એક દિવસ બંને સહીઅરો કુવે સાથે પાણી ભરવા ગઇ. કુવે પાણી ભરતાં ભરતાં બંને જણીઓ લડી પડી. બંનેએ એક બીજાના ઘડા ફોડી નાંખ્યા અને ઉઢાંણીઓ કુવામાં ફેંકી દીધી. પછી તે છોકરીઓ રોતી રોતી ઘેરજ ગઇ અને પોતપોતાનાં માબાપને બધી વાત કરી. લુહાર પૈસાદાર હતો.

લુહાર તથા સુથાર બંને પોતપોતાને કામે જતા હશે. તે કહ્યુઃ " અલ્યા ભગવાનીઆ ! ત્હારી છોડી કંઈ બ્હેકી ગઈ-

ડીને આજે કેમ મારી ? ' ત્યારે સુથારે જવાબ દીધોઃ ' તારી છોડીએ કંઈ પણ અ-ટકચાળું કર્યું હશે તેમાં મારી હશે. વગર વાંકે મારી છોડી મારે નહિં. " એમ વાત કરતાં કરતાં ગુસ્સે થઇ જઇ લુહાર પોતાના હાથમાંનાં ઓજાર નીચે મૂકી દઇ સુથારને મારવા માંડયો. બંને જણા બાથોબાથ આવ્યા, એટલામાં બજારના વાણીઆઓએ આવી તેમને જુદા પાડયા. સુથાર પોતાને કામે ગયો. લુહાર પોતાના કામે ન જતાં પોતાનાં ઓ-જાર ઘેર મૂકી, દરબારમાં ફરીઆદે ગયો.

૨.

વિલાસપુરના મધ્ય ભાગમાં રાજમહેલ આવી રહ્યો છે. તેની આસપાસ પચાસ ફુટ ઉંચો અને મજબુત કિલ્લો આવી રહી રાજમહેલનું દુશ્મનોથી રક્ષણ કરી રહ્યો છે. કિ-લ્લામાં જવાને એક મોટો લોખંડના મજબુત પતરાંથી જડેલો દરવાજો છે. ત્યાં સિપાઇઓ ઉભા ઉભા પહેરો ભરે છે. ત્યાં થઇ લુહાર અંદર પેઠો. મોટા દરવાજામાં પેસતાંજ કચે-રીનો હોલ જણાય છે. કચેરીનો હોલ મહાલયના મધ્ય ભાગમાં છે. બારણાંની સામેજ એક ભવ્ય સિંહાસન મુખમલની ગાદીઓથી સુશોભિત બનાવેલું છે. આસપાસ ખુરસી-ઓમાં કચેરી મંડળ બેઠું છે. ત્યાં પેલો લુહાર ફરીઆદે આવ્યો, મહારાજાની નજર તેના ઉપર પડવાથી સિપાઇ મારફતે બોલાવી પૂછ્યુઃ " અલ્યા લુહાર, તું કેમ આવ્યો છે. ? " લુહાર જમીન સુધી નમી, પ્રણામ કરી, બે હાથ જોડી બોલ્યો, " મહારાજા સાહેબ ! ભ-ગવાનીઆ સુથારે મને બજારમાં ખૂબ માર્યો. માટે ગરીબ પરવર ! હું ફરીઆદે આવ્યો છું. " ત્યારે રાજાએ પૂછયુઃ " તારા સાક્ષી કોણ છે ? " તેણે કહ્યુંઃ " સાહેબ ! બજા-રના વાણીઆ એ બધી હકીકત જાણે છે. " રાજાએ હુકમ કર્યો કે " જા, તેઓને બો-લાવી લાવ " અને એક સિપાઇને સુથારને બોલાવી લાવવા મોકલ્યો. થોડીવારમાં બજા-રમાંના પંદર વીસ વાણીઆઓ તથા સુથાર અને લુહાર કચેરીમાં આવી પહોંચ્યા. દરેક જણે જમીન સુધી નીચા નમી સલામ કરી. હારબંધ ઉભા રહ્યા. પછી વાણીઆ તરફ નજર કરીને રાજાએ પૂછ્યું કે " આ લુહારને સુથારે માર્યો તે તમે જોયું હતું ? " ત્યારે બધા એકે અવાજે બોલી ઉઠયાઃ " સાહેબ, બંને જણ બાથોબાથ આવ્યા હતા અને જ્યારે અમે તેમને લડતા જોયા ત્યારે બંનેને છૂટા પાડયા હતા. " અને લુહાર અને સુ-થાર પણ બંને એક બીજાનો વાંક કહાડયા કરતા હતા. તેથી રાજાએ બહુ વિચાર કરીને હુકમ દીધો કેઃ " તમારા બે પૈકી જે પોતાના ધંધાની ઉત્તમ કારીગીરી વાપરી જે ચીજ બનાવી લાવે તે ખરો અને જે બનાવતાં ન આવડે તે ખોટો. કારીગરી જોયા પછી ગુનેગાર જણાયેથી શું સજા કરવી તે નક્કી કરવામાં આવશે " આ સાંભળીને તે લુહાર સુથાર તથા તેમના સાક્ષીઓ પોતપોતાને ઘેર ગયા.

૩.

લુહારે ઘેર આવી વિચાર કર્યો કે " હું મારા ધંધાની શી ઉત્તમ ચીજ બનાવું કે જેથી રાજા મારાપર પ્રસન્ન થાય ? પછી તેણે સવામણ લોઢું ગાળ્યું અને તેની પા-ણીમાં તરી શકે એવી ઝીણી ઝીણી માછલીઓ બનાવી. પોતાના ધારેલા, વિચાર પ્રમાણે માછલીઓ પાણીમાં તરે છે કે કેમ તે જોવા એક તાસકમાં પાણી ભરી અંદર થોડી માછલીઓ મૂકી તો તેઓ તરવા લાગી. આથી તેની બધી ફીકર જતી રહી હવે સુથારની

શી દશા છે તે જોઈએ. તેના તો બે ત્રણ દિવસ વિચાર કરવામાંજ ચાલ્યા ગયા. એક દિવસ તે લાકડાં લેવાને જંગલમાં ગયો. સાથે કુહાડી, વાંસલો અને કરવતી લઇ લીધાં હતાં. ચાલતાં ચાલતાં એક સાગનું મોટું વન આવ્યું. સુથાર એક સાગના ઝાડ નીચે વિશ્રાંતિ લેવા બેઠો. કપાળે હાથ દઈ વિચાર કરે છે એટલામાં તેને વિચાર થઈ આવ્યો કે " કપાળે હાથ દઇ શું બેઠો છે ? ઉઠ અને એક સાગનું ઝાડ પાડ. એટલે તારે જેવા જોઇશે તેવાં પાટીયાં પડશે. " પેલો સુથાર તરત ઉભો થયો. અને કુહાડી લઈને ઝાડને નીચે પાડયું અને પછી તેના જોઇએ તેવાં પાટીયાં પણ બનાવ્યાં. હવામાં ઉડી શકે તેવો એક ઘોડો બનાવવાનો તેણે વિચાર કર્યો હતો પછી પાટીયાં લઈને સુથાર ઘેર આવ્યો. અને ઘોડાના દરેક અવયવ મેળવી તૈયાર કર્યો. અને તેને લાલ રંગથી રંગ્યો. કેશવાળી તથા પૂંછડાના ભાગપર કાળો રંગ લગાવ્યો; પછી ઘોડાના દરેક અવયવ જુદા કરી એક કોથળામાં ભર્યા.

૪.

આજે બને જણની કારીગરી જોવાની છે. સહવારમાં સિપાઈ તેડવા માટે આવ્યો: સુથાર અને લુહાર બને થોડાજ વખતમાં કચેરીમાં હાજર થયા. બને જણ શી શી ચીજો બનાવી લાવ્યા છે તે જોવાની ઉત્સુકતા દર્શાવતું બધું કચેરીમંડળ બેઠું છે. પ્રથમ લુહારને પુછયુ: " તું શું બનાવી લાવ્યો છે, તે બતાવ !" ત્યારે લુહારે કહ્યું: "મહારાજ, મારી કારીગરી જોવી હોય તો પાણીનો મોટો હોજ ભરાવો. ત્યારે તે જોવાય, અમસ્તી ન જોવાય. " પછી રાજાએ હોજ ભરવાનો હુકમ કર્યો અડધા પોણા કલાકમાં હોજ ભરાઈ ગયો. તરતજ લુહારે પોતાની બધી માછલીઓ હોજમાં મુકી દીધી. માછલીઓ કુદવા તથા તરવા લાગી. બધા કચેરી મંડળે માંહોમાંહે વાતો કરવા માંડી કે " અહા લુહારે પોતાની બહુ કારીગરી વાપરી છે હવે નક્કી સુથારજ ખોટો પડશે. " પછી સુથારે કહ્યું " ગરીબ પરવર ! જો મારી કારીગરી જોવી હોય તો આપ બધા કચેરીમંડળ સાથે બગીચે પધારો. " આ સાંભળી બધું કચેરીમંડળ મહારાજા સહીત બગીચે ગયું. બગીચે પહોંચ્યા પછી સુથારે કહ્યું: " મહારાજ ! આપના રાજ્યનો સારામાં સારો ઘોડો એક માણસને બેસવા આપો અને હું મારા બનાવેલા ઘોડાપર બેસું. પછી અહિંથી બે ગાઉપર એક વડ તથા વાવ છે, ત્યાંથી વડનું પાંદડું લઇ બગીચામાંથી પહેલું કોણ આવે છે તે જુઓ. " રાજાએ પોતાનો બેસવાનો ઘોડો એક સિપાઇને આપી તેને દોડાવવા કહ્યું. સિપાઇએ ઘોડો દોડાવ્યો. અને સુથારે પોતાના લાકડાના ઘોડાની કળ ફેરવી. એટલે ઘોડો પોતાની પાંખો પસારી આકાશ માર્ગે ઉડયો અને સિપાઈના પહેલાં તો કપાતનોએ વાવે જઇને બેઠો. થોડીવાર થઈ ત્યાં સિપાઈ આવ્યો. સુથારને જોઇને આશ્ચર્ય પામ્યો અને પૂછયું કે મેં તો તને રસ્તામાં જોયો નહિં અને તું મારી પહેલાં ક્યાંથી પહોંચ્યો ? " ત્યારે સુથારે કહ્યું: "આ ઘોડો તો આકાશમાર્ગે ઉડે છે. " પછી બંનેએ એકેકું વડનું પાંદડું લીધું અને પછી બંનેએ પોતપોતાના ઘોડા દોડાવ્યા, સિપાઇ અર્ધે માર્ગે નહિં પહોંચ્યો હોય ત્યાં તો સુથાર કચેરીમંડળ ઉભું છે ત્યાં આવી પહોંચ્યો. બનેની કારીગરીથી પ્રસંન્ન થઇને રાજાએ તેમને સજા ન કરી અને સલાહ શાંતિથી બં-

મેને નગરમાં રહેવાનું કર્યું સુથારના ઘોડાની મુક્ત કંઠે પ્રસંસા કરતું સભામંડળ નગર તરફ વળ્યું

૫.

આજે વિલાસપુર નગરમાં બાળકથી વૃદ્ધ પર્યંત આનંદ ફેલાઈ રહ્યો છે. જ્યાં ત્યાં ધ્વજાઓ ફરકી રહી છે. સ્ત્રીઓ તથા બાળકો નવાં નવાં લુગડાં પહેરી ફરે છે. રાજ્યના ખવાસો તથા વડારણો આમથી તેમ હર્ષથી ઉભરાઈ જતા ઝડપથી કામ કરી રહ્યા છે. નિશાળોના છોકરાઓ પણ હારબંધ નવાં નવાં લુગડાં પહેરી ઉભા છે આજે પાટવીકુંવર અભ્યાસ પૂરો કરીને ઘેર પધારવાના છે. સિપાઈઓની પલટણો, તોપો કચેરીમંડળ, ભાયાતવર્ગ અદાગળા વગેરે સર્વ કુંવર પુષ્પસિંહને લેવા નગર બ્હાર જાય છે. થોડીવારમાં રાજકુમાર આવી પહોંચતાં વાજાં વાગવા માંડ્યાં. પ્રધાને અને રૈયતના આગેવાનોએ કુંવરને પુષ્પહાર પહેરાવ્યા તથા ગજરા આપ્યા અત્તર ગુલાબ વ્હેંચાયાં પછી બધાં ગાડીઓમાં બેસી ગયા. સવારી ધીમે ધીમે નગર તરફ આવવા ઉપડી તે દિવસે નિશાળોના વિદ્યાર્થીઓને મીઠાઈ વહેંચી સવારી બજાર વચ્ચે ચાલે છે ત્યાં વાણીઆઓ માંહોમાંહિ વાતો કરે છે કે “ આ સવારીના ઘોડાઓમાં શું જોવું છે ? પેલા ભગવાનીઆ સુથારે બનાવ્યો છે તે ઘોડો. ” આ વાત બરાબર રાજકુંવર પુષ્પસિંહે સાંભળી; થોડીવારમાં સવારી કચેરી આગળ આવી પહોંચી. પછી મિજલસ બરખાસ્ત કરવામાં આવી. જમવાનો વખત થયો કુંવરને જમવા તેડવા એક દાસી આવી. ત્યારે કુંવરે કહ્યું કે “ મારે જમવું નથી. ” રાજાને ખબર પડતાં પ્રધાનને લઇ કુંવર પાસે આવ્યા અને કુંવરને પૂછ્યું કે “કેમ જમવું નથી ?” ત્યારે કુંવરે જવાબ દીધો કે “ભગવાનીઆ સુથારે ઘોડો બનાવ્યો છે તે જોઉં ત્યારે જમું. ” પ્રધાને કહ્યું: “ ભાઈ, તે અત્યારે નીકળી શકે તેમ નથી. સવારમાં હું બતાવીશ ” જમીને સૌ પોતપોતાના ઠેકાણે ગયા

૬.

બીજે દિવસે સ્હવાર થયું. પુષ્પસિંહ ઘોડો જોવાના ઉમંગમાંજ એકદમ જાગ્યો અને પ્રધાનને બોલાવી ઘેડો લાવવાનું કહ્યું. પ્રધાને ઘોડો લાવી આપી બધી સમજણ પાડી પછી પ્રાત. ભોજન લઇ યુવરાજ પુષ્પસિંહ પ્રધાનપુત્ર ગુણચંદ્રને સાથે લઈ પોતાના બગીચે ગયો. પછી બંને જણા ઘોડાપર બેઠા અને યુવરાજે ચાવી ફેરવી. જેટલી ફેરવવી જોઇએ તે કરતાં ચાવી વિશેષ ફેરવાઇ ગઈ તેથી ઘોડો બહુ જોસભેર ઉડ્યો અને તેના ઉપર કાબુ નહિં રહેતાં બંને મિત્રો એક અઘોર વનમાં આવી પહોંચ્યા. એક વડ નીચે શેતરંજી પાથરી બંને મિત્ર તેનાપર બેઠા. રાજકુંવરે કહ્યું “ મિત્ર, મને તૃષા બહુજ લાગી છે માટે કયાંઇથી પાણી લાવો તો સારૂં. ” નજીકમાં તો કોઇ જળાશય નજરે પડતું નહતું. તેથી ગુણચંદ્ર વડપર ચડીને ચારે તરફ જુએ છે. ત્યારે દોઢ બે માઇલ પર કેટલાક બગ પક્ષીઓ ઉડતાં નજરે પડયાં. ગુણચંદ્ર શિરોઇ લઇ તે જગ્યાએ જવા લાગ્યો. ધીમે ધીમે તે જગ્યાએ આવી પહોંચ્યો. અહિં નંદનવનની માફક બગીચો ખીલી રહ્યો છે. બગીચાની મધ્યમાં એક પૂરાણી પણ મોટી વાવ આવી રહી છે. ગુણચંદ્રે વાવમાં ઉતરી પાણી પીધું અને પુષ્પસિંહ માટે શિરોઇ ભરી લીધી અને બહાર આવી કેટલાક ફળો ખાધાં. તથા સાથે લઇ લીધાં, પછી તે પોતાના મિત્ર પાસે આવી પહોંચ્યો. યુવરાજે

પાણી પીધું. ગુણચંદ્રે તે જગ્યાની બધી હકીકત કહી, ત્યારે પુષ્પસિંહે કહ્યું: "ચાલો આપણે ત્યાંજ મુકામ કરીએ." પછી બંને મિત્રો વાવ પાસે આવી પહોંચ્યા. અને વાવની પાસે વડ નીચે બંને મિત્રો બેઠા. થોડીવારે યુવરાજે કહ્યું "મિત્ર, એકલાં ફળ ખાઈને જ પેટ ભરાવાનું નથી. માટે પાસેના નગરમાંથી સુખડું લઇ આવો તો સારૂં. પછી આપણે પાછા આપણે ગામ જવા નીકળીએ." ગુણચંદ્ર વડપર ચઢી ચારે બાજુએ જુએ છે તો એક તરફ ગઢના કાંગરા દેખાતા હતા. તેથી નીચે ઉતરી પેલા લાકડાના ઘોડાપર બેસી જે નગર દેખાતું હતું ત્યાં પહોંચ્યો. ઘોડાને કોથળામાં ભરી એક થોરની વાડમાં કોથળો સંતાડયો. અને તે નગરમાં ગયો. સુખડીઆની દુકાનેથી સુખડું લઈ નગર બહાર જવા આવતો હતો, પણ અંધારૂં થવાથી દરવાજો બંધ થઇ ગયો હતો. તે ઉઘાડવા દરવાનને તેણે ઘણી રીતે સમજાવ્યો પણ દરવાને કહ્યું કે "રાજાનો એવો હુકમ છે કે અંધારૂં થતાં તરત દરવાજો બંધ કરવો. અને તે ગમે તે કારણ હોય તો પણ ઉઘાડવો નહિ." ગુણચંદ્ર દરવાનને ત્યાંજ સુઇ રહ્યો.

૭.

હવે રાજકુમારની શી સ્થિતિ છે તે જોઇએ. ધીમે ધીમે રાત પડવા લાગી. ચારે બાજુએ અંધકાર થવાથી પ્રધાનના પુત્રની રાહ જોતો યુવરાજ પુષ્પસિંહ વડપર ચઢી ગયો. થોડીવારે વાવમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડયા; એ જોઇ રાજપુત્ર આશ્ચર્ય પામ્યો કે આ શું ? પરંતુ તેના મનમાં બીલકુલ ભીતિ ઉત્પન્ન થઈ નહિં, કારણ કે તે ક્ષત્રિયકુમાર હતો. વળી થોડીવારે ધુમાડા નીકળવા બંધ થઇ. અને અગ્નિજ્વાળાઓ નીકળવા લાગી, પછી થોડીવારે તે પણ બંધ થઇ અને વાવમાંથી એક મોટો મણીધર નાગ બહાર આવ્યો. આવી વડ નીચે છીંક ખાધી, કે તરતજ તેના માથા ઉપર પ્રકાશતો મણી નીકળી પડયો. મણીનું અજવાળું ચારે બાજુએ એક એક જોજન સુધી પહોંચતું હતું. મણી વડ નીચે મુકીને પછી મણીધર ચારો શોધવા નીકળી પડયો. યુવરાજે વિચાર કર્યો કે મણી લેવાય તો સારૂં. પછી પોતાની ઢાલની ઉપરની બાજુએ ખુલ્લી તરવાર, બરછી અને કટાર બાંધી તે લઇ યુવરાજ નીચે ઉતર્યો અને મણી ઉપર ઢાલ મૂકી વડપર ચઢી ગયો. બધી બાજુએ પાછો અંધકાર ફેલાઇ રહ્યો તેથી મણીધર ફુંફાડા મારતો મારતો પેલા વડ નીચે આવી લાગ્યો અને પોતાની ફેણ ઢાલપર પછાડવા લાગ્યો. જેમ ફેણ પછાડે તેમ તેના કકડા થઇ જવા લાગ્યા. અને અંતે તે મરણ પામ્યો. યુવરાજે આખી રાત જાગ્રત અવસ્થામાં ગાળી. સવાર થયું એટલે નીચે ઉતર્યો. ઢાલ ઉપાડી મણી ગજવામાં ઘાલ્યો. વિચાર કર્યો કે હમણાં ગુણચંદ્ર આવશે અને હથીઆર લોહીવાળાં જોઇ પૂછપરછ કરશે માટે આ વાવમાં હથીઆરો ધોઇ આવું. હથીઆર લઇ રાજકુમાર વાવમાં ઉતર્યો તેની પાસે મણી હતો તેથી પાણી આઘું આઘું જવા લાગ્યું તેમ તેમ તે પણ નીચે ઉતરતોજ ગયો. ખૂબ ચાલ્યો ત્યાં એક બંધ કરેલું દ્વાર નજરે પડયું. ધક્કો મારી તેણે તે દ્વાર ઉઘાડયું અને પોતે તેમાં દાખલ થયો. દાખલ થયો કે તરત દ્વાર બંધ થઇ ગયાં. અને વાવ પાણીથી ભરાઇ ગઇ. મકાનમાં તે આગળ ગયો તો તેણે એક હીંચોળાખાટે હીંચતી નવ યૌવન યુવતી જોઇ. તેણીએ યુવરાજને જોયો કે તરતજ તે ખાટથી નીચે ઉતરી અને બોલી "અરે, તમે કોણ છો ! અને અહિં કેમ આવ્યા !" ઉત્તરની રાહ ન જોતાં યુવતી-

એ આગળજ ચલાવ્યું. "તમે સત્વર અહિંથી ચાલ્યા જાઓ. નહિ તો હમણાં મારા પિતાશ્રી ચારો ચરીને પાછા આવશે અને તમને મારી નાંખશે." ત્યારે યુવરાજે જવાબ દીધોઃ "જો મણીધર નામ ત્હમારા પિતાશ્રી હોય તો તે મરણ પામ્યા છે." આ યુવતી નાગની કન્યા હતી. તેને આથી ઘણો શોક થયો. પણ વિધિનું ધાર્યું થાય છે અને આવો વીર પુરૂષ પોતાને મળ્યો છે તે જોઇને તેણે શોકાતુર ચ્હેરે કહ્યું: "પરમેશ્વરેજ તમને અહિં મોકલ્યા છે; તમે આજથી મ્હારા પતિ અને હું તમારી પત્નિ." યુવરાજ અને નાગકન્યાએ લગ્ન કર્યું. અને તેઓ તે વાવમાં રહે છે અને મોજ કરે છે. નાગકન્યા પોતાના પતિની આજ્ઞા બરાબર ઉઠાવે છે. રાજકુમાર પોતાના મિત્રને તદ્દન વિસરી ગયો છે.

૮.

વહાલું વાતોંજ ગુણચંદ્ર ઘોડાપર બેસી વાવ પાસે આવ્યો. વાવની ચારે દિશાએ જોયું અને "પુષ્પસિંહ, પુષ્પસિંહ." એક પુષ્કળ બૂમો પાડી પણ પુષ્પસિંહ શી રીતે સાંભળી શકે ? આખરે ગુણચંદ્ર નિરાશ થઇ જે નગરમાંથી સુખડું લાવ્યો હતો તે નગરમાં પાછો ગયો અને એક ઓરડી ભાડે લઇ રહ્યો; તથા ગામમાં કેટલીક ચીજો લઇ કાથળો ફેરવે છે અને તેમાંથી જે કમાય તેમાંથી ગુજરાન ચલાવે છે. હવે પેલી નાગકન્યાએ યુવરાજને કહ્યું "વ્હાલા ! આપણે ઘણાં દિવસો થયાં બહાર નીકળ્યાં નથી માટે જો આપની મરજી હોય તો બહાર થોડીવાર બેશીએ." યુવરાજે પણ અનુમતિ આપી. બંને જણ શેતરંજ લઇ બહાર આવ્યા. વાવના કિનારાપર ચટાઇ પાથરી બંને રમવા બેઠાં. રમતાં રમતાં નાગકન્યાએ પૂછયું "આપ અહિં કેવી રીતે આવ્યા ?" યુવરાજે બધી હકીકત કહી. અને કહ્યું કે "મારો મિત્ર ગુણચંદ્ર સામેના નગરમાં મારા માટે સુખડું લેવા ગયો હતો ત્યારપછી મને તે મળી શકયો નથી." આમ વાતચિત કરે છે અને કુંવરને પોતાનો મિત્ર સાંભર્યો છે એટલામાં પાછળથી કોઇનો પગરવ સંભળાયો. બંને ઉઠયાં અને બાજી એકદમ સંકેલીને વાવમાં પોતાને ઠેકાણે પહોંચી ગયાં. પેલા લોકો જેનો પગરવ સંભળાતો હતો તેઓએ પેલાં બંનેને વાવમાં જતાં જોયાં. તેઓ વાવ નજીક આવ્યા અને લુગડાં કાઢિ મૂકી વાવમાં પડયા. તરતાં આવડતું હતું પણ વાવ ઘણી ઉંડી હતી તેથી મહા મુશીબતે બ્હાર નીકળ્યા. નિરાસ થઇ હવે તેઓ લુગડાં પહેરી જતા હતા, તેવામાં નાગકન્યાની પડી રહેલી અમૂલ્ય મોજડી તેમની નજરે પડી. તે પેલા માણસોએ લઇ લીધી અને પોતાના કામે ન જતાં, પાછા વળ્યા. હવે તેઓ મોજડી વેચવાનો વિચાર કરવા લાગ્યા. બજારમાં ફરતાં વિચાર આવ્યો કે જો રાજાને આપશું તો વધારે પૈસા મળશે. પછી તેઓ દરબારમાં આવ્યા અને રાજાના કુંવરને તે બતાવી. કુંવરને વિચાર થયો કે "આ મોજડી આવી છે તો તે મોજડીની પહેરનારી કેવી હશે !" તેથી તેણે પુષ્કળ પૈસા આપી તે વેચાતી લઇ લીધી હવે રાજકુંવર હઠ લઇને બેઠો કે "આ મોજડીની પહેરનારી મને પરણાવો." રાજાએ ગામમાં દાંડી પીટાવી કે જે આ મોજડીની પહેરનારી જે લાવી આપે તેને એક હજાર રૂપીયાનું ઇનામ આપવામાં આવશે. કોઇએ હા પાડી નહિં પણ એક ગંગલી નામની ઘાંચણ રાજા પાસે આવી અને તેણે કહ્યું કે "મહારાજ, હું લાવી આપીશ" પછી તેણે પેલા માણસો પાસેથી મોજડી કેવી રીતે જડી તે બધી હકીકત સાંભળી લઇને કહ્યું "મને ઘોડેસ્વાર તથા એક રથ આપો."

રાજાએ તેના કહેવા પ્રમાણે તૈયાર કરી આપ્યું. ગંગલી તે બધાને લઇ વાવ પાસે આવી. તપાસ કરતાં ત્યનિા નાગ મરી ગયો હતો એ પણ ખબર તેણે સાંભળ્યા તેથી વાવને કાંઠે બેસીને ગંગલીએ નાગે પ્રમાણે બોલતાં રૂદન શરૂ કર્યું. "ભત્રીજી બૂંદી! બાપને મારી બેઠી, ફઇને એકવાર તો મળવા આવ." આ ઢોંગી પણ કરૂણાજનક સ્વર નાગકન્યાના કાને પડયો તેથી તેણે તેના પતિને કહ્યું "નાથ, મારી ફોઇ વાવ ઉપર આવ્યાં છે તેથી જો આપની આજ્ઞા હોય તો તેમને મળવા જઉં." કુંવરાજે કહ્યું "મારા મિત્રની ખબર પૂછજે. તેને ગળે રસોળીની ગાંઠ છે. અને પાછી જલ્દી આવજે." મણી વસ્ત્રની ગાંઠે બાંધી વાવમાંથી બહાર આવીને તે પોતાનો બાપ સાંભરવાથી રોવા બેઠી. ગંગલી એ રોતું બંધ કરી સવારોને તેણીને ઉચકી રથમાં બેસાડવા ઇશારત કરી. નાગકન્યા બિચારી પોતાના પિતાને સંભારી ખૂબ રૂએ છે, તેટલામાં તો સવારોએ તેને ઉચકી રથમાં બેસાડી દીધી. રથ ઝપાટાબંધ ચલાવવા માંડયો. પોતાને કપટ કરી લઇ જાય છે તે જોઇ તેણે બમણું રૂદન કરવા માંડયું. તેનો મણી બાંધેલો છેડો લટકતો હતો ત્યાંથી ગંગલીએ મણી છોડી લીધો. રથ નગરમાં પહોંચી ગયો. રાજાએ કુંવરને પરણાવવાની તૈયારી કરવા માંડી. નાગકન્યાએ વિચાર્યું કે મારે એક પતિ છે અને મને બીજા સાથે પરણાવશે તો મારૂં પતિવ્રત ભંગ થશે. માટે કાંઇ યુક્તિ શોધવી જોઇએ. તેણે રાજાને કહેવડાવ્યું કે "મારે ૭ માસ સુધીનું વ્રત છે, માટે હું હાલ પરણીશ નહિ. મને એક જુદો મહેલ બનાવી આપો." રાજાએ જુદો મહેલ બનાવી અપાવ્યો અને બધી સામગ્રી આપી. તેની તહેનાતમાં કેટલાક દાસ દાસીઓ સોંપ્યાં. નાગકન્યા હંમેશા પોતાના હાથથી સદાવ્રત સાધુ સંન્યાસીને આપે છે. પોતાનો જીવ પોતાના પતિ પાસે છે. તે હંમેશાં વિચાર કરે છે કે હવે અહીંથી કેવી રીતે છૂટવું.

૯.

ગુણચંદ્રને ખબર મળી કે પોતાનો મિત્ર જ્યાંથી ખોવાયો હતો તે વાવેથી આ સ્ત્રીને લાવવામાં આવી છે. તો તેને પુષ્પસિંહની વખતે ખબર હશે. પોતે કોથળો લઈ નાગકન્યાના મહેલની અંદર જવા લાગ્યો સિપાઇએ તેને જતો અટકાવ્યો. ફક્ત સાધુઓનેજ અંદર જવા દેતા. તેથી તેણે વિચાર કર્યો કે "આજે સાધુનાં લુગડાં પહેરીને તે સ્ત્રી પાસે જાઉં." પછી તળાવની પાળે જઇ ત્યાં ઉતરેલા એક સાધુને તેણે કહ્યું "સાધુ, તું મને જો તારા લુગડાં થોડો વખત આપે તો જે સદાવ્રત મળે તે હું તને આપીશ." પેલા સાધુએ તેમ કરવા હા પાડી. સાધુનાં લુગડાં પહેરીને "તમે હરી ભજી લ્યોને, રામ ભજી લ્યોને!" એ શબ્દો બોલતો તે મહેલમાં ગયો. નાગકન્યાએ તેને રસોળીની ગાંઠ ઉપરથી ઓળખ્યો. બધી દાસીઓને કંઇને કંઇ કામે મોકલી દીધી. પછી નાગકન્યાને ગુણચંદ્રે પૂછ્યું "બાઇ, તમે વાવેથી અહીં આવ્યાં છો તો તમે કોઇ રાજકુંવર જોયા?" નાગકન્યાએ ઉત્તર ન આપતાં કહ્યું "તમારૂં નામજ ગુણચંદ્ર કે?" ગુણચંદ્રે કહ્યું 'હા'! પછી નાગકન્યાએ પોતાની વિતક વાર્તા કહી સંભળાવી. અને કહ્યું "મણી ગંગલી ધાંચણ લઇ ગઇ છે. છટ્ઠો મહીનો થવાને માત્ર એકજ અઠવાડીયું બાકી છે." ગુણચંદ્રે કહ્યું "હું મણી લઇ આવીશ." ગુણચંદ્રને ફક્ત સીધું આપ્યું. ગુણચંદ્ર લુગડાં તથા સીધું સાધુને આપી આવ્યો. અને પોતાના પાડોશીને પૂછ્યું કે "ગંગલીને કંઇ છોડી છોકરાં છે કે?" એક પાડોશણ બોલી "તેને એક છોકરો અને એક છોડી હતાં. તેમાં છોકરો કેટલાક વરસથી નાશી ગયો છે ને છોડી છે." ગુણચંદ્રે પૂછ્યું 'તેમનાં નામ

શું છે." પેલીએ જવાબ દીધો: "છોકરાનું નામ ચમન ને છોડીનું નામ ઝબુ છે!" ગુણચંદ્રે કહ્યું: "હું આજે એક નજીકના ગામ જવાનો છું. રાત્રે મોડો આવીશ." એમ કહી તે તળાવપર ગયો. સાધુ પાસેથી એક સીસો લીધો. તેમાં તળાવનું પાણી ભર્યું. પછી રાતે ગંગલીને ઘેર જઈ કમાડ ખખડાવવા માંડ્યા. "બા! એ બા! ઝબુ! એ ઝબુ! કમાડ ઉઘાડય." ગંગલીએ પૂછ્યું: "કોણ છે એ?" ગુણચંદ્રે કહ્યું "એતો હું ચમન." ગંગલી તો પોતાનો છોકરો આવ્યો એથી હર્ષઘેલી બની ગઇ ને દોડીને કમાડ ઉઘાડ્યાં ને ભેટી પડી. ખાટલો પાથરી બેસાડ્યો. ગંગલીએ પૂછ્યું, "બેટા ચમન! તું ક્યાં હતો?" ચમને કહ્યું "બા, હું તો કાશીમાં રહેતો હતો. હું તારા માટે ગંગાજળ લાવ્યો છું, લે પી." એમ કહી શીશામાંનું પાણી મા, દીકરીને આપ્યું. થોડું થોડું માથે પણ રેડ્યું. ગંગલીએ ઝબુને કહ્યું: "બેટા, ભાઈ માટે પાણી લાવ." ત્યારે ચમને (ગુણચંદ્રે) કહ્યું, "બા, હું તો ગુરૂજીની દીક્ષા લીધા પછી બ્રાહ્મણનુંજ પાણી પીઉં છું. અને રાંધેલું પણ બ્રાહ્મણનું ખાઉં છું." ગંગલીએ બ્રાહ્મણ પાસે રંધાવ્યું. બધાએ વાળુ કર્યાં. ગુણચંદ્રે વિચાર કર્યો કે "મણી કેવી રીતે લઉં?" તેણે ગંગલીને કહ્યું "બા, આજે મારી આંખો બહુ બળે છે. હું કાશીમાં રહેતો ત્યારે તો મારા ગુરૂજી પાસે એક ચળકતો પત્થર હતો તે આંખે અડાડતા કે આંખો બળતી મટી જતી." એમ કહીને તે ખૂબ દરદ થતું હોય તેમ રડવા લાગ્યો. ગંગલીએ કહ્યું "બેટા, આપણી પાસે પણ તેવો કાંકરો છે. લે હું આ લાવી." એમ કહી પટારામાંથી મણી કાઢ્યો અને ગુણચંદ્રને આપ્યો. વાતો કરતાં બધાં મોડી રાત્રે સુઇ ગયાં. ગુણચંદ્ર પાછલી રાત્રે ત્રણ વાગ્યાના સુમારે જાગ્યો અને પોતાનો સામાન તથા મણી લઇને પોતાના નિવાસસ્થાને પહોંચી ગયો. તે દિવસે પહેલાંની માફક સાધુનાં કપડાં પહેરી નાગકન્યા પાસે ગયો અને તેને કહ્યું "હું મણી લાવ્યો છું. હું પાછળની બારીએ કાલે સંધ્યા સમયે ઘોડો લઇને આવીશ." એમ કહીને પાછો આવ્યો. નાગકન્યાએ પોતાનું વ્રત પુરૂં થતું હોવાથી મોટા મોટા અમલદારોની છોકરીઓને વસ્ત્રાભૂષણ પહેરીને આવવાનું કહાવ્યું. નાગકન્યાએ વિચાર્યું આ રાજા મને પોતાના કુંવર સાથે પરણાવવાના હતા તો મારે મારા પ્રધાન ગુણચંદ્રને માટે પણ કારભારીની છોડીને લઇ જવી જોઇએ. બધી છોકરીઓ નાગકન્યા પાસે આવી છે. કારભારીની પુત્રીને પોતાની પાસે રાખીને બીજી બધીને બીજા હોલમાં રમવા કહ્યું. સંધ્યા સમયે ગુણચંદ્ર મહેલની પાછળની બારીએ આવ્યો. ઘોડો ઉભો કર્યો. નાગકન્યાએ કારભારીની છોકરીને તે ઘોડાપર ઉંચકીને નાંખી અને પોતે પણ બેઠી. ગુણચંદ્રે બેસી ઘોડો ઉડાડ્યો. થોડા વખતમાં વાવે પહોંચ્યા. ત્રણે જણા વાવમાં ગયાં. કારભારીની છોકરી રોવા લાગી પણ પોતે કોણ હતી. અને પ્રધાનપુત્ર સાથે તેનું લગ્ન થવાનું છે એ બધું સમજાયાથી તે શાન્ત થઇ. ગામમાં હાહાકાર થઇ રહ્યો. પાછળ સવારો દોડાવ્યા પણ ક્યાંથી પત્તો લાગે! યુવરાજ પુષ્પસિંહને ત્રણે જણ મળ્યાં. યુવરાજે પૂછ્યું "આ કોણ?" નાગકન્યાએ કહ્યું "ગુણચંદ્રભાઇનાં ધર્મપત્નિ." યુવરાજે તથા ગુણચંદ્રે વિચાર કર્યો કે "આપણે આપણા નગરને છોડ્યે ઘણો વખત થયો. હવે આપણે બધાં વિલાસપુર જઇએ." પછી પુષ્પસિંહ, ગુણચંદ્ર, નાગકન્યા અને ગુણચંદ્રની સ્ત્રી, એ ચારે જણ વિલાસપુર ગયાં. પુષ્પસિંહ ગાદીએ બેઠા અને ગુણચંદ્ર મદદથી સારી રીતે રાજ્ય ચલાવ્યું.

---

# હીરા અને લાલ.

૧

લેખક: શ્રી " ઉમર ૫. "—ધર્મજ.

કોઇ નગરમાં એક ગરીબ કઠીઆરો રહેતો હતો. તે રોજ જંગલમાંથી ઇંધણા (લાકડાં) કાપી લાવતો અને શહેરમાં એક બે આને વેચી પોતાનું પેટ ભરતો હતો. એક દિવસ સવારે ઉઠીને તે શહેર બહાર લાકડાં કાપવા ગયો. જ્યારે તે થોડાં લાકડાં કાપી રહ્યો ત્યારે તેને સાંભર્યું કે લાકડાં બાંધવાનું બંધીયું તે ઘેર ભૂલીને આવ્યો હતો. ગરીબ કઠીઆરાનું મુખ ચિંતાથી ફીકું પડી ગયું. તેની દિવસ ભરની મહેનત નકામી જતી હતી. તે વિચારમાં બેઠો હતો એવામાં તેને કાંઇ દૂર તડકામાં, એક દોરા જેવું જણાયું. તે જોવા માટે તે ત્યાં આગળ ગયો. પાસે જતાં તેણે જોયું તો એક મરેલો સાપ પડયો હતો. તેને તે મરેલો સાપ મળવાથી ઘણી પ્રસન્નતા થઇ. તેણે વિચાર્યું કે દોરડું—બંધીયું નથી તો આનાથી કામ ચાલી જશે. તેણે ઝટપટ તેને ઉઠાવી લીધું. પરંતુ "આ શું !" તે તો મરેલો સાપ નથી, પણ બહુ મૂલ્ય માણેક (લાલ) છે. બિચારો કઠીઆરો આ વિચિત્રતા તે જોઇ ગભરાયો. બ્હીન્યો; પણ પછી હિંમત રાખી તે માણેકને પોતાની પાઘડીના છેડા સાથે તેણે બાંધી દીધું. દિવસ આથમતાં તે ઘેર આવ્યો. તેને તે માણેકના મૂલ્યની કરી પણ હિમ્મત ન્હોતી. તેણે વિચાર્યું કે આવી સુંદર વસ્તુ રાજાને ભેટ કરવા યોગ્ય છે. તેથી બીજા દિવસે સવારે તે મહેલમાં ગયો અને તે માણેક રાજાને ભેટ કર્યું. રાજા તે બહુ મૂલ્ય માણેકને જોઇ ઘણો પ્રસન્ન થયો અને કઠીઆરાને ઘણું ઇનામ અકરામ આપી વિદાય કર્યો. કઠીઆરાને એટલું દ્રવ્ય મળ્યું કે મરતાં સુધી તેને ઇંધણાં કાપવાની આવશ્યકતા રહી નહિં.

રાજા માણેકને લઇ રાણીવાસમાં ગયા અને તેને પોતાની રાણીને આપ્યું. રાણી હાથમાં લઇ તેના તેજ—ચળકાટની પ્રશંસા કરવા લાગી. એટલામાંજ જુવે છે તો માણેક બાણેક કશું નથી; તેની જગ્યાએ એક ન્હાનો સુંદર છોકરો હતો. રાણીના હોશ-હવાસ જતા રહ્યા. થોડા વખત પછી તેને ભાન આવ્યું. રાણીને કાંઇ છોકરાં ન્હોતાં તેથી તેનેજ પુત્ર સમાન ગણી ઉછેરવા લાગી. તે છોકરો માણેકથી પ્રાપ્ત થયો હતો, તેથી તેનું નામ લાલ રાખવામાં આવ્યું. લાલની અવસ્થા અને સુંદરતા દિવસો દિવસ વધવા લાગી. તેના ચહેરાપર રાજચિન્હો હતાં. ઐશ્વર્યનાં સઘળાં ચિન્હો જણાતાં હતાં. જ્યારે તેની અવસ્થા આઠેક વર્ષની થઇ, ત્યારે તેના પિતાએ તેને પાઠશાળામાં મોકલ્યો. આ પાઠશાળામાં કેવળ રાજપુત્ર જેને રાજ-કન્યાઓનેજ શિક્ષણ આપવામાં આવતું હતું. તેમાં હીરા નામની એક અતિ રૂપવતી રાજ-કન્યા પણ ભણતી હતી. હીરા અને લાલની વચ્ચે શીઘ્ર પ્રીતિ થઇ ગઇ. તે પરસપર પ્રેમ કરવા લાગ્યાં. એક બીજાને જોયા સિવાય તેમને ચેન પડતું ન્હોતું. આવી રીતે કંઇ વર્ષ વીતી ગયાં અને બચપણનો બાલપ્રેમ યુવાવસ્થામાં પુરજોસમાં વધી ગયો. લાલના પિતાને તે વાતની ખબર થઇ. તેણે લાલની વૃત્તીની કંઇપણ દરકાર ન કરતાં આજ્ઞા આપી કે તેણે હીરાની સંગત છોડી દેવી અને તેનાથી કંઇ સંબંધ ન રાખવો.

---

* ઇંગ્રેજીમાં પ્રકટ થયેલી હિન્દુસ્તાનની લોકકથાના હિન્દી અનુવાદ ઉપરથી સ્હેજ ફેરફાર સાથે.

હીરા પણ વાંચવા લખવામાં હોંશિયાર થઇ ગઇ હતી. તેનો વિવાહ એક મ્હોટા રાજા સાથે, જે ઉમ્મરમાં ઘણો અધિક હતો અને કેડેથી ઝુકી ગયો હતો, તેની સાથે થનાર હતો. જે સમય હીરાના વિવાહના સમાચાર લાલને મળ્યા, ત્યારે તે ખેદથી ગાંડા જેવો થઇ ગયો. દિવસ રાત્રી પલંગપર પડ્યો પડ્યો રડ્યા કરતો હતો. અંતે એક દિવસ, રાતના વખતે, ગૂપચૂપ મહેલમાંથી નીકળી ઘોડાપર બેસીને તે હીરાના પિતાના નગર તરફ ચાલી નીકળ્યો. નગરમાં પહોંચ્યા પછી લાલને માલૂમ પડ્યું કે તે દિવસ હીરાનું લગ્ન થનાર હતું.

હીરા સુન્દર વસ્ત્રો પહેરી ઘણાં માણસોના ઠાઠમાઠ સાથે મહેલથી નીકળી. આગળ વાજાં વાગતાં હતાં. ઘણી મશાલો સાથે હતી. સઘળો બજાર શણગારવામાં આવ્યો હતો. લોક તમાસો જોવા માટે ભેગા થયા હતા. લાલ પણ તમાશો જોવા રસ્તાની એકબાજુ ઉભો થઇ ગયો. મહેલ પાસે જ્યારે સ્વારી પહોંચી, ત્યારે હીરાએ લાલને દીઠો હવે તેની સઘળી ચિંતા જતી રહી. તેણે વિચાર્યું કે બસ મને બચાવનાર આવ્યો છે. લાલે વખત જોઈ હીરાના કાનમાં કાંઇ કહી દીધું. જ્યારે સ્વારી એક ખાસ જગ્યાએ પ્હોંચી ત્યારે લોક આતશબાજી જોવા લાગી ગયા. વખત જોતાંજ હીરા ધીરેધીરે લાલ પાસે આવી. તેને કોઇ જોઇ શક્યું નહિં. તેણે ઝટ સ્ત્રીનાં લુગડાં ઉતારી નાંખ્યાં. લાલ પુરૂષનાં લુગડાં બગલમાં દબાવી ઉભો હતો. તે તેણે હીરાને પ્હેરાવી દીધાં. કપડાં એવાં બેઠાં કે કોઇ તેને ઓળખી શકતું ન્હોતું કે તે સ્ત્રી છે. બન્નેનું રૂપ એક સરખું હતું; બન્નેનું કદ સમાન હતું; બન્ને ભાઇ છે તેમ જણાતું હતું. તે પછી હીરા અને લાલ બે ઘોડા ઉપર બેસીને શહેર બહાર આવ્યાં. ઘોડાઓની લગામ ઢીલી મુકી દીધી. તે પવન સાથે વાતો કરવા લાગ્યા. ઘોડાની નાળોથી ઘડી ઘડી અગ્નિની ચિનગારીઓ નિકળતી હતી. સઘળું જંગલ તેના અવાજથી કંપી ઉઠ્યું. સૂરજ અસ્ત થતાં સુધીમાં ઘણે દૂર તે ઘોડાઓ ચાલ્યા ગયા.

જ્યારે અંધારૂં થઇ ગયું અને આકાશમાં તારા જણાવા લાગ્યા ત્યારે તેમણે જાણ્યું કે શહેરથી બહુ દૂર નિકળી આવ્યાં છીએ. હવે કોઇ તેમની પૂંઠ પકડી શકે તેમ નથી. ત્યારે ઘોડાપરથી ઉતરી એક રસ્તાની બાજુમાં ઝુંપડી હતી તેમાં વિશ્રામ કર્યો. તે ઝુંપડીમાં એક ડોસી રહેતી હતી. તેણે તેમનો આદરસત્કાર કર્યો. તે ઝુંપડી બે દુષ્ટ લુંટારાઓની હતી. એક એ ડોસીનો પતિ થતો હતો અને બીજો તેનો પુત્ર. તેઓ હજુ સુધી ઘેર આવ્યા નો'તા. તે બન્ને પ્રેમીઓને કંઇપણ ખબર નો'તી કે તે કેવી વિષમ જાળમાં ફસી ગયાં હતાં. હીરા ઘણી થાકી ગઇ હતી; તેથી સૂઈ ગઇ. ડોસીની એક ચાકરડી આવી તેના હાથ પગ દબાવવા લાગી હીરાનાં નેત્રોમાં ઊંઘ આવતી જતી હતી; પણ એટલામાં તેના પગોપર આંસુનું ટીપું પડ્યું. તે ગભરાઇ બેઠી થઇ જુવે છે તો નોકરડી રડે છે. હીરાએ તેના દુઃખનું કારણ પૂછ્યું. તે તેથી પણ વધારે જોરથી રડવા લાગી. તેણે હીરાના કાનમાં કહ્યું કે " જે ઘરમાં તમોએ વિશ્રામ લીધો છે તે મહા નિર્દયી લૂંટારાનું છે. તે અત્યારે લૂંટ-કરવા ગયા છે ત્યાંથી આવતાંજ તમને મારી નાંખશે. " આ સાંભળી હીરા ઝટપટ ઊભી થઇ અને લાલને સઘળી બીના કહી સંભળાવી. તે બન્નેએ સીધ્ર ચાલવાની તૈયારી કરી લીધી. અને તે ડોસી પાસેથી જવાની રજા માગી. ઘોડાઓપર સ્વાર થઇ તે

બન્નેયે અંધારામાં પોતાના અશ્વો દોડાવી મૂક્યા. તે ડોસીએ હજારો વાતો રચી તેમને રોકવા ઇચ્છયું. કદી કહેતી કે અંધારામાં તમને વાગી બેસશે; અથવા રસ્તો ભૂલી જશો. કદી કહેતી કે રાત બહુ થઇ ગઇ છે; થોડો વખત તો આરામ કરી લ્યો. કદી કહેતી કે રસ્તો ઘણો ભયંકર છે; ચોર ડાકુઓનો ભય છે. પણ તે બન્નેયે તેની વાતો સાંભળી નહિ. જ્યારે તેણે જોયું કે તે કોઇ રીતે પાછા ફરતા નથી, ત્યારે જોરથી બુમો પાડતી નાસવા લાગી—" બે ચકલીઓ ઉડી જાય છે–બે ચકલીઓ ઉડી જાય છે. " તેનો પતિ અને પુત્ર પોતાનું કામ પૂરૂં કરીને પાછા આવી રહ્યા હતા; તેઓએ તેનો અવાજ સાંભળ્યો અને તેના ઇશારાને સમજી ગયા. તે બન્નેયે પણ પેલાં બે જણની પાછળ પોતાના ઘોડા દોડાવી મુકયા. લાલે જોયું કે બે માણસ તેમની પાછળ આવે છે. એટલે ઝટ તેણે કમરમાંથી તીર કાઢી તેમના તરફ મુકયું. તીર લૂંટારાના છોકરાની છાતીમાં વાગ્યું અને તે ઘોડાપરથી નીચે પડયો. પોતાના છોકરાને મરણ પામેલો જોઇ બીજો લૂંટારો પેર પાછો આવ્યો અને લાલ ઉપરથી બદલો લેવાના તેણે શપથ ખાધા.

હવે લાલ અને હીરા જોડે ગામમાં જઇ પહોંચ્યાં અને ત્યાં વિશ્રામ લઇ સવારમાં આગળ મુસાફરી કરવી શરૂ કરી. તેમણે રસ્તામાં જોયુ તો એક ઘરડો માણસ ભીખ માગવા બેઠો હતો. તેણે તેમને કહ્યું–" મહારાજ, હું ભૂખે મરૂં છું. આપ મને આપનો નોકર રાખી લ્યો. તો આપને પૂણ્ય થશે. " લાલે તેને નોકર રાખી લીધો અને એ ત્રણે ત્યાંથી રવાના થયા. જ્યારે તે એક નિર્જન સ્થાનમાં આવી પહોંચ્યા, ત્યારે તે નોકરે તલવારનો એક ઝટકો જોરથી લાલને માર્યો તેથી લાલનું માથું શરીરથી અલગ થઇ ગયું. તેને મારી તે હીરા પાસે ગયો અને તેને મારવાને તલવાર ઉગામી. હીરાએ હાથ જોડી પ્રાર્થના કરી–" મને ન મારો. હું પુરૂષ નથી પણ સ્ત્રી છું. તમો મને મારશો નહિં તો હું તમારી સાથે વિવાહ કરીશ. " આ નોકર બીજો કોઇ નહિં, પણ પેલો લૂટારો હતો. આ સાંભળીને તથા હીરાની ખૂબસુરતી ઉપર મોહ પામીને તેને જીવતી રહેવા દીધી. હવે તેઓ ઝુંપડી તરફ જવા લાગ્યા. થોડાં દૂર ચાલ્યાં હશે કે હીરા આકાશ તરફ જોઇને જોરથી હસવા લાગી તેથી તે લૂટારો ઘણો ગુસ્સે થયો અને ક્રોધિત અવાજે બોલ્યો. "કેમ હસે છે ? " હીરાએ આકાશ તરફ આંગળી બતાવી કહ્યુ–" જુવો, કેવું સુંદર પક્ષી ઉડી રહ્યું છે ! " આ–સાંભળીને તે લૂંટારાએ ઉચે જોયું કે, હીરાએ તલવાર ખેંચી અને એક પળમાં લૂંટારાનું માથું ધડથી જુદું કરી દીધું હવે તેણે ઘોડો પાછો ફેરવી જ્યાં લાલનું મૃતકને શરીર પડ્યું હતું ત્યાં તે આવી પહોચી. આવીને તેણે લાલનું માથું પોતાના ખોળામાં લીધું અને તે જોરથી રડવા લાગી. સુભાગ્યે **શીવ** અને **પાર્વતી** ( દાદા આદમ અને બીબી હવા ) ત્યાં થઇને નીકળ્યાં. પાર્વતીએ હીરાને આમતેમ અતિ કલ્પાંત કરતી જોઇ **શીવજીને** પુછ્યું:–" આ છોકરી કેમ રડે છે ! " **શીવજીએ** જવાબ આપ્યો– "દેવી આ છોકરીનું રડવાનુ કારણ સાંભળશો તો તમારૂં હૃદય દુઃખથી ભરાઇ જશે. માટે તે જાણુવામાં સાર્જ નથી. " હીરાના રડવાથી **પાર્વતીનું** હૃદય વ્યથિત થઇ ગયું હતું. તેમણે કહ્યું–" જ્યાં સુધી તમો તેના દુઃખનું કારણ બતાવશો નહિં ત્યાં સુધી એક ડગલું પણ હું આગળ ભરીશ નહિં. " **શીવજીએ** હવે લાચાર થઇ લાલના મૃત્યુનું કારણ જણાવ્યું. ત્યારે તો **પાર્વતી શીવજીને** બહુ આગ્રહ કરીને કહેવા લાગ્યા, રાજકુમારને જીવતો

કરીને આ બિચારી હીરાનું દુઃખ દૂર કરો. પછી શીવજીએ લાલનું માથું તેના શરીર-પર ગોઠવી પોતાના લોહીથી તેનું માથું તેના શરીર સાથે જોડી દીધું. તેમના રક્તમાં અમૃત હતું. તેથી લાલ એકદમ સજીવન થઇ ઉઠયો. હીરાના તે સમયના આનંદનું કોણ વર્ણન કરી શકે? તેણે અને લાલે જમીનપર પોતાનું માથું મુકી શીવ પાર્વતીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. એટલામાં તે દેવતા અંતર્ધાન થઇ ગયા.

હીરા અને લાલ ઘોડાઓપર સ્વાર થઇ આગળ વધ્યાં. કંઇ દિવસો ચાલ્યા પછી તેઓ એક નગરમાં જઇ પ્હોંચ્યા. એક ધર્મશાળામાં ઉતારો કર્યો. પછી લાલ શહેરમાં જરૂરની વસ્તુઓ લેવા માટે ગયો. તેણે બજારમાં જઇ સામાન ખરીદ્યો અને દુકાનદારને કિંમત આપી કહ્યું—" આ વસ્તુઓને તમારી દુકાનમાં રહેવા દો; પાછા ફરતાં લઈ જ-ઇશ. " તેવી રીતે તે દુકાને દુકાને માલ ખરીદતાં ખરીદતાં એક પાનવાળાની દુકાને આવ્યો. તે દુકાને એક સ્ત્રી હતી. તે તંબોલણ ઘણી જબરી જાદુગર હતી. લાલે તેની પાસે જઇ પાન બનાવવા કહ્યું. તેણે કહ્યુ-" આવો, મહેરબાન જેટલાં પાનનો હુકમ હોય તેટલાં બનાવી આપું. " લાલને તો બેઇમાનીનો બિલકુલ સદેહ ન્હોતો. તે પાન કરાવવા બેસી ગયો. એવામાં તે જાદુગરણીએ જાદુના બળથી લાલને બકરાના રૂપમાં ફેરવી દીધો.

હીરાએ વિચાર્યું કે લાલને આટલીવાર કેમ થઇ? તે સોધવા નિકળી. હીરા પુરૂ-ષના વેશમાં હતી. જ્યારે તે બજારમાં ગઈ, ત્યારે જ્યાં જ્યાંથી લાલે માલ ખરીદ્યો હતો, ત્યાં થઇને નિકળી એટલે દુકાનદારો તેને લાલ સમજી બોલાવીને માલ આપવા લાગ્યા. તેણે પણ કહ્યું કે "પાછા ફરતાં લઇ જઇશ." એ પ્રમાણે જેમ જેમ તે આગળ વધી પ્રત્યેક દુકાનદાર માલનું કહેવા લાગ્યો. તેણે તેમને તેજ ઉત્તર આપ્યો. જ્યારે તે જાદુગરણીની દુકાને પોંચી, ત્યારે તે કંઇ ન બોલી હીરા પણ જાદુનો ઈલમ જાણતી હતી તેથી તેને માલુમ થઇ ગયું કે લાલ ત્યાં છે. તેણે તેને પાન બનાવવાને કહ્યું. ત્યારે તંબોલણે ફરી તેજ વાત કહી-" આવો, મહેરબાન ! જેટલા પાનોનો હુકમ હોય તેટલાં બનાવી આપું." પરંતુ હીરા તે સાંભળી ચાલતી થઇ અને બોલી કે " હું તેના જેવો મુર્ખ નથી. " તે એક ગલીમાં જઇ રહી હતી. તેણે જોયું કે એક ડોસી રડે છે અને મિઠાઇ બનાવે છે. હીરા તેની પાસે ગઇ અને પૂછ્યું " માજી, તમો મિઠાઇ બનાવો છો અને પાછાં રડો છો કેમ ! " સ્ત્રીએ ઉત્તર આપ્યો-" પુત્ર શું પૂછે છે ! મારી તો ઘણી દુઃખથી ભરેલી કહાણી છે. અહિંના રાજાને એક કન્યા છે, તેના ખોરાક માટે દરેક રાત્રે એક મનુષ્ય મોકલવામાં આવે છે. આજ મારા પુત્રનો વારો છે. હું આ મિઠાઇ તે રાજકુંવરી માટે બનાવું છું અને મારો એકનો એક પુત્ર મરણ પામશે તે માટે રડું પણ છું." હીરાએ કહ્યુ-" માજી ! રડો નહિ, તમારા પુત્રના બદલે હું આજ તે ભયંકર રાજકુમારી પાસે જઇશ. હું ભુખ્યો થયો છું તેથી તમો મને પેટ ભરાતાં સુધી મિઠાઈ ખાવા દો. "

ડોસી આ વાતને સાંભળી ઘણી ખુશી થઇ અને મિઠાઇ હીરાની સામે મુકી દીધી. જ્યારે હીરા પેટ ભરીને ખાઇ રહી ત્યારે ઉઠી અને રાજમહેલ તરફ રવાના થઇ. રાજાના નોકરોએ તેને રાજકુમારીના મકાન સુધી પહોંચાડી દીધી. હીરા પુરૂષના વેશમાં હોવાથી ઓળખાઇ શકી નહિં. તેને જોતાંજ રાજકુમારીની પ્રકૃતિ બગડી ગઇ. પહેલાં જે ગરીબ

અને દયાળુ જણાતી હતી, તે એક ક્ષણમાંજ કઠોર થઇ ગઇ. તેના મુખમાંથી અગ્નિ નિકળવા લાગ્યો.

તે હવે ધ્રૂજવા લાગી. તેને જોતાંજ બ્હીક લાગતી હતી. તેનાં નેત્રોમાંથી અગ્નિ વરસતો હતો. તે બળતા કોલસાની સમાન રાતી થઇ રહી હતી. તે જમીનપર સૂઇ ગઇ અને હાથથી બૂમો પાડવા લાગી. ધીરે ધીરે તેનો ક્રોધ ઓછો થયો અને તે બેભાન થઇ ગઇ. જ્યારે તે આમ બેહોશ પડી હતી.ત્યારે તેના મ્હોંમાંથી એક મ્હોટો કાળો સાપ નિકળ્યો. સાપ ઘણો ઝેરી જણાતો હતો બ્હાર નિકળી આવ્યો કે તરતજ ફુંફાડા મારતો હીરા તરફ દોડયો. તેની બ્હાર નીકળતી જીભ જોઇ હીરા બીધી તો ખરી, પણ તે ગભરાઈ ન ગઇ. જ્યારે તે સાપ કરડવાને દોડયો ત્યારે તેણે એક તેજદાર તલવારથી તેનું માથું ઉડાવી દીધું હીરા આખી રાત તે બેહોશ રાજકુમારી પાસે રહી. અને યુક્તિ પ્રયુક્તિથી રાજકુમારીને તેણે જાગ્રત કરી એટલામાં રાજાને ખબર થઇ કે તે આટલા દિવસોથી રાજકુમારીને જે સાપે વશમાં લઇ લીધી હતી, તેને એક વીરકુમારે મારી નાંખ્યો છે. રાજા તેથી ઘણો ખુશ થયો અને હીરાને બોલાવી પૂછ્યું કે-" તમારે શું ઇનામ જોઇએ છે ?" હીરાએ કહ્યું-" અડધા કલાક માટે આપનું રાજ્ય મને આપો. " રાજાએ ઝટ પોતાનો રાજદંડ તેને સોપ્યો અને મુગટ ઉતારી હીરાને પ્હેરાવ્યો. સૌ નોકરોને તેનો હુકમ માનવાની આજ્ઞા થઇ ગઇ.

જ્યારે હીરા ગાદીપર બેસી ગઇ. ત્યારે તેણે સઘળા નગરમાં ઢંઢેરો ફેરવવાની આજ્ઞા આપી દીધી કે-" શહેરવાસીઓ પાસે જેટલાં પશુ-પક્ષી-ગાય, બળદ-હોય તે તેના સન્મુખ જોવા માટે ઉભાં રજુ કરવાં. આથી સઘળાં લોકો પોતપોતાનાં જાનવર લઇને હાજર થયા. પણ હીરાએ જોયું કે પેલી તંબોલણ આવી નહોતી. આથી સિપાઇઓ તેને ઘેર દોડાવવામાં આવ્યા અને તેને બાંધીને તેના બકરા સાથે પકડી લાવ્યા અને રાજા સામે ઉભો કરવ માં આવ્યો. જ્યાં બકરાએ હીરાને જોઇ, તે તેના તરફ ગયો અને તેની આસપાસ નાચવા-કૂદવા લાગ્યો હીરાએ જાણી લીધુ કે તે જરૂર લાલ છે. તંબોલણને તેણે વેચવા માટે કહ્યું-હીરાને ઉત્તર આપ્યો-" ગરીબ પરવર ! મેં તે બકરાને કાળીને ભેટ આપવા માટે પાળી રાખ્યો છે. અને હવેની પૂર્ણિમાએ હું તેનું બલિદાન કરી દઇશ. તે મારી ધર્મ સબંધી શપથ છે તેનું ઉલ્લંઘન કરી હું બકરાને વેચી શકતી નથી. " આ સાંભળી હીરાએ હુકમ કર્યો " આ જાદુગરણીને બાંધો અને ધીમા ધીમા અગ્નિમાં તેને બાળો." નોકરોએ તેને બાંધી દીધી અને બાળવાની જગ્યાએ લઇ જઇ બાળી મૂકી, પછી હીરાએ તે બકરાને પોતાની પાસે રાખી લીધો અને મંત્ર ભણી તેને પાણી છાંટવા લાગી. હીરા પણ જાદુ જાણતી હતી. પરંતુ કોઇને તે કષ્ટ નહોતી પહોંચાડતી. તેણે લાલને મનુષ્યના સ્વરૂપમાં પાછો ફેરવી દીધો. અને પછી સઘળા દરબારમાં તેણે લાલને પોતાના સ્વામી તરીકે જાહેર કર્યો. હવે તેણે પુરૂષવેશ તજી દીધો અને સ્ત્રીનાં કપડાં પહેરી તે જનાનખાનામાં ગઇ.

રાજપુત્રી આ જાણી ઘણી ચકિત થઇ કે હીરા પુરૂષ નહોતી. પરંતુ તેણે પોતાના મનમાં હીરાને પોતાનો પતિ માન્યો હતો. તેથી હવે શીઘ્ર તેણે લાલ સાથે પોતાનું લગ્ન

કરવા માગણી કરી. રાજાએ ઘણી ખુશીથી તેમ કર્યું. આવી રીતે લાલ પોતાની બે પત્નિઓ સાથે રહી સુખથી દિવસ ગાળવા લાગ્યો.

હવે પેલી લૂંટારાઓની મા-ડોશી જેને પણ જાદુ આવડતું હતું, તેણે પોતાના પુત્ર અને પતિનું મરણ થયેલું પોતાના ઇલમથી જાણી લીધું. તેથી હીરાના ઉપર વેર લેવાને તે પેલી રાજકુમારીના ગામમાં આવી અને તેણે માલણનો ધંધો શરૂ કર્યો. ધીમે ધીમે તે હવે રાજકુંવરી પાસે પણ જવા આવવા લાગી. તેણે ધીમે ધીમે તેનું મન ભંભેરવા માંડયું કે લાલ કોઇ રાજાનો કુંવર નથી પણ હલકા કોમનો છે. આમ વારંવાર વાત થવાથી તે રાજપુત્રી વ્હેમાઇ અને તેણે એક દિવસ હીરાને પૂછયું-" વ્હાલી બેન ! આપણા પતિ લાલની શી જાત છે ? મને તો ખબર મળ્યા છે કે રાજાએ તેમને દત્તક લીધા છે, પણ મારા સમજવા પ્રમાણે તેમની ઉત્પત્તિમાં કંઇ રહસ્ય છે તમારાપર મારા કરતાં તેમનો અધિક પ્રેમ છે. તમો આ વિષયમાં તેમનો પૂછજો. " હીરાએ કહ્યું-"આપણે તેમને એવી વાતો પૂછવાનું પ્રયોજન શું ? આપણે તેમના પ્રેમથી સુખી નથી ? આપણે તેમનું મુખ જોઇ જીવતાં નથી ? હવે આપણે અધિક શું જોઇએ ?" રાજપુત્રીએ હીરાની વાત માની નહિં અને પતિની જાત પૂછવા પોતે તૈયાર થઇ ગઇ. તેણે હીરાથી આખરે વચન લઇ લીધું કે લાલને તેમની જાત તે પૂછશે. નિદાન હીરાએ લાલ પાસે જઇ કહ્યું-" પ્રિયપતિ ! કૃપા કરી તમારી જાત હમને કહેશો ? " આથી લાલને ઘણું દુઃખ થયું. તેણે નિશ્વાસ મુકી કહ્યું-" વ્હાલી હીરા ! તે વાત મને ન પૂછો. તમારે તેથી પસ્તાવું પડશે. " હીરાએ તે માન્યું નહિ. ત્યારે આખરે લાલ તેને ગંગા કિનારે લઇ ગયો અને કહ્યું-' શું તમારે હજુ પણ મારી જાત જાણવાની ઇચ્છા છે ? " હીરાએ કહ્યું-" હા. " લાલ ઘુંટણ સુધી પાણીમાં ગયો અને કહ્યું-' શું હજુ પણ તમારે મારી જાત જાણવાનો પકો નિશ્ચય છે ? " હીરાએ કહ્યું- " હા સ્વામીનાથ !" લાલ ગરદન સુધી પાણીમાં ગયો અને કહેવા લાગ્યો- "શું હજુ પણ તમારી તેજ ઇચ્છા છે ! વિચારી લ્યો; હજુ પણ સમય છે. બહુ વખત થયો નથી. " હીરાએ પેહેલાંની પેઠે ઉત્તર આપ્યો-"હા " ત્યારે લાલ ફરી ઉંડા પાણીમાં ગયો. હવે તેનું મ્હોંજ ફક્ત પાણી ઉપર હતું. સઘળું શરીર પાણીમાં ડુબી ચૂકયું હતું તેણે ફરી પાણીમાંથી કહ્યું-" હીરા. શું હજુ પણ તું મારી જાત જાણવા ઇચ્છે છે ! જો માની લે; હજુ પણ સમય છે નહીં તો તું તારૂં જીવન સુખ નષ્ટ કરશે-" લાલનો અવાજ પાણીમાંથી ઘણો વિચિત્ર અને અપરિચિત જેવો સંભળાયો. માલૂમ પડતુ હતું કે તે બીજા લોક લગભગમાં જઇ પહોંચ્યો છે. પણ હીરાએ પોતાની હઠ છોડી નહિં-તેણે ફરી તેજ ઉત્તર આપ્યો-" હા, હું જાણવા મ્હાગું છું- " આ શબ્દ નિકળતાંજ લાલના વાળ પાણીમાં સમાઇ ગયા અને એક પલમાં જે જગ્યાએ લાલ ઉભો હતો, ત્યાં એક કાળોનાગ તરતો જણાયો. કાંઈ વખત સુધી તે તરતો જણાયો, ફરી તે પણ અંતર્ધાન થઇ ગયો હીરા લાલના આવવાની રાહ જોતી હતી, પણ લાલ પાછો આવ્યોજ નહિં-જ્યારે તેને પોતાના ભરોંસાનું ભાન થયું ત્યારે તે બુમ પાડી જમીનપર પડી ગઇ. લોકોએ ઉચકી તેને મકાનપર પોંચાડી-હીરા અને રાજકુંવરી બન્ને હવે પોતાની મૂર્ખતાપર બહુ પસ્તાવા લાગ્યાં અને પોતે પોતાના દિવસો રડી રડીને કાઢવા લાગ્યાં.

૨.

[ લાલ અને હીરાઃ–આ વાર્તાનો અંત ત્હેના ઇંગ્રેજી સંપાદકે ( અને ત્હેને અનુસરીને ત્હેના ગુજરાતી ભાષાન્તરકારે ) આપ્યો છે, ત્યાંજ આવી જતો નથી. આપણી ગુજરાતી લોકકથામાં પણ આ વાર્તા પ્રચલિત છે. અને ત્હેમાં લાલ અને હીરા ફેરીથી મળે છે । આ અને હવે પછી પ્રકટ કરેલી ( મણિ-કર્ણિકાની ) વાર્તા, એ બન્ને લગભગ એકજ પ્રકારની કથાઓ છે; અને મણિકર્ણિકામાં નાગકુમાર તથા રાજકુમારી બને જે રીતે મળે છે, ત્હેવાજ પ્રકારે લગભગ લાલ અને હીરાની વાર્તામાં પણ બનતું હોવાથી, તે વાર્તાના અનુસન્ધાનરૂપે મણિકર્ણિકા ના પાછલા ભાગને ગણી શકાય તેમ છે.

–રા.જ. ]

# મણિકર્ણિકા.

લેખકઃ—બ્હેન સૌ. ર.—અમદાવાદ.

એક ગામમાં એક ગરીબ બ્રાહ્મણનું કુટુંબ રહેતું હતું. બ્રાહ્મણ પોતાનું અને પોતાની સ્ત્રી તથા ચાર્ પાંચ છોકરાનું ગુજરાન ભીખ માગીને માંડમાંડ પૂરૂં કરતો હતો. આમ ઘણા દિવસ ચાલ્યું આખરે એક દહાડો તેની સ્ત્રીએ અકળાઈને કહ્યુંઃ " તમે હવે બ્હાર ગામ જઈ ગમે તો ભીક્ષા માગી લાવો અથવા કાંઇ નોકરી ચાકરી શોધો. પણ અહિં જે મળે છે તેથી બિલકુલ પૂરૂં થતું નથી. માટે કાંઇ કરો તો સારૂં. " આ ઉપરથી તે બ્રાહ્મણે બ્હાર ગામ જવાનો વિચાર કર્યો અને ખભે ઝોળી ભરવી તથા હાથમાં લાકડી લઇને તે ભીક્ષાટન કરવા નીકળ્યો.

જતે જતે રસ્તામાં આડો પડેલો એક વિકરાળ નાગ તેણે જોયો. તેને દેખીને બ્રાહ્મણ ખરેખરો ગભરાયો. આગળ જવાય તેમ ન્હોતું અને પાછો ફરે તો વખતે તે નાગ પણ પાછળ પડે, તો તો પૂરી કમનસીબી ! ખૂબ વિચાર કર્યા પછી તે ધીમે ધીમે પાછે પગલે પાછો ફરવા માંડ્યો. આ જોઇને તે નાગ બોલ્યોઃ " હે વિપ્ર ! તું શું કામ બીહે છે ? હું તારૂં સારૂં કરીશ તું મને તારી ઝોળીમાં નાંખીને ઘેર લઇ જા, એથી તારૂં કલ્યાણ થશે. " પેલા બ્રાહ્મણે વિચાર કર્યો કે ઘેર બૈરાં છોકરાંનું તો પૂરૂં થતું નથી અને આ મોટા નાગને લઇ જઇને હું શું કરૂં ! " પણ આખરે નાગના ઘણા આગ્રહથી તે બ્રાહ્મણે લાકડીવતી ઉપાડીને તેને પોતાની ઝોળીમાં મુક્યો અને પોતે પાછો ઘર તરફ ફર્યો.

ઘેર પહોંચ્યો ત્યારે તેની સ્ત્રી કાંઇ બહાર ગઇ હશે, તેથી તેણે ઝોળી ખીંટીએ ભરવી દીધી અને બ્રાહ્મણીની બીકથી તે ઘરના ખૂણામાં ભરાઇ પેઠો. તેની સ્ત્રીએ પોતાના પતિની લાકડી અને ઝોળીને ઓળખી અને બ્રાહ્મણ તરતજ પાછો આવ્યો તેથી કાંઇ સારૂં મળ્યું હશે, એમ ધારીને તે ઝોળી નીચે ઉતારી જોવા લાગી. અંદર જુવે છે તો એક ઘણોજ સુન્દર, મહામૂલ્યવાન હીરાનો હાર નજરે પડ્યો ! આ જોઇને તો તે બાઇ ઘણીજ ખુશી થઇ અને બ્રાહ્મણને બોલાવીને તે બતાવ્યો. બ્રાહ્મણે વિચાર કર્યો કે નાગે

કહ્યું હતું તે ખરૂં પડ્યું. પછી બ્રાહ્મણી હાર લઈને નગરશેઠને ઘેર વેચવાને ગઈ શેઠાણીએ હાર જોઈને કહ્યું:–" બાઈ ! આવો હાર અમારા કામનો નહિં. તે તો રાજદરબારમાંજ શોભે. માટે ચાલો હું તમને રાણી સાહેબ પાસે લઈ જાઉં." એમ કહીને ગાડી જોડાવીને તે બ્રાહ્મણની સ્ત્રીને સાથે લઈ રાણી પાસે ગઈ. રાણી તો આ હાર જોઈને ઘણીજ ખુશી થઈ ગઈ અને રાજા પાસે હઠ લઈને એ હાર લેવાનું નક્કી કરાવ્યું. રાજાજીએ ગામના મુખ્ય ઝવેરીને બોલાવ્યા અને હારની જે કિંમત થાય તે બ્રાહ્મણને આપવા જણાવ્યું. ઝવેરીઓએ કિંમત આંકીને રાજાએ કહ્યું:–" મહારાજ સાહેબ ! આ હાર ઘણો મૂલ્યવાન છે. એનો જોડો આખી દુનિયામાં મળવો મુશ્કેલ છે. માટે આ બ્રાહ્મણ સવારમાં સૂર્યનારાયણ ઉગે ત્યારથી તે સાંજે આથમે ત્યાં સુધીમાં આપના રાજભંડારમાંથી જેટલું ધન લઈ જઈ શકે, તેટલી તેની કિંમત !" રાજાજીએ તે વાત કબુલ કરી. પેલો બ્રાહ્મણ અને બ્રાહ્મણી ગાડાં ભરીને પૈસો દરબારમાંથી લઈ આવ્યાં અને પછી ઘણાં સુખી થયાં.

હવે આ હાર રાણીને ઘણોજ પ્રિય થઈ પડ્યો. રાણી તેને ઘડી આઘો ખસેડે નહિ. એમ કરતાં કરતાં ઘણા દિવસ થયા, એક દહાડો ઉનાળામાં રાણીને પરસેવો થવા માંડ્યો. ત્યારે તેણે વિચાર કર્યો કે આવો કિંમતી હાર પરસેવાથી બગડશે. તેથી એક રૂમાલમાં વીંટીને પોતાના ઓશીકા નીચે મૂક્યો. બીજે દિવસે ઉઠીને જુવે છે, તો રૂમાલમાં હાર ન મળે; પણ તેને બદલે તેમાં એક સુન્દર એક બે માસનો બાળક રમતો હતો ! રાણીએ આ સઘળી હકીકત રાજાને કહી ત્યારે તેણે કહ્યું: " આપણે કાંઇ સંતાન નથી, તેથી ભગવાને દયાળુ થઈને આપણને આ પુત્ર આપ્યો. એ હાર ખરેખર અલૌકિકજ હતો. માટે હવે આપણે તે ગયાનો શોક કરવાને બદલે પુત્ર જન્મનો આનન્દ માનવો." આમ બોલીને તેણે તે બાળકને પોતાના કુંવર તરીકે ઉછેરવા રાણીને આજ્ઞા કરી.

તે કુંવર ધીમે ધીમે મોટો થવા લાગ્યો. રાજા રાણી તેને પોતાના પુત્ર તરીકેજ ગણે છે. તેને હવે શાસ્ત્રો વિગેરે શીખવાને ગુરૂને ઘેર મૂક્યો. થોડાજ દિવસમાં તેણે સઘળું જ્ઞાન મેળવી લીધું પછી રાજવિદ્યા અને રાજકાજ વિગેરેની માહિતી પણ તેણે તેવીજ રીતે ઝપાટાબંધ રાજ્યના અમલદારોથી મેળવી લીધી, અને તે પછી ચતુરાઈ તથા કળાકૌશલ શીખવાને માટે તેને ગામની એક હુંશિયાર ગણિકાને ઘેર મૂકવામાં આવ્યો. અહિં પણ તે સઘળું શીખ્યો. એટલે હવે રાજાજીએ પોતાના સમોવડીયા એક ઉંચા કુળવાળા રાજાની કુંવરીની સાથે તેનું લગ્ન કર્યું. આ કુંવરીનું નામ મણિકર્ણિકા હતું. તે બહુ રૂપાળી, ભણેલી, ડાહી અને ચતુર હતી. કુંવરને અને તે રાજકુમારીને થોડા દિવસમાં બહુ બનાવ થઈ ગયો. તે બંને સાથેજ રહે અને સાથેજ ફરે એમ કરતાં કરતાં ઘણા દિવસ વહી ગયા. રાજા રાણી પોતાના પુત્ર અને પુત્રવધુનો સ્નેહ અને સુખ જોઈને રાજી રાજી થઈ જતાં.

પણ આ વાત પેલી ગણિકાથી રાજકુમારને તેને ત્યાં ચતુરાઈ શીખવાને રાખ્યો હતો, ત્યારથી તે તેના ઉપર પ્રેમમાં પડી હતી તેને આશા હતી કે તે જેમ જેમ મોટો થતો જશે તેમ તેમ તેની સાથે પોતાનો સંબન્ધ વધીને તે આખરે પોતાને વશ થઈ

જશે. પણ કુમારી મણિકર્ણિકા સાથે લગ્ન થયા પછી તો તે તેને ત્યાં જતો આવતો, પણ બંધ થઈ ગયો ! આથી તે બહુ ગુસ્સે થઈ અને કોઇ પણ પ્રકારે તે કુંવરીને નુકશાન કરવું, એવા વિચારમાં રાત દિવસ કરવા લાગી. ક્રમભાગ્યે તે રાજકુમારના જન્મથી તેની હકીકત જાણતી હતી અને તે પોતાનું નામ પોતાને મોઢે કદી પણ બોલતો નહિં, એ ભેદ પણ તેની જાણ બહાર નહોતો.

એક પવિત્ર અગિયારશનો દિવસ આવ્યો. ગામનાં સઘળાં માણસો નદીએ નહાવા ગયા. તેમાં રાજકુટુંબ પણ હતું. હવે એ ગામમાં એવો રિવાજ હતો કે પહેલાં પુરૂષો નહાય અને પછી સ્ત્રીઓ. પુરૂષો નહાઈ ને ગયા પછી રાણી, કુંવરી, વિગેરે સ્ત્રીઓએ નહાવાનું શરૂ કર્યું પેલી ગણિકા પણ ત્યાં આવી હતી. તેણે લાગ જોઇને મણિકર્ણિકા પાસે જઇ વાતો કરવા માંડી. કુંવરીને તેણે પૂછ્યું: "તમારા વરનું નામ શું, તે તમે જાણો છો ?" કુંવરીએ જવાબ દીધો: "તેમને તો બધાં 'કુંવર સાહેબ' કહીને બોલાવે છે." ત્યારે તે ગણિકાએ કહ્યું: "એમાં ખરો ભેદ છે. કુંવર સાહેબનું નામ છુપું રાખવામાં આવ્યું છે, જો તમારી બે જણ વચ્ચે ખરો બનાવ હોય તો તમને તે કહ્યા વગર રહે નહિં." આટલું કહીને તે ચાલી ગઇ.

મહેલમાં આવી કે તરત મણિકર્ણિકાએ કુંવરનું નામ જાણવાની હઠ લીધી. કુંવરે ઘણી ના કહી, આજીજી કરી, ઠપકો આપ્યો, પણ તે એકની બે ન થઈ. કુંવરે આખરે થાકીને કહ્યુ "તું પસ્તાઇશ. મારૂં નામ કુંવર સાહેબ છે. વધારે જાણવાનું તારે શું કામ છે ? જો બહુ હઠ કરીશ, તો તું તારી જીંદગી ખરાબ કરીશ." પણ કુંવરીએ માન્યું નહિ, ત્યારે તેણે કહ્યુ કે "જો તારે મારૂં નામ જાણવુંજ હોય તો સારૂં કઢેલું દૂધ મશાલાવાળું તૈયાર કર અને સુગંધીદાર ચમેલીનાં ફુલનો એક ઢગલો કરાવ." કુંવરીએ તે પ્રમાણે કર્યું પછી કુંવરે પોતાની આંગળીએથી એક વીંટી કહાડીને તેને આપી અને કહ્યું કે હું નામ દઉં એટલે તરત, કાંઇપણ બીક રાખ્યા શિવાય, આ વીંટી મને પહેરાવી દેજે. નીકર પસ્તાઇશ." હજી પણ પોતાનું નામ ન દેવરાવવાનો તેને આગ્રહ કર્યો, પણ કુંવરીની હઠ આગળ તેનું ચાલ્યું નહિ, ત્યારે તે બોલ્યો:-"મારૂં નામ નાગેશ્વર." આટલું કહેતાંમાં તો તે એક મોટો મણિધર નાગ બની ગયો અને ફુલના ઢગલામાં પડી દૂધ પીવા લાગ્યો !

કુંવરે મણિકર્ણિકાને કહ્યું હતું કે તું ડર્યા શિવાય મને તરત વીંટી પહેરાવી દેજે પણ આ ભયંકર દેખાવ જોઇને તે એવી તો ગભરાઇ ગઇ કે તેમ કરવાની તેની હિંમત ચાલી નહિં. અને થોડીવારમાં નાગ તો અલોપ થઈ ગયો.

મણિકર્ણિકાએ ઘણો શોક કર્યો પણ હવે કાંઇ ઉપાય નહોતો. તેથી રાજા રાણીને બધી હકીકત જણાવી. તેમને પણ ઘણીજ દિલગીરી થઇ. આખા ગામમાં હાહાકાર થઇ રહ્યો. સાસુ સસરાએ કુંવરીને કહ્યું: "બહેન ! હવે તું અમારો કુંવર. તું રાજ ચલાવ, અને અમે ભગવાનનું ભજન કરીશું" પણ મણિકર્ણિકાએ તેમ કરવાની ના પાડી તેણે કહ્યું: "પિતાજી અને માતાજી ! જો તમે મારી મરજી પ્રમાણે મને ચાલવા દેવા કૃપા કરો, તો ગામ બહાર એક ધર્મશાળા મને બાંધી આપો અને ત્યાં અખંડ સદાવ્રત ચાલુ કરો. હું ત્યાં રહીને સઘળાં સાધુસંતની સેવા કરીશ. કદાપિ કોઇ મહાત્માની દયા થાય

તો કલ્યાણ થઇ જશે અને આ લોકનું નહિં તો પરલોકનું તો થશેજ." તેની આવી વૃત્તિ જોઇ રાજાએ તેમ કરવા હુકમ કર્યો અને મણિકર્ણિકા ધર્મશાળામાં ભગવાં લુગડાં ધારણ કરીને રહી સાધુ સંતની સેવા કરે છે. તે બાઇએ એવો નિયમ રાખ્યો હતો કે જેને દક્ષિણા જોઇતી હોય તેની પાસે કોઇ બનેલી સુખ દુઃખની વાતો સાંભળીને જે જોઇએ તે આપવું. આ પ્રમાણે લાંબો વખત ચાલ્યાં કર્યું.

એક સમયે એક બ્રાહ્મણ ને ધર્મશાળામાં સીધું લેવા આવ્યો. તે તો તેને તરત આપવામાં આવ્યું. પણ એને તો દ્વારિકાની યાત્રાએ જવાનું હતું માટે સારી દક્ષિણા પણ જોઇતી હતી તેથી કુંવરીએ તેને પાસે બોલાવ્યો. અને તેને કહ્યું કે "મહારાજ! મારો નિયમ એવો છે કે તમારે સુખ દુઃખની કોઇ બનેલી વાત કહેવી પડશે. તે કહેશો ત્યાર પછી દક્ષિણા મળશે." ત્યારે બ્રાહ્મણે પુછ્યું: "બાઇ સાહેબ! આપવીતી કહું કે પરવીતી કહું?" કુંવરીએ જવાબ દીધો: "આપવીતીજ કહોને. તમે તમારો પોતાનો અનુભવ વધારે સારી રીતે કહી શકશો." આ ઉપરથી તે બ્રાહ્મણે થોડા દિવસ ઉપરજ તેને પોતાને થયેલો અનુભવ કહેવા માંડ્યો.

"બાઇ સાહેબ! હું રતાંધળો છું. રાતે અંધારામાં મને આંખે બરાબર સુઝતું નથી. હું ભીક્ષા અર્થે ફરતો ફરતો ભૂલો પડ્યો અને એક જંગલ તરફ નીકળી ગયો. રાત પડી ગઈ અને ખૂબ અંધારૂં થઇ ગયું એવામાં એક ગાય મારી નજરે પડી મારા મનમાં કે ગાય ધીમે ધીમે ગામ તરફ જશે તેની પાછળ પાછળ હું પણ જઇશ. એમ ધારીને મેં ગાયનું પૂંછડું પકડયું. ચાલતાં ચાલતાં ગાય એક પથ્થરની મોટી શીલા આગળ આવી. ગાયનો પગ અડતાંજ તે શીલા ઉઘડી ગઈ અને તળે મોટી ગુફા જણાઇ, ગાય અંદર દાખલ થઇ અને હું પણ પાછળ પાછળ ચાલ્યો. આગળ જતાં એક મોટા મંડપ આગળ અમે આવી પહોંચ્યાં. ત્યાં પુષ્કળ ઘીના દીવા ઝગઝગાટ બળી રહ્યા હતા અને જ્યાં ત્યાં હીરા માણેક અને મણિનો ચળકાટ અજવાળું કરી રહ્યો હતો હું તો આ દેખાવ જોઇને એક ખૂણામાં થાંભલા પાછળ સંતાયો. પેલી ગાય આગળ આવીને મંડપમાં ઉભી રહી.

"હવે આ મંડપમાં મોટા મોટા નાગોની સભા હતી. જેવી ગાય અંદર ગઇ કે તરત એક નાગે આવીને તેને ઘાસ નાંખી, બીજાએ પાણી પાયું, ત્રીજાએ તેને બાજુપર લઇ જઇને ઉભી રાખી; એવી રીતે તેની સરભરા ચાલુ થઇ ગઈ. પછી એક નાગે આવીને મોટું વાસણ તેની નીચે મૂક્યું. તેમાં ગાયે ચારે આંચળમાંથી દૂધની સેરો ચલાવી થોડીવારમાં આખું વાસણ ભરી કહાડ્યું. એટલામાં બે ચાર નાગોએ આવીને ફુલની પથારી પાથરી દીધી. અને સઘળા નાગ આવીને દૂધ પીવા લાગ્યા. તેમની વચમાં સહુનો ઉપરી હોય તેમ એક મોટો નાગ હતો, તેનાથી જરા છેટે રહીને બધા પીતા હતા. દૂધ પીને, ફુલની પથારીમાં આળોટીને નાગ ધીમે ધીમે ચાલ્યા ગયા. છેવટે પેલો મોટો નાગજ રહ્યો. તે પણ હવે જતો હોય એમ લાગ્યું, પણ જતે જતે એક ઘણી જ્યોતવાળો દીવો જે મંડપની વચમાં મૂકેલો હતો, તેની તરફ દિલગીરી ભરેલા ચેહેરાથી જોઇને તે બોલ્યો: "દીપક! દીપક! મારી મણિકર્ણિકા શું કરે છે?" દીવામાંથી તરત જવાબ આવતો હોય એમ અવાજ સંભળાયો: "મહારાજ! તે તો ભગવતી થઇ સાધુ સંતની સેવા કરે છે." આ સાંભળીને તે નાગ ચાલ્યો ગયો અને મંડપ ખાલી થઇ ગયો. હવે

પેલી ગાય પાછી ફરી અને તેની પાછળ પાછળ હું પણ ગુફામાંથી બહાર નીકળ્યો. આ વખતે સ્હવારનું અજવાળું થવા માંડયું હતું.

આ વાત સાંભળીને મણિકર્ણિકાની ખાત્રી થઇ કે એ નાગરાજ જ હેનો પતિ હતો. તેથી તેણે બ્રાહ્મણને પુષ્કળ ધન આપ્યું અને રાજા રાણીની આજ્ઞા લઇ તેની સાથે તે ગુફા આગળ ગઇ. રાત પડી એટલે ગાય પછી ફરી અને ગુફામાં પેસવા જાય છે કે તરત તેનું પૂછડું પકડીને તે પણ પાછળ પાછળ અંદર દાખલ થઇ ગઇ અને મંડળ આગળ પહોંચતાં એક ખૂણામાં થાંભલા પાછળ ઉભી રહી પેલ બ્રાહ્મણે કહેલી સઘળી હકીકત તેણે જોઇ આખરે દૂધ પીને પેલા મોટા નાગે પાછા ફરતાં દીવાને પૂછ્યું કે "હે દીપક! મારી મણિકર્ણિકા શું કરે છે?" તેજ વખતે તેણે "આ રહી, મહારાજ." કહીને તેનું પૂછડું પકડી લઇ, કુંવરે પ્રથમ આપેલી વીંટી તેને પહેરાવી દીધી. આમ થતાં તરતજ તે નાગ રાજકુમાર બની ગયો. પછી તે અને મણિકર્ણિકા, પેલા બ્રાહ્મણને યાત્રાએ જવાની રજા આપી, પોતાના ગામમાં આવ્યાં અને લાંબાકાળ સુધી સુખ ચેનમાં "ખાધું-પીધું-ને રાજ્ય કર્યું."

---

# રેમ્પસી નાઇટ્સનો ખજાનો.

લેખકઃ રા. રા. રામપ્રસાદ નંદરાય દેસાઈ.-અમદાવાદ.

રેમ્પસી નાઇટ્સ નામે મિસર દેશમાં એક રાજા થઇ ગયો. તેની પાસે ઘણી દોલત હતી, પણ તે બહુજ લોભી હતો. તેની પ્રજા પાસેથી જુલમ કરીને તે પૈસા એકઠા કરતો પણ જેમ જેમ તેની સંપત્તિ વધતી જતી, તેમ તેમ તેનો લોભ પણ વધતો જતો હતો. તેનો મહેલ સુવર્ણ અને રૂપાથી ઝળાઝળ થઈ ગયો હતો. તેના સેવકો પ્રતિદિન કંઇને કંઇ લાવી તેમાં ઉમેરો કરી રહ્યા હતા. છેવટે તેની સંપત્તિ એટલી બધી વધી ગઇ કે તેનો શો ઉપયોગ કરવો તેની ગુંચવણમાં તે પડયો. પોતાના ખજાનાનું શું કરવું?-કોઇ લઇ જશે તો?-ને ક્યાં સંતાડવો? આ અને એને લગતા અનેક વિચારોથી તે હેરાન થવા લાગ્યો. રાતે તેને નિંદ્રા આવતી નહિ અને દિવસે પણ આરામ મળતો નહિ દિનરાત તે ચિંતાતુરજ રહેતો વિચાર કરતાં કરતાં તે એક નિશ્ચયપર આવ્યો તેણે એક કડીઆને બોલાવવા મોકલ્યો. કડીઓ આવ્યો એટલે તેણે તેને બારીબારણાં રહિત એકાંતમાં એક મોટો ઓરડો બાંધવાનો હુકમ કર્યો. આ ઓરડામાં એક કરામત કરવામાં આવી તેની અંદર જવાનો રસ્તો કળથી ઉઘડતો બંધ થતો કરવામાં આવ્યો. કળ દબાવતાંની સાથે બારણાપરનો પત્થર ખસી જતો અને જેને અંદર જવું હોય તે જઇ શકતું. આ કરામત રેમ્પસી નાઇટ્સ અને કડીઆ સિવાય કોઇના જાણવામાં નહોતી જ્યારે ઓરડો બરાબર બંધાઇ રહ્યો ત્યારે રેમ્પસી નાઇટ્સે પોતાનો ખજાનો મહેલમાંથી ખસેડીને ત્યાં મૂક્યો. ઓરડાની એક દિવાલ તરફ સોનાનાં વાસણો મૂક્યાં. વળી બીજી બાજુએ તેણે મણી, હીરા વિગેરે કિંમતી જવાહીરોથી ગોઠવ્યાં. ત્રીજી બાજુએ મોતીના હારો તેણે લટકાવ્યા. ચોથી બાજુ તેણે નિલમ, માણેક, પોખરાજ વિગેરેની માળાઓથી શોભાવી. ઓરડાના મધ્યભાગમાં તેણે સોના અને રૂપાના સીક્કાઓનો મોટો ઢગલો કર્યો. તે ઢગલો એટલો મોટો થયો કે છેક સીલીંગ સુધી

પહોંચ્યો. સુવર્ણમાંથી નીકળતા પ્રકાશે આ ઓરડાને પ્રકાશિત કરી દીધો. રેમ્પસી નાઇટ્સ હવે પોતાને દુનિઆમાં સુખીમાં સુખી મનુષ્ય લેખવા માંડ્યો. હવે તેને ચોર વિગેરે દુષ્ટ-જનોનો ભય ઓછો થયો. તેનો દિવસ આનંદમાં પસાર થતો. રાત્રિએ પણ તેને નિદ્રા આવતી.

જે કડીઆએ આ ઓરડાની કરામત કરી હતી તે થોડા સમયમાં મૃત્યુ પામ્યો. તેનો જીવ ગયો તે પહેલાં પોતાના બે પુત્રોને તેણે પોતાની મૃત્યુ શય્યા પાસે બોલાવી નીચે મુજબ કહ્યું. " પુત્રો મ્હારા મરણનો સમય નજદીક આવ્યો છે. તમારે માટે હું કાંઇ સંપત્તિ મૂકી જાઉં તેમ નથી. મહારાજા રેમ્પસી નાઇટ્સે મારી પાસે કામ કરાવ્યું હતું પણ તેને બદલે તેણે મને ઘણું થોડું દ્રવ્ય આપ્યું છે. પણ હવે હું જે કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો. પૈસા મેળવવાનો આ એક રસ્તો હું તમને કહું છું. રાજાના બગિચામાં આવેલા દ્રવ્ય ભંડારની ઉત્તર દીશામાં એક જગી શીલા પડેલી છે. મેં તેની ઉપર નિશાની કરેલી છે તેથી તે શોધવા માટે તમારે બહુ પ્રયાસ કરવો પડશે નહિં. તે શીલા પાસે એક કળ છે તે કળ દબાવવાથી તે ખસશે અને આથી કરીને રેમ્પસી નાઇટ્સના ખજાનાવાળા ભોંયરામાં તમે નિર્વિઘ્ને જઇ શકશો. "

આ છુપી વાત કહ્યા પછી થોડા વખતમાં તે મરણ પામ્યો. તેના પુત્રોએ તેની ઉત્તરક્રિયામાં પોતાના બાપની જે થોડી પુંજી હતી તે ઉડાવી દીધી. તેઓએ સગાં સંબંધીઓને નોંતર્યા અને એશઆરામમાં વખત ગાળવા માંડ્યો તેમની બધી મિલકત વપરાઈ ગઇ. પણ ખેર. રેમ્પસી નાઇટ્સના ખજાનાનો ભેદ તેઓ જાણતા હતા. એક પૂર્ણિમાની રાત્રે તેઓ ભોંયરા તરફ ધીમે ધીમે જવા લાગ્યા બતાવેલે સ્થળે તપાસ કરતાં પેલી શીલા તેમની નજરે પડી. પછી ધીમે રહીને કળ દબાવીને તેઓ ખજાનાવાળા ઓરડામાં પેઠા. ત્યાં વધારે સમય રોકાવાની તેમની ઇચ્છા નહોતી. કારણ કે રખેને તેઓ પકડાઇ જાય, એવી ધારતી હતી અલ્પ સમયમાં પોતાનાથી લેવાય તેટલું દ્રવ્ય તેમણે લીધું અને ઘર તરફ વળ્યા. ઘેર જઇ પોતાની માને દ્રવ્ય લાવ્યાની વાત તેઓએ કહી. ફરીથી બીજી રાતે પાછા તેઓ ત્યાં ગયા અને બીજીવાર પણ દ્રવ્ય લાવ્યા. આવી રીતે ઘણું ખરૂં તેઓ ત્યાં જતા અને લવાય તેટલું ધન લાવતા. આખરે રેમ્પસી નાઇટ્સને પોતાનો ખજાનો ઓછો થતો હોય એમ ભાસવા લાગ્યું તેના સોનાના સીક્કાનો ઢગલો જે ઘણોજ ઉંચો હતો, તે હવે નીચો લાગવા માંડ્યો. વળી કેટલાક દાગીના પણ ખુટતા હતા. " શું આ ખરૂં હશે ! સ્વપ્ન તો નથી. " એમ તે વિચાર કરતો. પોતાની આંખો ચોળતો અને ફરીથી જોતો પણ હાય ! દ્રવ્ય તો ઓછુંજ લાગતું. " આ ભોંયરામાં મારા સિવાય બીજા કોઇનો પગ નથી, બલ્કે કોઇ અંદર આવી શકે એવું પણ નથી; તો મારૂં ધન જાય ક્યાં ? " આવા અનેક વિચારોથી તેનું મન ભ્રમિત થવા લાગ્યું. પછી કંઇક વિચાર આવવાથી તેણે તે સીક્કાઓના ઢગલામાંથી કઇંક સીક્કાઓ લીધા અને એક નવોજ ઢગલો રચ્યો પણ બીજે દિવસે આવીને જુએ છે તો, અરે ! તે ઢગલો પણ ગુમ થઇ ગયો હતો. હવે તેને નક્કી લાગ્યું કે તેના ખજાનાનો ભેદ કોઇ ચોર જાણી ગયો હોવો જોઈએ કંઇ ફિકર નહિ. ચોર પકડવામાં તે ઘણોજ પ્રવીણ હતો. તેણે એક પંજરૂં માણસનો પગ સપડાઇ જાય તેવું બનાવડાવ્યું અને તે ભોંયરાના બારણા આગળ મુકયું. મધરાત થતાં પેલા બે ભાઇઓ આવ્યા. ન્હાનો ભાઇ અંદર પેસવા ગયો કે તરતજ

તેનો પગ પેલા પાંજરામાંના સળીઆથી વિંધાઈ ગયો. તેને અતિ વેદના થઈ પણ તેણે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિં. કારણકે રખેને તેઓ પકડાઈ જાય એવો તેને ભય હતો. તેનો મ્હોટો ભાઈ જે જરાક પાછળ હતો તેને તેણે ધીમેથી બોલાવ્યો અને સઘળી બિનાથી વાકેફ કર્યો. અને તેણે કહ્યું:—"ભાઈ ! મારો તારી પાસેથી જવાનો સમય નજદિક આવ્યો છે. કારણ કે હું પકડાઈશ ત્યારે આપણા દેશનો લોભી રાજા મને સખ્તાઈથી ગરદન માર્યા શિવાય રહેવાનો નથી. માટે કંઈ પણ શોક કર્યા વગર તું મારૂં માથું કાપી નાંખ. આમ કરવાથી તું તો બચી જઈશ. નહિં તો તું પણ સપડાઈ જઈશ. અને આપણા આખા કુટુંબનો નાશ થયા વગર રહેશે નહિ." મ્હોટા ભાઈને આ સાંભળીને ઘણું દુઃખ થયું, પણ નિરૂપાય ! પોતાના ભાઈનું માથું તેને કાપવું પડ્યું. દુઃખી હૃદયે તે ઘેર ગયો અને તેની માતાને સર્વ હકીકત કહી સંભળાવી. બીજે દિવસે સવારમાં જ્યારે રૈમ્પસી નાઈટસ પોતાનો ધન ભંડાર જોવા આવ્યો, ત્યારે તેની અજાયબીનો પાર રહ્યો નહિં. પોતાના મૂકેલા પાંજરામાં માથા વગરનું તેને એક ધડ જોયું.

તેણે વિચાર કર્યો કે આ ખજાનાની વાત એક નહિં પણ બે ચોરની જાણવામાં હોવી જોઈએ. તેથી તે બીજા ચોરને કેવી રીતે પકડવો તે વિચારમાં રોકાયો અને સિપાઈઓને હુકમ કર્યો કે તે માથા વગરનું ધડ શહેરના દરવાજા આગળ લટકાવવું તથા પહેરીગરોને એમ પણ ફરમાવ્યું કે આ ધડ જોતાં કોઈ મનુષ્ય રોતું કકળતું માલુમ પડે તો તેને મારી સમક્ષ ઘસડી લાવવું.

આપણે આગળ કહી ગયા છીએ કે મ્હોટા ભાઈએ પોતાના ન્હાના ભાઈનું શું બન્યું તે પોતાની માતાને કહ્યું, તેની માતા આ વાત સાંભળી ઘણીજ દુઃખી તેમજ ક્રોધિત બની. પોતાના ભાઈને તેના દુઃખને વખતે તજી દેવાની જે નિષ્ઠુરતા મ્હોટા પુત્રે બતાવી તેને લીધે તે ઘણીજ ગુસ્સે થઈ. તેણીએ તે મ્હોટા પુત્રને કહ્યું:—"તું મ્હારા ન્હાના પુત્રનું ધડ લઈ આવ અને મસ્તક સહિત તેને દફન કર નહિતર હું સઘળી વાત રાજાને કહી દઈશ." આથી તે મ્હોટો પુત્ર ઘણોજ દુઃખી થયો, શું કરવું એ સુઝે નહિં. ટાંગેલું મડદું લાવવું એ પણ અશક્ય પણ તે હિંમત હાર્યો નહિં. તેને એક ચાલાકી ભરેલો પ્રપંચ સુઝી આવ્યો કુંભારને ત્યાં જઈ તેણે કેટલાક ગધેડાં ભાડે લીધાં અને કલાલને ત્યાં જઈ કેટલાક દારૂના બાટલા વેચાતા લીધા. ગધેડા પર તેણે પોતાનો માલ લાદ્યો. વળી એવી પણ ગોઠવણ કરી કે દરવાજા પાસે જતાં બધા બાટલામનો દારૂ ઢળવા લાગે. આવી રીતે બધી ગોઠવણ કરીને જ્યાં ધડ બાંધ્યું હતું તે દરવાજે ગયો. પહેલાંની ગોઠવણ પ્રમાણે તેનો દારૂ ઢોળાવા લાગ્યો. અને પોતે ગભરાઇ ગયો હોય એમ દેખાડી તેણે પહેરીગરોની મદદ માગી. પહેરીગરો મદદ કરવા ગયા પણ જ્યારે દારૂની વાસ તેમને આવી, ત્યારે તો તેઓ તે કડીઆને મદદ કરવાને બદલે પોતાના મ્હો અને પેટને જ મદદ કરવા લાગ્યા ! કડીઆએ બહારથી ઘણી નાખુશી બતાવી પણ અંદરખાનેથી તે ઘણોજ ખુશી થયો. કારણ કે તે દારૂ બહુ જલદ હતો. જ્યારે દેખીતી મહામહેનતે પોતાનો માલ તે ગોઠવી ચુક્યો ત્યારે તેણે પહેરીગરોનો આભાર માન્યો અને બીજો વધારે દારૂ પણ તેમની મદદના બદલામાં આપ્યો. આથી પહેરેગીરો ઘણાજ ખુશી થયા અને તેને પોતાની સાથે રાત ગાળવા આગ્રહ કર્યો. તે કડીઆએ તેમના આમંત્રણને

માન આપ્યું અને તેમનો ઉપકાર માન્યો. દારૂના કેફથી સિપાઈઓ ચકચૂર થઈ ગયા હતા તેથી કરીને તેઓ લસલસાટ ઉંઘી ગયા. પેલા કડીઆએ જ્યારે તેમની આ અવસ્થા જોઈ ત્યારે તેને ઘણોજ હર્ષ ઉપજ્યો. આસપાસ તેણે નજર કરીને જોયું તો ત્યાં કોઈ નહોતું. હવે તેણે ધીમેથી પોતાના ભાઈનું ધડ ઉતાર્યું અને કંઈક હાસ્ય કરવાની મતલબથી ઉંઘતા પહેરીગરોની એક એક તરફની મૂંછ બોડી નાંખી ! આ પ્રમાણે કરી તે ઘેર ગયો.

બીજે દિવસે જ્યારે પહેરીગરોને ભાન આવ્યું ત્યારે તેમના ગભરાટનો કંઈ પાર રહ્યો નહિં. દારૂ પીવામાં તેઓએ મૂર્ખાઈ કરી હતી એમ તેમને લાગ્યું. મહારાજા રૅમ્પસી નાઇટ્સ શું કરશે ? તે વિષે તેઓ ગભરાવવા લાગ્યા. જ્યારે રાજાને આ બનાવ કહેવા એક પહેરીગર ગયો ત્યારે તે પહેરીગરને જોઈ તેને હાસ્ય ઉપજ્યું, કારણ કે તેની એક તરફની મૂંછ ગુમ થઈ ગઈ હતી. જ્યારે તેણે એ વાત સાંભળી ત્યારે તો તે ઘણોજ ગુસ્સે થયો અને પોતાના કરતાં પણ વધારે અક્કલવાળો મનુષ્ય આ ચોર છે, એમ તેને લાગ્યું.

જ્યારે તેને લાગ્યું કે હું એને પકડવાને શક્તિમાન નથી, ત્યારે તેણે નીચે મુજબ દાંડી પીટાવી: " જે કોઈ મનુષ્યે આ કામ કર્યું હોય તે જો મારી પાસે આવશે તો હું તેને માફી આપીશ અને તેને મારી પુત્રી સાથે પરણાવીશ " જ્યારે પેલા કડીઆએ આ દાંડી સાંભળી ત્યારે તે રૅમ્પસી નાઇટ્સ પાસે ગયો અને સર્વ બિનાથી તેને વાકેફ કર્યો. રૅમ્પસી નાઇટ્સે એની તરફ અચંબાથી જોયું અને બોલ્યો આજ લગી હું એમ જાણતો હતો કે મિસરી લોકો સર્વ મનુષ્યોમાં અક્કલવંત છે પણ હવે મને ખાતરી થઈ છે કે તું મિસરી લોકો કરતાં પણ વધારે અક્કલવાળો છે.

---

# શ્રદ્ધા અને દાન.

લેખકઃ—રા. રા. નર્મદાશંકર નથુરામ ભટ્ટ.–દિહોર.

એક ગરીબ બ્રાહ્મણ અને તેની સ્ત્રી એક ગામમાં રહેતાં હતાં. તેઓ નિરૂદ્યમી હોઈ ભીક્ષાવૃત્તિથી જેમ તેમ કરીને પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. તેમને પેટ છોકરૂં નહોતું પરન્તુ તેઓ પતિપત્ની બે જણનું પણ પૂરૂં ગુજરાન થતું નહતું. સ્ત્રી આખરે બીજા કોઈનોઆ રડીને પોતાના પતિને કહ્યું:—" તમારા ઘરમાં આવીને મેં કશું સુખ જાય ક્યાં ? " ખાવાને ધાન ન મળે, પહેરવાને લુગડાં ન મળે, અને તમે તો તમારે આવવાથી તેણે ( નહિં કરવાના અને કંઈ જવાના પણ નહિં. હવે તો હું ત્રાસી ગઈ છું. દગલો રચ્યો પણ ઉદ્યમ કરો. " પેલો બ્રાહ્મણ નિત્ય પોતાની સ્ત્રીને જવાબ દેતો કે ગયો હતો. હવે તેને નાખો. તે દયાળુ છે. પ્રભુ પ્રસન્ન થશે ત્યારે કોઈ વસ્તુની ખાણી જોઈએ કઈ ફિકર નહિજ તો તે પણ પત્નીનો કકળાટ જોઈને ગભરાઈ ગયો અને કહ્યું: માણસનો પગ સપડાઈ જાખાત્રી થતી નથી. તો મને એકાદ દહાડો ચાલે એટલું કાંઈ મધરાત થતાં પેલા બે લાકડી કાંઈ ઉદ્યમ અર્થે બહાર ગામ જઈશ. " આ સાંભળીને તે

બ્રાહ્મણીએ આડોશીપાડોશીને ઘેરથી કાંઈ અનાજ માગી લાવી ભાતું તૈયાર કર્યું અને બીજે દિવસ સ્હવારે બ્રાહ્મણ ઘેરથી નીકળ્યો.

ચાલતાં ચાલતાં બ્રાહ્મણે વિચાર કર્યો કે "આપણે કાંઇ ભણ્યા નથી, ગણ્યા નથી. કોઇ કેળવણી આવડતો નથી, માટે આપણે પરગામ જઈને પણ શું કરીશું? આમ વિચાર કરતે કરતે કાંઇ પણ રસ્તો સૂઝ્યો નહિં; તેથી થાકીહારીને કોઇ જંગલમાં જઇ તેણે ભગવાનનો આશ્રય લેવાનો નિશ્ચય કર્યો અને આગળ ચાલ્યો. ચાલતે ચાલતે એક મોટું વિકટ વન આવ્યું. તેમાં જતે જતે એક શિવનું મન્દિર તેની નજરે પડયું. પાસે એક કૂવો હતો તેમાંથી પાણી કહાડીને સ્નાન કરી શંકરની પૂજા કરી, પોતાની પાસે ભાતું હતું તે કહાડીને ખાધું અને અંધારૂં થયું એટલે મન્દિરની અંદરજ બાજુ ઉપર પડી રહ્યો. સવારના પહોરમાં તે ઉઠયો અને જુવે છે તો કોઇ મોટા ઋષિરાજ શિવજીની પૂજા કરી રહ્યા હતા. તેમને જોઇને બ્રાહ્મણ બારણા આગળ જઇને ઉભો અને તેઓ પાછા ફર્યા ત્યારે તે પગે લાગી તેમની પ્રાર્થના કરવા લાગ્યો.

ઋષિએ પૂછ્યું—"ભાઇ, આ ઘોર જંગલમાં તું શું કરવા આવ્યો છે? અહિં હિંસક પ્રાણીઓ પણ ઘણાં છે, તેમાંના એકાદની નજરે તું ચ્હડયો તો તને મારી નાંખશે."

આ સાંભળીને બ્રાહ્મણે પોતાની સઘળી હકીકત ઋષિરાજને કહી સંભળાવી. ઋષિરાજને તેના ઉપર ઘણી દયા આવી. તે બોલ્યા—"બાપુ, હું નારદ ઋષિ છું. મને તારી સ્થિતિની દયા આવે છે, પણ મારા હાથમાં કાંઈ નથી. હું વૈકુંઠ જાઉં છું અને શ્રી ભગવાનને તારી વિનંતિ જણાવીશ. હું પાછો આવું ત્યાં સુધી તું અહિં રહેજે."

આટલું કહીને નારદજી વૈકુંઠ ગયા. ત્યાં ભગવાન મોટા રાજઠાઠથી સભામાં બિરાજ્યા હતા. પટરાણીઓ આસપાસ ચમ્મર નાંખતી હતી. નારદજીને આવતા જોઇ તેઓ ઉઠયા અને તેમને યોગ્ય સ્થાને બેસાડી તેમનું ઘણા પ્રેમથી પૂજન કર્યું. પછી તેમને પધારવાનું કારણ પૂછ્યું. નારદજીએ પેલા બ્રાહ્મણની હકીકત કહી સંભળાવી. પછી તેઓ બોલ્યા—"પ્રભો! આપ જગન્નિયંતા અતિ દયાળુ છો; છતાં આ ગરીબ બ્રાહ્મણ અને તેનું કુટુમ્બ દુઃખી થઇ ભૂખે મરે છે. માટે હે લક્ષ્મીપતિ! તેના ઉપર કાંઇ કૃપા કરો."

ભગવાને દયા ભરેલે ચ્હેરે નારદજી તરફ નજર કરીને કહ્યું:—"નારદજી! દરેક પ્રાણીને તેનાં કરેલાં કર્મનું ફળ મળે છે. આ બ્રાહ્મણે તેના ગયા જન્મમાં કાંઇ પણ પુણ્ય દાન કર્યું નથી. અને આ જન્મ બાલ્યાવસ્થામાં તેણે કરેલાં સઘળાં દાન મળીને એક રૂપિયો થાય છે. આ જન્મમાં કરેલા પુણ્ય દાનનું ફળ આવતા જન્મમાં મળે, પણ તમારી પ્રજ્ઞાને આધીન થઇ હું તેને તત્કાળ ફળ આપવા ખુશી છું માટે જાઓ એને કહેજો કે તેં એક રૂપિયો દાન કર્યું છે તેનું પંદર ઘણું ફળ તને મળી જશે. પણ તે ઉપરાંત તને કાંઇ મળે એમ નથી."

નારદજીએ પેલા બ્રાહ્મણ પાસે આવીને બનેલી સઘળી હકીકત સમજાવી અને તેને પોતાને ઘેર પાછો મોકલ્યો. બ્રાહ્મણે ઘરમાં પેસીને ઝોળી ખભેથી ઉતારી અને બ્રાહ્મણીએ કહીંથી લોટ માગી લાવી લૈકડું તૈયાર કર્યું બ્રાહ્મણ સ્નાન સંધ્યા કરીને,

ઠાકોરજીને નૈવેદ્ય ધરવા માટે તુલસી પત્ર લેવા જાય છે, એવામાં તુલસીના ક્યારામાંથી એક સોના મ્હોર તેને હાથ આવી. હરખાતો હરખાતો તે બ્રાહ્મણ પોતાની સ્ત્રીપાસે આવ્યો અને મ્હોર તેને બતાવી. પછી તે વટાવી લાવ્યો તો રોકડા પંદર રૂપિયા તેને મળ્યા.

રૂપિયા લઇને આવતા રસ્તામાં તે વિચાર કરવા લાગ્યો. "નારદજીનું કહેવું તો સાચું. એક રૂપિયાના દાન બદલ પંદર રૂપિયા પણ એ પૈસા ખર્ચાઈ જશે ત્યારે પછી શું કરવું ! આ પંદર રૂપિયા નહોતા મળ્યા, તોપણ જે બારબાજરાનો રોટલો મળતો તે ખાઇને ગુજરાન કર્યું છે. અને આ પંદર રૂપિયા ખર્ચી નાખીશું પછી પણ નસીબમાં તો એનું એજ છે ને ! ભગવાને દાંત આપ્યા છે, તે ચાવણું આપ્યા વગર કેમ રહેશે ! ......માટે આ રૂપિયાનું પુણ્યદાન કર્યું હોય તો, કદી આવતા જન્મમાં કામમાં આવશે. આપણે એવા શ્રીમંત નથી કે પાસેથી કોઇને કાંઈ આપી શકાય ! હું પોતે ભીખ માગીને જીંદગી નભાવું છું, તે બીજા કોઇ ઉપર શું ઉપકાર કરવાનો હતો !......માટે સ્ત્રીને પૂછી જોવું. આવા આવા શુભ વિચાર કરતો કરતો તે બ્રાહ્મણ ઘેર આવ્યો અને બ્રાહ્મણીની સલાહ માગી. તે સ્ત્રીના સારા ભાગ્યનો ઉદય થવાનો તેથી તેણે પણ તેમ કરવાની હા કહી, અને તેજ દિવસે બ્રાહ્મણે સઘળી રકમ સાધુ સંત અને અપંગ અનાથને ભોજન કરાવવામાં વાપરી દીધી.

બીજે દહાડે બ્રાહ્મણને કોઇકથી સીધું મળી આવ્યું. બ્રાહ્મણીએ તેની રસોઇ કરી દીધી. હવે બ્રાહ્મણ સ્નાન ધ્યાન કરીને જેવો તુલસીપત્ર લેવા જાય છે કે ત્યાં તેણે સોનાની પંદર મ્હોરો દીઠી ! રાજી રાજી થઇને તે પોતાની સ્ત્રીને બતાવવા દોડ્યો. બ્રાહ્મણીને હવે ખાત્રી થઇ કે તે આગલે દહાડે કરેલા દાનનુંજ ફળ હતું. તેથી આ મ્હોરોમાંથી પણ પાઇયે લીધા સિવાય તે સારાં કામમાં વાપરી નાખી.

ત્રીજે દિવસે પણ બ્રાહ્મણને કોઇ આવીને સીધું આપી ગયું અને તુલસી ક્યારામાંથી ખસેડને પચીસ સોના મ્હોરો હાથ લાગી ! આ રકમ પણ પુણ્યદાનમાં વપરાઇ. અને હવે [illegible]મજ નિત્યક્રમ શરૂ થયો. બ્રાહ્મણના ગુજરાન પુરતું સીધું મળી જતું અને ભગવાનની [illegible]થી મળતાં નાણાં પ્રાણીમાત્રના હિત માટે તે વાપરતો.

આમ [illegible]જ પંદર ઘણી વધવાથી તે રકમ તો હવે, ઘણી મોટી થવા લાગી. અને આ બ્રાહ્મ[illegible] મોટા યજ્ઞનો આરંભ કર્યો. હવે તો ઇન્દ્ર પણ ગભરાયો અને બ્રાહ્મણને ઇન્દ્રાસ[illegible] છે કે શું ! એ ફિકર તેને થઇ, તેથી તે બ્રહ્મા પાસે ગયો તથા સહાય કરવા તેમને [illegible]ના કરી. બ્રહ્માએ એક ઘરડા બ્રાહ્મણનું રૂપ લીધું અને યજ્ઞ કરનાર બ્રાહ્મણને [illegible] તેઓ આવ્યા.

પોતાની સાથે[illegible] પાડીને, પો[illegible] લાકડી ફેરવીને ગાળો દેવા લાગ્યા. "આજકાલનો આ બામણો—ડીકરી ઉપર [illegible] ચઢી એટલે જોને કેવો ફાટ્યો છે ! એના ઘરડા કાકા[illegible]ને તો સાવ ભૂલી ગયો છે ને, મોટો ધનંતર થઇને જગન કરવા બેઠો છે. રાંડનાં બામણાંની[illegible] જાતજ એવી ! એનો કાકો કાયે ખુણે મૂવો છે, એનીયે એને ફકર છે !—બહુ ફાટ્યો [illegible]છે પણ હું આજ એની ખબર લઇ લઉં છું !" આમ ગાળો દેતા દેતા આવીને લાકડી[illegible]ડે દરેક જણને મારવા માંડ્યા. યજ્ઞ કરતા બ્રાહ્મણો ટપોટપ [illegible]ક.

ડહીને નાસવા લાગ્યા. પોતાના શ્રીમંત યજમાનના કાકાને સામો મરાય શી રીતે ? બધે ઠેકાણે બૂમે બૂમ થઇ રહી !

એવામાં પેલો બ્રાહ્મણ જે ઘરમાં ગયો હતો, તેને આ ધાંધલની ખબર પડી. એટલે એ વિચારમાં પડ્યો. એને કોઇ કાકા હતોજ નહિં. મૂળથી એની પ્રકૃતિ સાત્વિક હતી અને હાલમાં એને હાથે થતાં લાખો રૂપિયાનાં પુણ્યદાનથી એ ઘણોજ શાન્ત અને પવિત્ર બની ગયો હતો, તેથી આમાં કાંઇ ભેદ હોય એવું એને લાગ્યું. તરતજ તે પેલા વૃદ્ધ બ્રાહ્મણ પાસે જઇને પગે લાગ્યો અને બોલ્યો " મારો દોષ થયો છે, તો તે માટે મને સજા કરો. પણ આ બધા બ્રાહ્મણો ઉપર હાથ ઉપાડો તે આપને શોભતું નથી. આપને યોગ્ય લાગે તેવી સખ્ત મને સજા કરો."

બ્રહ્મા પ્રસંન્ન થયા અને ચતુર્ભુજ સ્વરૂપે દર્શન દીધાં બ્રાહ્મણને કહ્યું કે " માગ, માગ. તારે જે જોઇએ તે માગી લે." બ્રાહ્મણે વિનંતી કરી; " મહારાજ ! મારે કાંઇ જોઇતું નથી. પણ આપ પ્રસંન્ન થયા હો તો મને ભગવાનનાં દર્શન કરાવો અને તેમની ભક્તિ આપો." બ્રહ્માએ 'તથાસ્તુ'કહેતાંજ શ્રી ભગવાન, લક્ષ્મીજી અને નારદજી સાથે તેની આગળ પ્રકટ થયા અને તે બ્રાહ્મણ તથા તેના કુટુંબને પોતાની અચળ ભક્તિ આપી.

---

# પતિવ્રતનો મહીમા.

લેખકઃ-શ્રીયુત્ " શિરીષ "—વાસણકેલીયા.

એક દિવસે સ્હાંજના સમયે રાજદરબાર બરખાસ્ત કીધા પછી રાજા ભોજ અને કવિ કાળિદાસ બન્ને વાર્તાવિનોદ કરતા બેઠા છે. તેવામાં રાજાએ કવિને પ્રશ્ન કર્યો કે—"હે કવિ ! આપણી નગરીમાં કોઇ મહા પતિવ્રતા સતી સ્ત્રી છે ? જો હોય તો ત્હેની પરીક્ષા કરી ત્હેનાં દર્શન કરવાની મ્હને લાંબા સમયથી ઇચ્છા છે." તે સાંભળી કવિ કાળીદાસે કહ્યું કે-" ધારાપતિ ! આપણી નગરીમાં પોતાના કર્મ કાંડમાં કુશળ અને અગ્નિહોત્રી એવો વિષ્ણુશર્મા નામે એક ગરીબ બ્રાહ્મણ છે ત્હેની સ્ત્રી સંપૂર્ણ પતિવ્રતા છે." એ સ્ત્રીનું પાણીગ્રહણ થયાના સમયને હાલ લગભગ પંદર વર્ષ થવા આવ્યાં છે, છતાં હજુ સુધી પોતાના પતિ સિવાય અન્ય પુરૂષનું મુખ સરખુએ ત્હેણે જોયું નથી અર્થાત્ કેવળ પતિભક્તિમાં નિરંતર લીન રહેનાર તે સ્ત્રીએ સ્વપ્નામાં પણ અપર પુરૂષનું દર્શન ઇચ્છેલ નથી ! એટલુંજ નહિ પણ ત્હેણે સવિતા નારાયણ એટલે સૂર્યને પણ અ-દ્યાપિ પર્યંત પોતાનું મુખ દેખાડ્યું નથી એવી તે મહા સાધ્વી સ્ત્રી પ્રભાતકાળે વ્હેલાં ઉઠી ન્હાઇ ધોઇ પવિત્ર વસ્ત્રો પહેરી પતિની નિરંતર સેવા કરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે " સ્ત્રીને પતિ એજ દેવ છે, પતિ એજ બન્ધુ અને પતિ એજ ગતિ છે. પતિના સિવાય અન્ય ગતિ છેજ નહિ, તેમજ સ્ત્રીઓને પતિના સમાન દૈવત્ પણ બીજું નથી."

એજ મુજબ પતિની સદૈવ આજ્ઞા પાળતી પોતાના ધર્મનેજ ધન માનનારી તે સ્ત્રી નિરતર પતિભક્તિમાં જીવન ગાળે છે. તેમ તેનો પતિ પણ તેવોજ પવિત્ર છે. પ્રાતઃકાળમાં

નિત્ય સ્નાન, સંધ્યા, શિવપુજા અને યજ્ઞદેવને આહૂતિ આપી દૈવેચ્છાથી ભિક્ષાવૃત્તિમાં જે કાંઇ મળે તેવડે આ દંપતિ પોતાની આજીવિકા ચલાવે છે, પણ કોઇને કદાપિ તે બ્રાહ્મણ યાચતો નથી, એવો તે અયાચી અને સંતોષી છે, અને તેથી કરીને તેની સ્ત્રીનાં દર્શન દેવતાને પણ થવાં દુર્લભ છે તો પછી આપ કેવે પ્રકારે તેને ત્હાં જઇ એ સતી પતિવ્રતાનાં દર્શન કરવા ભાગ્યશાળી થશો ?"

કાળિદાસ કવિનું આ પ્રમાણેનું બોલવું સાંભળીને ભોજ રાજા બોલ્યો કે "હે કવિ ! તે સ્ત્રીનાં ગમે તે પ્રકારે મ્હારે દર્શન તો કરવાંજ. માટે તેવો ઉપાય શોધી કાઢો " આવું સાંભળીને કાળિદાસ બોલ્યો કે-"હે નરેંદ્ર ! તે વિષ્ણુશર્માએ આજ દિવસ લગીમાં કોઇની પાસે પણ કદાપિ યાચના કરી ધન સંપાદાન કરેલ નથી પરન્તુ કદાચ પુષ્કળ દ્રવ્ય મળવાની ગોઠવણ થવાથી જો પતિવ્રતાનાં દર્શન થાય તો તો અહો ભાગ્ય સમજવાં પણ હું નથી ધારતો કે વિશેષ ધન મેળવવાની વાંચ્છનામાં તે વિષ્ણુશર્માનું મન લલચાય. તથાપિ યત્ન કરી જોઇએ કારણ કે ઉદ્યમ છે એ સમર્થ દેવોનો પણ દેવ છે !" કહ્યું છે કે—"ઉદ્યમ કરતાં છતાં પણ કાર્ય સિદ્ધ ન થાય તો કોઇનો દોષ નહિ પણ દેવ કરશે તે થશે એમ કહી ના હિંમત થવું એ પુરુષાર્થને અયોગ્ય છે."

આમ વિચાર કરીને બીજેજ દિવસે રાજાએ વિષ્ણુશર્માને બોલાવવા સેવકને હુકમ કર્યો, તેથી સેવકોએ વિષ્ણુશર્માને ત્હાં જઇ કહ્યું કે—'મહારાજા આપને બોલાવે છે" આવું રાજસેવકોનું બોલવું સાંભળીને પોતાની સ્ત્રીને રાજ્યના તેડા વિષેની વાર્તા જણાવી તેથી સતી પતિના ચરણમાં નમી હાથ જોડી સવિનયપણે બોલી કે-'પ્રાણનાથ ! રાજાએ આપને બોલાવેલ છે તેનું કારણ અનુમાનથી સમજાય છે. કે દાન દેવા માટેજ બોલાવેલ હશે, પરંતુ તે દાન લેવાથી આપના તપનો ભંગ થાય છે, માટે ન લેવા સાવધાન રહેવા આપને મ્હારી નમ્ર વિનંતિ છે" આ પ્રમાણે પોતાની પ્રિય સ્ત્રીનાં પોતાના તપને દૃઢ રખાવનાર મીઠાં વચનો સાંભળીને ત્યાર પછી તે વિષ્ણુશર્મા આવેલા સેવકો સાથે રાજકચેરીમાં ગયો અને કોઇને પણ નમ્યા વગર કે આશીર્વાદ આપ્યા વગર તે રાજા સન્મુખ જઇને આસન ઉપર બેઠો ! રાજાએ આવી ત્હેની નિસ્પૃહતા જોઇ મોટા સન્માન સાથે નમસ્કારપૂર્વક સોના મહોરોથી ભરેલા બે મોટા થાળ તેની આગળ ભેટમાં મૂકયા પરન્તુ સદા સંતોષી અને દૃઢ તપવાળા વિષ્ણુશર્માએ તો ત્હેના સ્હામી નજર સરખી પણ કરી નહિ ! આથી રાજાએ જાણ્યું કે ત્હેને ઓછા પડતા હશે, માટે બીજા બે સોના મહોરોના ભરેલા થાળ લાવી ત્હેની આગળ મૂકયા ! એટલે રાજાનો મર્મ સમજીને એટલા ધનની પણ તે દરકાર ન કરતાં બોલ્યો કે—"હે રાજન્ ! આ દ્રવ્યની તમેને જરૂર છે, એની અમારે જરા પણ જરૂર નથી, કારણ કે અમારે તો તપ, જપ, અને યજ્ઞેશ્વરનું પૂજન કરવું એજ અમારે સાચું ધન છે અને એજ અમારે કામનું છે અને તેથીજ યજ્ઞેશ્વર અમોને જે શેર-મશેર અન્ન આપે છે ત્હેમાંજ અમને સંપૂર્ણ સંતોષ છે માટે આ સઘળી ખટપટ મૂકી દઇ, જે કામને માટે મ્હેને અહીં આં બોલાવવામાં આવ્યો હોય તે કામ કહો, કારણ કે આપ રાજાની હું રૈયત છું અને તેથી આપનો હુકમ મારે માથે છે" આ પ્રમાણે વિષ્ણુશર્માનું બોલવું

સાંભળી રાજા અતિ ચકિત થયો અને બોલ્યો કે—"હે બ્રહ્મદેવ! આપને ધન્ય છે! હાલ તો માત્ર આપનાં દર્શનની અભિલાષા હતી તે પૂર્ણ થઇ છે. અને વળી અન્ય આપ લાયક કાર્ય હશે તે વખતે આપને તસ્દી આપીશ." એટલું બોલી ત્હેને રજા આપી એટલે વિષ્ણુશર્મા પોતાને ઘેર ગયો.

ઉપર પ્રમાણેની હકીકત બનવાથી રાજા ઘણો ગભરાયો અને કાલિદાસને પૂછવા લાગ્યો કે—"હવે શો ઉપાય કરવો?" કાલિદાસે કહ્યું કે-"પ્રભો! હવે માત્ર એક ઉપાય છે. એટલે તે એ કે—એ સતીને સંન્યાસી ઉપર સંપૂર્ણ શ્રદ્ધા છે. અને સંન્યાસીને તે ઘણુંજ માન આપે છે, માટે જો સંન્યાસીનો વેષ ધારણ કરી દંડ કમંડળ સહિત તેને ઘેર જઇ "भवति भिक्षान्देहि" એ પ્રમાણે શબ્દોચ્ચાર કરશો, તો જરૂર ત્હેનાં દર્શન થશે! પરન્તુ જ્યહાં સુધી ત્હેનો પતિ ઘેર છે ત્હાં સુધી જવું નહિ; કેમકે તે તમોને તુરત ઓળખી લેશે, માટે ગમે તે યુક્તિ કરી વિષ્ણુશર્માને ગામ મોકલવો એટલે કાર્ય સિદ્ધ કરવામાં ઝાઝા અંતરાયો નડશે નહિં.

આ યુક્તિ તે દિવસની રાત્રે રાજાએ બરાબર શોધી કાઢી અને તુરતજ બીજે દિવસે રાજાએ વિષ્ણુશર્માને બોલાવી કહ્યું કે "હે બ્રહ્મદેવ! તમો મહાન તપસ્વી છો! અને પવિત્ર કર્મોના અધિકારી છો! તેથી આપને વિનંતિપૂર્વક કહું છું કે આપના ઉપર મ્હારી વિશેષ શ્રદ્ધા બેઠેલી છે. તેથી આપ જો વારાણસી (કાશી) ક્ષેત્રમાં જઇ મ્હારાં કાર્ય સફળ કરી આવો તો આપની મોટી કૃપા! અને હું વિશ્વનાથના ઋણમાંથી ઘણાં દિવસે મુક્ત થાઉં." આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી વિષ્ણુશર્મા ઘેર જઇ સ્ત્રીની સલાહ લઇ રાજાના કાર્ય માટે વારાણસી ક્ષેત્રે ગયો અને રૂદ્રાભિષેકનું કાર્ય શરૂ કર્યું.

હવે પોતાની યુક્તિ બરાબર અમલમાં મૂકાશે. અને જરૂર એ સતી સ્ત્રીનાં દર્શન થશે એમ જાણી ખુશી થતો ભોજ રાજા સન્યાસીનો વેષ લઇ હાથમાં દંડ કમંડળ સાથે વિષ્ણુશર્માને ઘેર જઇ "भवति भिक्षान्देहि" આ પ્રમાણે ઉચ્ચાર કર્યો. વિષ્ણુશર્માની સતી સાધ્વી સ્ત્રીએ જવાબ આપ્યો કે "મહાત્મા! હું રસોઇ કરૂં છું તેને તૈયાર થવાને ત્રણ ઘડી જેટલી વાર છે, ત્યાંસુધી મ્હારા ઘર સ્હામેના શિવાલયમાં બેસો!" પરન્તુ પેલો પ્રેમ ઘેલો સન્યાસી તો ત્યહાંજ આસન બિછાવી બેઠો અને ઈશ્વર ભજન કરવા લાગ્યો. રસોઇ પુરી થઇ રહી ત્યાર પછી કેરી ટાણું હોવાથી સતીએ કેરીઓ ઘોઇ રસ કાઢવા માંડ્યો પણ પરિપકવ અને રસભરેલી કેરીઓ છતાં રસનું એક ટીપું પણ પડતું જોયું નહિ! ત્હેવારે સતી આંબાના ફળને કહેવા લાગી કે "હે રસ ભરેલા આમ્રફળ! તું રસ કેમ મૂકતું નથી! હું બાલ્યાવસ્થાથી તે આજદીન સુધી પતિવ્રતા છું. હું સત્ય કહું છું કે મ્હેં પર પુરુષ નજરે દીઠો નથી તેમ મનમાં પણ આણેલો નથી. અને આ નગરનો રાજા પણ પરનારીનો બન્ધુ અને સત્યવાદી છે. છતાં જ્યહારે ત્હારો રસ સૂકાઇ ગયો છે, તો શું તે સત્યથી ચૂકી લંપટ થયો નથી!" (જો કદાપિ તે સત્યથી ચૂક્યો હોય તો એમ બને, હું તો સત્ય માર્ગેજ છું.)

આ સાંભળતાં ભોજ રાજા જે સંન્યાસીને વેષે આવેલો છે. તે મનમાં ભયભીત થઇ કંપવા લાગ્યો કે ખચીત આ સતીએ મને ઓળખી લીધો. અને એના સત્યની

| (સિલિક.) | (ખર્ચ.) |
|---|---|
| ૦-૮-૦ નાનકડો ભાઇ આવ્યો | ૦-૪-૦ મીઠાઈ (મીઠી જીભ માટે) |
| તેની ખુશીમાં પિતાજીએ | ૦-૨-૦ ચેવડો. |
| ભેટ આપ્યા. | ૦-૧-૦ દુધ હોટલમાંથી. |
| ——— | ૦-૧-૦ પાનપટી અને પરચુરણ. |
| ૦-૮-૦ | ૦-૪-૦ ચાર આનાના આઠ આના કરવા માટે જુગાર. |
| | ——— |
| | ૦-૧૨-૦ |

આ પ્રમાણે લખી બન્ને બાજુના આંકડા સરખાવ્યા તો ઉધાર બાજુએ બાર આના થયા અને સિલકમા તો ફક્ત આઠ આનાજ હતા ! પણ ભાઇનામાં સમયસૂચકતા એટલી બધી હતી કે તરતજ ત્હેને સુઝી આવ્યું કે બ્હેનને બે પાવલીઓ પિતાજીએ આપી છે. એટલે જમે બાજુ બરાબર કરવાને માટે એક પાવલી બસ છે. એમ વિચાર કરી બજેટની જમે બાજુએ ઉમેરો કર્યો "૦-૪-૦ બ્હેનની પાસેથી લીધા-" બજેટ પુર્ણ થયું વિચાર પછી આચાર તુરતજ થવો જોઇએ એવો પાઠ તે ભણ્યો હતો. એટલે તુરતજ તે ઉઠયો અને ઉતાવળ કરી ચાર આના લેવા ગયો ઉતાવળમાં ને ઉતાવળમાં બજેટનું કાગળીઉં ઓરડીમાં ભુલી ગયો.

મંજુલા પોતાને મળેલી ભેટ ત્હેની બાને આપવા ગઇ. પરંતુ સુલક્ષણાએ ઓરડા માંથી કહ્યું કે તાકામાં મૂક બકુલે પોતાની ઓરડીમાં જતાં પ્હેલાં આ સાંભળ્યું હતું. એટલે હવે ત્હેણે તાકામાંથી ચાર આના ઉપાડયા, પરંતુ ઉતાવળમાં જેવો લઇ બ્હાર જાય છે કે ખડકીમાં પાવલી કઇક સરી પડી. પણ તપાસ કરવા ન રોકાતાં બ્હાર દોડી ગયો. પછી એક ઠેકાણે ઉભો રહી બજેટનું કાગળીઉં ખીસ્સામાંથી કાઢવા જાય છે, પરતુ તે જડયું નહિ પરંતુ આવા કામમાં યાદદારતી સારી હોવાથી "હશે કઇક પડયું હશે. મ્હને બધુએ યાદ છે." એમ બોલી "જુગાર" વિના બધું કામ બજેટનું બરાબર કરી લગભગ અગીઆર વાગે ઘેર આવ્યો.

આજરોજ મદનરાયને ત્યાં ઉત્સાહથી સારૂં સારૂ ખાવાનું કર્યું હતું. લગભગ સ્હાડા અગીઆર વાગે સર્વ જમવા બેઠાં. નાની મંજુલા પીરસવા ન્હાય હતી બકુલ બ્હારથી ખાઇ આવ્યો હતો એટલે આજની રસોઇનો બિલકુલ ઉપયોગ કરી શકયો નહિ. આથી મદનરાયે પુછ્યું'

"કેમ બકુલ ! ત્હારી તબિએત સારી નથી ? જમતો કેમ નથી ?"

બકુલ એકદમ ગભરાઇ ગયો. પછી મંજુલાને પૂછ

"બ્હેન ! તું કંઇ આ વિષે જાણે છે ?"

મંજુલાઃ-"પિતાજી ! આપ હમણાં જમી લ્યો. પછી હું ત્હમારી ઓરડીમાં આવી કહું છું."

મદનરાયઃ-"સારૂં એમ કરો. પણ બ્હેન ! તું જમીને તરતજ આવજે. બકુલ ! તું પણ આજ બ્હાર જઈશ નહિ. જા, હાથ પગ ધોઈ કપડાં બદલી મ્હારી ઓરડીમાં બેસ."

મદનરાય અને બકુલ ઓરડીમાં બેઠા હતા, ત્યાં મંજુલા આવી અને ધીરે રહીને પિતાજીના હાથમાં એક કાગળનો કકડો મૂકયો. મંજુલા ભાઈની ઓરડીમાં પુંજો વાળવા ગઈ હતી ત્યાંથી ત્હેને તે જડયો હતો. આ બકુલ ભાઈના બજેટવાળું કાગળીઉં હતું.

"નેતર મહિમા" કરતાં "નેત્રમહિમા" ઘણી વખતે વધારે કામ કરે છે. મદનરાયે પણ તેજ રસ્તે ચાલવાનું નક્કી કર્યું. કંઈ વાત બનીજ નથી એમ ચ્હેરા ઉપરથી દેખાડી બોલ્યાઃ-

"બ્હેન ! ત્હારા આઠ આનાનું શું કર્યું ?"

મંજુલાઃ-"પિતાજી ! મ્હારી એક પાવલી ભાઈ ઉપાડી ગયા લાગે છે. એટલે હવે તો ચારજ આના છે. પ્હેલાં તો એમ વિચાર કર્યો હતો કે બે આના લડાઈના ફંડમાં આપીશ ચાર આનાની કોઈક સારી વાંચવાની ચોપડી આણીશ. અને બાકીના બે આનાની મ્હારી બ્હેનપણીઓમાં મીજબાની કરીશ. પણ હવે તો ચાર આનાજ બાકી રહ્યા છે, એટલે મીજબાનીના બે આના અને ચોપડીમાંથી બે આના, એમ મળી ચાર આના કાઢી નાંખીશ. બીજું શું કરૂં !"

આ સાંભળી પાસે બેસેલી મંજુલાને ઘણાજ વ્હાલથી પોતાની સોડમાં લઈ મદનરાયે એક બચી કરી. અને કહ્યું કેઃ-બ્હેન ! લે આ એક રૂપૈયો અને વાપરજે ત્હારી મરજી પ્રમાણે."

બકુલ આ સર્વ સ્તબ્ધ બની જોઈ રહ્યો. એકદમ ત્હેના મનમાં થઈ આવ્યું અને ઓરડીમાંથી બ્હાર જતાં ત્હેણે મંજુલાને કહ્યુંઃ "હું પણ એક બચી અને એક રૂપૈયો પિતાજી પાસેથી મેળવું, ત્યારેજ ખરો." મદનરાયે આ શબ્દો સ્હેજ ભાંગ્યા તુટયા સાંભળ્યા-સાંભળી ઘણાજ ખુશી થયા.

થોડાક વખત પછી બકુલની વર્ષગાંઠ આવી અને મદનરાયે ત્હેને આઠ આના વાપરવા આપ્યા. આ આઠ આનાનું બજેટ બકુલે નીચે પ્રમાણે કર્યું-"ચાર આના બ્હેનને પાછા આપવાના. એક આનો અનાથ આશ્રમમાં, બે આનાની ચોપડી અને એક આનાનું ખાવાનું."

મદનરાયે આ બજેટ વાંચ્યું. અને આનન્દ થયો. છોકરાનું ભવિષ્ય સુધરશે એમ ખાત્રી થઈ. બકુલને તરતજ હેતથી પાસે બોલાવી એક બચી કરી અને એક રૂપૈયો વાપરવા આપ્યો.

ત્યારપછી મંજુલા અને બકુલ બન્ને એક બીજાપર ઘણુંજ હેત રાખવા લાગ્યા. આ જોઈ મદનરાય અને સુમતલક્ષ્મી ઘણાં ખુશી થયાં.

---

# ખેડુતનો છોકરો.

( અંગ્રેજી ઉપરથી થોડા ફેરફાર સાથે )

લેખકઃ શ્રીયુત " ધીરજ. "

ઈનામદાર મણિભાઇ એક દિવસ ઘોડા ઉપર બેસી પોતાની માલીકીનાં ખેતરોનો પાક જોવા નીકળી પડ્યા હતા. રસ્તામાં એક છોડ ઉપર ખીલેલાં મનહર પુષ્પને જોઈ તેઓ તે લેવા નીચે ઉતર્યા; એવામાં તેમનો ઘોડો ગભરાઇને નાઠો. મણિભાઇ પાછળ દોડયા; પણ તે પકડાયો નહિ. આખરે તેમની બુમો સાંભળી પાસેના ખેતરમાંથી એક ન્હાનો છોકરો વાડ કૂદી બહાર આવ્યો. ને ઘોડાની લગામ ઝાલી લઈ આવ્યો અને ઈનામદારને તે પાછો સોંપ્યો. છોકરાની આવી ચાલાકી જોઇ મણિભાઇ રાજી થયા ને બોલ્યા કે " અલ્યા છોકરા ! ત્હને શું ઇનામ આપું ? "

છોકરો૦—મ્હારે કાંઇ નથી જોઇતું.

મણિ૦—અહોહો ! આમ ના કહેતાં તો મ્હેં ત્હનેજ માત્ર જોયો. કોઇ ઇનામની તે ના કહેતું હશે ? પણ કહે ! તું વાડીમાં શું કામ કરતો હતો ?

છો૦—ઘાસ કાપતો તો ને ઢોર ચારતો હતો.

મણિ૦—અલ્યા ! ત્હને રમવાનું મન થતું નથી કે તું આવું કામ કરે છે ?

છો૦—એમાં કંઇ મહેનત નથી. મારે મન એ રમતજ છે.

મણિ૦—અલ્યા ! ત્હને અહિં ખેતરમાં એવું કામ કરવા કોણ મોકલે છે ?

છો૦—મ્હારા બાપા.

મણિ૦—તું અહિં ક્યારનો [illegible] છે ?

છો૦—વ્હાણું વાયે.

મણિ૦—ત્યારે ત્હને ભૂખ લાગી નથી ?

છો૦—હમણાં ખાવા જઇશ ને એક રોટલો ખાઇ આવીશ.

મણિ૦—લે આ પૈસા.

છો૦—એને હું શું કરૂં ?

મણિ૦—રમકડાં લેજે.

છો૦—ના સાહેબ. જ્યારે કામમાંથી નવરાશ મળે છે ત્યારે મ્હારો ભાઈ અને હું ગેડીદડાની અને ગીલ્લીદંડાની રમતો રમીએ છીએ.

મણિ૦—પણ આ પૈસા હોય તો બોરી, કાજુ વગેરે ચવેણુ લઇ ખવાય કે નહિ ?

છો૦—મ્હારી મા મ્હને ધાણી ચણા આપે છે, તો પછી બીજાનું શું કામ હોય !

મણિ૦—ત્યારે ત્હારા જોડા અને ટોપી ખરાબ થયાં છે તે આ પૈસામાંથી નવાં લેવાશે.

છો૦—મ્હારે ઘેર બીજા જોડા અને ટોપી છે.

[illegible]

છો૦—હું તો ઓલ્યા મ્હોટા ઝાડ નીચે વરસાદ આવે ત્યાં સુધી બેશી રહું છું એટલે પલળતો નથી.

મણિ૦—ત્હને વહેલી ભૂખ લાગે તો શું કરે છે ?

છો૦—ધાણી ચણા ખાઉં અને તે ન હોય તો કામમાં રોકાઉં એટલે ભૂખ જતી રહે.

મણિ૦—ત્હને તરસ નથી લાગતી ?

છો૦—અહિં પાણીની ક્યાં ખોટ છે ?

મણિ૦—અલ્યા, તું તો બહુ ભલો ને સંતોષી છોકરો જણાય છે.

છો૦—એટલે શું, સાહેબ ?

મણિ૦—એજ કે ત્હને કશાની જરૂર નથી. પ...ણ તું કાંઇ ભણ્યો છે ?

છો૦—ના આ મોસમ પુરી થયા પછી મ્હારા બાપા મ્હને નિશાળે બેસારશે.

મણિ૦—ત્યારે તો તે વખતે ત્હારે સ્લેટને ચોપડીઓ જોઇશે ખરું ને ?

છો૦—હાજી, બધા છોકરાઓ પાસે સ્લેટ અને બાળપોથી હોય છે.

મણિ૦—વારૂ આજે જઇને ત્હારા બાપને કહેજે કે હું ત્હને સ્લેટ, પેન તથા ચોપડી અપાવીશ. ત્હારા જેવા ભલા, સંતોષી અને વિવેકી છોકરા ઉપર મ્હને બહુ વ્હાલ આવે છે. જા. હવે ત્હારે કામે વળગ.

છો૦—ઠીક.

એમ કહી તે ખેડુતનો છોકરો ખુશી થતો થતો ખેતરમાં ગયો અને ધનામદાર મણિભાઇ આવા ખેડુતના વગર કેળવાએલા છોકરામાં આવા સારા ગુણો જોઈ આનંદ પામ્યા. ને ઘેર જઈ પોતાનાં છોકરાંને રાત્રે એકઠાં કરી બધી વાત કહી સંભળાવી.

---

## તપાસી જોએલી દિવાસળી.

એક વખત એક માણસે પોતાના નોકરને સારી દિવાસળીની પેટી વેચાતી લાવવા કહ્યું. નોકરને તેણે જતી વખત ચાંપીને કહ્યું હતું કે—"પરમ દિવસના જેવી ખરાબ દિવાસળી લાવતો ના. સારી તપાસીને લાવજે." ઘણોજ વખત વિત્યા પછી નોકર દિવાસળીની પેટી લઇ આવ્યો. તે માલીકના હાથમાં આપીને બોલ્યો "એમાં એક પણ દિવાસળી ખરાબ જડશે નહિ. મારી ખાત્રી છે" "ધણીએ જોયું તો તે બધી દિવાસળી સળગાવેલી અને એકેને મોગરો નહોતો. ત્યારે તે ઘણોજ ગુસ્સે થયો. પણ નોકર બોલ્યો "સાહેબ દિવાસળી તપાસીને લાવવાનું તો તમેજ કહ્યું હતું તે પ્રમાણે મેં દરેક દિવાસળી તપાસીને આણેલી છે. જે દિવાસળી ઘસવાથી સળગી તેજ લીધેલી છે. નહિ તો નકામી ભરતી શા કામની? બળેલીજ દિવાસળી જો અહીં લાવ્યો હોત તો તે સળગે કે નહિં તેનો સંસય રહે, તેવું એમાં થયું નથી. હું આટલી ચોકસાઈથી દિવાસળી લાવ્યો છતાં તમારી તકરાર તો કાયમની કાયમ છે જ !

જપાની વાર્તા.

# જપાની વાતો*

અનુવાદકઃ—લલ્લુભાઈ ભીખાભાઈ દેસાઈ, ટીંબા-તારંગા.

આપણા દેશમાં જે પ્રમાણે નાના બાળકોને વાર્તાઓ સાંભળવાની ઘણી હોંસ હોય છે. તેવીજ આખા જગતભરમાં છે. કેટલીક વાતો તો બાળકોને એટલી બધી ગમે છે કે, મા બાપે તે વાત દશ દશ વખત બાળકોને સંભળાવી હોય તોપણ ફરી " મા તે ચકલીની વાત કહેને." એવી બાલકો જક કરતાં જણાય છે. આવી સેંકડો વર્ષોથી ચાલી આવેલી કેટલીએક વાતો અમારી ડોસીમાને મોઢે હોય છે. તેજ પ્રકાર જપાનમાં પણ છે. ત્યાંનાં બાળકોને ગમતી કેટલીક વાતો અહીં આપી છેઃ

## (૧) ચકલીની વાત.

એક માણસે એક ચકલી પાળેલી હતી. તેને તે પોતાનાં જીવ જેટલી વહાલી ગણતો પણ તેની સ્ત્રીને તે વાત પસંદ નહોતી. પેલો માણસ બહાર ગામ જાય એટલે તે ચકલીના ખાવા પીવા તરફ ધ્યાન આપતી નહોતી. એક વખત પાંજરાનું બારણું ઉઘાડું રહી જવાથી ચકલી ઉડી ગઈ. પેલો માણસ ઘેર આવી જૂવે છે તો ચકલી પાંજરામાં જણાય નહીં, તેથી તેને બહુજ માઠું લાગ્યું. તે તુરત તેની સોધમાં જંગલમાં ફરવા લાગ્યો; ફરતાં ફરતાં ઘણીક વારે તેને તે ચકલી મળી. અને તે તેને પોતાના માળા તરફ લઇ ગઇ. તેને સારૂં સારૂં ખાવા પીવાનું આપ્યું. અને તે પાછો ઘેર જવા નીકળ્યો. ત્યારે ઘણાજ આગ્રહથી એક પેટી ભેટ તરીકે આપી. તે લઇ પેલો માણસ ઘેર ગયો. ત્યારે " આટલો બધો વખત ક્યાં પેલી ચકલીને સોધવા ગયા હતા કે શું ? ખરૂં કે ? " એમ કહી તેની સ્ત્રી તેના પર પહેલાં તો ખીજવાઈ; પણ પછી પેલી પેટી ઉઘાડી જૂવે છે તો તેમાં સોના રૂપાનાં દાગીનાં હતાં. તે જોઈ તેને ઘણોજ આનંદ થયો. પણ તે ઘણી લોભી હતી. તેને તેટલાથી સંતોષ થયો નહીં. પોતે પણ ત્યાં જઈ હજુ બીજાં દાગીનાં લઇ આવું એવો તેને લોભ લાગ્યો. તેણે તે ચકલીનાં ઘરની બધી નિશાનીઓ પોતાના ધણીને પુછી લીધી. અને દોડતી દોડતી ત્યાં જઇ પહોંચી. ચકલી તેની સાથે હેતથી બોલી નહિ. તેણે ફક્ત ખબર અંતર જેટલીજ વાતો કરી. પછી તે સ્ત્રી ઘેર જવા નીકળી ત્યારે તે ચકલીએ પેટીની વાત કાઢીજ નહિ. ત્યારે તે સ્ત્રીએજ પેટી માગી, ચકલીએ આનું અંતર ઓળખેલું હતું. તેણે કહ્યું " પણ જો પેલી બે પેટી છે તેમાંથી તારે જે જોઇએ તે લે." પેલી સ્ત્રીએ બંને પેટી ઉંચકી જોઈ, અને તેમાં જે ભારી લાગી તે લઇ ગઇ. ઘેર પહોંચતાંજ ઓરડીમાં જઇ બારણું બંધ કરીને ઘણી ઉતાવળથી તેણે તે પેટી ઉઘાડી કે તુરતજ તેમાં વિંછી, કીડી તથા મંકોડા ભરેલા હતા. તે તેને આખા શરીરમાં કરડયાં તેથી તે બહુજ હેરાન થઈ.

---

* મરાઠી શાળાપત્રક. પુસ્તક. ૨૬. ફેબ્રુવારી. સને, ૧૯૧૫. અંક. ૨. પૃષ્ઠ ૨૯ થી ૩૩.

## (૨) બે દેડકાની વાત.

ઓસાકા નામનાં એક ગામમાં એક દેડકો રહેતો હતો. તેના મનમાં એક વખત કીઓટો ગામ જોવું એમ થયું. તેથી તે ત્યાં જવા નીકળ્યો ઘણોજ વખત ચાલ્યા પછી તે એક ટેકરાની ટોચ પર આવી પહોંચ્યો. અને થાક ખાવા માટે તે ત્યાં કેટલોક વખત થોભ્યો. એટલામાં કીઓટો ગામનો એક દેડકો ઓસાકા ગામ જોવા માટે નીકળ્યો હતો તે તેજ વખતે ત્યાં આવી પહોંચ્યો. અરસપરસ વાતચીત થયા પછી "આપણે આટલો બધો વખત ચાલ્યા તેમ છતાં અર્ધેજ રસ્તે આવ્યા છીએ, હજુ ઘણેજ દુર સુધી ચાલી જવું પડશે. એમ બોલતા બંને જણાઓ નાક ફુલાવી સુસ્કારા નાખતા હતા. એટલામાં તેમાંનાં એક દેડકાને એક યુક્તિ સુઝી. તે બોલ્યો "આપણે બંને અહીંઆં વાંસાને વાંસો ટેકવી પાછલા પગ પર ઉભા રહીએ એટલે આ ટેકરી ઉપરથી આપણે જે ગામો જોવાનાં છીએ; તે ગામો કેવાં દેખાય તે જોઇએ." એ યુક્તિ બીજા દેડકાને ગમી-પસંદ પડી; અને તેમણે તુરત તેમજ કર્યું. ત્યારે પહેલો દેડકો બોલ્યોઃ-અરે! ઓસાકા શહેર તદન કીઓટો જેવુંજ છે. તેમાં કાંઇ પણ ફેર નથી. તો પછી એટલું દુર શામાટે જવું! હું તો મારે પાછો જાઉં. બીજાને પણ તેમજ લાગ્યું પછી અરસપરસ સાહેબજી કરી; તેઓ આનંદથી પાછા પોતાને ગામ વિદાય થયા.-પણ તેઓને એમ ધ્યાનમાં ન આવ્યું કેઃ—આપણે વાંસાએ વાંસો ટેકવી ઉભા રહ્યા ત્યારે પોતાનાં નાકની દાંડી સામે પોતાનુંજ ગામ છે. પોતે જે દિશા તરફથી આવ્યા તે તરફજ પોતપોતાનું મોઢું છે—એટલે ઓસાકાનાં દેડકાએ ઓસાકા ગામજ જોયું. અને કીઓટોનાં દેડકાએ કીઓટો ગામ જોયું. તેથીજ પોતપોતાની સામેનાં ગામો તદન પોતાનાં ગામ જેવાં દેખાયાં એ ઠીકજ છે. ઘણીવાર અજ્ઞાન એજ સમાધાનનું કારણ હોય છે.

## (૩) શુભ શુકન

એક વખતે એક ગ્રહસ્થનાં સાંભળવામાં આવ્યુ કેઃ—મળશકામાં બે કાગડા જોડાજોડ નજરે પડે તો તેને શુભ શુકન સમજવા અને તે માણસનો તે દિવસ ઘણા આનંદમાં જાય છે. તેથી તેણે પોતાના નોકરને એવો સખત હુકમ કર્યો કેઃ—"તારે મળશકે વહેલું ઉઠી બહાર જોતા ઉભા રહેવું. અને તને કાગડાની જોડી દેખાય કે મને ઉઠાડવા આવવું!" હુકમ પ્રમાણે તે નોકર મળશકે ઉઠી જોવા લાગ્યો. તો બીજેજ દિવસે કાગડાની જોડી દેખાઇ એટલે તેણે ઉતાવળા ઉતાવળા જઇ માલીકને ઉઠાડયો. તે બહાર આવી જોવા લાગ્યો તો તેણે ફક્ત એકજ કાગડો જોયો.-બીજો ઉડી ગયો હતો. તે ગ્રહસ્થે નોકરને ખુબ માર માર્યો. પછી તેને ગુસ્સામાં કહેવા લાગ્યો. "કેટલો આળશુ! મને તેં જલદી કેમ ઉઠાડયો નહિ! બંને કાગડા જોડે જો મેં જોયા હોત તો મારા ભાગ્યનો ઉદય થાત; તારી આળશને લીધે મારી આ ઉત્તમ તક ફોકટ ગઇ."

ચાકરે કહ્યું—"સાહેબ તેજ સારૂં થયું-કાગડાની જોડી મેં મળશકે જોઈ હતી, ત્યારે મારા નશીબે આ શું થયું છે તે જુઓ."

## (૪) મંત્રેલો તાવીજ.

એક માણસને એક ભોળા સ્વભાવનો નોકર હતો. તે એક વખત બજારમાં ગયો હતો. તેવામાં ત્યાં એક લુચ્ચો માણસ તેને મળ્યો. તે બોલ્યો "મારી પાસે એક તાવીજ છે તેને ગળામાં બાંધવાથી ધારેલી વસ્તુ પ્રાપ્ત થાય છે. કેમકે તે મંત્રેલો છે. "નોકરને તે વાત ખરી લાગી તેણે પોતાના ધણીનું કલ્યાણ કરવાની ઇચ્છાથી તે તાવીજ વેચાતો લીધો.—ધણીએ તે જોતાંજ બધી વાત જાણી પણ પોતે છેતરાયો છે એવી નોકરને કોઈ રીતે ખાત્રી થઈ નહિ, તેણે ધણીને પુછ્યું; "તમારે જે જોઇએ તે બોલો. "માલીક બોલ્યો " મારે ઘોડો જોઇએ. " નોકરે તે તાવીજ ગળામાં બાંધ્યો. ઘોડો જોઇએ એવી ઇચ્છા કરી પણ ઘોડો કાંઇ ઉત્પન્ન થયો નહીં. તેથી ઝંખવાણો પડી ગયો. એટલામાં ધણી બોલ્યો "અરે વાહ! ખરેખરજ ઘોડો ઉત્પન્ન થયો. મને તેના પર ઝટ બેસવા દે." એમ કહી પાસે પડેલો ચાબુક હાથમાં લઇ નોકરની પીઠ ઉપર તે કુદકો મારી બેઠો, અને ચાબુકથી તેને સારી રીતે ઝાપટી નાંખ્યો. ત્યારે તે નોકર દોડવા લાગ્યો. આ ચાકમાં જતાં માલીક લોકોને કહેવા લાગ્યો. "**આ જુઓ મારો ઘોડો કેવો મજાનો છે, મંત્રેલા તાવીજે તે મને આપ્યો.**"

## (૫) મોકળી જગ્યા મલી.

એક વખત એક માણસને હોડીમાં બેશી નદીને પેલે તીરે જવાનું હતું. તે હોડીપર ચડ્યો; પણ લોકોની ઘણીજ ગીર્દી હોવાથી તેને બેસવાની જગ્યા મલી નહિં. ત્યારે તે વળી વળી કાંઇક ખોવાયેલી ચીજ સોધવાનો ડોળ ઘાલી આમતેમ જોવા લાગ્યો. પાસેનાં લોકોએ પૂછ્યું "કેમ ભાઇ! તમે શું સોધો છો ?" તે માણસે જવાબ આપ્યો, " મેં ગઇ કાલે એક સાપ વેચાતો લઇ આ પાંજરામાં મુક્યો હતો; હાલ તે કયાંય દેખાતો નથી. મને બીજી કાંઈ ચીંતા નથી. પણ લોકોને કદાચ કરડે તે પંચાત. " એ સાંભળતાંજ પાસેનાં લોક ઉઠી દુર જઇ બેઠાં. **અને તે માણસને બેશવા મોકળી જગ્યા મલી.**

"હે પ્રભુ!" ગુલાબે કહ્યું, " આવી નિરૂપયોગી જીંદગી કદી મ્હને ન આપતો. હુંતો તેમ જીવી શકુંજ નહીં. મ્હારે ફુલકળીઓ પેદા કરવી જોઇએ, પણ તેમ ન કરૂં તો જીંદગીમાં મ્હને આનન્દ મળે નહીં. ન્હાના છોકરાં જેમનાં તરફ ગોકુળગાય તિરસ્કાર બતાવે છે, તે તો મ્હારા પ્રાણ છે. ત્હેમનું સુખ, ત્હેમનો સન્તોષ, ત્હેમનો આનન્દ, એ સઘળાં મ્હારૂં સુખ, સન્તોષ, આનન્દ છે. હું બીજાના સુખ માટે પ્રેમ ન રાખું, તો મ્હને સુખ કયાંથી મળે? હું બીજાને ચ્હાઉં નહીં, તો બીજાં મ્હને કેમ ચ્હાશે ?

શેઠની ન્હાનકડી બાળકીને હાથમાં મ્હારા ફુલ લઇને ઠાકોરની પૂજા કરવા જતી જોઉં છું, તે વખતે મ્હારાં શરીરમાં જે ઉમંગ અને આનન્દ વધે છે, ત્હેનું વર્ણન કેવી રીતે થઇ શકે! એથી મ્હારી જીંદગી અમૃતમય બને છે, એવો આનન્દજ મ્હારો પ્રાણ છે. એ મ્હારાથી કેમ વિસરાય!

રસીલી વાર્તાઓ.

# વાલ—લેખ.

[ આ વિભાગમાં ન્હાનાં બાળકોથી સમજાય અને ત્હેમને રસપડે એવા અથવા બાળકોએ લખેલા ( જરૂરનો ફેરફાર કરીને ) લેખ દાખલ કરવામાં આવ્યા છે.

—તંત્રી, સુ. સુ. ]

---

## અંધારી રાત્રિનો ચોર.

### અથવા—શેરખાનની બહાદુરી.

લેખક:—બ્હેન સૌ. સદ્દગુણ બ્હેન.—મુંબાઇ.

ગામમાં ચોરનો ઉપદ્રવ ઘણો વધી ગયો હતો, તેને લીધે ગામનાં માણસો હમેશાં રાત્રીએ સુવા જતાં પહેલાં ઘરનો દરેક ભાગ તપાસીને જોતા હતા. હું પણ રાત્રે તેજ પ્રમાણે ઘર જોઇને સુતો હતો. મધ્યરાત્રીએ મ્હેં મ્હારા બારણા પાસે ગરબડ થતી સાંભળી હું ભર ઉંઘમાંથી જાગ્યો. અને બારી ઉઘાડી રાખી હતી, ત્યાંથી નીચે ડોકીઉં કર્યું તો ત્યાં મ્હેં બે પોલીસમેનને વાતો કરતાં સાંભળ્યા. હું પાછો પથારીમાં આવ્યો અને એ લોકો શું વાતો કરે છે તે સાંભળવા લાગ્યો—

એક પોલીસમેન બીજા પોલીસમેનને કહેતો હતો.

"અરે મીયાં શેરખાન, હવે શું કરી શું ? આ મણીલાલભાઇના ઘરની અગાસીમાં મ્હે એક ચોરને ઉભેલો જોયો અને એમને તો ખબર હોય એમ લાગતું નથી, માટે એમને બોલાવીએ.

બીજો પોલીસમેન (શેરખાન) બોલ્યો. "અરે ભાઇ જમાલખાન, એમને બોલાવીશું તો એ ચોરને માલુમ પડશે અને તે નાશી જશે. માટે આપણે એવો ઉપાય કરીએ કે ચોર પકડાય."

જમાલખાન—ત્યારે શું કરીશું ? શેરખાન આ તમારી પાસે બંદુક છે તે તૈયાર કરો. પછી એ મ્હને આપો અને હું તે ચોરને ઠોકી પાડું.

જમાલખાન ભાઇ, તમે તો બહુ સારો ઉપાય બતાવ્યો. લ્યો આ બંદુક મ્હારાથી રાતે બરોબર દેખાતું નથી, તે તો ત્હમે જાણો છોને, લગાવો સાલેકું. આ બધી વાતચીત પથારીમાં સુતો સુતો હું સાંભળતો હતો અને હસતો હતો. એટલામાં તો જમાલખાને બંદુક તૈયાર કરી ભરીને આપી. શેરખાને બાંહો ચડાવી ઝપાટાબંધ બંદુક ફોડી દીધી. એટલે અગાસીમાં કોઈ નીચે પડ્યું હોય એવો મોટો અવાજ થયો. મધ્યરાત્રીએ બંદુક ફુટવાના અવાજથી મહોલ્લાના લોકો ઘરમાંથી બ્હાર આવી દોડી આવ્યા અને શું થયું, તે વિષે એક બીજાને પુછવા લાગ્યા.

બંદુક ફોડી રહ્યા પછી જમાલખાન શેરખાનને કહે છે, " ભાઇ તમે બહુ બ્હાદુરી કરી. તમે તો એક સપાટે ચોરને મારીજ નાંખ્યો ! " શેરખાન ફુલાઇને કહે છે.

હવે આપણે મણીલાલભાઇને જગાડીએ સાળો ચોર ક્યાં જવાનો છે?"

જમાલખાન નીચેથી બુમો મારે છે. "મણીલાલભાઈ, એ મણીલાલભાઇ, ઉઠો, તમારા ઘરમાં ચોર છે." ઘણી બુમો પાડી ત્યાં સુધી હું ચુપ રહ્યો. ઉઠ્યો નહિ. પણ છેવટે મ્હારી બારીમાં પથ્થર પણ નાંખવા માંડ્યા. એટલે ઉઠ્યા શિવાય ચાલ્યું નહિં. બારીએ જઈ બહાર જોયું તો પચીસ પચાસ માણસો ભેગાં થયેલાં દીઠાં. હું નીચે ગયો અને બારણું ઉઘાડ્યું. એટલે શેરખાન કહે છે "અરે મણીલાલભાઇ મ્હારા સાહેબ! તમે કેવી જાતના માણસ છો? આટલી બુમો મારી તોપણ ઉંઘ્યાં કરો છો! તમારા ઘરની અગાસીમાં ચોર હતો તેને મ્હેં હમણાંજ બંદુકથી મારી નાંખ્યો. મ્હેં કહ્યું, બિચારાનો પ્રાણ શું કરવા લીધો!

શેરખાન—અરે મણીલાલભાઈ, એને પકડવાનો બીજો ઉપાય ન્હોતો. હવે તો મારે તમારી સાથે અગાસીમાં આવવું પડશે, અને ચોર જીવતો હશે તો તેને પકડીને લઈ જવો પડશે.

મ્હેં કહ્યું: ઠીક, ચાલો મ્હારી સાથે અગાશીમાં. મ્હને આ વખતે હસવું બહુ આવતું હતું. હવે ઉપર ગયા, શેરખાન પાછળ હતા અને હું આગળ હતો. શેરખાન મનમાં હજુ પણ બહુ ગભરાતા હતા, પણ બ્હારથી હિંમત દેખાડવામાં કચાશ રાખતા નહોતા.

હવે અગાસીમાં આવ્યાં અને એક ખુણામાંથી જોયું તો કોઇ માણસ પડેલો દેખાયો. તેને જોઇનેજ શેરખાન બોલ્યા, આ કમબખ્ત તો મરી ગયો છે. હશે ચાલો એને ઉપાડી લઇએ. તેમ કહીને શેરખાન મીયાંએ તેને ઉંચક્યો અને ચોરને ગાળો દેતા દેતા નીચે લઇ ગયા ત્યાં મળેલા લોકોએ શેરખાનના ખુબ વખાણ કરવા માંડ્યાં એટલે મીયાંભાઇ પોતે પણ ફુલાઇ ગયા, પણ કોઇ એ ચોરને જોવાની તસદી લેતું નહોતું.

છેવટે મ્હેં કહ્યું: "શેરખાનજી" તમે માણસને માર્યો કે બીજું કાંઇ માર્યું, તે તપાસો તો ખરા!

શેરખાન કહે છે—"અરે યાર, માણસ નહિ તો શું હોય? એમ કહીને જમાલખાનનું ફાનસ આગળ લાવ્યા અને બરાબર તપાસવા માંડ્યું, ત્યારે માલુમ પડ્યું કે માણસને બદલે તેમણે લુગડાનું બનાવેલું માણસ માર્યું હતું!

આ વાત જાણતાં શેરખાન શરમાઇ ગયા અને લોકો હસવા લાગ્યા. મ્હેં કહ્યું "એતો મ્હારી અગાશીમાં મુકેલો ચાડીઓ છે. છાપરા ઉપર વાંદરા ઘણાં આવતાં હોવાથી તે અટકાવવાને વાસ્તે ચાડીઓ મુક્યો હતો, તેને ચોર ધારીને મીયાં શેરખાને બંદુક મારી દીધી અને સમજ્યા કે મોટી બહાદુરીનું કામ કર્યું! મહોલ્લાના લોકો શેરખાનની મશ્કરી કરતાં કરતાં વીખરાઇ ગયા, અને શેરખાન તથા જમાલખાન બોલ્યા ચાલ્યા વિના રસ્તો માપવા માંડ્યા.

# કાનુડો.

લેખકઃ બ્હેન સૌ. બ.—મુંબાઈ.

" બા, આ કોની છબી છે ? "
મેં કહ્યું:—" કૃષ્ણ ભગવાનની."
" કૃષ્ણ ભગવાન તે કોણ ?" ન્હાનો શરદ પોતાની કાલી ભાષામાં બોલ્યો.
મેં કહ્યું: " એ તો કાનુડો, સમજ્યો ? "
" હા પણ એને બાંધ્યો છે કોણે ? "
મેં કહ્યું. " એની મા એ. "
" એની માનું નામ શું ? "
મેં કહ્યું: " જસોદાજી. "
" શું કરવા એ બિચારાને બાંધ્યો છે ? "
મેં કહ્યું: " એણે દહીંનું ગોરસું ફોડી નાંખ્યું તેમાં. "
" શું કરવા ફોડી નાંખ્યું ? "
મેં કહ્યુ. " એને દહીં ખાવું હતું તેથી."
" એ ક્યાં રહે છે ? "
" આકાશમાં. "
" મને બતાવશો ? "
" હા. "
" ક્યારે ? આજે ચાલોને ? "
" ના, જે છોકરા મસ્તી કરે તેને તેડી જવાય નહિ. "
" હું મસ્તી ક્યાં કરૂં છું "
" વાહ, આટલી બધી કરે છે ને ? "
" મસ્તી નહિ કરૂં, તો તેડી જશો ? "
" હા. પણ પાછો કરે તો— ? "
" જો કરૂં તો કાનુડાની પેઠે મને પણ બાંધજો. "
" વારૂ, પણ તું ચાલીશ ?-બહુ આઘે જવાનું છે. "
" તમે જરા ઉંચકી લેજો ને,—હું થાકું ત્યારે તેડી લેજો. "

હું જવાબ આપું છું એટલામાં પ્રિય સખી સુરમાએ બુમ પાડીને મારૂં ધ્યાન બીજી વાતમાં ખેંચ્યું. ન્હાનો શરદ પણ બાલ તરલતાથી સુરમા માશીની તરફ આનન્દના ઉમળકાથી દોડ્યો.

# આખરે સાચુંજ ફાવે છે.

લેખકઃ રા. રા. ગિરિજાશંકર મોરારજી કોઠારી.—ગોંડળ.

सत्यमेव जयते ।

" સાચામાં સુખ છે ખરૂં, સાચે સૌનો સ્નેહ;
" સાચે રાચે જગપતિ, સાચે શોભે દેહ. "

નીચે લખેલી વાત ખરી બનેલી છે. જોડી કહાડેલી નથી.

એક ઘરડો ધર્મગુરૂ જેનું નામ જૉન કૅન્ટ હતું. તે એક દિવસ દૂરના ગામમાં ઉપદેશ કરીને ત્યાંથી પોતાને ગામ જતો હતો. તેને એક મોટા જંગલમાં થઇને જવાનું હતું અને તે ઘોડા ઉપર બેસીને એક સાંકડી પગથી ઉપર થઇ ચાલ્યો જતો હતો. સૂરજ આથમી ગયો હતો, એટલે અંધારૂં પણ થવા લાગ્યું હતું. એવામાં એ જંગલમાંથી ચોરોએ નીકળી આવી તેને ઘેરી લીધો.

ચોરોના ઉપરીએ કહ્યું. " ગુરૂજી ! તમારી તરફ અમે બેઅદબી કરીએ છીએ તે માફ કરશો. પણ જે કાંઇ હોય તે આપી દો અને આ ઘોડા ઉપરથી નીચે ઉતરી પડો. નહિં તો તમારી જીંદગી જોખમમાં આવી પડશે. "

જૉન કૅન્ટ એક પાદરી અને ઘરડો માણસ હતો. તે બિચારો શું બચાવ કરે કે સામો થાય ? પોતાના ઘોડા ઉપરથી તે ઉતરી પડ્યો અને રૂપિયાનું પાકીટ પોતાની પાસે હતું તે તથા ઘડીયાળ વિગેરે ચોરોને આપી દીધું.

પેલા ચોરોના ઉપરીએ હવે તેને પૂછ્યુંઃ " પાદરી સાહેબ, હવે બીજું કાંઇ તમારી પાસે રહ્યું છે ? "

ધર્મગુરૂએ જવાબ દીધો. " ના. ભાઈ ! મારી પાસે જે હતું તે સઘળું તમને આપી દીધું છે. "

" ઠીક, ત્યારે હવે ઘેર પધારો. " ચોરે તેની મશ્કરી કરતાં કહ્યું. ચોરો હવે મળેલા પૈસાના ભાગ કરવા ત્યાંજ બેઠા.

પેલો પાદરી તો પોતાને રસ્તે ચાલવા લાગ્યો. પણ થોડે દૂર નહિં ગયો હોય એવામાં તેનો હાથ કાંઇ ભારે ચીજ સાથે અથડાયો. એથી પોતાના ડગલાની કિનારીમાં સીવી લીધેલો સોનાનો કડકો તેને સાંભરી આવ્યો.

થોડીવાર તો તેના મનમાં, આટલું સોનું ચોરો પાસેથી બચી ગયું તે માટે, ખુશી થવા લાગ્યો. પણ એટલામાં એના અંતઃકરણનો અવાજ એણે સાંભળ્યોઃ

" જૉન કૅન્ટ ! તું જૂઠું બોલ્યો !—તેં ચોરોને છેતર્યા ? "

પેલો પાદરી જે કદી અસત્ય બોલતો નહિ હતો, તે હવે પાછો ફર્યો. ચોરો તો ત્યાંજ હતા. તેમની પાસે જઇને તેણે કહ્યુંઃ " ભાઇઓ ! મને માફ કરજો. મારાથી અજાણતાં જૂઠું બોલાઇ ગયું હતું. " એમ કહીને સોનાની લગડી પોતાની પાસે હતી તે તેણે ચોરોના ઉપરીને આપી.

આ ધર્મગુરૂની પ્રમાણિકતા અને સાચાપણાથી તે ચોરો એટલા તો ખુશી થઇ ગયા કે તેમણે તેનું જે કાંઇ લીધું હતું તે સઘળું પાછું આપી દીધું. જૉન કૅન્ટ તેમને આશીર્વાદ દઇને ત્યાંથી પોતાના ગામ તરફ પાછો ચાલતો થયો.

## " ડરકું કોણ ? "

લેખક—રા, રા, ફતેચંદ જી. મહેતા. ( બી. એ. )—મુબાઇ.

હરી ને બાલુ બે નાના ખુબસુરત બાળકો હતા. બે એક સરખા અને એક જેવ-ડાજ હતા. એક દિવસ રમતાં રમતાં તેમને એક નાની વીચિત્ર લાકડી મળી. તેની સાથે તેમને દોસ્તી થઇ; તે લાકડીનું નામ ' બીડી ' હતું. પછી તો બીડીએ વાતો કરવા માંડી અને કહ્યું કે " લોકોને માણસાઇ અને તંદુરસ્તી તો હુંજ આપું છું. " બાલુએ તો વાતો સાંભળીને ખરી માની. પણ હરીએ કહ્યું, " ભાઇ, મને તો તારી વાતમાં વહેમ પડે છે અને બીક લાગે છે કે હું તો માંદો થાઉં. " બાલુ બોલી ઉઠયો. "તું તો ડરકું છે, જા તારૂં કામ નથી. જો હું કંઇ ડરૂં છું ! " એમ બોલીને ભાઈએ તો મો-ઢામાંથી ધૂમાડાના ગોટેગોટ કાઢયા. બીડીએ તેનાં ખૂબ વખાણ કર્યા અને હરીને ડરકું-બ્હીકણુ ઠરાવ્યો.

પાંચ વરસ પછી પાછા બન્ને મળ્યા, તેમની ઉમ્મર ' માણસ ' કહેવાય તેટલી થઈ હતી. પણ 'અજાયબ જેવું એ હતું કે હરી ઉચ્ચો ને જાડો જોરાવર દીસતો હતો, ત્યારે બાલુ તો વામનરાય [ વેંતીયું માણસ-ઠીંગુજી ] જ રહ્યો હતો ! આંખો ઉંડી ગયેલી—ગાલ બેસી ગયેલા—ખભા પણ વાંકા વળી ગયેલા અને હાડ-પીંજર જેવો તે નબળો દેખાતો હતો. હાથના અંગુઠા ને આંગળી વચ્ચે બીડી સળગતી હતી અને જે ધૂમાડો તેના મોઢામાંથી નીકળતો હતો તે જાણે ભુતનું રૂપ લઇને એમ કહેતો હોય ને કે " જુઓ પેલો મગરૂર બાલુ જે બીતો ન્હોતો તેને મેં કેવો સરસ માણસ બનાવ્યો છે ! "

બાળકો ! બીડીની સોબત આવી ખરાબ—નુકશાન કરતા છે.

---

## સારી સોબત.

લેખકઃ શ્રીયુત " K. M. K. "

એક હતો સૂર્યકાન્ત નામનો દશ વરસનો છોકરો. તેનો એક ઇન્દુકાન્ત નામનો એક મિત્ર હતો. એક દિવસ ઇન્દુ સૂર્ય પાસે આવ્યો અને તેને થોડીક સુગંધી મટોડી ભેટ આપી. સૂર્યને તે મટોડીની સુગંધથી ઘણો આનંદ થયો. સૂર્યે તે મટોડીને પૂછ્યું " શું તું કસ્તુરી છે ! તારી સુવાસ ઘણી આનંદદાયક છે, તું કોણ છે તે મને કહે " મટોડી સૂર્યે તેને શું પૂછ્યું તે સમજી જઇ બોલીઃ " મિત્ર, મ્હારામાં જે સુવાસ છે તે મ્હારી પોતાની નથી. હું એક ગુલાબના ફુલ સાથે ઘણો વખત રહી અને તેની સુસં-ગતિથી આ મધુરી સુવાસ મ્હારામાં આવી છે. તેથી તમે જે વખાણ મ્હારી સુવાસનાં કરો છો, તે સુગંધ મ્હારી નથી પણ આ લલિત ગુલાબના ફુલની છે. "

પ્રિય બાળકો ! સારી સોબતનાં આવાં સારાં ફળ ભોગવવાં હોય તો હંમેશા સારા બાળકોની સંગતિ કરજો.

# રજપૂત અને પીંજારો.

લેખકઃ બ્હેન શ્રી શારદાબાળા—અમદાવાદ.

એક રાજાને ઘેર પુત્રનો જન્મ થયો. ખોટનો છોકરો હોવાથી રાજાજીના દરબારમાં અને ગામના લોકોમાં ઘણી ખુશાલી ફેલાઈ અને બહુ ધામધૂમ થઇ. નાનો રાજપુત્ર શરીરે તો શ્યામરંગનો પણ બહુ દેખાવડો અને મનોહર હતો. રજપૂતનું તેજ તેના મ્હોં ઉપર પ્રકાશતું હતું. વિશાળ નેત્ર અને ભવ્ય કપાળ તેના શૂરવીરપણાનો પ્રતાપ દેખાડતાં હતાં.

જે દિવસે રાણીજીએ પુત્રને જન્મ આપ્યો, તેજ દહાડે એક પીંજારાને ઘેર પણ છોકરો સાંપડયો હતો. તે છોકરો પણ બહુ ઉજળો, ખૂબસુરત અને કાંતિવાન હતો. એક દિવસ પીંજારણ દરબારમાં રૂ પીંજવાને આવી હતી, તેની સાથે પેલો છોકરો પણ આવેલો તે રમતો હતો.

એવામાં થોડીવાર પછી દાસી રાજકુમારને લઇને ત્યાં આવી. અને બે છોકરાઓ સાથે રમવા લાગ્યા. અકસ્માત રાજા-રાણી પણ ફરતાં ફરતાં ત્યાં આવી પહોંચ્યાં અને તેમની નજર પેલા બે છોકરા સાથે રમતા હતા તેના ઉપર પડી. સફેત પુણી જેવા પીંજારાના પુત્રને જોઈને તેમને બહુ નવાઇ લાગી "એ છોકરાના રૂપ ઉપર મોહી પડયાં. રાજપુત્રને શોભે એવી કાંતિ શું એક પીંજારાના બાળકમાં હોઇ શકે!—ઇશ્વરની ખરેખર ભૂલ થઇ છે! પીંજારાના જેવો પુત્ર આપણા રાજમહેલમાં થયો હોત તો કેવું સારૂં દેખાત? પાસેના કોઇ કારભારીનું આમ બોલવું સાંભળીને રાજા પીંજારાની સાથે પોતાનો પુત્ર અદલબદલ કરવાને તૈયાર થયો. રાણીજીને એ વાત પસંદ પડી નહિં, કારણ કે ગમે તેવો પણ પોતાનોજ પુત્ર હતોને?—સર્વ શક્તિમાન મહારાજાની આજ્ઞા વિરૂદ્ધ કોણ થઇ શકે! પીંજારાને પણ એ વાત પસંદ પડી. પોતાનો પુત્ર રાજા થશે અને પોતાને ઘેર રાજપુત્ર આવશે, એ વાત કોને ન ગમે?—ફક્ત પીંજારણનું મન ન માન્યું પણ એ બિચારીને કોઇ હીસાબમાંજ ગણતુ નહોતું.

રાજા પીંજારા સાથે પુત્ર અદલબદલ કરીને પછી બહુ આનંદમાં રહેવા લાગ્યો. છોકરાનું રૂપ જોઇ જોઈને રાજી થાય અને તેને રાજપુત્ર ગણીને જાત જાતનો વૈભવ કરાવે તેથી પાણી માગતાં દૂધ મળે, એવા લાડ પાનમાં આ છોકરો ઉછર્યો. પણ તેને એ બધા મોજશોખ કરતાં, ઘરમાં અને બહાર, રૂ તથા કપાસની તપાસ કરવામાં ગમ્મત પડતી. રાજમહેલમાં જ્યાં, જુવે ત્યાં એનું બધું ધ્યાન ગાદી-તકીઆ-ગોદડાં-ગાદલાંની સંભાળમાં ને સંભાળમાં! થોડો વખત તો આ વાતની કોઈને ખબર પડી નહિં, પણ પાછળથી તો એણે ગાદી-તકીયા વગેરે ઉકેલવા માંડયાં અને ગંઠાઇ ગયેલું રૂ દુરસ્ત કરવા માંડયું, ત્યારે તો એ વાત છેક રાજા રાણી પાસે જઇ પહોંચી.

હવે રાજા પસ્તાવા લાગ્યો. એને એમ લાગ્યુ કે આ પીંજારાનો છોકરો છે તે એનો જાતિધર્મ ભૂલતો નથી. તેથી તેને રજપૂતોના છોકરાઓની સોબતમાં રાખવા માંડયો, તથા જૂદી જૂદી રીતે ક્ષત્રીધર્મની કેળવણી તેને આપવા માંડી; અને ગાદી-

વારસની ફરજો કેવી હોય, તેનો બોધ આપવાનો શરૂ કર્યો. દરરોજ તેને શિકારે મોકલે, તીર કામઠાં ને બંદૂક તરવારનું શિક્ષણ આપે અને રાજપુત્રને શોભે એવી વાતો એની સાથે કરે. પણ તે કશામાં તેનું લક્ષ લાગ્યું નહિં. અને કપાસ અને રૂની તપાસ તથા પરીક્ષા કરવાની તેણે ચાલુ રાખી તેથી તેમાં ઘણો હોશિયાર થઇ ગયો. ગમે તેવો તોયે પીંજારાનો છોકરો ને ?

આણી તરફ પીંજારાને ઘેર ઉછરતા રાજપુત્રને પીંજારો ઘણુંયે કરે પણ તેના ધંધા તરફ બીલકૂલ લક્ષ લાગે નહિં. તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનામાં ઘણું પરાક્રમ જણાવા માંડ્યું અને તે પોતાની મેળે ગમે ત્યાંથી શોધી કહાડીને-હથિયાર રાખવાનું શીખવા લાગ્યો. નાનાં છોકરાં એકઠાં કરે, તેમનું ઉપરીપણું કરે, અને બીજા મહોલ્લાનાં છોકરાંની પાસે પોતાની સરદારી કબુલ કરાવે. આખરે તો એણે ગામની બધી રમતો ફેરવી નાંખી અને સઘળાં છોકરાંને કવાયત તથા તીરકામઠાંની અને પટ્ટાબાજીની કળા શીખવવા માંડી. પીંજારો ગુસ્સે થાય, ગાળો ભાંડે, વખતે મારે, પણ એ છોકરો તેનો ધંધો બીલકુલ શીખ્યો નહિં. બહુ પજવણી કરે તો જંગલમાં નાશી જાય. ત્યાં શિકાર કરીને પોતાનું ગુજરાન ચલાવે. અને પીંજારો કે પીંજારણ એને "ભાઇ બાપા" કરીને લઇ આવે ત્યારે જ પાછો આવે.

એવામાં એમ બન્યું કે એક દિવસ ગામમાં લૂંટારાઓએ ધાડ પાડી. રાજાજી પોતાના કારભારી અને સરદારો સાથે રાજ્યમાં ફરવા ગયા હતા. તેથી ગામમાં થોડાજ સીપાઇઓ હતા. ધાડ પડયાની બુમ સાભળીને નગરશેઠ અને મહાજનના લોકો રાજકુંવર [ પેલા પીંજારાનો ખરો છોકરો ] જે હવે સોળેક વર્ષનો થયો હતો, તેની પાસે રોતા કકળતા દોડયા. કુંવર કહે કે " ભાઇઓ ! હું શું કરૂં ? રાજાજી ગામમાં નથી, સરદારો એમની સાથે ગયા છે, લશ્કરમાં પણ બહુ માણસો રહ્યાં નથી. " ત્યારે શેઠે કહ્યું: " કુંવર સાહેબ ! જે માણસો આપના રાજમહેલની પાસે ચોકી કરે છે તે લઇને ચાલો હું અને અમારાં મહાજનનાં માણસો ભેગાં થઇને મોટું ટોળું એકઠું કરી એવી ફાંકાંબારી કરીશું કે એ લોકો બ્હીને નાશી જશે. પણ આપના વિના કાંઇ નહિં બને. આપ આવશો એટલે ગામના લોકોને હિંમત રહેશે. " કુંવરે કહ્યું: " ભાઇઓ ! રાજાજી પાસે, મહેલનું અને રાણીવાસનું રક્ષણ કરવાનું સોંપી ગયા છે તેથી મારાથી અહીંથી ખસાય નહિં અને એકે સીપાઇ મોકલાય તેમ નથી. તમે ફીકર ન રાખો. રાજાજી પાછા આવશે ત્યારે એ હરામખોરોને પકડીને એને ખરેખરી વલે કરીશું. " કુંવરને આમ બોલતો સાંભળીને લોકો બહુ નિરાશ થઇ પાછા ફર્યા અને પોતાની મિલ્કત બધી લુંટાઇ જશે એ ધાસ્તીમાં, જેટલું બને તેટલું સંતાડી દેવા ઘર તરફ દોડવા લાગ્યા. હવે અહીં લોકો રાજપુત્ર પાસે મદદ લેવા દોડયા, એવામાં પેલા પીંજારાના છોકરાએ ( ખરા રાજકુમારે ) ધાડ પડયાની બૂમ સાંભળી એટલે તરત તે પોતાનાં હથિયાર બાંધીને ઘર બહાર નીકળ્યો. તેણે પોતાની ટોળીઓના ગામના છોકરાઓને શેરીએ શેરીએ હુકમ મોકલીને એકઠા કર્યાં અને પોતે આગળ પડીને ધાડ પાડનારા લુંટારાને રોકયા તથા પાછા હઠાવ્યા. લુંટારાને બીક લાગી કે ગામનાં છોકરાં આટલાં બહાદુર છે, ત્યારે લશ્કર આવશે તે તો કોણ જાણે શું કરી નાંખશે !–તેથી તેઓ નાશી ગયા.

રાજાજીને ધાડ પડ્યાની ખબર પડયાથી તે એકદમ ગામમાં પાછા આવ્યા અને બનેલી સઘળી હકીકત સાંભળી. પેલા પીંજારાના પરાક્રમી છોકરાને લઇને મહાજન તથા નગરશેઠ સામા આવ્યા અને તે છોકરાનાં બહુ વખાણ કરવા તથા કુંવર સાહેબે મદદ ન કરી એમ ફરીયાદ કરવા લાગ્યા. રાજાએ એ છોકરા બાબત તપાસ કર્યાથી તેને માલુમ પડ્યું કે તે તો પોતાનો ખરો પુત્રજ હતો. હવે તેની ખાત્રી થઇ કે **" રજપૂત તે રજપૂત અને પીંજારો તે પીંજારો ! "**

આ ઉપરથી તેણે પોતાના પુત્રને પાછો લીધો અને પીંજારાને તેનો છોકરો પાછો સોંપ્યો. રાણીજી અને પીંજારણ બંનેને પોતાના છોકરા ગયા એ વાત બહુ સાલતી હતી. તે હવે બહુ રાજી થયાં, કારણ કે ગમે તેટલું તોપણ **ખરી માના જેટલું** છોકરા ઉપર કોને વ્હાલ આવે ?

---

# શેરને માથે સવાશેર.

લેખકઃ—બ્હેન શ્રી કુન્દબાલા—અમદાવાદ.

સુન્દપુર ગામમાં ગોપાળ અને ગોવિન્દ નામે બે ભાઇઓ રહેતા હતા. ગોપાળ અઢાર વર્ષનો અને ગોવિન્દ પંદર વર્ષનો હતો. તેમનાં માબાપ તેમને નાના મુકીને મરી ગયાં હતાં, તેથી તેઓ પોતાની ઘરડી માશી પાસે ઉછરી મોટા થયા હતા. આખરે માશી પણ મરણ પામી અને તેની મિલ્કત તેના વારસોએ લઇ લીધી; તેથી તેઓએ દુનિયામાં રખડતા થઇ ગયા. અત્યાર સુધી ખાવાપીવાની તેમને કાંઇ ચિન્તા નહોતી. પણ હવે તેમને પોતાનું ગુજરાન ચલાવવા માટે નોકરી લેવાની જરૂર પડી. તેઓ બંને જૂદા જૂદા શેઠને ઘેર નોકર રહ્યા.

ગોપાળનો શેઠ સારો માણસ હતો. તે પોતાના નોકર ચાકર અને વાણોતર ઉપર માયા રાખતો અને તેમના . પ્રમાણે કામ તેમને સોંપતો. સારૂં કામ કરતા તેમને ઇનામ આપતો અને તેમની માંદ ંમાં તથા જરૂરની વખતે મદદ કરતો. તેથી ગોપાળ તેને ઘેર સુખમાં દહાડા કહાડવા ો.

ગોવિન્દનો શેઠ કંજુસ ાર હતો. જેમ બને તેમ થોડો પગાર આપવામાં પોતાની હોંશિયારી સમજતો પગાર આપતી વખતે હરેક રીતે બહાનાં કાઢીને તેમાંથી પુષ્કળ કાપકુપ કરતો શેઠ કુચ્યો હતો, તેવો ગોવિન્દ ભલો હતો. નોકરમાં બરોબર પહોંચ નથી, એમ જાણીને ી બહુ હેરાન કરતો. તેણે ગોવિન્દને એક ધીની બ્હાડી (ગાડવો) આપી હતી અને મ આખો રોટલો આપતો. અને કહેતો કે ગ્હાડીનું મ્હોં છોડયા વગર જોઇએ તેટલું અને રોટલાની કોર ભાગ્યા સિવાય ખવાય તેટલો રોટલો ખાજે! ગરીબ ગોવિન્દ! ે બિચારો ઘણું ખરૂં ભૂખ્યોજ રહેતો. પણ શેઠના પડોશમાં એક ભલી બાઇ રહેતી ી તે વખતો વખત તેની દયા લાવીને તેને કાંઇનું કાંઇ ખાવાનું આપતી, તે એ ખાતો.

હવે દેશના કાયદામાં એવો ઠરાવ હતો કે નોકર અને શેઠ અમુક વર્ષોને માટે બંધાતા: એટલે તેટલી મુદતમાં શેઠ નોકરને કહાડી ન શકે, અને નોકર શેઠને ત્યાંથી નીકળી ન શકે. આથી ગોવિન્દની તો ખરેખરી દશા બેઠી હતી. તે ભૂખ્યો રહેવાથી સૂકાવા લાગ્યો અને ધીમે ધીમે નબળો પડતો ગયો.

એક દહાડો ગોપાળ પોતાના ભાઈને ઘણા દિવસથી જોએલો નહિં તેથી શેઠની રજા લઈ તેને મળવા ગયો. ગોવિન્દને સાવ દૂબળો પડી ગએલો જોઇ તેનું કારણ પૂછ્યું. ત્યારે ગોવિન્દે પોતાના દુઃખની બધી વાત તેને કહી. આથી ગોપાળે કહ્યું કે મારો શેઠ સારો માણસ છે. તે તને પોતાને ઘેર મારે બદલે રાખશે. અને હું તારા શેઠને ત્યાં તારે ઠેકાણે રહું. ગોવિન્દ આ સાંભળીને બહુ ખુશી થયો. ગોવિન્દ નબળો થઇ ગયો હતો તેથી બરોબર કામ કરી શકતો નહોતો; તેની જગોએ તેનો ભાઇ કામ કરવા રહે, એ વાત ગોવિન્દના શેઠને પણ પસંદ પડી. અને બન્ને એ ઠેકાણાં અદલબદલ કર્યાં.

ગોપાળને પણ શેઠે ઘીની બ્હાડી અને રોટલો આપ્યો. ને બ્હાડીનું મ્હોં છોડયા વગર તથા રોટલાની કોર ભાગ્યા વગર ખાવાનું કહ્યું. ગોપાળે રોટલો વચમાંથી ખાઈ કોરણ રહેવા દીધી ને ઘીની બ્હાડીમાંથી કાણું પાડીને ખવાય તેટલું ઘી ખાધું. શેઠ મનમાં તો ગુસ્સે થયો પણ કરે શું !

થોડા દિવસ પછી શેઠે ગોપાળને એક ગાડું આપીને પાસેના ગામમાંથી ઘી લાવવા મોકલ્યો. રસ્તામાં ગાડાનું પૈડું "ચું—ચું" બોલતું હતું. વચમાં વીસામો કરવા તેણે થોડીવાર એક જગોએ ઉભું રાખ્યું. અને પછી ચલાવતાં "ચું—ચું" બોલતું બંધ થઇ ગયું. તેથી તે પાસેના ગામમાં પહોંચતાં ગાડું મરી ગયું એમ ઠરાવી તેને બાળી મૂક્યું અને બળદ વેચીને તેની નાત જમાડી !—ઘેર પાછો આવીને જ્યારે શેઠને બધી હકીકત કહી ત્યારે તો શેઠને તેના ઉપર ઘણોજ ક્રોધ ચઢયો અને તેને પુષ્કળ ઠપકો આપ્યો.

એક દિવસ શેઠને કાંઇ કારણસર બહાર ગામ જવાનું થયું. શેઠ અને ગોપાળ ચાલતા જતા હતા. શેઠે પોતાનાં લુગડાંનું પોટકું ગોપાળને આપ્યું હતું, તે ઉચકીને એ પાછળ પાછળ જતો હતો. એવામાં પોટકુ બરોબર બંધાયલું નહિં, તેથી તેમાંથી શેઠની કીંમતી શાલ પડી ગઈ પણ ગોપાળે તે લઈ લીધી નહિં. થોડે ગયા પછી શેઠે શાલ માગી, તો ગોપાળ કહે કે તે તો પડી ગઇ. શેઠે પૂછ્યું કે તેં તે કેમ ન લઈ લીધી ? ગોપાળે જવાબ દીધો કે તમે તે લેવાનું મને કહ્યું નહોતું !—આ ઉપરથી શેઠે ગુસ્સે થઇને ગોપાળને શીખામણ દીધી કે જે કાંઇ પડી જાય તે તરત લઇ લેવું. પૂછવાની વાટ જોવી નહિં. ગોપાળે કહ્યું "સારૂં, સાહેબ."

એક વખત શેઠ ઘોડે બેશીને બહાર જતા હતા, એવામાં ઘોડાએ લાદ કરી. શેઠનો કસબી દુપટ્ટો બગડે નહિં માટે ગોપાળને આપી મુક્યો હતો. તેમાં તરત ગોપાળે તે લાદ બધી ઉપાડી લીધી અને ઘેર પહોંચ્યા પછી શેઠની પાસે રજુ કરી ! શેઠે પૂછ્યું, હરામખોર ! મારો કીંમતી દુપટ્ટો તેં કેમ બગાડયો ? ગોપાળ બોલ્યો: "સાહેબ, જે કાંઇ પડી જાય તે ઉપાડી લેવાનો હુકમ આપે કર્યો હતો ને ?" શેઠની ખાત્રી થઇ કે આ નોકર તેના માથાનો મળ્યો હતો.

એવામાં વળી શેઠાણીએ એક દિવસ પોતાની નાની છોકરીને ધોવાનું ગોપાળને કહ્યું. ગોપાળ તો તેને લુગડાં ધોવાના પત્થર ઉપર લઈ જઈ પછાડવા જતો હતો એવામાં શેઠાણીએ તેને જોયો અને છોકરીને તેના હાથમાંથી લઈ લીધી. શેઠે હવે ઢંઢાળાને તેને મ્હોં માગ્યા રૂપિયા આપીને રજા આપી, અને નોકરો ઉપર જુલમ કરવો પણ છોડી દીધો. તેમને હવે સમજણ પડી કે "શેરને માથે સવાશેર" હોયજ !

---

# સંપ ત્યાં જંપ.

## અથવા પ્રમાણિક ભાઈ બ્હેન.

લેખકઃ ભાઈ નયનસુખલાલ—વડોદરા.

સુંદરપુર નામે ગામની પાસે આવેલા પર્વતની તળેટીમાં એક ન્હાની ઝુંપડી બહાર તેર ચૌદ વર્ષની એક છોકરી પોતાના રેંટીયા પાસે બેસી રૂ કાંતતી હતી. ત્હેનું નામ ગંગા હતું. ઝુંપડીમાં ત્હેની મા મંદવાડની છેલ્લી પથારીએ પડી હતી. ગંગાને બીજી બે ન્હાની બ્હેનો અને એક ભાઈ હતો. બ્હેનોનાં નામ સરજુ અને ચંચી તથા ભાઈનું નામ ચુની હતું. રેંટીયાના ઘઘડાટથી તેમની મા જાગી ઉઠી. તેને હવે લાગ્યું કે પોતાનો અંતઃકાળ આવી પહોંચ્યો છે. તેથી તે બોલી. "હે પ્રભુ ! મ્હારાં છોકરાંની તું સંભાળ રાખજે." બધાં છોકરાં પોતાની માને જાગેલી જોઈ તેના બીછાના આગળ આવ્યાં અને બોલ્યાં "મા ! શું છે ?" માએ ગંગાને પોતાનું કેટલુંક બાકી રહેલું દેવું, વિગેરે હકીકત કહી સમજાવી અને બોલીઃ "મારાં વહાલાં છોકરાં ! હવે હું ભગવાનને શરણે જાઉં છું, તે દયાળુ તમારૂં રક્ષણ કરશે.—મ્હારે કોઈ દુશ્મન નથી, એટલું ઘણું સારૂં છે. હવે તમે સંપસંપીને સઘળાં સાથે રહેજો અને પ્રમાણિકપણે મહેનત કરીને ગુજરાન ચલાવજો. તેથી ભગવાન્ તમારૂં ભલુંજ કરશે." એમ કહીને તેણીએ પ્રાણ ત્યાગ કર્યો.

તેઓ જે ઝુંપડીમાં રહેતા હતા, તે ઝુંપડીનો માલીક બળવંતરાય ન્હોટો જાગીરદાર હતો. તે આ શહેરથી ઘણે દૂર રહેતો હતો. તેને ચંદા અને તારા નામે બે છોકરીઓ હતી, તે બહુ સારી પરગજુ હતી. પણ તેની જાગીરનું કામકાજ કરતાર મોતીલાલ નામે એક ઘણો લુચ્ચો મુનીમ હતો. તેઓ સઘળાં સુંદરપુરમાં રહેતાં હતાં. ચંદા અને તારા આ છોકરાંને ઘણી મદદ કરતાં હતાં. શીવવાનું, ભરવાનું અને ગુંથવાનું કામ બન્ને બ્હેનો ગંગાને આપતી. અને તેમણે પોતાના બાપને કહીને ચુનીને પોતાને ત્યાં નોકર રખાવ્યો હતો. સરજુ અને ચંચી શહેરનાં કારખાનામાં જતી. આથી તેઓનું ગુજરાન ચાલતું. ચંદા, તારા અને તેમની બ્હેનપણીઓ ગંગા પાસે સપાટ, કોથળી, રૂમાલ વગેરે શીવડાવતાં અને તેની જે કિંમત થતી તે ગંગાને તેઓ આપતાં. આથી આ બિચારાં નોધારાં છોકરાંને ઘણો આધાર મળ્યો.

થોડા દિવસ પછી ગંગાની નિશાળની મહેતીજીએ ગંગાના ઘણાં વખાણ કર્યાંથી

નિશાળના છોકરા-છોકરીઓ તેનું ઘર જોવાને આવ્યા અને તેને શીવવાનું તથા ભરવાનું કામ આપીને ઘણી મદદ કરી. જે ઝુંપડામાં તેઓ રહેતાં હતાં ત્યાં આગળ ઘણી પડતર જમીન હતી. જ્યાં તેઓ નાનપણમાં જ્યારે તેમની મા જીવતી હતી ત્યારે સંતાકુકડી રમતાં હતાં. તે જગ્યાએ એક દહાડો સરજુ અને ચંચી રમતાં રમતાં ખોદતાં હતાં, તેવામાં તેમને એક મહોરો ભરેલો ચરૂ જડયો. તેઓએ તે તરત ચંદા અને તારાને બોલાવીને બતલાવ્યો. ચંદા તારાએ તેના ઉપરનો કાટ કાઢી નાખીને તેના ઉપર એક ઝીણી ચોકડી કરી. પછી તેઓએ પેલા મુનીમ મોતીલાલને બોલાવીને બળવંતરાય જાગીરદારને આપવા સઘળા સિક્કા સોંપ્યા. આ સઘળા સિક્કા તે મુનીમ પોતેજ ઉચાપત કરી ગયો. અને બળવંતરાય દેસાઇને આ બાબત ઉલટું સમજાવી તેણે આ બિચારાં છોકરાંઓ ઉપર આળ ચડાવ્યું. ચંદા તારા સાથે ચુની બીજે બંદરે હવાફેરને સારૂ ગયાં હતાં, ત્યાં અચાનક બળવંતરાય જઇ પહોંચ્યા. અહીં તેઓને ખબર પડી કે એક મ્હોટા પંડિત પાસે જૂના વખતના સોનાના સિક્કાઓ કહીંથી આવ્યા છે. તેમણે તપાસ કરી તો ખાત્રી થઇ કે એ બધા સિક્કા વેચી દેનાર મોતીલાલજ હતો. હવે ચુનીએ પોતાની બ્હેન ઉપર કાગળ લખ્યો: " આપણે માથે ચડેલું આળ ઉતરી ગયું છે. અમે સઘળા દિવાળી ઉપર આપણે ગામ આવીશું, બળવંતરાય શેઠ પણ અહીંઆં આવ્યા છે. લુચ્ચા મોતીલાલનું પોગળ ફુટયું છે. તે હું આવીશ ત્યારે બધુ કહીશ. "

હવે દેસાઇએ મોતીલાલને નોકરીમાંથી કાઢી મૂકયો. અને તેમણે સુંદરપુરમાંનું પોતાનું નવું ઘર આ ઉદ્યોગી, પ્રમાણિક અને સાચા છોકરાંઓને રહેવા આપ્યું. તેઓ સઘળાં દિવાળીમાં તેમના નવા ઘરમાં રહેવા ગયાં. ચુની, ગંગા, સરજુ અને ચંચી વગેરે ઘણાં ખુશી થયાં. આખું ગામ તેમના સારા ભાગ્ય માટે બહુ હર્ષ પામ્યું, અને લોકો બોલતા હતા કે તે બિચારાં નોધારાં છોકરાંઓએ પોતાની નબળી સ્થિતિમાં ઘણી મહેનતથી અને પ્રમાણિકપણાથી કામ કર્યું છે તેનો બદલો ઇશ્વરે તેમને આપ્યો. ' સંપ ત્યાં જંપ ' એ કહેવત ખરી છે. જો તેઓએ ભેગાં મળી કામ ન કર્યું હોત તો તેઓ કદી પણ સુખી થાત નહિ અને રખડી રઝળીને કમોતે મરી જાત.

---

## " ખોડ ! ખોડ ! ચણો આપ. "

લખાવનાર: બ્હેન મનોરમા.

એક દિવસ ગોવાળીઆના છોકરાનો ચણાનો દાણો લાકડામાં ભરાઈ ગયો. છોકરો પ્હેલાં ગભરાયો, પણ તેણે લાકડાને કહ્યું: "ખોડ ! ખોડ ! ચણો આપ, ચણો આપ." લાકડાએ જવાબ દીધો; " ના, ના. નહિં આપું, નહિં આપું. " પછી સુથારને બોલાવવાનો વિચાર કરી, એક સુથાર પાસે જઈ તેને પૂછયું—" 'સુથાર ! લાકડું ચીરે છે ?" તેણે જવાબ આપ્યો, "નારે, ભાઈ." પછી તે રાજા પાસે ગયો અને કહ્યું–" રાજા ! સુથારનો

દંડ કરો છો ?" રાજાએ જવાબ આપ્યો " નારે, ભાઇ. ત્યાંથી તે રાણી પાસે ગયો અને પૂછ્યું-"રાણી ! રાજા સાથે રીસાશો !" રાણીએ કહ્યું-" નારે, ભાઇ."ત્યાંથી તે ઉંદર પાસે ગયો અને બોલ્યો કે, " ઉંદર, તું રાણીનાં ચીર કાતરીશ ! " ઉંદર બોલ્યો "નારે, ભાઇ. ત્યારે તેણે બિલાડીને કહ્યું " બિલાડી, ઉંદરને મારી નાંખીશ ! ' બિલાડીએ ના કહી. ત્યાંથી તે કુતરા પાસે ગયો અને પૂછ્યું " કુતરા, બિલાડીને મારી નાખીશ ! " કુતરાએ કહ્યું-" નારે, ભાઇ. " ત્યારે તે લાકડી પાસે ગયો અને પૂછ્યું. " લાકડી, કુતરાને મારીશ ! " તેણે જવાબ આપ્યો-" નારે, ભાઈ. " ત્યાંથી તેણે દેવતાને પૂછ્યું. "દેવતા, લાકડીને બાળશો ! " દેવતાએ તેને કહ્યું-" નારે, ભાઈ. " ત્યાંથી તે સમુદ્ર પાસે ગયો અને કહ્યું-" સમુદ્ર, દેવતાને છાંટશો ? " સમુદ્રે જવાબ આપ્યો-" નારે, ભાઈ. " ત્યારે તે હાથીપાસે જઇને બોલ્યો-" હાથી સમુદ્રને શોષી લઇશ ! " હાથીએ કહ્યું-" નારે, ભાઈ. " ત્યારે ત્યાંથી જઇ આખરે તેણે મચ્છરને કહ્યું-" મચ્છર, હાથીના કાનમાં ભરાઇશ ! " મચ્છરે તેમ કરવાની હા કહી. એટલે છોકરો રાજી થયો.

મચ્છર હાથીના કાનમાં પેસતો હતો એટલે હાથીએ કહ્યું કે " હું સમુદ્રને શોષું છું. તું મ્હારા કાનમાં આવતો નહિ. " હાથી સમુદ્રને શોષવા જતો હતો એટલે તેણે કહ્યું-" હું દેવતા છાંટું છું, મ્હને કોઈ શોષશો નહિં. " સમુદ્ર દેવતાને છાંટતો હતો એટલે તેણે કહ્યું-" હું લાકડી બાળું છું, મ્હને છાંટશો નહિ."દેવતા લાકડીને બાળવા જતો હતો એટલે લાકડી બોલી-" હું કુતરાને મારૂં છું, મ્હને બાળશો નહિ" લાકડી કુતરાને મારતી હતી એટલે કુતરાએ કહ્યું-" મ્હને મારશો નહિ, હું બિલાડીને મારી નાંખું છું. " કુતરો બિલાડીને મારી નાંખવા જતો હતો, એટલે બિલાડી બોલી-" મ્હને મારી નાખશો નહિ, હું ઉંદરને મારૂં છું. " બિલાડી ઉંદરને મારવા જતી હતી, એટલામાં ઉંદરે કહ્યું-" મ્હને મારતી નહિ, હું રાણીનાં ચીર કાતરૂં છું. " ઉંદર રાણીનાં ચીર કાતરતો હતો એટલે રાણીએ કહ્યું-" મ્હારાં ચીર કાતરતો નહિં, હું રાજા સાથે રીસાઉં છું. " રાજા સાથે રાણી રીસાતી હતી, એટલે રાજાએ તેને કહ્યું-" મ્હારી સાથે રીસાશો નહિ, હું સુથારનો દંડ કરૂં છું રાજા સુથારનો દંડ કરતા હતા એટલે સુથારે કહ્યું-" મ્હારો દંડ કરશો નહિ, હું લાકડું ચીરૂં છું. " તે લાકડું ચીરવા જતો હતો એવામાં લાકડાએ કહ્યું;"અરે ભાઇ ! મને ચીરશો નહિં, હું ચણાનો દાણો આપું છું. " એમ કહીને તેણે ચણાનો દાણો છોકરાને કાઢી આપ્યો. અને છોકરાએ ઝટ દઇને મ્હોંમાં નાંખ્યો.

[ આ ઉપરથી સમજવાનું કે છોકરાએ કેવી યુક્તિથી ચણાનો દાણો કઢાવ્યો ! માટે છોકરાંએ હિંમત હારી જવી નહિં અને કાંઇપણ કરવા માંડયું હોય, તો પ્રયત્ન કરીને પણ બરાબર પાર ઉતારવું. ]

# बाल विनोद.

## બાળાઓની રમતો.

સંપાદકઃ શ્રી બ્હેન ર.—( કાઠિયાવાડ )

### અતિથ્ય કેલી *

આ રમત બાળકીઓમાં રમાય છે. બાળકીઓની સંખ્યા બે ભાગમાં વહેંચાઇ જાય છે. પણ બન્ને ભાગમાં સરખીજ સખ્યા હોવી જોઇએ, એવો ખાસ પ્રતિબંધ હોતો નથી. કોઇ ભાગમાં એકાદ કન્યા વધારે ઓછી હોય તોપણ ચાલી શકે પછી બન્ને ટોળીઓ લગભગ આઠ દસ ફીટને અંતરે ઊભી રહે છે. અને દરેક ટોળીની કન્યાઓ પોતપોતાની ટોળીની કન્યાઓ સાથે હાથવતી આંકડીઓ બીડે છે, અથવા તો એકબીજાના ખભાપર હાથ રાખે છે. પછી નીચે મુજબ બોલે છે.

૧ લી ટોળી—તમે આવો સૈયર, આવો સૈયર, લાલ ચુંદડી કેસર ભીની
૨ જી ટોળી—અમે આવ્યાં સૈયર, આવ્યાં સૈયર, લાલ ચુંદડી કેસર ભીની. ૧
૧ લી ટોળી—તમે બીરાજો સૈયર, બીરાજો સૈયર, લાલ ચુંદડી કેસર ભીની,
૨ જી ટોળી—અમે બેઠાં સૈયર, બેઠાં સૈયર, લાલ ચુંદડી કેસર ભીની. ૨
૧ લી ટોળી—તમે પત્રાવળી લ્યોને, પત્રાવળી લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની. ૩
૨ જી ટોળી—અમે પત્રાવળી લીધી, પત્રાવળી લીધી, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે પડીયા લ્યોને, પડીયા લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ ટોળી—અમે પડીઆ લીધા, પડીઆ લીધા, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે લોટા લ્યોને, લોટા લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે લોટા લીધા, લોટા લીધા, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે પ્યાલા લ્યોને, પ્યાલા લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે પ્યાલા લીધા, પ્યાલા લીધા, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે લાડુ લ્યોને, લાડુ લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે લાડુ લીધા, લાડુ લીધા, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે દાળ લ્યોને, દાળ લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે દાળ લીધી, દાળ લીધી, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે શાક લ્યોને, શાક લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે શાક લીધું, શાક લીધું, લાલ ચુંદડી કેસર ભીની

* આ રમતમાં બધી હકીકત "અતિથ્ય" ( આવકાર—મહેમાનગીરી ) ને લગતી આવતી હોવાથી સંપાદકે એ રમતને "અતિથ્ય કેલી" નામ આપવાનું ઉચિત ધાર્યું છે.

૧. બોલતી વખતે ૨ જી ટોળી, ૧ લી ટોળીની પાસે આવે છે.

૨. બાળકીઓ ( ૨ જી ટોળીની ) બેસે છે.

૩. ત્યાર પછીની દરેક કડી બોલતી વખતે ૧લી ટોળીની બાળકીઓ તે તે વસ્તુ આપવાની કૃતિ કરે છે, અને ૨ જી ટોળીની બાળકીઓ તે તે વસ્તુ લઇ લીધાની કૃતિ કરે છે,

૧ લી ટોળી—તમે ભજીયાં લ્યોને, ભજીયાં લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે ભજીયાં લીધાં, ભજીયાં લીધાં, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે પાપડ લ્યોને, પાપડ લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે પાપડ લીધા, પાપડ લીધા, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે રાઇતું લ્યોને, રાઇતું લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે રાઇતું લીધું, રાઇતું લીધું, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે અથાણું લ્યોને, અથાણું લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે અથાણું લીધું, અથાણું લીધું,* લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે પાણી પીયોને, પાણી પીયોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે પાણી પીધાં, પાણી પીધાં, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે પાન લ્યોને, પાન લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે પાન લીધાં, પાન લીધાં, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે સોપારી લ્યોને, સોપારી લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે સોપારી લીધી, સોપારી લીધી, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે એલાયચી લ્યોને, એલાયચી લ્યોને, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે એલાયચી લીધી, એલાયચી લીધી, લાલ ચુંદડી કેસર ભીની.
૨ જી ટોળી—અમે જાઇશું સૈયર, જાઇશું સૈયર, લાલ ચુંદડી કેસર ભીની.
૧ લી ટોળી—તમે પધારજો સૈયર, પધારજો સૈયર, લાલ ચુંદડી કેસર ભીની.[૫]

ઉપર મુજબ વારા ફરતી બન્ને ટોળીની બાળકીઓ, બોલે છે. વળી ઘણી વખત જમવાની કૃતિ કરતી વખતે ૨ જી ટોળીમાંની કોઈ રમુજી કન્યા કહે છે કે—" દાળ મોળી થઇ છે, મોળી થઈ છે, લાલ ચુંદડી કેસર ભીની. "

તુરતજ સામી એટલે ૧ લી ટોળી કે જે આતિથ્ય કરી રહી હોય છે, તેમાંની વિનોદી બાળા પ્રત્યુત્તર આપે છે કે—

" મીઠું મોંઘું બહુ છે, મોંઘું બહુ છે, લાલ ચુંદડી કેસર ભીની. "

અથવા " દરિયો દૂર બહુ છે, દૂર બહુ છે, લાલ ચુંદડી કેસર ભીની. "

ઉપર મુજબની રમતમાં બાળકીઓ પીરસવાની અને બીજી ટોળીની બાળકીઓ જમવાની કૃતિ કરે છે. એક ટોળી ઉપર મુજબ આતિથ્ય પુરૂં કરી રહે છે, એટલે બીજી ટોળી પોતાને સ્થાને જાય છે; અને પહેલી ટોળીને આમંત્રણ આપી ઉપર મુજબ આતિથ્ય કરે છે.

આવી કેટલીક જાતની નિર્દોષ રમતથી બાળકીઓને આનંદ અને કસરત સાથે કેટલુંક સે[illegible] છે, અરસપરસ સખીઓમાં સ્નેહભાવ ઉત્પન્ન થાય છે. માટે આવી રમ[illegible]માજના બાળકોમાં શોખ ઉત્પન્ન કરવો એ દરેક રીતે ઈચ્છવા યો[illegible] મત હારી જવા[illegible] પાર ઉતારવું. ]

## ૨. હીંગળો.

[illegible] ઓ તેમજ તરૂણીઓમાં પણ ઘણીજ સુન્દર રીતે અને ચતુરાઈથી રમા[illegible] ત્રણ [illegible] એટલી સંખ્યાથીજ આ રમત રમી શકાય છે. બે બા-

[illegible] છે.

૪. [illegible] જબ જુદા[illegible] તની જમવાની, અનેક વાનીઓનાં નામ લઈ બોલાય છે.

૫. કેટલીક જગોએ " લાલ પછેડો ફુલ ભર્યો " પણ બોલે છે.

બાળાઓ સામસામી નજીકમાં ઊભી રહે છે અને બે બાળાઓ તેના પગ નજીકજ સામસામે બેસે છે. પછી એક ઉભેલી બાળા અને તેની સામે બેઠેલી બાળા અને તેવીજ રીતે બીજી ઊભેલી બાળા અને તેની સામે બેઠેલી બાળા અરસપરસ નમીને એકી સાથે તાળી એક બીજીને આપે છે. એ રીતે ચારે બાળાઓ નિયમિત રીતે, ગાયનના તાલ મુજબ નમીને એક બીજીને તાલ આપે છે અને બોલે છે.

કાળો કાળો કપુરીઓ હીંમળો, રાજ ! દાડમ લુંબે ઝુંબે છે;
તમે એકવાર ચીનળ જાજો, રાજ ! દાડમ લુંબે ઝુંબે છે;
તમે ચીતળની ચુંદડી વહોરજો, રાજ ! દાડમ લુંબે ઝુંબે છે;
તમે વેરો તો બે જોડી વહોરજો, રાજ ! દાડમ લુંબે ઝુંબે છે;
નહિં તો શોકય અબોલા લેશે, રાજ ! દાડમ લુંબે ઝુંબે છે;

ઉપર મુજબ જુદાં શહેરો અને દેશોનાં નામ સાથેની વસ્તુઓનાં નામ વારા ફરતી બોલાય છે. આ રમતમાં તાલ ઘણી ચતુરાઇથી અપાય છે. જરા પણ ભુલ થયે રમત બગડી જાય છે

## ૩. ચન્દ્રક.

આ રમત ઘણે ભાગે તરૂણીઓમાં રમાય છે. અને તે વખતનો તેમના ચહેરાપરનો ભાવ, આંખની નિર્દોષ મરતી અને મન્દ હાસ્ય, અતિ રસીક, રમણિય, આકર્ષક, અને ભાવદર્શક જણાય છે.

આ રમતમાં તરૂણીઓ અર્ધ ચંદ્રાકારમાં ઊભી રહે છે અને એક ચાલાક વિનોદી તરૂણી તેઓની સામે બે ચાર ફીટને અંતરે ઉભી રહે છે. દરેક યુવતી પોતાના બન્ને હાથો વચ્ચે ત્રાંબા અથવા પિત્તળની નાની ગાગેર અથવા તો મોટો લોટો પકડે છે, અને બન્ને હાથની વીંટીઓથી નિયમિત-ગાયનના તાલ મુજબ તાલ નાખી, તે પિત્તળ કે ત્રાંબાના વાસણને ફેરવતી જાય છે; અને કમરેથી વળતી જાય છે, વીંટીને અભાવે ચાલાક આંઓ નચવતી પણ તાલ આપી શકે છે.

સામી ઉભેલી તરૂણી—ચંદ્રક લેજે, હો લટકાળી !
આખી ટોળી—ચંદ્રક લજે, મનુભાઇવાળી !
સામી ઉભેલી તરૂણી—મનુભાઇભાઈ વાળી,
આંખ અણીયાળી,
કામણગારી,
વ્હાલપે વરને વશ કરનારી,
નજર કઈ તો દીસે રૂપાળી,
ચંદ્રક લેજે હો લટકાળી !

ઉપર મુજબ વારા ફરતી ટોળીમાં હાજર રહેલી તરૂણીઓનાં નામ લેવાય છે. સૌરાષ્ટ્રની રમણીઓ અજવાળી રાતે આ રમત રમવામાં અપૂર્વ આનંદ અને ખાસ મોજ ભોગવે છે.

## ૪. શૃંગાર.

આ રમતમાં તરૂણીઓ બે ભાગમાં વહેંચાઇ જાય છે. દરેક ભાગમાં સરખીજ યુવતીઓ ગોઠવાય છે, છતાં સરખીજ સંખ્યા બન્ને ટોળીમાં હોવી જોઇએ, એવો ખાસ

પ્રતિબંધ હોતો નથી કેટલીક વખત એકાદ વધારે ઓછી તરૂણી પણ એકાદ ટોળીમાં હોય તો ચાલી શકે. પછી બન્ને ટોળી પાંચ દસ કે પંદર ફીટને અંતરે ઊભી રહે છે. પછી નીચે પ્રમાણે બોલે છે, અને બોલતી વખતે પોતાની ટોળીની યુવતીઓ સાથે હાથના આંકડા બીડે છે, અથવા તો બીજાના ખભા ઉપર હાથ રાખે છે; અને પોતાની સામેની ટોળી પાસે આવે છે, અને વળી પાછે પગે ચાલી પોતાની મૂળ જગોએ આવી ઊભી રહે છે. દરેક ટોળી બોલતી વખતે એ મુજબ આવે છે, અને જાય છે.

૧ લી ટોળી નાનાં મોતીનો વીંઝણો સાહેલી !
૨ જી ટોળી–મોટાં મોતીનો હાર, સાહેલી !
૧ લી ટોળી– ચંદા વહુ[૧] કરો શૃંગાર સાહેલી !
૨ જી ટોળી– શૃંગાર સજતાં સુખ ગયાં સાહેલી !
૧ લી ટોળી– મનુલાલભાઇને[૨] ચડી ગઇ રીસ, સાહેલી !
૨ જી ટોળી– દોલીઆની કાઢી ઇસ, સાહેલી !
૧ લી ટોળી– વાંસામાં મારી ત્રીસ, સાહેલી !
૨ જી ટોળી—પાડી કાળી ચીસ, સાહેલી !
૧ લી ટોળી–માફ કરો મારા ભાઇ, સાહેલી !
૨ જી ટોળી—પડે તમારે પાય, સાહેલી !
૧ લી ટોળી– દોલીએ ડોલરના ગજરા, સાહેલી !
૨ જી ટોળી– ચંદા વહુ કરે મજરા, સાહેલી !

## ૫. રાણાજી.

આ રમત પણ તરૂણીઓમાં અને કેટલીક વખત જરા મોટી વયની કન્યાઓમાં રમાય છે. ટોળી બે ભાગમાં વહેંચાઈ બે કે ત્રણ ફીટને અંતરે સામસામી ઊભી રહે છે પછી બોલતી વખત હાથથી તાળી પાડે છે, અને કમરેથી વળતી જાય છે.

૧ લી ટોળી—તમે ક્યાં જઈ આવ્યા, હો રાણાજી ! કેવડો લ્યો,
૨ જી ટોળી—અમે મલબાર ગયા'તા, હો રાણીજી ! કેવડો લ્યો.
૧ લી ટોળી—તમે શું લઈ આવ્યા, હો રાણાજી ! કેવડો લ્યો,
૨ જી ટોળી—અમે મોતી લાવ્યા, હો રાણીજી ! કેવડો લ્યો.
૧ લી ટોળી—એ મોતી કોને કાજે ! હો રાણાજી ! કેવડો લ્યો,
૨ જી ટોળી—એ મોતી તમારે કાજે, હો રાણીજી ! કેવડો લ્યો.
૧ લી ટોળી—તમે જુઠું બોલ્યા, હો રાણાજી ! કેવડો લ્યો.
૨ જી ટોળી—જુઠું બોલું તો અમારા સમ છે, તમારા સમ છે.
હો રાણીજી ! કેવડો લ્યો.

ઉપર મુજબ, " ચીનળની ચુદડી, હળવદના હીરા, સુરતની બરફી, ઘોઘાનાં ઘોડાં, લંકાનું સોનું " વગેરે શબ્દો બોલે છે જેમકે " અમે ચીનળ ગયા'તા અમે ચુદડી લાવ્યા " એમ જુદાં જુદાં નામો લઇ રમાય છે.

---

૧ રમતમાં હાજર રહેલી વહુવરોનાં નામ વારાફરતી બોલે છે.
૨ જે વહુવારૂનું નામ લેવાયું હોય તેના પતિનું નામ લેવાય છે.

ઠ. આનંદજી

## शिव–पार्वती.



पार्वतीजी श्री महादेवनी साथे लग्न करवाने तप करवा बेठा छे, त्या त्हेमना प्रेमनी परीक्षा करवाने शिवजी आव्या छे

—कुमारसंभव

Manoranjan Press, BOMBAY

## दशरथ-कैकेयी.



रामचन्द्रजीने वनवास अने पोताना पुत्र भरतने राज्यगादी अपाववाने राजा दशरथ आगळ कैकयीए हठ लीधी छे.

—रामायण.

ઠ. આનંદજી મૂળજી ધાંધી તરફથી ભેટ.

સ્ત્રી લેખનો અંક:

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો–" સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બનેઃ કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે." સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડુબતાં બાન્ધુનાં આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશમાં કલ્યસૂર્યનાં તેજસ્વી, કલ્યાણસમર્થ કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ–એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. " ]

વર્ષ ૧૨ મું. ] જુલાઈ–ઑગસ્ટ ૧૯૧૫. [ અંક ૧૧–૧૨.

## પત્નીધર્મ:

અહંકાર, કામ, ક્રોધ, તથા લોભનો ત્યાગ કરી, પતિની સેવા કરવી. ઇર્ષ્યા છોડી દઈ, મનને વશ કરી, પતિ જેમ પ્રસન્ન થાય તેમ કરવું. દૂરથી બોલાવે અગર ઇસારો કરે તો તરત પતિની પાસે હાજર થવું. તેમની ઇચ્છા પ્રમાણે ચાલવું. પતિને ખોટું લાગે એવું કાંઇ બોલવું નહિ, પતિની મરજી વીરૂદ્ધ કાંઇ પણ કાર્ય કરવું નહિ સદા શુદ્ધ અંતઃકરણથી પતિની આજ્ઞા પાળવી. નકારે ઠેકાણે ઉભાં રહેવું નહિ. જે સ્ત્રી લોકમાં કલંકિત કે વ્યભિચારી ગણાતી હોય, તેની પાસે કદી પણ બેસવું નહિ, તેમ તેની સાથે બોલવું પણ નહિ. ભલેને આત્મપતિ સિવા દેવ, મનુષ્ય, ગાંધર્વ કે વિદ્યાધર, ગમે તેવા રૂપાળા, યૌવનવાળા અને વસ્ત્રાલંકારથી શોભિતા હોય તોપણ તેને તુચ્છ લેખવા. પતિ જમ્યા પછી જમવું. અને પોતાના મનમાં જાણવું કે, આ જગતમાં સ્ત્રીની શોભા પતિ છે. પતિ વિનાની સ્ત્રી શોભતી નથી, પતિ વિનાની સ્ત્રીનો સર્વ સંસાર શોકનું કારણ છે. આ સંસારમાં સ્ત્રીને સુખ માત્રનો હેતુ પતિ છે. પતિથીજ સ્ત્રીને સર્વ પ્રકારનું સુખ અને સૌભાગ્ય છે. પતિ વિના સ્ત્રીનો જન્મ નીરર્થક છે, આવું વિચારીને મન, વચન અને કાયાથી પતિની ભક્તિ કરવી. અંતઃકરણમાં ભાવ રાખી પ્રેમપૂર્વક પતિની સેવા કરવી. આમ કરવાથી પતિ વશ થાય છે. અને સ્ત્રીની ઉપર પ્રીતિ રાખે છે. પતિને વશ કરવાની ખરેખરી વશીકરણ વિદ્યા આજ છે. બાકી તો સર્વ પાણીના પરપોટા પકડવા જેવા ખોટા ફાંફાં છે ! ઉપર બતાવેલી વિદ્યા મુકીને જે કોઇ પણ અજ્ઞાન સ્ત્રીઓ જોગી, જતિની મદદથી કે દોરા ચીઠ્ઠીથી પતિને વશ કરી સુખ લેવા ઇચ્છે છે, તે તો ઉલટી સુખને બદલે પોતાને હાથે કરીને દુઃખજ વ્હોરી લે છે.

સ્વ૦ બ્હેન શ્રી રમણલક્ષ્મી મોદી.

## दशरथ–कैकेयी.



रामचन्द्रजीने वनवास अने पोताना पुत्र भरतने राज्यगादी अपाववाने राजा दशरथ आगळ कैकयीए हठ लीधी छे.

—रामायण.

અને રાણી ફિલિપા તથા તેની સાહેલીઓએ ત્યાં બેઠક લીધી કે તરતજ અચાનક તે આખી બેઠક તૂટી પડી ! સુભાગ્યે કોઇને કંઈ નુકશાન થયું નહિ, છતાં સ્ત્રીઓ આથી બહુજ ડરી ગઇ હતી.

પોતાની પત્ની પરથી કેવો ભયંકર અકસ્માત્ પસાર થયો, તે જાણતાંજ રાજા એડવર્ડ ઘણો ગુસ્સે થયો, અને જે કારીગરોએ તે બેઠક બનાવી હતી, તેમને તેમની બેદરકારી માટે ફાંસી દેવાનો હુકમ કર્યો. દયાળુ ફિલિપા જે હજી તો પોતાને થયેલ અકસ્માતના ડરથી ધ્રુજતી હતી, તે પતિ પાસે ઘુંટણીએ પડી, અને તે કારીગરોને ક્ષમા આપવા તેને આજીજી કરી. રાજા એડવર્ડ પોતાની પ્રેમાળ પત્નીની ઇચ્છા વિરૂદ્ધ વર્તી શક્યો નહિ.—કારીગરોને ક્ષમા મળી. કેવી દયાળુ રાણી ! અકસ્માત્ એટલો તો ભયંકર હતો કે કદાચ તેનો પ્રાણ પણ તેથી જયો હોત, છતાં તેણે પોતેજ કારીગરોને ક્ષમા અપાવી.

રાજા એડવર્ડને પોતાની કારકીર્દીની શરૂઆતમાં સ્કોટલાંડના રાજા સાથે લડવું પડયું હતું. આ લડાઇના પ્રસંગમાં ઘણી વખત આ પ્રેમાળ દંપતીને જુદાં પડવું પડતું. પણ જ્યારે બની શકતું ત્યારે રાણી પોતાના પતિને-રાજાને મળવા જતી. એક વખત રાજા એડવર્ડ લડાઇ અર્થે સ્કોટલાંડમાં હતો, ત્યારે એવી ગોઠવણ કરવામાં આવી હતી કે અમુક દિવસે રાણીએ તેને ડરહામ (શહેર) માં મળવું. બધાં સાથે ત્યાં આવેલા એક ખ્રિસ્તી સાધુઓના મઠમાં જમ્યાં અને પછી રાત્રિ થયેલા હોવાથી સુવા માટે તે ઓરડામાં ગઇ. હજી તો તેણે પોતાનો પોષાક પણ પૂરો બદલ્યો નહોતો, તે દરમિયાન પાદરીઓ ઉશ્કેરાયલી હાલતમાં આવ્યા ને જાહેર કર્યું કે " મઠમાં એક સ્ત્રી, ભલે તે રાણી હોય, તોપણ રાત્રિ ગાળી શકે નહિ. " ભલી કિવન ફિલિપાએ ધર્મના ફરમાનને માન આપ્યું. પાદરીઓની લાગણીનો વિચાર કરી, તરતજ–પોતાનાં સુતી વખતે પહેરવાનાંજ વસ્ત્રોમાં તે મઠમાંથી બહાર નીકળી અને નજીકના કિલ્લામાં ગઇ !

હમણાં સુધી કિવન ફિલિપાનો પિતા કાઉન્ટ વિલિયમ સ્કોટલાંડ સાથે લડાઈ જારી રાખવા માટે રાજા ત્રીજા એડવર્ડને નાણાંની મદદ આપતો હતો. પણ તેના મરણ પછી તેના તરફથી મળતી મદદ બંધ થઇ, અને એક વખત નાણાંની એટલી બધી તંગી વેઠવી પડી કે રાણી ફિલિપાનો રાજમુગટ પણ જર્મનીમાં ગીરો મૂકવો પડયો હતો ! ઇંગ્લાંડના લોકો કિવન ફિલિપાને માતા તરીકે ચાહતા હતા, તેથી થોડાજ વખતમાં લોકોએ ફાળો જર્મનીમાં મોકલી આપ્યો અને તેના પૈસા લેવાને બદલે રાણીમાતાનો રાજમુગટ તેમણે છોડાવ્યો.

ઇ. સ. ૧૩૪૦ માં કિવન ફિલિપાએ ચોથા પુત્રને જન્મ આપ્યો. રાજા ત્રીજા એડવર્ડને હવે ફ્રેન્ચ લોકો સાથે લડાઇ શરૂ થઇ અને તેમાં તેને ફરી નાણાંની તંગી આવી પડી. આ વખતે તો કિવન ફિલિપાનો રાજમુગટ તથા જવાહીરો સુધાં ફરીને ઘરેણે મૂકવાની જરૂર પડી હતી અને તેણે પણ ઘણી ખુશીથી તેમ કરવા પરવાનગી આપી હતી પતિ સાથે " મારૂં–તારૂં " તથા " મારૂં પરહુ " કે " મારૂં સ્ત્રીધન " કહેનારી બ્હેનોને આ દાખલો વિચારવા જેવો છે.

તાબે થવાની ફરજ પડી. કેલેનો ગવરનર ( હાકેમ ) રાજા એડવર્ડ પાસે સુલેહની માગણી કરવા આવ્યો. કુંચીઓએ કેલેના ઘેરામાં ઘણીજ તકલીફ આપ્યાથી રાજા એડવર્ડ કેલેન વતનીઓ પ્રત્યે અતિ ગુસ્સે થયો હતો. તેણે કેલેના ગવરનરને કહ્યું કે–" જો કેલેના ૭ મુખ્ય નાગરીકો ( શહેરીઓ ) ઉઘાડે માથે, ઉઘાડે પગે, અને ગળામાં દોરડાં નાંખીને હું તેમને મોતની સજા કરૂં તે સહન કરવા માટે અહીં હાજર થાય, તોજ કેલેના બાકીના લોકોને કોઇપણ જાતનો ઉપદ્રવ કરવામાં આવશે નહિ. અને તેમ નહિં કરો તો આખું શહેર ઉજ્જડ કરી નાંખવામાં આવશે.

કેલેનો ગવરનર શોકાતુર ચહેરે અને ત્રાસ પામતા અંતઃકરણથી કેલે શહેરમાં પાછો ફર્યો. અને લોકોને એકઠા કરીને તેણે રાજા ત્રીજા એડવર્ડનો હુકમ સંભળાવ્યો. એકાદ બે પળ લોકોમાં ગંભીર ચુપકી ફેલાઇ ગઇ પણ પછી તરતજ શૂરવીર યોધ્ધો પીરર જે તે શહેરમાં એક મુખ્ય શહેરી જેવો હતો તે પોકારી ઉઠ્યો કે—

" Oh ! never be it said,
" That the loyal hearts of Calais
" To die could be afraid. "

" કેલેનાં લોકો મરણથી ડર્યા એવું કદી પણ કહેવાશે નહિ.
" હું પોતેજ મરવાને માટે ખુશીથી જઇશ. "

તેના આત્મભોગથી ઉત્તેજીત થઇ બીજા પાંચ વીરો તેની સાથે જોડાયા. તેઓ ઉઘાડે માથે, ઉઘાડે પગે, ગળામાં દોરડાં નાંખી, કિલ્લાની કુંચીઓ હાથમાં લઇ, ગુસ્સે થયેલા રાજા ત્રીજા એડવર્ડ પાસે હાજર થયા. તેઓને દેખતાંજ અત્યંત ક્રોધિત થયેલો રાજા બોલી ઉઠ્યો–" તેઓનાં માથાં ઉડાવી દો, તે બધા મરવાજ જોઇએ. " જલ્લાદોને આગળથીજ હાજર રાખવામાં આવ્યા હતા, તેઓ ખુલ્લી તરવારે પેલા કેલેના શહેરીઓની આસપાસ તરતજ ફરી વળ્યા. તે છએ જણનાં જીવન નષ્ટ થવાની પળ આવી ચૂકી હતી. રાજાના વિશ્વાસુ સરદારો, પ્રધાનો અને ધર્મગુરૂઓએ એ દેશભક્ત વીરોને બચાવવાને ઘણા પ્રયત્નો કર્યા પણ તે સહુ નિષ્ફળ ગયા. રાજાનો ક્રોધ એટલો તો સખ્ત હતો કે તેણે કોઇનું કહેવું સાંભળ્યું નહિં. આખરે આ વાતની રાણી ફિલિપાને ખબર થઇ. તે વિનય અને દયાથી ભરેલા ચ્હેરાથી રાજસભામાં દાખલ થઇ અને રાજાની આગળ ઘુંટણ પર પડી. તેણે પોતાનાં પ્રેમ ભીનાં–અશ્રુપૂર્ણ નયનથી પ્રિય પતિની સામે જોયું. અને નમ્રતાથી વિનંતિ કરી કે " પ્રિયતમ ! તોફાની સમુદ્ર ઓળંગીને હું આપની પાસે આવી છું. આપને અતિ પ્યારથી ચાહું છું. અને મને વિશ્વાસ છે કે આપનો પણ મારા પ્રત્યે એવોજ સબળ પ્રેમ છે. કૃપા કરીને આ ૭ માણસોની જીંદગી મને બક્ષીસ આપો." રાજા ચુપકીથી ક્ષણભર પોતાની પ્રેમાળ પત્ની સામે જોઇ રહ્યો અને કહ્યું; " વ્હાલી ! તમે આ પ્રસંગે સભામાં હાજર નહોત તો વધારે સારૂં હતું. હું તમને તમારી માગણીની ના પાડી શકતો નથી.' તે છએ માણસોને દયાળુ ક્વિન ફિલિપાને પ્રતાપે ક્ષમા મળી. પછી આ દયાળુ રાણીએ તે ૭ યે માણસોને જમાડ્યાં, કપડાં આપ્યાં, ને તેમનાં કુટુંબમાં સહી સલામત પહોંચે એવી યોજના કરી. કેટલી દયાળુ રાણી !

થોડા વખતમાં રાજા અને રાણી ઇંગ્લાંડ ગયાં. એવામાં ત્યાં "Black Death" નામનો મહા ભયંકર પ્લેગ ( મરકી ) ફાટી નીકળ્યો. તેમાં ફિલિપાની પંદર વર્ષની તરૂણ પુત્રીનું અવસાન થયું. તે રાજમાજાનાં લગ્ન થવાનાં હતાં, અને જે દિવસ તેનો લગ્નદિવસ હતો, તેજ દિવસે તેને દફનાવવામાં આવી ! ઇશ્વર ઇચ્છા અકલિત છે. રાણી ફિલિપાએ ધૈર્યથી આ દુઃખ સહન કર્યું

ઈ. સ. ૧૩૫૭ માં તેનો પુત્ર "બ્લેક પ્રિન્સ" લડાઇમાં વિજય મેળવી ઇંગ્લાંડ પાછો ફર્યો ફ્રાન્સના રાજા જોનને તેણે કેદી તરીકે પકડયો હતો, તેને નોકર તરીકે રાણી માતાને તેણે ભેટ કર્યો. કેદી રાજા જોન સાથે તેનો ચૌદ વર્ષની વયનો બાળક રાજકુમાર હતો કે જે તેના પિતાને પડખે રહી રણક્ષેત્રમાં લડયો હતો અને ઘાયલ થયા પછી તેના પિતા સાથેજ કેદ પકડાયો હતો. પહેલે દિવસે રાજા, રાણી અને કેદી રાજા જોન જમવા બેઠાં, ત્યારે તે બાળક રાજકુમારે સર્વની સમક્ષ નોકરોના કાન પકડી તમાચા માર્યા કે રાજા જોનની સમક્ષ તેઓ શામાટે ઇંગ્લાંડના રાજાના નોકર તરીકે કામ કરે છે !! તોપણ તે માયાળુ રાણી ફિલિપા ગુસ્સે થવાને બદલે માત્ર તે બાળક રાજકુમારના જુસ્સા તરફ હસી. જ્યાં સુધી આ રાજકુમાર તેની પાસે રહ્યો ત્યાં સુધી તેણે પોતાનાં બાળકો પ્રમાણેજ તેની દરેક સંભાળ લીધી.

જ્યારે ક્વિન ફિલિપા મૃત્યુશૈયા પર હતી ત્યારે તેણે પોતાના પતિને કહ્યું-" વ્હાલા ! આપણે લગ્ન પછી આજ દિવસ સુધી શાંતિ અને સુખમાં સંપસંપીને રહ્યાં છીએ, પણ હું આપનાથી છૂટી પડું-મરણ પામું તે પહેલાં મ્હારે આપને ત્રણ વિનંતિ કરવાની છે." રાજાએ પ્રેમ અને શોકના મિશ્રિત સ્વરે કહ્યું: "વ્હાલી ! તમારે જે કહેવાનું હોય તે બેલાશક કહો. તમારી ઇચ્છા મુજબ જ સઘળું થશે." રાણીએ કહ્યું-" (૧) જે વણકરોને બીજા દેશોમાંથી બોલાવીને આપણે અહીં વસાવ્યા છે, તેને તેના કામના હમેશાં પૈસા આપજો. ( મતલબ કે વેઠથી કામ કરાવતા નહિ ) ( ૨ ) દેવળોમાં હું જે મુજબ દાન કરતી હતી, તે મુજબ પૈસા આપવા જારી રાખશો અને મારા નોકરોને તેમની નોકરીમાં જારી રાખશો. ( ૩ ) અને છેલ્લી વિનતિ એ છે કે, ઇશ્વર જ્યારે આપને તે પવિત્ર ભૂમિમાં બોલાવી લે ( મતલબ કે રાજાનો સ્વર્ગવાસ થાય ) ત્યારે વેસ્ટમિનિસ્ટરના દેવળમાં [illegible] હતી બાજુમાંજ આપ સુજો. ( એટલે આપણા બન્નેની કબર સાથે સાથેજ રાખવી. ) [illegible]ફરી.

ક્વિન ફિલિપા બોલ[illegible] અને તેના પ્રેમાળ પતિએ આંખોમાં ઉભરાતાં આંસુઓ સાથે વચન આપ્યું [illegible]લડાઇ પૂરી થઇ છે [illegible] મુજબજ થશે."

આ દયાળુ રાણી ફિલિ[illegible] હતો, એટલુંજ [illegible] માં વિન્ડઝરના કિલ્લામાં સ્વર્ગવાસી થઈ. હજુ સુધી ઇંગ્લાંડના લો[illegible]ફિલિપા પોતાના [illegible] અને ભલી રાણી તરીકે ક્વિન ફિલિપાને યાદ કરે છે.

# વાર્તાલહરી.

## " પુરૂષોનો પ્રેમ."

લેખક:—બ્હેન પદ્માવતી.

૧.

સાંજના પાંચ વાગ્યાને સમયે જાહેર રસ્તાના એક મોટા મકાનને ઓટલે એક ત્રીશેક વર્ષની યુવતી બેઠી હતી. " તે ખુબસુરત, આનંદી, મીઠાબોલી અને સંતોષી છે, " એવું તેના પરિચિત જનો કહેતા હતા; પણ અત્યારે તેના મુખ ઉપર વિલક્ષણ ખિન્નતા-દર્શક છાયા પથરાઇ રહેલી જણાય છે; અત્યારે તે હૃદયમાં કાંઇક ગણગણે છે. ચાલો આપણે તે સાંભળીએ:

" હા ! સુખ !-સુખ શામાં છે ? શું પૈસામાંજ સુખ છે ? જો તેમ હોય તો માશીજી પાસે ત્રણ લાખની ભવિષ્ય છે. શા સારૂ તે મને સુખપ્રદ નથી થતી ? ઘર, બંગલો, ગાડી, વાડી તમામ છે, એ બધાને મારે શું કરવાનું ? ભલે રહ્યાં. તે વડે નિર્દોષ કુસુમ અને જીતુને સુખી કરી શકીશ; પણ મ્હારૂં શું ?......વ્હાલા ! હજી પણ હું તમને ચ્હાઉં છું. નથી ધિક્કારતી—નથી વિસારતી—હોં ! ત્હમારાં આચરણ મને દોષરૂપ નથી લાગતાં, તમારી નિંદા મારાથી સાંભળી નથી શકાતી, છતાં તમને મને તરછોડવાની ભાવના કેમ થાય છે ? પ્રભુ ! મન અન્યોન્ય કેમ નથી આકર્ષાતું ? વ્હાલા ! પૂર્વના આટલા બધા પ્રેમનું આવું પરિણામ ? ? શું વિલાયતેજ આ પરિણામ આપ્યું ! ? ! ભલે મને ભુલ્યા, હું પસંદ ના પડી, પણ નાનાં સુકુમાર બે બાળકોનેય ભુલ્યા ?"

ઉપર્યુક્ત અસ્પષ્ટ વિચારો કરતી તે એકદમ ચમકી. " મોટી બેન ! ખાવાનું આપ, મ્હા આપ. ભુખ લાગી છે. " એમ ઉતાવળુ બોલતો બોલતો નવ દશ વર્ષનો એક છોકરો હાથમાં પાટી લઇ ચંદ્રમણીની પાસે આવ્યો. તેના વિચારોમાં ભંગ પડયો સ્થિર દૃષ્ટિથી તેણે બાળકના સ્હામુ જોયું. વાત્સલ્યભાવથી હૃદય ભરાઇ આવ્યુ, શ્વેત મુખકાંતિ લાલ થઇ; આંખમાંથી આંસુના બે ટીપાં પડયાં; સાદા સફેદ કપડાના છેડાવતી બાળક ન જાણે તેવી રીતે તેણે તે લુછી નાંખ્યાં. તુરત ઉઠી. બાળકના હાથમાંથી ચોપડીઓ લઇ, તેને અંદર લઇ ગઇ. અંદર નાની કુસુમ હિસાબ ગણતી હતી, તે બોલી: " ઓહોને ભાઇ ! આવ્યો કે શું ? ચાલ, મ્હા ક્યારનીએ થઇ ગઇ છે; પણ તું આવ્યો નહોતો, મોટી બેન ઓટલે બેઠી હતી, ને માશીમા દર્શન કરીને હજી આવ્યાં નથી, એટલે મ્હેં પણ પીધી નથી. વિઠુએ મને કાંઈ આપવાનું કહ્યું પણ મ્હેં ના કહી. "

" સારૂં થયું બ્હેન ! જો, માશીમા એ આવ્યાં, " જીતુએ બારણા તરફ દૃષ્ટિ નાંખતાં કહ્યું. 'કેમ ભાઇ !' માશીમા-ડોશીએ ઘરમાં પેસતાં પૂછ્યું —"કાંઇ નહિ,

એતો મ્હાને સારૂં સભારે છે, "—ચંદ્રમણીએ ઉંડો નિશ્વાસ નખતાં કહ્યુ ડોશીને આ નિશ્વાસથી કાંઇપણ આશ્ચર્ય લાગે તેમ નહોતું, કેમકે રહી રહીને ઉંડા નિશ્વાસ મૂકવા,-વતમાને વાતમા સુમ બની જવુ—વળી બનાવટી હાસ્ય મુખ ઉપર પથરાવવુ, વિગેરે વિગેરે તો આજ બે વર્ષથી ચંદ્રમણીની પ્રકૃતિનાં ખાસ લક્ષણ થઇ પડયાં હતાં ડોશીને તેના નિશ્વાસથી અને વિવેકી વાચકને તેના પૂર્વે જોએલા અસ્પષ્ટ વિચારોથી આશ્ચર્ય ના લાગવુ જોઇએ, એ સ્વાભાવિક છે પરતુ ડોશી એક પિત્તળની સાંકળના ધમ્ ધમ્ અવાજ કરતા હિંચકા ઉપર બાળક જીતુને ખોળામાં લઇને બેઠાં અને બોલ્યાં કે-"બેટા! આ સ્થિતિ તારી ક્યાં સુધી રહેશે ! હવે તો તું કાંઇક સાંતિ પકડ આજે સ્હવારે ભાણાનો પત્ર આવ્યો છે, તેમાં લખે છે કે, બનશે તો ઘણે ભાગે તા. ૨૪ મી એ અહિં -ત્રુરત આવશે ઓછામા ઓછી બે રાત તો અહિં રહેશેજ."

"બા ! બેજ રાત ?" બળાત્કારે રોકી રાખેલા અશ્રુ બહાર નિકળ્યાં, અને તેના અભાગી ગુલાબી ચ્હેરા ઉપરથી સરતાં સરતાં પૂજ્ય માશીજીનાં ચરણ પ્રક્ષાલન કરવા લાગ્યાં.

ડોશીનુ હૃદય પિગળ્યુ કિન્તુ સમયસૂચકતાવાળાં હોવાથી બોલ્યાં કે-'ચંદ્રમણી, દીકરી, મ્હા કારો કીકાને રમવા જવુ છે બેની બાવીસ રાતોયે થશે અણી ચૂક્યો સો વર્ષ જીવે હજી શું વહી ગયુ છે ? જે ત્હેની આશાઃ જુઓને તમારા મોંઢા આગળ ઓઢવા પહેરવાવાળીઓની આખી ટુકડી લુંટાઇ ગઇ, તેના કરતાં તો તમારે સો દરજ્જે સારૂં છે ને કોઇક વખત પણ દહાડો ફરશે, એવી આશા રખાય"

૨.

ચંદ્રમણીને પિયર કુટુબ મ્હોટુ છે પૈસો પુષ્કળ છે નાનપણમાં તે તેના પિતાને ઘણી વહાલી હતી. તેથી તે ઘણાજ લાડમાં ઉછરી હતી સારૂં ઘર અને ચાલાક છોકરો જોઇ તેને પરણાવી હતી તેને દસ બાર વર્ષની મુકીને તેની મા મરી ગઇ બાપે ફરી લગ્ન કર્યું છોકરાં થયાં ફેશનેબલ બૈરી અને ખુબસુરત બાળકોમાં, મોટી થતી ચંદ્રમણીને ધીમે ધીમે તેનો પિતા વિસારવા લાગ્યો

તેની ચાહના નવી પત્ની અને તેનાં બાળકો ઉપર વધી તન મન અને ધન સર્વસ્વની હકદાર નવી અને તેના બાળકો થયાં ચંદ્રમણી પિતાનુ ઘર-પ્રેમ વગેરે તજીને જાણુંને મારે સાસરે રહેવા લાગી. તેનો પતિ પોતાના માશીને ઘેર ઉછર્યો હતો અહિં પણ પૈસો પુષ્કળ હતો અને ભાણાને ડોશીએ છોકરો માની લીધેલો હતો આ માશીજી વિવેકી અને દયાળુ હતાં ઓરમાન મા પાસે વહુને રાખવા તેઓ ખુશી નહોતા, આથી તેનો ધણી આનંદરાય ગામમા હોય કે ના હોય પણ ચંદ્રમણી તો પોતાને સાસરેજ રહેતી હતી. આ વખતે ચંદ્રમણી ફક્ત પિતા તરફનું બાદ કરતાં સર્વ વાતે સુખી હતી આનંદરાય તેને ઘણું ચ્હાતો અને ડોશી તેને માના વતીનુ ઓછું આવવા દેતાં નહિ

આનંદરાય ઘણો બાહોશ અને ચાલાક યુવક હતો તેના જોડીદાર મિત્રો તેની હ રિફાઇ કરવા સદા તત્પર રહેતા, પણ ફાવી શકતા નહિ તે ખાનદાન કુટુંબનો ચાલાક યુવાન હોવાથી જ્યાં ત્યાં તેનુ વજન પડતું સમાજ સેવાની જાહેર પ્રવૃત્તિઓમા તે ઘણો ભાગ લેતો તેણે યુનિવર્સિટીની ઉંચી કેળવણી લીધી હતી, છતાં આગળ અભ્યાસ કરવાને તથા વધુ અનુભવ મેળવવા માટે તેને વિલાયત જવાની ઇચ્છા થઇ, જે માશીના

પુષ્કળ પૈસા અને પુરતી હિંમતને લીધે પાર પડી. જતાં જતાં પોતાના બહોળા મિત્રમંડળને પોતાની અતિપ્રિય પત્ની અને બે બાળકોની સુપ્રત કરી.—" મધુભાઇ ! તું અને આ મણિભાઇ તથા ઇન્દુભાઇ વિગેરે છો, તે બધાને હું આ મ્હારી ગાંડીને તથા જીજુ કુસુમને સોંપુ છું. એમને કોઇ પણ વાતે ઓછું આવવા દેશો નહિ. બા જો પૈસા ના આપે તો ત્હમે કોઈ આપજો અને દરરોજ ખબર લેજો. એનું શરીર બહુ નબળું છે. દવાદવાની ફીકર પણ ત્હમારેજ રાખવાની છે. " એ વિગેરે ઘણા પ્રકારે તેની ગોઠવણ કરી ચોરાતે હૃદયે પત્નીની પાસે તેણે જવાની રજા માગી. મહાન્ ભવિષ્યની ઉજળી આશામાં ગરકાવ હોવા છતાં પણ પતિ વિયોગ તેણીને અસહ્ય લાગ્યો. તે પ્રેમથી આનંદરાયની કોટે વળગી, પુષ્કળ રડી. આનંદરાયનું હૃદય પણ પીગળ્યું અને રૂમાલ વતી ચંદ્રમણીની આંખનાં આંસુ લુછી નાંખ્યાં; કુસુમને બરડે હાથ ફેરવ્યો, બાળક જીજુને હાથમાં લઇ, પ્રેમથી ચુંબન કરી, પુનઃ પુનઃ ચંદ્રમણીને પ્રેમાળ આશ્વાસન દઇ લાંબે પંથે પ્રયાણ કર્યું. આટલા દિવસ જે ચંદ્રમણી પ્રેમાળ પતિના મુખચંદ્રના દર્શનની આશામાં કાળ વ્યતીત કરતી હતી, તે હવે તેના પત્ર દર્શનની આશામાં દિવસો નિર્ગમન કરવા લાગી.

૩.

આનંદરાયને લંડન આવ્યે ત્રણ મહિના થઇ ગયા છે. તેણે અભ્યાસ શરૂ કરી દીધો છે. મળતાવડા સ્વભાવ અને ચાલાકીને લીધે તેને ઘણા મિત્રો થઇ ગયા છે. લંડન આવ્યા પછી એક મિત્ર ઉપર, એક માથી ઉપર અને એક બૈરી ઉપર એમ ત્રણ પત્રો લખી દીધા છે. તે દરેકમાં ચંદ્રમણી, જીજુ અને કુસુમની પ્રીતિનું ગર્ભિત દિગ્દર્શન થતું હતું. તેણે પોતાની પ્રેમાળ પ્રિય પત્નીને લખ્યું હતું કેઃ—

" હૃદયેશ્વરી !

"ત્હમારી સર્વોત્કૃષ્ટ પ્રેમાશિષના બળે હું અહિં સુખપૂર્વક પહોંચ્યો છું. અભ્યાસ શરૂ કર્યો છે. ત્યાં નાનુભાઇ વિગેરે ત્હમારી ખબર અંતર લેતા હશે. ત્હમારે જે કામ હોય તે તેમને કહેવું. કશી વાતે મુંઝાશો નહિ. * * * * *

અહીંનો સ્ત્રીસમાજ જોતાં તમારે માટે મને બહુ ગર્વ ઉત્પન્ન થાય છે. મારી આ માન્યતા અહીં મારા એક મિત્રે જાણી, તેમણે 'ભારતનાં સ્ત્રીરત્નો' એ વિષય ઉપર લેક્ચર (ભાષણ) આપવાનું મને કહ્યું છે. કદાચ તે હું આપીશ. કારણ કે તમારો પ્રેમ મને તેમ કરવા ઉશ્કેરે છે.

"દેવી ! તમે જાણો છો કે, આ અચિંત્ય સંસારના વિસ્તીર્ણ પ્રદેશોમાં નદ નદીવત્ મ્હારો ને ત્હમારો સમાગમ છે. દૃષ્ટિમર્યાદાતીત વિશાળ પટમાં વિચરનાર સરમાં નાજુક સરિતા અંતર્લીન છે. દેશોદ્ધાર્થે આપણું અવતીર્ણ છે, અને તેમાં વળી પરિણામી આપણાં સુંદર કોમળ પુષ્પો જીજુ અને કુસુમને ખીલવવા-કેળવવા તમારી પાસે મુક્યાં છે તેમને ખીલવજો, કરમાવશો નહિ. ભવિષ્યમાં પોતાના ગૃહને, કુટુંબને અને સમાજને સુવાસીત કરે એવી તાલીમથી તેમને ઉછેરજો. માતૃ પ્રેમનું-ધર્મનું સાર્થક્ય કરજો અને ધૈર્યથી મ્હને સાન્નિધ્ય માની દિવસ ગુજારજો. હાલ તો એજ. દર શનિવારે મારો પત્ર ત્હમને મળશે. ત્હમારે દર શુક્રવારે મને લખવો. લી. સદાને માટે તમારોજ

આનંદ."

હિન્દુ ધર્મપત્નીને માટે તો પ્રેમના બે શબ્દોજ ફક્ત બસ છે. થોડામાં તે ઘણું માની લે છે. ચંદ્રમણીએ પતિનો—પ્રેમપ્રપૂર્ણ પત્ર વાંચ્યો.—વારંવાર વાંચ્યો—વાંચી સંભાળથી પેટીમાં મૂક્યો. મનોમય ચક્ષુવડે તેણે પતિનાં દર્શન કર્યાં. જ્ઞાનસાગર પતિ આગળ પોતે પોતાનેજ અલ્પજ્ઞ અને નિરૂપયોગી ગણવા લાગી. તેની તેના પ્રતિની આશાઓમાં વૃદ્ધિ થઇ. આજથી અઠવાડીઆમાં શુક્રવાર અને શનિવાર એને મન ચંદ્ર અને સૂર્ય જેવા લાગવા માંડયા. પણ न जाने जानकीनाथः प्रभाते किं भविष्यति !—એ સુત્ર પ્રમાણે ભવિષ્યમાં શું બનશે, તે પતિના પ્રેમમાં ઘેલી અને બ્હીલી ચંદ્રમણી જાણતી નહોતી.

ઉપર પ્રમાણેનો વ્હાલસોયો પત્ર લખી કાઢ્યા પછી બીજેજ અઠવાડીએ ત્યાંના એક જાહેર બીલ્ડીંગ(મકાન)માં આનંદરાયે "ભારતનાં સ્ત્રીરત્નો" એ વિષય ઉપર ભાષણ આપ્યું. હિંદુ વિદ્યાર્થીનું લેકચર સાંભળવા ઘણાં સ્ત્રી પુરૂષો ભેગા થયા હતા. આ દિવસથી પેપરોમાં તેનું નામ જાહેર થવા લાગ્યું. વારંવાર તેની પાસે ભાષણોની માગણી થવા લાગી. તેણે અભ્યાસનું અને ભાષણોનું કામ ધમધોકાર ચલાવવા માંડયું. ઇંગ્લેન્ડમાં ઘણા વિદ્યાર્થીઓ ભાષણથી પોતાનું ગુજરાન ચલાવે છે, પણ ગર્ભશ્રીમંત આનંદરાય કેવળ પરોપકાર બુદ્ધિથીજ સર્વ પ્રયાસ કરતો હોવાથી તે ઘણો લોકપ્રિય થઇ પડયો. તેના મિત્રોનું મંડળ હવે વધવા માંડ્યુ. રિદ્ધિ સિદ્ધિઓએ તેને લુબ્ધ કરવા માંડયો. મોટા મોટા લૉર્ડ—ઉમરાવ કુટુંબમાંથી આમંત્રણ મળવા લાગ્યાં. વખતની તાણાતાણ થવા લાગી. બેચાર વખત ટાઇમ ટેબલ બનાવ્યાં અને ફાડ્યાં. અઠવાડીઆમાં બે દિવસ ટપાલ ખાતે રોકયા હતા, તે તરફ નજર ગઇ. વિચાર આવ્યો કે "આ ઉપયોગી કાર્યોનો વખત નકામો વહી જાય છે. ભલે, થોડું પ્રેમનું બલીદાન આપીશું. એમાં કાળ નહીં ગુમાવીએ. અઠવાડીઆને બદલે મહિને બે દિવસ ટપાલ ખાતે રોકીશું" અને તેમ નિશ્ચય પણ કર્યો.

આનંદરાયના મિત્રમંડળમાં મિસ ફ્લોરેન્સ નામની એક બાઇ હતી. તે આનંદરાયથી ઉમ્મરે નાની અને જ્ઞાનમાં પણ કમી હતી. પરંતુ અતિશય જિજ્ઞાસુ વૃત્તિવાળી હોવાથી કેળવાએલાં સ્ત્રી પુરૂષોની સંમતિમાં તે ફરતી હતી. તેમાં આ નવીન હિંદુ યુવકનાં વચનામૃતે તો કેવળ એને આંજીજ નાખી હતી. તે એની પાછળ ફરતી, વારંવાર જુદે જુદે સ્થળે લેકચરો આપવાનો આગ્રહ કરતી; અભ્યાસમાં પણ નવો નવો ફેરફાર કરવા સુચવતી; ટુંકાણમાં તે ઘણો વખત તેની સાથે ને સાથેજ રહેતી હતી.

આનંદરાય સમજી શકતો નહોતો કે, આ તેનું અકલિત આકર્ષણ છે. તે આ નવીન દેશના નવીન સમાજમાં જ્ઞાન અને ખ્યાતી મેળવવા સ્ત્રી અને પુરૂષ મિત્રો વધારતો હતો, તેથી મિસ ફ્લોરેન્સ તેને એક ઘણી સહાયકારક મિત્ર જેવી લાગતી. તે તેની સુચનાઓ અમલમાં મૂકતો અને ઘણે ભાગે તે તેને યોગ્યજ લાગતી. તેણે આજે આનંદરાયને પોતાને ઘેર ટીપાર્ટી (ચ્હા પીવા)નું આમંત્રણ કર્યું હતું; અને તેનો સ્વીકાર થયો હતો.

"કેમ મી૦ પંડિત પધાર્યા ? આવો આવો ! !" આવકાર દેતાં મિસ ફ્લોરેન્સ બોલી.

"નહિ, એ માન મને નહિ જોઇએ." જવાબમાં આનંદરાય બોલ્યો.

ધીમે ધીમે મિત્રો ભરાયા; પાર્ટીનું કામ પુરૂં થયું. "આનંદ" ના આનંદની ખાતરજ હાર્મોનિયમ સહિત સુંદર ઇંગ્લીશ ગાયન ગવાયું. સઘળા મિત્ર વેરાયા; ફક્ત

આનંદરાયને થોડીવાર આગ્રહપૂર્વક રોકવામાં આવ્યો. "આનંદ" સંગીતપ્રિય યુવક હતો, તેથી એચાર શૃંગારિક ગાયનો સુંદર પિયાનાથી મિસ ફ્લોરેન્સે પોતે ગાયાં. "આનંદ" આનંદ નિમગ્ન થયો. બે ચાર કલાક તે ત્યાં રહ્યો.

વખતને આ કંજુસ માણુસ આટલી બધીવાર ત્યાં કેમ બેસી રહ્યો અને શું કર્યું. તે જોવામાંજ પ્રિય પાઠક! દિલગીરી ભરેલી છે. એમાંજ ચંદ્રમણીના સુખનું સર્વ સત્યાનાશ વળ્યું છે. તેના પ્રેમનું જીંદગીને માટે બળિદાન અપાઇ ગયુ છે. 'મનનો વિશ્વાસ ખોટો છે.' 'એકાંત એ બુરી ચીજ છે!' વેદવ્યાસ અને વિશ્વામિત્ર જેવા ઋષિ મહર્ષીઓ પણ મનથી છેતરાયા છે, અને તેમનાં અભિમાન ગળી ગયાં છે, તો આધુનિક નિર્બળ યુવક આનંદનું શું ગજુ ?

બીજે અઠવાડીએ પેપરોમાં જાહેર થયું કે, લોકપ્રિય થઈ પડેલા મિ૦ પંડિત મિસ ફ્લોરેન્સને ચાહે છે, અને થોડા દિવસમાં તેને પત્ની તરીકે સ્વીકારશે.

પેપરોનાં બ્યુગલોથી આનંદરાય ચોંક્યો. પત્ની, બાળકો, મિત્રો, મા, વિગેરે યાદ આવ્યાં. મનમાં શરમાયો, મુંઝાયો. શું કર્યું ?—અને હવે શું કરૂં ? એ વિચારે મગજ ફેરવ્યું. પાપ કૃતિનો અગ્નિ મનમાં ભડભડ બળવા લાગ્યો. અભ્યાસ અધુરો મુકી હિંદુસ્તાન નાસવાનો વિચાર થયો; પણ પોતે ઈંગ્લાંડ આવ્યો ત્યારની ફ્લોરેન્સની મિત્રતા, તેની ભભક ભરી ચાહના, તેની પાર્ટી, તેનાં ગાયનો અને તેના પ્રેમની તલ્લીનતાનાં ચિત્રોના અંકો અનુક્રમે દૃષ્ટિએ તરવા લાગ્યા. પાપના ગ્રહણમાં તે ઘેરાવા લાગ્યો. તેના વિચારમાંજ તે મીઠાશ અનુભવવા લાગ્યો. "પેપરોનાં મોં બંધ કરીશુ એટલે ઘેર કોણુ જાણવાનું છે! આપણાં ભલાં બૈરાંઓ બિચારાં પુરૂષોને તામ્રપત્રની માફક પવિત્ર ધારે છે, તો પછી શી હરકત છે? ચંદાને હું ભુલતો નથી. પણ આપણાં બૈરાંઓ—તેમાં વળી એતો બહુ થોડી બુદ્ધિની—સ્ત્રી બુદ્ધિની છે. રોજ માંદીને માંદી રહે છે. છોકરાંને બરાબર સારાં નથી રાખતી. બહાર જાહેરમાં ભાગ લેતી નથી. આ ફ્લોરેન્સ (અહા!) કેવી હોશિયાર, ચાલાક છે! એની સાથે રહી દિવ્ય જીવન શા માટે ના ગુજારવુ? ભલે, થોડી બુદ્ધિવાળા લોકો ગમે તેમ બોલે અને હું પણ અણસમજમાં ગમે તેમ કહી વળ્યો હોઉં, પણ વખત આવે કહેવું પડે છે કે,

"કહેનારા ભલે કહેતા કહેવું પણ ઠીક છે,
"કહેનારા કરી જોશે પછી કહે વીરલાજ છે.

(હૃદય ત્રિપુટી)

સાક્ષરવર્યે વક્તૃત્વ શક્તિથી—કવિની કલ્પનાથી ફડચો આણી મનને સમજાવ્યું, પાપમાં પડતું નાખ્યું, કહાપણને હોમ્યું. જુના, નિર્મળ, ગાઢા પ્રેમનો ભોગ આપ્યો. કર્તવ્યને સળગાવ્યું ને કીર્તિના આચ્છાદનને ધુળીથી શ્યામ બનાવ્યું. ફ્લોરેન્સ સાથે આનંદનું ખાનગી વિધિથી લગ્ન થયું.

૪.

અભાગીનિ ચંદા! લલાટે કર મુકીને રો! હવે એ "આનંદ" ત્હારો નથી, ફ્લોરેન્સનો છે. ત્હારે તો રોવાનુંજ છે. ત્હારી આશાંકિત બ્હાલશ્રોથી પ્રતીમાને એના હૃદયમાંથી દેશવટો મળ્યું છે, એ ચાર્જ(કામ)તો ફ્લોરેન્સના ભભક ભર્યા ક્ષણિક પ્રેમે સંભાળી લીધો છે! ત્હારો—મનનો વિશ્વાસુ પતિ છેતરાયો છે, તેથીજ તું રૂવે છે! પતિના પત્રનાં

દર્શન આજ ૭ મહિનાથી નથી. મિત્રો ઉપર, માશી ઉપર, કે ત્હારા ઉપર પત્ર ક્વચિત્ આવે છે. ક્વચિત્ આવતા,–પણ હાલ ૭ મહિનાથી તો પત્રનું ક્યાંય ચિન્હ પણ નથી. છેલ્લા પાસ થયાની ખબર મળી હતી, તે માર્. અહા! તે વખતે તું કેવી આનંદ નિમગ્ન બની હતી? ત્હેં તારી ને ત્હારા વ્હાલાં બાળકોની છબીનું લોકેટ (લોક્ક્ટ) કિંમતી અછોડા સહિત ત્હારા પતિને ખુશાલીમાં પ્રેઝન્ટ(ભેટ) મોકલ્યું હતું. પણ, ભલી ચંદા! તું ભૂલી. ત્હારા લોકેટ કરતાં તો સુંદર ભભકાદાર પ્રત્યક્ષ લોકીટને તે હાલ હૃદયમાં ધારણ કરે છે. તે લોકેટ ફ્લોરેન્સ અને તેના બે બાળકો જૉલી અને વિલીયમનું છે. ત્યાં હવે ત્હારા પરોક્ષ લોકેટની શી કદર! નિખાલસ પ્રેમનો શો ઉત્તર!

આખરે વાડીને માશીએ અને મિત્રોએ ઘણા ધધડાવીને કાગળો લખ્યા. રૂપિયા મોકલવા બંધ કર્યા. ગણેસણે ભાઇના પરાક્રમ જાણ્યાં હતાં, ચંદ્રમણીની શોકજનક સ્થિતિ પણ અનુભવતાં હતા, તેથીજ તેમને આ પગલાં ભરવાં પડ્યાં.

"રૂપીઆ કોણ મોકલશે?" એ ફીકરને લીધે તો તે ધણો ડરતો હતો, અને ફ્લોરેન્સ સંબંધીની તમામ હકીકત ઘરનાંથી છુપી રાખવા જે પ્રયાસ કરતો, તે માંડ માંડ સફળ કરી શકયો હતો; જો કે ઘર આગળ બધાને શક પડતી ખબર તો પડી હતી, છતાં પુત્રવત્સલ માશી અને પ્રેમાળ પત્નીએ તે વાત અદ્યાપિ પર્યંત માની નહોતી. તેના પત્રો મોડા મોડા આવતા અને તે ગંભીર્ય યુક્ત હતા. મિત્રો જાણતા કે, "તે જેમ જેમ ભણે છે તેમ તેમ એકમાર્ગી થતો જાય છે, અતડો બનતો જાય છે" માશી અને પત્ની જાણતાં કે "નવરાશ નહિ મળતી હોય." થોડા વખત સુધી તો કોઇ બરાબર સમજી શક્યું નહિ. પણ આખરે સાતમા પાતાળમાં પેસીને કરેલા કામની જાહેરખબર પવન ફસડી લાગ્યો–વાએ વાત આણી!–પરીક્ષા પસાર કરે ત્યાં સુધી જોવું એવો વિચાર કર્યો. તે પણ થયું–પાસ થયો–ખબર આવી–ખુશ થયાં. પણ ભાઇ ક્યારે પધારવાના છે તેનો પત્તો નહિ–કાગળ નહિ–બે ચાર–છ મહિના થયા પત્તો ના લાગ્યો, તેથી કંટાળ્યાં અને રૂપીઆ મોક–– ––ાં.

પ્હણે ભાઇ ફ..

થયા હતા. અને હવે ભાસાયા હતા. પ્રથમ જે ત્રણસે રૂપીઆ ઘેરથી આવતા તે બંધ

પ્રથમ તો પોતાનું એકલાનુંજનો યોગ પ્રેમમાં પલટાયો હતો. વળી ઉપાધિ વધી હતી!

અને ચાર એમ સખ્યા વધી 'જરાન નિભાવવાનું હતું, પણ હવે તો એક, બે, ત્રણ

ફ્લોરેન્સ ગૃહસ્થ પિતાની હતી.

ને તેણે આનંદરાયથી છુપો રાખ્યો હતી. તેને પિતા તરફથી કેટલોક પૈસો મળ્યો હતો.

શાનમાં ખુટતા રૂપીઆ મેળવતી હતો અને પોતે ખાનગી શિક્ષકનું કામ કરી ગુજ-

રાવતા હતા. આવી રીતે તે મિ. પંડિત પણ હવે તો લેક્ચરોની ફી પહેલેથી

વિચાર આવતો કે ચંદા કેવી કુટુંબખર્ચ જેમ તેમ નિભતું. આ વખતે આનંદરાયને

કહેવાય? ફ્લોરાનો કે ચંદાને ભ્ય અને ફ્લોરા કેવી ખબરદાર!! ખરો સ્નેહ કોનો

નિર્બળ ચંદાએ તો મને દૂર તું ત્યાં રાનોજ. કારણકે પોતાને સુખ મળે માટે

બધી મદદ કરે છે. ફ્લોનો મળ્યા ફ્લોરા તો મને ન ત્યજતાં અહીંજ

જોલી કે વિલીયમ છે . સાથે ને સાથેજ રહે છે અને વળી એની

ફ્ક ફીકર રહેતીજ નથી.

અહા ! કેવી ખુબસુરત, આનંદી, ગુણવાન, મધુરી ફ્લોરા ! કેવાં મનોરમ બા- ળકો ! વાહ ધન્ય જીવન !

આ પ્રમાણે ઈંગ્લાંડમાં તે મોજમજામાં સમય વ્યતીત કરતો હતો. અને જો કે આનંદરાયનો વિચાર હિન્દુસ્તાન આવવાનો થયેલ પણ ફ્લોરેન્સની ઇચ્છાથી તે માંડી વાળવામાં આવ્યો હતો. પણ પાછળથી લાંબે વખતે કેટલાંક કારણોસર તે લોકો હિન્દુસ્તાન આવવા તૈયાર થયાં અને નિકળતા પહેલાં ફ્લોરેન્સે નક્કી કરી લીધું કે ત્યાં જઇ મુંબઇ રહેવું.

સંકેત પ્રમાણે તેઓ મુંબાઇ આવ્યાં. મિત્રો, પત્ની, ભાભી, વિગેરે સ્હામાં તેડવા આવ્યાં. પણ હમણાં અહીં થોડાક દિવસ ધંધો કરી જોઇ પછીથી હું ઘેર આવીશ, એવો જવાબ દઇ બધાને ચલ્યા જવાની આનંદરાયે ફરજ પાડી. ચંદ્રમણીને જોઇ તે શરમાયો ખરો પણ ઝાઝું તેને તે મળ્યોજ નહિ. આ વખત તેનો ફરી ગએલો સ્વભાવ ચંદ્રમણીને જણાયો અને તેથી તે અંતરમાં ઘણીજ દુઃખી થઇ, ડોશી પણ અજાયબ થયાં. અને "બાજી બગડી છે પણ યુક્તિથી કામ લઇશું." એમ કહી ડોશીને તથા ચંદાને સ્હમજાવી સંબંધીઓ તથા મિત્રમંડળ ઘેર આવ્યું. થોડા દિવસ શું, પણ વધારે મહિના થયા, તો પણ પંડિત સાહેબ તો ઘેર પધારવાની વાતજ કરતા નથી અને કાંઇ કાંઇ બ્હાનાં કાઢ્યાજ કરે છે, એટલે આખરે થાકીને કાંઇક ઉત્સવ નિમિત્તે બધાં પાછાં મુંબાઇ આવ્યાં. આ ઉત્સવમાં ભાઇ ગ્હાલમ્હાલા કરતા, પણ જુની પત્નીનાં દર્શન થતાં એટલે શરમાઇને નીચુંજ જોતા (!) છોકરાંને સાથે લઇ ફરવા જવાની પણ હવે તેમની વૃત્તિ થતી નહોતી. બ્લોસી, ત્રિક્ષીવમને માટે કોટનું ગજનું કલ્પવૃક્ષ બનતું. પણ "ગામમાં છે ત્યારે તો છોકરાને સાથે લઇને બધુ બનાવ," એવું જ્યારે ડોશી કે મિત્રો કહેતા, ત્યારે પોતે સુદામાની કોટડીમાં આવી જતા. એક દિવસે બધી ખરેખર હકીકત તેનેજ મોઢેથી જાણવાને અને હવે પછી તે શું કરવા ધારે છે તે પણ નક્કી કરી લેવાના ઇરાદાથી તેના મિત્રોએ ત્હેને વાતો કરવાને આખો દિવસ રોક્યો.

મધુભાઇએ પૂછ્યું કે—"ભાઇ તું સાચે સાચું કહે. ત્હારો શો વિચાર છે ? છ સાત મહિના ત્હને આવે થયા, છતાં હજી ઘેર કેમ આવતો નથી ? ખેર ! ઘેર નથી આવતો તેની ફીકર નહિ, પણ અહિં અમારાં ભાભીને રાખવાની પણ કેમ ના કહે છે ! "

"ભાઇ મધુ ! આ હવે મ્હને પૈસા આપતાં નથી અને અહિં મ્હારે હજી બીલકુલ કમાણી નથી, અને એની તબીયત નરમ એટલે બાઇજી ચાકરનું ખરચ વેઠીને એને મ્હારી સાથે રાખું એવી મ્હારી શકિત નથી. જ્યારે મ્હારી તેવી શકિત થશે ત્યારે હું ખુશીથી તેને તેડાવીશ. હાલ તો જ્યાં સુધી હું દુઃખી, ત્યાં સુધી એ પણ દુઃખી !"

ત્હેના એક બીજા મિત્રે કહ્યું–"સાચી વાત છે ભાઇ ! પણ તું દુઃખી હોય ત્યારે કેની ? પૈસે તો તું દુઃખી જણાતો નથી. તું આમ કરે એ સારૂં ના કહેવાય. એની બિચા- રીની લાગણીને આવી રીતે ચીમળાવવા દેવી અને પોતે સ્વચ્છંદે ગ્હાલવું, એ શું ત્હારા જેવા કેળવાયેલા ગ્રહસ્થને ઘટે છે ! "

આ પ્રમાણે વાતો ચાલતી હતી, એટલામાં નાનકડી-જૅસીને લઇને બાવા આવી.

હેને જોતાંજ "આનંદ" નું મ્હો કરમાઈ ગયું. બાળમિત્રોના દેખતા પોતાની પૂરી ફજેતી થઈ. મિત્રોએ પૂછ્યું "આ કોનું પોરીયું?"

જવાબ દેવાયો નહિ. આનંદ છેક લાચાર બની ગયો. આયાને બહાર મોકલી તેણે મિત્રોને સાષ્ટાંગ પ્રણામ કર્યા, માફી માગી, પુષ્કળ રડ્યો, ને અથઇતિ વૃત્તાંત કહ્યો–"કહોકે ના કહો પણ કોણ જાણે કેમ, મારૂં મન ફ્લોરેન્સ તરફ બહુ ખેંચાય છે! શું કરૂં 'હું ચંદ્રમણીને પણ ચાહું છું. પણ હવે આને શું કરૂં? કેમ છોડાય' નથી છોડાતી. છોડવાની વૃત્તિ પણ નથી થતી."

આનંદના મુખના આવા શબ્દો સાંભળી ઘણાજ દિલગીર થઇ જતાં, મણીભાઇ બોલ્યો.–"ભાઇ! આને છોડવાની જ્યારે ત્હારી વૃત્તિ થતી નથી, આને કેમ છોડાય, એમ જ્યારે તું કહે છે, ત્યારે પેલી તરફ દયા દૃષ્ટિ કરવી, એ ત્હારી ફરજ તું કેમ સમજતો નથી!"

આનંદરાયે કહ્યું: "એ બધું સાચું. પણ મહેરબાની કરીને આ વાત કોઇ એને કહેશો નહિ. હું તમારો આગ્રહ છે તો આ વખત જરૂર મે વેકેશન (મે મહિનાની રજા) માં સુરત આવીશ"

આનંદરાયના મિત્રો સમજ્યા કે ભાઇ સાહેબ પૂરેપૂરા લપટાયા છે, એટલે હાલ તુરત તો તેમનું ચગડોળે ચઢેલું મન ઠેકાણે આવે તેમ નથી, તો પણ ગમે તેમ કરી "મે વેકેશન"માં તે સુરત આવે એવો રસ્તો ઉતારી ત્હેને અતિશય રોકીને અને આગ્રહ કરીને તેઓ તે દિવસે ઘણીજ દિલગીરીમાં આનંદરાયથી છુટા પડ્યા. અને રાતની ટ્રેનમાં આનંદ સિવાય બધાં ઘેર પાછાં આવ્યાં.

આખરે મે વેકેશન આવી. એક મિત્ર જે મુંબાઇમાં રહેતો હતો અને આ સઘળી હકીકત જાણતો હતો તેને આનંદને સુરત મોકલવાનું કામ સોંપાયું હતું. તેના આગ્રહથી, લોકલાજે અને મિત્રોનાં મ્હેણાં ન સંભળાવાથી તથા હજુ પોતાનું મોપાણું –ડોશીમા અને પત્ની આગળ દબાવવાના આશયથી ભાઇ સાહેબે આ વખત સુરત જવા હા પાડીને તેમ કરવાનો કાગળ પણ લખી દીધો હતો

૫.

આજે ચંદ્રમણી કાંઇક અધરા ઘરકામમાં ગુંથાઇ ગઇ છે. રોજ તો બધાં ટુંકું ભોજન કરી લેતાં પણ આજે તો કાંઇ કડાઈ તાવેતા બહુ ખખડે છે. મોટાં મોટાં વાસણોમાં રસોઇ થતી જણાય છે. સ્વચ્છ વાસણ, સ્વચ્છ કપડાં, સ્વચ્છ પથારી વિગેરે તમામ સ્વચ્છતાની દરકારમાં બધાં ગુંથાઇ ગયાં છે. દરરોજ કરતાં ઘરમાં આજે ખુટ પડેલાં બહુ જણાય છે અને વળી કેટલાંક નાનાં મોટાં બૈરાં પણ આવજા કરે છે. આ બધું શું છે? કાંઇજ નહિ. એ તો ચંદ્રમણીના હૃદયનો સૂર્ય આજે સહજ સમાગમે પધાર્યો છે, તેની આ બધી ધમાલ છે. "બેની બાવીસ રાતો થશે"–"કોઇ દિવસ દહાડો ફરશે." એ વૃદ્ધ અનુભવી માશીજીના શબ્દો–ભવસાગરમાંથી તારનાર વેદવ્યાસનાં વચનો–દુઃખાર્ણવની અત્યંત મનઃશાંતિદાતા સુત્રો–ચંદ્રમણીના કર્ણમાં રમ્યા કરે છે, અને તેનો અનુભવ કરવાનો આજે દિવસ હોવાથી કાંઇક ઉત્સાહથી આશામયી થઇને તે ગૃહકાર્ય કરે છે. આખરે તે ઉત્સાહ સફળ થવાનો વખત થયો. મળવા આવેલાં–ચ્હા પીવા આવેલાં અને જમવા આવેલાં બધાં ગયાં.

સુંદર ફરનીચર અને ઇલેક્ટ્રીક લાઇટથી ઝગાં ઝગાં થઇ રહેલા દિવાનખાનાની એક આરામચેરમાં હાથમાં વિલાયતી ચીરૂટ લઇ આનંદરાય બેઠો છે. ત્યાં પગ આગળ ચંદ્રમણી નીચી નજરે બેઠી રહેલી જણાય છે. ગેરહાજરીમાં હજારો વિચાર કરનાર આ યુવતી અત્યારે ફક્ત " એમને શું રૂચશે ?-કેવી રીતના વર્તનથી પાછા હતા એવા એ થાય ? " ઇત્યાદિ ગંભીર વિચારોની ગડમથલ કરતી કરતી તે કાંઇ નહિ જેવું બોલીઃ " કેમ ? હવે તબીઅત સારી છે ને ? "

જવાબ મળ્યોઃ " હા "

" ત્યારે હવે હંમેશને સારૂ અહીં રહેવાનું ક્યારથી રાખશો ? "

" હજી મ્હારે પાછું જવું પડશે. પછી આવીને જે નક્કી થય તે ખરૂં. "

" ક્યાં ?-મુંબાઇ ? શું કામ પાછા ? હવે ફરીથી નહિ આવો ? "

' દુધથી દાઝીલું છાશ ફુંકી ફુંકીને પીએ,' એ નિયમ પ્રમાણે ઘણું સહન કરતી આવેલી બિચારી ચંદ્રમણીથી પૂછાઇ જવાયું. તેનું હૃદય પીડિત થઇ ગયું.

" હા -મુંબાઇ તો ખરૂં. પણ વ્યાપારનું શિખવા સારૂ અમેરિકા જવાનો વિચાર કર્યો છે. " આ વાત સાંભળતાંજ ચંદ્રમણીની આટલા બધા દિવસોની સહન શક્તિ જતી રહી, પગ ઉપર માથું મુકીને પુષ્કળ રડી. મન ઉપર ઘણો બોજો થવાથી એકદમ તેને તાણ આવ્યું.

ચંદ્રમણીની તબીયત મોટે ભાગે નરમજ રહેતી હતી. પણ આ રોગ તો આનંદરાયના લંડન ગયા પછી અને ત્હેના કાગળો બંધ થયા પછી શરૂ થયો હતો. આનંદે આ જોયું. ડોશીએ અને આનંદે ત્હેને ઝાલી. મહા મહેનતે પુષ્કળ વારે તાણ શમ્યું. થોડીવાર તે અવાચક રહી. રોજ "માંદી ને માંદી !" કહેનાર આનંદની માન્યતામાં ભવિષ્યને માટે આથી એક વધારો થયો. પણ અત્યારે તો ત્હેનું પણ હૃદય પિગળ્યું. "હું કેવો કૃતઘ્ની છું ?" એવો વિચાર થોડો વખત આવ્યો. પશ્ચાત્તાપનાં આંસુ આનંદને આવ્યાં. પણ તે બધું ક્ષણને માટેજ હતું. આથી ત્હેનો અમેરિકા જવાનો વિચાર, જે પેલી મોહિનીના પ્રતાપે થયો હતો, તે ફરી શક્યો નહિ.

ડોશીએ તેને રાખવાનો સબળ પ્રયત્ન આદર્યો " ભાઈ ! કુસુમ દશ વર્ષની થઇ છે, અને જીતુને પણ જનોઇ દેવાનો વખત થયો છે. કુસુમનાં લગ્ન અને જીતુનું જનોઇ કરવાને હવે તો તું અહીંજ આવીને રહે. ન્યાતમાં વરની અછતને લીધે બેચાર જણને મળાશ, ત્યારે એ બધુ થશે. "

" ત્હમે છો ને, બા ! તેમ છતાંએ કુસુમને લગ્નની શી ઉતાવળ છે ? જીતુને જનોઇ ના દઈએ તો ના ચાલે ? એને મોકલો મારી સાથે; અને બા ! તમારીએ હવે ઉમ્મર થઇ છે એટલે તમારાથી હવે પહેલાંની માફક બની શકતું નથી, એટલે વ્યાજ ભાડાં ઉઘરાવવાની હરકત પડતી હશે. તો દસ્તાવેજ, વીલ, કાગળો બધું મ્હને સોંપી દો. હું વ્યવસ્થા કરવાનું કોઇને સોંપતો જઇશ અને જરૂર પડ્યે આવતો રહીશ. "

ડોશીને આ સ્વાર્થી ઉત્તરથી અતિશય ઝળ ચઢી, પણ ગંભીર સ્વભાવનાં ડોશી બોલ્યાં કે " ભાઇ ! પૈસાએ લઇ જા અને ત્હારાં વહુ છોકરાંને એ લઈ જા. એટલે મ્હારે તો

ત્હેને જોતાંજ "આનંદ" નું મ્હોં કરમાઈ ગયું. બાળમિત્રોના દેખતાં પોતાની પૂરી જીતી થઈ. મિત્રોએ પૂછયું "આ કોનું પોરીયું?"

જવાબ દેવાયો નહિ. આનંદ છેક લાચાર બની ગયો. બાયાને બહાર મોકલી તેણે મિત્રોને સાષ્ટાંગ પ્રણામ કર્યા, માફી માગી, પુષ્કળ રડયો, ને અથઇતિ વૃત્તાંત કહ્યો–"કહેશો કે ના કહો પણ કોણ જાણે કેમ, મારૂં મન ફ્લૉરેન્સ તરફ બહુ ખેંચાય છે! શું કરૂં! હું ચંદ્રમણીને પણ ચાહું છું. પણ હવે આને શું કરૂં? કેમ છોડાય? નથી છોડાતી. છોડવાની વૃત્તિ પણ નથી થતી."

આનંદના મુખના આવા શબ્દો સાંભળી ઘણાજ દિલગીર થઇ જતાં મણીભાઇ બોલ્યો:–"ભાઇ! આને છોડવાની જ્યારે ત્હારી વૃત્તિ થતી નથી, આને કેમ છોડાય, એમ જ્યારે તું કહે છે, ત્યારે પેલી તરફ દયા દૃષ્ટિ કરવી, એ ત્હારી ફરજ તું કેમ સમજતો નથી!"

આનંદરાયે કહ્યું: "એ બધું સાચું. પણ મહેરબાની કરીને આ વાત કોઇ એને કહેશો નહિ. હું તમારો આગ્રહ છે તો આ વખત જરૂર મે વેકેશન ( મે મહિનાની રજા) માં સુરત આવીશ"

આનંદરાયના મિત્રો સમજ્યા કે ભાઇ સાહેબ પૂરેપૂરા લપટાયા છે, એટલે હાલ તુરત તો તેમનું ચગડોળે ચઢેલું મન ઠેકાણે આવે તેમ નથી, તો પણ જેમ તેમ કરી "મે વેકેશન"માં તે સુરત આવે એવો રસ્તો ઉતારી ત્હેને અતિશય ટોકીને અને આગ્રહ કરીને તેઓ તે દિવસે ઘણીજ દિલગીરીમાં આનંદરાયથી છુટા પડ્યા. અને રાતની ટ્રેનમાં આનંદ સિવાય બધાં ઘેર પાછાં આવ્યાં.

આખરે મે વેકેશન આવી. એક મિત્ર જે મુંબાઇમાં રહેતો હતો અને આ સઘળી હકીકત જાણતો હતો તેને આનંદને સુરત મોકલવાનું કામ સોંપાયું હતું. તેના આગ્રહથી, લોકલાજે અને મિત્રોનાં મ્હેણાં ન સાંભળવાથી તથા હજુ પોતાનું ભોપાળું—ડોશીમા અને પત્ની આગળ દબાવવાના આશયથી ભાઇ સાહેબે આ વખત સુરત જવા હા પાડીને તેમ કરવાનો કાગળ પણ લખી દીધો હતો

૫.

આજે ચંદ્રમણી કાંઇક અધરા ઘરકામમાં ગુંથાઈ ગઇ છે. રોજ તો બધાં રાંધું ભોજન કરી લેતાં પણ આજે તો કાંઇ કડાઈ તાવેતા બહુ ખખડે છે. મોટાં મોટાં વાસણોમાં રસોઇ થતી જણાય છે. સ્વચ્છ વાસણ, સ્વચ્છ કપડાં, સ્વચ્છ પથારી વિગેરે તમામ સ્વચ્છતાની દરકારમાં બધાં ગુંથાઇ ગયાં છે. દરરોજ કરતા ઘરમાં આજે ભુટ પરેલાં બહુ જણાય છે અને વળી કેટલાંક નાનાં મોટાં બૈરાં પણ આવજા કરે છે. આ બધું શું છે! કાંઇજ નહિ. એ તો ચંદ્રમણીના હૃદયનો સૂર્ય આજે સહજ સમાગમે પધાર્યો છે, તેની આ બધી ધમાલ છે. "બેની બાવીસ રાતો થશે"–"કોઇ દિવસ દહાડો ફરશે." એ વૃદ્ધ અનુભવી માસીજીના શબ્દો–ભવસાગરમાંથી તારનાર વેદવ્યાસના વચનો–દુઃખાર્ણવની અત્યંત મનઃશાંતિદાતા સુત્રો–ચંદ્રમણીના કર્ણમાં રમ્યા કરે છે, અને તેનો અનુભવ કરવાનો આજે દિવસ હોવાથી કાંઇક ઉત્સાહથી આશામયી થઇને તે ગૃહકાર્ય કરે છે. આખરે તે ઉત્સાહ સફળ થવાનો વખત થયો. મળવા આવેલાં–ચ્હા પીવા આવેલાં અને જમવા આવેલાં બધાં ગયાં.

# શાન્તિ અને સુધા.

લેખકઃ " એક બ્હેન. "–અમદાવાદ.

૧.

લગભગ સાંજના પાંચ વાગે રમણીય ભદ્રાવતીને કિનારે આવેલા સુવર્ણપુર ગામના નાનકડા પરન્તુ સુંદર દેખાવના રોનકદાર બંગલાની બારીમાં આરામચેર ( ખુરશી ) બેઠેલા ૫૦ વર્ષના એક સદ્‌ગૃહસ્થ નજરે પડે છે. હેમના મનમાં અત્યારે ઘડીકમાં તો ઘડીકમાં શોક, ઘડીકમાં સંતોષ, તો ઘડીકમાં વ્યગ્રતા, એવી જીજ જીજ લાગ- ણી ચાલી રહી હશે, એવું વારવાર બદલાતી હેમની મુખાકૃતી ઉપરથી આપણને ભાન થાય છે. વળી એક ક્ષણે હેમની નજર બારી બ્હાર, તો બીજી ક્ષણે બારણા તરફ છે. આ ઉપરથી જણાય છે કે, તેઓ કોઇની રાહ જુવે છે.

ઘડીયાળ તરફ નજર કરીને તેઓ બોલ્યા, " હજી રમા કેમ નહી આવી હોય ! "

એટલામાં મેડીનું બારણું ઉઘડ્યું ને એક સુંદર દેખાવની ૨૩ વર્ષની યુવતીએ તે માં પ્રવેશ કર્યો. તેને જોઇ તે પુરૂષે કહ્યું " અહો બ્હેન, આજ કાંઇ ઘણીજ રાહ ાવી ને શું ! "

રમા–" શું કરૂં, પિતાજી ! આજે મ્હારી તબીયત લગાર નરમ હતી, તેથી જલદી ન શકાયું. પણ મ્હને આજે કેમ બોલાવી હતી ! "

પુરૂષ–" બ્હેન, ત્હારી માતાનાં ઘરેણાં ત્હારા ભાઇએ છોડાવ્યાં છે અને હેની ઇચ્છા હતી કે આજેજ રમાબ્હેનને બોલાવી હેને જે પસંદ પડે તે આપી દેવાં."

રમા–" શું શાન્તિભાઇએ બધું દેવું આપી દીધું ! પિતાજી, ખરેખર એમણે ત્હમારી ઉજ્વળ કરી, આપણી આબરૂ વધારી છે. એવા પુત્ર મેળવવાને આ પૃથ્વી ઉપર પિતા ભાગ્યશાળી થતા હશે. પણ પિતાજી, આ અલંકારો ઉપર એકલા ભાઇ- છે; કારણ કે મહેનત હેમની એકલાનીજ છે. " તે દાગીના જોતાં બોલી.

પુરૂષ–" ખરી વાત છે બ્હેન, પણ ત્હારા ભાઇનું માનવું છે કે, જ્યાં સુધી હેની માતાની અંતિમ ઇચ્છા પૂર્ણ ન થાય, ત્યાં સુધી પોતે બંધનમુક્ત થઇ શકે નહિ. ત્હમારે ત્રણે જણે એ વ્હેંચી લેવાં. " આટલું કહેતામાં હેમના મુખ ઉપર ગંભી- અનેરાઇ ગઇ. તેઓ આગળ બોલવા જતા હતા પણ નોકરે આવી ન્હાવા થવાની વરધી ાપી, એટલે વાત ત્યાંથીજ બંધ પડી. તે બને નીચે ગયાં.

૨.

ઉપર્યુક્ત વાતચિત સાંભળી પ્રિય વાંચકોને તેઓ કોણ છે એ જાણવાની ઇચ્છા થઇ હશે. માટે હેમનું ઓળખાણ આપી પછી આપણે વાર્તામાં આગળ વધીશું. જે ગૃહસ્થને આપણે ઉપર વાત કરતા જોયા તે સુવર્ણપુરના જાગીરદાર વિનોદરાય છે. હેમના પિતા રામેશ્વરરાયને સુવર્ણપુર ઉપરાંત બીજાં પાંચ સાત ગામોની જાગીર હતી. તેની ઉપજ લગભગ બે લાખ જેટલી વર્ષ દિવસે થતી. તે ઉપરાન્ત ઘરમાં દરદાગીના પણ પુષ્કળ હતા. તે સમયમાં હેમના જેવો બીજો કોઇ પણ જાગીરદાર હતો નહી. હેમની બુદ્ધિ અતિ તીક્ષ્ણ હતી, હેમનામાં સારૂં ખોટું ઓળખી કાઢવાની અદ્દભુત શક્તિ હતી અને તેથી

થવાથી રમાનું માન સાસરામાં સારૂં છે. રમાનું મન અતિશય કોમળ હતું. લાગણીઓ અતિ તીવ્ર હતી ને તેથી રહેજ બાબતની પણ ત્હેના મન ઉપર ઘણી અસર થતી. તેથી ત્હેનું શરીર પણ સાધારણ રહેતું. સાસુ તેને "લક્ષ્મી" કહેતી. કારણ કે ત્હેનામાં ગુણ પણ ત્હેવાજ હતા.

મન્યુકુમારનું લગ્ન એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની કન્યા સરલા સાથે થયું હતું ત્હેનો સ્વભાવ નામ પ્રમાણે હોવાથી ઘરમાં સર્વને તે ઘણીજ પ્રિય થઈ હતી. આજ અરસામાં વિનોદરાયની પત્ની દેવલોક પામ્યાં. તે જ્યારે મંદવાડની પથારીમાં હતાં ત્યારે કુટુંબના અભ્યુદયનું ઝાંખું કિરણ ત્હેમણે જોયું હતું ને ભવિષ્યમાં તે પૂર્ણ પ્રકાશશે એમ ત્હેમને લાગ્યું હતું. ને તેથીજ સંતાનોના લગ્નમાં જે અલંકારો ત્હેમણે ગીરો મૂક્યા હતા, તે છુટે ત્યારે ત્રણે ભાનુએ વહેંચી લેવા એવી ઇચ્છા દર્શાવી હતી. તે ઇચ્છા ત્હેમના મ્હોટા પુત્રે કેવી રીતે પૂર્ણ કરી તે આપણે ઉપર જોઇ ગયાં છીએ. ભૂતકાળના ઠાઠ માઠ ને વૈભવની સરખામણી કરતાં તો વિનોદરાય હાલમાં નામનાજ જાગીરદાર હતા, તોપણ કરકસર અને શાન્તિપ્રસાદની સતત મહેનતથી અર્ધ ઉપરાંત જાગીર દેવામાંથી મુક્ત થઇ હતી ને આગળ ઉપર સંપૂર્ણ થવાની આશા હતી.

મન્યુકુમાર વેપારી લાઈન (ધંધા) માં જોડાયો હતો. મ્હોટાભાઇએ જ્યારે "એલએલ.બી." ની ડીગ્રી મેળવી હતી, ત્યારે પોતે "એમ. એ." ની પરીક્ષા પસાર કરી હતી. પણ ત્હેનો સ્વભાવ જરા આકળો ને વહેમી હતો. લગાર મન કાચું હોવાથી ત્હેના મન ઉપર કોઇ જેવું ઠસાવે ત્હેવું ઝટ ઠસી જતું. ત્હેનામાં સદ્ગુણો પણ ઘણા હતા. તે ભોળો હતો અને પોતાનું ગણે ત્હેને સારૂ ગમે તેવો ભોગ આપી શકતો. ત્હેને ખરાબ મિત્રોની સંગત થઇ, તેઓએ ત્હેને ચઢાવ્યો. તેથી ત્હેનાથી ભાઇની ચઢતી ને ભાભીનાં વખાણ સહી શકાયાં નહિ પોતે ઘરમાં પૈસો આપવો બંધ કર્યો ને સરલાને હુકમ કર્યો કે "ભાભી સાથે બોલવું નહિ." સરલાએ પતિની હાજરીમાં એ હુકમ માન્ય કર્યો પણ તે બ્હાર જાય એટલે સુધા સાથે સંપથી તે રહેતી ને પોતાને આવું કરવું પડતું ત્હેની ક્ષમા માગતી. સુધા ઉદારભાવથી તે આપતી.

૪.

સરલાને સીમંત આવી ત્હેણે એક પુત્રીને જન્મ આપ્યો હતો. અને ત્હેની પછી દોઢેક વર્ષે સુધાને પણ પુત્રી થઇ. હવે કુટુંબમાં અને ઘરમાં સર્વત્ર આનંદ વર્તાઇ રહ્યો. પણ કોને ખબર હતી કે આ આનંદ શોકના રૂપમાં ફેરવાઇ જઇ કુટુંબ કલેશનું કારણ થઇ પડશે ? કન્યા બે મહિનાની થઇ એટલે સુધાએ ઘરમાં કામકાજ કરવા માંડયું. પણ અફસોસ ! સરલા બિચારી દુષ્ટ પ્લેગનો ભોગ થઇ પડી. મૃત્યુ વખતે તેણે પોતાની બે વર્ષની કન્યાને જેઠાણીના હાથમાં આપી કહ્યું: "સુધાબ્હેન, ત્હમેજ આ છોકરીની મા થજો." આટલું કહેતાંમાં તેનો આત્મા પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો અને નાનકડી કુસુમને નમાઇ કરતી ગઈ. ઘરમાં સર્વને ઘણી દીલગીરી થઇ. સર્વના મુખ ઉપર શોકની છાયા છવાઈ રહી. મન્યુકુમારને તો અત્યંત શોક થયો. અને તેણે ઘણુંજ કલ્પાંત પણ કર્યું ઘણા દિવસ થયા તોપણ તેના મનનું સમાધાન થયું નહિ. ત્હેણે પત્નીના વિયોગનાં (આપણા નવા જમાનાના ઘણા સાક્ષર-વિદ્વાનોની પેઠે) મ્હોટાં મ્હોટાં કાવ્યો લખ્યાં, અને પોષાકમાં પણ ફેરફાર કરી દીધો ! વળી ત્હેના મનમાં સજ્જડ વહેમ ભ-

રાખ્યો હતો કે સુધાને ખરાબ પગલાંની પુત્રી આવી ને તેથીજ મ્હારી સ્ત્રી ગુજરી ગઇ. આનો અન્ત પણ આવ્યો, કારણ કે સુધાની પુત્રી ૭ મહિનાની થઇને ગુજરી ગઇ; પણ તેથી તો એક ઉપાધિ ઉલટી વધી. મન્યુકુમાર વ્હેમી હતો તેથી ત્હેને લાગ્યું કે હવે સુધાને કંઇ બાળક નથી માટે મ્હારી કુસુમને કામણ કરી મારી નાંખશે. તેથી તેને પોતાની સાથેજ તે ફેરવતો હતો. વળી ત્હેણે આયાને પણ હુકમ આપ્યો કે "કુસુમનું ઝભલું અથવા કોઇપણ ચીજ રખડતી રહે નહી." જ્યારે વિદ્વાન્‌માં ખપના,ને 'એમ. એ." અથવા "બી. એ." થએલા પુરૂષોનાં મન પણ આવાં સાંકડાં ને વ્હેમી હોય છે, તો પછી ગરીબ બિચારી અભણ સ્ત્રીઓનો શો વાંક?

મિત્રોના અતિ આગ્રહથી મન્યુએ ધીમે ધીમે કચેરીમાં ને સભાની મીટીંગોમાં ભાગ લેવા માંડ્યો, પણ ઘરમાં તો એનો શોક કાયમ જ હતો. ત્હેના એકાદ બે હાસ્યના વાંચકો સમક્ષ મૂકીશું: એક વખત વિનોદરાયના કેટલાક મિત્રો ત્હેમને મળવા આવ્યા હતા તેજ વખતે સુધાની બે ત્રણ સખીઓ પણ મળવા આવી હતી. તેથી ત્હેણે મ્હો મુકયો અને સર્વે હસી બોલી છુટાં પડયાં આ જોઇ મન્યુકુમારનો મીજાજ ગયો. ત્હેમણે રાત્રે કુટુંબ સમક્ષ એક ન્હાનું ભાષણ આપ્યું ને ત્હેમાં જણાવ્યું કે "મ્હારી પત્ની ગુજરી ગઇ છે, ત્હેનો શોક કોઇ બરાબર પાળતું નથી." એક વખતે ત્હેમની થાળીમાં ભજીઆંનું ભોજન પીરસાયું તે જોઇને ત્હેમનો પીત્તો ખસી ગયો. જમતે જમતે તેઓ ઉઠી ગયા ને તે દિવસે ઘરમાં કલેશને લીધે સર્વે ભુખ્યાં રહ્યાં!

આ પ્રકારની મનની સ્થિતિમાં તેઓ દિવસ ગુજારતા હતા. જ્યારે કોઈ ત્હેમને લગ્ન કરવા સમજાવતું, ત્યારે તેઓ કહેતા કે આ જીંદગીમાં તો મ્હારે લગ્ન કરવુંજ નથી. હું તો સંન્યાસી થઇ જવાનો છું.

૫.

મોહમયી-મુંબાઈ નગરીમાં સાંજને વખતે ચોપાટીનો દેખાવ અતિ રમણીય ને ચિત્તાકર્ષક લાગે છે. અને બે ઘડી ત્યાં બેઠાં હોઇએ તો સુન્દર તેમજ વિચિત્ર દેખાવ દ્રષ્ટિએ પડે છે. ઘણાં દેશી વિદેશી યુગલો સ્નેહાલાપ કરતાં આમતેમ ફરે છે. કોઇ સ્નેહી મિત્રો સાથે વાત કરતાં જણાય છે, તો કેઇ વળી દરીયા કિનારે કુદરતની શોભા નિહાળવામાં તલ્લીન છે. આ સર્વેનું નિરીક્ષણ કરતા બે યુવાનો એક બેન્ચ (પાટલી) ઉપર બેઠા હતા. ત્હેમની પાસેથી એક સુન્દર દેખાવની છેલ્લામાં છેલ્લી ફેશનમાં સજ્જ થએલી બાળા પસાર થઈ ગઈ અને સાથે ત્હેમાંના એક જણની દ્રષ્ટિ તથા-ચિત્ત પણ ખેંચી લેતી ગઈ.

ત્હેણે પોતાની સાથેના યુવકને પુછયું: "રમણીક, આ કોઇ હિન્દુબાળા હોય એમ મ્હને અનુમાન થાય છે. એ કોણ હશે?"

રમણીક-"એ તો પ્રખ્યાત બેરીસ્ટર, સુરેશચંદ્રની ભાણેજ તરલા છે અને માતાની સ્થિતિ સાધારણ હોવાથી તે પોતાને મોસાળજ રહે છે."

યુવક-"ઓહો, ત્યારે તો એ અમારી ન્યાતીનીજ લાગે છે એનું લગ્ન જેની સાથે થયું હશે, તે ખરેખર ભાગ્યશાળીજ હશે."

"રમણીક-મિત્ર, હજી તે કુંવારીજ છે અને જો યાદ હોય તો એના મામાએ એક વખત ત્હમને પુછાવ્યું પણ હતું. પરંતુ તે વખતે ત્હમે ઘણાજ શોકમાં હોવાથી ના કહી હતી. હવે જો ઇચ્છા હોય તો શાંતિભાઇને કહો. ત્હેમને સુરેશચંદ્ર સાથે સારી મિત્રતા છે એટલે ત્હમારૂં કાર્ય સીદ્ધ થશે."

૬.

બન્નેની આવી વર્તણુક છતાં પણ સુધા ત્હેમને પોતાનાં બાન્ધુ જેવાં ગણી ત્હેમને રાજી રાખવા પ્રયત્ન કરતી. પોતાને સારૂ કશી સારી ચીજ લે, તો તરલાને સારૂ લેતી. પણ "એવાનું રાખવું નહિ." એમ કહી મન્યુકુમાર તે પાછી અપાવતો. કારણ ત્હેને અપશુકન અને કામણનો ઘણોજ ભય રહેતો. તે એટલે સુધી કે સ્હવારના પહોરમાં વૃદ્ધ પિતામહીનું મુખ ન જોવાય, ત્હેની ખાસ સંભાળ રાખતો! ક્રમે ક્રમે સુધાની વિરૂદ્ધના ત્હેના વિચારો વૃદ્ધિ પામતાજ ગયા. દાળમાં સ્હેજ ધુળું કે મેથીનો વઘાર જણાય, તો સુધાએ જાણીનેજ કચરો નાંખ્યો છે, એમ તે માનતો. અમુક શાક મ્હને નથી ભાવતું માટેજ મંગાવ્યું છે, એમ તે કહેતો; ને કદાચ ઘંટીના દોષને લીધે કે દરણાવાળીની કસુરથી રે.ટલી બગડે, તો તે પણ સુધાનોજ અપરાધ ગણાતો. કદિ કદિ તો તે પોતાની થાળી શાન્તિની થાળી સાથે બદલી લેતો; ને ક્વચિત્ તો વ્હેમ આવતાં જમતે જમતે પણ તે ઉઠી જતો! અને જ્યારે સુધા કે શાન્તિ ઈશ્વર સ્તવન કરતાં ત્યારે તે કહેતો કે તેઓ તો દાંભિક છે. આ સર્વ નિર્દોષ સુધા જોતી અને જાણતી ત્યારે ત્હેનું કોમળ હૃદય ભેદાઈ જતું ત્હેને અતિશય કષ્ટ થતું, તોપણ તે મુંગે મોઢે શાન્તિથી સહન કરતી. જ્યારે શાંન્તિને આ વાતની ખબર પડતી ત્યારે તે પુસ્તકોમાંના તથા બીજા અનેક દાખલા આપી પ્રભુ ઉપર વિશ્વાસ રાખવાનું કહી તથા ન્હાનો ભાઈ (મન્યુ) હજી બાળક છે, આગળ ઉપર સુધરશે, એમ કહી આશ્વાસન આપતો. સુધા ત્હેના સ્નેહ આગળ સર્વ વિસરી જતી. સુધાની એક પ્રિય સખી ત્હેની પાસેજ રહેતી હતી. તે ઘણીજ સદ્ગુણી હતી. તે પણ સુધાને યોગ્ય માર્ગ બતાવી દીલાસો આપતી. પરંતુ આ સર્વનું પરિણામ ઘણુંજ ખરાબ આવ્યું. મનના અતિ ઉદ્વેગની અસર શરીર ઉપર પણ થઈ. સુધાનું શરીર દિવસે દિવસે ક્ષીણ થતું ચાલ્યું. ઈશ્વર જ્યારે દૃઢ નિર્મળને ગુણવાન મનુષ્યોની કસોટી કરે છે, ત્યારે પુરીજ કરે છે. તેજ પ્રમાણે સુધાને પણ થયું. ત્હેનાં માતાપિતા ભયંકર કોલેરાનો ભોગ થઈ પડયાં અને ત્રણ ત્રણ દિવસને અંતરે તેઓએ સ્વર્ગવાસ કર્યો. સુધાએ ઘણુંજ કલ્પાંત કર્યું ને આ એક પછી એક બનતા બનાવોની માઠી અસર ત્હેના મગજ ઉપર થઈ ને એકદમ તાવ ચઢી ગયો. કુટુંબનાં મનુષ્યો તથા પાડોશીઓ અત્યંત દીલગીરીમાં ડુબી ગયાં. કારણ સર્વને મન સુધા ખરેખર સુધાજ હતી. ત્હેણે સર્વનાં મન પોતાના સદ્ગુણોથી હરી લીધાં હતાં. વિનોદરાયને પણ ઘણીજ ચિન્તા થતી તે મંદવાડનું કારણ જાણતો પણ મન્યુને કાંઈ કહી શકતો નહિ. કારણ તે કહેવા જતો તો કલેશ થતો ને મન્યુ ત્હેમનો ન્હાનો લાડકવાયો પુત્ર હતો, એટલે ત્હેને પણ તે બાળક છે એવો ભાવ મનમાં રહેતો. વળી ત્હેમનાથી શાન્તિને ખુલ્લી રીતે મદદ પણ થતી નહિ. પણ અત્યારે તો ત્હેમણે સર્વ કારણો બાજુ ઉપર મૂકી સારા સારા ડોકટરોને બોલાવવા વિ સર્વ [illegible] મદદ કરવા માંડી. પરમ કૃપાળુ પરમેશ્વરને હજી સુધાની સરલતાનો ત[illegible] બોને ત્હેની મહત્વતા સ્હમજાવવી હતી તેથી ડૉ[illegible] સારવારથી સુધાને ધીમે ધીમે ફેર પડવા માંડ્યો[illegible]

૭.

દર ઉનાળે માથેરાન ને મહાબળેશ્વરની સહેલ[illegible] ન્યુને માથે દેવું ઘણુંજ વધી ગયું હતું. તેનાથી તે [illegible]

ઘરમમાં બોલ્યા નહિ, પણ ઘણા દિવસ થવાથી ત્હેમણે તગાદો કરી દાવો કરવાની બીક બતાવવા માંડી તેથી તે ઘણોજ ગભરાયો દેવુ શાન્તિથી જાતુ હતું એટલે એને કહેવુ પણ શી રીતે ? છેવટે લેણદારોમાં મન્યુના કેટલાક મિત્રો પણ હતા તેઓએ શાન્તિને વાત કરી તેથી ત્હેણે ન્હાનાભાઇનું સર્વ કરજ ચુકવી આપ્યુ ને હવે સાચવીને રહેવાની શીખામણ આપી ત્હેવામાં તરલા એકાએક માંદી પડી સુધાએ ત્હેની ખરા અંતઃકરણ પૂર્વક ચાકરી કરી ત્હેને તે ન્હાની બ્હેન પ્રમાણે ગણતી હતી. તરલાની મામી થોડા દિવસ ઉપર મૃત્યુ પામી હતી ને ત્હેના મામાએ ફરીથી લગ્ન કીધુ હતું નવી મામી કહેતી કે " મ્હારૂં ઘર કાંઇ ભાણેજોને સારૂ નથી " વળી ત્હેની માતાએ પણ પરલોક વાસ કીધો હતો એટલે તેનાથી મ્હોસાળ જવાય એમ પણ ન્હોતુ, આથી હવે જે તરલા તથા મન્યુ શાન્તિ કે સુધાની રહાસુ પણ ન્હોતાં જોતાં, જેમાથી એકની તબીયત નરમ હોય તો પુછવાની પણ દરકાર ન્હોતાં કરતાં, તે બન્ને જણ તરલાની ચાકરી સુધાને ખરા જીગરથી કરતાં જોઇ તથા બીજા ઉપકારો સંભારીને અત્યંત નમ્ર થઇ ગયાં હતાં તેઓ પોતાનાં કૃત્યો સંભારી ઘણોજ પશ્ચાત્તાપ કરતાં, એટલુંજ નહિ, પણ બન્ને જણની પાસે ક્ષણે ક્ષણે ક્ષમા માગતાં મન્યુકુમારે ધીમે ધીમે પોતાની વર્તણુક સુધારવા માંડી ને થોડા દિવસમાં તે પુરેપુરો સુધરી ગયો તેથી ત્હેના શેઠની પણ ત્હેની ઉપર મહેરબાની થઇ ને ત્હેનો પગાર વધારી આપ્યો હવે પહેલાંની માફક તે પૈસો ઉડાવી નાંખતો નહિ, શાન્તિની આવકમાં પણ ઘણોજ વધારો થયો બન્નેએ મળીને પોતાની સઘળી જાગીર છોડાવીને વિનોદરાયને વૃદ્ધાવસ્થામાં સંપૂર્ણ સંતોષ આપ્યો તરલાને પણ હવે બરાબર આરામ થઇ ગયો હતો

હવે આપણે ઘણું કહેવાનુ રહેતુ નથી એક વિશાળ ઘરની મેડીમાં વિનોદરાય બાળકોને ચિત્રો બતાવતા ઉભા છે ત્હેમાં બે બાળકો રમાનાં તથા બે તરલાનાં છે તેઓ કોઇ કોઇ નિર્દોષ પ્રશ્નો પુછી દાદાજીને આનંદ આપે છે " મ્હારા શિવાય આ સર્વેનો કોણ વારસ છે. " એમ પ્રથમ ગર્વથી બોલનાર મન્યુ પોતાના ભત્રીજાને આનંદથી રમાડે છે કુસુમ સુધાની એક ન્હાની કન્યાને આંગળી ઝાલી હીંડતાં શીખવવાનો પ્રયત્ન કરે છે આ સર્વ દેખાવ જોતી રમા હાથમાં ભરવાનુ લઇ એક ખુરશી ઉપર બેઠી હતી ત્હેને ઘણોજ આનંદ થયો ને તે બોલી " પિતાજી ! આજથી થોડાં વર્ષો ઉપર આપણા કુટુંબની આવી ચઢતી થશે એવો ખ્યાલ પણ હતો ? અત્યારે હમારી માતા હોય તો તે કેટલી ખુશી થાય ' " મેડીમાં પ્રવેશ કરતાં આ છેલ્લા શબ્દો સાંભળી, શાન્તિએ જવાબ આપ્યો ' શું કરીએ બ્હેન ! એ કાંઇ આપણા હાથમાં છે ? ઇશ્વરને ગમે તે ખરૂં " એમ વાત ચાલતી હતી ત્યાં સુધા હાથમાં ચ્હા લઇ ઉપર આવી ત્હેણે મન્યુના હાથમાં ચ્હા આપતા હસીને પુછ્યુ ' કેમ ભાઇ હવે તો મ્હારા હાથની ચ્હા ખપશેને, કે તરલા ભાભીને મોકલું ? મન્યુ શરમાઈને હસી પડયો, પણ ત્હેનાથી જવાબ આપી શકાયો નહિ આ જોઇને રમાને પણ હસવુ આવ્યુ ને તે બોલી " તરલા ભાભીને ઉપર તો બોલાવો આજે તો આપણે બધાં સાથેજ ચ્હા પીશુ ગરણ ત્હમારી શાન્તિનુ ફળ આખા કુટુંબને મળ્યુ છે અને પ્રભુએ ત્હમારી સહન શક્તિનો બદલો આપ્યો છે ' તરલાને ઉપર બોલાવી અને સર્વેએ ચ્હા પીધી આમ આનંદથી વાતો કરતાં તેઓ છેક રાત્રે છુટાં પડયાં મન્યુ તથા તરલા ઘણી વખત શાન્તિ અને સુધાને કહેતાં કે ' ત્હમારા અનેક ઉપકારોનો બદલો અમે શી રીતે વાળી શકીશુ ? '

# विद्याकला-वैदक.

## બાલક અને માતા.

લેખક બ્હેન સૌ. કુમુદ પાદરાકર—પાદરા.

ન્હાનાં બાળકોની વ્યવસ્થા કરવી—અને તેને ઉછેરવાં એ કાંઇ રમત વાત નથી. કઇ વખતે તેને શું જોઇએ છે, તેની આપણને પોતાને પણ કેટલીકવાર સમજણ પડતી નથી. જેને ન્હાનાં બાળકોને ઉછેરવાનું કામ કરવાનું છે, તેમણે તો બાળકને કઇ વખતે શુ જોઇશે, તેની બરાબર બારીકીથી સભાળ પૂર્વક કાળજી રાખી તે પ્રમાણે કરવું જોઇએ. બાળકને ઘણું રડવા દેવું જોઈએ નહિ તેમજ બાળક કોઇપણ ચોકસ કારણ વગર કદી પણ રડતું નથી, એમ સમજવું જોઇએ. તે રડે ત્યારે આપણને લાગે કે અમથુંજ બાળક રડે છે, પણ તેમ હોતું નથી.

પ્રત્યેક માતાએ પોતાના બાળકનું બારીક અવલોકન કરવુ જોઇએ. **અને તેને કઈ વખતે શું જોઇએ ને તે ચીજ કઈ નીશાની વડે માંગે છે—અગર તો કઇ બાબત કરતી વખતે શું ચીન્હ બતાવે છે તે બરાબર જોઈ—જાણી-સમજી રાખી તે પ્રમાણે વર્તવું જોઈએ.** એટલે બાળકને તેટલો ત્રાસ ઓછોજ પડશે. બાળકની જરૂરીઆત ન સમજવાથી એમ થાય છે કે—બાળક રડી રડીને હેરાન થાય છે ને—માતા કાળજી કરી કરીને, ગભરાઇ—ગભરાઇને હેરાન થાય છે. બાળકને જોઇએ છે એક ચીજ ને માતા સમજ્યા વિના આપે છે બીજી ચીજ.

એક વખત એક બાળક રાત્રે ઘણુંજ રોવા લાગ્યું. માતાને લાગ્યુ કે મે એને વખતસર પાણી પાયુ છે, ઓરાડ્યું છે, ને હીંચકો નાખ્યું છુ, છતાં આ બાળક કેમ રડે છે ?—કોણ જાણે એને શું થયુ છે ! તેટલામાં બાળક ઘણું જ જોરથી રોવા લાગ્યું. માતાને લાગ્યું કે, તેને ટાઢ વાતી હશે ને ઓઢવાનુ ઓછું પડ્યું હશે. અને તેથી પેટમાં દુખતુ હશે; એમ ધારી તેના પેટ પર વધારે ઓઢાડ્યુ. છતાં બાળક રોતું છાનુ રહે નહિ. તે ઉપરથી તે બાળકના બાપે કહ્યુ કે—“ બાળકને તરસ લાગી હશે. ” તે ઉપરથી તે માતાએ એક ચમચો ભરીને ચ્હા તેના મોંમા રેડી તે છતાં પણ બાળક રોતુ છાનું રહ્યું નહિ. ફરી તે બાળકના પિતાએ કહ્યું કે “ ચ્હાના કરતા તેને પાણી પાઓ. ” પણ બાળકને તરસ લાગી હશે એમ તો માતા માનેજ નહિ. પણ પતિના કહેવાથી ચમચો ભરીને પાણી તે બાળકને પાયું. પછી તુર્તજ તે બાળક રોતુ બંધ રહીને ઉંઘી ગયું.

બીજું એક બાળક ઉન્હાળાના દિવસમાં ઘણુંજ રડવા લાગ્યું માતાએ બન્યા તેટલા ઉપાય કર્યા. પણ બધા વ્યર્થ ગયા. તેવામાં એક પાડોશણ તેને મળવા આવી. તેણે બાળકના રોવાનું કારણ પુછતા—માતાએ કહ્યું કે “ કોણ જાણે—જુવોને મને તો કઇ સમજણ પડતી નથી.” તેણે જોયું કે બાળકને જાડું કપડું પહેરાવ્યું છે તેથી તે રડે છે તુર્તજ તેનું બદન કાઢી નાખ્યું. અને કોકરવરણા પાણીમાં જરાવાર બેસાડીને ઠંડા પાણીથી તેનું શરીર લુછી નાંખ્યું ને મલમલનું બદન તેને પહેરાવ્યું. હવે બાળક આનંદથી રમવા લાગ્યું. કારણ કે તેને જોઇતું હતું તે મળ્યું.

ત્રીજા બાળકની વાત-તેના પગ અકડાઇ ગયેલા હોવાથી તે રડતો હતો. માતાને તે વાત સમજાતાં તેના પગ જરા ગરમ પાણીથી શેક્યા, તેથી તેનું રોવું બંધ થઇ ગયું ને બાળક નાચવા કુદવા લાગ્યું.

એક બાળકને ઝાડો સાફ ન થતો હોવાથી તે રોતું હતું, જ્યારે તેની માતાને કોઇ એ સુચવ્યું કે "તેને એરંડીઉ પાયો." ત્યારે તેની માતાએ તેમ કરતાં સાફ ઝાડો થયો ને તે બાળક રોતું બંધ રહ્યું.

એક બાળકને તેની માતા વખતો વખત ઘણુંજ ખવરાવતી હતી. કારણ એટલું બાળક હતું. છેવટે તેને અપચો થઇ તે બાળક આંકડીથી પીડાવા લાગ્યું ને રાડેરાડ નાંખવા લાગ્યું. માતાએ તેને ઘસારવા ને ઓસડીયાં પાવા માંડયાં પણ નકામું! છેવટે જ્યારે કોઇ તેની સખીએ જણાવ્યું કે "તેને હાલ નિયમસર ખાવાનું આપો ને મોટો થાય ત્યારે ખુબ ખવરાવજો. ઘણું ખાવાથી અપચો થયો છે." આ ઉપરથી વખતસર નિયમિત ખોરાક આપતાંજ બાળક સુખચેનથી રહેવા લાગ્યું.

એક વખતે એક બાળકને (પારણાના) ખોયામાં સુવાડતાં તે મોટી બુમ પાડી ઉઠયું, આથી માતાએ બાળકને પાણી પાયું-ખવરાવવા માંડયું ને ઘણા ઉપાયો કર્યા. પણ ખોયામાં કોણ જુવે? આખરે તેની સાસુએ "એક બે સરસ્વતીઓ" ચોપડાની ખોયામાં પડેલો વીછી બતાવ્યો! ત્યારથી તે બાઇએ કાન પકડયો કે ખોયું ખંખેર્યા વિના બાળકને સુવાડવુ નહિ.

ઉન્હાળામાં બાળક વખતો વખત તરસ્યું થાય તે સ્વાભાવિક છે પણ તે વખતે બાળકને પાણી પાવાનું ઉદ્યોગી માતાઓ ભુલી જાય છે! આથી કરીને અમદાવાદના નગરશેઠ તરફથી આગલા વખતમાં "બાળ ઠ્વો." બાળકને પાણી પાઓ-એવો ઢંઢેરો પીટતાં માણસોને ઉન્હાળામાં ફેરવવામાં આવતાં.

આ ઉપરથી શીખવાનું એટલુંજ કે, બાળક વિના કારણ કદી પણ રડતું હોતું નથી. માટે તે રોવા લાગે કે તુર્તજ, માતાએ ગુસ્સે ન થતાં, અને અકળાયા શિવાય, બારીકાઇથી તેનો તપાસ કરવો. ને તેને શું જોઈએ છીએ, તેનો તપાસ કરવો. અગર ન સમજાય તો પુખ્ત માણસને પુછી લેવું. બાળક, તેનો ખરો ત્રાસ દુર થાય કે તુર્તજ, રોતું રહેવાનુંજ, તે કદી પણ વિસરવું નહિ.

---

**અજ્ઞાનનું પરિણામ:** "થોડા વખત ઉપર બનેલા એક શોકજનક બનાવ ઉપર હું મ્હારી બ્હેનોનું ધ્યાન ખેંચું છું: એક સ્ત્રી, પીયર અને સાસરે મોંઘી, ઉમ્મર ૨૦ વર્ષની, પ્હેલીજ વખત ગર્ભવતી થઇ હતી. પણ અજ્ઞાનતાને લીધે સ્વચ્છંદ આહારવિહારમાં પડી. ઇચ્છામાં આવે તે અત્યંત ખાવું, મરચાં અને અથાણાં, ભજ્યાં અને ભાજીનું તથા ફાવે તેમ ટાઢું અને લુખું ભોજન તથા ગમે તેમ હરવા ફરવાનો શોખ કરવાનું પરિણામ એ આવ્યું કે પ્રસવ વખતે બહુ હેરાન થઇને, તે એક ઠુંઠા-આંધળા-સુકાયલા પુત્રને જન્મ આપી ત્રણ કલાકમાં તે અને પુત્ર મરણ શરણ થયાં હતાં. આવીજ રીતે અજ્ઞાનતામાં ઘણી સ્ત્રીઓ દુઃખ ભોગવી મરણ પામે છે. માટે બીજી સ્ત્રીઓની સાથે શોખ મારવાની લાલચ મૂકી દઇને ગર્ભવતી બાઇઓ ઉપર કહેલા નિયમો પાળશે તો જરૂર સુખી થશે."

—સૌ. સવિતાગૌરી.

# ગર્ભિણી સ્ત્રીએ પાળવાના નિયમો.

સંપાદકઃ બ્હેન સૌ. સવિતાગૌરી શુકલ.—ભરૂચ.

( મ્હારા સ્વામીના એક પત્રમાંથી ઉતારો. )

ગર્ભવતી સ્ત્રીએ જો સારાં, નીરોગી બાળકની માતા થવું હોય તો નીચે જણાવેલા નિયમો પાળવા. આ નિયમો ભગવાન ધન્વંતરીએ આપણા પ્રાચીન વૈદકના " સુશ્રુત " નામના ગ્રંથમાં આપેલા છે.

૧. નિત્ય આનંદ યુક્ત રહેવું. ૨. પવિત્ર રહેવું. ૩. શણગારેલ રહેવું. ૪. સફેદ વસ્ત્રો ધારણ કરવાં. ૫. શાંત કર્મોમાં તત્પર રહેવું. ૬. દેવતાઓના આરાધનમાં તત્પર રહેવું. ૭. બ્રાહ્મણોના આરાધનમાં તત્પર રહેવું. ૮. ગુરૂઓના આરાધનમાં તત્પર રહેવું. ૯. મલીન અંગોવાળાં માણસોનો સ્પર્શ કરવો નહિ. ૧૦. જેઓનાં અંગો વિકારવાળાં હોય તેઓનો સ્પર્શ કરવો નહિ. ૧૧. જેઓનાં અંગો ન્યૂન હોય તેઓનો સ્પર્શ કરવો નહિ. ૧૨. દુર્ગંધ લેવી નહિ. ૧૩. ખરાબ વસ્તુઓ જોવી નહિ. ૧૪. જેનાથી ઉદ્વેગ થાય તેવી વાતો કરવી નહિ. ૧૫. શુષ્ક અન્ન જમવું નહિ ૧૬. પચપચી ગયેલું અન્ન જમવું નહિ. ૧૭. બ્હાર રખડવા નીકળવું નહિ. ૧૮. ઉજ્જડ ઘરમાં જવું નહિ. ૧૯. બંધાયેલાં વૃક્ષો નીચે જવું નહિ. ૨૦. સ્મશાનમાં જવું નહિ. ૨૧. વૃક્ષના આશ્રયમાં રહેવું નહિ. ૨૨. ક્રોધ છોડી દેવો. ૨૩. ભય છોડી દેવો. ૨૪. કજીયાનો તથા લોકોની ગીરદીનો સંસર્ગ કરવો નહિ. ૨૫. બોજો ઉપાડવો નહિ. ૨૬. બોલવાનો કે ઉંચા સ્વરથી ગાવાનો ત્યાગ કરવો. ૨૭. અત્યંત મહેનત કરવી નહિ. ૨૮. વિષય વૃત્તિનો ત્યાગ કરી મનને સંયમમાં રાખી, એ બાબતમાં પવિત્ર રહેવું. ૨૯. ઉપવાસ કરવા નહિ. ૩૦. દિવસે ઊંઘવું નહિ. ૩૧. રાત્રીએ જાગવું નહિ. ૩૨. શોક કરવો નહિ. ૩૩. શરીરનાં અંગો હચમચી જાય એવાં વાહન ઉપર બેસવું નહિ. ૩૪. અત્યંત લાંબી મુસાફરી કરવી નહિ ૩૫. બ્હીક લાગે એવા પ્રસંગોથી દૂર રહેવું. ૩૬. ઊભડક બેસવું નહિ. ૩૭. રૂધિર મોક્ષ કરાવવું નહિ. ૩૮. મળ અને મૂત્રાદિક વેગોને અટકાવી રાખવા નહિ. ૩૯. વારંવાર તૈલનો અભ્યંગ કરવો નહિ. ૪૦. વારંવાર શરીરે સોપ આદી પાઉડરો ઘસવા નહિ. ૪૧. શરીરને શ્રમીત થવા દેવું નહિ. ૪૨. રડવું નહિ ૪૩. સુઈ રહેવાની પથારી પોચી, પ્હોળી, મનને ગમે તેવી, (૪૪) સ્વચ્છ અને પવિત્ર રાખવી. ૪૫. ભોજન પણ મનને ગમે તેવુ લેવું. ત્હેમાં ખાસ કરીને હલકું, સ્નીગ્ધ એટલે ઘી દૂધવાળું અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર લેવું.

આ નિયમો પાળવા મુશ્કેલ નથી. હાલમાં આપણા દેશની સ્ત્રીયો ઘણીજ અજ્ઞાન છે. અને તેથી ગર્ભિણી સ્ત્રીઓ અનિયમિત અને સ્વતંત્ર થઈને ઘણી દુઃખી થઈ રીબાય છે. તેથી આશા છે કે મ્હારી બ્હેનો ઉપર લખેલા નિયમો ધ્યાનમાં રાખશે.

ત્રીજા બાળકની વાત-તેના પગ અકડાઇ ગયેલા હોવાથી તે રડતો હતો. માતાને તે વાત સમજાતાં તેના પગ જરા ગરમ પાણીથી શેક્યા, તેથી તેનું રોવું બંધ થઇ ગયું ને બાળક નાચવા કુદવા લાગ્યું.

એક બાળકને ઝાડો સાફ ન થતો હોવાથી તે રોતું હતું, જ્યારે તેની માતાને કોઇએ સૂચવ્યું કે "તેને એરંડીઉ પાયો." ત્યારે તેની માતાએ તેમ કરતાં સાફ ઝાડો થયો ને તે બાળક રોતું બંધ રહ્યું.

એક બાળકને તેની માતા વખતો વખત ઘણુંજ ખવરાવતી હતી. કારણ એટનું બાળક હતું. છેવટે તેને અપચો થઇ તે બાળક આંકડીથી પીડાવા લાગ્યું ને રાડેરાડ નાખવા લાગ્યું. માતાએ તેને ઘસારવાં ને ઓસડીયાં પાવા માંડયાં પણ નકામું! છેવટે જ્યારે કોઇ તેની સખીએ જણાવ્યું કે "તેને હાલ નિયમસર ખાવાનું આપો ને મોટો થાય ત્યારે ખુબ ખવરાવજો. ઘણું ખાવાથી અપચો થયો છે." આ ઉપરથી વખતસર નિયમિત ખોરાક આપતાંજ બાળક સુખચેનથી રહેવા લાગ્યું.

એક વખતે એક બાળકને (પારણાના) ખોયામાં સુવાડતાં તે મોટી બુમ પાડી ઉઠયું. આથી માતાએ બાળકને પાણી પાયું-ખવરાવવા માંડયું ને ઘણા ઉપાયો કર્યા. પણ ખોયામાં કોણ જુવે? આખરે તેની સાસુએ "એક બે સરસ્વતીઓ" ચોપડાની ખોયામાં પડેલો વીંછી બતાવ્યો! ત્યારથી તે બાઇએ કાન પકડયો કે ખોયું ખંખેર્યાં વિના બાળકને સુવાડવું નહિ.

ઉન્હાળામાં બાળક વખતો વખત તરસ્યું થાય તે સ્વાભાવિક છે પણ તે વખતે બાળકને પાણી પાવાનું ઉદ્યોગી માતાઓ ભુલી જાય છે! આથી કરીને અમદાવાદના નગરશેઠ તરફથી આગલા વખતમાં "બાળ ઢ્રુવો." બાળકને પાણી પાઓ-એવો ઢંઢેરો પીટતાં માણસોને ઉન્હાળામાં ફેરવવામાં આવતાં.

આ ઉપરથી શીખવાનું એટલુંજ કે, બાળક વિના કારણ કદી પણ રડતું હોતું નથી. માટે તે રોવા લાગે કે તુર્તજ, માતાએ ગુસ્સે ન થતાં, અને અકળાયા શિવાય, બારીકાઇથી તેનો તપાસ કરવો. ને તેને શું જોઇએ છીએ, તેનો તપાસ કરવો. અગર ન સમજાય તો પુખ્ત માણસને પુછી લેવું. બાળક, તેનો ખરો ત્રાસ દુર થાય કે તુર્તજ, રોતું રહેવાનુંજ, તે કદી પણ વિસરવું નહિ.

---

**અજ્ઞાનનું પરિણામ:** "થોડા વખત ઉપર બનેલા એક શોકજનક બનાવ ઉપર હું મ્હારી વ્હેનોનું ધ્યાન ખેંચું છું: એક સ્ત્રી, પીયર અને સાસરે મોંઘી, ઉમ્મર ૨૦ વર્ષની, પ્હેલીજ વખત ગર્ભવતી થઇ હતી. પણ અજ્ઞાનતાને લીધે સ્વચ્છંદ આહારવિહારમાં પડી. ઇચ્છામાં આવે તે અત્યંત ખાતું, મરચાં અને અથાણાં, ભજીયાં અને ભાજીનું તથા ફાવે તેમ ટાઢું અને લુખું ભોજન તથા ગમે તેમ હરવા ફરવાનો શોખ કરવાનું પરિણામ એ આવ્યું કે પ્રસવ વખતે બહુ હેરાન થઇને, તે એક ઠુંઠા-આંધળા-સુકાયલા પુત્રને જન્મ આપી ત્રણ કલાકમાં તે અને પુત્ર મરણ શરણ થયાં હતાં. આવીજ રીતે અજ્ઞાનતામાં ઘણી સ્ત્રીયો દુઃખ ભોગવી મરણ પામે છે. માટે બીજી સ્ત્રીઓની સાથે શોખ મારવાની લાલચ મૂકી દઇને ગર્ભવતી બાઇઓ ઉપર કહેલા નિયમો પાળશે તો જરૂર સુખી થશે."

—સૌ. સવિતાગૌરી.

# ગર્ભિણી સ્ત્રીએ પાળવાના નિયમો.

સંપાદક: બ્હેન સૌ. સવિતાગૌરી શુક્લ.—ભરૂચ.

( મ્હારા સ્વામીના એક પત્રમાંથી ઉતારો. )

ગર્ભવતી સ્ત્રીએ જો સારાં, નીરોગી બાળકની માતા થવું હોય તો નીચે જણાવેલા નિયમો પાળવા. આ નિયમો ભગવાન ધન્વંતરીએ આપણા પ્રાચીન વૈદકના " સુશ્રુત " નામના ગ્રંથમાં આપેલા છે.

૧. નિત્ય આનંદ યુક્ત રહેવું. ૨. પવિત્ર રહેવું. ૩. શણગારેલ રહેવું. ૪. સફેદ વસ્ત્રો ધારણ કરવાં. ૫. શાંત કર્મોમાં તત્પર રહેવું. ૬. દેવતાઓના આરાધનમાં તત્પર રહેવું. ૭. બ્રાહ્મણોના આરાધનમાં તત્પર રહેવું. ૮. ગુરૂઓના આરાધનમાં તત્પર રહેવું. ૯. મલીન અંગોવાળાં માણસોનો સ્પર્શ કરવો નહિ. ૧૦. જેઓનાં અંગો વિકારવાળાં હોય તેઓનો સ્પર્શ કરવો નહિ. ૧૧. જેઓનાં અંગો ન્યૂન હોય તેઓનો સ્પર્શ કરવો નહિ. ૧૨. દુર્ગંધ લેવી નહિ. ૧૩. ખરાબ વસ્તુઓ જોવી નહિ. ૧૪. જેનાથી ઉદ્વેગ થાય તેવી વાતો કરવી નહિ. ૧૫. શુષ્ક અન્ન જમવું નહિ. ૧૬. પચપચી ગયેલું અન્ન જમવું નહિ. ૧૭. બ્હાર રખડવા નીકળવું નહિ. ૧૮. ઉજ્જડ ઘરમાં જવું નહિ. ૧૯. બંધાવેલાં વૃક્ષો નીચે જવું નહિ. ૨૦. સ્મશાનમાં જવું નહિ. ૨૧. વૃક્ષના આશ્રયમાં રહેવું નહિ. ૨૨. ક્રોધ છોડી દેવો. ૨૩. ભય છોડી દેવો. ૨૪. કચરાનો તથા લોકોની ગીરદીનો સંસર્ગ કરવો નહિ ૨૫. બોજો ઉપાડવો નહિ. ૨૬. બોલવાનો કે ઉંચા સ્વરથી ગાવાનો ત્યાગ કરવો. ૨૭. અત્યંત મહેનત કરવી નહિ. ૨૮. વિષય વૃત્તિનો ત્યાગ કરી મનને સંયમમાં રાખી, એ બાબતમાં પવિત્ર રહેવું. ૨૯. અપવાસ કરવા નહિ. ૩૦. દિવસે ઊંઘવું નહિ. ૩૧. રાત્રીએ જાગવું નહિ. ૩૨. શોક કરવો નહિ. ૩૩. શરીરનાં અંગો હચમચી જાય એવાં વાહન ઉપર બેસવું નહિ. ૩૪. અત્યંત લાંબી મુસાફરી કરવી નહિ. ૩૫. બ્હીક લાગે એવા પ્રસંગોથી દૂર રહેવું. ૩૬. ઊભડક બેસવુ નહિ. ૩૭. કેશ ખોલાવવી નહિ. ૩૮. મલ અને મૂત્રાદિક વેગોને અટકાવી રાખવા નહિ. ૩૯. વારંવાર તૈલનો અભ્યંગ કરવો નહિ. ૪૦. વારંવાર શરીર લોટ આદી પાઉડરો ઘસવા નહિ. ૪૧. શરીરને શ્રમીત થવા દેવું નહિ. ૪૨. રડવું નહિ ૪૩. સુઇ રહેવાની પથારી પોચી, પ્હોળી, મનને ગમે તેવી, (૪૪) સ્વચ્છ અને પવિત્ર રાખવી. ૪૫. ભોજન પણ મનને ગમે તેવું લેવું. ત્હેમાં ખાસ કરીને હલકું, સ્નીગ્ધ એટલે ઘી દૂધવાળું અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર લેવું.

આ નિયમો પાળવા મુશ્કેલ નથી. હાલમાં આપણા દેશની સ્ત્રીઓ ઘણીજ અજ્ઞાન છે. અને તેથી ગર્ભિણી સ્ત્રીઓ અનિયમિત અને સ્વતંત્ર થઇને ઘણી દુઃખી થઈ રીબાય છે. તેથી આશા છે કે મ્હારી બ્હેનો ઉપર લખેલા નિયમો ધ્યાનમાં રાખશે.

# ધાવતા બાળકને કેમ ઉછેરવું.

સંપાદકઃ બ્હેન સૌ "જયા કુસુમ"–ઝાડેશ્વર.

( મારા પતિના એક લેખ ઉપરથી. )

૧. બચ્ચાંની માએ હમેશાં ગરમ ખીચડી, મગની દાળ, ચોખા, દુધ, ખીર, કાંજી, રોટલી, કેરીનો રસ, તાજી મોળી છાશ, ખીચડી સાથે બાજરીની ઘેંસ અથવા ઠીક પડે તે ( પણ નરમ, ઉનો, સ્નેહવાળો અને સ્વાદવાળો ) ખોરાક આનંદથી લેવો જોઇએ અને તે પેટ ભરી લેવો જોઇએ. એથી ધાવણ ઘણુ આવે છે.

૨. બચ્ચાંની માએ અજીર્ણુ કદી થવા દેવું નહીં. છતાં કદી ભુખ વેઠવી નહીં, બચ્ચું ધાવતું હોય ત્યારે "ગૌત્રાટ" જેવાં વ્રત કરવાં એ બચ્ચાંને ભુખે મારી નાંખવા બરોબર છે.

લુખો, સુકો, ટાઢો, વાસી કે સડેલો [ ઢોકળાં વિગેરે ], બહુ તીખો, ખારો ખાટો કે ગરમ [ તીક્ષ્ણ મરચાં જેવો ] ખોરાક ખાવો નહીં. એવા ખોરાકથી બચ્ચાંને ગરમીના રોગ લાગુ પડે છે.

૩. ક્રોધ કે શોકની લાગણીઓથી દુર રહેવું અને એવી લાગણી થાય ત્યારે બચ્ચાંને ધવરાવવું નહિ. કારણુ કે એ વખતે ધાવણુ બળી જાય છે અથવા તપેલું હોય છે તેથી કાંતો ધાવણુ આવતું નથી કે બચ્ચાંને ઉલટી થાય છે. કદાચ એમાંનું એક નુકશાન ન થાય, તોપણુ બચ્ચાંનો સ્વભાવ એ જાતનો ખરાબ થાય છે.

૪. બચ્ચાંની માને દસ્ત સાફ આવે એવી ખાસ તજવીજ રાખવી. દસ્તની કબજીઆતથી માને "હિસ્ટિરીઆ" [ તાણુ ] અને પ્રદર થાય છે. તેમજ બચ્ચાંને આંચકી થાય છે. તથા ઘણું કરીને "સુકતાન" નો રોગ લાગુ પડે છે.

કબજીઆતવાળી સ્ત્રીઓ રાત્રીએ ત્રીફળા તોલો ॥ ફાકીને ઉપર દુધ પીવું. અથવા કડુ સુરણુ વાલ ૨ થી ૪ સાકર સાથે ફાકીને ઉપર દુધ પીવું, એ સારું છે.

**ધવરાવવાના નિયમો,—**

મનની સ્વસ્થતા સાથે બેસીને થોડીવાર રમાડી એકાદ હેતની બચ્ચી કરીને ઉંઘતું હોય તો જાગ્રત થવા દઇને પૂરાં હેત સાથે ધવરાવવું.

**બચ્ચાં ઉપરનું હેત એ ધાવણ વધારવાની મોટામાં મોટી દવા છે.**

રાતમાં બચ્ચું ઉંઘ્યા કરે અને ધાવ્યાં કરે એ ટેવ બહુ ખરાબ છે. બચ્ચાંને નીમેલે વખતે ધવરાવવું. કોઇવાર ધાવણુ ન આવે તો ધાવણુ નથી આવતું એમ ધારીને બહારનો બાટલીઓનો ખોરાક બને ત્યાં સુધી કદી ન આપવો. માતુંજ ધાવણુ ધવરાવવું એટલે ધાવણુ આવશે. અને માને ધાવણુ નજ આવતું લાગે તો ધાવણુ વધે એવા ઇલાજ લેવા.

જ્યારે બચ્ચાંને ધાવવાની જરૂર હોય છે ત્યારે માને બચ્ચાં ઉપર એક જાતનું વહાલ આવે છે. ધાવણુ દોડતું હોય એવું જણાય છે. કોઇ કોઇવાર તો ધાવણુની સેરોથી પહેરેલું કપડું ભીંજાઇ જાય છે. માથે પાણીનું બેડું લઇને આવતી મા સહીઅરોથી જુદી પડી ઉતાવળી ઘેર આવે છે. આ બચ્ચાંને ધાવવાનો ખરો વખત છે એમ જાણવું.

બચ્ચાંને ધાવણની જરૂર નથી હોતી કે મોઢું સાજું હોય છે તો ધાવણનો થાકડો પડી જાય છે, એટલે ધાવણ આવતું નથી. આવું થાય ત્યારે યોગ્ય ઉપાય કરવા. ગમે તે કારણથી ધાવણ ચઢી ગયું હોય એટલે કે વધારે ભરાઇ ગયું હોય તો પહેલાં કોઈ મોટાં બચ્ચાંને ધવરાવવું અથવા ધાવણ ખેંચવાનો પંપ [ બ્રેસ્ટ રીલીવર ] આવે છે તેથી ધાવણ કાઢી નાંખવું અને તે પછી બચ્ચાંને ધવરાવવું.

હમેશાં ધવરાવતી વખતે પહેલાં છાતીને જરા ગરમ પાણીએ ધોઇ નાંખવી. પછી થોડું દુધ હાથથી કાઢી નાંખવું અને ખીટડી નરમ થયા પછી બચ્ચાંને ધાવવા આપવી.

બચ્ચું હમેશાં જે ભાગ ધાવે છે તેની સામી બાજુ હાથમાં લઇ રમે છે. બચ્ચાંઓની આ ટેવ પોતાને માટે તાજો ખોરાક તૈયાર કરવાને બહુજ જરૂરની છે.

બચ્ચાંના મોઢા ઉપર છેડો ઢાંક્યો હોય તોપણ તે પોતાનું મોઢું ખુલ્લું કરે છે અને માના ચહેરા સામું જોઇ હસે છે. આના બે હેતુ છે. ૧. ધાવતી વખતે તેનો શ્વાસ મુંઝાય છે અને બીજું એવી રીતે માની સામું જોઇને હસવાથી માનું તેના ઉપર હેત વધે છે અને તેથી ધાવણ વધારે મળે છે.

ઉપરની સુચનાઓ તરફ ધ્યાન રાખી, પછી " **શતાવરી** " ની યાદ કરવી. એટલે માને ધાવણની ખોટ કોઇ દિવસ જણાશે નહિ

" **શતાવરી** " બજારમાં ગાંધીને ત્યાં મળે છે તે જરા ખોખરી કરીને વાપરવી.

**વાપરવાની રીતઃ—**

શતાવરી તોલો ૦||, પાણી શેર ૦|, દુધ શેર ૦||, આ બધું એકઠું કરીને ચુલે મુકી ગરમ કરતાં પાણી બળી જાય એટલે ઉતારી કપડે ગાળી તેમાં સાકર નાંખી, તે પી જવું. ધાવણ વધરનારી આથી બીજી ઉત્તમ દવા એક પણ નથી.

---

**બાળકનું પોષણ:**

છોકરું રડે એટલે તેને ધવડાવવું એમ કરવાથી છોકરું અને મા બન્નેને નુકશાન થાય છે. બાળક કાંઇ હમેશા ભૂખથી રડતાં નથી. કેટલીક વખત પેટ ભરાયું હોય અને પછી પણ તેને ધવડાવ ધવડાવ કરે તો તેથી પણ તે રડે છે. તાપ અથવા શરદીથી પણ તે રડવા માંડે છે, કાંઇ ખુંચતું હોય કે બીજું કાંઇ દરદ થતું હોય ત્યારે પણ તે રડવાનું શરૂ કરે છે. કેટલાંક બૈરાં એમ માને છે કે છોકરાંને ઠાંસી ઠાંસીને ખવાડયું હોય તો તે મજબુત થાય છે; પણ તેથી તો તે ઉલટાં દુર્બળ થાય છે. એમ કર્યાથી, અપચો, ઉલટી, પેટનો બરાવો અને મરડો થાય છે, અને તેથી હજારો બાળક મરી જાય છે નિયમ એટલો રાખવો કે છોકરું ધાવતું અટકે એટલે તેને પછી ધવડાવવું નહીં. છોકરું ધાવતું અટકે એટલે એનો અર્થ એટલોજ કે તેનું પેટ ભરાયું છે. પણ કોઇ કોઇ વાર પેટમા વાયુ ભરાયો હોય ત્યારે પણ છોકરું ધાવતું નથી. એ યાદ રાખવું. પેટપૂર ધાવણ માને આવતું ન હોય તો થોડું થોડું ગાયનું દુધ પણ બાળકને આપવું. ગાયનું દુધ આપવાનો વખત ખાસ કરીને રાતનો રાખવો. તબીયત સારી હોય ત્યાં સુધી તો માએ પોતેજ ધવડાવીને બાળકનું પોષણ કરવું આથી મા અને છોકરું બન્નેને ફાયદો થાય છે. બન્ને આરોગ્ય રહે છે.

—દોલતરામ પંડિત કૃત ' છોકરાંઓની આરોગ્યતા. '

બીજું ફુલ જોડતી વખતે જે પહેલું ફુલ જોડયું હોય, તેની જોડેનાં ઝીણાં ચાર ફુલ સાથે તેના ઝીણાં ચાર ફુલ જોડવાં. અને વચમાંના ફુલ સાથે ઝીણાં ફુલનાં બે ચોકઠાં સાથે જોડેના ફુલનાં બે ચોકઠાં જોડવાં.

એવી રીતે ત્રીજું, ચોથું, અને પાંચમું, એટલાં ફુલો બીજા ફુલની રીત પ્રમાણે જોડી દેવાં.

છઠ્ઠું ફુલ જોડવાની રીત એમ કે—વચ્ચેનાં ફુલની બે પાંખડી સાથે તે ફુલની બે પાંખડી જોડવી અને આસપાસના બે ફુલની સાથે ચાર ચાર પાંખડી જોડવી એટલે સાત ફુલનો એક મોટો રૂમાલ બનશે.

ઉપરની રીત પ્રમાણે ઓગણીસ ફુલનો રૂમાલ કરવા હશે, તો તે પણ ઉપર પ્રમાણે કર્યેથી થશે.

૨.

લેખક:—" એક બ્હેન. "—અમદાવાદ.

## ૨. દોરાનું પાકીટ:—

**જોઇતો સામાન:**—એક બાટલી રંગનો લીલો અથવા ગમે તે રંગનો દડો, અંકોડી (આંકડી) અને એક ધોળું છીપનું બટન.

**હેન્ડલ:**- બાસઠ સાંકળી ગુંથો. ત્રણ સાંકળીમાં બબ્બે આંટાના દાણા (એટલે લીગીસ) કરો. બે સાંકળી લો અને સાથેની સાંકળીમાં એક આંટા વિનાનો દાણો ગુંથો. ફરીથી ત્રણ બે આંટાના દાણા ગુંથો. બે સાંકળી લો અને સાથેની સાંકળીમાં આંટા વિનાનો દાણો ગુંથો. એ પ્રમાણે ફેર પુરો કરો. ફેરવી નાખો અને બે સાંકળીની જે જાળી પડી છે, ત્હેમાં ત્રણ બે આંટાના દાણા ગુંથો. બે સાંકળી લઇ એજ જાળીમાં આંટા વિનાનો દાણો ગુંથો એ પ્રમાણે ફેર પુરો કરો. હવે ફેરવી નાખીને એજ પ્રમાણે ત્રીજો ફેર કરો.

**પાકીટ:**—ગુંથવા સારૂ બત્રીસ સાંકળી ગુંથો. અને તે સાંકળી હેન્ડલ (પાકીટ પકડવાનું) ના બીજા છેડા સાથે મેળવી લો. બીજી ત્રણ સાંકળી ગુંથી, કડાના બીજા ફેર સાથે મેળવી લો. હવે ફેરવી નાખો અને દરેક સાંકળીમાં બે આંટાના દાણા ગુંથી લો. તે છેક કડાના ત્રીજા ફેર સાથે મેળવી લેવા. હવે ફેરવી નાખીને ત્રણ બે આંટાના દાણા લો અને બે સાંકળી કરી સાથેના જ દાણામાં આંટા વિનાનો દાણો લો. એ પ્રમાણે ફેર પુરો કરો. ફેરવી નાંખીને બે સાંકળીની જાળીમાં બે આંટાના ત્રણ દાણા કરો. બે સાંકળી લો ને એમાંજ આંટા વિના નાખો. એ પ્રમાણે ફેર પુરો કરો એવા ચાળીસ ફેર કરો. પછી એને બેવડું વાળી બન્ને બાજુએ આંટા વિનાના દાણાથી શીવી લો. હવે લીગીસ છે, તેની વચ્ચે દોરો સાધો. બાર સાંકળી લો. બે લીગીસ મુકી, ત્રીજીમાં આંટા વિનાના દાણાથી શીવીને તોડી નાંખો. એની સ્હામેજ ચોકઠા ઉપર બટન ટાંકો. એ બીડવાથી પાકીટ બંધ થશે.

---

# પાકશાસ્ત્ર.

૧.

લેખકઃ બ્હેન સૌ. "આર્યભગિની"—મુંબઈ.

## ૧. કેળાંની કેળવાઇઃ—

અડધો ડઝન (૭) વસઇગરાં પાકાં કેળાંને છાલ સાથે એક બાટલી પાણીમાં બાફી છોલીને ઘુંટી નાંખવાં—અથવા તો કેળાંને બાફ્યા વગર તેની ઉભી ચીરો કરી થોડાં ઘીમાં અધકચરાં તળીને ઘુટી નાંખવાં. પછી તેના ચપટા ગોળાવાળી અડધો શેર ઘીમાં લાલ તળવા. જોઇયે તો ગોળાઓને કોડીયાં જેવા પોલા કરી તેમાં તળેલી અથવા સાદી બદામ, દરાખ અને ખસખસ ભરી, ગોળાવાળી દઇ ઘીમાં તળવા. બદામ દરાખ અને ખસખસને બદલે ખુશી પડે તો પટેટા [ બટાટા ] બાફી છુંદીને તેનો માવો અથવા તો પટેટાની બારીક સળીઓ ભરીને પછી તળી નાંખવા. કેળવઇમાં દુધનો માવો, જામ, જેલી અથવા મુરબ્બાની નાની સળીઓ કાપીને પણ ભરાય છે.

## ૨. કેળાંની પાનકીઃ—

અડધો ડઝન કાચાં કેળાં છોલીને છુંદવાં અને તેમાં પા રતલ દહી, અડધો તોલો નીમક [ મીઠું ] અને ૭ આનીભાર જીરૂં અને ત્રણ રૂપીઆભાર ઘી એકરસ કરવું. પછી લોઢી પર કેળનું પાતરૂં મુકી તે ઉપર ઉપલી મેળવણીમાંથી થોડી લઇ પાથરવી અને પાછું ઉપર કેળનું પાતરૂં ઢાંકી, તેની ઉપર ઢાંકણું ઉંધુ વાળવું. અને બન્ને પડ બારીક આંચે ચડવા દેવાં. બાકી રહેલા ખીરા [ મેળવણી ] ની પણ એજ પ્રમાણે પાનકી બનાવવી.

## ૩. કેળાંની પુરીઃ—

અડધો ડઝન વસઇગરાં કાચાં કેળાંના બબ્બે કટકા કરી પાણીમાં બાફી છાલ કહાડી નાખી ઘુંટીને આટા જેવાં બારીક કરવાં. પછી તેના જોળા વાળી એક ગોળો લઇ તેની પુરીઓ વણવી અને ૧૦ તોલા ઘીમાં તળવી. પુરી મીઠી ખાવી હોય તો દસ તોલા ખાંડ ઉપર ભભરાવવી. કેળાંનો બનાવેલો આટો બજારમાં મળે છે. તે જોઇયે તો વેચાતો લઇ ઘઉંની પુરી માફક પુરી બનાવવી. કેળાંની પુરી વણ્યા પછી ચોંટી જાય છે માટે તેને હાથે નહીં પણ તવેથાવડે ઉખેડવી.

## ૪. કેળાંની ફરસી પુરીઃ—

ઉપર કેળાંની પુરીમાં બતાવ્યા પ્રમાણે કરવી, તદુપરાંત એટલોજ કે અડધો તોલો મીઠું, એક તોલો ધાણાજીરૂં અને મરી, તથા એક જુડી બારીક સમારેલી કોથમીર, કેળાંના બાફેલા કટકાને ઘુંટતી વખતે ખાંડ ન લેતાં તેની સાથે ભેળવવી.

### ૫. પટેટાની પુરીઃ—

એક રતલ પટેટાને બે બાટલી પાણીમાં બાફીને છોલી નાંખવા અને તેને ઘુંટીને નરમ કરી તેમાં એક તોલો મીઠું, અડધો તોલો મરી, એક ઝુડી સમારેલી કોથમીર, અને અડધો તોલો બારીક વાટેલું જીરૂં, નાંખી એકરસ કરી ફરી ઘુંટવું. પછી એક તોલા ઘીમાં તેને મેળવી તેના ગોળા વાળવા. અને એકેક લઇ ચોખાના આટામાં ગમગાવી તેની પુરીઓ વણવી અને ૨૦ તોલા ઘીમાં લાલ થાય એવી રીતે તળી કાઢવી.

---

૨.

લેખકઃ બ્હેન સૌ. નીલકેશી મેહ.—નાગપુર.

### ૬. અનારસાઃ—

જરૂરની ચીજો. ૧ શેર ચોખા.
૧ „ બુરૂ ખાંડ.
૧ „ ઘી.
નવટાંક—ખસખસ.
અર્ધો તોલો—ઇલાયચી.

એક શેર ચોખાને પાણીમાં ધોવા. પછી ત્રણ દિવસ સુધી તપેલીમાં પાણીમાં નાખીને ઢાંકી મુકવા, તે દરમિયાન દરરોજ સવારે પાણી બદલી નાંખવું. ત્રીજે દિવસે સવારમાં ચોખાને હાથ લગાડયા શિવાય ધોવા. ને પછી સાફ જમીન ઉપર પાથરી દેવા. સહેજ ભીના હોય ત્યારે વાટવાં. વાટવાથી તે લોટ લોટ થઈ જશે. પછી તેમાં એક શેર બુરૂ ખાંડ નાંખીને ફરીથી તે બધું વાટવું. તેથી એ મેળવણી કણુક જેવી થશે. પછી તેને એક રાત ઢાંકી રાખવી. બીજે દિવસે સવારમાં તેમાં એલચી નાંખીને રોટલીના લુવા જેવડો લુવો લઇ તેની એક બાજુ ખસખસમાં દબાવવી અને ચપટો થાય એટલે ઘીમાં તળવા મુકવો. ખસખસવાળું પડ ઉપર રાખવું. આથી તેમાં જાળી જેવું પડશે.
આજ રીતે ગોળનાં પણ થાય છે.

---

૩.

લેખકઃ "એક બ્હેન." —પેટલાદ.

### ૭. ચણાના લોટની સેવઃ—

ચણાનો લોટ શેર એક લઇ, તેમાં ખારો પાપડીઓ દોઢથી બે રૂપિયાભાર, તથા મીઠું, હીંગ, હળદર, અને મરચાં જરૂર પ્રમાણે નાંખવાં. તેને ચાર સાડાચાર રૂપિયાભાર ઉના તેલનું મોણ દેવું. પછી એ લોટને દુધથી, કેળના પાણીથી, અગર પાણીથી બાંધવો. બહુ ઢીલો નહી તેમ બહુ કઠણ નહી; સાધારણ રાખવો. સેવના ઝારા, જેવી સેવ ઝીણી પાડવી હોય તેવા મળી શકે છે. કઢાઇયામાં તેલ મુકયું હોય તેને બરાબર ચવા દેવું. જો

ઉતાવળ કરવામાં આવે છે તો તેલ ઉભરાઇ જાય છે. ઝારા પર સહજ પાણીવાળો હાથ ફેરવી તેના પર કણેકને થોડા ભારથી ફેરવવી જેથી નીચેના તેલમાં સેવ પડશે. તે તૈયાર થાય તેમ તેમ અંદરથી કહાડી લેવી. તેને માટે બીજી ઝારી વાપરવી. (જેને ખાટી કરવી હોય તે લોટ બાંધતી વખતે અંદર લીંબુ નીચોવે છે અને તેથી સ્વાદમાં સેવ સારી થાય છે. )

## ૮. ચણાના લોટના ગાંઠીયાઃ—

ચણાનો લોટ શેર એક લઇ, તેમાં ખારો પાપડીઓ ( સોડા નહીં ) બેથી અઢી રૂપિયાભાર, અને અજમો તથા મીઠું નાખી, ( મરચાં નાંખવાં હોય તો નંખાય છે પણ તળતી વખતે નબળી છાતીવાળાને ઉધરસ થઇ આવવાનો ભય રહે છે ) તે લોટને ખૂબ ઉના થયેલા તેલનું મોણ દેવું. તેલ આશરે ૭ સાત રૂપિયાભાર લેવું. પછી તે તૈયાર થયેલા લોટને મધ્યમ કઠણ બાંધવો. તે પછી કઢાઇઆમાં ખૂબ ગરમ કરેલા તેલની ઉપર ગાંઠીયા પાડવાનો મ્હોટા વ્હે ( કાંણાનો ) ઝારો ધરી, બાંધેલી કણેકને ઝારાપર ઘસવી. તેથી ગાંઠીયા તેલમાં પડશે કદાચ ઝારાને વળગી રહેતો તવેથાવડે છુટા પાડી નાંખવા. તે તળાઇને વચ્ચેથી ફાટી ગયા જેવા થઇને ઉપર તરશે તેને બીજા ઝારાવડે કાઢી લેવા. જો કણેક ઢીલી રહી હશે તો વચ્ચેથી ફાટશે નહીં. તેમ બરાબર પોચા પણ નહી થાય. ( ગાંઠીયા બનાવવાના ઝારા કાઠીયાવાડ તરફ ઘણા સારા મળે છે. )

૪.

લેખકઃ " એક બ્હેન. " —અમદાવાદ.

## ૯. બાખરવડીઃ—

એક શેર ચણાનો ઝીણો લોટ લઇ ત્હેમાં એક ચમચો મીઠું, અડધી ચમચી મરચું, એક ચમચો ધાણાજીરૂ, તથા લગાર હળદર અને થોડી હીંગ નાંખવી. પછી તેને સ્હેજ ( તેલનું ) મોણ દઇ, દુધથી બહુ નરમ નહિ તેમજ બહુ સખત પણ નહિ, એવી કણેક બાંધવી.

પછી એક કોપરાની કાચલીનું ખમણ કરવું, અને તેમાં થોડા સારા ધોયેલા તલ, નવટાંક આદુ અને એટલાંજ લીલાં મરચાંની ઝીણી કરચો કરી નાંખવી આ સર્વેને લગાર તેલ મુકી સાંતળી નાંખવું. પછી કોથમીરની ચાર પણી સારી ધોઇ ઝીણી સમારી એમાં નાંખવી. અને જરા મીઠાશ આવે એટલી ઝીણી ખાંડ તથા થોડું મીઠું નાખી, આ સર્વેને સારી પેઠે મેળવી દેવું.

પછી પેલી કણેકમાંથી ન્હાના ન્હાના લુવા કરી, એની પાતળી રોટલી વણવી. અને એક રોટલી લઇ, તેની ઉપર કોપરૂં વિગેરેનો મેળવી મુકેલો મસાલો તેના ઉપર ચારે તરફ પાથરવો. પછી એની ઉપર બીજી રોટલી મુકી ફરી મસાલો પાથરવો. એવી રીતે ત્રણ રોટલી ઉપરા ઉપરી મુકવી. પછી જેવી રીતે પાંદડા ( અળવીનાં પાંનરાં ) નાં ભજીયાં કરવાને તેના વાટા વાળીએ છીએ, એવી રીતે વાટાવાળી ભજીયાં જેવા કડકા કરી, તેલમાં તળી નાંખવા. મીઠું, મરચું વિગેરે આપણે જોઇએ તે પ્રમાણે યોગ્ય ફેરફાર કરી લેવું.

### ૧૦. ખ[illegible]ણ ઢોકળાં:—

એક શેર ચણાની દાળ સારી ઝાટકી, વીણી, પહેલે દિવસે રાત્રે પલાળી મુકવી પછી બીજે દિવસે તેને સારી ધોઇ નાંખી, એક ધોએલા સફાઇદાર પથ્થર ઉપર ઝીણી વાટવી. એમાં એક ચમચો મીઠું, લગાર હીંગ, તથા આદુ મરચાં ( જોઇએ તે પ્રમાણમાં ) વાટીને નાંખવાં. પછી એક તપેલામા સુવે પાણીનું અધરણ મુકી તે સારી પેઠે ઉકળવા દેવુ. તપેલા ઉપર ઉંધી બરોબર બેસ્તી આવે એવી થાળી લેવી, ત્હેમાં પેલી ચણાની દાળ વિગેરે વાટી તૈયાર કરેલું છે, તેમાથી થોડુંક લઇ, એ થાળીમાં બહુ જાડું નહીં તેમ બહુ પાતળું પણ નહીં, એવું પાથરવું. પછી પેલા અધરણના તપેલા ઉપર તે થાળી ઉંધી મુકી એને વરાળથી સારી પેઠે શીજવા દેવું. શીજી રહે એટલે એના તવેથાથી ઝીણા ઝીણા કટકા કરવા. આ પ્રમાણે સર્વ થઇ રહે એટલે એક કલાઇવાળા તપેલામાં સારી પેઠે તેલ મુકી એમાં રાઇ, મેથી, આખાં મરચાં તથા હીગનો વઘાર મુકી, વઘાર તૈયાર થાય એટલે પેલા કટકા અંદર નાંખી દેવા પછી એક લીલા નાળીએરનું ખમણ આદુ, મરચાં તથા કોથમીર અંદર નાંખવાં. અને જે પ્રમાણે ખટાશ જોઇતી હોય તેટલી આંમલી અને ગોળ નાંખવા. પછી એમાં મીઠું, મરચું તથા ધાણાજીરૂ, વિગેરે મસાલો નાંખી, તેને સારી પેઠે ઉકાળવું બહુ જાડું ન કરવું.

### ૧૧. ખાંડના શક્કરપારા:—

એક શેર ઝીણો મેદો લેવો. ત્હેમાં નવટાંક ઘીનું મોણ દેવું. પછી દોઢ પાશેર ઝીણી ખાંડ લઇ, ત્હેને થોડા દુધમાં ઓગાળવી. અને એમાં જરાક દહીં નાંખી, એનાથી લોટ બાંધવો. પછી એના ન્હાના ન્હાના લુવા કરી પાતળી રોટલીઓ વણવી. પછી એક રોટલી ઉપર સારી પેઠે ઘી ચોપડી, એની ઉપર બીજી મુકવી. તે ઉપર વળી ઘી ચોપડી ત્રીજી મુકવી. એ પ્રમાણે પાંચ ૭ રોટલીઓ મુકી એને સારી પેઠે દબાવી લગાર વણીને સજ્જડ કરી દેવી. પછી એના તવેથાથી ગોળ પાપડી જેવા કડકા કરી, ઘીમા તળી નાંખવા લોટ જેમ વધારે કેળવેલો હશે અને રોટલીની સંખ્યા વધારે હશે, તેમ પાંદડી સારી પડશે અને શક્કરપારા પોચા પણ વધારે થશે.

### ૧૨. સાબુચોખાનો પાપડો:—

[illegible]ને તેને સારી પેઠે ધોઇ નાંખવા. પછી એક વાડકો
[illegible]વાડકા ભરીને પાણી લેવું. ત્હેમાં ૧ ચમચી મીઠું
[illegible]સારી પેઠે ઉકાળવું. પછી એ બધું એકરસ થઇ જરા
[illegible] પતરાંમાં તેલ ચોપડી ચમચાવડે થોડું થોડું મુકવું.
[illegible]સરીને પાપડી જેવુ થશે. ઉકાળતી વખતે હલા-
[illegible]। પડી જશે અને બીરૂં બહુ જાડું અથવા પાતળું

# વિવિધ વિહાર.

## નાગર જ્ઞાતિના રીતરિવાજ.

### [ ભાવનગરમાં લગ્ન તથા જનોઇના શુભ પ્રસંગો. ]

લેખકઃ બ્હેન્ શ્રી "મધુરી."

૧.

**સગપણઃ**

અમારી જ્ઞાતિમાં ઘણું કરીને માઘ માસમાં અથવા વૈશાખ માસમાં ઘણું કરીને દર વર્ષે લગ્ન આવે છે. આ વર્ષે અમારા નજદીકનાં સગાંમાં પણ લગ્ન હતાં. આ લગ્ન વખતે ઘણું કરીને સગપણ ઘણાં થાય છે. આપણે ત્યાં કન્યા અવતરે ત્યારથીજ સૌને એમ હોય છે કે હવે તેને જેમ બને તેમ સારે ઠેકાણે અને સારો પતિ મળે ત્યાં દેવી. જો કે સારૂં મળવું કે નહિ તે તો દૈવ આધીન છે. પરતુ માબાપની ફરજ છે કે તેણે પોતાની દીકરી માટે પૈસાના લોભમાં તણાઇ ન જતાં પ્રથમ સારો વર અને પછી ઘર જોવું. આવે વખતે પુત્રીને ખપના યોગ્ય વરોને નજરમાં રાખે છે અને પછી અરસપરસ વાતો ચલાવી નક્કી કરી મ્હોટેરાઓનો અથવા સલાહ પૂછવા લાયક ગણાતાં માણસોનો મત પૂછી, એ કાર્ય સીદ્ધ કરાય છે. જો મન ગમતું અને સારૂં ઠેકાણું હોય તો તો સગપણ તુરતજ થાય છે. એ નક્કી થયા પછી કન્યાવાળાં વરવાળાને ત્યાં કન્યા દેવા જાય છે તેમનો યોગ્ય સતકાર કર્યા પછી જે કન્યા જે વરની સાથે જોડવાની હોય, તેનું નામ લઈ તે કન્યા અપાય છે. પછી એટલે "વાગ્દાન" થયું કહેવાય છે. તે પછી કન્યાવાળા વરને કુંકુમનો ચાંડલો ( ચાંલ્લો ) કરી, વરને શુકનનો ગોળ ખવરાવી,–કન્યાવાળા તરફથી ઘરનું અને વરનું યોગ્ય વીવેચન થાય છે. તે પછી કન્યાવાળાને વરવાળા તરફથી આ શુભ પ્રસંગની વધામણીમાં યથાશક્તિ રૂપીઆ તથા સાકર આપી વીદાય *કરવામાં આવે છે. તે દિવસને એક શુભ દિવસ ગણી બન્ને ઘેર કંસારનું જમણ થાય* છે. યોગ્ય વયની કન્યા હોય તો તેનાં લગ્ન તુરતજ કરવામાં આવે છે, અને લગ્ન થયા પ્હેલાં કન્યાને વરવાળા તરફથી એક દિવસ જમવા તેડે છે, તે વખતે તેને વય પ્રમાણે વરવાળા તરફથી અમર ( અંબર )નું ઓરણું અથવા સાડી ઓઢાડે છે.

૨

**ઉપનયનઃ—**

અમારે ત્યારે લગ્ન પ્રસંગના અનુસંધાનમાં એક જનોઈનો પણ શુભ પ્રસંગ હતો, જોશીએ આપેલા મુહૂર્ત પ્રમાણે એક શુભ દિવસે મંડપ ( મુહૂર્ત ) મુરત અને નાન્દી શ્રાધ કર્યું, આ શુભ પ્રસંગમાં સગાં સ્નેહીઓને જમવાનું આમંત્રણ આપવાનું આજથી શરૂ થાય છે. આ મંડપ મૂરતનાં શુભ દિવસે શુકનમાં શ્રેષ્ટ ગણાતો કંસાર જમણમાં મુખ્ય ગણાય છે. તેથી તેજ હોય છે. અને ખરૂં કહું તો જમણવારનો ખરચ પણ અમારે ત્યાં

બહુ થાય છે. એટલે જમણુ ઘણું ખરૂં ખામી વિનાનુ હોય છે. ઉપનયન ( જનોઇ ) સરકાર કરવાનાં અગાઉનાં દિવસે મોસાળપક્ષ તરફથી " જળવાસણ " એટલે કે, પીઠી બેરાંઓ, સગાં, સ્નેહીઓ, ગાતાં ગાતાં લાવે છે અને આમાં મુખ્ય ભાગ મામી અને માશી પૂર્ણ ઉત્સાહથી લે છે. અને ત્યારપછી બીજા દિવસથી જનોઇ આપવાની ક્રિયા શરૂ થાય છે.

જનોઇને દિવસે જનોઇ આપનાર અને જનોઇ લેનાર ઉપવાસ કરે છે. બ્રાહ્મણ ધર્મમાં આવતા પ્હેલાંની જે ક્રિયા કરવી જોઇએ, તે ક્રિયા કર્યા પછી તેને એટલે કે જનોઇ લેનારને-[ હાલમાં તો માત્ર દેખાવમાં- ] " બ્રહ્મચારી " બનાવી ગાયત્રી મંત્રનો ઉપદેશ આપે છે. પછી મોસાળ તરફથી આવવાની ભીક્ષા પ્હેલાં પ્રસગને અનુસરતાં કીમતી વસ્ત્રો પ્હેરાવી તથા ઘરેણાં ઘાલી હાથમાં દંડ આપે છે. એટલે એ કહેવાતો " બ્રહ્મચારી " બટવો થઇ બેસે છે. સાંજને વખતે તેના મામા વીગેરે મોસાળું લઈ આવે છે. પવિત્ર ગણાતા કાંસાના થાળમાં પીતળનાં કાશીયા અથવા કડછીવડે પાંચ મગજના લાડુ, રૂપીયા સહીત, મામી ભાણેજને પોતાની શક્તિ પ્રમાણે એકાદ સોનાનાં ઘરેણાં સહીત આપે છે. અને ત્યારપછી એ બ્રહ્મચારીજીને ભણવા મોકલવાની તૈયારી માટે સ્ત્રી તથા પુરૂષ વર્ગમાંથી સગાં સ્નેહીને આમંત્રણ કરવા નીકળી પડે છે બધાં એકઠાં થયા પછી બેન્ડ ( વાજાં ) નાં સુંદર સરોદો વચ્ચે તથા " ફ્રીટસન લાઇટ " [ બીમાપતી દીવા ]નાં અજવાળામાં બ્રહ્મચારીજીનો બટવો બૈરાંઓના ગીત સાથે ભણવાને માટે નીકળી પડે છે. ચાર શેરી ભેગી થતી હોય ત્યાં આગળ બધા ઉભાં રહે છે, અને આચમન લીધા પછી તથા પૂજન કરી બ્રહ્મચારીજી કાશીએ ભણવા દોડી જાય છે ! પરન્તુ હાલ તો ઠેકાણે ઠેકાણે ભણવાનાં સાધન થવાથી મામા પાછા પકડી લાવે છે. અને ગાજતે વાજતે ઘર તરફ બધાં પાછાં વળે છે. તે રાત્રે બ્રાહ્મણોને યથાશક્તિ ભોજન કરાવી દક્ષીણા આપી સંતોષવામાં આવે છે. આ પ્રસંગે જો ઘરમાં કુળદેવીનું સ્થાન હોય તો માતા માંડવાં પડે છે, અને તેનુ સ્થાપન કરવા અગાઉ તથા મંડપ મુરતને દિવસે કુંભારના ચાકની પ્રથમ પૂજા કરવી પડે છે. માતાનુ સ્થાપન નવ દિવસ હોય છે અને તે નવે દિવસ ફરતાં ફરતાં ભોજન થાય છે.

## લગ્ન સમારંભ:

હું જે પ્રસગનું ખાસ વર્ણન કરવાની છું, તે લગ્નનો છે. લગનમાં ઝાઝો મત કન્યાવાળાનો હોય છે. તેમને આ પ્રસગ બહુ ભારે હોવાથી આતી ઉમંગથી તેને શોભાવવા માટે મહા યત્ન કરે લગ્ન કરવાનું નક્કી થયા પછી એક સારો દિવસ જોઇ કન્યાવાળાં શુકનના દાણા મગાવે છે. સગાં સ્નેહીઓને એકઠાં કરીને તે વીણવાનું પ્રથમ શરૂ કરે છે. તથા પાપડ, શેવ, વડી, કુરેરી, વીગેરે પદાર્થો પૂર્ણ હોંશે વહેવાઇયોનો સત્કાર કરવાને અર્થે સારી રીતે તૈયાર કરે છે. તે પ્રમાણે અમારે ત્યાં પણ તે પ્રસંગને યોગ્ય બધી તૈયારીઓ થઇ.

ત્યારપછી કન્યાને માટે જોણું અથવા ઓધનમાં આપવાનું કાપડ લેવાનુ શરૂ થયુ એક સારા દિવસે ગામના મ્હોટા કાપડના વેપારીઓને તેડાવ્યા આવે

કાપડ. પ્રસગે હમેશાં બને છે તેમ વેપારીઓ સપી જાય છે, અને પોતાને મન ગમતા કાપડનાં ભાવો લે છે. હમે એક સારી જોઇને કન્યાને

ઓઢાડવાની સાડી તથા તેનાં પોલકાં વીગેરે માટે આશરે ત્રણુસેં ક રૂપીયાનું કાપડ લઈ નાંખ્યું. અને ઘરને માટે પણ થોડુંક કાપડ ખરીદ્યું.

કાંઠલો.

ત્યાર પછી કન્યાને કાંઠલો બાંધવા જવાની તૈયારી થઈ. સવાશેર કંકુ, ૫ શ્રીફળના ચોફા, તથા સાકરનો થાળ વીગેરે સાથે લઈ ગાતાં ગાતાં અમે કન્યાનો કાંઠલો બાંધવાને ગયાં. વખત રાત્રીનો હતો. દીવાઓ પુષ્કળ હતા. સગાંઓ પણ ઘણાં હતાં. અને સાજન પણ બહુ હતું. કન્યાના માંડવે અમને આવકાર મળ્યો. કન્યાને પાટલા ઉપર બેસાડી અને તેનાં સાસુ સામાં બેઠાં. ઘરમાં વીલાયતી દીવા હતા અને તેનો પ્રકાશ પણ પુષ્કળ હતો. પણ રિવાજ પ્રમાણે કન્યા પાસે તો ઘીનો દીવો દીવીમાં ખાસ કર્યો હતો. આ દીવો બધે ઠેકાણે કરવાનો ચાલ છે. ત્યાર પછી સાસુએ કન્યાને કપાળે કંકુની પીળ કરી, અને અમારાં ભાભીને એટલે કે કન્યાને કીંમતી સાડી ઓઢાડી, તેર ગદીયાણા સોનું તથા રૂપું અને ખાવાપીવાનાં મળી સોએક રૂપીયા આપ્યા. કાકા, મામા, માશી, ફોઇ, બ્હેન, ભાઇ, બધાંએ અમારાં ભાભીને એકેક ગદીયાણો સોનું આપ્યું. વ્હેવાણે અમને સાકરનાં ગળ્યાં પાણી, એલચીનાં સુગંધી પાણી, અને બરફનાં ઠંડાં પાણી પાવામાં અને વાપરવામાં ઉદાર જીવ રાખ્યો હતો. ધાણા, વરીઆળી, એલચી, લવીંગ, તજ, સોપારીનો ભુકો અને પાન આપી અમારાં માન વધાર્યાં અને વિદાય કરતી વખતે ગુલાબજળ. સેંટ, અને અત્તરનો તો વરસાદ વરસાવ્યો. પછી અમે ગાતાં ગાતાં ઘેર પહોંચ્યાં.

## બીજે દિવસ:

બીજે દિવસે લગ્ન હતું. લગ્નનો સમય સાંજનો હતો. એટલે સવારમાં સૌને વ્હેલાં જમવાનું હતું. જમવાનું પતી ગયા પછી અમારે ત્યાંથી અમારાં સગાં સ્નેહીને, આ શુભ પ્રસંગ વધારે શોભીતો કરવા માટે, અમે આમંત્રણ કરવા નીકળી પડયાં.

અખોખો.

હું આમંત્રણ કરીને ઘેર આવી, એટલામાં તો અખોખો એટલે કે કન્યાપક્ષવાળા તરફથી જમાઇને પોતાનો કરી લેવાનું આમંત્રણ બૈરાંઓ ગાજતે વાજતે લઈ આવ્યાં. આમાં કન્યાદાન દેનાર તે વખતે પીતાંબર પ્હેરે છે, શાલ ઓઢે છે, અને માથે પાઘડી પહેરે છે, તથા હાથમાં દુધ, પાણી, મધ, દહીં અને ઘીનું બનાવેલું પવીત્ર પંચામૃત એક ઝારીમાં નાંખીને હાથમાં રાખે છે. પ્રથમ કન્યાદાન દેનાર જમાઇને તેનું આચમન આપે છે. ત્યાર પછી રૂપીયા વતી જમાઇને ૫ વખત ખાંડ ખવરાવે છે. એ તેને બ્રહ્મચર્ય અવસ્થામાંથી ગૃહસ્થાશ્રમમાં આવવાનું તે ચીન્હ હોય એમ ગોરના બોલેલા મંત્ર ઉપરથી જણવામાં આવે છે. કાકા, મામા અને પિતાને પણ તે આચમન આપે છે. અને પછી માન સહીત તેઓ તેને ઘેર વિદાય થાય છે.

જોલું પહેલું.

ત્યાર પછી અમે અમારાં કુટુંબી સાથે કન્યાને જોલું પ્હેરાવવા જવા માટે વાજતે ગાજતે ચાલ્યાં. કન્યાને ઘેર જઇ, તેને પીઠી ચોળી, પોલકાના ૫ કટકા અને ચણીયા ઓઢણાંનાં તથા ખાવાપીવાનાં મળી ૮૩ રૂપીયા તથા ચોપન ગદીયાણા સોનું અને ૧૫૦ તોલા રૂપું આપ્યું અમારે

હતા, અને કન્યાને તથા વરને અરસપરસ એક બીજાનાં માથામાં તેલ નાંખવાનું, માથું ઓળવાનું, આંખ આંજવાનું, પાન સોપારી ખવરાવવાનું, નામ લેવાનું, અરસપરસ જોવાનું કહેતાં હતાં. આ બધી વિધિ પૂર્ણ થયા પછી વરકન્યા ચોરીમાં જઇને બેસે છે, ત્યાં મંગળ ફેરા ફેરવી અગ્ની સમક્ષ એક બીજાને વફાદાર રહેવાને પ્રતીજ્ઞા લેવરાવી સજ્જા હોમ કરી લગ્ન વિધિ પરીપૂર્ણ કરે છે.

**લગ્નવિધિ.**

પછી વરકન્યા દેવમન્દિરમાં દર્શન કરી વાજતે ગાજતે ઘર તરફ જાય છે. પોતાનાં વડીલોને સર્વેને પગે લાગે છે, અને કન્યાને શુકનનો ગોળ ખવરાવી, મ્હા પીવરાવી, ઘેર વિદાય કરે છે. અને કન્યાદાન લેનાર વર ઉપવાસી હોવાથી જમવા બેસે છે.

**વિદાય.**

બીજે દિવસથી કન્યાનું માથું ગુંથવા તથા વર કોળીયાકોળ ભરાવા પોતાનાં સગાં સાથે કન્યાને ઘેર જાય છે. પહેલે દિવસે વરની મા રીસાય છે, અને તેને એક ન્હાની રકમ આપી કન્યાની માતા મનાવી લાવે છે. પછી કન્યાનું માથું ગુંથે છે અને કન્યાવાળાં વરને ટીલુ કરે છે. મ્હાપાણી, પાન સોપારીનો યોગ્ય સત્કાર થયા પછી સૌ ઘેર જાય છે.

**કોળીયાકોલ.**

અને તે દિવસથી વ્હેવાઇયોનાં જમણ શરૂ થયાં કહેવાય છે. અનેક વખત જમવા પધારવાનું કહેણું મોકલ્યા પછી બપોરે બે ત્રણ વાગ્યાના સુમારે વ્હેવાઇયો જમવા પધારે છે. અમારે ત્યાં પણ તેમજ થયું. ત્રણેક વાગે અમે જમવા ગયા. રંગોળી પુરી હતી. અનેક પ્રકારનાં છાપાંઓ પાડયાં હતાં. પાટલાઓની હાર મંડાઇ હતી, અને ન્હાઇને પીતાંબર પહેરી, તથા રૂપાના કળશો લઇ, જમવા બેઠાં. કન્યાથી ચાર દિવસ સુધી ન્હાઇ શકાતું નથી; વાઘુવસ્ત્ર તથા મલમલના કબજા સહીત તે જમી શકે છે. પુરૂષવર્ગ તથા સ્ત્રીવર્ગ સાથે જમવા બેઠાં, ત્રણ ચાર જાતનાં શાક, એકાદ બે કઢોળ, તથા બીજી અનેક વાનીઓ કરવામાં આવી હતી. જમીને અમે સૌ ઘેર ગયાં. રસોઇનાં વખાણ થયાં. જમણ ત્રણ દિવસ સુધી ચાલે છે. ત્રીજું અથવા છેલ્લું જમણ માંડવસોર અથવા મંડપ સૌર્યનું હતું. વરકન્યાને પાસે બેસાડી અરસપરસ એક બીજાને કંસારના કોળીયાકોલ ભરાવે છે, અને કન્યાને તે દિવસે વરના કાકા, મામા, માશી, ફોઇ, બેન, વગેરે તરફથી રૂપીઆ આપવામાં આવે છે. છેલ્લું જમણ અને તે પણ વળી માંડવસોરનું, એટલે તે ઉત્તમ બનાવવા માટે પુષ્કળ મહેનત લેવામાં આવી હતી, દુધપાક અને ટોપરાની ઘારી, ૫-૭ પ્રકારનાં શાક, આખા બટેટા, રીંગણાંની ચીરી, બે ત્રણ પ્રકારનાં કઢોળ, અનેક જાતનાં અથાણાં, રાયતાં, રાબડી, પાપડ, ગાંઠીઆ, શેવ, વડી, ફુરેરી, અને ચોખાના પાપડ, વીગેરે, વીગેરે, અનેક ચીજો હતી. આવા સત્કાર માટે ખુબ વખાણ થયાં. રસોઇ માટે ઘણી પ્રશંસા કરી કેસરીઆં દુધ વડે મ્હડાં ફેરાયાં, અને પછી અમે ઘેર ગયાં.

**જમણ.**

**માંડવસોર.**

લગ્નનો ચોથો દિવસ એ છેલ્લો દિવસ હતો. વરકન્યાને ન્હવરાવવાને ગયાં, વરને ન્હવરાવી પીતાંબર પહેરાવવામાં આવ્યું કન્યાને ન્હવરાવી પાનેતર પ્હેરાવ્યું, અને તે દિવસે કન્યાને સાસરેથી એક કામદાનીનો સાળુ અને કમખો આવેલો તે કમખો તેને પ્હેરાવ્યો. સાંજે વાજતે ગાજતે

**પહેરામણી.**

તે પહેરામણી પહેરવા ગયાં. વરને વરવાથો, એટલે કે રેશમીકોરનું એક સારૂં ધોતીયું, કામદાનીનું થાન, શેલું, પાઘડી, અને છેવટે જીકથી ભરેલા મખમલના જોડા પણ મળ્યા. કાકા, કાકી, મામા, મામી, અને માશી સર્વને પહેરામણીની રીત પ્રમાણે ચીર અને પીતાંબર મળ્યાં. વરકન્યા ચોરીમાં બેઠાં, છેવટનો શાન્તિહોમ થયો. એકીબેકી રમ્યાં, અને ચાચર પૂજી સર્વ વડીલ વર્ગને પગે લાગ્યાં.

ફુલ દડા- મોભપૂજન રૂપિયાનીમુઠી.

પછી અધિક છેડાછેડી સહીત ફુલ દડે રમવાને માટે ગાડીમાં બેઠાં, બેંડ ત્રાંસાં વીગેરે, વીગેરે વાજીંત્રો સાથે, વરકન્યા ગામમાં ફરી ફુલ દડે રમી ઘેર ઉતર્યાં. વરની માતાએ આવી વરવધુ ઉપરથી પાણીનો કળશો ઉતાર્યો, અને વરવધુ ઘરમાં આવી સૌને પગે લાગ્યાં. પ્રથમ વરે પોતાની પત્નીને તેડીને મોભ પૂજાવ્યો, સસરાએ રૂપીયાની કોથળી ઉઘાડી રખાવી વહુ પાસે મુંઠી ભરાવી રૂપીયા લેવરાવ્યા. અને કન્યાએ સાસુનું પૂજન કર્યું. લગ્ન પૂર્ણ થયાં કન્યા તેને ઘેર ગઇ.

દસૈયાં.

અમારામાં આણું વાળ્યા પહેલાં મધુ રજની થઇ શકતી નથી. સારે દિવસે લગ્ન નીમીત્તે ૫-૧૫ બ્રાહ્મણો જમાડી, સેંચી ઓઢાડી, મ્હારા ભાઇને તેને સાસરેથી વળાવ્યાની પાઘડી બધાવી, મંડપ છુટ્યા. અને આ શુભ કાર્ય નીર્વિઘ્ને પૂરૂં થયું, તે માટે પ્રભુનો આભાર માની હરદાસની કથા કરાવી, અમે વહુને દસૈયાં ચરાવ્યાં. એટલે ફરતાં ફરતાં જમણ કર્યાં અને વહુનાં માન વધાર્યાં. દસૈયાં ચરી રહ્યાં એટલે વહુને લુગડું આપી ઘેર વિદાય કરી મ્હારા ભાઇનું લગ્ન પુરૂં થયુ. સૌને ત્યાં આવા આનન્દ ને ઉમંગમાંજ તેમનાં શુભ કાર્યો પૂર્ણ થાઓ, એ પ્રભુને પ્રાર્થના છે.

---

# પ્રિયની જન્મગાંઠને દિવસે.

લેખકઃ બ્હેન સૌ. કનુબ્હેન.-વડોદરા.

(તોટક.)

તુજ "વર્ષ નવું" સુખ શાન્તિ અને  પ્રભુ ગાન મહીં વિરમોજ સખે।
તુજ કાર્ય સહુ પરમાર્થી હજો,  પ્રભુને ગમતાં, મનને રૂચજોઃ

પ્રિય બાન્ધુતણાં હિતમાંહિ સદા,  તુજ હર્ષ સહુ મળી રૂહોજ બધાઃ
પ્રિય હિન્દ તણું હિત ચિંતવવા  તુજ ઉર રહો નિત તત્પરતા.

તુજ જીવન કેરૂં પ્રયાણ, સખે ।  નિષ્કંટક ને બનજો સહુળેઃ
વિભુ ! યાચક છુ, દીન બાલક હું,  "નવું વર્ષ" થજો પ્રિયનું રૂડું ।

---